॥ ओ३म् ॥

# સત્યાર્થ પ્રકાશ

(વેદાદિ વિવિધ સચ્છાસ્ત્રોનાં પ્રમાણોથી યુક્ત)

શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય
શ્રીમદ્ દયાનન્દ સરસ્વતી સ્વામિ-વિરચિતઃ

: પ્રકાશક :
આર્યસમાજ
મહર્ષિ દયાનન્દ માર્ગ, રાયપુર દરવાજા બહાર,
અમદાવાદ-૩૮૦૦૨૨

- સત્યાર્થ પ્રકાશ

(સત્યાર્થ પ્રકાશ : મૂળ હિન્દી ગ્રન્થનો ગુજરાતી અનુવાદ)
અનુવાદક : પં. મંછાશંકર જયશંકર ત્રિવેદી


- પ્રકાશક :

**રતનપ્રકાશ અં. ગુપ્તા**
પ્રમુખ, આર્યસમાજ,
મહર્ષિ દયાનંદ માર્ગ, રાયપુર દરવાજા બહાર,
અમદાવાદ-૩૮૦૦૨૨ (ટે.નં. ૨૧૪૩૬૫૩)


## વિક્રય–કેન્દ્ર

- આર્યસમાજ, મહર્ષિ દયાનન્દ માર્ગ, રાયપુર દરવાજા બહાર,અમદાવાદ-૨૨
- ચરોતર પ્રદેશ આર્યસમાજ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧
- આર્યસમાજ-સૈજપુરબોઘા, અમદાવાદ
- આર્યસમાજ, લુણસાવાડા, જૂનાવાડજ, અમદાવાદ.
- આર્યસમાજ, મહર્ષિ દયાનન્દ માર્ગ, હાથીખાના, રાજકોટ
- આર્યસમાજ, મહર્ષિ દયાનન્દ માર્ગ, પોરબંદર
- આર્યસમાજ, મામાકોઠા રોડ, ભાવનગર
- આર્યસમાજ, લખધીરવાસ, મોરબી
- આર્યસમાજ, ભાલેજ, પાટણ, વડોદરા, ભૂજ, નાખત્રાણા, કછોલી, વિસનગર, ગાંધીનગર, જૂનાગઢ, ગાંધીધામ, સૂરત, ભરૂચ વગેરે શાખાઓમાં ઉપલબ્ધ
- આર્ય વન વિકાસ ફાર્મ ટ્રસ્ટ, મુ. રોજડ, પો. સાગપુર, જિ. સાબરકાંઠા


**સંસ્કરણ : સત્તરમું** **પ્રતિ - ૫૦૦૦**

**વિક્રમાબ્દ : ૨૦૫૪**

**મૂલ્ય : રૂ. ૬૦/- (અંકે સાઠ પૂરા)**

લેશર કમ્પોઝ : કિરીટ હરજીભાઈ પટેલ, ક્રિષ્ના ગ્રાફિક્સ, ૯૬૬, નારણપુરા જૂના ગામ, અમદાવાદ-૧૩. ફોન : ૭૪૮૪૩૯૩

# પ્રકાશકીય

આર્યસમાજના પ્રવર્તક અને ગુજરાતના પનોતા પુત્ર મહર્ષિ દયાનન્દ સરસ્વતી કૃત અમર ગ્રંથ 'સત્યાર્થપ્રકાશ'ના ગુજરાતી અનુવાદનું આ અભિનવ સંસ્કરણ આપના હાથમાં મૂકતાં હર્ષ અનુભવીએ છીએ.

આ સંસ્કરણની પ્રમુખ બે વિશેષતાઓ છે. એક તો એ કે આમાં અગાઉના સંસ્કરણોમાં રહી જવા પામેલી ક્ષતિઓ અને ઉણપોને કાળજીપૂર્વક સુધારી લેવામાં આવી છે; અને બીજી એ કે આમાં ચૌદમા સમુલ્લાસનો, કે જેમાં યવનમત સમીક્ષા છે, ગુજરાતી અનુવાદ પણ પ્રસ્તુત કરવામાં આવ્યો છે.

સત્યાર્થ પ્રકાશના મૂળ આદર્શ હિન્દી સંસ્કરણોની સાથે આ ગુજરાતી અનુવાદને શબ્દશઃ મેળવી લેવાનું ભારે દુષ્કર કાર્ય ઋષિભક્ત **પ્રો. દયાલભાઈ આર્ય** (ટંકારા નિવાસી)એ સંપન્ન કર્યું છે; અને ચૌદમા સમુલ્લાસના ગુજરાતી અનુવાદનું વિદ્વત્તાપૂર્ણ કાર્ય **ડૉ. કમલેશકુમાર છ. શાસ્ત્રી** (અમદાવાદ)એ સમ્પન્ન કર્યું છે. આ બન્ને મહાનુભાવોનો આ તબક્કે અન્તઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આ ગ્રંથને મૂળ હિન્દીમાંથી ગુજરાતી ભાષામાં લઈ આવનાર પૂર્વસૂરીઓ (સ્વ.) **પં. શ્રી મંછાશંકર જયશંકર ત્રિવેદી**, (સ્વ.) **પં. શ્રી મયાશંકર શર્મા**, દર્શનાચાર્ય અને **ડૉ. દિલીપસિંહ વેદાલંકાર** (વડોદરા)નું પણ આ પ્રસંગે પૂજ્યભાવે સ્મરણ કરીએ છીએ.

મહર્ષિ દયાનન્દ સરસ્વતીના અવસાન બાદ તેમણે લખેલા ગ્રન્થોનું પ્રકાશન, સ્વામીજીએ સ્થાપેલી પરોપકારિણી સભા, કેસરગંજ, અજમેર(રાજસ્થાન) કરે છે. આ સભાના સૂચન મુજબ મહર્ષિના ગ્રન્થો ગુજરાતી ભાષામાં છપાય, તે માટે પ્રયત્ન ચાલતો હતો, ત્યાં જ અમારી આ આર્યસમાજ, મહર્ષિ દયાનન્દ માર્ગ, રાયપુર દરવાજા બહાર, અમદાવાદ-૨૨ની અન્તરંગ સભાએ ઠરાવ્યું કે મહર્ષિ દયાનન્દ સરસ્વતી કૃત બધા જ ગ્રન્થોનો ગુજરાતી અનુવાદ પ્રકાશિત કરી, ગુજરાતની જનતાને ઉપલબ્ધ કરાવવો. આ માટેનું એક ભંડોળ પણ ઊભું કરવામાં આવ્યું છે. જેમાં અમદાવાદના અનેક ગણમાન્ય મહાનુભાવોનો સહયોગ પ્રાપ્ત થયો છે; અને આપ સૌનો પણ સહકાર મળી રહેશે, એવી આશા છે.

પ્રસ્તુત સંસ્કરણનું પ્રકાશન આ ભંડોળમાંથી થઈ રહ્યું છે; અને નજીકના જ ભવિષ્યમાં મહર્ષિના અન્ય ગ્રન્થોનો પણ ગુજરાતી અનુવાદ ઉપલબ્ધ કરાવી શકીશું.

વિનીત

શ્રાવણી પર્વ '૨૦૫૪
અમદાવાદ

રતનપ્રકાશ અં. ગુપ્તા (પ્રધાન)
સુરેશચંદ્ર બં. અગ્રવાલ (મન્ત્રી)

# વાચકોને

મહર્ષિ દયાનન્દ સરસ્વતી રચિત ગ્રન્થોમાં 'સત્યાર્થ પ્રકાશ' એ એક અમરકૃતિ છે. મહર્ષિ દયાનન્દના કાશી-નિવાસ કાળમાં (સન્ ૧૮૭૪માં) તેઓના પરમ ભક્ત રાજા જયકિશનદાસ કે જેઓ ડેપ્યુટી કલેક્ટર હતા; તેમની પ્રેરણા, ઇચ્છા અને વિનંતીથી સત્યાર્થપ્રકાશના પ્રથમસંસ્કરણની રચના કરવામાં આવી હતી. આ સંસ્કરણમાં આરંભના દસ સમુલ્લાસનો જ સમાવેશ થયો હતો.

એ પછી મહર્ષિ દયાનન્દ સરસ્વતીએ સંશોધન અને પરિવર્ધન સાથે મહારાણાજીના ઉદેપુર (રાજસ્થાન)માં 'નવલખા મહલ' ગુલાબ બાગમાં બેસી એની પુનઃ રચના કરી અને દ્વિતીય (સને ૧૮૮૩) સંસ્કરણને માન્ય તથા પ્રમાણિત કર્યું; જે સત્યાર્થ પ્રકાશની તેમણે લખેલી 'ભૂમિકા' પરથી સ્પષ્ટ છે.

**ગુર્જર ભાષાન્તર :** સત્યાર્થપ્રકાશના પ્રથમ ગુજરાતી ભાષાન્તર કર્તા પં. મંછાશંકર જયશંકર ત્રિવેદી હતા. આ પ્રથમ આવૃત્તિ (૧૦૦૦ પ્રત)નું પ્રકાશન સને. ૧૯૦૪માં મહર્ષિ દયાનંદ સરસ્વતીની ઉત્તરાધિકારિણી એવી પરોપકારિણી સભા, અજમેર (રાજ.) દ્વારા થયેલું.

ત્યાર બાદ બીજી આવૃત્તિ(૩૦૦૦ પ્રત)નું પ્રકાશનકાર્ય એકાદ દશક સુધી સ્થગિત રહ્યું. ફરી કોઈ કારણસર પં. મયાશંકરજી શર્મા- દર્શનાચાર્ય દ્વારા અનુવાદ કરાવીને મુંબઈ પ્રાન્તિય આર્ય પ્રતિનિધિ સભા તરફથી સને ૧૯૧૫માં પ્રકટ કરવામાં આવ્યું. એ પછી જે સંસ્કરણો પ્રકાશિત થતાં રહ્યાં તેમની વિગતો આ મુજબ છે.

| આવૃત્તિ | વર્ષ(ઇ.સન) | નકલો | આવૃત્તિ | વર્ષ(ઇ.સન) | નકલો |
|---|---|---|---|---|---|
| ત્રીજી | ૧૯૨૬ | ૩૦૦૦ | દશમી | ૧૯૭૨ | ૨૩૦૦ |
| ચોથી | ૧૯૨૯ | ૧૦૦૦ | અગિયારમી | ૧૯૭૫ | ૧૦,૦૦૦ |
| પાંચમી | ૧૯૨૮ | ૫૦૦૦ | બારમી | ૧૯૭૬ | ૫૦૦૦ |
| છઠ્ઠી | ૧૯૩૮ | ૨૦,૦૦૦ | તેરમી | ૧૯૮૪ | ૧૦,૦૦૦ |
| સાતમી | ૧૯૩૮ | ૧૦૦૦ | ચૌદમી | ૧૯૯૪ | ૫૦૦૦ |
| આઠમી | ૧૯૪૮ | ૨૦૦૦ | પંદરમી | ૧૯૯૭ | ૩૦૦૦ |
| નવમી | ૧૯૫૩ | ૯૦૦૦ | સોળમી | ૧૯૯૮ | ૩૦૦૦ |

આમ સોળમી આવૃત્તિ સુધી ૭૮,૩૦૦ કુલ નકલો આ ગ્રન્થના ગુજરાતી અનુવાદની પ્રકટ થઈ ચૂકી છે. આ સત્તરમી આવૃત્તિ (પ્રત-૫૦૦૦) છપાય છે.

આ આવૃત્તિ શુદ્ધરૂપમાં પ્રકાશન પામે તે માટે ઋષિ દયાનન્દે ઉદયપુરમાં લખેલ અને સન્ ૧૮૮૩માં પ્રથમ પ્રકાશિત સત્યાર્થ પ્રકાશની ફોટો પ્રિન્ટ નકલ તથા તેના પરથી પં. સુદર્શનદેવજી સંપાદિત-આર્ષ સાહિત્ય પ્રચાર ટ્રસ્ટ- દિલ્લી પ્રકાશિત સંસ્કરણનો આધાર લીધેલ છે. તેમાં જ્યાં જ્યાં સન્દેહ જણાયો ત્યાં ત્યાં અન્ય પ્રકાશનો જેવાં કે સ્વામી વેદાનન્દ તીર્થ (સ્થૂલાક્ષરી), સ્વામી ઓમાનંદજી દ્વારા પ્રકાશિત (તામ્રપત્રી), પં. ભગવદત્તજી; પં.યુધિષ્ઠિરજી મીમાંસક સંપાદિત સંસ્કરણો તથા પરોપકારિણી સભાના પાંત્રીસમા સંસ્કરણ વગેરેનો સહયોગ લીધો છે.

ગ્રન્થના બાહ્ય સ્વરૂપની વિશેષતા જોવામાં આવે તો સ્વતઃ પ્રમાણ વેદમન્ત્રો મોટા ટાઇપમાં અને પરતઃ પ્રમાણ એવા મનુ વગેરેના વાક્યો એથી નાના ટાઇપમાં આકર્ષક રૂપે મૂકેલ છે.

સંપાદન-સંશોધનના મહાકાર્યમાં માનુષસહજ પ્રમાદના કારણે કોઈ ક્ષતિ રહી જવા પામી હોય, તો તે માટે ક્ષમાપ્રાર્થીએ છીએ અને એ તરફ અમારું ધ્યાન દોરવા વિનંતી કરીએ છીએ.

ઋષિતર્પણ પર્વ
શ્રાવણી૨૦૫૪

વિનયાવનત
*દયાલ આર્ય (ટંકારા)*
*કમલેશકુમાર છ. શાસ્ત્રી*
*(અમદાવાદ)*

# વિષય સૂચિ

(પૂર્વાર્દ્ધ સમાપ્ત)

-: ઉત્તરાર્દ્ધ :-



ઉત્તરાર્દ્ધ સંપૂર્ણ

॥ ओ३म् सच्चिदानन्देश्वराय नमो नमः ॥

# ભૂમિકા

જે સમયે મેં આ સત્યાર્થ-પ્રકાશ ગ્રંથ બનાવ્યો હતો, તે સમયે અને તેની પૂર્વે સંસ્કૃતમાં ભાષણ કરવાથી, પઠન-પાઠનમાં સંસ્કૃત જ બોલવાના અને જન્મભૂમિની ભાષા ગુજરાતી હોવાના કારણે મને આ ભાષાનું વિશેષ પરિજ્ઞાન ન હતું, એથી ભાષા અશુદ્ધ બની ગઈ હતી. હવે ભાષા બોલવા અને લખવાનો અભ્યાસ થઈ ગયો છે. એટલા માટે આ ગ્રંથને વ્યાકરણ અનુસાર શુદ્ધ કરી બીજી વાર છપાવ્યો છે. કોઈ-કોઈ સ્થળે શબ્દ-વાક્ય રચનાનો ફેરફાર કર્યો છે, તે કરવો ઉચિત હતો. કારણકે એવો ફેરફાર કર્યા વિના ભાષાની પરિપાટી સુધરવી મુશ્કેલ હતી. પરંતુ અર્થમાં ફેરફાર કરવામાં આવ્યો નથી. પરંતુ વિશેષ લખવામાં આવેલ છે. હા, જે પ્રથમ છાપવામાં કોઈ સ્થળે ભૂલ રહી ગઈ હતી તે કાઢીને, સુધારીને બરાબર ઠીક કરવામાં આવી છે.

આ ગ્રંથ ૧૪ ચૌદ સમુલ્લાસ અર્થાત્ ચૌદ વિભાગોમાં રચવામાં આવ્યો છે. એમાં ૧૦ દશ સમુલ્લાસ પૂર્વાર્દ્ધ અને ચાર સમુલ્લાસ ઉત્તરાર્દ્ધ છે. પરંતુ અન્તના બે સમુલ્લાસ અને પશ્ચાત્ સ્વસિદ્ધાંત પ્રથમ કોઈ કારણથી છાપી શકાયા ન હતા, તે પણ હવે છપાવી દીધા છે.

(૧) પ્રથમ સમુલ્લાસમાં ઈશ્વરનાં ઓંકારાદિ નામોની વ્યાખ્યા.

(૨) દ્વિતીય સમુલ્લાસમાં સંતાનોની શિક્ષા.

(૩) તૃતીય સમુલ્લાસમાં બ્રહ્મચર્ય, પઠન-પાઠન વ્યવસ્થા, સત્યાસત્ય ગ્રંથોનાં નામો અને ભણવા-ભણાવવાની રીતિ.

(૪) ચતુર્થ સમુલ્લાસમાં વિવાહ અને ગૃહસ્થાશ્રમનો વ્યવહાર.

(૫) પાંચમા સમુલ્લાસમાં વાનપ્રસ્થ અને સંન્યાસનો વિધિ.

(૬) છઠ્ઠા સમુલ્લાસમાં રાજધર્મ.

(૭) સાતમા સમુલ્લાસમાં વેદ-ઈશ્વર વિષય.

(૮) આઠમા સમુલ્લાસમાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય.

(૯) નવમા સમુલ્લાસમાં વિદ્યા, અવિદ્યા, બંધ અને મોક્ષની વ્યાખ્યા.

(૧૦) દશમા સમુલ્લાસમાં આચાર, અનાચાર અને ભક્ષ્યાભક્ષ્ય વિષય.

(૧૧) અગિયારમા સમુલ્લાસમાં આર્યાવર્તીય મત-મતાંતરોના ખંડન-મંડનનો વિષય.

(૧૨) બારમા સમુલ્લાસમાં ચારવાક, બૌદ્ધ અને જૈનમતનો વિષય.

(૧૩) તેરમા સમુલ્લાસમાં ઈસાઈ મતનો વિષય.

(૧૪) ચૌદમા સમુલ્લાસમાં મુસલમાનોના મતનો વિષય અને ચૌદમા સમુલ્લાસના અન્તમાં આર્યોના સનાતન વેદવિહિત મતની વિશેષતઃ વ્યાખ્યા લખી છે, જેને હું પણ યથાવત્ માનું છું.

આ ગ્રંથ રચવાનું મારું મુખ્ય પ્રયોજન સત્ય-સત્ય અર્થનો પ્રકાશ કરવાનું છે. અર્થાત્ જે સત્ય છે તેને સત્ય, અને જે મિથ્યા છે તેને મિથ્યા જ પ્રતિપાદન કરવું, એને જ સત્ય અર્થનો પ્રકાશ સમજું છું. સત્યના સ્થાનમાં અસત્ય અને અસત્યના સ્થાનમાં સત્યનો પ્રકાશ કરવામાં આવે તેને સત્ય કહેવાતું નથી. પરંતુ જે પદાર્થ જેવો હોય તેને તેવો જ કહેવો, લખવો અને માનવો એ 'સત્ય' કહેવાય છે.

જે મનુષ્ય પક્ષપાતી હોય છે તે પોતાના અસત્યને પણ સત્ય અને બીજા વિરોધી મતવાળાના સત્યને પણ અસત્ય સિદ્ધ કરવામાં પ્રવૃત્ત થાય છે. એટલા માટે તે સત્ય મતને પ્રાપ્ત થઈ શકતો નથી. એટલા માટે વિદ્વાન્ આપ્તોનું એ જ મુખ્ય કામ છે કે ઉપદેશ અથવા લેખ દ્વારા સર્વ મનુષ્યોની સામે સત્યાસત્યનું સ્વરૂપ સમર્પિત કરી દે. પશ્ચાત્ તેઓ સ્વયં પોતાનું હિતાહિત સમજીને સત્યાર્થનું ગ્રહણ અને મિથ્યાર્થનો પરિત્યાગ કરી સદા આનંદમાં રહે.

મનુષ્યનો આત્મા સત્યાસત્યને જાણવાવાળો છે. તેમ છતાં પોતાના પ્રયોજનની સિદ્ધિ, હઠ, દુરાગ્રહ અને અવિદ્યાદિ દોષોના કારણે સત્યને છોડી અસત્ય તરફ વળી જાય છે. પરંતુ આ ગ્રંથમાં એવી વાત નથી રાખી; અને કોઈનું મન દુઃખાવવા કે કોઈની હાનિ કરવાનું તાત્પર્ય નથી. પરંતુ જેથી મનુષ્ય જાતિની ઉન્નતિ અને ઉપકાર થાય, મનુષ્ય લોકો સત્યાસત્યને જાણીને સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ કરે. કારણ કે સત્ય ઉપદેશ વિના મનુષ્ય જાતિની ઉન્નતિનું કોઈ પણ કારણ નથી.

આ ગ્રંથમાં જો કોઈ-કોઈ સ્થળે ભૂલ-ચૂકથી અથવા સંશોધન તથા છાપવામાં ભૂલ-ચૂક રહી જાય, તેને જાણવા-જણાવવાથી જેમ તે સત્ય હશે તેમ તે કરવામાં આવશે. અને જો કોઈ પક્ષપાતથી અન્યથા ખંડન-મંડન કરશે, તેના પર ધ્યાન આપવામાં આવશે નહીં. હા, જો તે મનુષ્યમાત્રનો હિતૈષી બનીને કાંઈ જણાવશે તો તેને સત્ય-સત્ય સમજ્યા પછી તેનો મત સંગૃહીત કરવામાં આવશે.

જો કે આજકાલ પ્રત્યેક મતમાં ઘણા વિદ્વાનો છે. તેઓ પક્ષપાત છોડી, સર્વતંત્ર સિદ્ધાંત અર્થાત્ જે-જે વાતો સર્વને અનુકૂળ, સર્વમાં સત્ય છે તેનું ગ્રહણ, અને જે એક-બીજાથી વિરુદ્ધ વાતો છે તેનો ત્યાગ કરી પરસ્પર પ્રીતિથી વર્તે-વર્તાવે તો જગતનું પૂર્ણ હિત થાય. કારણ કે વિદ્વાનોના વિરોધથી અવિદ્વાનોમાં વિરોધ વધીને અનેકવિધ દુઃખની વૃદ્ધિ અને સુખની હાનિ થાય છે. એ હાનિ કે જે સ્વાર્થી મનુષ્યોને પ્રિય છે. તેણે સર્વ મનુષ્યોને દુઃખસાગરમાં ડુબાડી દીધા છે. એમાંથી જે કોઈ સાર્વજનિક હિતને લક્ષ્યમાં રાખીને પ્રવૃત્ત થાય છે, તેની સામે સ્વાર્થી લોકો પોતાનો વિરોધ કરવામાં તત્પર થઈ અનેક પ્રકારના વિઘ્નો કરે છે. પરંતુ :-

**"सत्यमेव जयते नानृतं सत्येन पन्था विततो देवयानः"** ॥

અર્થાત્ સર્વદા સત્યનો વિજય અને અસત્યનો પરાજય, અને સત્યથી જ વિદ્વાનોનો માર્ગ વિસ્તૃત થાય છે. આ દૃઢ નિશ્ચયના આલંબનથી આપ્ત લોકો પરોપકાર કરવાથી ઉદાસીન થઈ કદી સત્યાર્થ-પ્રકાશ કરવાથી હટતા નથી. એ મોટો દૃઢ નિશ્ચય છે કે :-

**यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।**

આ ગીતાનું વચન છે. એનો એ અભિપ્રાય છે કે વિદ્યા અને ધર્મપ્રાપ્તિનાં જે-જે કર્મ છે, તે કરવામાં પ્રથમ વિષ સમાન પછી અમૃતસમાન બને છે. એવી વાતોને ચિત્તમાં ધારણ કરીને મેં આ ગ્રંથ રચ્યો છે. [illegible] કે [illegible] પણ પ્રથમ પ્રેમથી જોઈ આ ગ્રંથનું સત્ય-સત્ય તાત્પર્ય જાણી યથેષ્ટ કરે.

એમાં એ અભિપ્રાય રાખવામાં આવેલ છે કે સર્વમતોમાં જે-જે સત્ય વાતો છે, તે-તે સર્વમાં અવિરુદ્ધ હોવાથી તેનો સ્વીકાર કરી, મત-મતાન્તરોમાં જે-જે મિથ્યા વાતો છે, તેનું ખંડન કર્યું છે. એમાં પણ એ અભિપ્રાય રાખેલ છે કે જયારે મત-મતાન્તરોની ગુપ્ત અથવા પ્રકટ ખરાબ વાતોનો પ્રકાશ કરી વિદ્વાન્-અવિદ્વાન્ સર્વ સાધારણ મનુષ્યોની સામે રાખ્યો છે. જેથી સર્વ દ્વારા સર્વ વાતોના વિચાર કરી પરસ્પર પ્રેમી બની એક સત્ય મતસ્થ બને.

જો કે હું આર્યાવર્ત્ત દેશમાં ઉત્પન્ન થયો છું અને નિવાસ કરું છું. છતાં પણ જેમ આ દેશના મત-મતાંતરોની જૂઠી વાતોનો પક્ષપાત ન કરી યથાતથ્ય પ્રકાશ કરું છું. તેમ જ અન્ય દેશસ્થ કે મતોન્નતિવાળાની સાથે પણ વર્તન કરું છું. જેમ સ્વદેશવાળાઓની સાથે મનુષ્યોન્નતિના વિષયમાં વર્તન કરું છું તેમ વિદેશીઓની સાથે પણ. એ રીતે સર્વ સજ્જનોએ પણ વર્તવું યોગ્ય છે. કારણ કે હું પણ કોઈ એકનો પક્ષપાતી હોત તો જેમ આજકાલના સ્વમતની સ્તુતિ, મંડન અને પ્રચાર કરે છે અને બીજાના મતની નિંદા, હાનિ અને બંધ કરવામાં તત્પર થાય છે, તેમ હું પણ થાત, પરંતુ એવી વાતો મનુષ્યત્વથી બહાર છે. કારણ કે જેમ પશુ બળવાન્ બનીને અન્ય નિર્બળોને દુઃખ આપે છે અને મારી પણ નાખે છે, જયારે મનુષ્ય શરીર પામીને તેવું જ કર્મ કરે છે તો તે મનુષ્ય સ્વભાવયુક્ત નથી, પરંતુ પશુ સમાન છે. અને જે બળવાન્ હોઈ નિર્બળોની રક્ષા કરે છે, તે જ મનુષ્ય કહેવાય છે; અને જે સ્વાર્થવશ બની માત્ર પારકાની હાનિ કરતો રહે છે, તે જાણે પશુઓનો પણ મોટો ભાઈ છે.

હવે આર્યાવર્ત્તીઓના વિષયમાં વિશેષ કરીને ૧૧ અગિયારમા સમુલ્લાસ સુધી લખ્યું છે. એ સમુલ્લાસોમાં જે સત્યમત પ્રકાશિત કર્યો છે, તે વેદોક્ત હોવાથી મને સર્વથા માન્ય છે. અને જે નવીન પુરાણ તંત્રાદિ ગ્રંથોક્ત વાતોનું ખંડન કરેલ છે, તે ત્યાજ્ય છે.

જો કે ૧૨ બારમા સમુલ્લાસમાં દર્શાવેલો ચારવાકનો મત વર્તમાનમાં ક્ષીણાસ્ત સરખો છે, અને એ ચારવાક, બૌદ્ધ-જૈનથી અનીશ્વરવાદાદિથી અધિક સંબંધ ધરાવે છે. એ ચારવાક સર્વથી મોટો નાસ્તિક છે. એની ચેષ્ટાને રોકવી જરૂરી છે. કારણ કે જો મિથ્યા વાત રોકવામાં ન આવે તો સંસારમાં અનેક અનર્થો પ્રવૃત્ત થઈ જાય છે. ચારવાકનો જે મત છે તે તથા બૌદ્ધ અને જૈનોનો જે મત છે તે પણ ૧૨ બારમા સમુલ્લાસમાં સંક્ષેપમાં લખવામાં આવ્યો છે.

બૌદ્ધ અને જૈનમતનો પણ ચારવાકના મત સાથે મેળ છે. તેમજ થોડો કંઈક વિરોધ પણ છે. અને જૈન પણ ઘણા-બધા અંશોમાં ચારવાક અને બૌદ્ધોની સાથે મેળ રાખે છે, અને થોડી વાતોમાં જુદો પણ પડે છે. એટલા માટે જૈનોની જુદી શાખા ગણવામાં આવે છે. તે ભેદ ૧૨ બારમા સમુલ્લાસમાં લખેલ છે, યથાયોગ્ય ત્યાં જ સમજી લેવો. તેનું જે જુદાપણું છે તે ૧૨ બારમા સમુલ્લાસમાં બતાવેલ છે ત્યાં બૌદ્ધ અને જૈનમતનો વિષય પણ લખવામાં આવેલ છે.

એમાંથી બૌદ્ધોના દીપવંશાદિ પ્રાચીન ગ્રંથોમાં બૌદ્ધમત-સંગ્રહ, સર્વદર્શનસંગ્રહમાં બતાવેલ છે, તેમાંથી અહીં લખેલ છે. અને જૈનોના સિદ્ધાંતના પુસ્તકો નિમ્નલિખિત છે. તેમાંથી -

**૪ ચાર મૂલસૂત્ર, જેવાં કે** - ૧.આવશ્યક સૂત્ર, ૨.વિશેષ આવશ્યક સૂત્ર, ૩.દશવૈકાલિક સૂત્ર અને ૪.પાક્ષિક સૂત્ર.

**૧૧ અગિઆર અંગ, જેવા કે** - ૧. આચારાંગ સૂત્ર, ૨. સુગડાંગ સૂત્ર, ૩. થાણાંગ સૂત્ર, ૪. સમવાયાંગ સૂત્ર, ૫. ભગવતી સૂત્ર, ૬. જ્ઞાતાધર્મકથા સૂત્ર, ૭. ઉપાસકદશા સૂત્ર, ૮. અન્તગડદશા સૂત્ર, ૯. અનુત્તરોવવાઈ સૂત્ર, ૧૦. વિપાકસૂત્ર, ૧૧. પ્રશ્નવ્યાકરણ સૂત્ર.

**૧૨ બાર ઉપાંગ, જેવાં કે** - ૧. ઉપવાઈ સૂત્ર, ૨. રાવપ્સેની સૂત્ર, ૩. જીવાભિગમ સૂત્ર, ૪. પન્નગણાસૂત્ર, ૫. જંબૂદ્વીપપન્નતી સૂત્ર, ૬. ચન્દપન્નતી સૂત્ર, ૭. સૂરપન્નતી સૂત્ર, ૮. નિરિયાવલી સૂત્ર, ૯. કપ્પિયા સૂત્ર, ૧૦. કપવડીસયા સૂત્ર, ૧૧. પુપ્પિયા સૂત્ર અને ૧૨. પુપ્પચૂલિયા સૂત્ર.

**૫ પાંચ કલ્પસૂત્ર, જેવાં કે** - ૧. ઉત્તરાધ્યયનસૂત્ર, ૨. નિશીથસૂત્ર, ૩. કલ્પસૂત્ર, ૪. વ્યવહાર સૂત્ર અને ૫. જીતકલ્પ સૂત્ર.

**૬ છ છેદ, જેવા કે** - ૧. મહાનિશીથબૃહદ્‌વાચના સૂત્ર, ૨. મહાનિશીથ લઘુવાચના સૂત્ર, ૩. મધ્યમવાચના સૂત્ર, ૪. પિંડનિરુક્તિ સૂત્ર, ૫. ઔઘનિરુક્તિ સૂત્ર, ૬. પર્યૂષણા સૂત્ર.

**૧૦ દશ પયન્નસૂત્ર, જેવાં કે** - ૧. ચતુસ્સરણ સૂત્ર, ૨. પંચખાણ સૂત્ર, ૩. તદુલવૈયાલિક સૂત્ર, ૪. ભક્તિપરિજ્ઞાન સૂત્ર, ૫. મહાપ્રત્યાખ્યાન સૂત્ર, ૬. ચંદાવિજય સૂત્ર, ૭. ગણીવિજય સૂત્ર, ૮. મરણસમાધિ સૂત્ર, ૯. દેવેન્દ્રસ્તવન સૂત્ર અને ૧૦. સંસાર સૂત્ર તથા નંદીસૂત્ર, યોગોદ્ધાર સૂત્ર પણ પ્રમાણિક માને છે.

**૫ પાંચ પંચાગ, જેવા કે** - ૧. પૂર્વ સર્વ ગ્રંથોની ટીકા, ૨. નિરુક્તિ, ૩. ચરણી, ૪. ભાષ્ય. આ ચાર અવયવ અને સર્વ મૂળ મળીને 'પંચાગ' કહેવાય છે.

એમાં ઢૂંઢિયા અવયવોને માનતા નથી. વળી આનાથી જુદા બીજા પણ અનેક ગ્રંથો છે કે જેને જૈનલોકો માને છે. એમના મત પર વિશેષ વિચાર ૧૨ બારમા સમુલ્લાસમાં જોઈ લેવો.

જૈનીઓના ગ્રંથોમાં લાખો પુનરુક્ત દોષો છે. અને એમનો એ પણ સ્વભાવ છે કે જો પોતાના ગ્રંથ અન્ય મતસ્થના હાથમાં હોય કે છપાયો હોય તો કોઈ-કોઈ તે ગ્રંથને અપ્રમાણ કહે છે. એમની એ વાત મિથ્યા છે. કારણકે જેને કોઈ માને કોઈ ન માને તેથી તે ગ્રંથ જૈનમતથી બાહ્ય થઈ શકતો નથી. હા, જેને કોઈ જ માને નહીં અને કદી કોઈ જૈનીએ માન્યો ન હોય તો તે અગ્રાહ્ય થઈ શકે છે. પરંતુ એવો કોઈ ગ્રંથ નથી કે જેને કોઈ પણ જૈની માનતો ન હોય. એટલા માટે જેઓ જે ગ્રંથને માનતા હોય, તે ગ્રંથસ્થ વિષયક ખંડન પણ તેઓને માટે જ સમજવામાં આવે છે. પરંતુ કેટલાક એવા પણ છે કે તે ગ્રંથને માનતા-જાણતા હોવા છતાં પણ સભા કે સંવાદમાં બદલાઈ જાય છે. એ જ હેતુથી જૈન લોકો પોતાના ગ્રંથોને ગુપ્ત રાખે છે, અન્ય મતસ્થને આપતા નથી, સંભળાવતા નથી, અને ભણાવતા નથી. કારણ કે તેમાં એવી-એવી અસંભવ વાતો ભરી પડી છે, કે જેનો કોઈ પણ ઉત્તર જૈનીઓમાંથી આપી શકે તેમ નથી. જૂઠી વાતને છોડી દેવી એ જ ઉત્તમ છે.

૧૩ મા સમુલ્લાસમાં ઈસાઈઓનો મત લખ્યો છે. એ લોકો બાઈબલને પોતાનું ધર્મપુસ્તક માને છે. એમના વિશેષ સમાચાર તે ૧૩ તેરમા સમુલ્લાસમાં જોવા.

૧૪ ચૌદમા સમુલ્લાસમાં મુસલમાનોના મત-વિષયમાં લખેલ છે. એ લોકો કુરાનને પોતાના મતનું

મૂળ પુસ્તક માને છે. એનો પણ વિશેષ વ્યવહાર ૧૪ મા સમુલ્લાસમાં જોવો. અને એની આગળ વૈદિક [illegible] [illegible]વ્યમાં લખ્યું છે.

જે કોઈ આ ગ્રંથકર્તાના તાત્પર્યથી વિરુદ્ધ મનસાથી જોશે, તેને કોઈ પણ અભિપ્રાય વિદિત થશે નહીં. કારણ કે વાક્યાર્થ બોધમાં ચાર કારણો હોય છે-આકાંક્ષા, યોગ્યતા, આસત્તિ અને તાત્પર્ય. જ્યારે આ ચારે વાતો પર ધ્યાન આપીને જે પુરુષ ગ્રંથોને જુએ છે, ત્યારે તેને ગ્રંથનો અભિપ્રાય યથાયોગ્ય વિદિત થાય છે.

**આકાંક્ષા** - કોઈ વિષય પર વક્તાની અને વાક્યસ્થ પદોની આકાંક્ષા પરસ્પર થાય છે.

**યોગ્યતા** - તેને કહે છે કે જેનાથી જે થઈ શકે. જેમકે જળથી સીંચવું.

**આસત્તિ** - જે પદની સાથે જેનો સંબંધ હોય, તેની સમીપ તે પદને બોલવું કે લખવું.

**તાત્પર્ય** - જેના માટે વક્તાએ શબ્દોચ્ચારણ અથવા લેખ કર્યો હોય, તેની સાથે તે વચન કે લેખને યુક્ત કરવાં.

ઘણા મનુષ્યો હઠી અને દુરાગ્રહી હોય છે કે જે વક્તાના અભિપ્રાયથી વિરુદ્ધ કલ્પના કર્યા કરે છે, વિશેષ કરીને મતવાળા લોકો. કારણ કે મતના આગ્રહથી તેમની બુદ્ધિ અંધકારમાં ફસીને નષ્ટ થઈ જાય છે. એટલા માટે જેમ હું પુરાણ, જૈનીઓના ગ્રંથો, બાઈબલ અને કુરાનને પ્રથમથી જ ખરાબ દૃષ્ટિથી ન જોતાં તેમાંથી ગુણોનું ગ્રહણ અને દોષોનો ત્યાગ કરવા તથા અન્ય મનુષ્ય-જાતિની ઉન્નતિ માટે પ્રયત્ન કરું છું, તેમ સર્વેએ કરવું યોગ્ય છે.

એ મતોના થોડા-થોડા દોષો જ પ્રકાશિત કરેલ છે, તેને જોઈને મનુષ્ય લોકો સત્યાસત્ય મતનો નિર્ણય કરી શકે, અને સત્યનું ગ્રહણ તથા અસત્યનો ત્યાગ કરવામાં સમર્થ બની શકે. કારણકે એક મનુષ્ય-જાતિમાં લોકોને બહેકાવીને, વિરુદ્ધ બુદ્ધિ કરાવીને, એક-બીજાના શત્રુ બનાવી લડાવી મારવા એ વિદ્વાનોના સ્વભાવથી બહાર છે.

જો કે આ ગ્રંથને જોઈને અવિદ્વાન્ લોકો અન્યથા જ વિચારશે પરંતુ બુદ્ધિમાન્ લોકો એનો યથાયોગ્ય અભિપ્રાય સમજશે. એટલા જ માટે હું મારા પરિશ્રમને સફળ સમજીને મારો અભિપ્રાય સર્વ સજ્જનોની સમક્ષ મૂકું છું. એ જોઈ-દેખાડી મારા શ્રમને સફળ બનાવે. અને એ જ રીતે પક્ષપાત રહિત બનીને સત્યાર્થનો પ્રકાશ કરવો એ મારું તથા સર્વ મહાશયોનું મુખ્ય કર્તવ્ય કામ છે.

સર્વાત્મા, સર્વાન્તર્યામી, સચ્ચિદાનંદ પરમાત્મા સ્વકૃપાએ આ આશયને વિસ્તૃત અને ચિરસ્થાયી કરે.

**अलमतिविस्तरेण बुद्धिमद्वर्यशिरोमणिषु ॥**

॥ इति भूमिका ॥

સ્થાન :- મહારાણાજીનું ઉદયપુર

ભાદ્રપદ, શુક્લપક્ષ, સંવત્ ૧૯૩૯

**(સ્વામી) દયાનંદ સરસ્વતી**

॥ ओ३म् ॥

# अथ सत्यार्थप्रकाशः

ओ३म् शन्नो मित्रः शं वरुणः शन्नो भवत्वर्य्यमा ।
शन्नऽइन्द्रो बृहस्पतिः शन्नो विष्णुरुरुक्रमः ॥

नमो ब्रह्मणे नमस्ते वायो त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि ऋतं वदिष्यामि सत्यं वदिष्यामि । तन्मामवतु तद्वक्तारमवतु । अवतु मामवतु वक्तारम् ॥

ओ३म् शान्तिश्शान्तिश्शान्तिः ॥१॥

અર્થ-( **ओ३म्** ) જે આ ઓંકાર શબ્દ છે, તે પરમેશ્વરનું સર્વોત્તમ નામ છે. કેમ કે એમાં જે **अ, उ** અને **म्** એ ત્રણ અક્ષર છે, તે મળીને એક **ओ३म्** સમુદાય થયો છે. એ એક નામથી પરમેશ્વરનાં ઘણાં નામ આવે છે. જેમ કે –**अकारथी विराट्, अग्नि** અને **विश्वादि; उकारथी हिरण्यगर्भ, वायु** અને **तैजसादि; मकारथी ईश्वर, आदित्य** અને **प्राज्ञादि** નામોના વાચક અને ગ્રાહક છે. એમનું એવું જ વેદાદિ સત્યશાસ્ત્રોમાં સ્પષ્ટ વ્યાખ્યાન કર્યું છે કે પ્રકરણાનુકૂલ એ સર્વ નામ પરમેશ્વરનાં જ છે.

**પ્રશ્ન**-પરમેશ્વરથી ભિન્ન અર્થોના વાચક વિરાટ્ આદિ નામ કેમ નહીં ? બ્રહ્માણ્ડ, પૃથ્વી આદિ ભૂત, ઈન્દ્રાદિ દેવતા અને વૈદ્યકશાસ્ત્રમાં શુંઠ્યાદિ ઓષધીઓનાં પણ એ નામ છે કે નહીં ?

**ઉત્તર**-છે. પરન્તુ પરમાત્માનાં પણ છે.

**પ્રશ્ન**-કેવળ દેવોનું ગ્રહણ એ નામોથી કરો છો કે નહીં ?

**ઉત્તર**-આપના ગ્રહણ કરવામાં શું પ્રમાણ છે ?

**પ્રશ્ન**-દેવ સર્વ પ્રસિદ્ધ અને તે ઉત્તમ પણ છે, એથી હું તેનું ગ્રહણ કરું છું.

**ઉત્તર**-શું પરમેશ્વર અપ્રસિદ્ધ અને તેનાથી કોઈ ઉત્તમ પણ છે ? પુનઃ એ નામ પરમેશ્વરનાં પણ કેમ નથી માનતા ? જ્યારે પરમેશ્વર પ્રસિદ્ધ અને તેની તુલ્ય પણ કોઈ નથી તો તેનાથી ઉત્તમ કોઈ કેમ કરી હોઈ શકે ? એથી આપનું આ કહેવું સત્ય નથી. કેમ કે આપના એમ કહેવામાં બહુ જ દોષો પણ આવે છે. જેમ કે- "**उपस्थितं परित्यज्यानुपस्थितं याचत इति बाधितन्यायः**" કોઈએ કોઈને માટે ભોજનના પદાર્થ પીરસી કહ્યું કે આપ ભોજન કરો. અને તે જો તેને છોડી અપ્રાપ્ત ભોજનને માટે જ્યાં-ત્યાં ભ્રમણ કરે તો તેને બુદ્ધિમાન ન જાણવો જોઈએ, કેમ કે તે ઉપસ્થિત નામ સમીપ પ્રાપ્ત થયેલા પદાર્થને છોડીને અનુપસ્થિત અર્થાત્ અપ્રાપ્ત પદાર્થની પ્રાપ્તિને માટે શ્રમ કરે છે; તેથી જેમ તે પુરુષ બુદ્ધિમાન નથી, તેવું જ આપનું કથન છે. કેમ કે આપ તે વિરાટ્ આદિ નામોના જે પ્રસિદ્ધ પ્રમાણસિદ્ધ પરમેશ્વર અને બ્રહ્માણ્ડાદિ ઉપસ્થિત અર્થોનો પરિત્યાગ કરીને અસંભવ અને અનુપસ્થિત દેવાદિના ગ્રહણમાં શ્રમ કરો છો, એમાં કોઈ પણ પ્રમાણ કે યુક્તિ નથી.

જો આપ એમ કહો કે જ્યાં જેનું પ્રકરણ છે ત્યાં તેનું ગ્રહણ કરવું યોગ્ય છે; જેમ કોઈએ કોઈને કહ્યું કે : "**हे भृत्य ! त्वं सैन्धवमानय ।**" અર્થાત્ તું સૈંધવ લઈ આવ. ત્યારે તેને સમય અર્થાત્ પ્રકરણનો વિચાર કરવો યોગ્ય છે. કેમ કે સૈંધવ નામ બે પદાર્થોનાં છે. એક ઘોડાનું અને બીજું લવણનું. જો સ્વ-સ્વામીનો ગમનસમય હોય તો ઘોડો અને ભોજનનો કાળ હોય તો લવણ લાવવું ઉચિત છે. જો ગમન સમયે લવણ અને

ભોજન સમયે ઘોડો લાવે તો તેનો સ્વામી તેના ઉપર ક્રોધ કરી કહેશે કે, "તું નિર્બુદ્ધિ પુરુષ છે. ગમન સમયે લવણ અને ભોજન સમયે ઘોડો લાવવાનું શું પ્રયોજન હતું ? તું પ્રકરણવિત્ નથી. નહીં તો જે સમયમાં જેને લાવવું જોઈતું હતું તે જ લાવત. તારે પ્રકરણનો વિચાર કરવો આવશ્યક હતો, તે તેં નહીં કર્યો, એથી તું મૂર્ખ છે. મારી પાસેથી ચાલ્યો જા." એથી શું સિદ્ધ થયું કે જ્યાં જેનું ગ્રહણ કરવું ઉચિત હોય, ત્યાં તે જ અર્થનું ગ્રહણ કરવું જોઈએ. તો એમ જ અમારે અને આપ સર્વ લોકોએ માનવું અને કરવું પણ જોઈએ.

## ॥ अथ मन्त्रार्थः ॥

**ओ३म् खम्ब्रह्म ॥ १ ॥** - यजुः अ० ४०. मं० १७ ॥

જુઓ વેદોમાં આવાં આવાં પ્રકરણોમાં ઓમ્ આદિ પરમેશ્વરનાં નામ આવે છે.

**ओमित्येतदक्षरमुद्गीथमुपासीत् ॥ २ ॥** - छान्दोग्य उपनिषत् ( प्रपा. १, खण्ड १ मन्त्र १ )

**ओमित्येदक्षरः सर्वं तस्योपव्याख्यानम् ॥ ३ ॥** - माण्डूक्य० ( मं० १ )

**सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति ।**
**यदिच्छन्तो ब्रह्मचर्य्यं चरन्ति तत्ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥ ४ ॥**

- कठोपनिषत् । वल्ली २ मं० १५ ॥

**प्रशासितारं सर्वेषामणीयांसमणोरपि । रुक्माभं स्वप्नधीगम्यं विद्यात्तं पुरुषं परम् ॥ ५ ॥**
**एतमग्निं वदन्त्येके मनुमन्ये प्रजापतिम् । इन्द्रमेके परे प्राणमपरे ब्रह्मशाश्वतम् ॥ ६ ॥**

-मनु० अ० १२ ॥ श्लो० १२२, १२३ ॥

**स ब्रह्मा स विष्णुः स रुद्रस्स शिवस्सोऽक्षरस्स परमः स्वराट् ।**
**स इन्द्रस्स कालाग्निस्स चन्द्रमाः ॥ ७ ॥** - कैवल्य उपनिषत् ॥

**इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यस्स सुपर्णो गरुत्मान् ।**
**एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः ॥ ८ ॥** ऋ० मं० १. सू० १६४. मं० ४६ ॥

**भूरसि भूमिरस्यदितिरसि विश्वधाया विश्वस्य भुवनस्य धर्त्री ।**
**पृथिवीं यच्छ पृथिवीं दृंह पृथिवीं मा हिंसीः ॥ ९ ॥** यजुः० अ० ( १३ ) मं० ( १८ ) ॥

**इन्द्रो मह्ना रोदसी पप्रथच्छव इन्द्रः सूर्य्यमरोचयत ।**
**इन्द्रेह विश्वा भुवनानि येमिर इन्द्रेश्वानास इन्द्रः ॥ १० ॥**

-साम० ( उ. ) प्रपा० ७. त्रिक ८. मं० २

**प्राणाय नमो यस्य सर्वमिदं वशे ।**
**यो भूतः सर्वस्येश्वरो यस्मिन्त्सर्वं प्रतिष्ठितम् ॥ ११ ॥**

-अथर्ववेदे कांड ११. अ० २. सू० ४. मं० १ ॥

અર્થ - અહીં આ પ્રમાણો લખવાનું તાત્પર્ય એ જ છે કે જે આવાં આવાં પ્રમાણોમાં ઓંકારાદિ નામોથી પરમાત્માનું ગ્રહણ થાય છે તે લખ્યું અને પરમેશ્વરનું કોઈ પણ નામ અનર્થક નથી, જેમ લોકમાં દરિદ્રી આદિનાં ધનપતિ આદિ નામ હોય છે. એથી એ સિદ્ધ થયું કે કેટલાંક ગૌણિક, કેટલાંક કાર્મિક અને કેટલાંક સ્વાભાવિક અર્થનાં વાચક છે.

'ओ३म्' આદિ નામ સાર્થક છે જેમકે-

(**ओं खं०**) "**अवतीत्योम् आकाशमिव व्यापकत्वात् खम्, सर्वेभ्यो बृहत्त्वाद् ब्रह्म**" રક્ષા કરવાથી **ओ३म्**, આકાશવત્ વ્યાપક હોવાથી **खम्**, અને સર્વથી મોટા હોવાથી **ब्रह्म**, એ ઈશ્વરનાં નામ છે. ૧

(**ओमित्ये०**) (**ओ३म्**) જેનું નામ છે અને જે કદી નષ્ટ નથી થતો, તેની ઉપાસના કરવી યોગ્ય છે, અન્યની નહીં. ૨

(**ओमित्येत०**) સર્વ વેદાદિ શાસ્ત્રોમાં પરમેશ્વરનું પ્રધાન અને નિજ નામ **ओ३म्** કહ્યું છે. અન્ય સર્વ ગૌણિક નામ છે. ૩

(**सर्वे वेदा०**) કેમ કે સર્વ વેદ સર્વ ધર્માનુષ્ઠાનરૂપ તપશ્ચરણ જેનું કથન અને જેને માન્ય કરે છે, અને જેની પ્રાપ્તિની ઈચ્છા કરીને બ્રહ્મચર્યાશ્રમ કરે છે તેનું નામ **ओम्** છે. ૪

(**प्रशासिता०**) જે સર્વને શિક્ષા દેનારો, સૂક્ષ્મથી સૂક્ષ્મ, સ્વપ્રકાશસ્વરૂપ, સમાધિસ્થ બુદ્ધિથી જાણવા યોગ્ય છે, તેને પરમપુરુષ જાણવો જોઈએ. ૫

અને સ્વપ્રકાશ હોવાથી **अग्नि**; વિજ્ઞાન સ્વરૂપ હોવાથી **मनु**; સર્વના પાલન કરવાવાળા હોવાથી **प्रजापति** અને પરમૈશ્વર્યવાન્ હોવાથી **इन्द्र**; સર્વના જીવનમૂલ હોવાથી **प्राण** અને નિરંતર વ્યાપક હોવાથી પરમેશ્વરનું નામ **ब्रह्म** છે. ૬

(**स ब्रह्मा स विष्णुः**) સર્વ જગતને બનાવવાથી **ब्रह्मा**; સર્વત્ર વ્યાપક હોવાથી **विष्णु**; દુષ્ટોને દંડ દઈ રડાવવાથી **रुद्र**; મંગલમય અને સર્વના કલ્યાણ કરતા હોવાથી **शिव**; '**यः सर्वमश्नुते न क्षरति न विनश्यति तदक्षरम्**', '**यः स्वयं राजते स विराट्**', '**योऽग्निरिव कालः कलयिता प्रलयकर्त्ता स कालाग्निरीश्वरः ।**' (**अक्षर**) જે સર્વત્રવ્યાપ્ત, અવિનાશી; (**स्वराट्**) સ્વયં પ્રકાશરૂપ અને (**कालाग्नि**) પ્રલયમાં સર્વના કાલ અને કાલના પણ કાલ છે, તેથી પરમેશ્વરનું નામ કાલાગ્નિ છે. ૭

(**इन्द्रमित्रं०**) જે એક અદ્વિતીય સત્ય બ્રહ્મવસ્તુ છે, તેનાં જ ઈન્દ્રાદિ સર્વ નામ છે. '**द्युषु शुद्धेषु पदार्थेषु भवो दिव्यः**', '**शोभनानि पर्णानि पालनानि पूर्णानि कर्माणि वा यस्य सः (सुपर्णः)**', '**यो गुर्वात्मा स गरुत्मान्**', '**यो मातरिश्वा वायुरिव बलवान् स मातरिश्वा ।**' (**दिव्य**) જે પ્રકૃત્યાદિ દિવ્યપદાર્થોમાં વ્યાપ્ત, (**सुपर्ण**) જેનાં ઉત્તમ પાલન અને પૂર્ણ કર્મ છે, (**गरुत्मान्**) જેનો આત્મા અર્થાત્ સ્વરૂપ મહાન્ છે, (**मातरिश्वा**) જે વાયુ સમાન અનન્ત બલવાન છે, તેથી કરીને પરમાત્માના દિવ્ય, સુપર્ણ, ગરુત્માન અને માતરિશ્વા એ નામ છે. શેષ નામોના અર્થ આગળ લખવામાં આવશે. ૮

(**भूरसि भूमिरसि०**) '**भवन्ति भूतानि यस्यां सा भूमिः ।**' જેમાં સર્વ ભૂત પ્રાણી ઉત્પન્ન થાય છે તેથી કરી ઈશ્વરનું નામ ભૂમિ છે. શેષ નામોના અર્થ આગળ લખવામાં આવશે. ૯

(**इन्द्रो मन्हा०**) આ મન્ત્રમાં ઈન્દ્ર પરમેશ્વરનું જ નામ છે. તેથી કરી આ પ્રમાણ લખ્યું છે. ૧૦

(**प्राणाय०**) જેમ પ્રાણને વશ સર્વ શરીર-ઈન્દ્રિયો હોય છે, તેમ પરમેશ્વરને વશ સર્વ જગત રહે છે. ૧૧

ઈત્યાદિ પ્રમાણોના ઠીક ઠીક અર્થો જાણવાથી આ નામોએ કરીને પરમેશ્વરનું જ ગ્રહણ થાય છે, કેમ કે '**ओ३म्**' અને **अग्नि** આદિ નામોના મુખ્ય અર્થથી પરમેશ્વરનું જ ગ્રહણ થાય છે. જેમ કે વ્યાકરણ, નિરુક્ત, બ્રાહ્મણ અને સૂત્રાદિ, ઋષિ-મુનિયોનાં વ્યાખ્યાનોથી પરમેશ્વરનું ગ્રહણ જોવામાં આવે છે, તેનું ગ્રહણ કરવું સર્વને યોગ્ય છે.

પરન્તુ **ओ३म्** એ તો કેવલ પરમાત્માનું જ નામ છે, અને અગ્નિ આદિ નામોથી પરમેશ્વરના ગ્રહણમાં

પ્રકરણ અને વિશેષણ નિયમકારક છે. એથી શું સિદ્ધ થયું ? કે જ્યાં જ્યાં સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના, સર્વજ્ઞ, વ્યાપક, શુદ્ધ, સનાતન અને સૃષ્ટિકર્તા આદિ વિશેષણો લખ્યાં છે, ત્યાં ત્યાં એ નામોથી પરમેશ્વરનું ગ્રહણ થાય છે. અને જ્યાં જ્યાં આવાં પ્રકરણ છે કે :-

**ततो विराडजायत विराजो अधिपूरुषः ॥** - (यजुः ३१. ५)

**श्रोत्राद्वायुश्च प्राणश्च मुखादग्निरजायत ॥** - (यजुः ३१. १२)

**तेन देवा अयजन्त ॥** - (यजुः ३१. ९)

**पश्चाद्भूमिमथो पुरः ॥** -यजुः० अ. ३१. (मं० ५) ॥

**तस्माद्वा एतस्मादात्मान आकाशः सम्भूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी । पृथिव्या ओषधयः । ओषधिभ्योऽन्नम् । अन्नाद्रेतः । रेतसः पुरुषः । स वा एष पुरुषोऽन्नरसमयः ॥** - આ તૈત્તિરીયોપનિષદ્ (વલ્લી ૨ અનુવાક ૧)નું વચન છે.

આવા પ્રમાણોમાં વિરાટ્, પુરુષ, દેવ, આકાશ, વાયુ, અગ્નિ, જલ, ભૂમિ આદિ નામ લૌકિક પદાર્થોનાં હોય છે, કેમ કે જ્યાં જ્યાં ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય, અલ્પજ્ઞ, જડ, દશ્ય આદિ વિશેષણ પણ લખ્યાં હોય ત્યાં ત્યાં પરમેશ્વરનું ગ્રહણ નથી થતું. તે ઉત્પત્તિ આદિ વ્યવહારોથી પૃથક્ છે અને ઉપર્યુક્ત મન્ત્રોમાં ઉત્પત્તિ આદિ વ્યવહાર છે. એથી અહીં વિરાટ્ આદિ નામોથી પરમાત્માનું ગ્રહણ ન થઈને સંસારી પદાર્થોનું ગ્રહણ થાય છે.

પરન્તુ જ્યાં જ્યાં સર્વજ્ઞાદિ, વિશેષણ હોય ત્યાં ત્યાં પરમાત્મા; જ્યાં જ્યાં ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ અને અલ્પજ્ઞાદિ વિશેષણ હોય ત્યાં ત્યાં જીવનું ગ્રહણ થાય છે, એમ સર્વત્ર સમજવું જોઈએ. કેમ કે પરમેશ્વરનાં જન્મ-મરણ કદી થતાં નથી. એથી વિરાટ્ આદિ નામ અને જન્માદિ વિશેષણોથી જગતના જડ અને જીવાદિ પદાર્થોનું ગ્રહણ કરવું ઉચિત છે, પરમેશ્વરનું નહીં.

હવે જે પ્રકારે વિરાટ્ આદિ નામોથી પરમેશ્વરનું ગ્રહણ થાય છે, તે પ્રકાર નીચે લખ્યા પ્રમાણે જાણો.

## ॥ अथ ओङ्कारार्थः ॥

(**वि**) ઉપસર્ગપૂર્વક (**राजृ दीप्तौ**) આ ધાતુને **क्विप्** પ્રત્યય લગાડવાથી "**विराट्**" શબ્દ સિદ્ધ થાય છે. **यो विविधं नाम चराचरम् जगद्राजयति प्रकाशयति स विराट् ।** વિવિધ અર્થાત્ જે બહુ પ્રકારના જગતને પ્રકાશિત કરે છે તેથી વિરાટ્ નામથી પરમેશ્વરનું ગ્રહણ થાય છે.

अञ्चु गतिपूजनयोः । **अग, अगि, इण् गत्यर्थक** ધાતુઓ છે. એમનાથી "**अग्नि**" શબ્દ સિદ્ધ થાય છે. **गतेस्त्रयोऽर्थाः । ज्ञानं गमनं प्राप्तिश्चेति । पूजनं नाम सत्कारः । 'योऽञ्चति अच्यतेऽगत्यङ्गत्येति सोऽयमग्निः ॥** જે જ્ઞાનસ્વરૂપ, સર્વજ્ઞ, જાણવા, પ્રાપ્ત થવા અને પૂજા કરવા યોગ્ય છે, તેથી તે પરમેશ્વરનું નામ અગ્નિ છે.

विश प्रवेशने । એ ધાતુથી "**विश्व**" શબ્દ સિદ્ધ થાય છે. **विशन्ति प्रविष्टानि सर्वाण्याकाशादीनि भूतानि यस्मिन् यो वाऽऽकाशादिषु सर्वेषु प्रविष्टः स विश्व ईश्वरः ।** જેમાં આકાશાદિ સર્વ ભૂત પ્રવેશ કરી રહ્યાં છે અથવા જે એમાં વ્યાપ્ત હોઈને પ્રવિષ્ટ થઈ રહ્યો છે, તેથી કરીને તે પરમેશ્વરનું નામ **विश्व** છે. ઇત્યાદિ નામોનું ગ્રહણ અકારમાત્રથી થાય છે.

"**ज्योतिर्वै हिरण्यं तेजो वै हिरण्यमित्यैतरेय-शतपथब्राह्मणे ।**", "**यो हिरण्यानां सूर्य्यादीनां तेजसां गर्भ**

**उत्पत्तिनिमित्तमधिकरणं स हिरण्यगर्भः ।**" જેમાં સૂર્યાદિ તેજવાળા લોક ઉત્પન્ન થઈ જેને આધારે રહે છે અથવા જે સૂર્યાદિ તેજઃસ્વરૂપ પદાર્થોનાં ગર્ભ નામ ઉત્પત્તિ અને નિવાસસ્થાન છે, એથી તે પરમેશ્વરનું નામ **હિરણ્યગર્ભ** છે. એમાં યજુર્વેદના મન્ત્રનું પ્રમાણ છે :-

**हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ।**

**स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥** -यजु० अ० १३. मं० ४ ॥

ઈત્યાદિ સ્થળોમાં હિરણ્યગર્ભથી પરમેશ્વરનું જ ગ્રહણ થાય છે.

**वा** गतिगन्धनयोः એ ધાતુથી "**वायु**" શબ્દ સિદ્ધ થાય છે. **गन्ध हिंसनम् ।** "**यो वाति चराचरञ्जगद्धरति बलिनां बलिष्ठः स वायुः ॥**" જે ચરાચર જગતનો ધારણ, જીવન અને પ્રલયકર્તા અને સર્વ બલવાનોથી બલવાન છે, એથી ઈશ્વરનું નામ **વાયુ** છે.

**तिज निशाने ।** એ ધાતુથી "**तेजः**" અને એને તદ્ધિત (પ્રત્યય) કરવાથી "**तैजस**" શબ્દ સિદ્ધ થાય છે. જે પોતે સ્વયંપ્રકાશ અને સૂર્યાદિ તેજસ્વી લોકોના પ્રકાશ કરવાવાળા છે, એથી તે ઈશ્વરનું નામ **તૈજસ** છે. ઈત્યાદિ નામાર્થ **उकार** માત્રથી ગ્રહણ થાય છે.

ईश ऐश्वर्ये । એ ધાતુથી "**ईश्वर**"શબ્દ સિદ્ધ થાય છે. "**य ईष्टे सर्वैश्वर्यवान् वर्त्तते स ईश्वरः ॥**" જેનું સત્ય વિચારશીલ જ્ઞાન અને અનન્ત ઐશ્વર્ય છે, એથી તે પરમાત્માનું નામ ઈશ્વર છે.

दो अवखण्डने એ ધાતુથી "**अदिति**" અને એને તદ્ધિત (પ્રત્યય) કરવાથી "**आदित्य**" શબ્દ સિદ્ધ થાય છે. **न विद्यते विनाशो यस्य सोऽयमदितिः अदितिरेव आदित्यः ॥** જેનો વિનાશ કદી નથી થતો તે ઈશ્વરની **આદિત્ય** સંજ્ઞા છે

**ज्ञा अवबोधने । प्र** - પૂર્વક, **ज्ञा** એ ધાતુથી **प्रज्ञ** અને એને તદ્ધિત, કરવાથી "**प्राज्ञ**" શબ્દ સિદ્ધ થાય છે. **यः प्रकृष्टतया चराऽचरस्य जगतो व्यवहारं जानाति स प्रज्ञः, प्रज्ञ एव प्राज्ञः ॥**" જે નિર્ભ્રાન્ત જ્ઞાનયુક્ત સર્વ ચરાચર જગતના વ્યવહારને યથાવત્ જાણે છે એથી ઈશ્વરનું નામ "**પ્રાજ્ઞ**" છે. ઈત્યાદિ નામાર્થ **મકાર**થી ગૃહીત થાય છે.

જેમ એક એક માત્રાથી ત્રણ ત્રણ અર્થ અહીં વ્યાખ્યાત કર્યા છે તેમ અન્ય નામાર્થ પણ **ओङ्कार**થી જાણવામાં આવે છે.

જે ( **शन्नो मित्रः शंव०** ) એ મન્ત્રમાં **मित्रादि** નામ છે, તે પણ પરમેશ્વરનાં છે. કેમ કે સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના શ્રેષ્ઠની જ કરવામાં આવે છે. શ્રેષ્ઠ તેને કહે છે જે ગુણ, કર્મ, સ્વભાવ અને સત્ય સત્ય વ્યવહારોમાં સર્વથી અધિક હોય. તે શ્રેષ્ઠોમાં પણ જે અત્યન્ત શ્રેષ્ઠ છે તેને જ પરમેશ્વર કહે છે. જેની તુલ્ય કોઈ થયો નથી, છે નહીં થશે નહીં. અને જ્યારે તુલ્ય જ નથી ત્યારે તેનાથી અધિક કેમ કરી હોઈ શકે ? જેવી રીતે પરમેશ્વરના સત્ય, ન્યાય, દયા, સર્વસામર્થ્ય અને સર્વજ્ઞત્વાદિ અનન્ત ગુણ છે તેવા અન્ય કોઈ જડ પદાર્થ અથવા જીવના નથી. જે પદાર્થ સત્ય છે, તેના ગુણ, કર્મ, સ્વભાવ પણ સત્ય હોય છે.

એથી કરીને મનુષ્યોને યોગ્ય છે કે પરમેશ્વરની જ સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના કરવી. તેનાથી ભિન્નની કદી કરવી નહીં, કેમ કે બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ નામક પૂર્વજ મહાશય વિદ્વાન્, દૈત્ય-દાનવાદિ નિકૃષ્ટ મનુષ્ય અને અન્ય સાધારણ મનુષ્યોએ પણ પરમેશ્વર ઉપર જ વિશ્વાસ રાખીને તેમની જ સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના કરી હતી, એનાથી ભિન્નની નહીં. તેમ પણ આપણે સર્વેએ કરવું યોગ્ય છે. એનો વિશેષ વિચાર મુક્તિ અને ઉપાસના વિષયમાં કરવામાં આવશે.

**પ્રશ્ન**-મિત્રાદિ નામોથી સખા અને ઈન્દ્રાદિ દેવોના પ્રસિદ્ધ વ્યવહાર જોવાથી તેમનું ગ્રહણ કરવું જોઈએ ?

**ઉત્તર**-અહીં તેમનું ગ્રહણ કરવું યોગ્ય નથી, કેમ કે જે મનુષ્ય કોઈનો મિત્ર છે તે જ અન્યનો શત્રુ અને કોઈથી ઉદાસીન પણ જોવામાં આવે છે. એથી મુખ્યાર્થમાં સખા આદિનું ગ્રહણ નથી થઈ શકતું, પરન્તુ જેમ પરમેશ્વર સર્વ જગતનો નિશ્ચિત મિત્ર, ન કોઈનો શત્રુ અને ન કોઈથી ઉદાસીન છે, એનાથી ભિન્ન કોઈ પણ જીવ એ પ્રકારનો કદી થઈ શકતો નથી, એથી પરમાત્માનું જ ગ્રહણ અહીં થાય છે. હા, ગૌણ અર્થમાં મિત્રાદિ શબ્દથી સુહૃદાદિ મનુષ્યોનું ગ્રહણ થાય છે.

ञिमिदा स्नेहने । એ ધાતુને ઔણાદિક '**क्त**' પ્રત્યય લગાડવાથી "**मित्र**" શબ્દ સિદ્ધ થાય છે. "**मेद्यति स्निह्यति स्निह्यते वा स मित्रः ।**" જે સર્વ સાથે સ્નેહ કરીને સર્વને પ્રીતિ કરવા યોગ્ય છે એથી તે પરમેશ્વરનું નામ મિત્ર છે.

वृञ् वरणे, वर ईप्सायाम् એ ધાતુઓથી ઉણાદિ **उनन्** પ્રત્યય લગાડવાથી **वरुण** શબ્દ સિદ્ધ થાય છે. "**यः सर्वान् शिष्टान् मुमुक्षून्धर्मात्मनो वृणोत्यथवा यः शिष्टैर्मुमुक्षुभिर्धर्मात्मभिर्व्रियते वर्य्यते वा स वरुणः परमेश्वरः॥**" જે આત્મયોગી વિદ્વાન્ મુક્તિની ઈચ્છા કરવાવાળા અને ધર્માત્માઓના સ્વીકારકર્તા અથવા જે શિષ્ટ મુમુક્ષુ અને ધર્માત્માઓથી ગ્રહણ કરવામાં આવે છે, તે ઈશ્વર **वरुण** સંજ્ઞક છે. અથવા "वरुणो नाम वरः श्रेष्ठः ।" જેથી પરમેશ્વર સર્વથી શ્રેષ્ઠ છે, તેથી જ તેનું નામ **वरुण** છે.

ऋ गतिप्रापणयोः । એ ધાતુને **यत्** પ્રત્યય લગાડવાથી **अर्य्य** શબ્દ સિદ્ધ થાય છે અને **अर्य्य** પૂર્વક **माङ्माने** એ ધાતુને **कनिन्** પ્રત્યય લગાડવાથી **अर्य्यमा** શબ્દ સિદ્ધ થાય છે. "**योऽर्य्यान् स्वामिनो न्यायाधीशान् मिमीते मान्यान् करोति सोऽर्य्यमा ॥**" જે સત્ય ન્યાયના કરનારા મનુષ્યોનું માન્ય અને પાપ તથા પુણ્ય કરવાવાળાને તેના પાપ અને પુણ્યનાં ફળોનો યથાવત્ સત્ય-સત્ય નિયમકર્તા છે, તેથી તે પરમેશ્વરનું નામ **અર્યમા** છે.

इदि परमैश्वर्ये । એ ધાતુને **रन्** પ્રત્યય લગાડવાથી **इन्द्र** શબ્દ સિદ્ધ થાય છે. "**य इन्दति परमैश्वर्यवान भवति स इन्द्रः परमेश्वरः ॥**" જે અખિલ ઐશ્વર્યયુક્ત છે, એથી તે પરમાત્માનું નામ ઈન્દ્ર છે.

वृहत् શબ્દપૂર્વક **पा रक्षणे** । એ ધાતુને **डति** પ્રત્યય, **बृहत्**ના **त**કારનો લોપ અને સુડાગમ થયેથી **बृहस्पति** શબ્દ સિદ્ધ થાય છે. "**यो बृहतामाकाशादीनां पतिः स्वामी पालयिता स बृहस्पतिः ॥**" જે મોટાથી પણ મોટો અને મોટાં આકાશાદિ બ્રહ્માણ્ડોનો સ્વામી છે તેથી તે પરમેશ્વરનું નામ **બૃહસ્પતિ** છે.

विष्लृ व्याप्तौ । એ ધાતુને **नु** પ્રત્યય લગાડવાથી **विष्णु** શબ્દ સિદ્ધ થયો છે. "**वेवेष्टि व्याप्नोति चराचरं जगत् स विष्णुः**" ચર અને અચરરૂપ જગતમાં વ્યાપક હોવાથી પરમાત્માનું નામ **વિષ્ણુ** છે.

**उरुर्महान् क्रमः पराक्रमो यस्य स उरुक्रमः** । અનન્ત પરાક્રમયુક્ત હોવાથી પરમાત્માનું નામ **ઉરુક્રમ** છે.

જે પરમાત્મા ( **उरुक्रमः** ) મહાપરાક્રમયુક્ત, ( **मित्रः** ) સર્વના સુહૃત્ અવિરોધી છે તે ( **शम्** ) સુખકારક, તે ( **वरुणः** ) સર્વોત્તમ, તે ( **शम्** ) સુખસ્વરૂપ, તે ( **अर्यमा** )ન્યાયાધીશ, તે ( **शम्** ) સુખપ્રચારક, તે ( **इन्द्रः शम्** ) સકલ ઐશ્વર્યદાયક, તે ( **बृहस्पतिः** ) સર્વના અધિષ્ઠાતા ( **शम्** ) વિદ્યાપ્રદ અને તે ( **विष्णुः** ) જે સર્વમાં વ્યાપક પરમેશ્વર છે, તે ( **नः** ) અમારા કલ્યાણકારક ( **भवतु** ) હો.

( **वायो ते ब्रह्मणे नमोस्तु** । ) बृह बृहि वृद्धौ એ ધાતુઓથી **ब्रह्म** શબ્દ સિદ્ધ થયો છે. જે સર્વના ઉપર વિરાજમાન સર્વથી મોટો અનન્ત બલયુક્ત પરમાત્મા છે, તે બ્રહ્મને અમે નમસ્કાર કરીએ છીએ. હે પરમેશ્વર !

**त्वमेव प्रत्यक्षं ब्रह्मासि ।** આપ જ અન્તર્યામી રૂપથી પ્રત્યક્ષ બ્રહ્મ છો. **त्वामेव प्रत्यक्षम् ब्रह्म वदिष्यामि ।** હું આપને જ પ્રત્યક્ષ બ્રહ્મ કહીશ કેમ કે આપ સર્વજગત્‌માં વ્યાપ્ત રહી સર્વને નિત્ય પ્રાપ્ત છો. **ऋतं वदिष्यामि ।** જે આપની, વેદસ્થ યથાર્થ આજ્ઞા છે, તેનો હું સર્વને માટે ઉપદેશ અને તેનું આચરણ પણ કરીશ. **सत्यं वदिष्यामि ।** સત્ય બોલીશ, સત્ય માનીશ અને સત્ય જ કરીશ. **तन्मामवतु ।** તેથી આપ મારી રક્ષા કરો. **तद्वक्तारमवतु ।** તેથી આપ મારી સત્યવક્તાની રક્ષા કરો કે જેથી આપની આજ્ઞામાં મારી બુદ્ધિ સ્થિર રહે અને વિરુદ્ધ કદી ન થાય. કેમ કે જે આપની આજ્ઞા છે તે જ ધર્મ અને જે તેનાથી વિરુદ્ધ છે, તે જ અધર્મ છે. **अवतु मामवतु वक्तारम् ।** આ બીજી વાર પાઠ અધિકાર્થ માટે છે. જેમ કે "**कश्चित्कञ्चित्प्रति वदति त्वं ग्रामं गच्छ गच्छ ।** એમાં બે વાર ક્રિયાના ઉચ્ચારણથી તું શીઘ્ર જ ગ્રામ જા, એમ સિદ્ધ થાય છે. એમ જ અહીં આપ મારી અવશ્ય રક્ષા કરો અર્થાત્ ધર્મ પર સુનિશ્ચિત અને અધર્મ પર ઘૃણા સદા કરું એવી કૃપા મારા પર કરો, હું આપનો મોટો ઉપકાર માનીશ. **ओ३म् शान्तिः शान्तिः शान्तिः ।** આમાં ત્રણ વાર શાન્તિપાઠનું એ પ્રયોજન છે કે ત્રિવિધ તાપ અર્થાત્ આ સંસારમાં ત્રણ પ્રકારનાં દુઃખ છે –એક "**આધ્યાત્મિક**" જે આત્મા, શરીરમાં અવિદ્યા, રાગ, દ્વેષ, મૂર્ખતા અને જ્વરપીડાદિથી થાય છે. બીજું "**આધિભૌતિક**" જે શત્રુ, વ્યાઘ્ર અને સર્પાદિથી પ્રાપ્ત થાય છે. ત્રીજું "**આધિદૈવિક**" અર્થાત્ જે અતિવૃષ્ટિ, અતિશીત, અતિઉષ્ણતા, મન અને ઇન્દ્રિયોની અશાન્તિથી થાય છે.

આ ત્રણ પ્રકારના ક્લેશોથી આપ અમ લોકોને દૂર કરીને કલ્યાણકારક કર્મોમાં અમ લોકોને સદા પ્રવૃત્ત રાખો. કેમ કે આપ જ કલ્યાણસ્વરૂપ, સર્વ સંસારના કલ્યાણકર્તા અને ધાર્મિક મુમુક્ષુઓના કલ્યાણદાતા છો. એથી આપ સ્વયં પોતાની કરુણાથી સર્વ જીવોના હૃદયમાં પ્રકાશિત થાઓ કે જેથી સર્વ જીવ ધર્મનું આચરણ કરીને અને અધર્મને છોડીને પરમાનન્દને પ્રાપ્ત થાય અને દુઃખોથી પૃથક્ રહે.

"**सूर्य्य आत्मा जगतस्तस्थुषश्च ।**" [ યજુ: ૧૩ । ૪૬ ]

આ યજુર્વેદના વચનથી જે જગત્ નામ પ્રાણી, ચેતન અને જંગમ અર્થાત્ જે ફરે હરે છે, **तस्थुषः** અપ્રાણી અર્થાત્ સ્થાવર, જડ અર્થાત્ પૃથ્વી આદિ છે, એ સર્વના આત્મા હોવાથી અને સ્વપ્રકાશરૂપ સર્વને પ્રકાશ કરવાથી પરમેશ્વરનું નામ **સૂર્ય** છે.

अत सातत्यगमने । એ ધાતુથી **आत्मा** શબ્દ સિદ્ધ થાય છે. "**योऽतति व्याप्नोति स आत्मा**"જે સર્વ જીવાદિ જગત્‌માં નિરંતર વ્યાપક થઈને રહ્યા છે. "**परश्चासावात्मा च य आत्मभ्यो जीवेभ्यः सूक्ष्मेभ्यः परोऽतिसूक्ष्मः स परमात्मा ॥**" જે સર્વ જીવાદિથી ઉત્કૃષ્ટ અને જીવ, પ્રકૃતિ તથા આકાશથી પણ અતિ સૂક્ષ્મ અને સર્વ જીવોના અન્તર્યામી આત્મા છે, એથી ઈશ્વરનું નામ **પરમાત્મા** છે.

સામર્થ્યવાળાનું નામ ઈશ્વર છે. "**य ईश्वरेषु समर्थेषु परमः श्रेष्ठः स परमेश्वरः ॥**" જે ઈશ્વરો અર્થાત્ સમર્થોમાં સમર્થ અને જેના તુલ્ય કોઈ પણ ન હોય, તેથી તેનું નામ **પરમેશ્વર** છે.

"षुञ् अभिषवे, षूङ् प्राणिगर्भमोचने ।" એ ધાતુઓથી **सविता** શબ્દ સિદ્ધ થાય છે. "**अभिषवः प्राणिगर्भविमोचनं चोत्पादनम् । यश्चराचरं जगत् सुनोति सूते वोत्पादयति स सविता परमेश्वरः ॥**" જે સર્વ જગતની ઉત્પત્તિકર્તા છે, તેથી પરમેશ્વરનું નામ **સવિતા** છે.

दिवु क्रीडाविजिगीषाव्यवहारद्युतिस्तुतिमोदमदस्वप्नकान्तिगतिषु ॥ એ ધાતુથી **देव** શબ્દ સિદ્ધ થાય છે. **क्रीडा** - જે શુદ્ધ જગતને ક્રીડા કરાવવાથી, **विजिगीषा** - ધાર્મિકોને જિતાડવાની ઇચ્છાયુક્ત, **व्यवहार** - સર્વ ચેષ્ટાના સાધનોપસાધનોના દાતા, **द्युति** - સ્વયં પ્રકાશસ્વરૂપ સર્વના પ્રકાશક, **स्तुति** - પ્રશંસાને યોગ્ય, **मोद**-

આપ આનન્દસ્વરૂપ અને બીજાને આનન્દ આપનારા, **मद** - મદોન્મત્તોને તાડન કરનારા, **स्वप्न**- સર્વને શયનાર્થ રાત્રિ અને પ્રલયના કરનારા, **कान्ति** - કામનાને યોગ્ય અને **गति** - જ્ઞાનસ્વરૂપ છે, એથી તે પરમેશ્વરનું નામ **દેવ** છે, અથવા "**यो दीव्यति क्रीडति स देवः ।**" જે પોતાના સ્વરૂપમાં આનંદથી પોતે જ ક્રીડા કરે અથવા કોઈની સહાયતા વિના ક્રીડાવત્ સહજ સ્વભાવથી સર્વ જગતને બનાવે છે અથવા સર્વ ક્રીડાઓના આધાર છે, '**विजिगीशते स देवः ।** જે સર્વને જીતનારા, સ્વયં અજેય અર્થાત્ જેને કોઈ પણ જીતી શકે નહીં, "**व्यवहारयति स देवः ।**" જે ન્યાય અને અન્યાયરૂપ વ્યવહારોના જાણનારા અને ઉપદેષ્ટા, "**यश्चराचरं जगत् द्योतयति**" । જે સર્વનો પ્રકાશક, "**यः स्तूयते स देवः ।**" જે સર્વ મનુષ્યોને પ્રશંસા કરવા યોગ્ય અને નિન્દાને યોગ્ય ન હોય, "**यो मोदयति स देवः ।**"જે સ્વયં આનન્દસ્વરૂપ અને બીજાને આનન્દ કરાવે છે, જેને દુઃખનો લેશ પણ ન હોય, "**यो माद्यति स देवः ।**" જે સદા હર્ષિત, શોકરહિત અને બીજાને હર્ષિત કરવા અને દુઃખોથી પૃથક્ રાખવાવાળા, "**यः स्वापयति स देवः ।**" જે પ્રલય સમયે અવ્યકતમાં સર્વ જીવોને સુવાડે છે, "**यः कामयते काम्यते वा स देवः ।**" જેના સર્વ સત્ય કામ અને જેની પ્રાપ્તિની કામના સર્વ શિષ્ટ લોકો કરે છે તથા "**यो गच्छति गम्यते वा स देवःद् ।**" જે સર્વમાં વ્યાપ્ત અને જાણવા યોગ્ય છે, એથી તે પરમેશ્વરનું નામ **દેવ** છે.

कुबि आच्छादने । એ ધાતુથી **कुबेर** શબ્દ સિદ્ધ થાય છે. "**यः सर्वं कुम्बति स्वव्याप्त्याच्छादयति स कुबेरो जगदीश्वरः ।**" જે પોતાની વ્યાપ્તિથી સર્વનું આચ્છાદન કરે છે, તેથી તે પરમેશ્વરનું નામ **કુબેર** છે.

पृथु विस्तारे । એ ધાતુથી **पृथ्वी** શબ્દ સિદ્ધ થાય છે. "**य पर्थते सर्वं जगद्विस्तृणाति तस्मात् स पृथ्वी ।**" જે સર્વ વિસ્તૃત જગત્નો વિસ્તાર કરનારો છે, એથી તે પરમેશ્વરનું નામ **પૃથ્વી** છે.

जल घातने । એ ધાતુથી **जल** શબ્દ સિદ્ધ થાય છે. "**जलति घातयति दुष्टान्, संघातयति अव्यक्त-परमाण्वादीन् तद् ब्रह्म जलम् ।**"જે દુષ્ટોનું તાડન અને અવ્યક્ત તથા પરમાણુઓના અન્યોન્ય સંયોગ-વિયોગના કર્તા છે, તે પરમાત્મા જલ સંજ્ઞક કહેવાય છે.

काशृ दीप्तौ । એ ધાતુથી **आकाश** શબ્દ સિદ્ધ થાય છે. "**यः सर्वतः सर्वं जगत्प्रकाशयति स आकाशः ।**" જે સર્વ દિશામાં જગત્ના પ્રકાશક છે, એથી તે પરમાત્માનું નામ **આકાશ** છે.

अद् भक्षणे । એ ધાતુથી **अन्न** શબ્દ સિદ્ધ થાય છે.

"**अद्यतेऽत्ति च भूतानि तस्मादन्नं तदुच्यते ।**" (तै. उ. २.२)

"**अहमन्नमहमन्नमहमन्नम् । अहमन्नादोऽहमन्नादोऽहमन्नादः ॥**" तैत्ति० उपनि० (३।१०)

"**अत्ताचराचरग्रहणात् ।**" (वेदान्तदर्शने अ० १ पा० २ सू० ९) આ વ્યાસમુનિકૃત શારીરક સૂત્ર છે.

જે સર્વને અંદર રાખવા, સર્વને ગ્રહણ કરવા યોગ્ય ચરાચર જગતના ગ્રહણ કરવાવાળા છે, તેથી તે પરમેશ્વરનાં "**अन्न**", "**अन्नाद**" અને "**अत्ता**" એ નામ છે. અને જે એમાં ત્રણ વાર પાઠ છે, તે આદરને માટે છે. જેમ ઉમરડાના ફળમાં કૃમિ ઉત્પન્ન થઈને તેમાં જ રહે છે અને નષ્ટ થઈ જાય છે, તેમ પરમેશ્વરની વચમાં સર્વ જગત્ની અવસ્થા છે.

वस निवासे । એ ધાતુથી **वसु** શબ્દ સિદ્ધ થાય છે. "**वसन्ति भूतानि यस्मिन्नथवा यः सर्वेषु वसति स वसुरीश्वरः ।**" જેમાં સર્વ આકાશાદિ ભૂત વસે છે અને જે સર્વમાં વાસ કરી રહ્યો છે, તેથી તે પરમેશ્વરનું નામ **વસુ** છે.

रुदिर् अश्रुविमोचने । એ ધાતુને "**णिच्**" પ્રત્યય લગાડવાથી **रुद्र** શબ્દ સિદ્ધ થાય છે. "**यो रोदयत्यन्यायकारिणो जनान् स रुद्रः ।**" જે દુષ્ટ કર્મ કરનારને રડાવે છે, તેથી તે પરમેશ્વરનું નામ **રુદ્ર** છે.

"**यन्मनसा ध्यायति तद्वाचा वदति यद्वाचा वदति तत्कर्मणा करोति यत्कर्मणा करोति तदभिसंपद्यते ॥**" (સરખાવો - શ૦ કા૦ ૧૪, પ્રપા૦ ૬, બ્રા૦ ૨, કં૦ ૭) આ યજુર્વેદના બ્રાહ્મણનું વચન છે.

જીવ જેનું મનથી ધ્યાન કરે છે તેને વાણીથી બોલે છે; જેને વાણીથી બોલે તેને કર્મથી કરે છે; જેને કર્મથી કરે છે તેને જ પ્રાપ્ત થાય છે. એથી શું સિદ્ધ થયું ? કે જે જીવ જેવું કર્મ કરે છે તેવું જ ફળ તે પામે છે. જ્યારે દુષ્ટ કર્મ કરનાર જીવ ઈશ્વરની ન્યાયરૂપી વ્યવસ્થાથી દુઃખરૂપ ફળ પામે છે, ત્યારે રડે છે અને એ જ પ્રકારે ઈશ્વર તેને રડાવે છે, તેથી પરમેશ્વરનું નામ રુદ્ર છે.

"**आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ।**

**ता यदस्यायनं पूर्वं तेन नारायणः स्मृतः ॥** આ મનુસ્મૃતિ (૧, ૧૦)નો શ્લોક છે.

જલ અને જીવોનાં નામ "નારા" છે. તે અયન અર્થાત્ નિવાસસ્થાન છે જેનું, એથી સર્વ જીવોમાં વ્યાપક પરમાત્માનું નામ **નારાયણ** છે.

चदि आह्लादे । એ ધાતુથી "**चन्द्र**" શબ્દ સિદ્ધ થાય છે. "**यश्चन्दति चन्दयति वा स चन्द्रः**" । જે આનન્દસ્વરૂપ અને સર્વને આનન્દ આપનાર છે, તેથી ઈશ્વરનું નામ **ચન્દ્ર** છે.

मगि गत्यर्थकः । એ ધાતુથી **मङ्गेरलच्** એ સૂત્રથી **मंगल** શબ્દ સિદ્ધ થાય છે. "**यो मङ्गति मङ्गयति वा स मङ्गलः।**" જે સ્વયં મંગલસ્વરૂપ અને સર્વ જીવોના મંગલનું કારણ છે, તેથી તે પરમેશ્વરનું નામ **મંગલ** છે.

बुध अवगमने । એ ધાતુથી **बुध** શબ્દ સિદ્ધ થાય છે. "**यो बुध्यते बोधते वा स बुधः॥**" જે સ્વયં બોધસ્વરૂપ અને સર્વ જીવોના બોધનું કારણ છે, તેથી તે પરમેશ્વરનું નામ **બુધ** છે.

**बृहस्पति** – એ શબ્દનો અર્થ આગળ કહી ચૂક્યા છીએ.

ईशुचिर् पूतीभावे । એ ધાતુથી **शुक्र** શબ્દ સિદ્ધ થયો છે. "**यः शुच्यति शोचयति वा स शुक्रः ।**" જે અત્યન્ત પવિત્ર અને જેના સંગથી જીવ પણ પવિત્ર થઈ જાય છે, તેથી ઈશ્વરનું નામ **શુક્ર** છે.

चर गतिभक्षणयोः । એ ધાતુને "**शनैस्**" અવ્યય ઉપપદ હોવાથી **शनैश्चर** શબ્દ સિદ્ધ થયો છે. "**यः शनैश्चरति स शनैश्चरः ।**" જે સર્વમાં સહજથી પ્રાપ્ત ધૈર્યવાન્ છે, તેથી તે પરમેશ્વરનું નામ **શનૈશ્ચર** છે.

रह त्यागे । એ ધાતુથી **राहु** શબ્દ સિદ્ધ થાય છે. "**यो रहति परित्यजति दुष्टान् राहयति त्याजयति च स राहुरीश्वरः ।**" જે એકાન્ત સ્વરૂપ, જેના સ્વરૂપમાં બીજો પદાર્થ સંયુક્ત નથી, જે દુષ્ટોને છોડનાર અને અન્યોને છોડાવનાર છે, તેથી પરમેશ્વરનું નામ **રાહુ** છે.

कित निवासे रोगापनयने च । એ ધાતુથી **केतु** શબ્દ સિદ્ધ થાય છે. "**यः केतयति चिकित्सति वा स केतुरीश्वरः ।**" જે સર્વ જગતનું નિવાસસ્થાન, સર્વ રોગોથી રહિત અને મુમુક્ષુઓને મુક્તિ-સમયમાં સર્વ રોગોથી છોડાવે છે, તેથી તે પરમાત્માનું નામ **કેતુ** છે.

यज देवपूजासंगतिकरणदानेषु ॥ એ ધાતુથી **यज्ञ** શબ્દ સિદ્ધ થાય છે.

**यज्ञो वै विष्णुः ।** આ બ્રાહ્મણ ગ્રન્થનું વચન છે. **यो यजति विद्वद्भिरिज्यते वा स यज्ञः ॥** જે સર્વ જગતના પદાર્થોના સંયુક્ત કર્તા અને સર્વ વિદ્વાનોના પૂજ્ય છે અને બ્રહ્માથી લઈ સર્વ ઋષિમુનિઓના પૂજ્ય

હતા, છે અને રહેશે, તેથી તે પરમાત્માનું નામ **યજ્ઞ** છે. કેમ કે તે સર્વત્ર વ્યાપક છે.

हु दानाऽऽदनयो:, आदाने चेत्येके ॥ એ ધાતુથી **होता** શબ્દ સિદ્ધ થયો છે. "**यो जुहोति स होता ।**" જે જીવોને દેવા યોગ્ય પદાર્થોના દાતા અને ગ્રહણ કરવા યોગ્યના ગ્રાહક છે, એથી તે ઈશ્વરનું નામ **હોતા** છે.

बन्ध बन्धने ॥ એથી **बन्धु** શબ્દ સિદ્ધ થાય છે. "**यः स्वस्मिन् चराचरं जगद् बध्नाति बन्धुवद्धर्मात्मनां सुखाय सहायो वा वर्त्तते स बन्धुः ॥**" જેણે પોતાનામાં સર્વ લોક-લોકાન્તરોને નિયમોથી બાંધી રાખ્યા છે, અને સહોદર સમાન સહાયક છે, તેથી પોતપોતાની પરિધિ અથવા નિયમનું ઉલ્લંઘન નથી કરી શકતા; જેમ ભાઈ ભાઈઓનો સહાયકારી હોય છે, તેમ પરમેશ્વર પણ પૃથિવ્યાદિ લોકોનું ધારણ અને રક્ષણ કરવાથી અને સુખ આપવાથી **બન્ધુ** સંજ્ઞક છે.

पा रक्षणे । એ ધાતુથી **पिता** શબ્દ સિદ્ધ થાય છે. "**यः पाति सर्वान् स पिता ।**" જે સર્વનો રક્ષક, જેમ પિતા પોતાનાં સન્તાનો પર સદા કૃપાલુ હોઈને તેમની ઉન્નતિ ઇચ્છે છે, તેમ જ પરમેશ્વર સર્વ જીવોની ઉન્નતિ ઇચ્છે છે, તેથી તેનું નામ **પિતા** છે.

"**यः पितृणां पिता स पितामहः ।**" જે પિતાઓનો પણ પિતા છે, તેથી તે પરમેશ્વરનું નામ **પિતામહ** છે. "**यः पितामहानां पिता स प्रपितामहः ।**" જે પિતાઓના પિતરોનો પિતા છે, એથી પરમેશ્વરનું નામ **પ્રપિતામહ** છે.

माङ् माने शब्दे च । એ ધાતુથી **माता** શબ્દ બને છે. "**यो मिमीते मानयति सर्वाञ्जीवान् स माता ।**" જેમ પૂર્ણકૃપાયુક્ત જનની પોતાનાં સન્તાનોનાં સુખ અને ઉન્નતિને ચાહે છે, તેમ પરમેશ્વર પણ સર્વ જીવોની ઉન્નતિ ચાહે છે, તેથી પરમેશ્વરનું નામ **માતા** છે.

चर गतिभक्षणयोः । आङ् पूर्वक એ ધાતુથી **आचार्य** શબ્દ સિદ્ધ થાય છે. "**य आचारं ग्राहयति सर्वा विद्या वा बोधयति स आचार्य्य ईश्वरः ।**" જે સત્ય આચારના ગ્રહણ કરનારા છે અને સર્વ વિદ્યાઓની પ્રાપ્તિના હેતુ હોઈને સર્વ વિદ્યા પ્રાપ્ત કરાવે છે, એથી પરમેશ્વરનું નામ **આચાર્ય** છે.

गॄ शब्दे । એ ધાતુથી **गुरु** શબ્દ બને છે. "**यो धर्म्यान् शब्दान् गृणात्युपदिशति स गुरुः।**"

**स पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात्** ॥ આ યોગશાસ્ત્ર (૧.૨૬)નું સૂત્ર છે. જે સત્યધર્મપ્રતિપાદક સકલ વિદ્યાયુક્ત વેદોના ઉપદેશકર્તા, સૃષ્ટિના આદિમાં અગ્નિ, વાયુ, આદિત્ય, અંગિરા અને બ્રહ્માદિ ગુરુઓના પણ ગુરુ અને જેનો નાશ કદી થતો નથી, એથી તે પરમેશ્વરનું નામ **ગુરુ** છે.

अज गतिक्षेपणयोः । जनी प्रादुर्भावे । એ ધાતુઓથી **अज** શબ્દ બને છે. "**योऽजति सृष्टिं प्रति सर्वान् प्रकृत्यादीन् पदार्थान् प्रक्षिपति जनयति वा कदाचिन्न जायते सोऽजः ॥**" જે સર્વ પ્રકૃતિના અવયવ આકાશાદિ ભૂત પરમાણુઓને યથાયોગ્ય મેળવે છે, શરીર સાથે જીવોનો સંબંધ કરીને જન્મ આપે છે, અને સ્વયં કદી જન્મ લેતો નથી, એથી તે ઈશ્વરનું નામ **અજ** છે.

बृह, बृहि वृद्धौ । એ ધાતુઓથી **ब्रह्मा** શબ્દ સિદ્ધ થાય છે. "**योऽखिलं जगन्निर्माणेन बृहंति ( बृंहति ) वर्द्धयति स ब्रह्मा ।**" જે સંપૂર્ણ જગતને રચીને વધારે છે, તેથી પરમેશ્વરનું નામ **બ્રહ્મા** છે.

"**सत्यं ज्ञानमनन्तं ब्रह्म ।**" આ તૈતિરીયોપનિષદ્ (૨.૧)નું વચન છે.

"**सन्तीति सन्तस्तेषु सत्सु साधु तत्सत्यम् । यज्जानाति चराचरं जगत्तज्ज्ञानम् । न विद्यतेऽन्तोवधिर्मर्यादा यस्य तदनन्तम् । सर्वेभ्यो बृहत्वाद्ब्रह्म ॥**"

જે પદાર્થ છે, તેને "સત્" કહે છે. તેમાં સાધુ હોવાથી પરમેશ્વરનું નામ "**સત્ય**" છે. જે (ચરાચર

જગતને) જાણવાવાળા છે, એથી પરમેશ્વરનું નામ "**ज्ञान**" છે. જેનો અન્ત અવધિ મર્યાદા અર્થાત્ આટલો લાંબો, પહોળો, નાનો, મોટો છે, એવું પરિણામ નથી, એથી પરમેશ્વરનું નામ **અનન્ત** છે.

दुदाञ् दाने । **आङ्पूर्वक** એ ધાતુથી **आदि** શબ્દ અને **नञ्पूर्वक** અનાદિ શબ્દ સિદ્ધ થાય છે. "**यस्मात् पूर्वं नास्ति परं चास्ति स आदिरित्युच्यते, न विद्यते आदिः कारणं यस्य सोऽनादिरीश्वरः ॥**" જેની પૂર્વ કંઈ ન હોય અને પરે હોય તેને **આદિ** કહે છે. જેનું આદિ કારણ કોઈ પણ નથી, એથી પરમેશ્વરનું નામ **અનાદિ** છે.

टुनदि समृद्धौ । **आङ्पूर्वक** એ ધાતુથી **आनन्द** શબ્દ બને છે. **आनन्दन्ति सर्वे मुक्ता यस्मिन् यद्वा यः सर्वान् जीवानानन्दयति स आनन्दः ।**" જે આનન્દસ્વરૂપ, જેમાં સર્વ મુક્ત જીવ આનન્દને પ્રાપ્ત થાય છે અને સર્વ ધર્માત્મા જીવોને આનન્દયુક્ત કરે છે, એથી ઈશ્વરનું નામ **આનન્દ** છે.

अस् भुवि । એ ધાતુથી **सत्** શબ્દ સિદ્ધ થાય છે. "**यदस्ति त्रिषु कालेषु न बाध्यते तत्सद्ब्रह्म ॥**" જે સદા વર્તમાન, અર્થાત્ ભૂત; ભવિષ્યત્, વર્તમાન કાલમાં જેને બાધ નથી, તે પરમેશ્વરને સત્ કહે છે.

चिती संज्ञाने । એ ધાતુથી **चित्** શબ્દ સિદ્ધ થાય છે. "**यश्चेतति चेतयति संज्ञापयति सर्वान् सज्जनान् योगिनस्तच्चित्परं ब्रह्म ॥**" જે ચેતન સ્વરૂપ, સર્વ જીવોને ચેતાવવાવાળા અને સત્યાસત્યને જણાવવાવાળા છે, એથી તે પરમાત્માનું નામ "ચિત્" છે. આ ત્રણે શબ્દો વિશેષણ હોવાથી પરમેશ્વરને **સચ્ચિદાનન્દસ્વરૂપ** કહે છે.

"**यो ध्रुवोऽचलोऽविनाशी स नित्यः ।**" જે નિશ્ચલ અવિનાશી છે, તે **नित्य** શબ્દ વાચ્ય ઈશ્વર છે.

शुन्ध शुद्धौ । એથી **शुद्ध** શબ્દ સિદ્ધ થાય છે. "**यः शुन्धति सर्वान् शोधयति वा स शुद्ध ईश्वरः ।**" જે સ્વયં પવિત્ર, સર્વ અશુદ્ધિઓથી પૃથક્ અને સર્વને શુદ્ધ કરવાવાળા છે, તેથી તે ઈશ્વરનું નામ **શુદ્ધ** છે.

बुध अवगमने । એ ધાતુને **क्त** પ્રત્યય લગાડવાથી **बुद्ध** શબ્દ સિદ્ધ થાય છે. "**यो बुद्धवान् सदैव ज्ञाताऽस्ति स बुद्धो जगदीश्वरः ।**"જે સદા સર્વને જાણવાવાળો છે એથી ઈશ્વરનું નામ બુદ્ધ છે.

मुच्लृ मोचने । એ ધાતુથી **मुक्त** શબ્દ સિદ્ધ થાય છે. "**यो मुञ्चति मोचयति वा मुमुक्षून् स मुक्तो जगदीश्वरः ।**" જે સર્વદા અશુદ્ધિઓથી અલગ અને સર્વ મુમુક્ષોઓને કલેશથી છોડવી દે છે, તેથી પરમાત્માનું નામ **મુક્ત** છે. "**अत एव नित्यशुद्धबुद्धमुक्तस्वभावो जगदीश्वरः ।**" એ જ કારણથી પરમેશ્વર નિત્ય શુદ્ધ, બુદ્ધ અને મુક્ત સ્વભાવવાળો છે.

निर् અને आङ्पूर्वक (डुकृञ् करणे) । એ ધાતુથી **निराकार** શબ્દ સિદ્ધ થાય છે. "**निर्गत आकारात्स निराकारः ।**" જેનો આકાર કોઈ પણ નથી અને ન કદી શરીર ધારણ કરે છે, એથી પરમેશ્વરનું નામ **નિરાકાર** છે.

"अञ्जू व्यक्तिम्लक्षणकान्तिगतिषु ।" એ ધાતુથી **अञ्जन** શબ્દ બને છે અને **निर्** ઉપસર્ગના યોગથી **निरंजन** શબ્દ સિદ્ધ થાય છે. "**अञ्जनं व्यक्तिर्लक्षणं कुकाम इन्द्रियैः प्राप्तिश्चेत्यस्माद्यो निर्गतः पृथग्भूतः स निरञ्जनः ।**" જે વ્યક્તિ અર્થાત્ આકૃતિ, મ્લેચ્છાચાર, દુષ્ટ કામના અને ચક્ષુરાદિ ઈન્દ્રયોના વિષયોના પથથી પૃથક્ છે, તેથી ઈશ્વરનું નામ **નિરંજન** છે.

गण संख्याने । એ ધાતુથી **गण** શબ્દ સિદ્ધ થાય છે. એની પાછળ **ईश** કે **पति** શબ્દ રાખવાથી **गणेश** અને **गणपति** શબ્દ સિદ્ધ થાય છે. "**ये प्रकृत्यादयो जडा जीवाश्च गण्यन्ते संख्यायन्ते तेषामीशः स्वामी पतिः पालको वा ।**" જે પ્રકૃત્યાદિ જડ અને સર્વ જીવ, પ્રખ્યાત પદાર્થોનો સ્વામી કે પાલન કરવાવાળો છે તેથી તે

ઈશ્વરનું નામ ગણેશ કે ગણપતિ છે.

**"यो विश्वमीष्टे स विश्वेश्वरः ।"** જે સંસારના અધિષ્ઠાતા છે, તેથી તે પરમેશ્વરનું નામ **વિશ્વેશ્વર** છે.

**"यः कूटेऽनेकविधव्यवहारे स्वस्वरूपेणैव तिष्ठति स कूटस्थः परमेश्वरः ।"** જે સર્વ વ્યવહારોમાં વ્યાપ્ત અને સર્વ વ્યવહારોના આધાર હોઈને પણ કોઈ વ્યવહારમાં પોતાના સ્વરૂપને નથી બદલતો, એટલા માટે તે પરમેશ્વરનું નામ **કૂટસ્થ** છે.

જેટલા **દેવ** શબ્દના અર્થ લખ્યા છે, તેટલા જ **દેવી** શબ્દના પણ છે. પરમેશ્વરનાં ત્રણે લિંગોમાં નામ છે. જેમકે- **"ब्रह्म चितिरीश्वरश्चेति।"** જ્યારે ઈશ્વરનું વિશેષણ હશે ત્યારે **દેવ,** જ્યારે ચિતિનું હશે ત્યારે **દેવી.** એથી ઈશ્વરનું નામ **દેવી** છે.

शक्लृ शक्तौ । એ ધાતુથી **शक्ति** શબ્દ બને છે. **"यः सर्वं जगत् कर्त्तुं शक्नोति सा शक्तिः।"** જે સર્વ જગત્‌ને બનાવવામાં સમર્થ છે, તેથી તે પરમેશ્વરનું નામ **શક્તિ** છે.

श्रिञ् सेवायाम् । એ ધાતુથી **श्री** શબ્દ સિદ્ધ થાય છે. **"यः श्रीयते सेव्यते सर्वेण जगता विद्वद्भिर्योगिभिश्च स श्रीरीश्वरः ॥"** જેનું સેવન સર્વ જગત્, વિદ્વાન્ અને યોગી લોકો કરે છે, તે પરમાત્માનું નામ **શ્રી** છે.

लक्ष दर्शनाङ्कनयोः । એ ધાતુથી **लक्ष्मी** શબ્દ સિદ્ધ થાય છે. **"यो लक्षयति पश्यत्यङ्क्ते चिह्नयति चराचरं जगदथवा वेदैराप्तैर्योगिभिश्च यो लक्ष्यते स लक्ष्मीः सर्वप्रियेश्वरः ।"** જે સર્વ ચરાચર જગતને દેખે છે, ચહ્નિત અર્થાત્ દશ્ય બનાવે છે, જેમ શરીરનાં નેત્ર, નાસિકા અને વૃક્ષનાં પત્ર- પુષ્પ, ફલ- મૂલ; પૃથ્વી જલનાં કૃષ્ણ, રક્ત, શ્વેત, મૃત્તિકા, પાષાણ, ચન્દ્ર, સૂર્યાદિ ચિહ્ન બનાવે છે અને સર્વને જુએ છે, સર્વ શોભાઓની શોભા છે અને જે **વેદાદિ** શાસ્ત્ર અથવા ધાર્મિક વિદ્વાન્ યોગીઓના લક્ષ્ય અર્થાત્ જોવા યોગ્ય છે, એથી તે પરમેશ્વરનું નામ **લક્ષ્મી** છે.

**सृ गतौ** । ધાતુથી **सरस्** તેનાથી **मतुप्** અને ङीप् પ્રત્યય થવાથી **सरस्वती** શબ્દ સિદ્ધ થાય છે. **"सरो विविधं ज्ञानं विद्यते यस्यां चितौ सा सरस्वती ।"** જેને વિવિધ વિજ્ઞાન અર્થાત્ શબ્દ, અર્થ, સમ્બન્ધ અને પ્રયોગનું જ્ઞાન યથાવત્ છે, એથી તે પરમેશ્વરનું નામ **સરસ્વતી** છે.

**"सर्वाः शक्तयो विद्यन्ते यस्मिन् स सर्वशक्तिमानीश्वरः ।"** જે પોતાનું કાર્ય કરવામાં કોઈ અન્યની સહાયતાની ઈચ્છા નથી કરતો, પોતાના જ સામર્થ્યથી પોતાનું સર્વકામ પૂરું કરે છે, એથી તે પરમાત્માનું નામ **સર્વશક્તિમાન** છે.

णीञ् प्रापणे । એ ધાતુથી **न्याय** શબ્દ સિદ્ધ થાય છે.

**"प्रमाणैरर्थपरीक्षणं न्यायः ।"** આ વચન ન્યાય સૂત્રો પર વાત્સ્યાયનમુનિકૃત ભાષ્ય (૧.૧.૧.)નું છે. **"पक्षपातराहित्याचरणं न्यायः ।"** જે પ્રત્યક્ષાદિ પ્રમાણોની પરીક્ષાથી સત્ય-સત્ય સિદ્ધ હોય છે તથા જે પક્ષપાત રહિત આચરણ ધર્મરૂપ છે, તે **ન્યાય** કહેવાય છે. **"न्यायं कर्त्तुं शीलमस्य स न्यायकारीश्वरः ।"** જેનો ન્યાય અર્થાત્ પક્ષપાત રહિત ધર્મ કરવાનો જ સ્વભાવ છે, એથી તે ઈશ્વરનું નામ **ન્યાયકારી** છે.

"दय दानगतिरक्षणहिंसादानेषु ।" એ ધાતુથી **दया** શબ્દ સિદ્ધ થાય છે. **"दयते ददाति जानाति गच्छति रक्षति हिनस्ति यया सा दया । बह्वी दया विद्यते यस्य स दयालुः परमेश्वरः ।"** જે અભયનો દાતા, સત્યાસત્ય સર્વ વિદ્યાઓનો જાણનાર, સર્વ સજ્જનોની રક્ષા કરનાર અને દુષ્ટોને યથાયોગ્ય દણ્ડ આપનાર છે, તેથી તે પરમાત્માનું નામ **દયાળુ** છે.

**"द्वयोर्भावो द्वाभ्यामितं सा द्विता, द्वीतं वा, सैव तदेव वा द्वैतम् । न विद्यते द्वैतं द्वितीयेश्वरभावो**

**यस्मिँस्तदद्वैतम् । अर्थात् सजातीयविजातीयस्वगतभेदशून्यं ब्रह्म ।**" બેનું હોવું, અથવા બેઉથી યુક્ત હોવું તે દ્વિતા કે દ્વીત અથવા દ્વૈતથી રહિત છે (તે અદ્વૈત). સજાતીય જેમ મનુષ્યનો સજાતીય બીજો મનુષ્ય હોય છે, વિજાતીય જેમ મનુષ્યથી ભિન્ન જાતિવાળાં વૃક્ષ, પાષાણાદિ છે, સ્વગત અર્થાત્ શરીરમાં જેમ આંખ, નાક, કાન આદિ અવયવોના ભેદ છે, તેમ બીજા સ્વજાતીય ઈશ્વર, વિજાતીય ઈશ્વર કે પોતાના આત્મામાં તત્ત્વાન્તર વસ્તુઓથી રહિત એક પરમેશ્વર છે, એથી પરમાત્માનું નામ **અદ્વૈત** છે.

"**गुण्यन्ते ये ते गुणा वा यैर्गुणयन्ति ते गुणाः । यो गुणेभ्यो निर्गतः स निर्गुण ईश्वरः ।**" જેટલા સત્ત્વ, રજસ, તમ, રૂપ, રસ, સ્પર્શ, ગન્ધાદિ જડના ગુણ છે, અવિદ્યા, અલ્પજ્ઞતા, રાગ, દ્વેષ અને અવિદ્યાદિ ક્લેશ જીવનાં ગુણ છે, એનાથી જે પૃથક્ છે. એમાં- "**अशब्दमस्पर्शमरूपमव्ययम् ।**" (કઠોપ० १.३.१५) ઇત્યાદિ ઉપનિષદોનાં પ્રમાણ છે. જે શબ્દ, સ્પર્શ, રૂપાદિ ગુણરહિત છે, એથી પરમાત્માનું નામ **નિર્ગુણ** છે.

"**यो गुणैः सह वर्त्तते स सगुणः ।**" જે સર્વજ્ઞાન, સર્વસુખ, પવિત્રતા, અનન્તબલ આદિ ગુણોથી યુક્ત છે, એથી પરમેશ્વરનું નામ **સગુણ** છે.

જેમ પૃથ્વી ગન્ધાદિ ગુણોથી સગુણ અને ઈચ્છાદિ ગુણોથી રહિત હોવાથી નિર્ગુણ છે, તેમ જગત્ અને જીવના ગુણોથી જુદો હોવાથી પરમેશ્વર **નિર્ગુણ** અને સર્વજ્ઞાદિ ગુણોથી યુક્ત હોવાથી **સગુણ** છે. અર્થાત્ એવો કોઈ પણ પદાર્થ નથી જે સગુણતા અને નિર્ગુણતાથી જુદો હોય. જેમ ચેતનના ગુણોથી જુદો હોવાથી જડ પદાર્થ નિર્ગુણ અને પોતાના ગુણોથી યુક્ત હોવાથી સગુણ છે, તેમ જ જડના ગુણોથી જુદો હોવાથી જીવ નિર્ગુણ અને ઈચ્છાદિ પોતાના ગુણોથી યુક્ત હોવાથી સગુણ છે, એમ પરમેશ્વરમાં પણ સમજવું જોઈએ.

"**अन्तर्यन्तुं नियन्तुं शीलं यस्य सोऽयमन्तर्यामी ।**" જે સર્વ પ્રાણી અને અપ્રાણીરૂપ જગતની અંદર વ્યાપક હોઈ સર્વના નિયામક છે, તેથી તે પરમેશ્વરનું નામ **અન્તર્યામી** છે. "**यो धर्म्मे राजते स धर्मराजः ।**" જે ધર્મમાં જ પ્રકાશમાન અને અધર્મથી રહિત, ધર્મનો જ પ્રકાશ કરનાર છે, તેથી તે પરમેશ્વરનું નામ **ધર્મરાજ** છે.

यमु उपरमे । એ ધાતુથી **यम** શબ્દ સિદ્ધ થાય છે. "**यः सर्वान् प्राणिनो नियच्छति स यमः ।**" જે સર્વ પ્રાણીઓને કર્મફલ આપવાની વ્યવસ્થા કરે છે અને સર્વ અન્યાયોથી પૃથક્ રહે છે, તેથી પરમાત્માનું નામ **યમ** છે.

भज सेवायाम् । એ ધાતુથી **भग** અને **मतुप्** પ્રત્યય લગાડવાથી **भगवान्** શબ્દ સિદ્ધ થાય છે. "**भगः सकलैश्वर्य्यं सेवनं वा विद्यते यस्य स भगवान् ।**" જે સમગ્ર ઐશ્વર્યથી યુક્ત અથવા ભજવાને યોગ્ય છે, એથી તે ઈશ્વરનું નામ **ભગવાન** છે.

मन ज्ञाने । એ ધાતુથી **मनु** શબ્દ બને છે. "**यो मन्यते स मनुः ।**" જે મનુ અર્થાત્ વિજ્ઞાનશીલ અને માનવા યોગ્ય છે, તેથી તે ઈશ્વરનું નામ **મનુ** છે.

पॄ पालनपूरणयोः । એ ધાતુથી **पुरुष** શબ્દ સિદ્ધ થાય છે. "**यः स्वव्याप्त्या चराऽचरं जगत् पृणाति पूरयति वा स पुरुषः ।**" જે સર્વ જગતમાં પૂર્ણ થઈ રહ્યો છે, તેથી તે પરમાત્માનું નામ **પુરુષ** છે.

डुभृञ् धारणपोषणयोः । "विश्व" પૂર્વક એ ધાતુથી **विश्वम्भर** શબ્દ સિદ્ધ થાય છે. "**यो विश्वं बिभर्ति धरति पुष्णाति वा स विश्वम्भरो जगदीश्वरः ।**" જે જગતનું ધારણ અને પોષણ કરનાર છે, તેથી તે પરમેશ્વરનું નામ **વિશ્વંભર** છે.

कल संख्याने । એ ધાતુથી **काल** શબ્દ બન્યો છે. "**कलयति संख्याति सर्वान् पदार्थान् स कालः ।**"

જે જગતના સર્વ પદાર્થ અને જીવોની સંખ્યા કરે છે, એથી તે પરમેશ્વરનું નામ **કાલ** છે.

शिष्लृ विशेषणे । એ ધાતુથી **शेष** શબ્દ સિદ્ધ થાય છે. **"यः शिष्यते स शेषः ।"** જે ઉત્પત્તિ અને પ્રલયથી શેષ અર્થાત્ બચી રહ્યા છે, તેથી તે પરમાત્માનું નામ **શેષ** છે.

आप्लृ व्याप्तौ । એ ધાતુથી **आप्त** શબ્દ સિદ્ધ થાય છે. **"यः सर्वान् धर्मात्मन आप्नोति वा सर्वैर्धर्मात्मभिराप्यते छलादिरहितः स आप्तः ।"** જે સત્યોપદેશ સકલ વિદ્યાયુક્ત સર્વ ધર્માત્માઓને પ્રાપ્ત થાય છે અને ધર્માત્માઓથી પ્રાપ્ત થવા યોગ્ય, છલ કપટાદિથી રહિત છે, તેથી તે પરમાત્માનું નામ **આપ્ત** છે.

डुकृञ् करणे । **शम्** પૂર્વક એ ધાતુથી **शङ्कर** શબ્દ સિદ્ધ થયો છે. **"यः शङ्कल्याणं सुखं करोति स शङ्करः ।"** જે કલ્યાણ અર્થાત્ સુખનો કરનાર છે, તેથી તે ઈશ્વરનું નામ **શંકર** છે.

महत् શબ્દપૂર્વક **देव** શબ્દથી **महादेव** શબ્દ સિદ્ધ થાય છે. **"यो महतां देवः स महादेवः ।"** જે મહાન્ દેવોના દેવ અર્થાત્ વિદ્વાનોના પણ વિદ્વાન, સૂર્યાદિ પદાર્થોના પ્રકાશક છે, તેથી તે પરમાત્માનું નામ **મહાદેવ** છે.

प्रीञ् तर्पणे कान्तौ च । એ ધાતુથી **प्रिय** શબ્દ સિદ્ધ થાય છે. **"यः प्रीणाति प्रीयते वा स प्रियः ।"** જે સર્વ ધર્માત્માઓ, મુમુક્ષુઓ અને શિષ્ટોને પ્રસન્ન કરે છે અને સર્વને કામના કરવા યોગ્ય છે, તેથી તે ઈશ્વરનું નામ **પ્રિય** છે.

भू सत्तायाम् । **स्वयं** પૂર્વક એ ધાતુથી **स्वयम्भू** શબ્દ સિદ્ધ થાય છે. **"यः स्वयं भवति स स्वयंभूरीश्वरः ।"** જે આપોઆપ પોતે જ છે, કોઈથી કદી ઉત્પન્ન નથી થયો, તેથી તે પરમેશ્વરનું નામ **स्वयम्भू** છે.

कु शब्दे । એ ધાતુથી **कवि** શબ્દ સિદ્ધ થાય છે. **"यः कौति शब्दयति सर्वा विद्याः स कविरीश्वरः ।"** જે વેદ દ્વારા સર્વ વિદ્યાઓના ઉપદેષ્ટા અને વેત્તા છે, તેથી તે પરમેશ્વરનું નામ **કવિ** છે.

शिवु कल्याणे । એ ધાતુથી **शिव** શબ્દ સિદ્ધ થાય છે. **बहुलमेतन्निदर्शनम्** । એથી **शिवु** ધાતુ મનાય છે. જે કલ્યાણસ્વરૂપ અને કલ્યાણનો કરનાર છે, એથી તે પરમેશ્વરનું નામ **શિવ** છે.

આ **સો** નામ પરમેશ્વરનાં લખ્યાં છે, પરન્તુ એનાથી ભિન્ન પરમાત્માનાં અસંખ્ય નામો છે, કેમ કે જેમ પરમેશ્વરનાં અનન્ત ગુણ, કર્મ અને સ્વભાવ છે,તેમ તેનાં અનન્ત નામ પણ છે. તેમાંથી પ્રત્યેક ગુણ, કર્મ અને સ્વભાવનું એક એક નામ છે. તેથી મારાં લખેલાં આ નામ સમુદ્રની સામે બિન્દુવત્ છે, કેમ કે વેદાદિ શાસ્ત્રોમાં પરમાત્માનાં અસંખ્ય ગુણ, કર્મ અને સ્વભાવ વ્યાખ્યાત કર્યાં છે. તેમનો ભણવા-ભણાવવાથી બોધ થઈ શકે છે અને અન્ય પદાર્થોનું જ્ઞાન પણ તેમને જ પૂરે પૂરું થઈ શકે છે, જે વેદાદિ શાસ્ત્રો ભણે છે.

**પ્રશ્ન**-જેમ અન્ય ગ્રન્થકાર લોકો આદિ, મધ્ય અને અન્તમાં મંગલાચરણ કરે છે, તેમ આપે કંઈ પણ કેમ ન લખ્યું, ન કર્યું?

**ઉત્તર**-એવું અમને કરવું યોગ્ય નથી, કેમ કે જે આદિ, મધ્ય અને અન્તમાં મંગલ કરશે તો તેના ગ્રન્થમાં આદિ, મધ્ય અને અન્તની વચમાં જે કાંઈ લેખ હશે, તે અમંગલ જ રહેશે. તેથી -

**"मंगलाचरणं शिष्टाचारात् फलदर्शनाच्छुतितश्चेति ।"** આ સાંખ્યશાસ્ત્ર (૫.૧)નું વચન છે.

એનો એ અભિપ્રાય છે કે જે ન્યાય, પક્ષપાત રહિત, સત્ય, વેદોક્ત ઈશ્વરની આજ્ઞા છે, તેનું યથાવત્ સર્વત્ર અને સદા આચરણ કરવું **મંગલાચરણ** કહેવાય છે. ગ્રન્થારમ્ભથી લઈ સમાપ્તિ પર્યન્ત સત્યાચાર જ કરવો એ **મંગલાચરણ** છે. નહીં કે ક્યાંક મંગલ અને ક્યાંક અમંગલ લખવું. જુઓ, મહાશય મહર્ષિઓના લેખોને :-

"**यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि नो इतराणि ।**" આ તૈત્તિરીયોપનિષદ્(પ્રપાઠક, અનુ૦ ૧૧)નું વચન છે. હે સન્તાનો ! જે "અનવદ્ય" અનિન્દનીય અર્થાત્ ધર્મયુક્ત કર્મ છે, તે જ તમારે કરવાં યોગ્ય છે, અધર્મયુક્ત નહીં.

એથી જે આધુનિક ગ્રન્થો કે ટીકાકારોના **श्री गणेशाय नमः, सीतारामाभ्यां नमः, राधाकृष्णाभ्यां नमः, श्री गुरुचरणारविन्दाभ्याम् नमः, हनुमते नमः, दुर्गायै नमः, बटुकाय नमः, भैरवाय नमः, शिवाय नमः, सरस्वत्यै नमः, नारायणाय नमः,** ઇત્યાદિ લેખ જોવામાં આવે છે, એને બુદ્ધિમાન લોક વેદ અને શાસ્ત્રોથી વિરુદ્ધ હોવાથી મિથ્યા જ સમજે છે, કેમ કે વેદ અને ઋષિઓના ગ્રન્થોમાં ક્યાંય પણ એવું મંગલાચરણ જોવામાં આવતું નથી. અને આર્ષ ગ્રન્થોમાં **ओ३म्** તથા **अथ** શબ્દ તો જોવામાં આવે છે, જુઓ :-

"**अथ शब्दानुशासनम् ।**" "**अथेत्ययं शब्दोऽधिकारार्थः प्रयुज्यते ।**" - આ વ્યાકરણ મહાભાષ્ય,

"**अथातो धर्मजिज्ञासा ।**" **अथेत्यानन्तर्ये वेदाध्ययनानन्तरम् ॥** આ પૂર્વ મીમાંસા.

"**अथातो धर्मं व्याख्यास्यामः ।**" "**अथेति धर्मकथानन्तरं धर्मलक्षणं विशेषेण व्याख्यास्यामः ॥**" -આ વૈશેષિક દર્શન,

"**अथ योगानुशासनम् । अथेत्ययमधिकारार्थः ॥**" આ યોગશાસ્ત્ર,

"**अथ त्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थः ।**" **सांसारिकविषयभोगानन्तरं त्रिविधदुःख्यात्यन्तनिवृत्यर्थः प्रयत्नः कर्तव्यः ।** - આ સાંખ્યશાસ્ત્ર,

"**अथातो ब्रह्मजिज्ञासा ।**" **चतुष्टयसाधनसंपत्त्यनन्तरं ब्रह्म जिज्ञास्यम् ।** આ વેદાન્ત સૂત્ર,

"**ओमित्येतदक्षरमुद्गीतमुपासीत ।**" આ છાન્દોગ્ય ઉપનિષદ્નું વચન છે.

"**ओमित्येतदक्षरमिदं सर्वं तस्योपव्याख्यानम् ॥**" - આ માણ્ડૂક્ય ઉપનિષદ્ના આરંભનું વચન છે.

એવી જ રીતે અન્ય ઋષિમુનિઓના ગ્રન્થોમાં '**ओ३म्**' અને '**अथ**' શબ્દ લખ્યા છે, તેમજ - "**अग्नि, इट्, अग्नि, ये त्रिषप्ताः परियन्ति**" એ શબ્દ ચારે વેદોની આદિમાં લખ્યા છે. **श्री गणेशाय नमः।** ઇત્યાદિ શબ્દ ક્યાંય નથી અને જે વૈદિક લોકો વેદના આરમ્ભમાં **हरिः ओम्** લખે છે અને ભણે છે, એ પૌરાણિક અને તાંત્રિક લોકોની મિથ્યા કલ્પનાથી શીખ્યા છે. વેદાદિ શાસ્ત્રોમાં **हरि** શબ્દ આદિમાં ક્યાંય પણ નથી, તેથી **ओम्** કે **अथ** શબ્દો જ ગ્રન્થોની આદિમાં લખવા જોઈએ.

આ કિંચિત્ માત્ર ઈશ્વરના વિષયમાં લખ્યું છે; એની આગળ શિક્ષા વિષયમાં લખવામાં આવશે.

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे**
**सुभाषाविभूषित ईश्वरनामविषये प्रथमः**
**समुल्लासः सम्पूर्णः ॥ १ ॥**

# ॥ अथ द्वितीयसमुल्लासारम्भः ॥

## अथ शिक्षां प्रवक्ष्यामः ॥

**मातृमान् पितृमानाचार्य्यवान् पुरुषो वेद** । આ શતપથ બ્રાહ્મણનું વચન છે.

વસ્તુતઃ જ્યારે ત્રણ ઉત્તમ શિક્ષક અર્થાત્ એક માતા, બીજો પિતા અને ત્રીજો આચાર્ય હોય, ત્યારે જ મનુષ્ય જ્ઞાનવાન થાય છે. તે જ કુલ ધન્ય ! તે સન્તાન મોટું ભાગ્યવાન્ ! કે જેનાં માતા-પિતા ધાર્મિક વિદ્વાન્ હોય; જેટલો માતાથી સન્તાનોને ઉપદેશ અને ઉપકાર પહોંચે છે, તેટલો કોઈથી નહીં. જેમ માતા સન્તાનો પર પ્રેમ કરી તેનું હિત કરવા ચાહે છે, તેમ અને તેટલું અન્ય કોઈ કરતું નથી. તેથી "માતૃમાન્" અર્થાત્ - "**प्रशस्ता धार्मिकी माता विद्यते यस्य स मातृमान्** ।" ધન્ય ! તે માતા છે કે જે ગર્ભાધાનથી લઈને જ્યાં સુધી પૂરી વિદ્યા ન થાય, ત્યાં સુધી સુશીલતાનો ઉપદેશ કરે.

માતા અને પિતાને અતિ ઉચિત છે કે ગર્ભાધાનની પૂર્વ, મધ્ય અને પશ્ચાત્ માદક દ્રવ્ય, મદ્ય, દુર્ગન્ધ, રૂક્ષ, બુદ્ધિનાશક પદાર્થોને છોડીને જે શાન્તિ, આરોગ્ય, બલ, બુદ્ધિ, પરાક્રમ અને સુશીલતાથી સભ્યતાને પ્રાપ્ત કરે એવાં ઘૃત, દૂધ, મિષ્ટ અન્નપાન આદિ શ્રેષ્ઠ પદાર્થોનું સેવન કરે, કે જેથી રજસ્-વીર્ય પણ દોષોથી રહિત થઈને અત્યુત્તમ ગુણયુક્ત થાય.

જેવો ઋતુગમનનો વિધિ અર્થાત્ રજોદર્શનને પાંચમે દિવસેથી લઈને સોળમા દિવસ સુધી ઋતુદાન દેવાનો સમય છે, તે દિવસોમાંથી પ્રથમના ચાર દિવસ ત્યાજ્ય છે. બાકી રહ્યા ૧૨ દિવસ, તેમાં એકાદશી અને ત્રયોદશીની રાત્રી છોડીને બાકીની ૧૦ રાત્રિઓમાં ગર્ભાદાન કરવું ઉત્તમ છે અને રજોદર્શનના દિનથી લઈને ૧૬મી રાત્રિ પછી સમાગમ કરવો નહીં. પુનઃ જ્યાં સુધી ઋતુદાનનો પૂર્વોક્ત સમય ન આવે, ત્યાં સુધી અને ગર્ભસ્થિતિની પશ્ચાત્ એક વર્ષ સુધી સંયુક્ત ન થવું.

જ્યારે બેઉનાં શરીરમાં આરોગ્ય, પરસ્પર પ્રસન્નતા, એટલે કોઈ પ્રકારનો શોક ન હોય, ત્યારે જેમ ચરક અને સુશ્રુતમાં ભોજન-છાદનનું વિધાન અને મનુસ્મૃતિમાં સ્ત્રી-પુરુષની પ્રસન્નતાની રીતિમાં લખ્યાં છે તેવે પ્રકારે કરવું અને વર્તવું. ગર્ભાધાનની પશ્ચાત્ સ્ત્રીએ બહુ સાવધાનીથી ભોજન-છાદન કરવું જોઈએ. પશ્ચાત્ એક વર્ષ પર્યન્ત સ્ત્રીએ પુરુષનો સંગ ન કરવો. બુદ્ધિ, રૂપ, આરોગ્ય, પરાક્રમ, શાન્તિ આદિ ગુણકારક દ્રવ્યોનું જ સેવન, જ્યાં સુધી સન્તાનનો જન્મ ન થાય, ત્યાં સુધી સ્ત્રી કરતી રહે.

જ્યારે જન્મ થાય ત્યારે સારા સુગંધયુક્ત જળથી બાળકને સ્નાન કરાવી અને નાડીછેદન કરી, સુગંધયુક્ત ઘૃતાદિનો હોમ કરવો* અને સ્ત્રીનો પણ સ્નાન અને ભોજનનો યથાયોગ્ય પ્રબન્ધ કરવો કે જેથી બાળક અને સ્ત્રીનું શરીર ક્રમશઃ આરોગ્ય મેળવી પુષ્ટ થતું જાય. એવા પદાર્થ બાળકની માતાએ અથવા ધાવે ખાવા કે જેથી દૂધમાં પણ ઉત્તમ ગુણ પ્રાપ્ત થાય.

પ્રસૂતાનું દૂધ છ દિન સુધી બાળકને પિવડાવવું, પશ્ચાત્ ધાવ ધવડાવ્યા કરે. પરંતુ ધાવને ઉત્તમ પદાર્થનું ખાન-પાન માતા-પિતાએ કરાવવું. જો કોઈ રંક હોય ને ધાવને ન રાખી શકે, તો તે ગાય કે બકરીના દૂધમાં ઉત્તમ ઔષધિ જે બુદ્ધિ, પરાક્રમ અને આરોગ્ય આપનારી હોય તેને શુદ્ધ જળમાં ભીંજાવી, ઉકાળી, ગાળીને તેમાં દૂધ જેટલું જળ મેળવીને બાળકને પિવડાવે.

---

* બાળકના જન્મ સમયે "**જાત કર્મ સંસ્કાર**" થાય છે. એમાં હવનાદિ વેદોક્ત કર્મ કરાય છે. એ શ્રી સ્વામીજીએ "**સંસ્કારવિધિ**"માં સવિસ્તર લખ્યું છે. - **સમર્થદાન**

જન્મ પશ્ચાત્ બાળક અને તેની માતાને અન્ય સ્થાન જ્યાંનો વાયુ શુદ્ધ હોય ત્યાં રાખવાં. વળી ત્યાં સુગન્ધ તથા દર્શનીય પદાર્થ પણ રાખવા. અને તેમને એવાં સ્થળોમાં ભ્રમણ કરાવવાં ઉચિત છે કે જ્યાંનો વાયુ શુદ્ધ હોય. અને જ્યાં ધાવ, ગાય, બકરી, આદિનાં દૂધ ન મળી શકે, ત્યાં જેમ ઉચિત સમજાય તેમ કરવું. કેમકે પ્રસૂતા સ્ત્રીના શરીરના અંશથી બાળકનું શરીર બને છે, એથી સ્ત્રી પ્રસવ સમયે નિર્બળ થઈ જાય છે. માટે પ્રસુતા સ્ત્રીએ ધવડાવવું નહીં. દૂધ રોકવાને માટે સ્તનનાં છિદ્રો પર એવી ઔષધીનો લેપ કરે કે જેથી દૂધ સ્રવિત ન થાય. આમ કરવાથી બીજે મહિને સ્ત્રી પુનરપિ યુવતી થઈ જાય છે. ત્યાં સુધી પુરુષ બ્રહ્મચર્યથી વીર્યનો નિગ્રહ રાખે.

આ પ્રકારે જે સ્ત્રી કે પુરુષ કરશે તેનું સન્તાન ઉત્તમ દીર્ઘાયુ થશે અને બળ-પરાક્રમની વૃદ્ધિ થતી જ રહેશે, જેથી સર્વ સન્તાન ઉત્તમ, બળ, પરાક્રમયુક્ત, દીર્ઘાયુ અને ધાર્મિક થાય. સ્ત્રીએ યોનિસંકોચન અને શોધન અને પુરુષે વીર્યનું સ્તંભન કરવું. પુનઃ જેટલાં સન્તાન થશે તે પણ સર્વ ઉત્તમ થશે.

બાળકોને માતા સદા ઉત્તમ શિક્ષા આપે. જેથી સન્તાન સભ્ય બને અને કોઈ પણ અંગથી કુચેષ્ટા ન કરવા પામે. જ્યારે બોલવા માંડે ત્યારે તેની માતા બાળકની જિહ્વા જે પ્રકારે કોમળ બની સ્પષ્ટ ઉચ્ચારણ કરી શકે તેવા ઉપાય કરે, કે જેથી જે વર્ણનું જે સ્થાન- પ્રયત્ન અર્થાત્ જેમ "પ"નું ઓષ્ઠસ્થાન અને સ્પષ્ટ પ્રયત્ન- બેઉ ઓષ્ઠોને મેળવી બોલવું; હ્રસ્વ, દીર્ઘ, પ્લુત અક્ષરોને બરાબર બોલી શકવા. મધુર, ગંભીર, સુંદર સ્વર, અક્ષર, માત્રા, વાક્ય, સંહિતા, અવસાન ભિન્ન ભિન્ન શ્રવણ થાય.

જ્યારે તેઓ કંઈ બોલવા અને સમજવા માંડે, ત્યારે સુંદર વાણી અને મોટા, નાના, માન્ય, પિતા, માતા, રાજા, વિદ્વાન આદિ સાથે ભાષણ, તેમની સાથે વર્તવાની અને તેમની પાસે બેસવા-ઊઠવાની રીતભાત આદિની પણ શિક્ષા આપવી, જેથી તેનો કોઈ જગ્યાએ અયોગ્ય વ્યવહાર ન થતાં સર્વત્ર પ્રતિષ્ઠા થયા કરે. જેમ સન્તાન જિતેન્દ્રિય, વિદ્યાપ્રિય અને સત્સંગમાં રુચિ કરે, તેવા પ્રયત્ન કર્યા કરે.

વ્યર્થ ક્રીડા, રોદન- હાસ્ય, લડાઈ, હર્ષ- શોક, કોઈ પદાર્થમાં લોલુપતા, ઈર્ષ્યા- દ્વેષાદિ ન કરે. ઉપસ્થેન્દ્રિયના સ્પર્શ અને મર્દનથી વીર્યની ક્ષીણતા અને નપુંસકતા થાય છે અને હસ્તમાં દુર્ગંધ પણ થાય છે, તેથી તેનો સ્પર્શ ન કરે. સદા સત્ય ભાષણ, શૌર્ય, ધૈર્ય, પ્રસન્નવદન આદિ ગુણોની પ્રાપ્તિ જે પ્રકારે થાય, તેમ કરાવે.

જ્યારે પાંચ પાંચ વર્ષના પુત્ર-પુત્રી થાય ત્યારે દેવનાગરી અક્ષરોનો અભ્યાસ કરાવવો, તથા અન્ય દેશીય ભાષાઓના અક્ષરોનો પણ અભ્યાસ કરાવવો. તે પશ્ચાત્ જેથી ઉત્તમ શિક્ષા, વિદ્યા, ધર્મ, પરમેશ્વર, માતા, પિતા, આચાર્ય વિદ્વાન્, અતિથિ, રાજા, પ્રજા, કુટુંબ, બન્ધુ, ભગિની, ભૃત્ય આદિ સાથે કેવી કેવી રીતે વર્તવું, એ વિષેના મન્ત્ર, શ્લોક, સૂત્ર, ગદ્ય, પદ્ય પણ અર્થસહિત કણ્ઠસ્થ કરાવવાં. જેથી સન્તાન કોઈ ધૂર્તના બહેકાવવામાં ન આવે અને જે જે વિદ્યા-ધર્મની વિરુદ્ધ ભ્રાન્તિજાળમાં નાખનારા વ્યવહાર છે, તેનો પણ ઉપદેશ કરી દેવો, કે જેથી ભૂત, પ્રેત આદિ મિથ્યા વાતો પર વિશ્વાસ ન થાય.

**गुरोः प्रेतस्य शिष्यस्तु पितृमेधं समाचरन् । प्रेतहारैः समं तत्र दशरात्रेण शुद्ध्यति ॥ ॥**

આ મનુસ્મૃતિ (અ૦ ૫.૬૫)નો શ્લોક છે.

અર્થ - જ્યારે ગુરુનો પ્રાણાન્ત થાય, ત્યારે મૃતક શરીર જેનું નામ પ્રેત છે, તેનો દાહ કરનાર શિષ્ય, પ્રેતહાર અર્થાત્ મૃતકને ઉઠાવનારની સાથે દશમે દિવસે શુદ્ધ થાય છે.

અને જ્યારે તે શરીરનો દાહ થઈ જાય ત્યારે તેનું નામ ભૂત કહેવાય છે. અર્થાત્ તે અમુક નામનો

પુરુષ હતો. જેટલાં ઉત્પન્ન થાય, વર્તમાનમાં આવી ન રહે, તે ભૂતસ્થ હોવાથી તેમનું નામ ભૂત છે. એવો બ્રહ્માથી લઈને આજ પર્યન્તના વિદ્વાનોનો સિદ્ધાંત છે, પરંતુ જેને શંકા, કુસંગ, કુસંસ્કાર થાય છે, તેને ભય અને શંકારૂપ ભૂત, પ્રેત, શાકિની, ડાકિની આદિ અનેક ભ્રમજાળ દુઃખદાયી બને છે.

જુઓ ! જ્યારે કોઈ પ્રાણી મરે છે ત્યારે તેનો જીવ પાપ અને પુણ્યને વશ હોઈ પરમેશ્વરની વ્યવસ્થાથી સુખ-દુઃખનાં ફળ ભોગવવા માટે જન્માન્તર ધારણ કરે છે. શું અવિનાશી પરમેશ્વરની આ વ્યવસ્થાનો કોઈ પણ નાશ કરી શકે છે ? અજ્ઞાની લોક વૈદ્યક શાસ્ત્ર અથવા પદાર્થ વિદ્યા ભણવા-સાંભળવા અને તેના વિચારથી રહિત હોવાને લીધે સન્નિપાત જ્વરાદિ શારીરિક અને ઉન્માદાદિ માનસરોગોનું નામ ભૂત-પ્રેતાદિ રાખે છે. તેનું ઔષધ સેવન અને પથ્યાદિ ઉચિત વ્યવહાર ન કરી, ધૂર્ત, પાખંડી, મહામૂર્ખ, અનાચારી, સ્વાર્થી, ભંગી, ચમાર, શૂદ્ર, મ્લેચ્છાદિ પર વિશ્વાસી થઈ; અનેક પ્રકારના ઢોંગ, છલ, કપટ અને ઉચ્છિષ્ટ ભોજન કરે - કરાવે છે અને દોરા, ચિઠ્ઠી, ધાગા આદિ મિથ્યા મન્ત્ર-યન્ત્ર બાંધતા-બંધાવતા ફરે છે. પોતાના ધનનો નાશ, સન્તાન આદિની દુર્દશા અને રોગોને વધારીને દુઃખી થતા ફરે છે.

જ્યારે આંખના આંધળા અને ગાંઠના પૂરા તે, દુર્બુદ્ધિ પાપી, સ્વાર્થીઓ પાસે જઈને પૂછે કે "મહારાજ ! આ બાળક, બાળકી, સ્ત્રી અને પુરુષને જાણે શું થઈ ગયું છે ?" ત્યારે તે બોલે છે કે એના શરીરમાં મોટું ભૂત, પ્રેત, ભૈરવ કે શીતલા આદિ દેવી આવી ભરાઈ છે. જ્યાં સુધી તમે એનો ઉપાય નહીં કરશો ત્યાં સુધી એ છૂટશે નહીં અને પ્રાણ પણ લઈ લેશે. જો તમે મલીદો કે આટલી ભેટ આપો, તો અમે મન્ત્રજપ, પુરશ્ચરણથી ઝાડી-ઝૂડી એને કાઢી મૂકીએ. ત્યારે તે આંધળો અને તેના સમ્બન્ધી બોલે છે કે, "મહારાજ ! ચાહે અમારું સર્વસ્વ જાય, પરન્તુ એને સારો કરી આપો." ત્યારે તો તેનું ફાવતું આવી જાય છે. પછી તે ધૂર્ત કહે છે, "ઠીક, લાવો આટલી સામગ્રી, આટલી દક્ષિણા, દેવતાને ભેટ અને ગ્રહદાન કરાવો."

ઝાંઝ, મૃદંગ, ઢોલ, થાળી લઈને તેની સામે બજાવે છે, ગાય છે અને તેમાંથી એક પાખંડી ઉન્મત્ત થઈ નાચી-કૂદીને કહે છે કે "હું એનો પ્રાણ જ લઈ લઈશ"; ત્યારે તે આંધળા, તે ભંગી, ચમાર આદિ નીચને પગે પડી કહે છે, "આપ ચાહે તે લો પણ એને બચાવો". ત્યારે તે ધૂર્ત બોલે છે "હું હનુમાન્ છું, લાવો પાક્કી મીઠાઈ, તેલ, સિંદૂર, સવા મણના રોટલા અને લાલ લંગોટ, અથવા હું દેવી કે ભૈરવ છું, લાવો પાંચ બાટલી દારૂ, વીસ મરઘી, પાંચ બકરા, મીઠાઈ અને વસ્ત્ર." પછી જ્યારે તે કહે છે કે "જે ચાહે તે લો" ત્યારે તો પાગલ બહુ નાચવા-કૂદવા માંડે છે, પરંતુ જો કોઈ બુદ્ધિમાન તેને ભેટમાં "પાંચ જોડા, દંડા કે તમાચા અને લાતો મારે" તો તેના હનુમાન, દેવી અને ભૈરવ ઝટ પ્રસન્ન થઈ નાસી જાય છે. કેમ કે તે તેનાં કેવળ ધનાદિ હરણ કરવા માટે ઢોંગ માંડેલા હોય છે.

વળી જ્યારે કોઈ ગ્રહગ્રસ્ત, ગ્રહરૂપ જ્યોતિર્વિદાભાસની પાસે જઈને તે કહે છે, "હે મહારાજ ! આને શું છે ?" ત્યારે તે કહે છે, કે "એને સૂર્યાદિ ક્રૂર ગ્રહ નડે છે, જો તમે તેની શાન્તિ માટે પાઠ, પૂજા, દાન કરાવો તો એને સુખ થઈ જાય, નહીં તો બહુ પીડિત થઈને મરી જાય તો પણ આશ્ચર્ય નથી."

ઉત્તર - બોલો, જ્યોતિર્વિત્ ! જેવી આ પૃથ્વી જડ છે, તેવા જ સૂર્યાદિ લોક છે. તે તાપ અને પ્રકાશાદિથી ભિન્ન કશું પણ કરી શકતા નથી. શું એ ચેતન છે કે તે ક્રોધિત થઈને દુઃખ અને શાન્ત થઈને સુખ આપી શકે ?

પ્રશ્ન - શું જે આ સંસારમાં રાજા અને પ્રજા, સુખી કે દુઃખી થઈ રહ્યા છે તે ગ્રહોનું ફળ નથી ?

ઉત્તર - નહીં, એ સર્વ પાપ-પુણ્યોનું ફળ છે.

**પ્રશ્ન** - તો શું જ્યોતિષશાસ્ત્ર જૂઠું છે ?

**ઉત્તર** - નહીં. એમાં જે અંક, બીજ, રેખાગણિત વિદ્યા છે, તે સર્વ સત્ય અને જે ફળની લીલા છે તે સર્વ જૂઠી છે.

**પ્રશ્ન** - શું આ જન્મપત્રિકા છે તે નિષ્ફળ છે ?

**ઉત્તર** - હા. એ જન્મપત્રિકા નથી પણ એનું નામ શોકપત્રિકા રાખવું જોઈએ; કેમકે જ્યારે સન્તાનનો જન્મ થાય છે ત્યારે સર્વને આનન્દ થાય છે; પરન્તુ તે આનન્દ ત્યાં સુધી રહે છે, કે જ્યાં સુધી જન્મપત્ર તૈયાર થઈને ગ્રહોનાં ફળ ન સાંભળે. જ્યારે પુરોહિત જન્મપત્ર બનાવવાનું કહે છે ત્યારે તેનાં માતા-પિતા પુરોહિતને કહે છે કે "મહારાજ ! આપ બહુ સારું જન્મપત્ર બનાવજો." જો યજમાન ધનાઢ્ય હોય તો ઘણી જ લાલ-પીળી રેખાઓથી ચિત્રવિચિત્ર, અને નિર્ધન હોય તો સાધારણ રીતિથી જન્મપત્ર બનાવી, વાંચી સંભળાવવામાં આવે છે, ત્યારે તેનાં મા-બાપ જ્યોતિષીજીની સામે બેસીને કહે છે, "આની જન્મપત્રી સારી તો છે ?" જ્યોતિષીજી કહે છે, "જે છે તે સંભળાવું છું. એના જન્મગ્રહ બહુ સારા અને મિત્રગ્રહ પણ બહુ સારા છે. જેનું ફળ ધનાઢ્ય અને પ્રતિષ્ઠાવાન છે. જે સભામાં જઈ બેસશે ત્યાં સર્વની ઉપર એનું તેજ પડશે; શરીરથી આરોગ્ય અને રાજ્યમાની થશે." ઈત્યાદિ વાતો સાંભળી પિતા આદિ બોલે છે- "વાહ, વાહ જ્યોતિષીજી આપ બહુ જ સારા છો."

જ્યોતિષીજી સમજે છે કે આ વાતથી કાર્યસિદ્ધિ થતી નથી. ત્યારે ફરી જ્યોતિષીજી બોલે છે કે, "એ ગ્રહ તો બહુ સારા છે, પરન્તુ આ ગ્રહ ક્રૂર છે; અર્થાત્ અમુક અમુક ગ્રહના યોગથી ૮ મા વર્ષમાં એને મૃત્યુયોગ છે." આ સાંભળતાં જ માતા-પિતાદિ પુત્ર જન્મનો આનન્દ છોડીને શોકસાગરમાં ડૂબી જ્યોતિષીજીને કહે છે કે, "મહારાજજી ! હવે અમે શું કરીએ ?" ત્યારે જ્યોતિષીજી કહે છે, "તેનો ઉપાય કરો." ગૃહસ્થ પૂછે છે, "શું ઉપાય કરીએ ?" પછી જ્યોતિષીજી પ્રસ્તાવ કરવા માંડે છે કે "આવું આવું દાન કરશો, ગ્રહના મન્ત્રના જપ કરાવશો, અને નિત્ય બ્રાહ્મણોને ભોજન કરાવશો, તો અનુમાન છે કે નવે ગ્રહોનું વિઘ્ન દૂર થઈ જશે." અનુમાન શબ્દ એટલા માટે છે કે જો મરી જાય તો કહેશે, અમે શું કરીએ, પરમેશ્વરના ઉપર કોઈ નથી. અમે તો ઘણા ઘણા પ્રયત્નો કર્યા, અને તમે કરાવ્યા; પણ એનાં કર્મ એવાં જ હતાં અને જો બચી જાય તો એમ કહે છે કે -

જુઓ ! અમારા મન્ત્ર, દેવતા અને બ્રાહ્મણોની કેવી શક્તિ છે ? તમારા દીકરાને બચાવી દીધો. અહીં મુદ્દામ વાત એવી બનવી જોઈએ કે જો એના જપ-પાઠથી કંઈ ન થાય, તો બમણા ત્રણ ગણા રૂપિયા એ ધૂર્તો પાસેથી લઈ લેવા જોઈએ, અને બચી જાય તો પણ લઈ લેવા જ જોઈએ. કેમ કે જ્યારે જ્યોતિષીજીએ કહ્યું કે "એનાં કર્મ અને પરમેશ્વરના નિયમ તોડવાનું સામર્થ્ય કોઈમાં નથી." ત્યારે ગૃહસ્થ પણ એમ જ કહે કે "એ પોતાનાં કર્મ અને પરમેશ્વરના નિયમથી બચ્યો છે, તમારા કરવાથી નહીં.

વળી ત્રીજા ગુરુ આદિ પણ પુણ્યદાન કરાવીને પોતે લઈ લે છે. તો તેમને પણ એ જ ઉત્તર આપવો કે જે જ્યોતિષીજીને આપ્યો હતો..

હવે રહ્યાં શીતલા અને મન્ત્ર, તન્ત્ર, યન્ત્ર આદિ. એના પણ એવા જ ઢોંગ મચાવવામાં આવે છે. કોઈ કહે છે કે "અમે જો મન્ત્ર ભણી દોરો કે યન્ત્ર બનાવી આપીએ, તો અમારા દેવતા અને પીર એ મન્ત્રયન્ત્રના પ્રતાપથી એને કાંઈ વિઘ્ન નહીં થવા દેશે." એને એ જ ઉત્તર આપવો જોઈએ કે શું તમે મૃત્યુ, પરમેશ્વરના નિયમ અને કર્મફળથી પણ બચાવી શકશો ? તમે આ પ્રમાણે કરો છો તે છતાં પણ કેટલાંક બાળકો

મરી જાય છે અને તમારા ઘરમાં પણ મરી જાય છે અને તમે પણ શું મૃત્યુથી બચી શકશો ? ત્યારે તેઓ કાંઈ પણ બોલી નથી શકતા, પણ એ ધૂર્ત જાણી લે છે કે અહીં અમારી દાળ ગળશે નહીં.

આ ઉપરથી એ સર્વ મિથ્યા વ્યવહારોને છોડી દઈને ધાર્મિક, સર્વ દેશના ઉપકાર-કર્તા, નિષ્કપટતાથી સર્વને વિદ્યા ભણાવનાર, ઉત્તમ વિદ્વાન લોકોનો પ્રત્યુપકાર કરવો, કે જેવો તે જગતનો ઉપકાર કરે છે, એ કાર્યને કદી ન છોડવું જોઈએ. અને જે રસાયન, મારણ, મોહન, ઉચ્ચાટન, વશીકરણ આદિ જે જે કાંઈ લીલા કરવાનું કહે છે તેને પણ મહાપામર સમજી લેવા જોઈએ. આવી મિથ્યા વાતોનો ઉપદેશ બાલ્યાવસ્થામાં જ સન્તાનોના હૃદયમાં ઉતારી દેવો કે જેથી સ્વસન્તાન કોઈની ભ્રમજાળમાં પડી દુઃખ પામે નહીં.

તેમજ વીર્યની રક્ષામાં આનન્દ અને નાશમાં દુઃખ-પ્રાપ્તિ પણ જણાવી દેવી જોઈએ. જેમ જુઓ, કે "જેના શરીરમાં સુરક્ષિત વીર્ય રહે છે ત્યારે તેને આરોગ્ય, બુદ્ધિ, બલ, પરાક્રમ વધીને બહુ સુખની પ્રાપ્તિ થાય છે. એના રક્ષણની એ રીતિ છે કે વિષયોની કથા, વિષયી લોકોનો સંગ, વિષયોનું ધ્યાન, સ્ત્રીનું દર્શન, એકાન્ત સેવન, સંભાષણ, અને સ્પર્શ આદિ કર્મથી બ્રહ્મચારી લોક પૃથક્ રહીને ઉત્તમ શિક્ષા અને પૂર્ણ વિદ્યાને પ્રાપ્ત થાય. જેના શરીરમાં વીર્ય નથી હોતું તે નપુંસક, મહાકુલક્ષણી અને તેને પ્રમેહ રોગ થાય છે. તે દુર્બળ, નિસ્તેજ, નિર્બુદ્ધિ અને ઉત્સાહ, સાહસ, ધૈર્ય, બલ, પરાક્રમાદિ ગુણોથી રહિત થઈને નષ્ટ થઈ જાય છે. જો તમે લોકો સુશિક્ષા અને વિદ્યાનું ગ્રહણ તથા વીર્યની રક્ષા કરવામાં આ સમયે ચૂકશો તો પુનઃ આ જન્મમાં તમને આ અમૂલ્ય સમય પ્રાપ્ત થઈ શકશે નહીં; જ્યાં સુધી અમે લોકો ગૃહકર્મોના કરનાર જીવીએ છીએ, ત્યાં સુધી તમારે વિદ્યા-ગ્રહણ અને શરીરબળ વધારવું જોઈએ."

આવા પ્રકારની અન્ય શિક્ષા પણ માતા-પિતા કરે. એટલા માટે જ "માતૃમાન, પિતૃમાન" શબ્દનું ગ્રહણ ઉક્ત વચનમાં કર્યું છે. અર્થાત્ જન્મથી પાંચમા વર્ષ સુધી બાળકોને માતા; છઠ્ઠા વર્ષથી આઠમા વર્ષ સુધી પિતા શિક્ષા આપે અને નવમા વર્ષના આરંભમાં દ્વિજ પોતાનાં સન્તાનોને ઉપનયન સંસ્કાર કરીને આચાર્યકુલમાં અર્થાત્ જ્યાં પૂર્ણ વિદ્વાન અને પૂર્ણ વિદુષી સ્ત્રી શિક્ષા અને વિદ્યાદાન કરનારાં હોય ત્યાં બાળક-બાળકીઓને મોકલી દે; અને શૂદ્રાદિ વર્ણને ઉપનયન કર્યા વિના વિદ્યાભ્યાસ માટે ગુરુકુળમાં મોકલે.

તેમનાં જ સન્તાન વિદ્વાન્, સભ્ય અને સુશિક્ષિત થાય છે કે જે ભણાવવામાં સન્તાનોને લાડ કદી લડાવતા નથી, કિન્તુ તાડન જ કરતા રહે છે. એમાં વ્યાકરણ મહાભાષ્ય (અ. ૮-૧-૮)નું પ્રમાણ છે :-

**सामृतैः पाणिभिर्घ्नन्ति गुरवो न विषोक्षितैः । लालनाश्रयिणो दोषास्ताडनाश्रयिणो गुणाः ॥**

**અર્થ** - જે માતા, પિતા અને આચાર્ય સન્તાન અને શિષ્યને તાડન કરે છે, તે જાણે કે પોતાનાં સન્તાનો અને શિષ્યોને પોતાના હાથથી અમૃત પાઈ રહ્યાં છે, અને જે સન્તાનો અને શિષ્યોને લાડ કરે છે તે પોતાનાં સન્તાનો અને શિષ્યોને વિષપાન કરાવી નષ્ટ-ભ્રષ્ટ કરી દે છે. કેમકે લાલનથી સન્તાન અને શિષ્ય દોષયુક્ત તથા તાડનથી ગુણયુક્ત થાય છે. તેમજ સન્તાન અને શિષ્યલોક પણ તાડનથી પ્રસન્ન અને લાલનથી અપ્રસન્ન સદા રહ્યા કરે. પરંતુ માતા-પિતા તથા અધ્યાપક લોકો ઈર્ષ્યા-દ્વેષથી તાડન ન કરે, કિન્તુ ઉપરથી ભયપ્રદાન અને અંદરથી કૃપાદૃષ્ટિ રાખે.

જેવી અન્ય શિક્ષા તેવી જ ચોરી, જારી, આલસ્ય, પ્રમાદ, માદક દ્રવ્ય, મિથ્યા ભાષણ, હિંસા, ક્રૂરતા, ઈર્ષ્યા, દ્વેષ, મોહ આદિ દોષોને છોડવાની અને સત્યાચારને ગ્રહણ કરવાની શિક્ષા કરે. કેમકે જે પુરુષે જેની સમક્ષ એક વાર ચોરી, જારી, મિથ્યાભાષણાદિ કર્મ કર્યાં, તેની પ્રતિષ્ઠા તેની સમક્ષ મૃત્યુપર્યન્ત નથી થતી.

જેવી હાનિ પ્રતિજ્ઞાને મિથ્યા કરનારની થાય છે, તેવી અન્ય કોઈની નહીં. એથી જેની સાથે જેવી

પ્રતિજ્ઞા કરવી તેની સાથે તેવી જ પૂરી કરવી જોઈએ. અર્થાત્ કોઈએ કોઈને કહ્યું કે "હું અમુક સમયે તમને મળીશ કે તમે મને મળજો, અથવા અમુક વસ્તુ અમુક સમયે તમને હું આપીશ." તે પ્રતિજ્ઞાને તેવી જ પૂરી કરે, નહીં તો તેની પ્રતીતિ કોઈ પણ કરશે નહીં. એટલા માટે સર્વેએ સદા સત્યભાષણ અને સત્યપ્રતિજ્ઞાયુક્ત થવું જોઈએ. કોઈએ અભિમાન કરવું યોગ્ય નથી. કારણ કે - **"अभिमानः श्रियं हन्ति "** । આ વિદુરનીતિનું વચન છે. જે અભિમાન અર્થાત્ અહંકાર છે તે સર્વ શોભા અને લક્ષ્મીનો નાશ કરી નાખે છે એટલે અભિમાન ન કરવું જોઈએ.

છલ, કપટ, કૃતઘ્નતાથી આપણું જ હૃદય દુઃખિત થાય છે તો બીજાની શી કથા કહેવી. છલ અને કપટ એને કહે છે કે જે અંતરમાં એક, બહાર બીજું રાખી બીજાને મોહમાં ફસાવી બીજાની હાનિ પર ધ્યાન નહીં આપતાં સ્વપ્રયોજન સિદ્ધ કરવું. કૃતઘ્નતા તેને કહે છે કે કોઈના કરેલા ઉપકારને ન માનવો. ક્રોધાદિ દોષ અને કટુ વચનને છોડીને શાન્ત અને મધુર વચન જ બોલવું અને બહુ બકવાદ ન કરવો. જેટલું બોલવું જોઈએ તેથી ન્યૂન કે અધિક ન બોલવું. મોટાને માન દેવું, તેની સામે ઊઠી ઊભા થઈ તેને ઉચ્ચાસન પર બેસાડી પ્રથમ "નમસ્તે" કરવા. તેની સમક્ષ ઉત્તમાસન પર ન બેસવું. સભામાં જેવી પોતાની યોગ્યતા હોય, એવા આસન પર બેસવું, જેથી બીજો કોઈ ન ઊઠાડે. વિરોધ કોઈથી ના કરવો. સંપન્ન થઈને ગુણોનું ગ્રહણ અને દોષોનો ત્યાગ કરવો. સજ્જનોનો સંગ અને દુષ્ટોનો ત્યાગ કરવો. પોતાનાં માતા-પિતા અને આચાર્યની તન, મન અને ધનાદિ ઉત્તમ પદાર્થોથી પ્રીતિપૂર્વક સેવા કરવી.

**यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि** ॥ - આ તૈત્તિરીયોપનિષદ્ (પ્ર૦ ૭, અનુ૦ ૧૧)નું વચન છે.

એનો એ અભિપ્રાય છે કે, માતા, પિતા, આચાર્ય પોતાનાં સન્તાન અને શિષ્યોને સદા સત્યોપદેશ કરે અને એમ પણ કહે કે જે જે અમારાં ધર્મયુક્ત કર્મ છે, તેનું ગ્રહણ કરો, અને જે જે દુષ્ટ કર્મ હોય તેનો ત્યાગ કરતા રહો. જે જે સત્ય જાણો તેનો પ્રકાશ અને પ્રચાર કરો. કોઈ પાખંડી, દુષ્ટાચારી મનુષ્ય પર વિશ્વાસ ન કરો. જે જે ઉત્તમ કર્મ માટે માતા-પિતા અને આચાર્ય આજ્ઞા કરે તેનું પાલન કરો. માતા-પિતાએ ધર્મવિદ્યાના અને સારા આચરણના શ્લોક, નિઘણ્ટુ, નિરુક્ત, અષ્ટાધ્યાયી અથવા અન્ય સૂત્રો અથવા વેદમન્ત્રો કંઠસ્થ કરાવ્યા હોય, તેના તેના અર્થ ફરી ફરીને વિદ્યાર્થીઓને શીખવવા.

જેમ પ્રથમ સમુલ્લાસમાં પરમેશ્વરનું જેવું વ્યાખ્યાન કર્યું છે, તે જ પ્રકારે માની તેની ઉપાસના કરવી. જે પ્રકારે આરોગ્ય, વિદ્યા અને બળ પ્રાપ્ત થાય, તે પ્રકારે ભોજન-છાદન અને વ્યવહાર કરવો-કરાવવો અર્થાત્ જેટલી ક્ષુધા હોય તેનાથી થોડું ન્યૂન ભોજન કરવું. મદ્ય-માંસાદિથી અલગ રહેવું. અજ્ઞાત-ગંભીર જલમાં પ્રવેશ ન કરવો, કેમકે જલજન્તુ કે કોઈ અન્ય પદાર્થથી દુઃખ થાય અને જો તરવું ન જાણતો હોય તો ડૂબી પણ જાય.

**नाविज्ञाते जलाशये** ॥ આ મનુ(૪.૧૨૯)નું વચન છે. અવિજ્ઞાત જલાશયમાં પ્રવિષ્ટ થઈ સ્નાનાદિ કરવું નહીં.

**दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् । सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत्** ॥

-આ મનુસ્મૃતિ (૬.૪૬)નું વચન છે.

**અર્થ :-** નીચી દૃષ્ટિ કરી, ઊંચુ-નીચું સ્થાન જોઈને ચાલવું, વસ્ત્રથી ગાળી જળ પીવું, સત્યે પવિત્ર કરી વચન બોલવાં અને મનથી વિચાર કરી આચરણ કરવું.

**माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः । न शोभते सभामध्ये हंसमध्ये बको यथा** ॥

આ કોઈ કવિ (ચા૦ નીં૦ અ૦ ૨.૧૧)નું વચન છે કે- તે માતા-પિતા પોતાનાં સન્તાનોનાં વૈરી છે કે જેમણે તેમને વિદ્યા પ્રાપ્તિ ન કરાવી; તે વિદ્વાનોની સભામાં તેવાં જ તિરસ્કૃત અને કુશોભિત થાય છે, જેવો કે હંસોની વચમાં બગલો. પોતાનાં સન્તાનોને તન, મન, ધનથી વિદ્યા, ધર્મ, સભ્યતા અને ઉત્તમ શિક્ષાયુક્ત કરવાં એ જ માતા-પિતાનું કર્તવ્યકર્મ, પરમધર્મ અને કીર્તિનું કામ છે. આ બાલશિક્ષામાં થોડુંક લખ્યું છે. એટલાથી જ બુદ્ધિમાનો વિશેષ સમજી લેશે.

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे सुभाषाविभूषिते बालशिक्षाविषये द्वितीयः समुल्लासः सम्पूर्णः ॥ २ ॥**

## ॥ अथ तृतीयसमुल्लासारम्भः ॥

**अथाऽध्ययनाध्यापनविधिं व्याख्यास्यामः ॥**

હવે ત્રીજા સમુલ્લાસમાં ભણવા-ભણાવવાનો પ્રકાર લખીએ છીએ. સન્તાનોને ઉત્તમ વિદ્યા, શિક્ષા, ગુણ, કર્મ અને સ્વભાવરૂપ આભૂષણો ધારણ કરાવવાં એ માતા, પિતા, આચાર્ય અને સંબંધીઓનાં મુખ્ય કર્મ છે. સોના, ચાંદી, માણેક, મોતી આદિ રત્નયુક્ત આભૂષણો ધારણ કરાવવાથી મનુષ્યનો આત્મા સુભૂષિત કદી થઈ શકતો નથી. કેમ કે આભૂષણો ધારણ કરવાથી કેવલ દેહાભિમાન, વિષયાસક્તિ અને ચોરાદિનો ભય તથા મૃત્યુનો પણ સંભવ છે. સંસારમાં જોવામાં આવે છે કે આભૂષણોના લોભથી બાળકો આદિના મૃત્યુ દુષ્ટોના હાથથી થાય છે.

**विद्याविलासमनसो धृतशीलशिक्षाः सत्यव्रता रहितमानमलापहाराः ।**
**संसारदुःखदलनेन सुभूषिता ये धन्या नरा विहितकर्मपरोपकाराः ॥**

જે પુરુષોનું મન વિદ્યાના વિલાસમાં તત્પર રહે, સુન્દર શીલ-સ્વભાવયુક્ત, સત્યભાષણાદિ નિયમ-પાલનયુક્ત અને જે અભિમાન, અપવિત્રતાથી રહિત, અન્ય મલીનતાનાશક, સત્યોપદેશ અને વિદ્યાદાનથી સંસારી જનોનાં દુઃખોને દૂર કરવાથી સુભૂષિત; વેદવિહિત કર્મો કરીને પરોપકાર કરવામાં તત્પર રહે છે, તે નર અને નારી ધન્ય છે.

એટલા માટે આઠ વર્ષનાં થાય ત્યારે બાળકોને બાળકોની અને બાલિકાઓને બાલિકાઓની શાળામાં મોકલી દેવાં. જે અધ્યાપક પુરુષ કે સ્ત્રી દુષ્ટાચારી હોય તેની પાસે શિક્ષા ન અપાવવી, કિન્તુ જે પૂર્ણ વિદ્યાયુક્ત ધાર્મિક હોય, તે જ ભણાવવા અને શિક્ષા આપવા યોગ્ય છે. દ્વિજ પોતાના ઘરમાં છોકરાઓને યજ્ઞોપવીત અને કન્યાઓને પણ યથાયોગ્ય સંસ્કાર કરી યથોક્ત આચાર્યકુળ અર્થાત્ તે તેની પાઠશાળામાં મોકલી દે.

વિદ્યા ભણવાનું સ્થાન એકાન્ત દેશ(=સ્થળ)માં હોવું જોઈએ, અને તે બાળક-બાલિકાઓની પાઠશાળા એકબીજાથી બે કોશ દૂર હોવી જોઈએ. ત્યાં જે અધ્યાપિકા અને અધ્યાપક, પુરુષ કે ભૃત્ય અનુચર હોય, તે કન્યાઓની પાઠશાળામાં સર્વ સ્ત્રી અને બાળકોની પાઠશાળામાં સર્વ પુરુષો હોવા જોઈએ.

સ્ત્રીઓની પાઠશાળામાં પાંચ વર્ષનો બાળક અને બાળકોની પાઠશાળામાં પાંચ વર્ષની બાલિકા પણ ન જવા પામે. અર્થાત્ જ્યાં સુધી તે બ્રહ્મચારી કે બ્રહ્મચારિણી રહે. ત્યાં સુધી તે સ્ત્રી કે પુરુષ પરસ્પરનાં દર્શન, સ્પર્શન, એકાંત સેવન, ભાષણ, વિષયકથા, પરસ્પર ક્રીડા, વિષયધ્યાન અને સંગ આ આઠ પ્રકારનાં મૈથુનથી અલગ રહે. તથા અધ્યાપકો અને અધ્યાપિકાઓ તેમને આ વાતોથી બચાવે કે જેથી ઉત્તમ વિદ્યા, શિક્ષા, શીલ, સ્વભાવ, શરીર અને આત્મા બલયુક્ત થઈને તેઓ આનન્દને નિત્ય વધારી શકે. પાઠશાળાઓથી એક યોજન અર્થાત્ ચાર કોશ દૂર ગ્રામ કે નગર રહે. સર્વને સમાન વસ્ત્ર, પાન, આસન આપવામાં આવે; પછી તે રાજકુમાર કે રાજકુમારી હોય, કે પછી તે દરિદ્રનાં સન્તાન હોય. સર્વેએ તપસ્વી થવું જોઈએ. તેમનાં માતા-પિતા પોતાનાં સન્તાનોને અને સન્તાનો પોતાનાં માતા-પિતાને ન મળી શકે અને ન કોઈ પણ પ્રકારનો પત્રવ્યવહાર એક-બીજા સાથે કરી શકે, કે જેથી સંસારી ચિન્તાથી રહિત રહીને, કેવળ વિદ્યાવૃદ્ધિની જ ચિન્તા રાખે. જ્યારે ભ્રમણ કરવા જાય ત્યારે તેમની સાથે અધ્યાપક રહે કે જેથી કોઈ પણ પ્રકારની કુચેષ્ટા કરી શકે નહીં અને આલસ્ય, પ્રમાદ કરે નહીં.

**कन्यानां संप्रदानं च कुमाराणां च रक्षणम् ॥** આ મનુસ્મૃતિ (૭.૧૫૨) નો શ્લોક છે.

આનો અભિપ્રાય એવો છે કે એમાં રાજનિયમ અને જાતિનિયમ હોવો જોઈએ કે પાંચમા અથવા આઠમા વર્ષ પછી પોતાનાં છોકરા અને છોકરીને ઘરમાં ન રાખી શકે. પણ પાઠશાળામાં અવશ્ય મોકલી દે. જો ન મોકલે તો તે દણ્ડનીય થાય. પ્રથમ બાળકોનું યજ્ઞોપવીત ઘરમાં થાય અને બીજું પાઠશાળામાં આચાર્યકુલમાં થાય. માતા, પિતા કે અધ્યાપક પોતાનાં બાળક-બાળકીઓને અર્થસહિત ગાયત્રી મન્ત્રનો ઉપદેશ કરે. તે મન્ત્ર :-

**ओ३म् भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।**
**धियो यो नः प्रचोदयात् ॥** (य. अ. ३६ मं. ३)

આ મન્ત્રમાં જે પ્રથમ "ઓમ્" છે તેનો અર્થ પ્રથમ સમુલ્લાસમાં લખ્યો છે, ત્યાંથી જાણી લેવો. હવે ત્રણ મહાવ્યાહૃતિઓના અર્થ સંક્ષેપથી લખીએ છીએ. -**भूरिति वै प्राणः । यः प्राणयति चराचरं जगत्स भूः स्वयंभूरीश्वरः ।** જે સર્વ જગતનાં જીવનના આધાર, પ્રાણથી પણ પ્રિય અને સ્વયંભૂ છે તે પ્રાણનો વાચક હોવાથી **भूः** પરમેશ્વરનું નામ છે. **भुवरित्यपानः । यः सर्वं दुःखमपानयति सोऽपानः ।** જે સર્વ દુઃખોથી રહિત, જેના સંગથી જીવ સર્વ દુઃખોથી છૂટી જાય છે, તેથી તે પરમેશ્વરનું નામ **भुवः** છે. **स्वरिति व्यानः । यो विविधं जगत् व्यानयति व्याप्नोति स व्यानः ।** જે નાનાવિધ જગતમાં વ્યાપક રહીને સર્વને ધારણ કરે છે તેથી તે પરમેશ્વરનું નામ **स्वः** છે. આ ત્રણેય વચન તૈત્તિરીય આરણ્યકના છે.

(**सवितुः**) **यः सुनोत्युत्पादयति सर्वं जगत्स सविता तस्य ।** જે સર્વ જગતના ઉત્પાદક અને સર્વ ઐશ્વર્યના દાતા છે. (**देवस्य**) **यो दीव्यति दीव्यते वा स देवः ।** જે સર્વ સુખોના દાતા અને જેની પ્રાપ્તિની કામના સર્વ કરે છે તે પરમાત્માનું, જે (**वरेण्यम्**) **वर्त्तुमर्हम् ।** સ્વીકાર કરવા યોગ્ય અતિશ્રેષ્ઠ, (**भर्गः**) શુદ્ધ સ્વરૂપ અને પવિત્ર કરનારું ચેતન બ્રહ્મ સ્વરૂપ છે, (**तत्**) તે પરમાત્માના સ્વરૂપને અમે લોકો (**धीमहि**) **धरेमहि ।** ધારણ કરીએ. ક્યા પ્રયોજન માટે ? (**यः**) **जगदीश्वरः** જે સવિતા દેવ પરમાત્મા (**नः**) **अस्माकम्** અમારી (**धियः**) **बुद्धीः** બુદ્ધિઓને (**प्रचोदयात्**) **प्रेरयेत्** પ્રેરણા કરે અર્થાત્ નઠારાં કામોથી છોડાવી સારાં કામોમાં પ્રવૃત્ત કરે.

**हे परमेश्वर ! हे सच्चिदानन्दानन्तस्वरूप ! हे नित्यशुद्धबुद्धमुक्तस्वभाव ! हे अज निरञ्जन निर्विकार ! हे सर्वान्तर्यामिन् ! हे सर्वाधार सर्वजगत्पितः सकलजगदुत्पादक ! हे अनादे ! विश्वम्भर ! सर्वव्यापिन् ! हे करुणामृतवारिधे ! सवितुर्देवस्य तव यदोम्भूर्भुवः स्वर्वरेण्यं भर्गोऽस्ति, तद्वयं धीमहि दधीमहि धरेमहि ध्यायेम वा । कस्मै प्रयोजनायेत्यत्राह-हे भगवन् ! यः सविता देवः परमेश्वरो भवानस्माकं धियः प्रचोदयात् स एवास्माकं पूज्य उपासनीय इष्टदेवो भवतु । नातोऽन्यं भवत्तुल्यं वस्तु भवतोऽधिकं च कञ्चित् कदाचित् मन्यामहे ॥**

હે મનુષ્યો ! જે સર્વ સમર્થોમાં સમર્થ, સચ્ચિદાનન્દાનન્તસ્વરૂપ, નિત્ય, શુદ્ધ, નિત્ય બુદ્ધ, નિત્ય મુક્ત સ્વભાવવાળા, કૃપાસાગર, યથાયોગ્ય ન્યાય કરનારા, જન્મ-મરણાદિ ક્લેશરહિત, આકાર-વિકાર-રહિત, સર્વના ઘટ-ઘટના જાણનારા, સર્વના ધર્ત્તા, પિતા, ઉત્પાદક, અન્નાદિથી વિશ્વનું પોષણ કરનારા, સર્વવ્યાપક, સકલ ઐશ્વર્યયુક્ત, જગતના નિર્માતા, શુદ્ધસ્વરૂપ અને જે પ્રાપ્તિની કામના કરવા યોગ્ય છે તે પરમાત્માનું જે શુદ્ધ ચેતન સ્વરૂપ છે, તેને અમે ધારણ કરીએ. એ પ્રયોજન માટે કે તે પરમેશ્વર અમારા આત્મા અને બુદ્ધિઓના અંતર્યામી સ્વરૂપ, અમને દુષ્ટાચાર અધર્મયુક્ત માર્ગથી હઠાવી, શ્રેષ્ઠાચાર સત્યમાર્ગમાં ચલાવે. એને છોડી અન્ય કોઈ વસ્તુનું ધ્યાન અમે લોકો નહીં કરીએ. કેમકે કોઈ એને તુલ્ય નથી અને એનાથી

કોઈ અધિક નથી. એ જ અમારા પિતા, રાજા, ન્યાયાધીશ અને સર્વ સુખોના આપનારા છે.

આ પ્રકારે ગાયત્રી મન્ત્રનો ઉપદેશ કરી, સંધ્યોપાસન કે જે સ્નાન, આચમન, પ્રાણાયામ આદિ ક્રિયા છે તે શીખવવી. પ્રથમ સ્નાન એટલા માટે કે જેથી શરીરના બાહ્ય અવયવોની શુદ્ધિ અને આરોગ્યતા આદિની પ્રાપ્તિ થાય છે. એમાં પ્રમાણ :-

**अद्भिर्गात्राणि शुध्यन्ति मनः सत्येन शुध्यति ।**

**विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्यति ॥** - આ મનુસ્મૃતિ (૫.૧૦૯)નો શ્લોક છે.

જલથી શરીરના બહારના અવયવો, સત્યાચરણથી મન, વિદ્યા અને તપ અર્થાત્ સર્વ પ્રકારનું કષ્ટ સહનકરીને પણ ધર્મનું જ અનુષ્ઠાન કરવાથી જીવાત્મા, જ્ઞાન અર્થાત્ પૃથ્વીથી લઈ પરમેશ્વર પર્યંત પદાર્થોના વિવેકથી બુદ્ધિ અર્થાત્ દઢનિશ્ચય પવિત્ર થાય છે. એથી ભોજનની પૂર્વે અવશ્ય સ્નાન કરવું.

બીજું પ્રાણાયામ. એમાં પ્રમાણ :-

**प्राणायामादशुद्धिक्षये ज्ञानदीप्तिराविवेकख्यातेः ॥** -આ યોગશાસ્ત્ર (૨.૨૮)નું સૂત્ર છે.

જ્યારે મનુષ્ય પ્રાણાયામ કરે છે ત્યારે પ્રતિક્ષણ ઉત્તરોત્તર કાલમાં અશુદ્ધિનો નાશ અને જ્ઞાનનો પ્રકાશ થતો જાય છે. જ્યાં સુધી મુક્તિ ન થાય ત્યાં સુધી તેના આત્માનું જ્ઞાન બરાબર વધતું જાય છે.

**दह्यन्ते ध्यायमानानां धातूनां हि यथा मलाः ।**

**तथेन्द्रियाणां दह्यन्ते दोषाः प्राणस्य निग्रहात् ॥** -આ મનુસ્મૃતિ (૬.૭૧)નો શ્લોક છે.

જેમ અગ્નિમાં તપાવવાથી સુવર્ણાદિ ધાતુઓનો મેલ નષ્ટ થઈ શુદ્ધ થાય છે, તેમ પ્રાણાયામ કરવાથી મન આદિ ઇન્દ્રિયોના દોષ ક્ષીણ થઈ તે નિર્મલ થઈ જાય છે.

પ્રાણાયામનો વિધિ :-

**प्रच्छर्दनविधारणाभ्यां वा प्राणस्य ॥** -આ યોગશાસ્ત્ર (૧.૩૪)નું સૂત્ર છે.

જેમ અત્યન્ત વેગથી વમન થઈ અન્ન-જળ બહાર નીકળી જાય છે તેમ પ્રાણને બળથી બહાર ફેંકીને બહાર જ યથાશક્તિ રોકવો. જ્યારે બહાર નીકળવા ઇચ્છે, ત્યારે મૂલેન્દ્રિયને ઉપર ખેંચી રાખવી, કે જ્યાં વાયુ બહાર રહે. આ પ્રકારે પ્રાણ બહાર અધિક રહી શકે છે. જ્યારે ગભરાટ થાય ત્યારે ધીરે ધીરે વાયુને અંદર લઈને ફરી જેટલું સામર્થ્ય અને ઇચ્છા હોય તેટલું એમ જ કરતા જવું. અને મનમાં "ઓમ્"નો જપ કરતા રહેવું. આ પ્રકારે કરવાથી આત્મા અને મનની પવિત્રતા અને સ્થિતરતા થાય છે.

(પ્રાણાયામ ચાર પ્રકારનો હોય છે-) એક **બાહ્ય વિષય** અર્થાત્ બહાર જ અધિક રોકવો, બીજો **આભ્યંતર** અર્થાત્ અંદર જેટલો પ્રાણ રોકાય તેટલો રોકવો, ત્રીજો **સ્થંભવૃત્તિ** અર્થાત્ એક જ વાર જ્યાંનો ત્યાં પ્રાણ યથાશક્તિ રોકી દેવો, ચોથો **બાહ્યાભ્યંતરાક્ષેપી** અર્થાત્ જ્યારે પ્રાણ અંદરથી બહાર નીકળવા લાગે, ત્યારે તેનાથી વિરુદ્ધ તેને નહીં નીકળવા દેવા માટે બહારથી અંદર લેવો અને જ્યારે બહારથી અંદર આવવા લાગે ત્યારે અંદરથી બહારની તરફ પ્રાણને ધક્કો દઈ રોકતા જવું. એમ એકબીજાની વિરુદ્ધ ક્રિયા કરે તો બન્નેની ગતિ રોકાઈને, પ્રાણ પોતના વશમાં થવાથી મન અને ઇન્દ્રિયો પણ સ્વાધીન થાય છે. બળ, પુરુષાર્થ વધી, બુદ્ધિ તીવ્ર સૂક્ષ્મરૂપ થઈ જાય છે, કે જે બહુ કઠણ અને સૂક્ષ્મ વિષયને પણ શીઘ્ર ગ્રહણ કરે છે. એથી મનુષ્ય શરીરમાં વીર્ય-વૃદ્ધિની પ્રાપ્તિ થઈ સ્થિરતા, બળ, પરાક્રમ, જિતેન્દ્રિયતા પ્રાપ્ત થાય છે. અને તેથી સર્વ શાસ્ત્રો થોડા કાળમાં સમજી લઈ, ઉપસ્થિત કરી લેશે. સ્ત્રી પણ એ જ પ્રકારે યોગાભ્યાસ કરે. આ સાથે ભોજન, છાદન, બેસવું, ઊઠવું, બોલવું, ચાલવું, મોટા અને નાના સાથે યથાયોગ્ય વ્યવહાર કરવો ઇત્યાદિ ઉપદેશ કરવો.

**સન્ધ્યોપાસન** જેને બ્રહ્મયજ્ઞ પણ કહે છે. **આચમન** જેટલું જલ હથેળીમાં લઈને તેના મૂલ અને મધ્યદેશમાં ઓષ્ઠ લગાડીને કરવું કે જેથી તે જલ કંઠ નીચે હૃદય સુધી પહોંચે; ન એથી અધિક, ન ન્યૂન. એથી કરીને કંઠસ્થ કફ અને પિત્તની નિવૃત્તિ થોડીક થાય છે. પશ્ચાત્ "માર્જન" અર્થાત્ મધ્યમા અને અનામિકા આંગળીના અગ્રભાગથી નેત્રાદિ અંગો પર જલ પ્રોક્ષણ કરવું. તેથી આલસ્ય દૂર થાય છે. જો આલસ્ય અને જલ પ્રાપ્ત ન હોય તો ન કરવું. પુનઃ સમન્ત્રક **પ્રાણાયામ, મનસાપરિક્રમણ, ઉપસ્થાન,** ઈત્યાદિ મન્ત્રો કંઠસ્થ કરાવીને પશ્ચાત્ પરમેશ્વરની **સ્તુતિ, પ્રાર્થના** અને **ઉપાસના**ની રીતિ શીખવવી. પછી "**અઘમર્ષણ**" અર્થાત્ પાપ કરવાની ઈચ્છા કદી પણ ન કરવી. આ સંધ્યોપાસન એકાન્ત દેશમાં એકાગ્ર ચિત્તથી કરવું.

**अपां समीपे नियतो नैत्यकं विधिमास्थितः ।**

**सावित्रीमप्यधीयीत गत्वारण्यं समाहितः ॥** -આ મનુસ્મૃતિ (૨.૧૦૪)નું વચન છે.

જંગલમાં અર્થાત્ એકાન્તદેશમાં જઈ, સાવધાન થઈ, જલ સમીપ સ્થિત થઈને નિત્યકર્મને કરતો, સાવિત્રી અર્થાત્ ગાયત્રી મન્ત્રનું ઉચ્ચારણ, અર્થજ્ઞાન અને તદનુસાર પોતાનું આચરણ કરે. પરન્તુ એ જપ મનથી કરવો એ જ ઉત્તમ છે.

**બીજો દેવયજ્ઞ,** જે અગ્નિહોત્ર અને વિદ્વાનોના સંગ, સેવાદિકથી થાય છે. સન્ધ્યા અને અગ્નિહોત્ર



સાયં-પ્રાતઃ બન્ને સમયે કરવાં. કેમકે રાત્રિ અને દિનની મળીને બે જ સંધિ વેળા છે, અન્ય નહીં. ન્યૂન થી ન્યૂન એક કલાક ધ્યાન અવશ્ય કરવું. જેમ સમાવિસ્થ થઈ યોગીઓ પરમાત્માનું ધ્યાન કરે છે, તેમ સન્ધ્યોપાસન પણ કર્યા કરવું. તથા **સૂર્યોદય પશ્ચાત્** અને સૂર્યાસ્ત પૂર્વે અગ્નિહોત્ર કરવાનો પણ સમય છે. એને માટે એક કોઈ ધાતુ કે માટીની, ઉપરથી ૧૨ કે ૧૬ આંગળ સમચોરસ અને અંદરથી તેટલીજ ઊંડી પણ નીચે જતાં (અનુક્રમે) ૩ કે ૪ આંગળ સમચોરસ, પરિમાણ આવે એવી વેદી

↑ આવા પ્રકારની બનાવવી અર્થાત્ ઉપર જેટલી પહોળાઈ હોય તેના ચતુર્થાંશે નીચે પહોળાઈ રાખવી. એમાં ચન્દન, પલાશ કે આમ્રાદિનાં શ્રેષ્ઠ કાષ્ઠોના ટુકડાને વેદીના પરિમાણ જેવડા નાનાં-મોટા કરીને તેમાં મૂકવા. તેની મધ્યમાં અગ્નિ રાખીને પુનઃ તેના ઉપર સમિધા અર્થાત પૂર્વોક્ત કાષ્ઠ મૂકવાં. બીજું એક પ્રોક્ષણીપાત્ર



આવું અને ત્રીજું પ્રણીતાપાત્ર આવા પ્રકારનું અને એક આ પ્રકારની આજ્યસ્થાલી અર્થાત્ ઘૃત રાખવાનું પાત્ર અને ચમચો આવો, સોના ચાંદી કે કાષ્ઠનો બનાવવો. પ્રણીતા અને પ્રોક્ષણીમાં જળ તથા ઘૃતપાત્રમાં ઘૃત રાખી તેને તપાવી લેવું. પ્રણીતા જળ રાખવા માટે અને પ્રોક્ષણી એટલા માટે છે કે એનાથી હાથ ધોવાને જળ લેવું સુગમ પડે. પશ્ચાત્ તે ઘીને બરાબર જોઈ લેવું. પછી નીચેના મન્ત્રોથી હોમ કરવો.

**ओ३म् भूरग्नये प्राणाय स्वाहा । भूवर्वायवेऽपानाय स्वाहा । स्वरादित्याय व्यानाय स्वाहा ॥ भूर्भुवः स्वरग्निवाय्वादित्येभ्यः प्राणापानव्यानेभ्यः स्वाहा ॥**

અગ્નિહોત્રના આ પ્રત્યેક મન્ત્ર ભણી એક એક આહુતિ આપવી અને જો અધિક આહુતિ આપવી હોય તો :-

**विश्वानि देव सवितर्दुरितानि परासुव । यद्भद्रं तन्न आसुव ॥**

આ (યજુ૦ અ૦ ૩૦.૩) અને પૂર્વોક્ત ગાયત્રી મન્ત્રથી આહુતિ આપવી.

**ओम्, भूः** તથા **प्राणः** આદિ સર્વ નામ પરમેશ્વરનાં છે. એમના અર્થ કહી ચૂક્યા છીએ. **स्वाहा**

શબ્દનો અર્થ એ છે કે જેવું જ્ઞાન આત્મામાં હોય, તેવું જ જીભથી બોલવું, વિપરીત નહીં. જેમ પરમેશ્વરે સર્વ પ્રાણીઓના સુખાર્થે આ સર્વ જગતના પદાર્થ રચ્યા છે, તેમ મનુષ્યોએ પણ પરોપકાર કરવો જોઈએ.

**પ્રશ્ન** - હોમથી શું ઉપકાર થાય છે ?

**ઉત્તર** - સર્વ જાણે છે કે દુર્ગન્ધયુક્ત વાયુ અને જળથી રોગ, રોગથી પ્રાણીઓને દુઃખ અને સુગન્ધિત વાયુ તથા જળથી આરોગ્ય, અને રોગ નષ્ટ થવાથી સુખ પ્રાપ્ત થાય છે.

**પ્રશ્ન** - ચન્દનાદિ ઘસી કોઈને લગાડવા કે ઘૃતાદિ ખાવા આપે તો મોટો ઉપકાર થાય. અગ્નિમાં નાખીને વ્યર્થ નષ્ટ કરવું બુદ્ધિમાનોનું કામ નથી.

**ઉત્તર** - જો તમે પદાર્થવિદ્યા જાણતા હોત તો, કદી આવી વાત કરત નહીં. કેમકે કોઈ પણ દ્રવ્યનો અભાવ થતો નથી. જુઓ જ્યાં હોમ થાય છે ત્યાંથી દૂર દેશ-સ્થાનમાં સ્થિત પુરુષની નાસિકાથી સુગન્ધનું ગ્રહણ થાય છે, તેમજ દુર્ગન્ધનું પણ ગ્રહણ થાય છે. એટલાથી જ સમજી લો કે અગ્નિમાં હોમેલો પદાર્થ સૂક્ષ્મ થઈ ફેલાઈને વાયુ સાથે દૂર દેશમાં જઈ દુર્ગન્ધની નિવૃત્તિ કરે છે.

**પ્રશ્ન** - જ્યારે એમ જ છે ત્યારે તો કેસર, કસ્તૂરી, સુગન્ધિત પુષ્પ અને અત્તર આદિ ઘરમાં રાખવાથી વાયુ સુગન્ધિત થઈને સુખકારક થશે ?

**ઉત્તર** - તે સુગન્ધનું એવું સામર્થ્ય નથી કે ઘરમાં રહેલા વાયુને બહાર કાઢી, શુદ્ધ વાયુનો પ્રવેશ કરાવી શકે. કેમકે તેમાં ભેદક શક્તિ નથી. પણ અગ્નિનું જ સામર્થ્ય છે કે તે વાયુ અને દુર્ગન્ધયુક્ત પદાર્થોને છિન્ન-ભિન્ન અને હલકા કરી તેને બહાર કાઢી, પવિત્ર વાયુનો પ્રવેશ કરાવી દે છે.

**પ્રશ્ન** - તો મન્ત્ર ભણી હોમ કરવાનું શું પ્રયોજન છે?

**ઉત્તર** - મન્ત્રોમાં એ વ્યાખ્યાન છે કે જેથી હોમ કરવાનો લાભ વિદિત થઈ જાય, અને મન્ત્રોની આવૃત્તિ થવાથી તે કણ્ઠસ્થ રહે; તથા વેદ પુસ્તકોનું પઠન-પાઠન અને તેની રક્ષા પણ થાય છે.

**પ્રશ્ન** - શું આ હોમ ન કરવાથી પાપ થાય છે ?

**ઉત્તર** - હા. કેમકે જે માણસના શરીરમાં જેટલી દુર્ગન્ધ ઉત્પન્ન થઈને વાયુ અને જળને બગાડી, રોગોત્પત્તિનું તે નિમિત્ત બનીને પ્રાણીઓને દુઃખ પ્રાપ્ત કરાવે છે, તેટલું જ પાપ તે મનુષ્યને થાય છે. એટલા માટે તે પાપના નિવારણાર્થે એટલી જ કે તેથી અધિક સુગન્ધ વાયુ અને જળમાં ફેલાવવી જોઈએ. પણ ખવડાવવા, પિવડાવવાથી તો તે એક જ વ્યક્તિને વિશેષ સુખ થાય છે. જેટલું ઘૃત અને સુગન્ધાદિ પદાર્થ એક મનુષ્ય ખાય છે, એટલા જ દ્રવ્યના હોમથી લાખો મનુષ્યો પર ઉપકાર થાય છે. પરન્તુ જો મનુષ્ય લોકો ઘૃતાદિ ઉત્તમ પદાર્થ ન ખાય તો તેના શરીર અને આત્માના બળની ઉન્નતિ ન થઈ શકે તેથી તેમને સારા પદાર્થ ખવડાવવા, પિવડાવવા પણ જોઈએ, પરન્તુ તેનાથી અધિક હોમ કરવો ઉચિત છે; માટે હોમ કરવો અત્યાવશ્યક છે.

**પ્રશ્ન** - પ્રત્યેક મનુષ્ય કેટલી આહુતિ આપે અને એક એક આહુતિનું કેટલું પરિમાણ છે ?

**ઉત્તર** - પ્રત્યેક મનુષ્યે, સોળ સોળ આહુતિ આપવી જોઈએ, અને તે એક એક આહુતિનું પરિમાણ ઓછામાં ઓછું છ-છ માસા ઘૃતાદિ પદાર્થનું હોવું જોઈએ. અને જો એથી અધિક કરે તો ઘણું સારું છે. એટલા માટે આર્યવર-શિરોમણિ મહાશય, ઋષિ, મહર્ષિ, રાજા, મહારાજા લોકો ઘણા હોમ કરતા અને કરાવતા હતા. જ્યાં સુધી હોમ કરવાનો પ્રચાર રહ્યો, ત્યાં સુધી આર્યાવર્ત દેશ રોગોથી રહિત અને સુખોથી પૂર્ણ હતો. હવે પણ પાછો પ્રચાર થાય તો તેવું જ પાછું થઈ જાય.

આ બે યજ્ઞ અર્થાત્ એક **બ્રહ્મયજ્ઞ** એટલે જે ભણવું-ભણાવવું, સન્ધ્યોપાસન, ઈશ્વર સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના કરવી તે અને બીજો **દેવયજ્ઞ** એટલે જે અગ્નિહોત્રથી અશ્વમેધ પર્યન્ત યજ્ઞ કરવા અને વિદ્વાનોની સેવા અને સંગ કરવો તે. પરન્તુ બ્રહ્મચર્યમાં તો કેવલ બ્રહ્મયજ્ઞ અને અગ્નિહોત્ર જ કરવાના હોય છે.

**ब्राह्मणस्त्रयाणां वर्णानामुपनयनं कर्त्तुमर्हति । राजन्यो द्वयस्य । वैश्यो वैश्यस्यैवेति ।**

**शूद्रमपि कुलगुणसम्पन्नं मन्त्रवर्जमनुपनीतमध्यापयेदित्येके ॥** આ સુશ્રુતના સૂત્રસ્થાનના બીજા અધ્યાયનું વચન છે. - બ્રાહ્મણ, ત્રણે વર્ણ - બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને; ક્ષત્રિય; ક્ષત્રિય અને વૈશ્ય બે વર્ણને તથા વૈશ્ય, એક વૈશ્ય વર્ણને યજ્ઞોપવીત કરાવી, ભણાવી શકે છે. જો કુલીન શુભ લક્ષણયુક્ત શૂદ્ર હોય તો તેને મન્ત્રસંહિતા છોડી સર્વ શાસ્ત્ર ભણાવવાં. શૂદ્ર ભણે પરન્તુ તેનું ઉપનયન ન કરવું, એવો મત અનેક આચાર્યોનો છે. પશ્ચાત્ પાંચમા અથવા આઠમા વર્ષથી બાળકો બાળકોની અને બાલિકાઓ બાલિકાઓની પાઠશાળામાં જાય અને નીચે લખેલા નિયમપૂર્વક અધ્યયનનો આરંભ કરે.

**षट्त्रिंशदाब्दिकं चर्य्यं गुरौ त्रैवेदिकं व्रतम् ।**

**तदर्धिकं पादिकं वा ग्रहणान्तिकमेव वा ॥** -આ મનુસ્મૃતિ (૩.૧)નો શ્લોક છે.

અર્થ :- આઠમા વર્ષ પછી છત્રીશ વર્ષ પર્યન્ત અર્થાત્ એક એક વેદને સાંગોપાંગ ભણવામાં બાર બાર વર્ષ મળી એકંદર ચુમાળીશ વર્ષ બ્રહ્મચર્યપાળી વેદાધ્યયન કરવું અથવા અઢાર વર્ષ અને આઠ વર્ષ પૂર્વનાં મળી છવ્વીશ વર્ષ બ્રહ્મચર્ય પાળી વેદાધ્યયન કરવું અથવા નવ વર્ષ અને આઠ વર્ષ પૂર્વના મળી સત્તર વર્ષ બ્રહ્મચર્ય પાળી વેદાધ્યયન કરવું અથવા જ્યાં સુધી વિદ્યા પૂરી ગ્રહણ ન કરી લે, ત્યાં સુધી બ્રહ્મચર્ય રાખવું.

**पुरुषो वाव यज्ञस्तस्य यानि चतुर्वि॑ꣳशति वर्षाणि तत्प्रातःसवनं चतुर्वि॑ꣳशत्यक्षरा गायत्री गायत्रं प्रातःसवनं तदस्य वसवोऽन्वायत्ताः प्राणा वाव वसव एते हीद॑ꣳ सर्वं वासयन्ति ॥ १ ॥**

**तञ्चेदेतस्मिन् वयसि किञ्चिदुपतपेत्स ब्रूयात्प्राणा वसव इदं मे प्रातःसवनं माध्यन्दिनसवनमनुसन्तनुतेति माहं प्राणानां वसूनां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥ २ ॥**

**अथ यानि चतुश्चत्वारि॑ꣳ शद्वर्षाणि तन्माध्यन्दिन॑ꣳ सवनं चतुश्चत्वारि॑ꣳशदक्षरा त्रिष्टुप् त्रैष्टुभं माध्यन्दिन॑ꣳ सवनं तदस्य रुद्रा अन्वायत्ताः प्राणा वाव रुद्रा एते हीद॑ꣳ सर्व॑ꣳ रोदयन्ति ॥ ३ ॥**

**तं चेदेतस्मिन्वयसि किञ्चिदुपतपेत्स ब्रूयात्प्राणा रुद्रा इदं मे माध्यन्दिन॑ꣳ सवनं तृतीयसवनमनुसन्तनुतेति माहं प्राणाना॑ꣳ रुद्राणां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥ ४ ॥**

**अथ यान्यष्टाचत्वारि॑ꣳ शद्वर्षाणि तत्तृतीयसवनमष्टाचत्वारि॑ꣳ शदक्षरा जगती जागतं तृतीयसवनं तदस्यादित्या अन्वायत्ताः प्राणा वावादित्या एते हीद॑ꣳ सर्वमाददते ॥ ५ ॥**

**तं चेदेतस्मिन् वयसि किञ्चिदुपतपेत्स ब्रूयात्प्राणा आदित्या इदं मे तृतीयसवनमायुरनुसन्तनुतेति माहं प्राणानामादित्यानां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो हैव भवति ॥ ६ ॥**

-આ છાન્દોગ્ય - ઉપનિષદ(૩.૧૬.૧.-૬)નાં વચનો છે.

બ્રહ્મચર્ય ત્રણ પ્રકારનું હોય છે, કનિષ્ઠ, મધ્યમ અને ઉત્તમ. તેમાં **કનિષ્ઠ,** જે પુરુષ અન્ન-રસમય દેહ અને પુરિ અર્થાત્ દેહમાં શયન કરનાર જીવાત્મા, યજ્ઞ અર્થાત્ અતીવ શુભગુણોની સંગત અને સત્કર્તવ્ય છે. તેને માટે જરૂર છે કે ૨૪ વર્ષ પર્યન્ત જિતેન્દ્રિય અર્થાત્ બ્રહ્મચારી રહીને વેદાદિ વિદ્યા અને સુશિક્ષાનું અવશ્ય ગ્રહણ કરે. પછી વિવાહ કરીને પણ લમ્પટતા ન કરે તો તેના શરીરમાં પ્રાણ બલવાન થઈને તે સર્વ શુભગુણોનો વાસ કરાવનારો થાય છે. ॥૧॥ આ પ્રથમ વયમાં જે તેને વિદ્યાભ્યાસમાં સન્તપ્ત કરે અને તે આચાર્ય પણ એવો જ ઉપદેશ કર્યા કરે તથા બ્રહ્મચારી એવો નિશ્ચય રાખે કે જો હું પ્રથમ અવસ્થામાં યથાયોગ્ય બ્રહ્મચર્ય પાળીશ

તો મારું શરીર અને આત્મા, આરોગ્ય મેળવી અને બલવાન બનીને શુભગુણોને વસાવનાર પ્રાણને ધારણ કરશે. હે મનુષ્યો ! તમે આ પ્રકારે સુખનો વિસ્તાર કરો. હું બ્રહ્મચર્યનો લોપ ન કરીને ૨૪ વર્ષ પછી ગૃહાશ્રમ કરીશ તો પ્રસિદ્ધ છે કે હું રોગ રહિત રહીશ. મારું આયુષ્ય પણ ૭૦ કે ૮૦ વર્ષ સુધી રહેશે. ॥૨॥ **મધ્યમ બ્રહ્મચર્ય** - એ છે કે મનુષ્ય ૪૪ વર્ષ પર્યન્ત બ્રહ્મચારી રહી, વેદાભ્યાસ કરે છે. તેનાં પ્રાણ, ઇન્દ્રિયો, અન્તઃકરણ અને આત્મા બળવાન થઈ સર્વ દુષ્ટોને રડાવનાર અને શ્રેષ્ઠોનું પાલન કરનાર થાય છે. ॥૩॥ જો હું આ પ્રથમ વયમાં જેમ આપ કહો છો તેમ થોડી તપશ્ચર્યા કરું તો મારા એ રુદ્રરૂપ પ્રાણ મધ્યમ બ્રહ્મચર્ય સિદ્ધ કરી શકે. હે બ્રહ્મચારીઓ ! તમે આ બ્રહ્મચર્યને વધારો. જેમ કે હું આ બ્રહ્મચર્યનો લોપ ન કરીને યજ્ઞસ્વરૂપ થયો છું અને તે જ આચાર્યકુલથી આવું છું અને રોગરહિત રહું છું. વળી જેમ આ બ્રહ્મચારી સારાં કામ કરે છે તેમ તમે પણ કર્યા કરો. ॥૪॥ **ઉત્તમ બ્રહ્મચર્ય** - ૪૮ વર્ષ પર્યન્તનું ત્રીજા પ્રકારનું હોય છે. જેમ ૪૮ અક્ષરનો જગતી છન્દ છે તેમ જે ૪૮ વર્ષ પર્યન્ત યથાવત્ બ્રહ્મચર્ય ધારણ કરે છે, તેના પ્રાણ અનુકૂળ બની બધી વિદ્યાઓનું ગ્રહણ કરે છે. ॥૫॥ જે આચાર્ય અને માતા-પિતા પોતાનાં સન્તાનોને પ્રથમ વયમાં વિદ્યા અને ગુણગ્રહણને માટે તપસ્વી બનાવે છે અને તેને તેવો જ ઉપદેશ આપે છે, અને તે સન્તાન પોતાની મેળે અખંડિત બ્રહ્મચર્યના સેવનથી આ ત્રીજા પ્રકારના ઉત્તમ બ્રહ્મચર્યના સેવનથી પૂર્ણ અર્થાત્ ચારસો વર્ષ પર્યન્ત આયુને વધારે છે, તેમ તમે પણ વધારો. કેમકે જે મનુષ્ય આ બ્રહ્મચર્યને પ્રાપ્ત થઈને તેનો લોપ નથી કરતો, તે સર્વ પ્રકારના રોગોથી રહિત બનીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પ્રાપ્ત કરે છે. ॥૬॥

**चतस्रोऽवस्थाः शरीरस्य वृद्धिर्यौवनं सम्पूर्णता किञ्चित्परिहाणिश्चेति । आषोडशाद् वृद्धिः ।**
**आपञ्चविंशतेर्यौवनम् । आचत्वारिंशतः सम्पूर्णता । ततः किञ्चित्परिहाणिश्चेति ॥**
**पञ्चविंशे ततो वर्षे पुमान् नारी तु षोडशे । समत्वागतवीर्यौ तौ जानीयात्कुशलो भिषक् ॥**

આ સુશ્રુતના સૂત્રસ્થાન (૩૫.૧૩)નું વચન છે. આ શરીરની ચાર અવસ્થા છે. એક વૃદ્ધિ જેમાં ૧૬ મા વર્ષથી લઈ ૨૫ મા વર્ષ પર્યન્ત સર્વધાતુઓનો વધારો થાય છે. બીજી **યૌવન** જેનો ૨૫ વર્ષના અન્ત અને ૨૬ મા વર્ષના આદિમાં આરમ્ભ થાય છે તે. ત્રીજી **સમ્પૂર્ણતા** જેમાં પચ્ચીસમા વર્ષથી લઈને ૪૦ મા વર્ષ પર્યન્ત સર્વધાતુઓની પુષ્ટિ થાય છે તે. ચોથી **કિઞ્ચિત્પરિહાણિ** જ્યારે સર્વ સાંગોપાંગ શરીરસ્થ સકળ ધાતુ પુષ્ટ થઈ પૂર્ણતાને પ્રાપ્ત થાય છે. તદનન્તર જે ધાતુ વધે છે તે શરીરમાં નથી રહેતો, કિન્તુ સ્વપ્ન, પ્રસ્વેદાદિ દ્વારા બહાર નીકળી જાય છે. માટે એ જ ૪૦ મું વર્ષ વિવાહનો ઉત્તમ સમય છે, ઉત્તમોત્તમ તો ૪૮ મા વર્ષે વિવાહ કરવો શ્રેષ્ઠ છે.

**પ્રશ્ન** - શું આ બ્રહ્મચર્યના નિયમ સ્ત્રી અથવા પુરુષ બન્ને માટે સમાન જ છે ?

**ઉત્તર** - નહીં. જો ૨૫ વર્ષ પર્યન્ત પુરુષ બ્રહ્મચર્ય કરે તો ૧૬ વર્ષ પર્યન્ત કન્યા; જો પુરુષ ૩૦ વર્ષ પર્યન્ત બ્રહ્મચારી રહે તો સ્ત્રી ૧૭ વર્ષ; જો પુરુષ ૩૬ વર્ષ સુધી રહે તો સ્ત્રી ૧૮ વર્ષ; જો પુરુષ ૪૦ વર્ષ પર્યન્ત બ્રહ્મચર્ય રાખે તો સ્ત્રી ૨૦ વર્ષ; જો પુરુષ ૪૪ વર્ષ પર્યંત તો સ્ત્રી ૨૨ વર્ષ; જો પુરુષ ૪૮ વર્ષ તો સ્ત્રી ૨૪ વર્ષ પર્યન્ત બ્રહ્મચર્ય સેવન કરે. અર્થાત્ ૪૮ વર્ષની પછી પુરુષે અને ૨૪ વર્ષ પછી સ્ત્રીએ બ્રહ્મચર્ય ન રાખવું જોઈએ. પરન્તુ એ નિયમ વિવાહ કરનાર સ્ત્રી-પુરુષના છે. પણ જે વિવાહ કરવા ન જ ઇચ્છે તે મરણપર્યન્ત બ્રહ્મચારી રહે તો હોય, તો ભલે રહે. પરન્તુ એ કામ પૂર્ણ વિદ્યાવાન, જિતેન્દ્રિય ને નિર્દોષ યોગી સ્ત્રી-પુરુષનું છે. કારણ કે કામના વેગને થોભાવી ઇન્દ્રિયોને પોતાના વશમાં રાખવી, એ ઘણું કઠિન કામ છે.

**ऋतं च स्वाध्यायप्रवचने च । सत्यं च स्वाध्यायप्रवचने च । तपश्च स्वाध्यायप्रवचने च । दमश्च स्वाध्यायप्रवचने च । शमश्च स्वाध्यायप्रवचने च । अग्नयश्च स्वाध्यायप्रवचने च । अग्निहोत्रं च स्वाध्यायप्रवचने**

**च । अतिथयश्च स्वाध्यायप्रवचने च । मानुषं च स्वाध्यायप्रवचने च । प्रजा च स्वाध्यायप्रवचने च । प्रजनश्च स्वाध्यायप्रवचने च । प्रजातिश्च स्वाध्यायप्रवचने च ॥** - આ તૈત્તિરીયોપનિષદ(શિક્ષાવલી અનુ૦ ૯)નું વચન છે.

આ ભણનાર-ભણાવનારના નિયમ છે. (**ऋतं०**) યથાર્થ આચરણથી ભણે અને ભણાવે, (**सत्यं०**) સત્યાચારથી સત્યવિદ્યાઓ ભણે અને ભણાવે. (**तपः०**) તપસ્વી અર્થાત્ ધર્માનુષ્ઠાન કરતા વેદાદિ શાસ્ત્રોને ભણે અને ભણાવે. (**दमः०**) બાહ્યેન્દ્રિયોને અનુચિત આચરણોથી રોકીને ભણતા અને ભણાવતા જાય. (**शमः०**) મનની વૃત્તિને સર્વ પ્રકારના દોષોથી હઠાવી ભણતા અને ભણાવતા જાય. (**अग्नयः०**) આહવનીયાદિ અગ્નિ અને વિદ્યુત્ આદિને જાણીને ભણતા અને ભણાવતા જાય અને (**अग्निहोत्रं ०**) અગ્નિહોત્ર કરતા ભણે અને ભણાવે. (**अतिथयः०**) અતિથિઓની સેવા કરતા ભણે અને ભણાવે. (**मानुषम्०**) મનુષ્ય સમ્બન્ધી વ્યવહારોને યથાયોગ્ય કરતા ભણતા અને ભણાવતા રહે. (**प्रजा०**) સન્તાન અને રાજ્યનું પાલન કરતા ભણતા અને ભણાવતા જાય. (**प्रजनः०**) વીર્યની રક્ષા અને વૃદ્ધિ કરતા ભણતા અને ભણાવતા જાય. (**प्रजातिः०**) પોતાનાં સન્તાન અને શિષ્યનું પાલન કરતા ભણતા અને ભણાવતા જાય.

**यमान् सेवेत सततं न नियमान् केवलान् बुधः ।**
**यमान्पतत्यकुर्वाणो नियमान् केवलान् भजन् ॥** આ મનુસ્મૃતિ (૪.૨૦૪)નો શ્લોક છે.

યમ પાંચ પ્રકારના હોય છે -

**तत्राहिंसासत्याऽस्तेयब्रह्मचर्याऽपरिग्रहा यमाः ॥** - આ યોગદર્શન (૨.૩૦)નું વચન છે.

અર્થાત્ (**अहिंसा**) વૈરત્યાગ, (**सत्य**) સત્ય માનવું, સત્ય બોલવું અને સત્ય જ કરવું, (**अस्तेय**) મન, વચન, કર્મથી ચોરીનો ત્યાગ, (**ब्रह्मचर्य**) ઉપસ્થેન્દ્રિય સંયમ, (**अपरिग्रह**)-અત્યન્ત લોલુપતા છોડી સ્વાત્વાભિમાન રહિત થવું, એ પાંચ યમોનું સેવન સદા કરવું. **નિયમ :-**

**शौचसन्तोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥** આ યોગશાસ્ત્ર (૨.૩૨)નું વચન છે.

(**शौच**) અર્થાત્ સ્નાનાદિથી પવિત્રતા, (**सन्तोष**) સમ્યક્ પ્રસન્ન અર્થાત્ નિરુદ્યમ રહેવું, સંતોષ નહીં કિન્તુ જેટલો પુરુષાર્થ થઈ શકે તેટલો કરવો, હાનિ-લાભમાં હર્ષ કે શોક ન કરવો, (**तपः**)-કષ્ટ સેવનથી પણ ધર્મયુક્ત કર્મોનું અનુષ્ઠાન, (**स्वाध्याय**)-ભણવું-ભણાવવું, (**ईश्वरप्रणिधान**)-ઈશ્વરની ભક્તિવિશેષથી આત્માને અર્પિત રાખવો, એ પાંચ નિયમ કહેવાય છે. યમો વગર કેવળ આ નિયમોનું સેવન ન કરવું. કિન્તુ એ બન્નેનું સેવન કર્યા કરવું. જે યમોનું સેવન છોડીને કેવળ નિયમોનું સેવન કરે છે, તે ઉન્નતિને પ્રાપ્ત થતો નથી. કિન્તુ અધોગતિ અર્થાત્ સંસારમાં પડ્યો રહે છે.

**कामात्मता न प्रशस्ता न चैवेहास्त्यकामता ।**
**काम्यो हि वेदाधिगमः कर्मयोगश्च वैदिकः ॥ -मनु० ( २२.२ )**

અત્યન્ત કામાતુરતા અને નિષ્કામતા કોઈને માટે પણ શ્રેષ્ઠ નથી. કેમ કે જો કામના ન કરે તો વેદોનું જ્ઞાન અને વેદવિહિત કર્માદિ ઉત્તમ કર્મ કોઈથી ન થઈ શકે. એટલા માટે -

**स्वाध्यायेन व्रतैर्होमैस्त्रैविद्येनेज्यया सुतैः ।**
**महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः ॥** આ મનુસ્મૃતિ(૨.૨૮)નો શ્લોક છે.

(**स्वाध्याय**) સકલ વિદ્યા ભણવી-ભણાવવી, (**व्रत**) બ્રહ્મચર્ય, સત્યભાષણાદિ નિયમ પાળવા, (**होम**) અગ્નિહોત્રાદિ હોમ, સત્યનું ગ્રહણ, અસત્યનો ત્યાગ અને સત્ય વિદ્યાઓનું દાન કરવું, (**त्रैविद्यैन**) વેદસ્થ કર્મ ઉપાસના, જ્ઞાન અને વિદ્યાનું ગ્રહણ કરવું, (**इज्यया**) પક્ષેષ્ટ્યાદિ કરવાં, (**सुतैः**) સુસન્તાનોત્પત્તિ કરવી, (**महायज्ञैः**) બ્રહ્મ, દેવ, પિતૃ, વૈશ્વદેવ અને અતિથિઓના સેવનરૂપ પંચમહાયજ્ઞ, અને (**यज्ञैः**)

અગ્નિષ્ટોમાદિ તથા શિલ્પવિદ્યા વિજ્ઞાનાદિ યજ્ઞોના સેવનથી આ શરીરને બ્રાહ્મી અર્થાત્ વેદ અને પરમેશ્વરની ભક્તિના આધારરૂપ બ્રાહ્મણનું શરીર બનાવાય છે. આટલાં સાધનો વિના બ્રાહ્મણ શરીર બની શકતું નથી.

**इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु ।**
**संयमे यत्नमातिष्ठेद्विद्वान् यन्तेव वाजिनाम् ॥** -मनु. (२.८८)

જેમ વિદ્વાન્ સારથિ ઘોડાને નિયમમાં રાખે છે તેમ મન અને આત્માને અનુચિત કામની અંદર ખેંચનારા વિષયોમાં વિચરતી ઇન્દ્રિયોનો નિગ્રહ કરવામાં સર્વ પ્રકારે પ્રયત્ન કરવો; કેમ કે -

**इन्द्रियाणां प्रसङ्गेन दोषमृच्छत्यसंशयम् ।**
**सन्नियम्य तु तान्येव ततः सिद्धिं नियच्छति ॥** -मनु. (२.९३)

જીવાત્મા ઇન્દ્રિયોને વશ બનીને નિશ્ચિત મોટા મોટા દોષોને પ્રાપ્ત થાય છે અને જ્યારે તે ઇન્દ્રિયોને પોતાને વશ કરે છે, ત્યારે તે સિદ્ધિને પ્રાપ્ત થાય છે.

**वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसि च ।**
**न विप्रदुष्टभावस्य सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥** -मनु. (२.९७)

જે દુષ્ટાચારી અજિતેન્દ્રિય પુરુષ છે તેને વેદ, ત્યાગ, યજ્ઞ, નિયમ, તપ તથા અન્ય સારા કામની સિદ્ધિ કદી પણ પ્રાપ્ત નથી થતી.

**वेदोपकरणे चैव स्वाध्याये चैव नैत्यिके । नानुरोधोऽस्त्यनध्याये होममन्त्रेषु चैव हि ॥ १ ॥**
**नैत्यिके नास्त्यनध्यायो ब्रह्मसत्रं हि तत् स्मृतम् । ब्रह्माहुतिहुतं पुण्यमनध्यायवषट्कृतम् ॥ २ ॥**
-मनु. (२.१०५-१०६)

વેદ વગેરે શાસ્ત્રોને ભણવાં-ભણાવવાં, સન્ધ્યોપાસનાદિ પંચ મહાયજ્ઞ કરવા અને હોમ મન્ત્રોમાં અનધ્યાય વિષયક અનુરોધ (આગ્રહ) નથી, કેમ કે - ॥૧॥ નિત્કર્મમાં અનધ્યાય હોતો નથી. જેમ શ્વાસ-પ્રશ્વાસ સદા લેવામાં આવે છે, બન્ધ કરવામાં નથી આવતા, તેમ નિત્યકર્મો પ્રતિદિન કરવાં જોઈએ. કોઈ દિન છોડવાં નહીં, કેમ કે અનધ્યાયમાં પણ અગ્નિહોત્રાદિ ઉત્તમ કર્મ કરેલાં પુણ્યરૂપ થાય છે. જેમ જૂઠું બોલવામાં સદા પાપ અને સત્ય બોલવામાં સદા પુણ્ય થાય છે, તેમ બૂરાં કર્મ કરવામાં સદા અનધ્યાય અને સારાં કર્મ કરવામાં સદા સ્વાધ્યાય જ હોય છે ॥૨॥

**अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।**
**चत्वारि तस्य वर्द्धन्त आयुर्विद्या यशो बलम् ॥** -मनु. (२.१२१)

જે સદા નમ્ર, સુશીલ, વિદ્વાન્ અને વૃદ્ધોની સેવા કરે છે; તેનાં આયુ, વિદ્યા, કીર્તિ અને બળ એ ચારેય સદા વૃદ્ધિ પામે છે અને જે એમ કરતો નથી તેનાં આયુ આદિ વૃદ્ધિ પામતાં નથી.

**अहिंसयैव भूतानां कार्यं श्रेयोऽनुशासनम् । वाक् चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता ॥ १ ॥**
**यस्य वाङ्मनसी शुद्धे सम्यग्गुप्ते च सर्वदा । स वै सर्वमवाप्नोति वेदान्तोपगतं फलम् ॥ २ ॥**
-मनु० (२.१५९-१६०)

વિદ્વાન્ અને વિદ્યાર્થીઓને યોગ્ય છે કે વૈરબુદ્ધિ છોડીને સર્વ મનુષ્યને કલ્યાણના માર્ગનો ઉપદેશ કરે અને ઉપદેષ્ટા સદા મધુર, સુશીલતાયુક્ત વાણી બોલે. જે ધર્મોન્નતિ ઇચ્છે તે સદા સત્યમાં ચાલે અને સત્યનો જ ઉપદેશ કરે ॥૧॥ જે મનુષ્યની વાણી અને મન શુદ્ધ તથા સુરક્ષિત સદા રહે છે તેને જ સર્વ વેદાન્ત અર્થાત્ સર્વ વેદોના સિદ્ધાન્તરૂપ ફળ પ્રાપ્ત થાય છે. ॥૨॥

सम्मानाद् ब्राह्मणो नित्यमुद्विजेत विषादिव ।
अमृतस्यैव चाकाङ्क्षेदवमानस्य सर्वदा ॥ -मनु० (२.१६२)

તે જ બ્રાહ્મણ સમગ્ર વેદ અને પરમેશ્વરને જાણે છે કે જે પ્રતિષ્ઠાથી વિષતુલ્ય સદા ડરતો રહે છે અને અપમાનની ઇચ્છા અમૃત સમાન કર્યા કરે છે.

अनेन क्रमयोगेन संस्कृतात्मा द्विजः शनैः ।
गुरौ वसन् संश्चिनुयाद् ब्रह्माधिगमिकं तपः ॥ -मनु० (२.१६४)

આ પ્રકારે કૃતોપનયન દ્વિજ બ્રહ્મચારી કુમાર અને બ્રહ્મચારિણી કન્યા ધીરે ધીરે વેદાર્થના જ્ઞાનરૂપ ઉત્તમ તપને વધારતાં ચાલ્યાં જાય.

योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥ -मनु० (२.१६८)

જે વેદને ન ભણીને અન્યત્ર શ્રમ કર્યા કરે છે તે પોતાના પુત્ર-પૌત્રસહિત શૂદ્રભાવને શીઘ્ર જ પ્રાપ્ત થઈ જાય છે.

वर्जयेन्मधुमांसञ्च गन्धं माल्यं रसान् स्त्रियः । शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् ॥ १ ॥
अभ्यङ्गमञ्जनं चाक्ष्णोरुपानच्छत्रधारणम् । कामं क्रोधं च लोभं च नर्त्तनं गीतवादनम् ॥ २ ॥
द्यूतं च जनवादं च परिवादं तथाऽनृतम् । स्त्रीणां च प्रेक्षणालम्भमुपघातं परस्य च ॥ ३ ॥
एकः शयीत सर्वत्र न रेतः स्कन्दयेत्क्वचित् । कामाद्धि स्कन्दयन् रेतो हिनस्ति व्रतमात्मनः ॥ ४ ॥
-मनु० (२.१७७-१८०)

બ્રહ્મચારી અને બ્રહ્મચારિણી મદ્ય, માંસ, ગન્ધ, માલા, રસ, સ્ત્રી અને પુરુષનો સંગ, બધી જાતની ખટાશ, પ્રાણીઓની હિંસાનો ત્યાગ કરે. ॥૧॥ અંગોનું મર્દન, વિના નિમિત્ત ઉપસ્થેન્દ્રિયનો સ્પર્શ, આંખોમાં અંજન, જોડા અને છત્રનું ધારણ, કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, શોક, ઈર્ષ્યા-દ્વેષ, નાચ, ગાન અને વાજિન્ત્ર વગાડવાં છોડી દે. ॥૨॥ દ્યૂત, જેની તેની વાતો, નિન્દા, મિથ્યાભાષણ, સ્ત્રીઓનાં દર્શન, આશ્રય, અન્યની હાનિ આદિ કુકર્મોને સદા છોડી દે. ॥૩॥ સર્વત્ર એકલાં સૂવું, વીર્ય સ્ખલિત કદી ન કરવું, જો કામનાથી વીર્ય સ્ખલિત કરી દે, તો જાણવું કે પોતાના બ્રહ્મચર્ય વ્રતનો નાશ કરી દીધો. ॥૪॥

वेदमनूच्याचार्योऽन्तेवासिनमनुशास्ति । सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः । आचार्याय प्रियंधनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः । सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ॥ १ ॥ देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् । मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव । अतिथिदेवो भव । यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि नो इतराणि । यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि ॥ २ ॥ ये के चास्मच्छ्रेयाᳬ सो ब्राह्मणास्तेषां त्वया सेवनेन प्रश्वसितव्यम् । श्रद्धया देयम् । अश्रद्धया देयम् । श्रिया देयम् । ह्रिया देयम् । भिया देयम् । संविदा देयम् । अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात् ॥ ३ ॥ ये तत्र ब्राह्मणाः समदर्शिनः युक्ता अयुक्ता अलूक्षा धर्मकामाः स्युर्यथा ते तत्र वर्त्तेरन् । तथा तत्र वर्त्तेथाः । एष आदेश एष उपदेश एषा वेदोपनिषत् । एतदनुशासनम् । एवमुपासितव्यम् । एवमु चैतदुपास्यम् (४) ॥

આ तैत्तिरीयोपनिषद् (પ્ર. અનુ. ૧૧ કં. ૧,૨,૩,૪)નું વચન છે.

આચાર્ય અન્તેવાસી અર્થાત્ પોતાના શિષ્ય અને શિષ્યાઓને આ પ્રકારે ઉપદેશ કરે કે તું સદા સત્ય બોલ, ધર્માચરણ કર, પ્રમાદરહિત થઈને ભણ અને ભણાવ, પૂર્ણ બ્રહ્મચર્યથી સમસ્ત વિદ્યાઓનું ગ્રહણ કર

અને આચાર્યને પ્રિય ધન દઈ, વિવાહ કરી સન્તાનોત્પત્તિ કર. પ્રમાદથી સત્યને કદી ન છોડ. પ્રમાદથી ધર્મનો ત્યાગ ન કર, પ્રમાદથી આરોગ્ય અને ચતુરાઈને ન છોડ, પ્રમાદથી ઉત્તમ ઐશ્વર્યની વૃદ્ધિને કદી ન છોડ. પ્રમાદથી ભણવું ભણાવવું કદી પણ ન છોડ. ॥૧॥ દેવ, વિદ્વાન, માતા-પિતા આદિની સેવામાં પ્રમાદ ન કર. જેમ વિદ્વાનનો સત્કાર કરે તેમ માતા, પિતા, આચાર્ય અને અતિથિની સેવા સદા કર્યા કર. જે અનિન્દિત ધર્મયુક્ત કર્મ છે તે સત્યભાષણાદિ કર્યા કર, તેનાથી ભિન્ન મિથ્યાભાષણાદિ કદી પણ ન કર. જે અમારાં સુચરિત્ર અર્થાત્ ધર્મયુક્ત કર્મ હોય, તેમનું ગ્રહણ કર. જે અમારાં પાપાચરણ હોય તે કદી પણ ગ્રહણ ન કર. ॥૨॥ અમારી વચમાં ઉત્તમ વિદ્વાન્ ધર્માત્મા બ્રાહ્મણ છે તેની સમીપ બેસ અને તેનો જ વિશ્વાસ કર્યા કર. શ્રદ્ધાથી આપવું, અશ્રદ્ધાથી આપવું, શોભાથી આપવું, લજ્જાથી આપવું, ભયથી આપવું અને પ્રતિજ્ઞાથી પણ આપવું જોઈએ. જો તને કોઈ પણ વખતે કર્મ કે શીલ તથા ઉપાસના જ્ઞાનમાં કોઈ પ્રકારનો સંશય ઉત્પન્ન થાય તો જે વિચારશીલ, પક્ષપાતરહિત, યોગી, અયોગી, આર્દ્રચિત્ત, ધર્મની કામના કરનારા, ધર્માત્મા જન હોય, તેઓ જેમ ધર્મમાર્ગમાં વર્ત્તે, તેમ તું પણ તેમાં વર્ત્યા કર. એ જ આદેશ, એ જ આજ્ઞા, એ જ ઉપદેશ, એ જ વેદની અને ઉપનિષતની શિક્ષા છે. એ જ પ્રકારે વર્તવું અને પોતાની ચાલચલન સુધારવી જોઈએ. ॥૩-૪॥

**अकामस्य क्रिया काचिद् दृश्यते नेह कर्हिचित् ।**
**यद्यद्धि कुरुते किञ्चित् तत्तत्कामस्य चेष्टितम् ॥** -मनु० (२.४)

મનુષ્યોએ નિશ્ચય કરવો જોઈએ કે નિષ્કામ પુરુષમાં નેત્રનો સંકોચ કે વિકાસ થવો પણ સર્વથા અસમ્ભવ છે. એથી એ સિદ્ધ થાય છે કે જે જે કાંઈ પણ કરે છે તે તે ચેષ્ટા કામના વગરની નથી.

**आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्त्त एव च । तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान् द्विजः ॥**
**आचाराद्विच्युतो विप्रो न वेदफलमश्नुते । आचारेण तु संयुक्तः सम्पूर्णफलभाग्भवेत् ॥ २ ॥**

-मनु० (१. १०८, १०९)

કહેવા, સાંભળવા-સંભળાવવા અને ભણવા-ભણાવવાનું ફળ એ જ છે કે જે વેદ અને વેદાનુકૂળ સ્મૃતિઓમાં પ્રતિપાદિત ધર્મનું આચરણ કરવું, એટલા માટે ધર્માચરણમાં સદા યુક્ત રહેવું. ॥૧॥ કેમ કે જે ધર્માચરણથી રહિત છે તે વેદપ્રતિપાદિત ધર્મજન્ય સુખરૂપ ફળને પ્રાપ્ત થઈ શકતો નથી અને જે વિદ્યા ભણી ધર્માચરણ કરે છે તે જ સમ્પૂર્ણ સુખને પામે છે. ॥૨॥

**योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद् द्विजः ।**
**स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ॥** -मनु० (२.११)

જે વેદ અને વેદાનુકૂળ આપ્ત પુરુષોનાં કરેલાં શાસ્ત્રોનું અપમાન કરે છે તે વેદનિન્દક નાસ્તિકને જાતિ, પંક્તિ અને દેશથી બહાર કાઢી મૂકવો જોઈએ. કેમ કે -

**वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ।**
**एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥** -मनु० (२.१२)

વેદ, સ્મૃતિ = વેદાનુકૂળ આપ્તોક્ત મનુસ્મૃત્યાદિ શાસ્ત્ર, સત્પુરુષોના આચાર, જે સનાતન અર્થાત્ વેદ દ્વારા પરમેશ્વરપ્રતિપાદિત કર્મ અને આપણા આત્મામાં પ્રિય અર્થાત્ જેને આત્મા ચાહે છે, જેમ કે સત્ય ભાષણ, એ ચાર ધર્મનાં લક્ષણ અર્થાત્ એનાથી જ ધર્માધર્મનો નિશ્ચય થાય છે. જે પક્ષપાતરહિત ન્યાય, સત્યનું ગ્રહણ અસત્યનો સર્વથા પરિત્યાગરૂપ આચાર છે તેનું નામ ધર્મ; એનાથી વિપરીત જે પક્ષપાતસહિત

અન્યાયાચરણ, સત્યત્યાગ અને અસત્યનું ગ્રહણરૂપ કર્મ છે, તેને અધર્મ કહે છે.

**अर्थकामेष्वसक्तानां धर्म्मज्ञानं विधीयते ।**
**धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥** -मनु०( २.१३ )

જે પુરુષો ( **अर्थ** ) સુવર્ણાદિ રત્ન અને ( **काम** ) સ્ત્રીસેવનાદિમાં નથી ફસતા, તેમને જ ધર્મનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. જે ધર્મના જ્ઞાનની ઈચ્છા કરે તે વેદ દ્વારા ધર્મનો નિશ્ચય કરે, કેમ કે ધર્માધર્મનો નિશ્ચય વેદ વગર બરોબર થતો નથી.

આ પ્રકારે આચાર્ય પોતાના શિષ્યને ઉપદેશ કરે અને વિશેષ કરી રાજા, અન્ય ક્ષત્રિય, વૈશ્ય અને ઉત્તમ શૂદ્ર જનોને પણ વિદ્યાનો અભ્યાસ અવશ્ય કરાવે. કેમ કે જે બ્રાહ્મણ છે તે જ કેવળ વિદ્યાભ્યાસ કરે અને ક્ષત્રિયાદિ ન કરે તો વિદ્યા, ધર્મ, રાજ્ય અને ધનાદિની વૃદ્ધિ કદી થઈ શકતી નથી; કારણ કે બ્રાહ્મણ તો કેવળ ભણવા-ભણાવવા અને ક્ષત્રિયાદિથી જીવિકા પ્રાપ્ત કરી, જીવન-ધારણ કરી શકે છે. જીવિકાને આધીન અને ક્ષત્રિયાદિના આજ્ઞાદાતા તથા યથાવત્પરીક્ષક દણ્ડદાતા ન હોવાથી બ્રાહ્મણાદિ સર્વ વર્ણ, છલ-કપટમાં ફસાઈને વિદ્યાભ્યાસ ધર્મને છોડી પાખંડમાં ફસાઈ જાય છે, અને જ્યારે ક્ષત્રિયાદિ વિદ્વાન્ હોય છે, ત્યારે બ્રાહ્મણ પણ અધિક વિદ્યાભ્યાસ ધર્મને છોડી પાખંડમાં ફસાઈ જાય છે, અને જ્યારે ક્ષત્રિયાદિ વિદ્વાન્ હોય છે, ત્યારે બ્રાહ્મણ પણ અધિક વિદ્યાભ્યાસ અને ધર્મપથમાં ચાલે છે અને ક્ષત્રિયાદિ વિદ્વાનોની સમક્ષ પાખંડ, અસત્ય વ્યવહાર પણ કરી શકતા નથી. અને જ્યારે ક્ષત્રિયાદિ અવિદ્વાન્ થાય છે તો તે જેમ પોતાના મનમાં આવે છે, તેમ જ કરે-કરાવે છે. એથી જ બ્રાહ્મણ પણ પોતાનું કલ્યાણ ઈચ્છે તો ક્ષત્રિયાદિ ને વેદાદિ સત્યશાસ્ત્રનો અભ્યાસ અધિક પ્રયત્નથી કરાવે, કેમકે ક્ષત્રિયાદિ જ વિદ્યા, ધર્મ, રાજ્ય અને લક્ષ્મીની વૃદ્ધિ કરનારા છે. તે કદી ભિક્ષાવૃત્તિ કરતા નથી, તેથી તે વિદ્યા-વ્યવહારમાં પક્ષપાતી પણ થઈ શકતા નથી. અને જ્યારે સર્વ વર્ણોમાં વિદ્યા સુશિક્ષા હોય છે, ત્યારે કોઈ પણ પાખંડરૂપ અધર્મયુક્ત મિથ્યા વ્યવહાર ચલાવી શકતો નથી. એથી શું સિદ્ધ થયું કે ક્ષત્રિયાદિને નિયમમાં ચલાવનાર બ્રાહ્મણ અને સંન્યાસી છે. તથા બ્રાહ્મણ અને સંન્યાસીને સુનિયમમાં ચલાવનાર ક્ષત્રિયાદિ હોય છે. એટલા માટે સર્વ વર્ણોનાં સ્ત્રી-પુરુષમાં વિદ્યા અને ધર્મનો પ્રચાર અવશ્ય હોવો જોઈએ.

હવે જે જે ભણવું-ભણાવવું હોય, તે તે સારી રીતે પરીક્ષા કરેલું હોવું યોગ્ય છે. પરીક્ષા પાંચ પ્રકારથી થાય છે -

**એક** - જે ઈશ્વરના ગુણ, કર્મ, સ્વભાવ અને વેદાનુકૂળ હોય, તે તે સત્ય અને તેની વિરુદ્ધનું અસત્ય છે.

**બીજું** - જે જે સૃષ્ટિક્રમને અનુકૂલ હોય, તે તે સત્ય અને જે જે સૃષ્ટિક્રમથી વિરુદ્ધ હોય, તે સર્વ અસત્ય છે. જેમ કોઈ કહે કે માતા-પિતાના યોગ વિના પુત્રોત્પન્ન થયો, તો એવું કથન સૃષ્ટિક્રમ વિરુદ્ધ હોવાથી સર્વથા અસત્ય છે.

**ત્રીજું** - આપ્ત અર્થાત્ જે ધાર્મિક, વિદ્વાન્, સત્યવાદી, નિષ્કપટીઓનો સંગ અને તેના ઉપદેશને અનુકૂળ છે તે તે ગ્રાહ્ય, અને જે જે વિરુદ્ધ છે, તે તે અગ્રાહ્ય છે.

**ચોથું** - પોતાના આત્માની પવિત્રતા, વિદ્યાને અનુકૂળ અર્થાત્ જેમ આપણને સુખ પ્રિય અને દુઃખ અપ્રિય છે તેમ સર્વત્ર સમજવું કે હું પણ કોઈને સુખ કે દુઃખ દઈશ તો તે પણ અપ્રસન્ન કે પ્રસન્ન થશે અને -

**પાંચમું** - આઠેય પ્રમાણ અર્થાત્ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, ઐતિહ્ય, અર્થાપત્તિ, સંભવ અને

અભાવ- એમાંથી પ્રત્યક્ષના લક્ષણાદિમાં જે જે સૂત્રો નીચે લખીશું, તે તે સર્વ ન્યાયશાસ્ત્રમાં પ્રથમ અને દ્વિતીય અધ્યાયમાં જાણવાં -

**इन्द्रियार्थसन्निकर्षोत्पन्नं ज्ञानमव्यपदेश्यमव्यभिचारि व्यवसायात्मकं प्रत्यक्षम् ।**

જે શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણનો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધની સાથે અવ્યવહિત અર્થાત્ આવરણ રહિત સમ્બન્ધ થાય છે; ઇન્દ્રિયોની સાથે મનનો, અને મનની સાથે આત્માના સંયોગથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેને **પ્રત્યક્ષ** કહે છે. પરન્તુ જે વ્યપદેશ્ય અર્થાત્ સંજ્ઞાસંજ્ઞીના સમ્બન્ધથી ઉત્પન્ન થાય છે, તે જ્ઞાન ન હોય. જેમ કોઈએ કોઈને કહ્યું કે "તું જળ લાવ." તે લાવી તેની પાસે મૂકી બોલ્યો કે "આ જળ છે", પરન્તુ ત્યાં "જળ" એ બે અક્ષરોની સંજ્ઞા, લાવનાર અને મંગાવનાર જોઈ શકતા નથી, કિન્તુ જે પદાર્થનું નામ "જળ" છે, તે જ પ્રત્યક્ષ થાય છે. અને જે શબ્દથી જ્ઞાન ઉત્પન્ન થાય છે તે શબ્દપ્રમાણનો વિષય છે. "અવ્યભિચારિ" જેમ કોઈએ રાત્રિમાં થાંભલો જોઈને પુરુષનો નિશ્ચય કરી લીધો, પણ જ્યારે દિવસે તેને જોયો, ત્યારે રાત્રિનું પુરુષજ્ઞાન નષ્ટ થઈને થાંભલાનું જ્ઞાન રહ્યું. આવા વિનાશી જ્ઞાનનું નામ વ્યભિચારી છે, પણ પ્રત્યક્ષ નથી. "વ્યવસાયાત્મક"-કોઈએ દૂરથી નદીની રેતી જોઈને કહ્યું કે ત્યાં વસ્ત્ર સુકાય છે; જળ છે કે કંઈ અન્ય છે. "તે દેવદત્ત ઊભો છે કે યજ્ઞદત્ત ?" જ્યાં સુધી એક નિશ્ચય ન થાય ત્યાં સુધી તે પ્રત્યક્ષજ્ઞાન નથી. કિન્તુ જે અવ્યપદેશ્ય, અવ્યભિચારી અને નિશ્ચયાત્મક જ્ઞાન છે, તેને **પ્રત્યક્ષ** કહે છે.

**બીજું અનુમાન :-**

**अथ तत्पूर्वकं त्रिविधमनुमानं पूर्ववच्छेषवत्सामान्यतो दृष्टञ्च** ॥ न्याय० ( अ० १. आ० १. सू० ५ ॥)

જે પ્રત્યક્ષપૂર્વક અર્થાત્ જેનો કોઈ એક દેશ કે સમ્પૂર્ણ પદાર્થ કોઈ સ્થાન કે કાળમાં પ્રત્યક્ષ થયો હોય, તેના દૂર દેશ સાથે સહચારી એક દેશનું પ્રત્યક્ષ થવાથી અદૃષ્ટ અવયવીનું જ્ઞાન થવાને **અનુમાન** કહે છે. જેમ પુત્રને જોઈ પિતા, પર્વતાદિમાં ધૂમ જોઈ અગ્નિ અને જગતમાં સુખ-દુઃખ જોઈ પૂર્વજન્મનું જ્ઞાન થાય છે. એ અનુમાન ત્રણ પ્રકારનાં છે.

**એક-પૂર્વવત્.** જેમ વાદળાં જોઈ વર્ષા, વિવાહ જોઈ સન્તાનોત્પત્તિ, ભણતા વિદ્યાર્થીઓ જોઈ વિદ્વાન્ થવાનો નિશ્ચય થાય છે; ઇત્યાદિ. જ્યાં જ્યાં કારણ જોઈ કાર્યનું જ્ઞાન થાય તે પૂર્વવત્ છે. **બીજું-શેષવત્.** અર્થાત્ જ્યાં કાર્યને જોઈ, કારણનું જ્ઞાન થાય; જેમ નદીના પ્રવાહનો વધારો જોઈ ઉપરવાસમાં થયેલી વર્ષાનું, પુત્ર જોઈ પિતાનું, સૃષ્ટિ જોઈ અનાદિ કારણનું તથા કર્ત્તા ઈશ્વરનું, અને પાપ-પુણ્યનું આચરણ જોઈ, સુખ-દુઃખનું જ્ઞાન થાય છે, તેને શેષવત્ કહે છે. **ત્રીજું-સામાન્યતોદૃષ્ટ** જે કોઈ કોઈનું કાર્ય-કારણ ન હોય પરન્તુ કોઈ પ્રકારનું સાધર્મ્ય એકબીજાની સાથે હોય. જેમ કોઈ ચાલ્યા વિના અન્ય સ્થાને જઈ નથી શકતો, તેમ બીજાનું પણ સ્થાનાન્તરમાં જવા વિના ગમન કદી થઈ શકતું નથી. અનુમાન શબ્દનો અર્થ એ જ છે, કે - **अनु अर्थात् प्रत्यक्षस्य पश्चान्मीयते ज्ञायते येन तदनुमानम्** ॥ જે પ્રત્યક્ષની પછવાડી ઉત્પન્ન થાય, જેમ ધૂમ પ્રત્યક્ષ જોયા વિના અદૃષ્ટ અગ્નિનું જ્ઞાન કદી થઈ શકતું નથી.

**ત્રીજું ઉપમાન :- प्रसिद्धसाधर्म्यात्साध्यसाधनमुपमानम्** ॥ न्याय० ( अ० १. आ० १. सू० ६ )

જે પ્રસિદ્ધ પ્રત્યક્ષ સાધર્મ્યથી સાધ્ય અર્થાત્ સિદ્ધ કરવા યોગ્ય જ્ઞાનની સિદ્ધિ કરવાનું સાધન હોય, તેને **ઉપમાન** કહે છે. **उपमीयते येन तदुपमानम्** ॥ જેમ કોઈએ કોઈ ભૃત્ય-સેવકને કહ્યું કે "તું દેવદત્ત સદૃશ વિષ્ણુમિત્રને બોલાવી લાવ." તે બોલ્યો કે "મેં તેને કદી નથી દીઠો". તેના સ્વામી-શેઠે કહ્યું કે "જેવો આ દેવદત્ત છે, તેવો જ તે વિષ્ણુમિત્ર છે," અથવા "જેવી આ ગાય છે, તેવી જ ગવય-નીલગાય હોય છે." જ્યારે

તે ત્યાં ગયો અને દેવદત્ત સદૃશ તેને જોઈને નિશ્ચય કર્યો કે આ જ વિષ્ણુમિત્ર છે, તેને તેડી લાવ્યો અથવા કોઈ એક જંગલમાં જે પશુને ગાય તુલ્ય જોયું, તેથી નિશ્ચય કર્યો કે એનું નામ ગવય છે.

**ચોથું શબ્દ - आप्तोपदेशः शब्दः ॥ न्याय० ( अ० १. आ० १. सू० ७ )**

જે આપ્ત અર્થાત્ પૂર્ણ વિદ્વાન્, ધર્માત્મા, પરોપકારપ્રિય, સત્યવાદી, પુરુષાર્થી અને જિતેન્દ્રિય પુરુષ જેવું પોતાના આત્મામાં જાણતો હોય અને જેથી સુખ પામ્યો હોય, તેના કથનની ઇચ્છાથી પ્રેરિત સર્વ મનુષ્યોના કલ્યાણાર્થ ઉપદેષ્ટા હોય અર્થાત્ જેટલાં પૃથ્વીથી લઈ પરમેશ્વર પર્યન્ત પદાર્થો છે, તે જ્ઞાનને પ્રાપ્ત થઈ ઉપદેષ્ટા થાય છે, એવા પુરુષનો અને પૂર્ણ આપ્ત પરમેશ્વરનો ઉપદેશ જે વેદ છે, તેને **'શબ્દ પ્રમાણ'** જાણવું.

**પાંચમું ઐતિહ્ય -**

**न चतुष्ट्वमैतिह्यार्थापत्तिसम्भवाभावप्रामाण्यात् ॥ न्याय० ( अ० २. आ० २. सू० १ )**

જે **इति ह** અર્થાત્ આ પ્રકારનું હતું, તેણે આ પ્રકારે કર્યું, અર્થાત્ કોઈના જન્મચરિત્રનું નામ **ઐતિહ્ય** છે.

**છઠ્ઠું અર્થાપત્તિ - "अर्थादापद्यते सा अर्थापत्तिः ॥ केनचिदुच्यते 'सत्सु घनेषु वृष्टिः, सति कारणे कार्यं भवतीति, किमत्र प्रसज्यते असत्सु घनेषु वृष्टिरसति कारणे च कार्यं न भवतीति ।"** જેમ કોઈએ કોઈને કહ્યું કે "વાદળાં થવાથી વૃષ્ટિ અને કારણ હોવાથી કાર્ય ઉત્પન્ન થાય છે." આ ઉપરથી વિના કહે આ બીજી વાત સિદ્ધ થાય છે કે "વિના વાદળાં વૃષ્ટિ અને વિના કારણ કાર્ય કદી હોઈ શકતું નથી"

**સાતમું સંભવ - सम्भवति यस्मिन् स सम्भवः ।** કોઈ કહે કે માતા-પિતા વિના સન્તાનોત્પત્તિ, કોઈએ મૃતક જિવાડ્યું, પર્વત ઉઠાવ્યો, સમુદ્રમાં પથ્થર તરાવ્યા, ચન્દ્રમાના ટુકડા કર્યા, પરમેશ્વરના અવતાર થયા, મનુષ્યને શિંગડાં જોયાં અને વાંઝણીના પુત્ર અને પુત્રીના વિવાહ કર્યા-ઇત્યાદિ સર્વ અસંભવ છે કેમ કે એ સર્વ વાતો સૃષ્ટિક્રમથી વિરુદ્ધ છે. જે વાત સૃષ્ટિક્રમાનુકૂળ હોય તે જ **સમ્ભવ** છે.

**આઠમું અભાવ - न भवन्ति यस्मिन् सोऽभावः ॥** જેમ કોઈએ કોઈને કહ્યું કે 'હાથી લાવ.' તેણે ત્યાં હાથીનો અભાવ જોઈ, જ્યાં હાથી હતો ત્યાંથી લઈ આવ્યો.

આ આઠ પ્રમાણ છે. એમાંથી જો શબ્દમાં ઐતિહ્ય અને અનુમાનમાં અર્થાપત્તિ, સમ્ભવ અને અભાવની ગણના કરીએ, તો ચાર પ્રમાણ રહી જાય છે. આ પાંચ પ્રકારની પરીક્ષાઓથી મનુષ્ય સત્યાસત્યનો નિશ્ચય કરી શકે છે, અન્યથા નહીં.

**धर्मविशेषप्रसूताद् द्रव्यगुणकर्मसामान्यविशेषसमवायानां पदार्थानां साधर्म्यवैधर्म्याभ्यां तत्त्वज्ञानान्निःश्रेयसम् ॥ - वै० ॥ अ० १. आ० १. सू० ४ ॥**

જ્યારે મનુષ્ય ધર્મનું યથાયોગ્ય અનુષ્ઠાન કરવાથી પવિત્ર થઈ **સાધર્મ્ય** અર્થાત્ જે તુલ્ય ધર્મ છે, જેમ કે પૃથ્વી જડ અને જળ પણ જડ છે. **વૈધર્મ્ય** અર્થાત્ પૃથ્વી કઠોર અને જળ કોમળ; એ જ પ્રકારે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય, એ છ પદાર્થોના તત્ત્વજ્ઞાન અર્થાત્ સ્વરૂપજ્ઞાનથી **નિઃશ્રેયસમ્** મોક્ષને પ્રાપ્ત થાય છે.

**पृथिव्यापस्तेजोवायुराकाशं कालो दिगात्मा मन इति द्रव्याणि ॥ -वै० ॥ अ० १. आ० १. सू० ५ ॥**

પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિશા, આત્મા અને મન એ નવ દ્રવ્ય છે.

**क्रियागुणवत्समवायिकारणमिति द्रव्यलक्षणम् ॥ वै० ॥ अ० १. आ० १. सू० १५ ॥**

**क्रियाश्च गुणाश्च विद्यन्ते यस्मिँस्तत् क्रियागुणवत्** । જેમાં ક્રિયા અને ગુણ અથવા કેવલ ગુણ પણ રહે, તેને દ્રવ્ય કહે છે. તેમાંથી પૃથ્વી, જળ, તેજ, વાયુ, મન અને આત્મા એ છ દ્રવ્ય; ક્રિયા અને ગુણવાળાં છે. તથા આકાશ, કાલ અને દિશા એ ત્રણ ક્રિયારહિત ગુણવાળાં છે.

(સમવાયિ) "**समवेतुं शीलं यस्य तत् समवायि, प्राग्वृत्तित्वं कारणं, समवायि च तत्कारणं च समवायिकारणम् ॥ लक्ष्यते येन तल्लक्षणम्** ॥ જે મળવાના સ્વભાવયુક્ત કાર્યથી કારણ પૂર્વકાલસ્થ હોય તેને દ્રવ્ય કહે છે. જેથી લક્ષ્ય જણાઈ જાય, જેમ કે આંખથી રૂપ જણાય છે, તેને **લક્ષણ** કહે છે.

**रूपरसगन्धस्पर्शवती पृथिवी** ॥ -वै० ॥ अ० २. आ० १. सू० १ ॥

રૂપ, રસ, ગંધ, સ્પર્શવાળી **પૃથ્વી** છે. એમાં રૂપ રસ અને સ્પર્શ એ અગ્નિ, જળ અને વાયુના યોગથી છે.

**व्यवस्थितः पृथिव्यां गन्धः** ॥ -वै० ॥ अ० २. आ० २. सू० २ ॥

પૃથ્વીમાં ગન્ધ ગુણ સ્વાભાવિક છે, તેમજ જળમાં રસ, અગ્નિમાં રૂપ, વાયુમાં સ્પર્શ અને આકાશમાં શબ્દ સ્વાભાવિક છે.

**रूपरसस्पर्शवत्य आपो द्रवाः स्निग्धाः** ॥ -वै० ॥ अ० २. आ० १. सू० २ ॥

રૂપ, રસ અને સ્પર્શવાન, દ્રવીભૂત અને કોમળ જળ કહેવાય છે. પરન્તુ એમાં જળનો 'રસ' એ સ્વાભાવિક ગુણ છે. તથા રૂપ અને સ્પર્શ એ અગ્નિ અને વાયુના સંયોગથી છે.

**अप्सु शीतता** ॥ -वै० ॥ अ० २. आ० २. सू० ५ ॥

અને જળમાં શીતળત્વ ગુણ પણ સ્વાભાવિક છે.

**तेजो रूपस्पर्शवत्** ॥ -वै० ॥ अ० २. आ० १. सू० ३ ॥

જે રૂપ અને સ્પર્શવાળું છે તે 'તેજ' છે. પરન્તુ એમાં રૂપ સ્વાભાવિક છે અને સ્પર્શ વાયુના યોગથી છે.

**स्पर्शवान् वायुः** ॥ -वै० ॥ अ० २. आ० १. सूत्र ४ ॥

સ્પર્શ ગુણવાન 'વાયુ' છે. પરન્તુ એમાં પણ ઉષ્ણતા અને શીતતા એ તેજ અને જળના યોગથી રહે છે.

**त आकाशे न विद्यन्ते** ॥ -वै० ॥ अ० २. आ० १. सू० ५ ॥

રૂપ, રસ, ગન્ધ ને સ્પર્શ આકાશમાં નથી, કિન્તુ શબ્દ જ "આકાશ"નો ગુણ છે.

**निष्क्रमणं प्रवेशनमित्याकाशस्य लिङ्गम्** ॥ -वै० ॥ अ० २. आ० १. सू० २० ॥

જેમાં પ્રવેશ અને નીકળવું થાય છે; તે **આકાશ**નું લિંગ છે.

**कार्यान्तराप्रादुर्भावाच्च शब्दः स्पर्शवतामगुणः** ॥ -वै० ॥ अ० २. आ० १. सू० २५ ॥

અન્ય પૃથ્વી આદિ કાર્યોથી પ્રકટ ન હોવાથી શબ્દ એ સ્પર્શ ગુણવાળી ભૂમિ આદિનો ગુણ નથી, કિન્તુ શબ્દ આકાશનો જ ગુણ છે.

**अपरस्मिन्नपरं युगपच्चिरं क्षिप्रमिति काललिङ्गानि** ॥ -वै० ॥ अ० २. आ० २. सू० ६ ॥

જેમાં અપર, પર, (**युगपत्**) એકવાર (**चिरम्**) વિલમ્બ (**क्षिप्रम्**) શીઘ્ર ઇત્યાદિ પ્રયોગ થાય છે તેને "કાલ" કહે છે.

**नित्येष्वभावादनित्येषु भावात्कारणे कालाख्येति** ॥ -वै० ॥ अ० २. आ० २. सू० ९ ॥

જે નિત્ય પદાર્થોમાં ન હોય અને અનિત્યમાં હોય, તેથી કરીને કારણમાં જ કાલ સંજ્ઞા છે.

**इत इदमिति यतस्तद्दिश्यं लिङ्गम् । -वै० ॥ अ० २. आ० २. सू० १० ॥**

અહીંથી આ પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર, ઉપર, નીચે; જેમાં એ વ્યવહાર થાય છે, તેને "દિશા" કહે છે.

**आदित्यसंयोगाद् भूतपूर्वाद् भविष्यतो भूताच्च प्राची ॥ -वै० ॥ अ० २. आ० २. सू० १४ ॥**

જે દિશાએ પ્રથમ આદિત્યનો સંયોગ થયો છે અને થશે તેને પૂર્વ દિશા કહે છે અને જ્યાં અસ્ત થાય તેને પશ્ચિમ કહે છે. પૂર્વાભિમુખ મનુષ્યની જમણી બાજુએ દક્ષિણ અને ડાબી બાજુએ ઉત્તર દિશા કહેવાય છે.

**एतेन दिगन्तरालानि व्याख्यातानि ॥ -वै० ॥ अ० २. आ० २. सू० १६ ॥**

એ પૂર્વ દક્ષિણની વચ્ચેની દિશાને આગ્નેયી, દક્ષિણ પશ્ચિમની વચ્ચેની નૈર્ઋતિ, પશ્ચિમ ઉત્તરની વચ્ચેની વાયવી અને ઉત્તર પૂર્વની વચ્ચેનીને ઐશાની દિશા કહે છે.

**इच्छाद्वेषप्रयत्नसुखदुःखज्ञानान्यात्मनो लिङ्गमिति ॥ -न्याय० ॥ अ० १. आ० १ सू० १० ॥**

જેમાં (**इच्छा**)-રાગ, (**द्वेष**)-વેર, (**प्रयत्न**)-પુરુષાર્થ, સુખ, દુઃખ અને (**ज्ञान**)-જાણવું, એ ગુણ હોય તે જીવાત્મા કહેવાય છે.

વૈશેષિકમાં આટલું વધારે છે :-

**प्राणाऽपाननिमेषोन्मेषजीवनमनोगतीन्द्रियान्तर्विकाराः सुखदुःखेच्छाद्वेष-प्रयत्नाश्चात्मनो लिङ्गानि ॥ -वै० ॥ अ० ३. आ० २. सू० ४ ॥**

(**प्राण**)-અંદરથી વાયુને બહાર કાઢવો, (**अपान**)-બહારથી વાયુને અંદર લેવો, (**निमेष**)- આંખને મિચવી, (**उन्मेष**)- આંખને ઉઘાડવી, (**जीवन**)-પ્રાણનું ધારણ કરવું, (**मनः**)- મનન, વિચાર અર્થાત્ જ્ઞાન, (**गति**)-યથેષ્ટ ગમન કરવું, (**इन्द्रिय**)-ઇન્દ્રિયોને વિષયમાં ચલાવવી, તેનાથી વિષયોનું ગ્રહણ કરવું, (**अन्तर्विकार**)-ક્ષુધા, તૃષા, જ્વર, પીડા આદિ વિકારોનું થવું, સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ અને પ્રયત્ન એ સર્વ આત્માનાં લિંગ અર્થાત્ કર્મ અને ગુણ છે.

**युगपज्ज्ञानानुत्पत्तिर्मनसो लिङ्गम् ॥ -न्याय० ॥ अ० १. आ० १. सू० १६ ॥**

જેથી એક કાળમાં બે પદાર્થોનું જ્ઞાન ગ્રહણ થતું નથી તેને 'મન' કહે છે.

આ દ્રવ્યના સ્વરૂપ અને લક્ષણ કહ્યાં. હવે ગુણો કહીએ છીએ :-

**रूपरसगन्धस्पर्शाः संख्याः परिमाणानि पृथक्त्वं संयोगविभागौ परत्वाऽपरत्वे बुद्धयः सुखदुःखेच्छाद्वेषौ प्रयत्नाश्च गुणाः ॥ -वै० ॥ अ० १. आ० १ सू० ६ ॥**

રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ, પ્રયત્ન, ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહ, સંસ્કાર, ધર્મ, અધર્મ અને શબ્દ એ ૨૪ ગુણ કહેવાય છે.

**द्रव्याश्रय्यगुणवान् संयोगविभागेष्वकारणमनपेक्ष इति गुणलक्षणम् ॥**

**-वै० ॥ अ० १. आ० २. सू० १६ ॥**

જે દ્રવ્યને આશ્રયે રહે, અન્ય ગુણને ધારણ ન કરે, સંયોગ અને વિભાગમાં કારણ ન હોય, અનપેક્ષ અર્થાત્ એકબીજાની અપેક્ષા ન કરે તેનું નામ 'ગુણ' છે.

**श्रोत्रोपलब्धिर्बुद्धिनिर्ग्राह्यः प्रयोगेणाऽभिज्वलित आकाशदेशः शब्दः ॥ -महाभाष्य (१.१.१)**

જેની શ્રોત્રોથી પ્રાપ્તિ, જે બુદ્ધિથી ગ્રહણ કરવા યોગ્ય અને પ્રયોગથી પ્રકાશિત તથા આકાશ જેનો દેશ છે, તે શબ્દ કહેવાય છે. નેત્રથી જેનું ગ્રહણ થાય તે **રૂપ**, જિહ્વાથી જે મિષ્ટાદિ અનેક પ્રકારનું ગ્રહણ થાય

છે તે **રસ,** નાસિકાથી જેનું ગ્રહણ **થાય** તે **ગન્ધ,** ત્વચાથી જેનું ગ્રહણ થાય છે તે **સ્પર્શ,** એક-બે વગેરે ગણના જેનાથી થાય છે તે **સંખ્યા,** જેનાથી તોલ અર્થાત્ હલકું-ભારે વિદિત થાય છે તે **પરિમાણ,** એકબીજાથી અલગ રહેવું તે **પૃથક્ત્વ,** એક બીજા સાથે મળવું તે **સંયોગ,** એક બીજા સાથે મળેલાના અનેક ટુકડા થવા તે **વિભાગ,** આનાથી આ પર છે, તે **પર** છે, તેનાથી આ દૂરનું છે, તે **અપર** છે, જેનાથી સારા નરસાનું જ્ઞાન થાય છે તે **બુદ્ધિ,** આનન્દનું નામ **સુખ,** કલેશનું નામ **દુઃખ,** ( **इच्छा** ) રાગ ( **द्वेष** ) વિરોધ '**प्रयत्न**' અનેક પ્રકારનું બળ પુરુષાર્થ ( **गुरुत्व** ) ભારેપણું, ( **द्रवत्व** ) પીગળી જવું, ( **स्नेह** ) પ્રીતિ અને ચીકણાપણું, ( **संस्कार** ) અન્યના યોગથી વાસનાનું થવું, ( **धर्म** ) ન્યાયાચરણ અને કઠિનતાદિ, ( **अधर्म** ) અન્યાયાચરણ અને કઠિનતાથી વિરુદ્ધ કોમળતા, એ ૨૪ **ગુણ** છે.

**उत्क्षेपणमवक्षेपमाकुञ्चनं प्रसारणं गमनमिति कर्माणि** ॥ -वै० ॥ अ० १. आ० १. सू० ७ ॥

( **उत्क्षेपण** ) ઉપર ચેષ્ટા કરવી, ( **अवक्षेपण** ) નીચે ચેષ્ટા કરવી, ( **आकुञ्चन** ) સંકોચ કરવો, ( **प्रसारण** ) ફેલાવવું, ( **गमन** ) આવવું-જવું, ઘુમવું આદિને **કર્મ** કહે છે. હવે કર્મનું લક્ષણ :-

**एकद्रव्यमगुणं संयोगविभागेष्वनपेक्षकारणमिति कर्मलक्षणम्** ॥

-वै० ॥ अ० १. आ० १. सू० १७ ॥

"**एकन्द्रव्यमाश्रय आधारो यस्य तदेकद्रव्यम्, न विद्यते गुणो यस्य यस्मिन् वा तदगुणम्, संयोगेषु विभागेषु चाऽपेक्षारहितं कारणं तत्कर्मलक्षणम्** ॥" અથવા :- "**यत् क्रियते तत्कर्म, लक्ष्यते येन तल्लक्षणम्, कर्मणो लक्षणं कर्मलक्षणम्** ॥" એક દ્રવ્યના આશ્રિત, ગુણોથી રહિત, સંયોગ અને વિભાગ થવામાં અપેક્ષારહિત કારણ હોય, તેને **કર્મ** કહે છે.

**द्रव्यगुणकर्मणां द्रव्यं कारणं सामान्यम्** ॥ -वै० ॥ अ० १. आ० २. सू० १८ ॥

જે કાર્ય દ્રવ્ય, ગુણ અને કર્મનું કારણ દ્રવ્ય છે, તે **સામાન્ય** દ્રવ્ય છે.

**द्रव्याणां द्रव्यं कार्यं सामान्यम्** ॥ -वै० ॥ अ० १. आ० १. सू० २३ ॥

જે દ્રવ્યોનું કાર્ય દ્રવ્ય છે, તે કાર્યપણાથી સર્વ કાર્યોમાં સામાન્ય છે.

**द्रव्यत्वं गुणत्वं कर्मत्वञ्च सामान्यानि विशेषाश्च** ॥ -वै० ॥ अ० १. आ० २. सू० ५ ॥

દ્રવ્યોમાં દ્રવ્યપણું, ગુણોમાં ગુણપણું, કર્મોમાં કર્મપણું, એ સર્વ **સામાન્ય** અને **વિશેષ** કહેવાય છે. કેમકે દ્રવ્યોમાં દ્રવ્યત્વ સામાન્ય અને ગુણત્વ કર્મત્વથી દ્રવ્યત્વ વિશેષ છે, એ પ્રકારે સર્વત્ર જાણવું.

**सामान्यं विशेष इति बुद्ध्यपेक्षम्** ॥ -वै० ॥ अ० १. आ० २. सू० ३ ॥

સામાન્ય અને વિશેષ બુદ્ધિની અપેક્ષાથી સિદ્ધ થાય છે; જેમ મનુષ્ય વ્યક્તિઓમાં મનુષ્યત્વ સામાન્ય છે અને પશુત્વાદિથી વિશેષ છે તથા સ્ત્રીત્વ અને પુરુષત્વ એમાં પણ બ્રાહ્મણત્વ, ક્ષત્રિયત્વ, વૈશ્યત્વ અને શૂદ્રત્વ પણ વિશેષ છે. બ્રાહ્મણ વ્યક્તિઓમાં બ્રાહ્મણત્વ સામાન્ય અને ક્ષત્રિયાદિથી વિશેષ છે, એમ સર્વત્ર જાણવું.

**इहेदमिति यतः कार्यकारणयोः स समवायः** ॥ -वै० ॥ अ० ७. आ० २. सू० २६ ॥

કારણ અર્થાત્ અવયવોમાં અવયવી, કાર્યોમાં ક્રિયા ક્રિયાવાન, ગુણ ગુણી, જાતિ વ્યક્તિ, કાર્ય કારણ, અવયવ અને અવયવીઓનો નિત્ય સમ્બન્ધ હોવાથી **સમવાય** કહેવાય છે અને જે બીજો દ્રવ્યોનો પરસ્પર સમ્બન્ધ થાય છે તે સંયોગ અર્થાત્ અનિત્ય સમ્બન્ધ છે.

**द्रव्यगुणयोः सजातीयारम्भकत्वं साधर्म्यम्** ॥ -वै० ॥ अ० १. आ० १. सू० ९ ॥

જે દ્રવ્ય અને ગુણના એક સરખા જાતીયક કાર્યનો આરમ્ભ થાય છે તેને 'સાધર્મ્ય' કહે છે. જેમ પૃથ્વીમાં જડત્વ ધર્મ અને ઘટાદિ કાર્યોત્પાદકત્વ સ્વસદૃશ ધર્મ છે, તેમ જળમાં પણ જડત્વ અને હિમાદિ સ્વસદૃશ કાર્યનો આરમ્ભ, પૃથ્વી સાથે જળનો અને જળ સાથે પૃથ્વીનો તુલ્ય ધર્મ છે, અર્થાત્ :- **द्रव्यगुणयोर्विजातीयारम्भकत्वं वैधर्म्यम्** ॥ એ વિદિત થયું છે કે જે દ્રવ્ય અને ગુણના વિરુદ્ધ ધર્મ અને કાર્યનો આરમ્ભ છે તેને 'વૈધર્મ્ય' કહે છે. જેમ કે પૃથ્વીમાં કઠિનત્વ, શુષ્કત્વ અને ગંધવત્વ ધર્મ જળથી વિરુદ્ધ છે અને જળના દ્રવત્વ, કોમળતા અને રસગુણયુક્તતા પૃથ્વીથી વિરુદ્ધ છે.

**कारणभावात्कार्यभावः** ॥ -वै० ॥ अ० ४. आ० १. सू० ३ ॥

કારણના હોવાથી જ કાર્ય થાય છે.

**न तु कार्याभावात्कारणाभावः** ॥ -वै० ॥ अ० १. आ० २. सू० २ ॥

કાર્યના અભાવથી કારણનો અભાવ થતો નથી.

**कारणाऽभावात्कार्याऽभावः** ॥ -वै० ॥ अ० १. आ० २. सू० १ ॥

કારણ ન હોવાથી કાર્ય કદી થતું નથી.

**कारणगुणपूर्वकः कार्यगुणो दृष्टः** ॥ -वै० ॥ अ० २. आ० १. सू० २४ ॥

જેવો કારણમાં ગુણ હોય છે, તેવો જ કાર્યમાં હોય છે. **પરિમાણ** બે પ્રકારનાં છે :-

**अणु महदिति तस्मिन्विशेषभावाद्विशेषाभावाच्च** ॥ -वै० ॥ अ० ७. आ० १. सू० ११ ॥

( **अणु** ) સૂક્ષ્મ, ( **महत्** ) મોટું, જેમ ત્રસરેણુ લીખથી નાનો અને દ્વયણુકથી મોટો છે તથા પહાડ પૃથ્વીથી નાનો, પણ વૃક્ષોથી મોટો છે.

**सदिति यतो द्रव्यगुणकर्मसु सा सत्ता** ॥ -वै० ॥ अ० १. आ० २. सू० ७ ॥

જે દ્રવ્ય, ગુણ, કર્મોમાં સત્ શબ્દ જોડાયેલ રહે છે અર્થાત્ "**सद्द्रव्यम्, सद्गुण, सत्कर्म**" સત્ દ્રવ્ય સત્ ગુણ, સત્કર્મ અર્થાત્ વર્તમાનકાલવાચી શબ્દનો અન્વય સર્વની સાથે રહે છે.

**भावोऽनुवृत्तेरेव हेतुत्वात्सामान्यमेव** ॥ -वै० ॥ अ० १. आ० २. सू० ४ ॥

જે સર્વની સાથે અનુવર્તમાન હોવાથી સત્તારૂપ ભાવ છે તે **મહાસામાન્ય** કહેવાય છે. આ ક્રમ ભાવરૂપ દ્રવ્યોનો છે અને જે **અભાવ** છે તે પાંચ પ્રકારના હોય છે.

**क्रियागुणव्यपदेशाभावात्प्रागसत्** ॥ -वै० ॥ अ० ९. आ० १. सू० १ ॥

ક્રિયા અને ગુણના વિશેષ નિમિત્તના અભાવથી પ્રાક્ અર્થાત્ પૂર્વ ( **असत्** ) ન હતું, જેમ કે ઘટ-વસ્ત્રાદિ ઉત્પત્તિની પૂર્વે ન હતાં, એનું નામ **પ્રાગભાવ** છે. **બીજો** :-

**सदसत्** ॥ -वै० ॥ अ० ९. आ० १. सू० २ ॥

જે હોઈને ન રહે, જેમ કે ઘટ ઉત્પન્ન થઈ નષ્ટ થઈ જાય, એ **પ્રધ્વંસાભાવ** કહેવાય છે. **ત્રીજો** :-

**सच्चासत्** ॥ -वै० ॥ अ० ९. आ० १. सू० ४ ॥

જે હોય અને ન હોય, જેમ કે "**अगौरश्वोऽनश्वो गौः** ॥" આ ઘોડો એ ગાય નથી અને ગાય એ ઘોડો નથી. અર્થાત્ ઘોડામાં ગાયનો અને ગાયમાં ઘોડાનો અભાવ અને ગાયમાં ગાય અને ઘોડામાં ઘોડાનો ભાવ છે, એ **અન્યોન્યાભાવ** કહેવાય છે. **ચોથો** :-

**यच्चान्यदसतस्तदसत्** ॥ -वै० ॥ अ० ९. आ० १. सू० ५ ॥

જે પૂર્વોક્ત ત્રણે અભાવોથી ભિન્ન છે, તેને **અત્યન્તાભાવ** કહે છે, જેમ ( **नरशृंग** ) અર્થાત્ મનુષ્યશીંગ, ( **खपुष्प** )) આકાશપુષ્પ અને ( **वन्ध्यापुत्र** ) વાંઝણીનો પુત્ર ઈત્યાદિ. **પાંચમો** :-

**नास्ति घटो गेह इति सतो घटस्य गेहसंसर्गप्रतिषेधः ॥ -वै० ॥ अ० ९. आ० १. सू० १० ॥**

ઘરમાં ઘડો નથી. અર્થાત્ અન્યત્ર છે; ઘર સાથે ઘડાનો સમ્બન્ધ નથી (એ **સંસર્ગાભાવ** કહેવાય છે.:) આ પાંચ પ્રકારના અભાવ કહેવાય છે.

**इन्द्रियदोषात्संस्कारदोषाच्चाविद्या ॥ -वै० ॥ अ० ९. आ० २. सू० ११ ॥**

ઈન્દ્રિયો અને સંસ્કારોના દોષથી **અવિદ્યા** ઉત્પન્ન થાય છે.

**तद्दुष्टं ज्ञानम् ॥ -वै० अ० ९. आ० २. सू० ११ ॥**

જે દુષ્ટ અથવા વિપરીત જ્ઞાન છે તેને **અવિદ્યા** કહે છે.

**अदुष्टं विद्या ॥ वै० ॥ आ० ९ आ० २ सू० १२ ॥**

જે અદુષ્ટ અર્થાત્ યથાર્થજ્ઞાન છે, તેને **વિદ્યા** કહે છે.

**पृथिव्यादिरूपरसगन्धस्पर्शा द्रव्यानित्यत्वादनित्याश्च ॥ -वै० ॥ अ० ७. आ० १. सू० २ ॥**

**एतेन नित्येषु नित्यत्वमुक्तम् ॥ -वै० ॥ अ० ७. आ० १. सू० ३ ॥**

જે કાર્યરૂપ પૃથિવ્યાદિ પદાર્થ અને તેમાં રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શ ગુણો છે, એ સર્વ (કાર્ય) દ્રવ્યોના અનિત્ય હોવાથી **અનિત્ય** છે અને જે એનાથી કારણરૂપ પૃથિવ્યાદિ નિત્ય દ્રવ્યોમાં ગન્ધાદિ ગુણો છે, તે **નિત્ય** છે.

**सदकारणवन्नित्यम् ॥ -वै० ॥ अ० ४. आ० १. सू० १ ॥**

જે વિદ્યમાન હોય અને જેનું કારણ કોઈપણ ન હોય તે **નિત્ય** છે; અર્થાત् **सत्कारणवदनित्यम् ॥** જે કારણવાળા કાર્યરૂપ ગુણ છે, તે **અનિત્ય** કહેવાય છે.

**कार्यं कारणं संयोगि विरोधि समवायि चेति लैङ्गिकम् ॥ -वै० ॥ अ० ९. आ० २. सू० १ ॥**

એનું આ કાર્ય કે કારણ છે ઈત્યાદિ સમવાયી, સંયોગી, એકાર્થસમવાયી અને વિરોધી એ ચાર પ્રકારના લૈંગિક અર્થાત્ લિંગ-લિંગીના સમ્બન્ધથી (થનારું) જ્ઞાન હોય છે. **સમવાયી** જેમ આકાશ પરિમાણવાળું છે. **સંયોગી** જેમ શરીર ત્વચાવાળું છે, ઈત્યાદિનો નિત્ય સંયોગ છે. **એકાર્થસમવાયી** એક અર્થમાં બેનું રહેવું, જેમકે કાર્યરૂપ સ્પર્શ કાર્યનું લિંગ અર્થાત્ જણાવનાર છે. **વિરોધી** જેમ થયેલી વૃષ્ટિ થવાવાળી વૃષ્ટિનું વિરોધી લિંગ છે. **વ્યાપ્તિ** :-

**नियतधर्मसाहित्यमुभयोरेकतरस्य वा व्याप्तिः ॥ निजशक्त्युद्भवमित्याचार्याः ॥**

**आधेयशक्तियोग इति पंचशिखः ॥ -सांख्य सूत्र ( अ० ५. सू० ) २९,३१,३२ ॥**

જે બન્ને સાધ્ય અને સાધન અર્થાત્ સિદ્ધ કરવા યોગ્ય અને જેથી સિદ્ધ કરવામાં આવે, તે બન્ને અથવા એક સાધનમાત્રના નિશ્ચિત ધર્મનો સહચાર છે તેને **વ્યાપ્તિ** કહે છે. જેમ કે ધૂમ અને અગ્નિનો સહચાર છે. (૨૯).

તથા વ્યાપ્ય જે ધૂમ તેની નિજ શક્તિથી ઉત્પન્ન થાય છે અર્થાત્ જ્યારે ધૂમ દેશાંતરમાં દૂર જાય છે ત્યારે અગ્નિના સમ્બન્ધ વિના ધૂમ સ્વયમ્ રહે છે, તેનું જ નામ **વ્યાપ્તિ** છે, અર્થાત્ અગ્નિના છેદન, ભેદન, સામર્થ્યથી જળાદિ પદાર્થ ધૂમરૂપમાં પ્રકટ થાય છે. (૩૧).

જેમ મહત્તત્વાદિમાં પ્રકૃત્યાદિની વ્યાપકતા અને બુદ્ધયાદિમાં વ્યાપ્યતા રૂપ ધર્મના સમ્બન્ધનું નામ **વ્યાપ્તિ** છે. જેમ શક્તિ આધેયરૂપ અને શક્તિમાન આધારરૂપનો સમ્બન્ધ છે. (૩૨).

ઈત્યાદિ શાસ્ત્રોના પ્રમાણાદિથી પરીક્ષા કરીને ભણે ને ભણાવે. અન્યથા વિદ્યાર્થીઓને સત્ય બોધ કદી થઈ શકતો નથી. જે જે ગ્રન્થ ભણાવે તેની તેની પૂર્વોક્ત પ્રકારથી પરીક્ષા કરી જે સત્ય નિશ્ચય થાય તે તે ગ્રન્થ ભણાવે. જે જે આ પરીક્ષાઓની વિરુદ્ધ હોય, તે તે ગ્રન્થોને ભણવા નહીં અને ભણાવવા નહીં. કારણ કે :-

**लक्षणप्रमाणाभ्याम् वस्तुसिद्धिः ॥** લક્ષણ -જેમ કે '**गन्धवती पृथ्वी**' જે પૃથ્વી છે, તે ગન્ધવાળી છે તેવાં જ લક્ષણ અને પ્રત્યક્ષાદિ પ્રમાણ, એથી સર્વ સત્યાસત્ય અને પદાર્થોનો નિર્ણય થઈ જાય છે. એના વિના કશું પણ થતું નથી.

## ॥ अथ पठनपाठनविधिः ॥

હવે ભણવા-ભણાવવાનો પ્રકાર લખીએ છીએ. પ્રથમ પાણિનિમુનિકૃત શિક્ષા જે સૂત્રરૂપ છે તેની રીતિ અર્થાત્ આ અક્ષરનું આ સ્થાન, આ પ્રયત્ન અને આ કરણ છે. જેમકે 'પ'નું ઓષ્ઠસ્થાન, સ્પૃષ્ટ પ્રયત્ન અને પ્રાણ તથા જીભની ક્રિયા કરવી એ કરણ કહેવાય છે. એ પ્રકારે યથાયોગ્ય સર્વ અક્ષરોનાં ઉચ્ચારણ માતા, પિતા અને આચાર્ય શિખવાડે. તદનન્તર વ્યાકરણ અર્થાત્ પ્રથમ અષ્ટાધ્યાયીનાં સૂત્રોનો પાઠ, જેમ '**वृद्धिरादैच्**' પછી પદચ્છેદ, જેમ કે, **वृद्धिः आत्-ऐच्** કે **आदैच् ।**'' પશ્ચાત્ સમાસ '**आच्च**' **ऐच्च, आदैच् ।** અને પછી અર્થ જેમ કે ''**आदैचां वृद्धिसंज्ञा क्रियते**'' અર્થાત્ આ, ઐ, ઔ ની વૃદ્ધિ સંજ્ઞા છે. ''**तः परो यस्मात्स तपरस्तादपि परस्तपरः**'' જે વર્ણ તકાર અને જે તકારથી પણ પછી આવ્યો હોય તે **तपर** કહેવાય છે. એથી શું સિદ્ધ થયું ? જે **आ**કાર પછી **त्** અને **त्**થી પછી **ऐच्** આવ્યો હોય, એ બંને **तपर** કહેવાય છે. **तपर** નું પ્રયોજન એ છે કે હ્રસ્વ અને પ્લુતની વૃદ્ધિ સંજ્ઞા ન થઈ.

ઉદાહરણ **भागः ।** અહીં **भज्** ધાતુથી **घञ्** પ્રત્યયની પછી **घ्** અને **ञ्** ની ઇત્સંજ્ઞા થઈને લોપ થઈ ગયા. પશ્ચાત્ **भज् अ** અહીં **ज**કારનો પૂર્વ **भ** કાર પછી **अ**કારને વૃદ્ધિ સંજ્ઞક આકાર થઈ ગયો છે. તો **भाज्**, પુનઃ **ज्** નો **ग्** થઈ અકારની સાથે મળી **भागः** એવો પ્રયોગ થયો.

**अध्यायः** અહીં અધિપૂર્વક **इङ्** ધાતુના હ્રસ્વ **इ** ના સ્થાનમાં **घञ्** પ્રત્યયની પછી **ऐ** વૃદ્ધિ અને એને **आय्** થઈ, મળી **अध्यायः** શબ્દ સિદ્ધ થયો.

**नायकः** અહીં **नीञ्** ધાતુના દીર્ઘ **ई**કારના સ્થાનમાં **ण्वुल्** પ્રત્યય પછી **ऐ** વૃદ્ધિ અને તેને **आय्** થઈ તે બે મળીને **नायकः** શબ્દ સિદ્ધ થયો અને **स्तावकः** અહીં **स्तु** ધાતુને **ण्वुल्** પ્રત્યય થઈ હ્રસ્વ **उ** કારના સ્થાનમાં **औ** વૃદ્ધિ, **आव्** આદેશ થઈ **अ** કારમાં મળી ગયાથી **स्तावकः** શબ્દ સિદ્ધ થયો.

**कृञ्** ધાતુની આગળ **ण्वुल्** પ્રત્યય, તેના **ल्** ની **इत्** સંજ્ઞા થઈ લોપ, **वु**ના સ્થાનમાં **अक** આદેશ અને **ऋ** કારના સ્થાનમાં **आर्** વૃદ્ધિ થઈ **कारकः** શબ્દ સિદ્ધ થયો.

જે જે સૂત્ર આગળ-પાછળના પ્રયોગમાં લાગે તેનાં સર્વ કાર્યો દેખાડતાં જવાં; સ્લેટ અથવા લાકડાના પાટિયા ઉપર દેખાડી દેખાડીને, કાચું રૂપ લખી, જેમ કે **भज्+घञ्+सु** આ પ્રકારે લખી પ્રથમ ધાતુના **अ**કારનો લોપ, પછી **घ**કારનો, પછી **ञ्** નો લોપ થઈ **भज्+अ+सु** એવું રહ્યું. પછી **अ** નો **आ**કાર વૃદ્ધિ અને **ज्**ના સ્થાનમાં **ग्** થવાથી **भाग् + अ + सु** પુનઃ **अ**કારમાં મળી જવાથી **भाग+सु** રહ્યાં. હવે **उ** કારની **इत्** સંજ્ઞા **स्** ના સ્થાનમાં **रु** થઈ પુનઃ **उ**કારની **इत्** સંજ્ઞા- લોપ થયા પછી '**भागर्**' એમ રહ્યું. હવે રેફના સ્થાનમાં (:) વિસર્જનીય થઈ **भागः** એ રૂપ સિદ્ધ થયું.

જે જે સૂત્રથી જે જે કાર્ય થાય છે, તે તે ભણી ભણાવી અને લખાવીને કાર્ય કરાવતા જાય. આ પ્રકારે ભણવા-ભણાવવાથી ઘણો શીઘ્ર દઢ બોધ થાય છે.

એકવાર આ પ્રકારે અષ્ટાધ્યાયી ભણાવીને ધાતુપાઠ અર્થસહિત અને દશ લકારોનાં રૂપ તથા પ્રક્રિયા

સહિત સમજાવવાં. પછી સૂત્રોના ઉત્સર્ગ અર્થાત્ સામાન્ય સૂત્ર, જેમ કે **कर्मण्यण्** ॥ કર્મ ઉપપદ લાગ્યું હોય તો ધાતુમાત્રથી **अण्** પ્રત્યય થાય. જેમ કે **कुम्भकारः** ॥ પશ્ચાત્ અપવાદ સૂત્ર જેમ કે **आतोऽनुपसर्गे कः** ॥ ઉપસર્ગ ભિન્ન કર્મ ઉપપદ લાગ્યું હોય, તો **आ**કારાન્ત ધાતુને **क** પ્રત્યય થાય, અર્થાત્ જે બહુ વ્યાપક જેમ કે કર્મોપપદ લાગ્યું હોય, તો સર્વ ધાતુઓને **अण्** પ્રાપ્ત થાય છે. એથી વિશેષ અર્થાત્ અલ્પ વિષય એ પૂર્વ સૂત્રના વિષયમાંથી **आ**કારાન્ત ધાતુને **क** પ્રત્યયે ગ્રહણ કરી લીધો. જેમ ઉત્સર્ગના વિષયમાં અપવાદ સૂત્રની પ્રવૃત્તિ થાય છે, તેમ અપવાદ સૂત્રના વિષયમાં ઉત્સર્ગ સૂત્રની પ્રવૃત્તિ થતી નથી. જેમ ચક્રવર્તી રાજાના રાજ્યમાં માણ્ડલિક અને ભૂમિવાળાની પ્રવૃત્તિ હોય છે, તેમ માણ્ડલિક રાજાદિના રાજ્યમાં ચક્રવર્તીની પ્રવૃત્તિ થતી નથી. એ જ પ્રકારે પાણિનિ મહર્ષિએ સહસ્ર શ્લોકોની વચમાં અખિલ શબ્દ, અર્થ અને સમ્બન્ધોની વિદ્યા પ્રતિપાદિત કરી દીધી છે.

ધાતુપાઠ પછી ઉણાદિગણ ભણાવવામાં સર્વ સુબન્તનો વિષય સારી પ્રકારે ભણાવી, પુનઃ બીજી વાર શંકા, સમાધાન, વાર્તિક, કારિકા પરિભાષાની ઘટનાપૂર્વક અષ્ટાધ્યાયીની દ્વિતીયાનુવૃત્તિ ભણાવવી. તદનન્તર મહાભાષ્ય ભણાવવું. અર્થાત્ જે બુદ્ધિમાન, પુરુષાર્થી, નિષ્કપટી, વિદ્યાવૃદ્ધિ ચાહનાર નિત્ય ભણે-ભણાવે તો દોઢ વર્ષમાં અષ્ટાધ્યાયી અને દોઢ વર્ષમાં મહાભાષ્ય ભણી, ત્રણ વર્ષમાં પૂર્ણ વૈયાકરણ થઈને વૈદિક અને લૌકિક શબ્દોના વ્યાકરણથી બોધ લઈ પુનઃ અન્ય શાસ્ત્રોને શીઘ્ર સહજમાં ભણી-ભણાવી શકે છે. પરન્તુ જેવો ભારે પરિશ્રમ વ્યાકરણમાં પડે છે તેવો શ્રમ અન્ય શાસ્ત્રમાં કરવો પડતો નથી. અને જેટલો બોધ એના ભણવાથી ત્રણ વર્ષમાં મળે છે, તેટલો બોધ કુગ્રન્થ અર્થાત્ સારસ્વત ચંદ્રિકા, કૌમુદી, મનોરમાદિ ભણવાથી પચાસ વરસમાં પણ મળી શકતો નથી. કેમકે જે મહાશય મહર્ષિ લોકોએ સહજતાથી મહાન વિષય પોતાના ગ્રન્થોમાં પ્રકાશિત કર્યો છે, તેવો આ ક્ષુદ્રાશય મનુષ્યોના કલ્પિત ગ્રન્થોમાં કેવી રીતે આવી શકે ?

મહર્ષિ લોકોનો આશય જ્યાં સુધી બની શકે ત્યાં સુધી સુગમ અને જેના ગ્રહણમાં સમય થોડો લાગે એવા પ્રકારનો હોય છે. ક્ષુદ્રાશય લોકોની મનસા એવી હોય છે કે જ્યાં સુધી બને ત્યાં સુધી કઠિન રચના કરવી, જેને ભારે પરિશ્રમે શીખી અલ્પ લાભ મેળવી શકે. જેમ પહાડ ખોદવો ને કોડીનો લાભ થવો. અને આર્ષ ગ્રન્થોનું ભણવું એવું છે કે જેમ એક ડૂબકી મારતાં બહુમૂલ્ય મોતીઓ મળવાં.

વ્યાકરણ ભણી યાસ્કમુનિકૃત **નિઘણ્ટુ** અને **નિરુક્ત** છે, તે છ કે આઠ મહિનામાં અર્થ સહિત ભણે-ભણાવે. અન્ય નાસ્તિકકૃત અમરકોશાદિમાં અનેક વર્ષ વ્યર્થ ન ખોવાં.

તદનન્તર પિંગલાચાર્યકૃત **છન્દોગ્રન્થ,** જેથી વૈદિક-લૌકિક છન્દોનું પરિજ્ઞાન, નવીન રચના અને શ્લોક બનાવવાની રીતિ પણ યથાવત્ શીખે. એ ગ્રન્થો અને શ્લોકોની રચના તથા પ્રસ્તારને ચાર મહિનામાં શીખી, ભણીને ભણાવી શકે છે અને વૃત્તરત્નાકર આદિ અલ્પબુદ્ધિપ્રકલ્પિત ગ્રન્થોમાં અનેક વર્ષ ખોવાં નહીં.

તત્પશ્ચાત્ મનુસ્મૃતિ, વાલ્મિકી રામાયણ અને મહાભારતના ઉદ્યોગપર્વાન્તર્ગત વિદુરનીતિ આદિ ઉત્તમોત્તમ પ્રકરણ, જેથી દુષ્ટ વ્યસન દૂર થાય, અને ઉત્તમતા, સભ્યતા પ્રાપ્ત થાય એવાને કાવ્યરીતિથી અર્થાત્ પદચ્છેદ, પદાર્થોક્તિ, અન્વય, વિશેષ્ય-વિશેષણ અને ભાવાર્થને અધ્યાપકો જણાવે અને વિદ્યાર્થી લોકો જાણતા જાય, અને એક વર્ષમાં ભણી લે.

તદનન્તર **પૂર્વમીમાંસા, વૈશેષિક, ન્યાય, યોગ, સાંખ્ય** અને **વેદાન્ત** અર્થાત્ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી ઋષિકૃત વ્યાખ્યા સહિત અથવા ઉત્તમ વિદ્વાનોની સરળ વ્યાખ્યાયુક્ત છ શાસ્ત્રો ભણે-ભણાવે, પરન્તુ વેદાન્ત સૂત્રો ભણવા પૂર્વે ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, માણ્ડૂક્ય, ઐતરેય, તૈત્તિરીય, છાન્દોગ્ય અને

બૃહદારણ્યક એ દશ ઉપનિષદો ભણીને છ શાસ્ત્રનાં ભાષ્યવૃત્તિ સહિત સૂત્રોને બે વર્ષમાં ભણાવે અને ભણી લે.

પશ્ચાત્ છ વર્ષોની અંદર ચારેય બ્રાહ્મણ અર્થાત્ **ઐતરેય, શતપથ, સામ** અને **ગોપથ** બ્રાહ્મણો સહિત ચારે વેદના સ્વર, શબ્દ, અર્થ, સમ્બન્ધ તથા ક્રિયા સહિત ભણવા યોગ્ય છે. એમાં પ્રમાણ :-

**स्थाणुरयं भारहारः किलाभूदधीत्य वेदं न विजानाति योऽर्थम् ।**
**योऽर्थज्ञ इत्सकलं भद्रमश्नुते नाकमेति ज्ञानविधूतपाप्मा ॥**

આ નિરુક્ત(૧.૧૮)માં મન્ત્ર છે. જે વેદને સ્વર અને પાઠમાત્ર ભણીને અર્થ નથી જાણતો, તે જેમ વૃક્ષ ડાળી, પાંદડાં, ફળ, ફૂલનો અને જેમ અન્ય પશુ ધાન્ય આદિનો ભાર ઉપાડે છે, તેમ ભારવાહ અર્થાત્ ભાર ઉપાડનાર છે. અને જે વેદ ભણે છે અને તેનો યથાવત્ અર્થ જાણે છે, તે જ સમ્પૂર્ણ આનન્દને પ્રાપ્ત કરીને જ્ઞાનથી પાપોને છોડી, પવિત્ર ધર્માચરણના પ્રતાપથી દેહાન્ત પશ્ચાત્ સર્વાનન્દને પ્રાપ્ત થાય છે.

**उत त्वः पश्यन्न ददर्श वाचमुत त्वः शृण्वन्न श्रृणोत्येनाम् ।**
**उतो त्वस्मै तन्वं१वि सस्त्रे जायेव पत्य उशती सुवासाः ॥** -ऋ० ॥ मं० १०. सू० ७१. मं० ४ ॥

જે અવિદ્વાન છે તે સાંભળતા છતાં બહેરા, દેખતા છતાં આંધળા, બોલતા છતાં મૂંગા અર્થાત્ અવિદ્વાન આ વિદ્યાવાણીના રહસ્યને જાણી શકતા નથી. કિન્તુ જે શબ્દ, અર્થ અને સમ્બન્ધના જાણનાર છે તેમને માટે વિદ્યા-જેમ સુન્દર વસ્ત્ર, આભૂષણ ધારણ કરી પોતાના પતિની કામના કરતી સ્ત્રી પોતાના શરીર અને સ્વરૂપનો પ્રકાશ પતિની સમક્ષ કરે છે, તેમ વિદ્યા વિદ્વાનને માટે પોતાના સ્વરૂપનો પ્રકાશ કરે છે. અવિદ્વાનો માટે નહીં.

**ऋचो अक्षरे परमे व्योमन् यस्मिन्देवा अधि विश्वे निषेदुः ।**
**यस्तन्न वेद किमृचा करिष्यति य इत्तद्विदुस्त इमे समासते ॥**

-ऋ० ॥ मं० १. सू० १६४. मं० ३९ ॥

જે વ્યાપક, અવિનાશી, સર્વોત્કૃષ્ટ પરમેશ્વરમાં સર્વ વિદ્વાન્ અને પૃથ્વી અને સૂર્યાદિ સર્વ લોક સ્થિત છે અને જેમાં સર્વ વેદોનું મુખ્ય તાત્પર્ય છે, તે બ્રહ્મને જે નથી જાણતો તે ઋગ્વેદાદિથી શું કંઈ પણ સુખને પ્રાપ્ત કરી શકે છે ? નહીં નહીં, કિન્તુ જે વેદ ભણીને ધર્માત્મા યોગી થઈને તે બ્રહ્મને જાણે છે, તે સર્વે પરમેશ્વરમાં સ્થિત થઈને મુક્તિરૂપી પરમાનન્દને પ્રાપ્ત કરે છે. એટલા માટે જે કાંઈ ભણવું-ભણાવવું હોય તે અર્થજ્ઞાન સહિત હોવું જોઈએ.

એ પ્રકારે સર્વ વેદો ભણીને **આયુર્વેદ** અર્થાત્ જે ચરક, સુશ્રુત આદિ ઋષિ-મુનિ પ્રણીત વૈદ્યકશાસ્ત્રો છે, તેમને અર્થ, ક્રિયા, શસ્ત્ર, છેદન, ભેદન, લેપ, ચિકિત્સા, નિદાન, ઔષધ, પથ્ય, શરીર, દેશ, કાલ અને વસ્તુના ગુણજ્ઞાનપૂર્વક ચાર વર્ષની અંદર ભણે અને ભણાવે. તદનન્તર **ધનુર્વેદ** અર્થાત્ જે રાજ સમ્બન્ધી કાર્ય કરવાનાં છે; એના બે ભેદ છે. એક નિજ રાજપુરુષ-સમ્બન્ધી અને બીજાં પ્રજાસમ્બન્ધી છે. રાજકાર્યમાં સર્વ સેનાના અધ્યક્ષ, શસ્ત્રાસ્ત્રવિદ્યા અને નાના પ્રકારના વ્યૂહોનો અભ્યાસ અર્થાત્ જેને આજકાલ 'કવાયત' કહે છે, જે શત્રુઓ સાથે લડાઈના સમયમાં ક્રિયા કરવાની હોય છે, તેને યથાવત્ શીખે અને જે જે પ્રજાપાલન અને વૃદ્ધિ કરવાનો પ્રકાર છે, તેને શીખીને ન્યાયપૂર્વક સર્વ પ્રજાને પ્રસન્ન રાખે; દુષ્ટોને યથાયોગ્ય દણ્ડ અને શ્રેષ્ઠોના પાલનનો પ્રકાર - એ રાજવિદ્યાને બે બે વર્ષમાં શીખી લે.

ગાન્ધર્વવેદ કે જેને ગાનવિદ્યા કહે છે, તેમાં સ્વર, રાગ, રાગિણી, સમય, તાલ, ગ્રામ, તાન,

વાદિત્ર, નૃત્ય, ગીત આદિને યથાવત્ શીખે; પરન્તુ મુખ્યત્વે કરી સામવેદનું ગાન વાદિત્રવાદનપૂર્વક શીખવું. તેમાં નારદસંહિતા આદિ જે જે આર્ષ ગ્રંથ છે તે શીખવા. પરંતુ વેશ્યા-વિષયાસક્તિકારક કે વૈરાગીઓના જેવા ગર્દભશબ્દવત્ વ્યર્થ આલાપ કદાપિ ન કરવા.

અર્થવેદ કે જેને શિલ્પવિદ્યા કહે છે, તેમાં પદાર્થ-ગુણ-વિજ્ઞાન, ક્રિયા-કૌશલ્ય નાનાવિધ પદાર્થોનાં નિર્માણ, પૃથિવીથી લઈ આકાશ-પર્યન્તની વિદ્યાને યથાવત્ શીખીને અર્થાત્ જે ઐશ્વર્યને વધારનાર છે, તે વિદ્યા શીખીને બે વર્ષમાં જ્યોતિષશાસ્ત્રના સૂર્યસિદ્ધાન્તાદિ જેમાં બીજગણિત, અંક, ભૂગોળ, ખગોળ અને ભૂગર્ભવિદ્યા છે તે યથાવત્ શીખે. તત્પશ્ચાત્ સર્વ પ્રકારની હસ્તક્રિયા, યન્ત્રકલા, આદિ શીખે; પરન્તુ જેટલા ગ્રહ, નક્ષત્ર, જન્મપત્ર, રાશિ, મુહૂર્ત, આદિ ફળ-વિધાયક ગ્રન્થ છે, તેને જૂઠા સમજી કદી ભણે નહીં અને ભણાવે નહીં.

એવો પ્રયત્ન ભણનાર-ભણાવનાર કરે કે જેથી ૨૦-૨૧ વર્ષની અંદર સમગ્ર વિદ્યા, ઉત્તમ શિક્ષણ પ્રાપ્ત કરીને મનુષ્ય લોકો કૃતકૃત્ય થઈ સદા આનન્દમાં રહે. જેટલી વિદ્યા આ રીતે ૨૦-૨૧ વર્ષમાં પ્રાપ્ત થઈ શકે છે, તેટલી અન્ય પ્રકારથી ૧૦૦ વર્ષમાં પણ પ્રાપ્ત થઈ શકતી નથી.

ઋષિપ્રણીત ગ્રન્થોને એટલા માટે ભણવા જોઈએ કે તેઓ મોટા વિદ્વાન, સકલ શાસ્ત્રવિત્ અને ધર્માત્મા હતા અને અનૃષિ અર્થાત્ જે અલ્પશાસ્ત્ર શીખ્યા છે અને જેનો આત્મા પક્ષપાતયુક્ત છે, તેમના બનાવેલા ગ્રન્થો પણ તેમના જેવા જ છે.

પૂર્વમીમાંસા પર વ્યાસમુનિકૃત વ્યાખ્યા, વૈશેષિક પર ગૌતમમુનિકૃત વ્યાખ્યા, ન્યાયસૂત્ર પર વાત્સ્યાયનમુનિકૃત ભાષ્ય, પતંજલિમુનિકૃત સૂત્ર પર વ્યાસમુનિકૃત ભાષ્ય, કપિલમુનિકૃત સાંખ્યસૂત્ર પર ભાગુરિમુનિકૃત ભાષ્ય, વ્યાસમુનિકૃત વેદાન્તસૂત્ર પર વાત્સ્યાયનમુનિકૃત ભાષ્ય, અથવા બૌધાયનમુનિકૃત ભાષ્ય વૃત્તિસહિત ભણે અને ભણાવે; ઇત્યાદિ સૂત્રોને કલ્પ અંગમાં ગણવા જોઈએ.

જેમ ઋક્, યજુ, સામ અને અથર્વ ચારે વેદ ઈશ્વરકૃત છે, તેમ ઐતરેય, શતપથ, સામ અને ગોપથ ચારે બ્રાહ્મણ; શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિઘણ્ટુ, નિરુક્ત, છન્દ અને જ્યોતિષ, એ છ વેદોનાં અંગ; મીમાંસાદિ છ શાસ્ત્ર; વેદોનાં ઉપાંગ આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વવેદ અને અથર્વવેદ એ ચાર વેદોના ઉપવેદ; ઈત્યાદિ સર્વ ઋષિ-મુનિ કૃત ગ્રંથ છે. એમાં પણ જે જે વેદવિરુદ્ધ પ્રતીત થાય, તેનો ત્યાગ કરવો. કેમ કે વેદ ઈશ્વરકૃત હોવાથી નિર્ભ્રાન્ત, સ્વતઃપ્રમાણ અર્થાત્ વેદનું પ્રમાણ વેદથી જ થાય છે. બ્રાહ્મણાદિ સર્વ ગ્રન્થ પરતઃપ્રમાણ અર્થાત્ એનું પ્રમાણ વેદાધીન છે. વેદની વિશેષ વ્યાખ્યા 'ઋગ્વેદાદિભાષ્ય-ભૂમિકા'માં જોઈ લેવી અને આ ગ્રન્થમાં પણ આગળ લખીશું.

હવે જે પરિત્યાગ કરવા યોગ્ય ગ્રન્થ છે તેમનું પરિગણન સંક્ષેપથી કરવામાં આવે છે. અર્થાત્ જે જે ગ્રન્થો નીચે લખીશું તે તે જાલગ્રન્થ સમજવા જોઈએ. **વ્યાકરણમાં**-કાતન્ત્ર, સારસ્વત, ચન્દ્રિકા, મુગ્ધબોધ, કૌમુદી, શેખર અને મનોરમાદિ. **કોશમાં**-અમર કોશાદિ. **છન્દોગ્રન્થમાં**-વૃત્તરત્નાકરાદિ. **શિક્ષામાં**-**अथ शिक्षां प्रवक्ष्यामि पाणिनीयं मतं यथा ।** ઈત્યાદિ. **જ્યોતિષમાં** - શીઘ્રબોધ, મુહૂર્તચિન્તામણિ આદિ. **કાવ્યમાં** - નાયિકાભેદ, કુવલયાનન્દ, રઘુવંશ, માઘ, કિરાતાર્જુન આદિ. **મીમાંસામાં**-ધર્મસિન્ધુ, વ્રતાર્કાદિ. **વૈશેષિકમાં**-તર્કસંગ્રહાદિ. **ન્યાયમાં**-જાગદીશી આદિ. **યોગમાં**-હઠપ્રદીપિકાદિ. **સાંખ્યમાં**-સાંખ્યતત્ત્વકૌમુદ્યાદિ. **વેદાન્તમાં**-યોગવાસિષ્ઠ, પંચદશ્યાદિ. **વૈદ્યકમાં** - શારંગધરાદિ. **સ્મૃતિઓમાં**-એક મનુસ્મૃતિ એમાં પણ પ્રક્ષિપ્ત શ્લોક અને અન્ય સર્વસ્મૃતિઓ. સર્વ તંત્રગ્રંથ, સર્વ પુરાણો, સર્વ ઉપપુરાણો, તુલસીદાસકૃત ભાષારામાયણ,

રુક્મિણીમંગલાદિ અને સર્વ ભાષા ગ્રન્થો-એ સર્વ કપોલકલ્પિત મિથ્યા ગ્રન્થ છે.

**પ્રશ્ન** - શું એ ગ્રન્થોમાં કાંઈ પણ સત્ય નથી ?

**ઉત્તર** - થોડુંક સત્ય તો છે, પરન્તુ તેની સાથે ઘણું અસત્ય પણ છે. એથી "**विषसम्पृक्तान्नवत् त्याज्याः**" જેમ અતિ ઉત્તમ અન્ન વિષયુક્ત હોવાથી ત્યાગવા યોગ્ય હોય છે, તેમ એ ગ્રન્થો છે.

**પ્રશ્ન** - શું આપ પુરાણ-ઈતિહાસને નથી માનતા ?

**ઉત્તર** - હા, માનીએ છીએ, પરન્તુ સત્યને માનીએ છીએ, મિથ્યાને નહીં.

**પ્રશ્ન** - ક્યા સત્ય અને ક્યા મિથ્યા છે ?

**ઉત્તર** - **ब्राह्मणानीतिहासान् पुराणानि कल्पान् गाथा नाराशंसीरिति ॥** આ ગૃહ્યસૂત્રાદિનું વચન છે. જે ઐતરેય, શતપથાદિ બ્રાહ્મણ વિષે લખી આવ્યા તેનાં જ ઇતિહાસ, પુરાણ, કલ્પ, ગાથા અને નારાશંસી એવાં પાંચ નામ છે. શ્રીમદ્ભાગવતાદિનું નામ પુરાણ નથી.

**પ્રશ્ન** - જે ત્યાજ્ય ગ્રન્થોમાં સત્ય છે, તેનું ગ્રહણ કેમ નથી કરતા ?

**ઉત્તર** - એમાં જે જે સત્ય છે, તે તે વેદાદિ સત્ય શાસ્ત્રોનું છે, અને મિથ્યા તેમના ઘરનું છે. વેદાદિ સત્યશાસ્ત્રના સ્વીકારમાં સર્વ સત્યનું ગ્રહણ થઈ જાય છે. જે કોઈ એ મિથ્યા ગ્રન્થોથી સત્યનું ગ્રહણ કરવા ઇચ્છે તો મિથ્યા પણ તેને ગળે લપટી પડે. એથી કરીને :- "**असत्यमिश्रं सत्यं दूरतस्त्याज्यमिति ॥** વિષયુક્ત અન્નની માફક અસત્ય યુક્ત ગ્રન્થસ્થ સત્યને પણ છોડી દેવું જોઈએ.

**પ્રશ્ન** - તમારો શો મત છે ?

**ઉત્તર** - વેદ. અર્થાત્ વેદમાં જે જે ગ્રાહ્ય અને ત્યાજ્યની શિક્ષા છે, તેને તેને અમે યથાવત્ ગ્રાહ્ય અને ત્યાજ્ય માનીએ છીએ. જે માટે અમને વેદ માન્ય છે તે માટે અમારો મત વેદ છે. આમ જ માનીને સર્વ મનુષ્યોએ તેમાં વિશેષ કરીને આર્યોએ એકમત થઈ રહેવું જોઈએ.

**પ્રશ્ન** - જેવો સત્યાસત્ય અને અન્ય ગ્રન્થોમાં પરસ્પર વિરોધ છે એવી રીતનો અન્ય શાસ્ત્રોમાં પણ છે, જેમ કે સૃષ્ટિ વિષયમાં છ શાસ્ત્રોમાં વિરોધ છે :- મીમાંસા કર્મ, વૈશેષિક કાલ, ન્યાય પરમાણુ, યોગ પુરુષાર્થ, સાંખ્ય પ્રકૃતિ અને વેદાન્ત બ્રહ્મથી સૃષ્ટિની ઉત્પત્તિ માને છે. શું આ વિરોધ નથી ?

**ઉત્તર** - પ્રથમ તો સાંખ્ય અને વેદાન્ત વિના અન્ય ચાર શાસ્ત્રોમાં ઉત્પત્તિ પ્રસિદ્ધ લખી નથી અને એમાં વિરોધ પણ નથી, કેમકે તમને વિરોધાવિરોધનું જ્ઞાન નથી. હું તમને પૂછું છું કે વિરોધ ક્યા સ્થળમાં હોય છે ? શું એક વિષયમાં કે ભિન્ન ભિન્ન વિષયોમાં ?

**પ્રશ્ન** - એક વિષયમાં અનેકોનું પરસ્પર વિરુદ્ધ કથન હોય, તેને વિરોધ કહે છે. અહીં પણ સૃષ્ટિ એક જ વિષય છે.

**ઉત્તર** - શું **વિદ્યા** એક છે કે બે ? એક છે. જો એક છે તો વ્યાકરણ, વૈદ્યક, જ્યોતિષ આદિના ભિન્ન ભિન્ન વિષય કેમ છે ? જેવી રીતે એક વિદ્યામાં અનેક વિદ્યાના અવયવોનું એકબીજાથી ભિન્ન પ્રતિપાદન થાય છે, તેવી રીતે સૃષ્ટિવિદ્યાના ભિન્ન ભિન્ન છ અવયવોનું શાસ્ત્રોમાં પ્રતિપાદન કરવાથી એમાં કાંઈ પણ વિરોધ નથી. જેમ ઘડો બનાવવામાં કર્મ, સમય, માટી, વિચાર, સંયોગ-વિયોગાદિના પુરુષાર્થ, પ્રકૃતિનો ગુણ અને કુંભાર કારણ છે તેમ સૃષ્ટિનું કારણ જે કર્મ છે, તેની વ્યાખ્યા મીમાંસામાં, સમયની વ્યાખ્યા વૈશેષિકમાં, ઉપાદાન કારણની વ્યાખ્યા ન્યાયમાં, પુરુષાર્થની વ્યાખ્યા યોગમાં, તત્ત્વોના અનુક્રમથી પરિગણનની વ્યાખ્યા સાંખ્યમાં અને નિમિત્ત કારણ જે પરમેશ્વર છે, તેની વ્યાખ્યા વેદાન્ત શાસ્ત્રમાં છે, એથી કાંઈ પણ વિરોધ નથી.

જેમકે વૈદ્યક શાસ્ત્રમાં નિદાન, ચિકિત્સા, ઔષધિદાન અને પથ્યનાં પ્રકરણ ભિન્ન ભિન્ન કથિત છે, પરન્તુ સર્વનો સિદ્ધાન્ત રોગની નિવૃત્તિ છે, તેમ સૃષ્ટિનાં છ કારણ છે. તે એક એક કારણની વ્યાખ્યા એક એક શાસ્ત્રકારે કહી છે. એથી કરીને એમાં કાંઈપણ વિરોધ નથી. એની વિશેષ વ્યાખ્યા સૃષ્ટિ પ્રકરણમાં કહીશું.

જે વિદ્યા ભણવા-ભણાવવાનાં વિઘ્નો છે તેનો ત્યાગ કરવો. જેમ કે કુસંગ અર્થાત્ દુષ્ટ વિષયીજનોનો સંગ, દુષ્ટ વ્યસન જેવાં કે મદ્યાદિ સેવન અને વેશ્યાગમનાદિ; બાલ્યાવસ્થામાં વિવાહ અર્થાત્ પચ્ચીસ વર્ષથી પૂર્વ પૂરુષ અને સોળ વર્ષથી પૂર્વ સ્ત્રીનો વિવાહ થવો; પૂર્ણ બ્રહ્મચર્યનું ન થવું, રાજા, માતા, પિતા અને વિદ્વાનોનો વેદાદિ શાસ્ત્રોના પ્રચારમાં પ્રેમ ન હોવો, અતિભોજન, અતિજાગરણ કરવું; ભણવા-ભણાવવા, પરીક્ષા આપવા-લેવામાં આલસ્ય કે કપટ કરવું; સર્વોપરિ વિદ્યાનો લાભ ન સમજવો; બ્રહ્મચર્યથી બળ, બુદ્ધિ, પરાક્રમ, આરોગ્ય, રાજ્યધનની વૃદ્ધિ ન માનવાં; ઈશ્વરનું ધ્યાન છોડી અન્ય પાષાણાદિ જડ મૂર્તિનાં પૂજન-દર્શનમાં વ્યર્થ કાલક્ષેપ કરવો; માતા, પિતા, અતિથિ, આચાર્ય અને વિદ્વાનો- એમને સત્યમૂર્તિ માનીને તેમની સેવા -સત્સંગાદિ ન કરવાં; વર્ણાશ્રમનો ધર્મ છોડી ઊર્ધ્વપુંડ્ર ત્રિપુંડ્ર, તિલક, કંઠી, માળાનું ધારણ કરવું, એકાદશી, ત્રયોદશી આદિ વ્રતનું કરવું; કાશી વગેરે તીર્થ અને રામ, કૃષ્ણ, નારાયણ, શિવ, ભગવતી, ગણેશાદિના નામસ્મરણથી પાપ દૂર થવામાં વિશ્વાસ; પાખણ્ડીઓના ઉપદેશથી વિદ્યા ભણવામાં અશ્રદ્ધા થવી; વિદ્યા, ધર્મ, યોગ, પરમેશ્વરની ઉપાસના છોડી મિથ્યા પુરાણ નામક ભાગવતાદિની કથાઓથી મુક્તિનું માનવું; લોભથી ધનાદિમાં પ્રવૃત્ત થઈને વિદ્યામાં પ્રીતિ ન રાખવી; જ્યાં-ત્યાં નકામું ઘૂમ્યા કરવું ઇત્યાદિ મિથ્યા વ્યવહારોમાં ફસાઈને બ્રહ્મચર્ય અને વિદ્યાના લાભથી રહિત થઈને રોગી અને મૂર્ખ બની રહે છે.

આજકાલના સમ્પ્રદાયી અને સ્વાર્થી બ્રાહ્મણાદિ જેઓ બીજાઓને વિદ્યા અને સત્સંગથી હઠાવી અને પોતાની જાળમાં ફસાવીને તેમનાં તન, મન અને ધનને નષ્ટ કરી દે છે અને ઇચ્છે છે કે જો ક્ષત્રિયાદિ વર્ણ ભણીને વિદ્વાન્ થઈ જશે, તો અમારી પાખણ્ડ જાળથી છૂટીને અમારા છલ-કપટને જાણીને, અમારું અપમાન કરશે. ઇત્યાદિ વિઘ્નોને રાજા અને પ્રજા દૂર કરીને પોતાનાં બાળકો-બાલિકાઓને વિદ્વાન્ કરવા માટે તન, મન, ધનથી પ્રયત્ન કર્યા કરે.

**પ્રશ્ન** - શું સ્ત્રી અને શૂદ્ર પણ વેદ ભણે ? જો એ ભણશે તો પછી અમે શું કરીશું ? અને એમને ભણાવવામાં પ્રમાણ પણ નથી, જુઓ આ નિષેધ છે. **स्त्रीशूद्रौ नाधीयातामिति श्रुतेः** ॥ સ્ત્રી અને શૂદ્ર ન ભણે એ શ્રુતિ છે.

**ઉત્તર** - બધાં સ્ત્રી અને પુરુષને અર્થાત્ મનુષ્યમાત્રને ભણવાનો અધિકાર છે. તમે કૂવામાં પડો અને આ શ્રુતિ તમારી કપોલ-કલ્પનાથી બની છે, તે કોઈ પ્રામાણિક ગ્રન્થની નથી. સર્વ મનુષ્યોને વેદાદિ શાસ્ત્રો ભણવા અને શ્રવણ કરવાનો અધિકાર છે. તેના પ્રમાણમાં યજુર્વેદના છવ્વીસમા અધ્યાયનો બીજો મન્ત્ર છે :-

**यथेमां वाचं कल्याणीमावदानि जनेभ्यः ।**

**ब्रह्मराजन्याभ्यां ँ शूद्राय चार्याय च स्वाय चारणाय ॥**

પરમેશ્વર કહે છે કે ( **यथा** )જેમ હું ( **जनेभ्यः** ) સર્વ મનુષ્યને માટે ( **इमाम्** ) આ ( **कल्याणीम्** ) કલ્યાણ અર્થાત્ સંસાર અને મુક્તિનું સુખ આપનારી ( **वाचम्** ) ઋગ્વેદાદિ ચારે વેદની વાણીનો ( **आवदानि** ) ઉપદેશ કરું છું,તેમ તમે પણ કર્યા કરો.

અહીં કોઈ એવો પ્રશ્ન કરે કે **जन** શબ્દથી દ્વિજોનું ગ્રહણ કરવું જોઈએ, કેમકે સ્મૃત્યાદિ ગ્રન્થોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને જ વેદો ભણવાનો અધિકાર લખ્યો છે; સ્ત્રી અને શૂદ્રાદિ વર્ણોને નહીં.

ઉત્તર - (**ब्रह्मराजन्याभ्याम्**) ઈત્યાદિ જુઓ, પરમાત્મા સ્વયં કહે છે કે મેં બ્રાહ્મણ, ક્ષત્રિય (**आर्याय**) વૈશ્ય (**शूद्राय**) શૂદ્ર અને (**स्वाय**) પોતાના ભૃત્ય કે સ્ત્રી આદિ (**अरणाय**) અને અતિશૂદ્રાદિને માટે પણ વેદોનો પ્રકાશ કર્યો છે. અર્થાત્ સર્વ મનુષ્ય વેદોને ભણી-ભણાવી, સાંભળી-સંભળાવીને, વિજ્ઞાન વધારી સારી વાતોનું ગ્રહણ અને નઠારી વાતોનો ત્યાગ કરી, દુઃખોથી છૂટી, આનન્દને પ્રાપ્ત થાઓ. હવે કહો તમારી વાત માનીએ કે પરમાત્માની ? પરમેશ્વરની વાત અવશ્ય માનનીય છે, તમારી નહીં. આમ હોવા છતાં પણ જો કોઈ માનશે નહીં તો તે નાસ્તિક કહેવાશે. કેમ કે **नास्तिको वेदनिन्दकः** । વેદોનો નિંદક અને વેદોને નહીં માનનાર નાસ્તિક કહેવાય છે.

શું પરમેશ્વર શૂદ્રોનું ભલું નથી ચાહતો ? શું ઈશ્વર પક્ષપાતી છે કે વેદોને ભણવા-સાંભળવાનો શૂદ્રોને માટે નિષેધ અને દ્વિજને માટે વિધિ કરે ? જો પરમેશ્વરનો અભિપ્રાય શૂદ્રાદિને ભણાવવા સાંભળાવવાનો ન હોત તો તેમના શરીરમાં વાક્ અને શ્રોત્ર ઈન્દ્રિય કેમ રચત ? જેમ પરમાત્માએ પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, ચન્દ્ર, સૂર્ય અને અન્નાદિ પદાર્થ સર્વને માટે બનાવ્યા છે; તેમ વેદ પણ સૌને માટે પ્રકાશિત કર્યા છે. અને જ્યાં ક્યાંક નિષેધ કર્યો છે, તેનો અભિપ્રાય એ છે કે જેને ભણવા-ભણાવવાથી કંઈ પણ ન આવડે તેને નિર્બુદ્ધિ અને મૂર્ખ હોવાને લીધે શૂદ્ર કહેવાય છે. તેનું ભણવું-ભણાવવું વ્યર્થ છે.

અને જે સ્ત્રીઓને ભણાવવાનો નિષેધ કરો છો, તે તમારી મૂર્ખતા, સ્વાર્થતા અને નિર્બુદ્ધિતાનો પ્રભાવ છે. જુઓ, વેદમાં કન્યાઓને ભણાવવાનું પ્રમાણ :-

**ब्रह्मचर्य्येण कन्या३ युवानं विन्दते पतिम् ॥**

**-अथर्व० अनु० ३ प्र० २४. कां० ११. अ. ३ मं० १८ ॥**

જેમ બાળકો બ્રહ્મચર્ય સેવનથી પૂર્ણ વિદ્યા અને સુશિક્ષાને પ્રાપ્ત થઈ યુવતી, વિદુષી, પોતાને અનુકૂળ, પ્રિય, સદશ સ્ત્રીની સાથે વિવાહ કરે છે, તેમ (**कन्या**) કુમારી (**ब्रह्मचर्येण**) બ્રહ્મચર્ય-સેવનથી વેદાદિ શાસ્ત્રોને ભણી પૂર્ણ વિદ્યા અને ઉત્તમ શિક્ષાને પ્રાપ્ત યુવતી થઈ પૂર્ણ યુવાવસ્થામાં પોતાને સદશ પ્રિય વિદ્વાન (**युवानम्**) અને પૂર્ણ યુવાવસ્થાવાળા પુરુષને (**विन्दते**) પ્રાપ્ત થાય. એથી સ્ત્રીઓએ પણ બ્રહ્મચર્ય અને વિદ્યાનું ગ્રહણ અવશ્ય કરવું જોઈએ.

પ્રશ્ન - શું સ્ત્રીઓ પણ વેદો ભણે ?

ઉત્તર - અવશ્ય; જુઓ શ્રૌતસૂત્રાદિમાં :- **इमं मन्त्रम् पत्नी पठेत्** । અર્થાત્ સ્ત્રી યજ્ઞમાં આ મન્ત્ર ભણે. જો વેદાદિ શાસ્ત્રોને ન ભણી હોય તો યજ્ઞમાં સ્વર સહિત મન્ત્રોનું ઉચ્ચારણ અને સંસ્કૃતભાષણ કેવી રીતે કરી શકે ? ભારતવર્ષની સ્ત્રીઓમાં ભૂષણરૂપ ગાર્ગી આદિ વેદાદિ શાસ્ત્રો ભણી પૂર્ણ વિદુષી થઈ હતી, એ શતપથબ્રાહ્મણમાં સ્પષ્ટ લખ્યું છે. જો પુરુષ વિદ્વાન્ હોય, અને સ્ત્રી અવિદુષી અને સ્ત્રી વિદુષી અને પુરુષ અવિદ્વાન હોય, તો નિત્યપ્રતિ દેવાસુર સંગ્રામ ઘરમાં મચ્યો રહે, તો પછી સુખ ક્યાં ? એટલા માટે જો સ્ત્રી ન ભણે, તો કન્યાઓની પાઠશાળાઓમાં અધ્યાપિકા કેવી રીતે બની શકે ? તથા રાજકાર્ય, ન્યાયાધીશત્વાદિ, ગૃહાશ્રમનાં કાર્ય-જેમકે પતિને સ્ત્રીએ અને સ્ત્રીને પતિએ પ્રસન્ન રાખવો; ઘરનાં સર્વ કાર્ય સ્ત્રીને આધીન રહેવાં વગેરે કામ વિદ્યા વિના ઉત્તમ પ્રકારે કદી પણ ઠીક ઠીક થઈ શકતાં નથી.

જુઓ, આર્યાવર્ત્તના રાજપુરુષોની સ્ત્રીઓ ધનુર્વેદ અર્થાત્ યુદ્ધવિદ્યા પણ સારી પ્રકારે જાણતી હતી. કેમકે જો ન જાણતી હોત તો કૈકેયી આદિ દશરથ આદિની સાથે યુદ્ધમાં કેમ કરી જઈ શકત ? અને યુદ્ધ કરી શકત ? એથી બ્રાહ્મણીએ સર્વ વિદ્યા, ક્ષત્રિયાએ સર્વ વિદ્યા તથા રાજવિદ્યાવિશેષ, વૈશ્યાએ વ્યવહારવિદ્યા અને

શૂદ્રાએ પાકાદિ સેવાની વિદ્યા અવશ્ય શીખવી જોઈએ.

જેમ પુરુષોએ વ્યાકરણ, ધર્મ અને પોતાના વ્યવહારની વિદ્યા ઓછામાં ઓછી અવશ્ય શીખવી જ જોઈએ, તેમ સ્ત્રીઓ પણ વ્યાકરણ, ધર્મ, વૈદ્યક, ગણિત, શિલ્પવિદ્યા- તો અવશ્ય શીખવી જોઈએ. કેમકે એ શીખ્યા વિના સત્યાસત્યનો નિર્ણય, પતિ આદિ સાથે અનુકૂલ વર્તન, યથાયોગ્ય સન્તાનોત્પત્તિ, તેમનું પાલન, વર્ધન અને સુશિક્ષા આપવી, ઘરનાં સર્વ કાર્યોની યથાયોગ્ય વ્યવસ્થા કરવી-કરાવવી, વૈદ્યકવિદ્યાથી ઔષધવત્ અન્ન-પાન બનાવવું અથવા બનાવડાવવું વગેરે કરી શકતી નથી. જેથી ઘરમાં રોગ કદી ન આવે, અને સર્વ લોક સદા આનંદિત રહે.

શિલ્પ વિદ્યા જાણ્યા વિના ઘર બંધાવવું, વસ્ત્રાભૂષણાદિનું કરવું-કરાવવું, ગણિતવિદ્યા વિના સર્વના હિસાબ સમજવા-સમજાવવા, વેદાદિ શાસ્ત્રવિદ્યા વિના ઈશ્વર અને ધર્મને ન જાણી, અધર્મથી કદી બચી શકે નહીં. એથી એ જ ધન્યવાદપાત્ર અને કૃતકૃત્ય છે કે જે પોતાનાં સન્તાનોને બ્રહ્મચર્ય, ઉત્તમ શિક્ષા અને વિદ્યાથી શરીર અને આત્માના પૂર્ણ બળને વધારે, જેથી તે સન્તાન માતૃ, પિતૃ, પતિ, સાસુ, શ્વસુર, રાજા, પ્રજા, પાડોશી, ઈષ્ટ મિત્ર અને સન્તાનાદિની સાથે યથાયોગ્ય ધર્મથી વર્તે. એ જ કોશ અક્ષય છે, એનો જેટલો વ્યય કરે, તેટલો વધતો જાય. અન્ય સર્વ કોશ વ્યય કરવાથી ઘટી જાય છે અને દાયભાગી પણ પોતાનો ભાગ લે છે. અને વિદ્યાકોશને ચોર કે દાયભાગી કોઈ પણ લઈ શકતો નથી. આ કોશની રક્ષા અને વૃદ્ધિ કરનાર વિશેષ કરીને રાજા અને પ્રજા પણ છે.

**कन्यानां सम्प्रदानं च कुमाराणां च रक्षणम् ॥** -મનુ० (૭.૧૫૨)

રાજાને યોગ્ય છે કે સર્વ કન્યા અને બાળકોને ઉક્ત સમયથી ઉક્ત સમય સુધી બ્રહ્મચર્યમાં રાખી વિદ્વાન્ બનાવે. જે કોઈ આજ્ઞા ન માને તો તેનાં માતા-પિતાને દંડ દેવો, અર્થાત્ રાજાની આજ્ઞાથી આઠ વર્ષ પછી કોઈના બાળક કે બાળકી ઘરમાં ન રહેવા પામે કિન્તુ આચાર્ય કુલમાં જ રહે. જ્યાં સુધી સમાવર્ત્તનનો સમય ન આવે ત્યાં સુધી વિવાહ ન થવા પામે.

**सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ।**
**वार्यन्नगोमहीवासस्तिलकाञ्चनसर्पिषाम् ॥** -મનુ० (૪.૨૩૩)

સંસારમાં જેટલા દાન છે, અર્થાત્ જળ, અન્ન, ગાય, પૃથ્વી, વસ્ત્ર, તલ, સુવર્ણ અને ઘૃતાદિ આ સર્વ દાનોથી વેદવિદ્યાનું દાન અતિશ્રેષ્ઠ છે. એટલા માટે જેટલો બની શકે તેટલો પ્રયત્ન, તન, મન અને ધનથી વિદ્યાની વૃદ્ધિમાં કર્યા કરે. જે દેશમાં યથાયોગ્ય બ્રહ્મચર્ય વિદ્યા અને વેદોક્ત ધર્મનો પ્રચાર થાય છે, તે જ દેશ સૌભાગ્યવાન થાય છે.

આ બ્રહ્મચર્યાશ્રમની શિક્ષા સંક્ષેપથી લખવામાં આવી. આની આગળ હવે ચોથા સમુલ્લાસમાં સમાવર્ત્તન, એને ગૃહાશ્રમની શિક્ષા લખવામાં આવશે.

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे**
**सुभाषाविभूषिते शिक्षाविषये तृतीयः**
**समुल्लासः सम्पूर्णः ॥ ३ ॥**

# ॥ अथ चतुर्थसमुल्लासारम्भः ॥

## अथ समावर्त्तनविवाहगृहाश्रमविधिं वक्ष्यामः ॥

**वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम् ।**
**अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममाविशेत् ॥ १ ॥** -मनु० ( ३.२ )

જ્યારે યથાવત્ બ્રહ્મચર્ય પાળી આચાર્યાનુકૂલ વર્તી, ધર્મથી ચાર, ત્રણ કે બે અથવા એક વેદ સાંગોપાંગ ભણી તથા જેનું બ્રહ્મચર્ય ખંડિત ન થયું હોય તે, પુરુષ અથવા સ્ત્રી ગૃહાશ્રમમાં પ્રવેશ કરે. (૧.)

**तं प्रतीतं स्वधर्मेण ब्रह्मदायहरं पितुः ।**
**स्रग्विणं तल्प आसीनमर्हयेत्प्रथमं गवा ॥ २ ॥** -मनु० ( ३.३ )

જે સ્વધર્મ અર્થાત્ યથાવત્ આચાર્ય અને શિષ્યનો ધર્મ છે તેથી યુક્ત પિતા, જનક કે અધ્યાપકનો બ્રહ્મદાય એટલે વિદ્યારૂપ ભાગનું ગ્રહણ અને માળા ધારણ કરનારો પોતાના પલંગપર બેઠેલા આચાર્યનો પ્રથમ ગોદાનથી સત્કાર કરે, તેમ તેવાં જ લક્ષણયુક્ત વિદ્યાર્થીનો પણ કન્યાનો પિતા ગોદાનથી સત્કાર કરે. (૨)

**गुरुणानुमतः स्नात्वा समावृत्तो यथाविधि ।**
**उद्वहेत द्विजो भार्यां सवर्णां लक्षणान्विताम् ॥ ३ ॥** -मनु० ( ३.३ )

ગુરુની આજ્ઞા લઈ, સ્નાન કરી, ગુરુકુલથી અનુક્રમપૂર્વક આવી, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય પોતાના વર્ણાનુકૂલ સુન્દર લક્ષણયુક્ત કન્યા સાથે વિવાહ કરે. ॥ ૩ ॥

**असपिण्डा च या मातुरसगोत्रा च या पितुः ।**
**सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥ ४ ॥** -मनु० ( ३.५ )

જે કન્યા માતાના કુલની છ પેઢીમાં ન હોય અને પિતાના ગોત્રની ન હોય તે કન્યા સાથે વિવાહ કરવો ઉચિત છે. ॥ ૪ ॥

એનું એ પ્રયોજન છે કે :- **परोक्षप्रिया इव हि देवाः प्रत्यक्षः द्विषः ॥** -शतपथ० ( १३. ६. ११. २ )

એ નિશ્ચિત વાત છે કે જેવી પરોક્ષ વસ્તુમાં પ્રીતિ હોય છે, તેવી પ્રત્યક્ષમાં હોતી નથી. જેમ કોઈએ મિશ્રી-સાકરના ગુણ સાંભળ્યા હોય અને તે ખાધી ન હોય, તો તેનું મન તેમાં રમ્યા કરે છે; જેમ કોઈ પરોક્ષ વસ્તુની પ્રશંસા સાંભળી મેળવવાની ઉત્કટ ઇચ્છા થાય છે, તેમ દૂરસ્થ અર્થાત્ જ પોતાના ગોત્ર કે માતાના કુળની નિકટ સમ્બન્ધની ન હોય, તેવી જ કન્યા સાથે વરનો વિવાહ થવો જોઈએ. નિકટ અને દૂર વિવાહ કરવામાં ગુણ એ છે :-

(૧) એક - જે બાળકો બાલ્યાવસ્થાથી નિકટ રહે છે, તે પરસ્પર ક્રીડા અને લડાઈ અને પ્રેમ કરતાં, એકબીજાનાં ગુણ, દોષ, સ્વભાવ અથવા બાલ્યાવસ્થાનાં વિપરીત આચરણ જાણે છે અને એકબીજાને નગ્ન પણ જુએ છે, તેમનો પરસ્પર વિવાહ થવાથી પ્રેમ કદી બંધાઈ શકતો નથી.

(૨) બીજું - જેમ પાણીમાં પાણી મળવાથી વિલક્ષણ ગુણ પેદા થતો નથી, તેમ એક ગોત્ર પિતૃ કે માતૃ-કુળમાં વિવાહ થવામાં ધાતુઓની અદલાબદલી ન થવાથી ઉન્નતિ થતી નથી.

(૩) ત્રીજું - જેમ દૂધમાં સાકર કે સૂંઠ વગેરે ઔષધિઓનો યોગ થવાથી ઉત્તમતા આવે છે, તેમ ભિન્ન ગોત્ર, માતૃ-પિતૃ કુલથી પૃથક્ વર્તમાન સ્ત્રી-પુરુષોનો વિવાહ થવો ઉત્તમ છે.

(૪) ચોથું - જેમ એક દેશમાં રોગી હોય તે બીજા દેશમાં વાયુ અને ખાનપાન બદલવાથી રોગરહિત થઈ જાય છે, તેમ દૂર દેશસ્થોના વિવાહ થવામાં ઉત્તમતા છે.

(૫) પાંચમું - નિકટ સમ્બન્ધ કરવામાં એકબીજાની નિકટ હોવામાં સુખ-દુઃખનું ભાન અને વિરોધ થવો પણ સંભવ છે. દૂર દેશસ્થોમાં નહીં અને દૂરસ્થોના વિવાહમાં દૂર-દૂર પ્રેમની દોરી લાંબી વધતી જાય છે. નિકટસ્થ વિવાહમાં નહીં.

(૬) છઠ્ઠું - દૂર દૂર દેશના વર્તમાનની અને પદાર્થોની પ્રાપ્તિ પણ દૂર સમ્બન્ધ થવાથી સહજતાથી થઈ શકે છે, નિકટ વિવાહ થવામાં નહીં, એથી :-

**दुहिता दुर्हिता दूरेहिता भवतीति ॥** -निरुक्त० ( ३.४ )

કન્યાનું નામ દુહિતા એટલા માટે છે કે એનો વિવાહ દૂર દેશમાં થવાથી હિતકારી થાય છે, નિકટ રહેવામાં નહીં.

(૭) સાતમું - કન્યાના પિતૃકુળમાં દારિદ્રય હોવાનો પણ સંભવ છે. કેમ કે જ્યારે જ્યારે કન્યા પિતૃકુળમાં આવશે, ત્યારે ત્યારે તેને કાંઈને કાંઈ આપવું જ પડશે.

(૮) આઠમું - કોઈ નિકટ હોવાથી એકબીજાના પોત-પોતાના પિતૃકુળની સહાયનું ઘમંડ રહેશે અને જ્યારે બન્નેની વચમાં કાંઈ પણ વૈમનસ્ય થશે, ત્યારે સ્ત્રી ઝટ દઈને પિતૃકુળમાં જતી રહેશે. તેથી અન્યોન્યની નિન્દા અને વિરોધ પણ અધિક થશે. કેમ કે પ્રાયઃ સ્ત્રીઓના સ્વભાવ તીક્ષ્ણ અને મૃદુ હોય છે. ઈત્યાદિ કારણોથી પિતાના સમાન ગોત્ર, માતાની છ પેઢી અને સમીપ દેશમાં વિવાહ કરવો સારો નથી.

**महान्त्यपि समृद्धानि गोऽजाविधनधान्यतः ।**
**स्त्रीसम्बन्धे दशैतानि कुलानि परिवर्जयेत् ॥** -मनु० ( ३.६ )

ભલે ગમે તેટલાં ધન, ધાન્ય, ગાય, બકરી, હાથી, ઘોડા, રાજ્ય અને શ્રી આદિથી સમૃદ્ધ કુળ હોય, તો પણ વિવાહ સમ્બન્ધમાં નિમ્ન લિખિત દશ કુળોનો ત્યાગ કરવો.

**हीनक्रियं निष्पुरुषं निश्छन्दो रोमशार्शसम् ।**
**क्षय्यामयाव्यपस्मारिश्वित्रिकुष्ठिकुलानि च ॥** -मनु० ( ३.७ )

જે કુલ સત્ક્રિયાથી હીન, સત્પુરુષોથી રહિત, વેદાધ્યયનથી વિમુખ, શરીર પર મોટી મોટી રુવાંટી કે હરસ, ક્ષય, દમ, ખાંસી, આમાશય, વાઈ, શ્વેતકુષ્ટ અને ગલિતકુષ્ટ યુક્ત કુળોની કન્યા કે વરનો પરસ્પર વિવાહ ન થવો જોઈએ. કેમ કે તે સર્વ દુર્ગુણ અને રોગ વિવાહ કરનારના કુળમાં પણ પ્રવિષ્ટ થઈ જાય છે. એટલા માટે ઉત્તમ કુળનાં છોકરા-છોકરીનો જ વિવાહ થવો જોઈએ.

**नोद्वहेत्कपिलां कन्यां नाऽधिकाङ्गीं न रोगिणीम् ।**
**नालोमिकां नातिलोमां न वाचाटान्न पिङ्गलाम् ॥** -मनु० ( ३.८ )

ન પીળા વર્ણની, ન અધિકાંગી અર્થાત્ પુરુષથી લાંબી કે જાડી, ન અધિક બલવાળી, ન રોગયુક્તા, ન લોમરહિતા, ન અતિ લોમવાળી, ન બકવાદ કરનારી અને ન ભૂરા નેત્રવાળી.

**नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्यपर्वतनामिकाम् ।**
**न पक्ष्यहिप्रेष्यनाम्नीं न च भीषणनामिकाम् ॥** मनु० ( ३.९ )

ન ઋક્ષ અર્થાત્ અશ્વિની, ભરણી, રોહિણી, રેવતીબાઈ, ચિત્તરી આદિ નક્ષત્ર નામની; તુલસી, ગેંદા, ગુલાબ, ચમ્પા, ચમેલી આદિ વૃક્ષ નામની; ગંગા, યમુના આદિ નદી નામની; ચાંડાલી આદિ અન્ત્ય નામની; વિન્ધ્યા, હિમાલયા, પાર્વતી આદિ પર્વત નામની; કોકિલા, મેના આદિ પક્ષીની નામની; નાગી, ભુજંગા આદિ સર્પ નામની; માધોદાસી, મીરાદાસી આદિ પ્રેષ્ય નામની; અને ભીમકુંવરી, ચંડિકા, કાલી આદિ ભીષણ નામની કન્યા સાથે વિવાહ કરવો નહીં. કેમ કે એ નામ કુત્સિત અને અન્ય પદાર્થોનાં પણ છે.

**अव्यङ्गाङ्गीं सौम्यनाम्नीं हंसवारणगामिनीम् ।**
**तनुलोमकेशदशनां मृद्वङ्गीमुद्वहेत्स्त्रियम् ॥ मनु० ( ३.१० )**

જેના અંગો સરળ, સીધાં અને વિરુદ્ધ ન હોય, જેનું નામ સુંદર, અર્થાત્ યશોદા, સુખદા આદિ હોય, જેની ચાલ હંસ અને હથણી તુલ્ય હોય, સૂક્ષ્મ લોમ, કેશ અને દાંત વાળી અને જેનું સર્વાંગ કોમળ હોય, એવી સ્ત્રી સાથે વિવાહ કરવો જોઈએ.

**પ્રશ્ન** - વિવાહનો સમય અને પ્રકાર ક્યો ઉત્તમ છે ?

**ઉત્તર** - સોળ વર્ષથી લઈને ચોવીસ વર્ષ પર્યન્ત કન્યાનો અને પચ્ચીસમા વર્ષથી લઈને ૪૮મા વર્ષ પર્યન્ત પુરુષના વિવાહનો સમય ઉત્તમ છે. એમાં પણ જે સોળમાં અને પચ્ચીસમાં વિવાહ કરે તે નિકૃષ્ટ, અઢાર-વીસની સ્ત્રી અને ત્રીસ-પાંત્રીસ કે ચાલીસ વર્ષના પુરુષનો મધ્યમ, ચોવીસ વર્ષની સ્ત્રી અને અડતાલીસ વર્ષના પુરુષનો વિવાહ ઉત્તમ છે. જે દેશમાં આ રીતે વિવાહનો વિધિ શ્રેષ્ઠ અને બ્રહ્મચર્ય તથા વિદ્યાભ્યાસ વધારે હોય છે, તે દેશ સુખી હોય છે અને જે દેશમાં બ્રહ્મચર્ય અને વિદ્યાગ્રહણરહિત બાલ્યાવસ્થામાં અને અયોગ્યોનો વિવાહ થાય છે, તે દેશ દુઃખમાં ડૂબી જાય છે; કેમ કે બ્રહ્મચર્ય અને વિદ્યાના ગ્રહણપૂર્વક વિવાહના સુધારાથી જ સર્વ વાતોનો સુધાર અને બગડવાથી બગાડ થઈ જાય છે.

**પ્રશ્ન** - **अष्टवर्षा भवेद्गौरी नववर्षा च रोहिणी । दशवर्षा भवेत्कन्या तत ऊर्ध्वं रजस्वला ।**
**माता चैव पिता तस्या ज्येष्ठो भ्राता तथैव च । त्रयस्ते नरकं यान्ति दृष्ट्वा कन्यां रजस्वलाम् ॥**

આ શ્લોકો પારાશરી અને શીઘ્રબોધમાં લખ્યા છે. અર્થ એ છે કે કન્યા આઠમે વર્ષે ગૌરી, નવમે વર્ષ રોહિણી, દશમે વર્ષે કન્યા અને એ ઉપરાન્તની રજસ્વલા સંજ્ઞાને પ્રાપ્ત થાય છે. દશમાં વર્ષ સુધીમાં વિવાહ ન કરીને રજસ્વલા કન્યાને જોઈ તેનાં માતા, પિતા અને તેનો મોટો ભાઈ એ ત્રણેય નરકમાં જાય છે.

**ઉત્તર** - **ब्रह्मोवाच**-

**एकक्षणा भवेद्गौरी द्विक्षणेयन्तु रोहिणी । त्रिक्षणा सा भवेत्कन्या ह्यत ऊर्ध्वं रजस्वला ॥ १ ॥**
**माता पिता तथा भ्राता मातुलो भगिनी स्वका । सर्वे ते नरकं यान्ति दृष्ट्वा कन्यां रजस्वलाम् ॥ २ ॥**

આ સદ્યોનિર્મિત બ્રહ્મપુરાણમાં વચનો છે.

**અર્થ** - જેટલા સમયમાં પરમાણુ એક પલટો ખાય, એટલા સમયને ક્ષણ કહે છે. જ્યારે કન્યા જન્મે ત્યારે એક ક્ષણમાં ગૌરી, બીજી ક્ષણે રોહિણી, ત્રીજી ક્ષણે કન્યા અને ચોથી ક્ષણે રજસ્વલા થઈ જાય છે. એ રજસ્વલાને જોઈને તેનાં માતા, પિતા, ભાઈ, મામા અને બહેન સર્વે નરકમાં જાય છે.

**પ્રશ્ન** - એ શ્લોક પ્રમાણ નથી.

**ઉત્તર** - કેમ પ્રમાણ નહીં ? શું બ્રહ્માજીના શ્લોક પ્રમાણ નહીં ? તો તમારા પણ પ્રમાણ થઈ શકતા નથી.

**પ્રશ્ન** - વાહ ! વાહ ! પરાશર અને કાશીનાથના પણ પ્રમાણ નથી માનતા ?

**ઉત્તર** - વાહજી વાહ ! શું તમે બ્રહ્માજીના પણ પ્રમાણ નથી માનતા ? શું પરાશર અને કાશીનાથથી બ્રહ્માજી મોટા નથી ? જો તમે બ્રહ્માજીના શ્લોકોને નથી માનતા, તો અમે પણ પરાશર અને કાશીનાથના શ્લોકોને માનતા નથી.

**પ્રશ્ન** - તમારા શ્લોકો અસંભવ હોવાથી પ્રમાણ નથી. કેમ કે સહસ્ર ક્ષણો જન્મ સમયમાં જ વીતી જાય છે, તો વિવાહ કેમ થઈ શકે ? અને તે સમયે વિવાહ કરવાનું કાંઈ ફળ પણ દેખાતું નથી.

**ઉત્તર** - જો અમારા શ્લોકો અસંભવ છે, તો તમારા પણ અસંભવ છે; કેમકે આઠમે, નવમે અને દશમે વર્ષે વિવાહ કરવો એ પણ નિષ્ફળ છે. કેમ કે સોળ વર્ષ પશ્ચાત્ સ્ત્રીનો અને પચ્ચીસ વર્ષ પશ્ચાત્ પુરુષનો વિવાહ કરવાથી પુરુષનું વીર્ય પરિપક્વ, શરીર બલિષ્ઠ, સ્ત્રીનું ગર્ભાશય પૂર્ણ અને શરીર પણ બલયુક્ત હોવાથી સન્તાન ઉત્તમ થાય છે.* જેમ આઠ વર્ષની કન્યામાં સન્તાનોત્પત્તિનું થવું અસંભવ છે, તેમ ગૌરી, રોહિણી એ નામ આપવાં પણ અયુક્ત છે. જો ગૌરી કન્યા ન હોય કિન્તુ કાળી હોય તો તેનું નામ ગૌરી રાખવું વ્યર્થ છે અને ગૌરી મહાદેવની સ્ત્રી, રોહિણી વસુદેવની સ્ત્રી હતી, તેને તમે પૌરાણિક લોકો માતૃ સમાન માનો છો. જો કન્યામાત્રમાં ગૌરી આદિની ભાવના કરો છો તો પછી તેની સાથે વિવાહ કરવો કેવી રીતે સંભવે અને ધર્મયુક્ત થઈ શકે ? એથી તમારા અને અમારા બે-બે શ્લોક મિથ્યા જ છે. કેમ કે જેમ અમે "બ્રહ્મોવાચ" કરી શ્લોક બનાવ્યા છે, તેમ તે પણ પરાશરાદિના નામથી બનાવી દીધા છે. એથી એ સર્વનાં પ્રમાણ છોડીને વેદોનાં પ્રમાણથી સર્વ કાર્ય કરો. જુઓ મનુમાં :-

**त्रीणि वर्षाण्यूदीक्षेत कुमार्यृतुमती सती ।**
**ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥** मनु० (९.९०)

કન્યા રજસ્વલા થાય પછી ત્રણ વર્ષ પર્યન્ત પતિની શોધ કરીને પોતાને તુલ્ય પતિને પ્રાપ્ત થાય. જ્યારે પ્રતિમાસે રજોદર્શન થાય છે, ત્યારે ત્રણ વર્ષમાં ૩૬ વાર રજસ્વલા થયા પછી વિવાહ કરવો યોગ્ય છે. એથી પૂર્વે નહીં.

**काममामरणात्तिष्ठेद् गृहे कन्यर्तुमत्यपि ।**
**न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥** मनु० (९.८९)

ભલે છોકરો-છોકરી મરણ પર્યન્ત કુંવારાં રહે, પરન્તુ અસદૃશ અર્થાત્ પરસ્પર વિરુદ્ધ ગુણ, કર્મ, સ્વભાવવાળાનો વિવાહ કદી ન થવો જોઈએ. એથી સિદ્ધ થયું કે પૂર્વોક્ત સમયની પૂર્વે અથવા અસદૃશોનો વિવાહ થવો યોગ્ય નથી.

**પ્રશ્ન** - વિવાહ માતા-પિતાને આધીન હોવો જોઈએ કે છોકરા-છોકરીને આધીન ?

**ઉત્તર** - છોકરા-છોકરીને આધીન વિવાહ થવો ઉત્તમ છે. જો માતા-પિતા વિવાહ કરવા કદી વિચારે તો પણ છોકરા-છોકરીની પ્રસન્નતા વિના ન થવો જોઈએ. કેમ કે એકબીજાની પ્રસન્નતાથી વિવાહ થવામાં વિરોધ ઘણો ઓછો થાય છે અને સન્તાન ઉત્તમ થાય છે. અપ્રસન્નતાના વિવાહમાં નિત્ય કલેશ જ થાય છે. વિવાહમાં મુખ્ય પ્રયોજન વર અને કન્યાનું છે, માતા-પિતાનું નહીં, કેમકે જો તેમનામાં પરસ્પર પ્રસન્નતા રહે,

---

* ઉચિત સમયથી ઓછી આયુવાળાં સ્ત્રી-પુરુષના ગર્ભાધાન વિષયમાં મુનિવર ધન્વન્તરિજી સુશ્રુત(શારીરસ્થાન અ.૧૦.૪૭.૪૮) માં નિષેધ કરે છે :-

**ऊनषोडशवर्षायामप्राप्तः पञ्चविंशतिम् । यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः स विपद्यते ॥ १ ॥**
**जातो वा न चिरञ्जीवेज्जीवेद्वा दुर्बलेन्द्रियः । तस्मादत्यन्तबालायां गर्भाधानं न कारयेत् ॥ २ ॥**

અર્થ - સોળ વર્ષથી ન્યૂન વયવાળી સ્ત્રીમાં પચ્ચીસ વર્ષથી ઓછા આયુવાળો પુરુષ જો ગર્ભસ્થાપન કરે, તો તે કુક્ષિસ્થ રહેલો ગર્ભ વિપત્તિને પ્રાપ્ત થાય છે. અર્થાત્ પૂર્ણકાલ પર્યન્ત ગર્ભાશયમાં રહીને ઉત્પન્ન થતો નથી.

અથવા જો ઉત્પન્ન થાય તો ચિરકાલ સુધી જીવતો નથી અને જીવે તો દુર્બલેન્દ્રિય થાય છે. એ કારણથી અતિબાલ્યાવસ્થાવાળી સ્ત્રીમાં ગર્ભસ્થાપન ન કરવું.

આવા આવા શાસ્ત્રોક્ત નિયમ અને સૃષ્ટિક્રમને જોઈને તથા બુદ્ધિપૂર્વક વિચારવાથી એ જ સિદ્ધ થાય છે કે સોળ વર્ષથી ઓછી સ્ત્રી અને પચ્ચીસ વર્ષથી ઓછા આયુવાળો પુરુષ કદી ગર્ભાધાન કરવા યોગ્ય નથી હોતાં. એ નિયમોથી વિપરીત જે વર્તે છે તે દુઃખનાં ભાગી થાય છે. द० स० ॥

તો તેમને સુખ મળે અને વિરોધ રહે તો તેમને જ દુઃખ થાય છે અને :-

**सन्तुष्टो भार्यया भर्त्ता भर्त्रा भार्य्या तथैव च ।**
**यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥** -मनु० (३.६)

જે કુલમાં સ્ત્રીથી પુરુષ અને પુરુષથી સ્ત્રી સદા પ્રસન્ન રહે છે, તે જ કુલમાં આનન્દ, લક્ષ્મી અને કીર્તિ નિવાસ કરે છે અને જ્યાં વિરોધ તથા કલહ હોય છે, ત્યાં દુઃખ, દરિદ્રતા અને નિન્દા નિવાસ કરે છે.

એથી જે સ્વયંવરની રીતિ આર્યાવર્ત્તમાં પરમ્પરાથી ચાલતી આવી છે, તે જ વિવાહ ઉત્તમ છે. જ્યારે સ્ત્રી પુરુષો વિવાહ કરવા ઇચ્છે ત્યારે વિદ્યા, વિનય, શીલ, રૂપ, આયુ, બળ, કુળ અને શરીરનાં પરિમાણાદિ યથાયોગ્ય હોવાં જોઈએ. જ્યાં સુધી એનો મેળ થતો નથી, ત્યાં સુધી વિવાહમાં કાંઈ પણ સુખ મળતું નથી અને બાલ્યાવસ્થામાં વિવાહ કરવાથી પણ સુખ મળતું નથી.

**युवा सुवासाः परिवीत आगात्स उ श्रेयान्भवति जायमानः ।**
**तं धीरासः कवय उन्नयन्ति स्वाध्यो३ मनसा देवयन्तः ॥ १ ॥**

-ऋ० ॥ मं० ३. सू० ८. मं० ४ ॥

**आ धेनवो धुनयन्तामशिश्वीः सबर्दुघाः२ शशया अप्रदुग्धाः ॥**
**नव्यानव्या युवतयो भवन्तीर्महद्देवानामसुरत्वमेकम् ॥ २ ॥**

-ऋ० ॥ मं० ३. सू० ५५. मं० १६ ॥

**पूर्वीरहं शरदः शश्रमाणा दोषावस्तोरुषसो जरयन्तीः ।**
**मिनाति श्रियं जरिमा तनूनामप्यू नु पत्नीर्वृषणो जगम्युः ॥ ३ ॥**

-ऋ० ॥ मं० १. सू० १७९. मं० १ ॥

જે પુરુષ (**परिवीतः**) બધી રીતે યજ્ઞોપવીત, બ્રહ્મચર્ય સેવનથી ઉત્તમ શિક્ષા અને વિદ્યાયુક્ત તથા (**सुवासाः**) સુન્દર વસ્ત્ર ધારણ કરેલો બ્રહ્મચર્યયુક્ત (**युवा**) પૂર્ણ જુવાન હોઈને વિદ્યા ગ્રહણ કરી ગૃહાશ્રમમાં (**आगात्**) આવે છે, (**स,उ**) તે જ બીજા વિદ્યાજન્મમાં (**जायमानः**) પ્રસિદ્ધ થઈને (**श्रेयान्**) અતિશય શોભાયુક્ત મંગલકારી (**भवति**) થાય છે. (**स्वाध्यः**) સારી રીતે ધ્યાનયુક્ત (**मनसा**) વિજ્ઞાનથી (**देवयन्तः**) વિદ્યાવૃદ્ધિની કામનાયુક્ત (**धीरासः**) ધૈર્યયુક્ત (**कवयः**) વિદ્વાન્ લોકો (**तम्**) તે જ પુરુષને (**उन्नयन्ति**) ઉન્નતિશીલ કરીને પ્રતિષ્ઠિત કરે છે અને જે બ્રહ્મચર્યનું ધારણ, વિદ્યા અને ઉત્તમ શિક્ષાનું ગ્રહણ કર્યા વિના કે બાલ્યાવસ્થામાં વિવાહ કરે છે, તે સ્ત્રી-પુરુષ નષ્ટ-ભ્રષ્ટ થઈને વિદ્વાનોમાં પ્રતિષ્ઠાને પ્રાપ્ત થતાં નથી. ॥૧॥

જે (**अप्रदुग्धाः**) કોઈએ દોહી ન હોય તેવી (**धेनवः**) ગાયો સમાન (**अशिश्वीः**) બાલ્યાવસ્થાથી રહિત (**सबर्दुघाः**) સર્વ પ્રકારના ઉત્તમ વ્યવહારોને પૂર્ણ કરનારી (**शशयाः**) કુમારાવસ્થાને ઉલ્લંઘન કરનારી (**नव्यानव्याः**) નવીન નવીન શિક્ષા અને અવસ્થાથી પૂર્ણ (**भवन्तीः**) વર્તમાન (**युवतयः**) પૂર્ણ યુવાવસ્થામાં રહેલી સ્ત્રીઓ (**देवानाम्**) બ્રહ્મચર્ય, સુનિયમોથી પૂર્ણ વિદ્વાનોના (**एकम्**) અદ્વિતીય (**महत्**) મોટા (**असुरत्वम्**) પ્રજ્ઞા-શાસ્ત્રની શિક્ષાયુક્ત પ્રજ્ઞામાં રમણના ભાવાર્થને પ્રાપ્ત થતી તરુણ પતિઓને પ્રાપ્ત થઈને (**आधुनयन्ताम्**) ગર્ભ ધારણ કરે. કદી ભૂલથી પણ બાલ્યાવસ્થામાં પુરુષનું મનથી પણ ધ્યાન ન કરે. કેમ કે એ જ કર્મ આ લોક અને પરલોકના સુખનું સાધન છે. બાલ્યાવસ્થામાં વિવાહથી જેટલો પુરુષનો નાશ થાય, તેથી અધિક સ્ત્રીનો નાશ થાય છે. ॥૨॥

જેમ (**नु**) શીઘ્ર (**शश्रमाणाः**) અત્યન્ત શ્રમ કરનાર (**वृषणः**) વીર્યસીંચનમાં સમર્થ પૂર્ણ યુવાવસ્થામાં

પુરુષ (**पत्नीः**) યુવાવસ્થાનાં હૃદયોને પ્રિય સ્ત્રીઓને (**जगम्युः**) પ્રાપ્ત થઈ પૂર્ણ શતવર્ષ કે તેનાથી વધારે આયુને આનન્દથી ભોગવતો અને પુત્ર-પૌત્રાદિથી સંયુક્ત રહે છે, તેમ સ્ત્રી-પુરુષ સદા વર્તે. જેમ (**पूर्वीः**) પૂર્વ વર્તમાન (**शरदः**)શરદ્ઋતુઓ અને (**जरयन्तिः**) વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત કરનાર (**उषसः**) સવારની વેળાએ (**क्षपाः**) રાત્રિ અને (**वस्तोः**) દિન (**तनूनाम्**) શરીરોની (**श्रियम्**) શોભાને (**जरिमा**) અતિશય વૃદ્ધપણું, બલ અને શોભાને (**मिनाति**) દૂર કરી દે છે, તેથી (**अहम्**) હું સ્ત્રી કે પુરુષ (**उ**) ઉત્તમ પ્રકારે (**अपि**) નિશ્ચય કરી બ્રહ્મચર્યથી વિદ્યા, શિક્ષા, શરીર, આત્માનું બળ અને યુવાવસ્થાને પ્રાપ્ત કરીને જ વિવાહ કરું. આથી વિરુદ્ધ કરવું વેદ વિરુદ્ધ હોવાથી સુખદાયક વિવાહ કદી થઈ શકતો નથી. ॥૩॥

જ્યાં સુધી આ રીતે સૌ ઋષિ, મુનિ, રાજા, મહારાજા અને આર્ય લોકો બ્રહ્મચર્યથી વિદ્યા ભણીને જ સ્વયંવર વિવાહ કરતા હતા, ત્યાં સુધી આ દેશની સદા ઉન્નતિ થતી હતી. જ્યારથી આ બ્રહ્મચર્યથી વિદ્યાઓનું ન ભણવું અને બાલ્યાવસ્થામાં પરાધીન અર્થાત્ માતા-પિતાને આધીન વિવાહ થવા લાગ્યા ત્યારથી ક્રમશઃ આર્યાવર્ત્ત દેશની હાનિ થતી ચાલી આવી છે. એટલા માટે એ દુષ્ટ કર્મને સજ્જન લોક પૂર્વોક્ત પ્રકારે સ્વયંવર વિવાહ કર્યા કરે અને તે પણ વિવાહ વર્ણાનુક્રમથી કરવો અને તે વર્ણવ્યવસ્થા પણ ગુણ, કર્મ, સ્વભાવ મુજબ હોવી જોઈએ.

**પ્રશ્ન** - શું જેનાં માતા-પિતા બ્રાહ્મણ હોય, તે જ બ્રાહ્મણ થાય છે; પણ જેનાં માતા-પિતા અન્ય વર્ણસ્થ હોય તેનાં સન્તાન શું કદી બ્રાહ્મણ થઈ શકે છે ?

**ઉત્તર** - હા, ઘણા થઈ ગયા, છે અને થશે પણ. જેમ કે છાન્દોગ્ય ઉપનિષદમાં જાબાલ ઋષિ અજ્ઞાતકુળ, મહાભારતમાં વિશ્વામિત્ર ક્ષત્રિય વર્ણ અને માતંગ ઋષિ ચાણ્ડાલ કુળમાંથી બ્રાહ્મણ થઈ ગયા હતા. અત્યારે પણ જે ઉત્તમ વિદ્યા-સ્વભાવવાળા છે, તે જ બ્રાહ્મણને યોગ્ય અને મૂર્ખ શૂદ્રને યોગ્ય હોય છે અને તેમ આગળ પણ થશે.

**પ્રશ્ન** - વારુ, જે રજ-વીર્યથી શરીર થયું તે બદલાઈને અન્ય વર્ણને યોગ્ય કેમ થઈ શકે ?

**ઉત્તર** - રજ-વીર્યના યોગથી બ્રાહ્મણ શરીર થતું નથી કિન્તુ :-

**स्वाध्यायेन जपैर्होमैस्त्रैविद्येनेज्यया सुतैः । महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः ॥**

-मनु० (२.२८)

આનો અર્થ પૂર્વે કરી ગયા છીએ, છતાં અહીં પણ સંક્ષેપમાં કરીએ છીએ. (**स्वाध्यायेन**) ભણવું-ભણાવવું, (**जपैः**) વિચાર કરવો-કરાવવો, (**होमैः**) અનેક પ્રકારના હોમનું અનુષ્ઠાન, (**त्रैविद्येन**) સમ્પૂર્ણ વેદોને શબ્દ, અર્થ, સમ્બન્ધ અને સ્વરોચ્ચારણ સહિત ભણવા-ભણાવવા, (**इज्यया**) પૌર્ણમાસી, ઈષ્ટિ આદિનું કરવું, પૂર્વોક્ત વિધિપૂર્વક (**सुतैः**) ધર્મથી સન્તાનોત્પત્તિ કરવી, (**महायज्ञैश्च**) પૂર્વોક્ત બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, વૈશ્વદેવયજ્ઞ અને અતિથિયજ્ઞ, (**यज्ञैश्च**) અગ્નિષ્ટોમાદિયજ્ઞ, વિદ્વાનોનો સંગ, સત્કાર, સત્યભાષણ, પરોપકારાદિ સત્કર્મ કરવાં અને સમ્પૂર્ણ શિલ્પવિદ્યાદિ ભણીને દુષ્ટાચાર છોડી શ્રેષ્ઠાચારમાં વર્તવાથી (**इयम्**) આ (**तनुः**) શરીર (**ब्राह्मी**) બ્રાહ્મણનું (**क्रियते**) બનાવવામાં આવે છે.

શું આ શ્લોકને તમે નથી માનતા ? માનો છો, તો પછી રજ-વીર્યના યોગથી વર્ણવ્યવસ્થા કેમ માનો છો ? હું એકલો જ નથી માનતો, કિન્તુ ઘણા લોકો પરમ્પરાથી એમ જ માને છે.

**પ્રશ્ન** - શું તમે પરમ્પરાનું પણ ખંડન કરશો ?

**ઉત્તર** - નહીં, પરન્તુ તમારી ઊલટી સમજને નહીં માનીને ખંડન પણ કરીએ છીએ.

**પ્રશ્ન** - અમારી ઊલટી અને તમારી સૂલટી સમજ છે, તેમાં શું પ્રમાણ ?

**ઉત્તર** - એ જ પ્રમાણ છે કે જે તમે પાંચ-સાત પેઢીઓના વર્તમાનને સનાતન વ્યવહાર માનો છો, અને અમે વેદ તથા સૃષ્ટિના આરમ્ભથી આજ પર્યન્તની પરમ્પરાને માનીએ છીએ. જુઓ ! જેનો પિતા શ્રેષ્ઠ તેનો પુત્ર દુષ્ટ હોય છે. અને જેનો પુત્ર શ્રેષ્ઠ તેનો પિતા દુષ્ટ તથા ક્યાંક બંને શ્રેષ્ઠ કે દુષ્ટ જણાય છે. એટલા માટે તમે ભ્રમમાં પડ્યા છો. જુઓ ! મનુ મહારાજે શું કહ્યું છે.

**येनास्य पितरो याता येन याता पितामहाः ।**

**तेन यायात्सतां मार्गं तेन गच्छन्न रिष्यते ॥** -मनु० (૪.૧૭૮)

જે માર્ગે તેના પિતા, પિતામહ ચાલ્યા હોય તે માર્ગમાં સન્તાન પણ ચાલે. પરન્તુ (**सताम्**) જો પિતા પિતામહ, સત્પુરુષ હોય તો જ તેમના માર્ગમાં ચાલવું. પણ જો પિતા, પિતામહ દુષ્ટ હોય, તો તેમના માર્ગમાં કદી ન ચાલવું. કેમ કે ઉત્તમ ધર્માત્મા પુરુષોના માર્ગમાં ચાલવાથી દુઃખ કદી નથી થતું, એ મત તમે માનો છો કે નહીં ?

હા, હા, માનીએ છીએ.

વળી, જુઓ પરમેશ્વરની પ્રકાશિત જે વેદોક્ત વાત છે તે જ સનાતન છે, અને તેનાથી વિરુદ્ધ હોય તો કદી પણ સનાતન થઈ શકતી નથી. એમ જ સર્વ લોકોએ માનવું જોઈએ કે નહીં.

અવશ્ય માનવું જોઈએ.

જે એમ ન માને તો તેને કહો કે કોઈનો બાપ દરિદ્રી હોય અને તેનો પુત્ર ધનાઢ્ય બને, તો તે શું પોતાના પિતાની દરિદ્રાવસ્થાના અભિમાનથી ધન ફેંકી દે ? શું જેનો પિતા આંધળો હોય, તેનો પુત્ર પોતાનાં નેત્ર ફોડી નાખે ? જેનો પિતા કુકર્મી હોય, તો શું તેનો પુત્ર પણ કુકર્મ કરે ? નહીં નહીં, કિન્તુ જે જે પુરુષોનાં ઉત્તમ કર્મ હોય, તેમનું સેવન અને દુષ્ટ કર્મોનો ત્યાગ કરી દેવો સર્વેને અત્યાવશ્યક છે.

જો કોઈ રજ-વીર્યના યોગથી વર્ણાશ્રમ વ્યવસ્થા માને અને ગુણ-કર્મોના યોગથી ન માને, તો તેને પૂછવું જોઈએ કે જો કોઈ પોતાના વર્ણને છોડીને નીચ, અન્ત્યજ અથવા ક્રિશ્ચિયન કે મુસલમાન થઈ ગયા હોય તેને પણ બ્રાહ્મણ કેમ નથી માનતા ? અહીં એમ જ કહેશો કે તેણે બ્રાહ્મણનાં કર્મ છોડી દીધાં, તેથી તે બ્રાહ્મણ નથી. એથી એ પણ સિદ્ધ થાય છે કે જે બ્રાહ્મણાદિનાં ઉત્તમ કર્મ કરે છે, તેને બ્રાહ્મણાદિ ગણવા જોઈએ. અને જે નીચ પણ ઉત્તમ વર્ણનાં ગુણ, કર્મ, સ્વભાવયુક્ત હોય, તો તેમને પણ ઉત્તમ વર્ણમાં ગણવા જોઈએ. અને જે ઉત્તમ વર્ણવાળો હોઈને નીચ કર્મ કરે, તો તેને નીચ વર્ણમાં અવશ્ય ગણવો જોઈએ.

**પ્રશ્ન** - **ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः ।**

**ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥**

આ યજુર્વેદના ૩૧ મા અધ્યાયનો ૧૧ મો મન્ત્ર છે. એનો એ અર્થ છે કે બ્રાહ્મણ ઈશ્વરના મુખ, ક્ષત્રિય બાહુ, વૈશ્ય ઊરુ અને શૂદ્ર પગથી ઉત્પન્ન થયા છે. એથી જેમ મુખ ન બાહુ આદિ અને બાહુ આદિ ન મુખ બને છે એ જ પ્રકારે બ્રાહ્મણ ન ક્ષત્રિયાદિ અને ક્ષત્રિયાદિ બ્રાહ્મણ થઈ શકે નહીં.

**ઉત્તર** - એ મન્ત્રનો અર્થ જે તમે કર્યો તે બરાબર નથી, કેમકે અહીં પુરુષ અર્થાત્ નિરાકાર વ્યાપક પરમાત્માની અનુવૃત્તિ છે. જ્યારે તે નિરાકાર છે, ત્યારે તેના મુખાદિ અંગ સંભવી શકતાં નથી. જે મુખાદિ અંગવાન હોય તે પુરુષ અર્થાત્ વ્યાપક નહીં. અને જે વ્યાપક નહીં તે સર્વશક્તિમાન નથી, તે જગતનો સ્રષ્ટા, ધર્તા, પ્રલયકર્તા, જીવોનાં પુણ્ય-પાપોની વ્યવસ્થા કરનારો, સર્વજ્ઞ, અજન્મા, મૃત્યુરહિત આદિ વિશેષણ યુક્ત થઈ શકતો નથી.

માટે એનો અર્થ એ છે કે જે ( **अस्य** ) પૂર્ણ વ્યાપક પરમાત્માની સૃષ્ટિમાં મુખ સદૃશ સર્વમાં મુખ્ય ઉત્તમ હોય તે ( **ब्राह्मणः** ) બ્રાહ્મણ, ( **बाहु** ) **बाहुर्वै बलं बाहुर्वै वीर्यम् ॥ शतपथ ब्राह्मण ॥** બલ અને વીર્યનું નામ બાહુ છે. તે જેમાં અધિક હોય તે ( **राजन्यः** ) ક્ષત્રિય, ( **ऊरू** ) કટિની નીચેના અને જાનુના ઉપરના ભાગનું ઊરુ નામ છે. જે સર્વ પદાર્થો અને સર્વ દેશોમાં ઊરુના બળથી જાય, આવે, પ્રવેશ કરે તે ( **वैश्यः** ) વૈશ્ય અને ( **पद्भ्याम्** ) જે પગ અર્થાત્ નીચ અંગ સદૃશ મૂર્ખત્વાદિ ગુણયુક્ત હોય તે શૂદ્ર છે.

અન્યત્ર શતપથબ્રાહ્મણાદિમાં પણ એ મન્ત્રનો એવો જ અર્થ કર્યો છે જેમ :-

**यस्मादेते मुख्यास्तस्मान्मुखतो ह्यसृज्यन्त इत्यादि ॥**

જેથી એ મુખ્ય છે, તેથી તે મુખથી ઉત્પન્ન થયા એવું કથન સંગત થાય છે અર્થાત્ જેમ મુખ સર્વ અંગોમાં શ્રેષ્ઠ છે, તેમ પૂર્ણ વિદ્યા અને ઉત્તમ ગુણ, કર્મ, સ્વભાવયુક્ત હોવાથી મનુષ્ય જાતિમાં બ્રાહ્મણ ઉત્તમ કહેવાય છે. જ્યારે પરમેશ્વર નિરાકાર હોવાથી મુખાદિ અંગ જ નથી, તો મુખથી ઉત્પન્ન થવું એ વંધ્યા સ્ત્રીના પુત્રના વિવાહ થવા સમાન અસંભવ છે. અને જો મુખાદિ અંગોથી બ્રાહ્મણાદિ ઉત્પન્ન થયા હોત, તો ઉપાદાન કારણની સદૃશ બ્રાહ્મણાદિની આકૃતિ અવશ્ય હોત. જેમ મુખનો આકાર ગોળમટોળ છે, તેવાં જ તેમના શરીર પણ ગોળ-મટોળ મુખાકૃતિ સમાન હોવા જોઈએ. ક્ષત્રિયોનાં શરીર ભુજાની સદૃશ, વૈશ્યનાં ઊરુની તુલ્ય અને શૂદ્રનાં શરીર પગની સમાન આકારવાળાં હોવાં જોઈએ, પરન્તુ તેવાં તો નથી.

અને તમને જો કોઈ પ્રશ્ન કરશે કે જે જે મુખાદિથી ઉત્પન્ન થયા હતા, તેને બ્રાહ્મણાદિની સંજ્ઞા લાગે, પરન્તુ તમારી નહીં, કેમકે જેમ બાકીના બીજા લોકો ગર્ભાશયથી ઉત્પન્ન થાય છે તેમ તમે પણ થાઓ છો. તમે મુખાદિથી ઉત્પન્ન ન થવા છતાં બ્રાહ્મણાદિની સંજ્ઞાનું અભિમાન કરો છો. માટે તમારો કહેલો અર્થ વ્યર્થ છે અને જે અમે અર્થ કર્યો છે તે સત્ય છે. એમ જ અન્યત્ર પણ કહ્યું છે. જેમ કે :-

**शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् । क्षत्रियाज्जातमेवन्तु विद्याद्वैश्यात्तथैव च ॥**

-મનુ० ( १०.६५ )

જે શૂદ્રકુળમાં ઉત્પન્ન થઈને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય સમાન ગુણ, કર્મ, સ્વભાવવાળો બને, તો તે શૂદ્ર પણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય બની જાય છે. તેમજ જે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય કુળમાં ઉત્પન્ન થયા હોય અને તેના ગુણ, કર્મ, સ્વભાવ શૂદ્રની સદૃશ હોય, તો તે શૂદ્ર બની જાય છે. તેમજ ક્ષત્રિય કે વૈશ્યના કુળમાં ઉત્પન્ન થઈને બ્રાહ્મણ કે શૂદ્ર સમાન હોવાથી બ્રાહ્મણ કે શૂદ્ર પણ બની જાય છે. અર્થાત્ ચારે વર્ણમાં જે જે વર્ણને સદૃશ જે જે પુરુષ કે સ્ત્રી હોય તે તે વર્ણમાં ગણવામાં આવે છે.

**धर्मचर्यया जघन्यो वर्णः पूर्वं पूर्वं वर्णमापद्यते जातिपरिवृत्तौ ॥ १ ॥**

**अधर्मचर्यया पूर्वो वर्णो जघन्यं जघन्यं वर्णमापद्यते जातिपरिवृत्तौ ॥ २ ॥** આ આપસ્તમ્બનાં સૂત્ર છે.

ધર્માચરણથી નિકૃષ્ટ વર્ણ પોતાનાથી ઉત્તમ ઉત્તમ વર્ણને પ્રાપ્ત થાય છે અને તે જેને યોગ્ય હોય, તે વર્ણમાં ગણવો જોઈએ. ॥૧॥ તેમ જ અધર્માચરણથી પૂર્વ અર્થાત્ ઉત્તમ વર્ણવાળો મનુષ્ય હોય, તે પોતાનાથી નીચા નીચા વર્ણને પ્રાપ્ત થાય છે અને તે તે વર્ણમાં ગણવો જોઈએ. ॥૨॥

જેમ પુરુષ જે જે વર્ણને યોગ્ય હોય છે, તેમ સ્ત્રીઓની પણ વ્યવસ્થા સમજવી જોઈએ. એથી શું સિદ્ધ થયું કે એ પ્રકારે થવાથી સર્વ વર્ણ પોત-પોતાના ગુણ, કર્મ, સ્વભાવયુક્ત થઈને શુદ્ધતા સહિત રહે છે, અર્થાત્ બ્રાહ્મણકુલમાં કોઈ ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર સદૃશ ન રહે. અને ક્ષત્રિય વૈશ્ય તથા શૂદ્ર વર્ણ પણ શુદ્ધ રહે છે, અર્થાત્ વર્ણ-સંકરતા પ્રાપ્ત થશે નહીં. એથી કોઈ વર્ણની નિન્દા કે અયોગ્યતા પણ થશે નહીં.

**પ્રશ્ન -** જો કોઈને એક જ પુત્ર કે પુત્રી હોય, તે અન્ય વર્ણમાં પ્રવિષ્ટ થઈ જાય તો તેનાં મા-બાપની

સેવા કોણ કરશે ? અને વંશચ્છેદન પણ થઈ જશે. માટે તેની શી વ્યવસ્થા હોવી જોઈએ ?

ઉત્તર – ન કોઈની સેવાનો ભંગ થશે અને ન કોઈનું વંશચ્છેદન પણ થશે. કેમકે તેમને પોતાનાં બાળક બાલિકાઓને બદલે સ્વવર્ણને યોગ્ય બીજાં સન્તાન વિદ્યાસભા અને રાજસભાની વ્યવસ્થાથી મળશે. એથી કાંઈ પણ અવ્યવસ્થા નહીં થાય.

આ ગુણ-કર્મોથી વર્ણોની વ્યવસ્થા કન્યાઓની સોળમા વર્ષ અને પુરુષોની પચ્ચીસ વર્ષની પરીક્ષામાં નિયત કરવી જોઈએ અને એ જ ક્રમથી અર્થાત્ બ્રાહ્મણ વર્ણની સાથે બ્રાહ્મણીનો, ક્ષત્રિય વર્ણની સાથે ક્ષત્રિયાનો, વૈશ્ય વર્ણની સાથે વૈશ્યાનો અને શૂદ્ર વર્ણની સાથે શૂદ્રાનો વિવાહ થવો જોઈએ. ત્યારે જ પોત-પોતાના વર્ણોનાં કર્મો અને પરસ્પર પ્રીતિ પણ યથાયોગ્ય રહેશે.

એ ચારેય વર્ણોનાં કર્તવ્ય, કર્મ અને ગુણ આ છે :-

**अध्यापनमध्ययनं यजनं याजनं तथा । दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥ १ ॥** ( -मनु० १.८८ )

**शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च । ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्मस्वभावजम् ॥ २ ॥**

-भ०गी० ( १८.४२ )

બ્રાહ્મણનાં ભણવું અને ભણાવવું, યજ્ઞ કરવો અને કરાવવો, દાન લેવું અને દેવું એ છ કર્મ છે. પરન્તુ **'प्रतिग्रहः प्रत्यवरः'** મનુ૦ (૧૦.૧૦૯) અર્થાત્ પ્રતિગ્રહ કરવો નીચકર્મ છે. ॥૧॥

( **शमः** ) મનથી દુષ્ટ કર્મની ઇચ્છા પણ ન કરવી, અને તેને અધર્મમાં કદી પણ પ્રવૃત્ત ન થવા દેવું, ( **दमः** ) શ્રોત્ર અને ચક્ષુ આદિ ઇન્દ્રિયોને અન્યાયાચરણથી રોકી ધર્મમાં ચલાવવી, ( **तपः** ) સદા બ્રહ્મચારી જિતેન્દ્રિય રહીને ધર્માનુષ્ઠાન કરવું; ( **शौच** ) :-

**अद्‌भिर्गात्राणि शुध्यन्ति मनः सत्येन शुध्यति ।**

**विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्यति ॥** -मनु० ( ५.१०९ )

જળથી બાહ્ય અંગો, સત્યાચારથી મન, વિદ્યા અને ધર્માનુષ્ઠાનથી જીવાત્મા અને જ્ઞાનથી બુદ્ધિ પવિત્ર થાય છે. ભીતરમાં રાગ દ્વેષાદિ દોષને અને બહારના મળોને દૂર કરી શુદ્ધ રહેવું, અર્થાત્ સત્યાસત્યના વિવેકપૂર્વક સત્યનું ગ્રહણ કરવાથી અને અસત્યના ત્યાગથી નિશ્ચય પવિત્ર થાય છે. ( **क्षान्ति** ) અર્થાત્ નિન્દા-સ્તુતિ, સુખ-દુઃખ, શીતોષ્ણ, ક્ષુધા-તૃષા, હાનિ-લાભ, માન-અપમાન આદિ હર્ષ-શોક છોડીને ધર્મમાં દૃઢ નિશ્ચય રહેવું. ( **आर्जव** ) કોમલતા, નિરભિમાન, સરલતા, સરલસ્વભાવ રાખવો અને કુટિલતાદિ દોષ છોડી દેવા. ( **ज्ञानम्** ) સર્વ વેદાદિ શાસ્ત્રોને સાંગોપાંગ ભણીને ભણાવવાનું સામર્થ્ય, વિવેક અને સત્યનો નિર્ણય કરવો; જે વસ્તુ જેવી હોય તેવી અર્થાત્ જડને જડ, ચેતનને ચેતન જાણવી અને માનવી. ( **विज्ञानम्** ) પૃથ્વીથી લઈને પરમેશ્વર પર્યન્તના પદાર્થોને વિશેષતાથી જાણીને તેનો યોગ્ય ઉપયોગ લેવો. ( **आस्तिक्यम्** ) કદી વેદ, ઈશ્વર, મુક્તિ, પૂર્વ પરજન્મ, ધર્મ, વિદ્યા, સત્સંગ, માતા, પિતા, આચાર્ય અને અતિથિની સેવાને ન છોડવી અને તેની નિન્દા કદી પણ કરવી નહીં, એ પંદર કર્મ અને ગુણ બ્રાહ્મણ વર્ણસ્થ મનુષ્યોમાં અવશ્ય હોવાં જોઈએ. ॥૨॥ ક્ષત્રિય :-

**प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च ।**

**विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥** -मनु० ( १.८९ ॥)

ન્યાયથી પ્રજાની રક્ષા અર્થાત્ પક્ષપાત છોડીને શ્રેષ્ઠોનો સત્કાર અને દુષ્ટોનો તિરસ્કાર કરવો, સર્વ પ્રકારથી સર્વનું પાલન, ( **दान** ) વિદ્યા, ધર્મની પ્રવૃત્તિ અને સુપાત્રોની સેવામાં ધનાદિ પદાર્થોનો વ્યય કરવો, ( **इज्या** ) અગ્નિહોત્રાદિ યજ્ઞ કરવા, ( **अध्ययन** ) વેદાદિ શાસ્ત્રો ભણવાં અને ભણાવવાં અને ( **विषयेषु** ) વિષયોમાં ન ફસીને જિતેન્દ્રિય રહી સદા શરીર અને આત્માથી બલવાન રહેવું. ॥૧॥

(**शौर्य**) સેંકડો કે સહસ્રોની સાથે પણ યુદ્ધ કરવામાં એકલાને ભય ન થવો, (**तेजः**) સદા તેજસ્વી અર્થાત્ દીનતા રહિત પ્રગલ્ભ દૃઢ રહેવું, (**धृति**) ધૈર્યવાન હોવું, (**दाक्ष्य**) રાજા અને પ્રજા સમ્બન્ધી વ્યવહાર અને સર્વ શાસ્ત્રોમાં અતિ ચતુર થવું, (**युद्धे**) યુદ્ધમાં પણ દૃઢ અને નિઃશંક રહીને તેનાથી કદી પણ પાછા ન હઠવું, ન નાસવું અર્થાત્ એ પ્રકારે યુદ્ધ કરવું કે જેથી નિશ્ચિત વિજય થાય, જો પોતે બચે, જો ભાગી છૂટવાથી કે શત્રુઓને દગો દેવાથી જીત થતી હોય, તો તેમ પણ કરવું, (**दान**) દાનશીલતા રાખવી, (**ईश्वरभाव**) પક્ષપાત રહિત થઈ સર્વની સાથે યથાયોગ્ય વર્તવું, વિચારીને આપવું, પ્રતિજ્ઞા પૂરી કરવી, તેનો કદી ભંગ થવા દેવો નહીં- એ અગિયાર ક્ષત્રિય વર્ણનાં કર્મ અને ગુણ છે. ।૨। વૈશ્ય :-

**पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च ।**
**वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥** -मनु० (१.९०)

(**पशुरक्षा**) ગાય આદિ પશુઓનું પાલન અને વર્દ્ધન કરવું, (**दान**) વિદ્યા અને ધર્મની વૃદ્ધિ કરવા તથા કરાવવા માટે ધનાદિનો વ્યય કરવો, (**इज्या**) અગ્નિહોત્ર આદિ યજ્ઞોનું કરવું, (**अध्ययन**) વેદાદિ શાસ્ત્રોનું ભણવું, (**वणिक्पथ**) સર્વ પ્રકારનો વ્યાપાર કરવો, (**कुसीद**) સેંકડે ચાર, છ, આઠ, બાર, સોળ કે વીસ આનાથી અધિક વ્યાજ અને મુદ્દલથી બમણાં અર્થાત્ એક રૂપિયો આપ્યો હોય તો સો વર્ષમાં પણ બે રૂપિયાથી અધિક ન લેવા અને ન આપવા અને (**कृषि**) ખેતી કરવી એ વૈશ્યના ગુણ અને કર્મ છે. શૂદ્ર :-

**एकमेव हि शूद्रस्य प्रभुः कर्म समादिशत् ।**
**एतेषामेव वर्णानाम् शुश्रूषामनसूयया ॥** -मनु० (१.९१)

શૂદ્રને યોગ્ય છે કે નિન્દા, અભિમાન આદિ દોષોને છોડીને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોની સેવા યથાવત્ કરવી અને તેનાથી જ પોતાનો નિર્વાહ કરવો, એ જ એક શૂદ્રનાં ગુણ અને કર્મ છે.

આ સંક્ષેપથી વર્ણોનાં ગુણ અને કર્મ લખ્યાં. જે જે પુરુષોમાં જે જે વર્ણનાં ગુણ-કર્મ હોય, તે તે વર્ણનો અધિકાર તેને આપવો. એવી વ્યવસ્થા રાખવાથી સર્વ મનુષ્ય ઉન્નતિશીલ બને છે, કેમ કે ઉત્તમ વર્ણોને ભય રહેશે કે જો અમારાં સન્તાન મૂર્ખત્વાદિ દોષયુક્ત નીવડશે, તો શૂદ્ર બની જશે, અને સન્તાન પણ ડરતાં રહેશે કે જો અમે ઉક્ત ચાલચલન અને વિદ્યાયુક્ત ન બનીશું તો શૂદ્ર થવું પડશે. અને એથી નીચ વર્ણને ઉત્તમ વર્ણસ્થ થવાને માટે ઉત્સાહ પણ વધશે.

વિદ્યા અને ધર્મ પ્રચારનો અધિકાર બ્રાહ્મણને આપવો કેમ કે પૂર્ણ વિદ્યાવાન અને ધાર્મિક હોવાથી તે કામને યથાયોગ્ય કરી શકે છે. ક્ષત્રિયોને રાજ્યનો અધિકાર આપવાથી કદી રાજ્યની હાનિ કે વિઘ્ન થતું નથી. પશુપાલનાદિનો અધિકાર વૈશ્યોને જ હોવો યોગ્ય છે. કેમકે એ કામને એ લોકો સારી રીતે કરી શકે છે. શૂદ્રને સેવાનો અધિકાર એટલા માટે છે કે તે વિદ્યારહિત મૂર્ખ હોવાથી વિજ્ઞાન સમ્બન્ધી કાર્ય કાંઈ પણ કરી શકતા નથી પરન્તુ શરીરનાં સર્વ કામ કરી શકે છે. આ પ્રકારે વર્ણોને પોતપોતાનાં અધિકારમાં પ્રવૃત્ત કરવા એ રાજા આદિ સભ્યજનોનું કામ છે.



**ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथाऽसुरः ।**
**गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥** -मनु० (३.२१)

વિવાહ આઠ પ્રકારના હોય છે. (૧) બ્રાહ્મ, (૨) દૈવ, (૩) આર્ષ, (૪) પ્રાજાપત્ય, (૫) આસુર, (૬) ગાન્ધર્વ, (૭) રાક્ષસ અને (૮) પૈશાચ. આ વિવાહોની એવી વ્યવસ્થા છે કે વર-કન્યા બન્ને યથાવત્

બ્રહ્મચર્યથી પૂર્ણ વિદ્વાન, ધાર્મિક અને સુશીલ હોય, તેમનો પરસ્પર પ્રસન્નતાપૂર્વક વિવાહ થવો તે **બ્રાહ્મ** કહેવાય છે. વિસ્તૃત યજ્ઞ કરવામાં ઋત્વિક્કર્મ કરનારા જામાતાને અલંકારયુક્ત કન્યાનું દાન કરવું તે **દૈવ**. વર પાસે કાંઈ લઈ વિવાહ કરવો તે **આર્ષ**. ઉભયનો વિવાહ ધર્મવૃદ્ધિને અર્થે થવો તે **પ્રાજાપત્ય**. વર અને કન્યાને કાંઈ આપી વિવાહ કરવો તે **આસુર**. અનિયમ, અસમયે કોઈ કારણથી વર-કન્યાનો ઇચ્છાપૂર્વક પરસ્પર સંયોગ થવો તે **ગાન્ધર્વ**. યુદ્ધ કરી બળાત્કારે અર્થાત્ છીનવી, ઝૂંટવી કે કપટથી કન્યાનું ગ્રહણ કરવું તે **રાક્ષસ**. શયન કે મદ્યાદિપાન કરેલી ગાંડી કન્યાનો બળાત્કારે સંયોગ કરવો તે **પૈશાચ** વિવાહ કહેવાય છે.

આ સર્વ વિવાહોમાં બ્રાહ્મ વિવાહ **સર્વોત્કૃષ્ટ**; દૈવ (અને પ્રાજાપત્ય) **મધ્યમ**; આર્ષ, આસુર અને ગાન્ધર્વ **નિકૃષ્ટ**; રાક્ષસ **અધમ** અને પૈશાચ **મહાભ્રષ્ટ** છે. આથી એ જ નિશ્ચય રાખવો જોઈએ કે કન્યા અને વરના વિવાહની પૂર્વે એકાન્તમાં તેમનો મેળાપ ન થવો જોઈએ. કેમ કે યુવાવસ્થામાં સ્ત્રી-પુરુષનો એકાન્તવાસ થવો એ દૂષણકારક છે. પરન્તુ જ્યારે કન્યા અથવા વરનો વિવાહ સમય થાય, અર્થાત્ જ્યારે એક વર્ષ અથવા છ માસ બ્રહ્મચર્યાશ્રમ અને વિદ્યા પૂરી થવામાં શેષ રહે, ત્યારે તે કન્યા અને કુમારોનાં પ્રતિબિમ્બ અર્થાત્ જેને "ફોટોગ્રાફ" કહે છે, અથવા પ્રતિકૃતિ ઉતારી, કન્યાઓની અધ્યાપિકાઓની પાસે કુમારોની, અને કુમારોના અધ્યાપકો પાસે કન્યાઓની પ્રતિકૃતિ મોકલી આપવી. જેનું જેનું રૂપ મળે તેનો તેનો ઇતિહાસ અર્થાત્ જન્મથી લઈ તે દિવસ પર્યન્ત જન્મચરિત્રનું પુસ્તક હોય, તે અધ્યાપકો મંગાવી જુએ. જ્યારે ઉભયનાં ગુણ-કર્મ, સ્વભાવ સદૃશ હોય, ત્યારે જેની જેની સાથે, જેનો જેનો વિવાહ થવો યોગ્ય સમજે, તે તે પુરુષ અને કન્યાનાં પ્રતિબિમ્બ અને ઇતિહાસ કન્યા અને કુમારના હાથમાં આપે, અને કહે કે એ વિષે તમારો જે અભિપ્રાય હોય તેની અમને જાણ કરો.

જ્યારે તે ઉભયનો નિશ્ચય પરસ્પર વિવાહ કરવાનો થઈ જાય ત્યારે તે ઉભયનો સમાવર્તન એક જ સમયમાં કરવો. જો તે ઉભય અધ્યાપકોની સમક્ષ વિવાહ કરવા ઇચ્છે તો ત્યાં અને નહીં તો કન્યાનાં માતા-પિતાના ઘરમાં વિવાહ થવો યોગ્ય છે. જ્યારે તે સમક્ષ હોય ત્યારે તે અધ્યાપકો કે કન્યાનાં માતા-પિતા આદિ ભદ્ર પુરુષોની સમક્ષ એ બન્નેની પરસ્પર વાતચીત અને શાસ્ત્રાર્થ કરાવવો અને જો કાંઈ ગુપ્ત વ્યવહાર પૂછે તે પણ સભામાં લખી એકબીજાના હાથમાં આપી પ્રશ્નોત્તર કરી લેવા.

જ્યારથી બન્નેનો વિવાહ કરવામાં દૃઢ પ્રેમ થઈ જાય, ત્યારથી તેમના ખાનપાનનો ઉત્તમ પ્રબંધ કરવો જોઈએ કે જેથી તેમનું શરીર જે પૂર્વે બ્રહ્મચર્ય અને વિદ્યાધ્યયનરૂપ તપશ્ચર્યા અને કષ્ટથી દુર્બળ થયું હોય છે, તે ચન્દ્રમાની કલા સમાન વધીને થોડા દિવસોમાં પુષ્ટ થઈ જાય.

પશ્ચાત્ જે દિવસે કન્યા રજસ્વલા થઈને જ્યારે શુદ્ધ થાય, ત્યારે વેદી અને મંડપ રચી, અનેક સુગન્ધ્યાદિ દ્રવ્ય અને ઘૃતાદિનો હોમ તથા અનેક વિદ્વાન પુરુષ અને સ્ત્રીઓનો યથાયોગ્ય સત્કાર કરે. પશ્ચાત્ જે દિવસે ઋતુદાન દેવાનું યોગ્ય સમજે તે દિવસે **સંસ્કારવિધિ** પુસ્તકસ્થ વિધિ અનુસાર સર્વ કર્મ કરીને મધ્યરાત્રિ કે દશ વાગે અતિ પ્રસન્નતાથી સર્વ સમક્ષ પાણિગ્રહણપૂર્વક વિવાહની વિધિને પૂરી કરીને એકાન્ત સેવન કરે.

પુરુષ વીર્યસ્થાપન અને સ્ત્રી વીર્યાકર્ષણની જે વિધિ છે તે અનુસાર બન્ને કરે. જ્યાં સુધી બને ત્યાં સુધી બ્રહ્મચર્યના વીર્યને વ્યર્થ ન જવા દે, કેમકે વીર્ય અને રજથી જે શરીર ઉત્પન્ન થાય છે તે અપૂર્વ ઉત્તમ સન્તાન બને છે. જ્યારે વીર્યનો ગર્ભાશયમાં પડવાનો સમય થાય તે સમયે સ્ત્રી અને પુરુષ બંને સ્થિર અને નાસિકાની સામે નાસિકા, નેત્રની સામે નેત્ર, અર્થાત્ સીધું શરીર અને અત્યન્ત પ્રસન્નચિત્ત રહે, ડગે નહીં. પુરુષ પોતાના

શરીરને તે સમયે ઢીલું રાખે અને સ્ત્રી વીર્યપ્રાપ્તિ સમયે અપાન વાયુને ઉપર ખેંચી યોનીને સંકોચી વીર્યનું ઉપર આકર્ષણ કરી તેને ગર્ભાશયમાં સ્થિત કરે. પશ્ચાત્ બન્ને શુદ્ધ જળથી સ્નાન કરે.*

ગર્ભસ્થિતિ થવાનું પરિજ્ઞાન વિદુષી સ્ત્રીને તો તે સમયે જ થઈ જાય છે પરન્તુ એનો નિશ્ચય એક માસ પશ્ચાત્ રજસ્વલા ન થવાથી સર્વને થઈ જાય છે. ગર્ભસ્થાપન કર્યા પછી સૂંઠ, કેશર, અસગન્ધ, નાની એલચી અને સાલમમિશ્રી નાખીને જે પ્રથમથી તૈયાર કરી રાખેલું ઠંડું દૂધ હોય તેને ઇચ્છા મુજબ બન્ને પીએ, પછી અલગ અલગ પોત-પોતાની શય્યામાં શયન કરે. આ જ વિધિ જ્યારે જ્યારે ગર્ભધાન ક્રિયા કરે ત્યારે ત્યારે કરવી ઉચિત છે.

જ્યારે મહિના ભરમાં રજસ્વલા ન થવાથી ગર્ભસ્થિતિનો નિશ્ચય થઈ જાય ત્યારથી એક વર્ષ પર્યન્ત સ્ત્રી-પુરુષનો સમાગમ કદી ન થવો જોઈએ. કેમકે એમ કરવાથી સન્તાન ઉત્તમ થાય છે અને પુનઃ બીજું સન્તાન પણ તેવું જ થાય છે. અન્યથા વીર્ય વ્યર્થ જાય છે, ને આયુ ઘટી જાય છે અને અનેક પ્રકારના રોગો થાય છે. પરન્તુ ઉપરથી ભાષણાદિ પ્રેમયુક્ત વ્યવહાર તો બન્નેએ અવશ્ય રાખવો જોઈએ.

પુરુષ વીર્યની સ્થિતિ અને સ્ત્રી ગર્ભની રક્ષા અને ભોજન-છાદન એવા પ્રકારનું કરે કે જેથી પુરુષનું વીર્ય સ્વપ્નમાં પણ નષ્ટ ન થાય અને ગર્ભમાં બાળકનું શરીર અત્યુત્તમ રૂપ, લાવણ્ય, પુષ્ટિ, બલ, પરાક્રમયુક્ત થઈ દસમે મહીને તેનો જન્મ થાય. વિશેષ એની રક્ષા ચોથા મહિનાથી અને અતિ વિશેષ આઠમા મહિનાથી આગળ કરવી જોઈએ. ગર્ભવતી સ્ત્રી રેચક, રુક્ષ, માદક દ્રવ્ય, તથા બુદ્ધિ અને બળનાશક પદાર્થોનાં ભોજનાદિનું સેવન ન કરે. કિન્તુ ઘી, દૂધ, ઉત્તમ ચોખા, ઘઉં, મગ અડદ આદિ અન્ન-પાન અને દેશ-કાલનું પણ યુક્તિપૂર્વક સેવન કરે. ગર્ભમાં બે સંસ્કાર એક ચોથા મહિનામાં પુંસવન અને બીજો આઠમા મહિને સીમન્તોન્નયન વિધિપૂર્વક કરે.

જ્યારે સન્તાનનો જન્મ થાય ત્યારે સ્ત્રી અને બાળકના શરીરની રક્ષા બહુ સાવધાનીથી કરવી અર્થાત્ સૂંઠીપાક અથવા સૌભાગ્યસૂંઠીપાક પ્રથમથી જ બનાવી રાખે. તે સમયે સુગન્ધિયુક્ત ઉષ્ણ જળ કે જે થોડુંક જ ઉષ્ણ રહ્યું હોય, તેથી સ્ત્રી સ્નાન કરે અને બાળકને પણ સ્નાન કરાવે. તત્પશ્ચાત્ નાડીછેદન અર્થાત્ બાળકની નાભિના મૂળમાં એક કોમળ સૂતર બાંધીને ચાર આંગળ રહેવા દઈ, ઉપરથી કાપી નાંખે, એને એવી રીતે બાંધે કે જેથી શરીરમાંથી રુધિરનું એક બિન્દુ પણ જવા ન પામે.

પશ્ચાત્ તે પ્રસુતિસ્થાનને શુદ્ધ કરી તેના દ્વારની અંદર સુગંધાદિયુક્ત ઘૃતાદિનો હોમ કરે. તત્પશ્ચાત્ સન્તાનના કાનમાં પિતા **"वेदोऽसीति"** અર્થાત્ તારું નામ વેદ છે, એમ સંભળાવી ઘી અને મધને મેળવી સોનાની સળીથી જીભ ઉપર **"ओ३म्"** અક્ષર લખી, મધ અને ઘૃતને તે જ સળીથી ચટાડે. પશ્ચાત્ તેની માતાને આપી દે. જો દૂધ પીવા ચાહે તો તેની માતા ધવડાવે. જો તેની માતાને દૂધ ન આવતું હોય તો કોઈ અન્ય સ્ત્રીની પરીક્ષા કરીને તેનું દૂધ ધવડાવવું. પશ્ચાત્ અન્ય શુદ્ધ ઓરડામાં કે જ્યાંનો વાયુ શુદ્ધ હોય તેમાં સુગન્ધિત ઘીનો હોમ પ્રાતઃ અને સાયંકાલ કર્યા કરે, અને તેમાં જ પ્રસૂતા સ્ત્રી તથા બાળકને રાખે.

બાળક છ દિવસ સુધી માતાનું દૂધ ધાવે. અને સ્ત્રી પણ પોતાના શરીરની પુષ્ટિ અર્થે અનેક પ્રકારનાં ઉત્તમ ભોજન કરે અને યોનિસંકોચાદિ પણ કરે. છઠ્ઠે દિવસે સ્ત્રી બહાર નીકળે અને સન્તાનને દૂધ ધવડાવવા માટે ધાયી રાખે. તેને શ્રેષ્ઠ ખાનપાન કરાવે. તે સન્તાનને દૂધ પિવડાવ્યા કરે અને પાલન પણ કરે, પરન્તુ તેની માતા બાળક ઉપર પૂરી નજર રાખે, કોઈ પ્રકારનો અનુચિત વ્યવહાર તેના પાલનમાં ન થાય. સ્ત્રી દૂધ બંધ

* આ વાત રહસ્યની છે, એટલા માટે આટલાથી જ સમગ્ર વાતો સમજી લેવી જોઈએ. વિશેષ લખવું ઉચિત નથી.

કરવા અર્થે સ્તનના અગ્ર ભાગ પર એવો લેપ કરે કે જેથી દૂધ સ્રવિત ન થાય. એ જ પ્રકારે ખાન-પાનનો વ્યવહાર પણ યથાયોગ્ય રાખે.

પશ્ચાત્ નામકરણાદિ સંસ્કાર "સંસ્કારવિધિ"ની રીતે યથાસમય કરતા રહેવું. જ્યારે સ્ત્રી પુન: રજસ્વલા થાય ત્યારે શુદ્ધ થયા પશ્ચાત્ એ જ પ્રકારે ઋતુદાન કરવું.

**ऋतुकालाभिगामी स्यात्स्वदारनिरतः सदा ।**
**ब्रह्मचर्येव भवति यत्र तत्राश्रमे वसन् ॥** -मनु० (३.५०)

જે પોતાની જ સ્ત્રીથી પ્રસન્ન અને ઋતુગામી રહે છે, તે ગૃહસ્થ પણ બ્રહ્મચારી સદૃશ છે.

**सन्तुष्टो भार्यया भर्त्ता भर्त्रा भार्या तथैव च । यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥ १ ॥**
**यदि हि स्त्री न रोचेत पुमांसन्न प्रमोदयेत् । अप्रमोदात्पुनः पुंसः प्रजनं न प्रवर्तते ॥ २ ॥**
**स्त्रियां तु रोचमानायां सर्वं तद्रोचते कुलम् । तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥ ३ ॥**
-मनु० (३.६०,६२)

જે કુળમાં પત્નીથી પતિ અને પતિથી પત્ની સારી રીતે પ્રસન્ન રહે છે, તે કુળમાં સર્વ સૌભાગ્ય અને ઐશ્વર્ય નિવાસ કરે છે. જ્યાં કલહ હોય છે ત્યાં દૌર્ભાગ્ય અને દારિદ્રય સ્થિર થાય છે. ॥૧॥ જે સ્ત્રી પતિને પ્રીતિથી પ્રસન્ન નથી કરતી તો પતિના અપ્રસન્ન થવાથી તેને કામ ઉત્પન્ન થતો નથી. ॥૨॥ સ્ત્રીની પ્રસન્નતામાં સર્વ કુળ પ્રસન્ન થાય છે અને તેની અપ્રસન્નતામાં સર્વ અપ્રસન્ન અર્થાત્ દુ:ખદાયક થઈ જાય છે. ॥૩॥

**पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा । पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥ १ ॥**
**यत्र नार्य्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राऽफलाः क्रियाः ॥ २ ॥**
**शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् । न शोचन्ति तु यत्रैता वर्द्धते तद्धि सर्वदा ॥ ३ ॥**
**तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः । भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥ ४ ॥**
-मनु० (३.५५,५७,५९)

પિતા, ભાઈ, પતિ અને દિયરનું કર્તવ્ય છે કે તેને સત્કારપૂર્વક આભૂષણાદિથી પ્રસન્ન રાખે. જેને બહુ કલ્યાણની ઈચ્છા હોય તે તેમ કરે. ॥૧॥ જે ઘરમાં સ્ત્રીઓનો સત્કાર થાય છે, તેમાં વિદ્યાયુક્ત પુરુષ ઉત્પન્ન થઈ, દેવ સંજ્ઞા ધરાવી, આનન્દથી ક્રીડા કરે છે અને જે ઘરમાં સ્ત્રીઓનો સત્કાર થતો નથી ત્યાં સર્વ ક્રિયા નિષ્ફળ થઈ જાય છે. ॥૨॥ જે ઘર કે કુળમાં સ્ત્રી શોકાતુર થઈને દુ:ખ પામે છે, તે કુળ શીઘ્ર નષ્ટ-ભ્રષ્ટ થઈ જાય છે. અને જે કુળમાં કે ઘરમાં સ્ત્રીઓ આનન્દથી ઉત્સાહ અને પ્રસન્નતાથી તૃપ્ત રહે છે તે કુળ સર્વદા વૃદ્ધિ પામતું જાય છે. ॥૩॥ એટલા માટે ઐશ્વર્યની કામના કરનારા મનુષ્યોને યોગ્ય છે કે સત્કાર અને ઉત્સવના સમયમાં ભૂષણ, વસ્ત્ર અને ભોજનાદિથી સ્ત્રીઓનો નિત્ય પ્રતિ સત્કાર કરે. ॥૪॥

એ વાત સદા ધ્યાનમાં રાખવી કે **પૂજા** શબ્દનો અર્થ સત્કાર છે. અને રાત-દિવસમાં જ્યારે જ્યારે પ્રથમ મળે કે પૃથક્ થાય ત્યારે ત્યારે એકબીજાને પ્રીતિપૂર્વક **नमस्ते** કરે.

**सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।**
**सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥** -मनु० (५.१५०)

સ્ત્રીને યોગ્ય છે કે અતિ પ્રસન્નતાથી ઘરનાં કાર્યોમાં ચતુરાઈ યુક્ત સર્વપદાર્થોનો ઉત્તમ સંસ્કાર અને ઘરની શુદ્ધિ રાખે, વ્યય કરવામાં અત્યન્ત ઉદાર ન રહે, અર્થાત્ યથાયોગ્ય ખર્ચ કરે, સર્વ વસ્તુઓ પવિત્ર રાખે, રસોઈ એવી રીતે બનાવે કે જે ઔષધિરૂપ બનીને શરીર અને આત્મામાં રોગને પ્રવેશ થવા ન દે. જે જે વ્યય થાય, તેનો હિસાબ બરાબર રાખે અને પતિ આદિને બતાવે. ઘરના નોકર-ચાકર પાસે યથાયોગ્ય કામ

દે અને ઘરના કોઈ પણ કામને બગડવા ન દે.

**स्त्रियो रत्नान्यथो विद्या सत्यं शौचं सुभाषितम् ।**
**विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥ -मनु० ( २.२४० )**

ઉત્તમ સ્ત્રી, જુદા જુદા પ્રકારનાં રત્ન, વિદ્યા, સત્ય, પવિત્રતા, શ્રેષ્ઠ ભાષણ અને જુદા જુદા પ્રકારની શિલ્પવિદ્યાને અર્થાત્ કારીગરીને સર્વ દેશ તથા સર્વ મનુષ્યો પાસેથી ગ્રહણ કરે.

**सत्यं ब्रूयात् प्रियं ब्रूयान्न ब्रूयात् सत्यमप्रियम् । प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥ १ ॥**
**भद्रं भद्रमिति ब्रूयाद् भद्रमित्येव वा वदेत् । शुष्कवैरं विवादं च न कुर्यात्केनचित्सह ॥ २ ॥**
**-मनु० ( ४.१३८, १३९ )**

સદા પ્રિય, સત્ય તથા હિતકારક બોલે, અપ્રિય સત્ય અર્થાત્ કાણાને કાણો ન કહે, અનૃત અર્થાત્ જૂઠું બીજાને પ્રસન્ન કરવા અર્થે પણ બોલે નહીં. ॥૧॥ સદા ભદ્ર અર્થાત્ સર્વને હિતકારી વચન બોલ્યા કરે; શુષ્ક વૈર અર્થાત્ વિના અપરાધ કોઈની સાથે વિરોધ કે વિવાદ કરે નહીં. ॥૨॥

જે જે અન્યને હિતકારી હોય અને નઠારું લાગે, છતાં પણ તે કહ્યા વિના ન રહેવું.

**पुरुषा बहवो राजन् सततं प्रियवादिनः ।**
**अप्रियस्य तु पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥ -उद्योगपर्व विदुरनीति. ॥ (म० उ० पर्व ३७.१५)**

હે ધૃતરાષ્ટ્ર! આ સંસારમાં અન્યને નિરન્તર પ્રસન્ન કરવા માટે પ્રિય બોલનાર પ્રશંસકો બહુ છે. પરન્તુ સાંભળવામાં અપ્રિય લાગે અને કલ્યાણકારક વચન હોય એવું બોલનાર અને શ્રવણ કરનાર પુરુષ તો દુર્લભ છે. કેમકે સત્પુરુષોને યોગ્ય છે કે મોંઢા પર બીજાનો દોષ કહેવો અને પોતાનો દોષ સાંભળવો, પરોક્ષમાં અન્યનો ગુણ સદા કહેવો; અને દુષ્ટોની એ જ રીતિ છે કે મોં સામે ગુણ કહેવો અને પરોક્ષમાં દોષોનો પ્રકાશ કરવો. જ્યાં સુધી મનુષ્ય બીજાથી પોતાનો દોષ નથી સાંભળતો, કે કહેનાર નથી કહેતો ત્યાં સુધી મનુષ્ય દોષોથી છૂટીને ગુણવાન બની શકતો નથી.

કોઈની નિન્દા કદી પણ ન કરવી જેમ કે :- **गुणेषु दोषारोपणमसूया अर्थात् दोषेषु गुणारोपणमप्यसूया । गुणेषु गुणारोपणं दोषेषु दोषारोपणं च स्तुतिः ।** જે ગુણોમાં દોષ અને દોષોમાં ગુણ લગાવવા તે નિન્દા અને ગુણોમાં ગુણો અને દોષોમાં દોષનું કથન કરવું તે સ્તુતિ કહેવાય છે. અર્થાત્ મિથ્યાભાષણનું નામ નિન્દા અને સત્યભાષણનું નામ સ્તુતિ છે.

**बुद्धिवृद्धिकराण्याशु धन्यानि च हितानि च । नित्यं शास्त्राण्यवेक्षेत निगमांश्चैव वैदिकान् ॥ १ ॥**
**यथा यथा हि पुरुषः शास्त्रं समधिगच्छति । तथा तथा विजानाति विज्ञानं चास्य रोचते ॥ २ ॥**
**-मनु० ( ४.१९.२० )**

જે શીઘ્ર બુદ્ધિ, ધન અને હિતની વૃદ્ધિ કરનારાં શાસ્ત્રો અને વેદ છે તેને નિત્ય સાંભળે અને સંભળાવે, બ્રહ્મચર્યાશ્રમમાં જે શીખ્યા હોય, તેને સ્ત્રી-પુરુષ નિત્ય વિચાર્યા કરે અને બીજાને શીખવ્યા કરે. ॥૧॥

કેમ કે જેમ જેમ મનુષ્ય શાસ્ત્રોને યથાવત્ જાણે છે તેમ તેમ તે વિદ્યાનું વિજ્ઞાન વધતું જાય છે અને તેમાં રુચિ વધતી રહે છે. ॥૨॥

**ऋषियज्ञं देवयज्ञं भूतयज्ञं च सर्वदा । नृयज्ञं पितृयज्ञं च यथाशक्ति न हापयेत् ॥ १ ॥**
**अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञश्च तर्पणम् । होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम् ॥ २ ॥**
**स्वाध्यायेनार्चयेतर्षीन् होमैर्देवान् यथाविधि । पितृन् श्राद्धैश्च नृनन्नैर्भूतानि बलिकर्मणा ॥ ३ ॥**
**-मनु० ( ४.२१; ३.७०; ३.८१ )**

જે બે યજ્ઞ બ્રહ્મચર્યમાં લખી આવ્યા તે અર્થાત્ એક વેદાદિ શાસ્ત્રો ભણવાં-ભણાવવાં અને સંધ્યોપાસન તથા યોગાભ્યાસ કરવાં, બીજો દેવયજ્ઞ, વિદ્વાનોનો સંગ, સેવા, પવિત્રતા, દિવ્યગુણોનું ધારણ, દાતૃત્વ અને વિદ્યાની ઉન્નતિ કરવી-આ બન્ને યજ્ઞ સાયં- પ્રાતઃ કરવાના હોય છે.

**सांय सायं गृहपतिर्नो अग्निं प्रातःप्रातः सौमनसस्य दाता ॥ १ ॥**

**प्रातःप्रातर्गृहपतिर्नो अग्निं सायंसायं सौमनसस्य दाता ॥ २ ॥**

-अथर्व० । कां० १९. अनु० ७. मं० ३.४ ॥

**तस्मादहोरात्रस्य संयोगे ब्राह्मणः सन्ध्यामुपासीत ।**

**उद्यन्तमस्तं यान्तमादित्यमभिध्ययन् ॥ ३ ॥** -ब्राह्मणे ( षड्विंशब्राह्मणे प्र० ४. खं० ५ )

**न तिष्ठति तु यः पूर्वां नोपास्ते यस्तु पश्चिमाम् ।**

**स साधुभिर्बहिष्कार्यः सर्वस्माद् द्विजकर्मणः ॥ ४ ॥** -मनु० ( २.१०३ )

જે સન્ધ્યાકાળમાં હોમ થાય છે તે હુતદ્રવ્ય પ્રાતઃ કાલ સુધી વાયુશુદ્ધિ દ્વારા સુખકારી થાય છે. ॥૧॥ અગ્નિમાં જે પ્રાતઃકાળે હોમ કરવામાં આવે છે તે હુતદ્રવ્ય સાયંકાલ સુધી વાયુશુદ્ધિ દ્વારા બલ, બુદ્ધિ અને આરોગ્યકારક થાય છે. ॥૨॥ એટલા માટે રાત અને દિવસની સન્ધિ સમયે અર્થાત્ સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયમાં પરમેશ્વરનું ધ્યાન અને અગ્નિહોત્ર અવશ્ય કરવાં જોઈએ. ॥૩॥ અને જે આ ઉભય કાર્યો સાયં-પ્રાતઃકાળમાં ન કરે, તેને સજ્જન લોક સર્વ દ્વિજ કર્મોથી બાહર કાઢી મૂકે અર્થાત્ તેને શૂદ્રવત્ સમજે. ॥૪॥

**પ્રશ્ન** - ત્રિકાલ સન્ધ્યા કેમ ન કરવી ?

**ઉત્તર** - ત્રણ સમય સન્ધિ થતી નથી. પ્રકાશ અને અંધકારની સન્ધિ પણ સાયં-પ્રાતઃ એ બે જ વેળાએ થાય છે, જે એને ન માનીને મધ્યાહ્ન કાળમાં ત્રીજી સંધ્યાને માને, તે મધ્યરાત્રિએ પણ સંધ્યોપાસન કેમ ન કરે ? જો મધ્યરાત્રિએ પણ કરવા ઇચ્છે તો પ્રહર-પ્રહર, ઘડી-ઘડી, પલ-પલ, ક્ષણ-ક્ષણની પણ સન્ધિ થાય છે, તે સમયે પણ સંધ્યોપાસન કર્યા કરે. જો એમ કરવા ચાહે તો પણ બની શકતું નથી. અને કોઈ શાસ્ત્રનું પ્રમાણ પણ મધ્યાહ્ન સંધ્યા માટે નથી. એ માટે બન્ને કાળમાં સંધ્યા અને અગ્નિહોત્ર કરવાં સમુચિત છે, ત્રીજા સમયમાં નહીં, અને જે ત્રિકાલ ગણાય છે, તે ભૂત, ભવિષ્યત્ અને વર્તમાનના ભેદથી છે, પણ સંધ્યોપાસનના ભેદથી નહીં.

ત્રીજો **પિતૃયજ્ઞ** - અર્થાત્ જેમાં દેવ જે વિદ્વાન્, ઋષિ, ભણવા-ભણાવવાનું કામ કરનારા, પિતર જે માતા પિતા આદિ વૃદ્ધ જ્ઞાની અને પરમયોગીઓની સેવા કરવી. પિતૃયજ્ઞના ના બે ભેદ છે, એક શ્રાદ્ધ અને બીજું તર્પણ. શ્રાદ્ધ અર્થાત્ શ્રત્ સત્યનું નામ છે. **श्रत्सत्यं दधाति यया क्रियया सा श्रद्धा । श्रद्धया यत् क्रियते तच्छ्राद्धम् ॥** જે ક્રિયાથી સત્યનું ગ્રહણ કરવામાં આવે છે, તે તેને શ્રદ્ધા કહે છે અને જે શ્રદ્ધાથી કર્મ કરવામાં આવે છે, તેનું નામ શ્રાદ્ધ છે. અને **तृप्यन्ति तर्पयन्ति येन पितृन् तत्तर्पणम् ॥** જે જે કર્મથી તૃપ્ત અર્થાત્ વિદ્યમાન માતા-પિતાદિ પિતર પ્રસન્ન થાય અને પ્રસન્ન કરવામાં આવે, તેનું નામ તર્પણ છે. પરન્તુ એ જીવતાંને માટે છે. મૃત્યુ પામેલાને માટે નથી.

**ओं ब्रह्मादयो देवास्तृप्यन्ताम् । ब्रह्मादिदेवपत्न्यस्तृप्यन्ताम् ।**

**ब्रह्मादिदेवसुतास्तृप्यन्ताम् । ब्रह्मादिदेवगणास्तृप्यन्ताम् ॥ -इति देवतर्पणम् ॥**

**विद्वांसो हि देवाः ॥** આ શતપથ બ્રાહ્મણ(૩.૭.૯.૧૦)નું વચન છે. જે વિદ્વાન્ છે, તેને જ દેવ કહેવામાં આવે છે. જે સાંગોપાંગ ચારે વેદોના જ્ઞાતા હોય તેનું નામ બ્રહ્મા છે. જે એથી ન્યૂન હોય, તેનું નામ

દેવ અર્થાત્ વિદ્વાન્ છે. તેમના જેવી વિદુષી સ્ત્રી તે **બ્રહ્માણી** અને દેવી કહેવાય છે. તેના સરખા પુત્ર અને શિષ્ય તથા તેના જેવા જ તેના ગણ અર્થાત્ સેવક હોય, તેની જે સેવા કરવી, તેનું નામ **શ્રાદ્ધ** અને **તર્પણ** છે.

॥ अथर्षि-तर्पणम् ॥

**ओं मरीच्यादय ऋषयस्तृप्यन्ताम् । मरीच्याद्यृषिपत्न्यस्तृप्यन्ताम् । मरीच्याद्यृषिसुतास्तृप्यन्ताम् । मरीच्याद्यृषिगणास्तृप्यन्ताम् ॥ -इति ऋषितर्पणम् ॥**

જે બ્રહ્માના પ્રપૌત્ર મરીચિવત્ વિદ્વાન્ થઈને ભણાવે, અને તેના જેવી જ વિદ્યાયુક્ત તેની સ્ત્રીઓ-કન્યાઓને વિદ્યાદાન આપે, તેના જેવા પુત્ર અને શિષ્ય, તથા તેના સમાન તેના સેવક હોય, તેનું સેવન અને સત્કાર કરવો, એ 'ઋષિતર્પણ' છે.

॥ अथ पितृतर्पणम् ॥

**ओं सोमसदः पितरस्तृप्यन्ताम् । अग्निष्वात्ताः पितरस्तृप्यन्ताम् । बर्हिषदः पितरस्तृप्यन्ताम् । सोमपाः पितरस्तृप्यन्ताम् । हविर्भुजः पितरस्तृप्यन्ताम् । आज्यपाः पितरस्तृप्यन्ताम् । [ सुकालिनः पितरस्तृप्यन्ताम् ।] यमादिभ्यो नमः यमादींस्तर्पयामि । पित्रे स्वधा नमः पितरं तर्पयामि । पितामहाय स्वधा नमः पितामहं तर्पयामि । [ प्रपितामहाय स्वधा नमः प्रपितामहं तर्पयामि ।] मात्रे स्वधा नमो मातरं तर्पयामि । पितामह्यै स्वधा नमः पितामहीं तर्पयामि । [ प्रपितामह्यै स्वधा नमः प्रपितामहीं तर्पयामि ।] स्वपत्न्यै स्वधा नमः स्वपत्नीं तर्पयामि । सम्बन्धिभ्यः स्वधा नमः सम्बन्धिनस्तर्पयामि । सगोत्रेभ्यः स्वधा नमः सगोत्रांस्तर्पयामि । -इति पितृतर्पणम् ॥**

**ये सोमे जगदीश्वरे पदार्थविद्यायां च सीदन्ति ते सोमसदः ।** જે પરમાત્મા અને પદાર્થવિદ્યામાં નિપુણ હોય, તે 'સોમસદ', **यैरग्नेर्विद्युतो विद्या गृहीता ते अग्निष्वात्ताः ॥** જે અગ્નિ અર્થાત્ વિદ્યુત આદિ પદાર્થોના જ્ઞાતા હોય, તે અગ્નિષ્વાત્ત **ये बर्हिषि उत्तमे व्यवहारे सीदन्ति ते बर्हिषदः ।** જે ઉત્તમ વિદ્યાવૃદ્ધિયુક્ત વ્યવહારમાં સ્થિત હોય, તે **બર્હિષદ** કહેવાય છે. **ये सोममैश्वर्यमोषधीरसं वा पान्ति पिबन्ति वा ते सोमपाः ।** જે ઐશ્વર્યના રક્ષક અને મહૌષધિ રસનું પાન કરવાથી રોગરહિત અને અન્યના ઐશ્વર્યના રક્ષક અને ઔષધિ આપીને રોગનો નાશ કરનાર હોય, તે **સોમપા** કહેવાય છે. **ये हविर्होतुमत्तुमर्हं भुञ्जते भोजयन्ति वा ते हविर्भुजः ।** જે માદક અને હિંસાકારક દ્રવ્યોને છોડીને ભોજન કરનાર હોય, તે હવિર્ભુજ કહેવાય છે. **य आज्यं ज्ञातुं प्राप्तुं वा योग्यं रक्षन्ति वा पिबन्ति त आज्यपाः ।** જે જાણવા યોગ્ય વસ્તુના રક્ષક અને ઘૃત-દુગ્ધાદિ ખાનાર અને પીનાર હોય તે આજ્યપા કહેવાય છે. **शोभनः कालो विद्यते येषान्ते सुकालिनः ।** જેમને સારો ધર્મ કરવાને સુખરૂપ સમય હોય તે **સુકાલિન્** કહેવાય છે. **ये दुष्टान्यच्छन्ति निगृह्णन्ति ते यमा न्यायाधीशाः ।** જે દુષ્ટોને દણ્ડ અને શ્રેષ્ઠોનું પાલન કરનાર ન્યાયકારી હોય તે **યમ** કહેવાય છે. **यः पाति स पिता ।** જે સન્તાનોના અન્ન અને સત્કારથી રક્ષક અથવા જનક હોય, તે **પિતા** કહેવાય છે. **पितुः पिता पितामहः, पितामहस्य पिता प्रपितामहः ।** જે પિતાના પિતા હોય તે **પિતામહ** અને જે પિતામહના પિતા હોય તે **પ્રપિતામહ** કહેવાય છે. **या मानयति सा माता ।** જે અન્ન અને સત્કારોથી સન્તાનોનું માન કરે, તે **માતા** કહેવાય છે. **या पितुर्माता सा पितामही, पितामहस्य माता प्रपितामही ।** જે પિતાની માતા હોય તે **પિતામહી**, અને પિતામહની માતા હોય તે **પ્રપિતામહી** કહેવાય છે. પોતાની સ્ત્રી, ભગિની, સમ્બન્ધી, એક ગોત્ર તથા અન્ય કોઈ ભદ્ર પુરુષ કે વૃદ્ધ હોય એ સર્વને અત્યન્ત શ્રદ્ધાથી ઉત્તમ અન્ન, વસ્ત્ર, સુન્દર વાહન આદિ આપી, સારી રીતે તૃપ્ત કરવાં અર્થાત્ જે જે કર્મથી તેમનો આત્મા તૃપ્ત થાય અને શરીર સ્વસ્થ રહે, તે તે કર્મથી પ્રીતિપૂર્વક તેમની સેવા કરવી, તે **શ્રાદ્ધ** અને **તર્પણ** કહેવાય છે.

**ચોથો વૈશ્વદેવ** - અર્થાત્ જ્યારે ભોજન સિદ્ધ થાય, ત્યારે જે કાંઈ ભોજનાર્થ બન્યું હોય, તેમાંથી ખાટાં

અને લવણાન્ન તથા ક્ષારને છોડીને ઘૃત મિષ્ટયુક્ત અન્ન લઈ ચૂલાથી અગ્નિ અલગ કરી નિમ્નલિખિત મન્ત્રોથી આહુતિ અને ભાગ કરવો.

**वैश्वदेवस्य सिद्धस्य गृह्येऽग्नौ विधिपूर्वकम् ।**
**आभ्यः कुर्याद्देवताभ्यो ब्राह्मणो होममन्वहम् ॥** -मनु० (३.८४)

જે કાંઈ પાકશાળામાં ભોજનાર્થ બનાવ્યું હોય, તેને દિવ્ય ગુણો માટે તે જ પાકાગ્નિમાં નિમ્નલિખિત મન્ત્રોથી વિધિપૂર્વક હોમ નિત્ય કરવો. હોમ કરવાના મન્ત્રો :-

**ओम् अग्नये स्वाहा । सोमाय स्वाहा । अग्नीषोमाभ्यां स्वाहा । विश्वेभ्यो देवेभ्यः स्वाहा । धन्वन्तरये स्वाहा । कुह्वै स्वाहा । अनुमत्यै स्वाहा । प्रजापतये स्वाहा । सह द्यावापृथ्वीभ्यां स्वाहा । स्विष्टकृते स्वाहा ।**

આ પ્રત્યેક મન્ત્રથી પ્રજ્વલિત અગ્નિમાં એક એક વાર આહુતિ આપવી. એ પછી થાળી અથવા ભૂમિ પર પાદડું મૂકીને પૂર્વ દિશાદિ ક્રમાનુસાર યથાક્રમ આ મન્ત્રોથી ભાગ મૂકવો.

**ओं सानुगायेन्द्राय नमः । सानुगाय यमाय नमः । सानुगाय वरुणाय नमः । सानुगाय सोमाय नमः । मरुद्भ्यो नमः । अद्भ्यो नमः । वनस्पतिभ्यो नमः । श्रियै नमः । भद्रकाल्यै नमः । ब्रह्मपतये नमः । वास्तुपतये नमः । विश्वेभ्यो देवेभ्यो नमः । दिवाचरेभ्यो भूतेभ्यो नमः । नक्तञ्चारिभ्यो भूतेभ्यो नमः । सर्वात्मभूतये नमः ॥**

આ ભાગો, જો કોઈ અતિથિ હોય, તો તેને આપી જમાડી દેવા અથવા અગ્નિમાં નાંખવા. એ પછી લવણાન્ન અર્થાત્ દાળ, ભાત, શાક, રોટલી આદિ લઈને તેના છ ભાગ ભૂમિ પર રાખવા. એમાં પ્રમાણ :-

**शुनां च पतितानां च श्वपचां पापरोगिणाम् ।**
**वायसानां कृमीणां च शनकैर्निर्वपेद्भुवि ॥** -मनु० (३.९२)

આ પ્રકારે - **श्वभ्यो नमः । पतितेभ्यो नमः । श्वपग्भ्यो नमः । पापरोगिभ्यो नमः । वायसेभ्यो नमः । कृमिभ्यो नमः ॥** એવી રીતે મૂકીને પશ્ચાત્ કોઈ દુ:ખી, ભૂખ્યા પ્રાણીને અથવા કૂતરા-કાગડા આદિને ખવડાવી દેવું. અહીં "नमः" શબ્દનો અર્થ અન્ન અર્થાત્ કૂતરાં, પાપી, ચંડાલ, પાપરોગી, કાગડા અને કૃમિ અર્થાત્ કીડી આદિને અન્ન આપવું, એ મનુસ્મૃતિ આદિનો વિધિ છે.

હવન કરવાનું પ્રયોજન એ છે કે પાકશાલાસ્થ વાયુની શુદ્ધિ થવી અને જે અજ્ઞાત અદૃષ્ટ જીવોની હત્યા થાય છે, તેનો પ્રત્યુપકાર કરી દેવો.

હવે પાંચમી અતિથિસેવા. અતિથિ તેને કહે છે જેની કોઈ તિથિ નિશ્ચિત ન હોય અર્થાત્ અકસ્માત ધાર્મિક, સત્યોપદેશક, સર્વના ઉપકારાર્થ સર્વત્ર ભ્રમણ કરનારા, પૂર્ણ વિદ્વાન્, પરમયોગી સંન્યાસી ગૃહસ્થને ઘેર આવે તો તેને પ્રથમ પાદ્ય, અર્ઘ અને આચમનીય એ ત્રણ પ્રકારનું જળ આપવું, પશ્ચાત્ આસન ઉપર સત્કારપૂર્વક બેસાડીને ખાનપાન આદિ ઉત્તમોત્તમ પદાર્થો વડે સેવા-શુશ્રૂષા કરીને તેમને પ્રસન્ન કરવા. પશ્ચાત્ સત્સંગ કરી તેની પાસેથી જ્ઞાન, વિજ્ઞાન આદિ કે જેથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ થાય, એવા એવા ઉપદેશોનું શ્રવણ કરવું અને પોતાનું આચરણ પણ તેમના સદુપદેશાનુસાર રાખવું. સમય જોઈને ગૃહસ્થ અને રાજાદિ પણ અતિથિવત્ સત્કાર કરવાને યોગ્ય છે, પરન્તુ -

**पाषण्डिनो विकर्मस्थान् वैडालवृत्तिकान् शठान् ।**
**हैतुकान् बकवृत्तींश्च वाङ्मात्रेणापि नार्चयेत् ॥** -मनु० (४.३०)

**( पाषण्डी )** અર્થાત્ વેદવિરુદ્ધ આચરણ કરનાર, **( विकर्मस्थ )** જે વેદવિરુદ્ધ કર્મનો કર્તા મિથ્યાભાષણાદિ યુક્ત, જેમ બિલાડો છુપાઈ અને સ્થિર રહી તાકતો-તાકતો ઝપટથી મૂષકાદિ પ્રાણીઓને મારી પોતાનું પેટ ભરે છે, તેવા જનોનું નામ **वैडालवृत्तिक** છે, **( शठ )** અર્થાત્ હઠી, દુરાગ્રહી, અભિમાની, પોતે જાણે નહીં, બીજાનું કહ્યું માને નહીં, **( हैतुक )** કુતર્કો, વ્યર્થ બકનાર, જેમ આજ-કાલના વેદાન્તી લવે છે કે 'અમે બ્રહ્મ અને જગત્ મિથ્યા છે, વેદાદિ શાસ્ત્ર અને ઈશ્વર પણ કલ્પિત છે' ઇત્યાદિ ગપ્પાં હાંકનારા, **( बकवृत्ति )** જેમ બગલો એક પગ ઉઠાવીને ધ્યાનાવસ્થિતની સમાન બનીને માછલાંના પ્રાણ હરીને પોતાનો સ્વાર્થ સિદ્ધ કરે છે, તેવા જ આજ-કાલના વૈરાગી અને ખાખી આદિ હઠી, દુરાગ્રહી અને વેદવિરોધી છે. એવાનો સત્કાર વાણીમાત્રથી પણ ન કરવો જોઈએ. કેમકે એમનો સત્કાર કરવાથી એમનો વધારો થઈને સંસારને અધર્મયુક્ત કરે છે. પોતે તો અવનતિનું કામ કરે જ છે, પરન્તુ સાથે સેવકોને પણ અવિદ્યારૂપી મહાસાગરમાં ડુબાડી દે છે.

આ પાંચ મહાયજ્ઞોનું ફળ એ છે કે બ્રહ્મયજ્ઞ કરવાથી વિદ્યા, શિક્ષા, ધર્મ, સભ્યતા આદિ શુભ ગુણોની વૃદ્ધિ થાય છે. અગ્નિહોત્રથી વાયુ, વૃષ્ટિ અને જલની શુદ્ધિ થઈ વૃષ્ટિ દ્વારા સંસારને સુખ પ્રાપ્ત થવું અર્થાત્ શુદ્ધ વાયુનો શ્વાસ, સ્પર્શ, ખાનપાનથી આરોગ્ય, બુદ્ધિ, બલ અને પરાક્રમ વધીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું અનુષ્ઠાન પુરું થાય છે; એટલા માટે એને દેવયજ્ઞ કહે છે.

પિતૃયજ્ઞથી જ્યારે માતા-પિતા અને જ્ઞાની મહાત્માઓની સેવા કરશે, ત્યારે તેનું જ્ઞાન વધશે, તેમની પાસે સત્યાસત્યનો નિર્ણય કરી, સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરી સુખી રહેશે. બીજી કૃતજ્ઞતા અર્થાત્ જેવી સેવા માતા-પિતા અને આચાર્યે સન્તાન અને શિષ્યોની કરી છે, તેનો બદલો આપવો ઉચિત જ છે.

બલિવૈશ્વદેવનું ફળ પણ જે પૂર્વે કહ્યું, તે જ છે.

જ્યાં સુધી ઉત્તમ અતિથિ જગતમાં થતા નથી, ત્યાં સુધી ઉન્નતિ પણ થતી નથી. તેમનું સર્વ દેશોમાં ભ્રમણ થવાથી અને સત્યોપદેશ કરવાથી પાખંડની વૃદ્ધિ પણ થતી નથી. અને સર્વત્ર ગૃહસ્થોને સહજતાથી સત્ય, વિજ્ઞાનની પ્રાપ્તિ થતી રહે છે. અને મનુષ્યમાત્રમાં એક જ ધર્મ સ્થિર રહે છે. અતિથિઓ વિના સન્દેહની નિવૃત્તિ થતી નથી. સન્દેહનિવૃત્તિ વિના દૃઢ નિશ્ચય પણ થતો નથી. અને નિશ્ચય વિના સુખ પણ ક્યાં ?

**ब्राह्मे मुहूर्ते बुध्येत धर्मार्थौ चानुचिन्तयेत् ।**
**कायक्लेशाँश्च तन्मूलान् वेदतत्त्वार्थमेव च ॥** -मनु० ( ४.९२ )

રાત્રિના ચોથા પ્રહરે અથવા ચાર ઘડી રાત્રિએ ઊઠીને આવશ્યક કાર્ય કરી, ધર્મ અને અર્થ તથા શરીરના રોગોનું નિદાન અને પરમાત્માનું ધ્યાન કરવું. કદી અધર્માચરણ કરવું નહીં. કેમ કે :-

**नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।**
**शनैरावर्त्तमानस्तु कर्त्तुर्मूलानि कृन्तति ॥** -मनु० ( ४.१७३ )

કરેલો અધર્મ નિષ્ફળ થતો નથી, પરન્તુ જે સમયે અધર્મ કરે છે, તે જ સમયે ફળ મળતું નથી. તેથી અજ્ઞાની લોકો અધર્મથી ડરતા નથી. છતાં પણ તે અધર્માચરણ તમારાં સુખોનાં મૂળોને ધીરે ધીરે કાપતું ચાલ્યું જાય છે, એ નિશ્ચિત છે. આ ક્રમે -

**अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।**
**ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति ॥** -मनु० ( ४.१७४ )

જ્યારે અધર્માત્મા મનુષ્યધર્મની મર્યાદા છોડી, (જેમ તળાવનો બંધ તોડી ચારે તરફ ફેલાઈ જાય છે તેમ) મિથ્યાભાષણ, કપટ, પાખંડ અર્થાત્ રક્ષા કરનારા વેદોનું ખંડન અને વિશ્વાસઘાતાદિ કર્મોથી પરાયા પદાર્થો લઈ પ્રથમ વધે છે, પશ્ચાત્ ધનાદિ ઐશ્વર્યથી ખાનપાન, વસ્ત્ર, આભૂષણ, વાહન, સ્થાન, માન અને

પ્રતિષ્ઠાને પ્રાપ્ત થાય છે. અન્યાયથી શત્રુઓને પણ જીતે છે, પરન્તુ પશ્ચાત્ શીઘ્ર નષ્ટ થઈ જાય છે. જેમ મૂળથી કાપેલું વૃક્ષ નષ્ટ થઈ જાય છે, તેમ અધર્મી નષ્ટ-ભ્રષ્ટ થઈ જાય છે.

**सत्यधर्मार्यवृत्तेषु शौचे चैवारमेत्सदा ।**
**शिष्यांश्च शिष्याद्धर्मेण वाग्बाहूदरसंयतः ।** -मनु० (૪.૧૭૫)

વેદોક્ત સત્યધર્મ અર્થાત્ પક્ષપાતરહિત થઈને સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ, ન્યાયરૂપ વેદોક્ત ધર્માદિ, આર્ય અર્થાત્ ઉત્તમ પુરુષોનાં ગુણ, કર્મ, સ્વભાવ અને પવિત્રતામાં જ હંમેશા રમણ કરે. વાણી, બાહૂ, ઉદર વગેરે અંગોનો સંયમ અર્થાત્ તેમને ધર્મમાં ચલાવીને શિષ્યોને ધર્મની શિક્ષા આપ્યા કરે.

**ऋत्विक् पुरोहिताचार्य्यैर्मातुलातिथिसंश्रितैः । बालवृद्धातुरैर्वैद्यैर्ज्ञातिसम्बन्धिबान्धवैः ॥ १ ॥**
**मातापितृभ्यां यामिभिर्भ्रात्रा पुत्रेण भार्यया । दुहित्रा दासवर्गेण विवादं न समाचरेत् ॥ २ ॥**
-मनु० (૪.૧૭૯,૮૦)

(**ऋत्विक्**) યજ્ઞ કરનાર, (**पुरोहित**) સદા ઉત્તમ આચરણની શિક્ષા કરનાર, (**आचार्य**) વિદ્યા ભણાવનાર, (**मातुल**) મામા, (**अतिथि**) અર્થાત્ જેની આવવા-જવાની તિથિ નિશ્ચિત ન હોય, (**संश्रित**) સ્વાશ્રિત, (**बाल**) બાળક, (**वृद्ध**) ઘરડા, (**आतुर**) પીડિત, (**वैद्य**) આર્યુવેદના જ્ઞાતા, (**ज्ञाति**) સ્વગોત્રના કે સ્વવર્ણસ્થ, (**सम्बन्धी**) શ્વસુરાદિ, (**बान्धव**) મિત્ર. ॥૧॥ (**माता**) માતા, (**पिता**) પિતા, (**यामी**) બહેન, (**भ्राता**) ભાઈ, (**भार्या**) સ્ત્રી, (**दुहिता**) પુત્રી અને સેવકો સાથે વિવાદ અર્થાત્ વિરુદ્ધ ઝઘડો-ટંટો કદી કરવો નહીં. ॥૨॥

**अतपास्त्वनधीयानः प्रतिग्रहरुचिर्द्विजः ।**
**अम्भस्यश्मप्लवेनैव सह तेनैव मज्जति ॥** -मनु० (૪. ૧૯૦)

એક (**अतपाः**) બ્રહ્મચર્ય, સત્યભાષણાદિ તપરહિત અને બીજો (**अनधीयानः**) અભણ, ત્રીજો (**प्रतिग्रहरुचिः**) અત્યન્ત ધર્માર્થ બીજા પાસે દાન લેનારો, એ ત્રણેય પત્થરની નૌકાથી સમુદ્રમાં તરવા સમાન પોતાનાં દુષ્ટ કર્મોની સાથે જ દુઃખસાગરમાં ડૂબે છે. તેઓ તો ડૂબે જ છે, પરન્તુ દાતાઓને પણ સાથે ડુબાવે છે :-

**त्रिष्वप्येतेषु दत्तं हि विधिनाप्यर्जितं धनम् ।**
**दातुर्भवत्यनर्थाय परत्रादातुरेव च ॥** -मनु० (૪.૧૯૩)

જે ધર્મથી પ્રાપ્ત થયેલા ધનને ઉક્ત ત્રણેને આપવામાં આવે છે, તે દાન દાતાનો નાશ આ જન્મમાં અને લેનારનો નાશ પરજન્મમાં કરે છે. જો તેઓ (લેનાર અને આપનાર) આવા હોય, તો શું થાય :-

**यथा प्लवेनौपलेन निमज्जत्युदके तरन् ।**
**तथा निमज्जतोऽधस्तादज्ञौ दातृप्रतीच्छकौ ॥** -मनु० (૪.૧૯૪)

જેમ પત્થરની નૌકામાં બેસીને પાણીમાં તરનાર ડૂબી જાય છે તેમ અજ્ઞાની દાતા અને લેનાર બન્ને અધોગતિ અર્થાત્ દુઃખને પ્રાપ્ત થાય છે.

## પાખંડીઓનાં લક્ષણ.

**धर्मध्वजी सदा लुब्धश्छाद्मिको लोकदम्भकः । वैडालव्रतिको ज्ञेयो हिंस्रः सर्वाभिसन्धकः ॥ १ ॥**
**अधोदृष्टिर्नैष्कृतिकः स्वार्थसाधनतत्परः । शठो मिथ्याविनीतश्च बकव्रतचरो द्विजः ॥ २ ॥**
-मनु० (૪.૧૯૫, ૧૯૬)

(**धर्मध्वजी**) ધર્મ કાંઈ પણ ન કરે પરન્તુ ધર્મના નામથી લોકોને ઠગે, (**सदा लुब्धः**) સર્વદા લોભયુક્ત. (**छाद्मिकः**) કપટી, (**लोभदम्भकः**) સંસારી મનુષ્ય આગળ પોતાની બડાઈના ગપ્પાં માર્યાં કરે, (**हिंस्रः**)

પ્રાણીઓનો ઘાતક, તથા અન્યથી વૈરબુદ્ધિ રાખનાર, ( **सर्वाभिसन्धकः** ) સર્વ સારા અને નઠારા સાથે પણ મેળ રાખનાર, તેને ( **बैडालवृत्तिकः** ) અર્થાત્ બિલાડી સમાન ધૂર્ત અને નીચ સમજવો. ॥૧॥ ( **अधोदृष्टः** ) કીર્તિ માટે નીચે દૃષ્ટિ રાખનાર, ( **नैष्कृतिकः** ) ઈર્ષાળુ, કોઈએ તેનો પૈસાભાર અપરાધ કર્યો હોય તો તેનો બદલો લેવાને તેના પ્રાણાન્ત પર્યન્ત તત્પર રહેનાર, ( **स्वार्थसाधनतत्परः** ) ભલેને કપટ, અધર્મ, વિશ્વાસઘાત જ કેમ ન થાય, પોતાનું પ્રયોજન સાધવામાં ચતુર, ( **शठः** ) ભલે પોતાની વાત જૂઠી કેમ ન હોય, પરન્તુ હઠ કદી છોડે નહીં, ( **मिथ्याविनीतः** ) જૂઠ-મૂઠ ઉપરથી શીલ, સન્તોષ અને સાધુતા બતાવે તેને ( **बकव्रत** ) બગલા સમાન નીચ સમજવો. એવાં એવાં લક્ષણવાળા પાખંડી હોય છે, તેમનો વિશ્વાસ કે સેવા કદી પણ કરવાં નહીં. ॥૨॥

**धर्मं शनैः सञ्चिनुयाद्वल्मीकमिव पुत्तिकाः । परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् ॥ १ ॥**
**नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः । न पुत्रदारं न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः ॥ २ ॥**
**एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते । एको नु भुङ्क्ते सुकृतमेक एव च दुष्कृतम् ॥ ३ ॥**

-( मनु० ४.२३८-२४० )

**एकः पापानि कुरुते फलं भुङ्क्ते महाजनः । भोक्तारो विप्रमुच्यन्ते कर्ता दोषेण लिप्यते ॥ ४ ॥**

( महाभारते । उद्योगप० प्रजागरप० । अ० ३३.४७ )

**मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्ठसमं क्षितौ । विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥ ५ ॥**

-मनु० ( ४.२४१ )

સ્ત્રી અને પુરુષને યોગ્ય છે કે ઊધઈ અર્થાત્ દીમક જેમ વલ્મીક અર્થાત્ રાફડો બનાવે છે, તેમ સર્વ ભૂતોને પીડા ન આપી, પરલોક અર્થાત્ પરજન્મના સુખાર્થ ધીરે ધીરે ધર્મનો સંચય કરવો. ॥૧॥ કેમ કે પરલોકમાં માતા, પિતા પુત્ર, સ્ત્રી અને જ્ઞાતિ કોઈપણ સહાય કરી શકતાં નથી, કિન્તુ એક ધર્મ જ સહાયક બને છે. ॥૨॥ જુઓ, એકલો જ જીવ જન્મ અને મરણને પ્રાપ્ત થાય છે, તે એકલો જ ધર્મનું ફળ સુખ અને અધર્મનું દુ:ખ રૂપ ફળ ભોગવે છે. ॥૩॥ આ પણ સમજી લેવું કે કુટુંબમાં એક પુરુષ પાપ કરી પદાર્થ લાવે છે અને મહાજન અર્થાત્ સઘળું કુટુમ્બ તેને ભોગવે છે, તે ભોગવનાર દોષના ભાગી થતા નથી. કિન્તુ તે અધર્મનો કર્તા જ દોષભાગી થાય છે. ॥૪॥ જ્યારે કોઈનો સમ્બન્ધી મરી જાય છે, ત્યારે તેને માટીના ઢેફાની માફક ભૂમિમાં છોડીને તે તરફ પીઠ કરી બન્ધુવર્ગ વિમુખ થઈ ચાલ્યા જાય છે. કોઈ તેની સાથે જનાર હોતું નથી. કિન્તુ એક ધર્મ જ તેનો સંગી થાય છે. ॥૫॥

**तस्माद्धर्मं सहायार्थं नित्यं सञ्चिनुयाच्छनैः । धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥ १ ॥**
**धर्मप्रधानं पुरुषं तपसा हतकिल्विषम् । परलोकं नयत्याशु भास्वन्तं स्वशरीरिणम् ॥ २ ॥**

-मनु० ( ४. २४२-२४३ ) ॥

એટલા માટે પરલોક અર્થાત્ પરજન્મમાં સુખ અને આ જન્મના સહાયાર્થ નિત્ય ધર્મનો સંચય ધીરે ધીરે કરતા જવો કેમકે ધર્મની સહાયથી જ મોટા મોટા દુસ્તર દુ:ખસાગરને જીવ તરી શકે છે. ॥૧॥ કિન્તુ જે પુરુષ ધર્મને જ પ્રધાન સમજે છે, જેનું ધર્મના અનુષ્ઠાનથી પાપ દૂર થઈ ગયું છે. તેને પ્રકાશસ્વરૂપ અને આકાશ જેનું શરીરવત્ છે તે પરલોક અર્થાત્ પરમદર્શનીય પરમાત્માને ધર્મ જ શીઘ્ર પ્રાપ્ત કરાવે છે. ॥૨॥

**दृढकारी मृदुर्दान्तः क्रूराचारैरसंवसन् । अहिंस्रो दमदानाभ्यां जयेत्स्वर्गं तथा व्रतः ॥ १ ॥**
**वाच्यर्था नियताः सर्वे वाङ्मूला वाग्विनिःसृताः । तान्तु यः स्तेनयेद्वाचं स सर्वस्तेयकृन्नरः ॥२॥**
**आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः । आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥ ३ ॥**

-मनु० ( ४.२४६, २५६, १५६ )

જે સદા દૃઢકારી, કોમળ સ્વભાવ અને જિતેન્દ્રિય છે. તેમજ હિંસક, ક્રૂર અને દુષ્ટાચારી પુરુષોથી પૃથક્ રહેનાર છે, તે ધર્માત્મા પુરુષ મનને જીતવાથી અને વિદ્યાદિ દાનથી સુખને પ્રાપ્ત થાય છે. ॥૧॥ પરન્તુ એ પણ ધ્યાનમાં રાખે કે જે વાણીમાં સર્વ અર્થ અર્થાત્ વ્યવહાર નિશ્ચિત થાય છે, તે વાણી જ તેનું મૂળ અને વાણીથી જ સર્વ વ્યવહાર સિદ્ધ થાય છે. તે વાણીને જે ચોરે અર્થાત્ મિથ્યાભાષણ કરે છે, તે સર્વ ચોરી આદિ પાપોનો કરનારો છે. ॥૨॥ એટલા માટે મિથ્યાભાષણાદિરૂપ અધર્મને છોડી, જે ધર્માચારથી અર્થાત્ બ્રહ્મચર્ય-જિતેન્દ્રિયતાથી, પૂર્ણ આયુ અને ધર્માચારથી ઉત્તમ પ્રજા તથા અક્ષય ધનને પ્રાપ્ત થાય છે, તથા જે ધર્માચારમાં વર્તીને દુષ્ટ લક્ષણોનો નાશ કરે છે, તેના જેવું આચરણ સદા કર્યા કરવું. ॥૩॥ કેમ કે :-

**दुराचारो हि पुरुषो लोके भवति निन्दितः ।**
**दुःखभागी च सततं व्याधितोऽल्पायुरेव च ॥** -मनु० (४. १५७)

જે દુષ્ટાચારી પુરુષ છે, તે સંસારમાં સજ્જનોની વચ્ચે નિન્દાપાત્ર, દુઃખભાગી અને નિરન્તર વ્યાધિયુક્ત થઈને અલ્પાયુનો પણ ભોગવનારો થાય છે. એટલા માટે એવો પ્રયત્ન કરવો કે -

**यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् । यद्यदात्मवशं तु स्यात्तत्तत्सेवेत यत्नतः ॥ १ ॥**
**सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् । एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥ २ ॥**

-मनु० (४.१५९, १६०)

જે જે પરાધીન કર્મ હોય, તેનો તેનો પ્રયત્નથી ત્યાગ કરવો અને જે જે સ્વાધીનકર્મ હોય, તેનું તેનું પ્રયત્નથી સેવન કરવું. ॥૧॥ કેમ કે જે જે પરાધીનતા છે, તે તે સર્વ દુઃખ છે અને જે જે સ્વાધીનતા છે તે તે સર્વ સુખ છે, એ જ સંક્ષેપથી સુખ અને દુઃખનાં લક્ષણ જાણવાં જોઈએ. ॥૨॥ પરન્તુ જે એકબીજાને આધીન કામ છે, તે તે આધીનતાથી જ કરવાં જોઈએ. જેમ કે સ્ત્રી અને પુરુષનો એકબીજાને આધીન વ્યવહાર છે. અર્થાત્ સ્ત્રી પુરુષનું અને પુરુષ સ્ત્રીનું પરસ્પર પ્રિયાચરણ, અનુકૂલ રહેવું, વ્યભિચાર કે વિરોધ કદી ન કરવો, પુરુષની આજ્ઞાનુકૂલ ઘરકાર્ય સ્ત્રીને અને બાહ્યકાર્ય પુરુષને આધીન રહે, તથા દુષ્ટ વ્યસનમાં ફસવામાંથી એકબીજાને રોકવાં જોઈએ. એ જ નિશ્ચય જાણવું કે જ્યારે વિવાહ થાય, ત્યારે સ્ત્રીની સાથે પુરુષ અને પુરુષની સાથે સ્ત્રી વેચાઈ ચૂકી અર્થાત્ જે સ્ત્રી અને પુરુષની સાથે હાવ-ભાવ, વગેરે નખશિખાગ્રપર્યન્ત જે કંઈ છે તે વીર્યાદિ એકબીજાને આધીન થઈ જાય છે.

સ્ત્રી કે પુરુષ પરસ્પર પ્રસન્નતા વિના કોઈ પણ વ્યવહાર ન કરે. એમાં મોટાં અપ્રિયકારક વ્યભિચાર, વેશ્યાગમન અને પરપુરુષગમનાદિ કામ છે, તેને છોડીને પોતાના પતિ સાથે સ્ત્રી અને સ્ત્રીની સાથે પતિ સદા પ્રસન્ન રહે.

જો બ્રાહ્મણવર્ણસ્થ હોય તો તે પુરુષ બાળકને ભણાવે તથા સુશિક્ષિતા સ્ત્રી બાલિકાઓને ભણાવે. નાનાવિધ ઉપદેશ અને વક્તૃત્વ કરીને તેમને વિદ્વાન્ બનાવે. સ્ત્રીનો પૂજનીય દેવ પતિ છે અને પુરુષની પૂજનીયા અર્થાત્ સત્કાર કરવા યોગ્ય દેવી સ્ત્રી છે. બાળકો જ્યાં સુધી ગુરુકુળમાં રહે, ત્યાં સુધી માતા-પિતા સમાન અધ્યાપકોને સમજે અને અધ્યાપક પોતાનાં સન્તાનો સમાન શિષ્યોને સમજે. ભણાવનારા અધ્યાપક અને અધ્યાપિકા કેવા હોવા જોઈએ :-

**आत्मज्ञानं समारम्भस्तितिक्षा धर्मनित्यता । यमर्था नापकर्षन्ति स वै पण्डित उच्यते ॥ १ ॥**
**निषेवते प्रशस्तानि निन्दितानि न सेवते । अनास्तिकः श्रद्दधान एतत्पण्डितलक्षणम् ॥ २ ॥**
**क्षिप्रं विजानाति चिरं शृणोति, विज्ञाय चार्थं भजते न कामात् ।**

**नासम्पृष्टो ह्युपयुङ्क्ते परार्थे, तत्प्रज्ञानं प्रथमं पण्डितस्य ॥ ३ ॥**
**नाप्राप्यमभिवाञ्छन्ति नष्टं नेच्छन्ति शोचितुम् । आपत्सु च न मुह्यन्ति नराः पण्डितबुद्धयः ॥ ४ ॥**
**प्रवृत्तवाक् चित्रकथ ऊहवान् प्रतिभानवान् । आशु ग्रन्थस्य वक्ता च यः स पण्डित उच्यते ॥ ५ ॥**
**श्रुतं प्रज्ञानुगं यस्य प्रज्ञा चैव श्रुतानुगा । असंभिन्नार्यमर्यादः पण्डिताख्यां लभेत सः ॥ ६ ॥**

આ બધા મહાભારત ઉદ્યોગપર્વ વિદુરપ્રજાગરના (અ. ૩૩.૨૦,૨૧, ૨૭, ૩૩, ૨૮, ૩૩, ૨૮, ૩૪) શ્લોક છે.

**અર્થ** :- જેને આત્મજ્ઞાન, સમ્યક્ આરમ્ભ અર્થાત્ કે જે નકામા આળસુ કદી ન રહે, સુખ-દુઃખ, હાનિ-લાભ, માનાપમાન અને નિન્દા-સ્તુતિમાં હર્ષ-શોક કદી ન કરે; ધર્મમાં જ નિત્ય નિશ્ચિત રહે; તથા જેના મનને ઉત્તમ-ઉત્તમ પદાર્થ અર્થાત્ વિષયસમ્બન્ધી વસ્તુ આકર્ષણ ન કરી શકે, તે જ પંડિત કહેવાય છે. ॥૧॥ સદા ધર્મયુક્ત કર્મોનું સેવન, અધર્મયુક્ત કર્મોનો ત્યાગ, ઈશ્વર, વેદ અને સત્યાચારની નિન્દા ન કરનાર અને ઈશ્વરાદિમાં અત્યન્ત શ્રદ્ધાલુ રહે, એ જ પણ્ડિતોનું કર્તવ્યાકર્તવ્ય કર્મ છે. ॥૨॥ જે કઠિન વિષયને પણ શીઘ્ર જાણી શકે, બહુ કાલપર્યન્ત શાસ્ત્રોને ભણે-સાંભળે અને વિચારે, જે કાંઈ જાણે તેને પરોપકારમાં પ્રયુક્ત કરે, પોતાના સ્વાર્થ માટે કોઈ કામ ન કરે, પૂછ્યા વિના કે યોગ્ય સમય સમજ્યા વિના બીજાના અર્થમાં સમ્મતિ ન આપે, એ જ પ્રથમ પ્રજ્ઞાન પંડિતને હોવું જોઈએ. ॥૩॥ જે અયોગ્યની પ્રાપ્તિમાં કદી ઈચ્છા ન કરે, નષ્ટ થયેલા પદાર્થનો શોક ન કરે, આપત્કાલમાં મોહને પ્રાપ્ત ન થાય અર્થાત્ આકુળ-વ્યાકુળ ન બને, તે જ બુદ્ધિમાન્ પણ્ડિત છે. ॥૪॥ જેની વાણી સર્વ વિદ્યાઓ અને પ્રશ્નોત્તરો કરવામાં અતિનિપુણ, વિચિત્ર શાસ્ત્રોનાં પ્રકરણોના વક્તા, તથા યથાયોગ્ય તર્ક અને સ્મૃતિમાન ગ્રન્થોના યથાર્થ અર્થના શીઘ્ર વક્તા હોય તે જ પણ્ડિત કહેવાય છે. ॥૫॥ જેની પ્રજ્ઞા સાંભળેલા સત્ય અને અર્થને અનુકૂલ રહે, જેનું શ્રવણ બુદ્ધિને અનુસાર હોય અને જે કદી આર્ય અર્થાત્ શ્રેષ્ઠ ધાર્મિક પુરુષોની મર્યાદાનું છેદન ન કરે, તે જ પણ્ડિત સંજ્ઞાને પ્રાપ્ત થાય છે. ॥૬॥

જ્યાં એવાં એવાં સ્ત્રી-પુરુષો ભણાવનાર હોય છે, ત્યાં વિદ્યા, ધર્મ અને ઉત્તમાચારની વૃદ્ધિ થઈને પ્રતિદિન આનન્દ જ વધતો રહે છે. ભણાવવામાં અયોગ્ય અને મૂર્ખનાં લક્ષણો :-

**अश्रुतश्च समुन्नद्धो दरिद्रश्च महामनाः । अर्थाश्चाऽकर्मणा प्रेप्सुर्मूढ इत्युच्यते बुधैः ॥ १ ॥**
**अनाहूतः प्रविशति ह्यपृष्टो बहु भाषते । अविश्वस्ते विश्वसिति मूढचेता नराधमः ॥ २ ॥**

આ શ્લોકો પણ મહાભારતના ઉદ્યોગપર્વ વિદુરપ્રજાગરના (અધ્યાય ૩૩ ના શ્લોક ૩૫, ૪૧) છે.

**અર્થ** :- જેણે કોઈ શાસ્ત્ર ન ભણ્યાં કે ન સાંભળ્યાં હોય અને અતીવ ઘમણ્ડી, દરિદ્ર થઈને મોટા મનોરથ કરવાવાળો હોય તથા વિના કર્મ પદાર્થોની પ્રાપ્તિની ઈચ્છા કરવાવાળો હોય, તેને બુદ્ધિમાન લોકો મૂઢ કહે છે. ॥૧॥ જે વિના બોલાવે સભા કે કોઈના ઘરમાં પ્રવિષ્ટ થાય, ઊંચા આસન ઉપર બેસવા ઈચ્છે, વિના પૂછે સભામાં ઘણું જ બકે, વિશ્વાસને અયોગ્ય વસ્તુ કે મનુષ્યની અન્દર વિશ્વાસ કરે, તે જ મૂઢ અને સર્વ મનુષ્યમાં નીચ કહેવાય છે. ॥૨॥

જ્યાં એવા પુરુષ અધ્યાપક, ઉપદેશક, ગુરુ અને માનનીય હોય છે, ત્યાં અવિદ્યા, અધર્મ, અસભ્યતા, કલહ, વિરોધ અને ફૂટ વધીને દુઃખની વૃદ્ધિ થાય છે. હવે વિદ્યાર્થીઓનાં લક્ષણો :-

**आलस्यं मदमोहौ च चापल्यं गोष्ठिरेव च । स्तब्धता चाभिमानित्वं तथाऽत्यागित्वमेव च ।**
**एते वै सप्त दोषाः स्युः सदा विद्यार्थिनां मताः ॥ १ ॥**
**सुखार्थिनः कुतो विद्या कुतो विद्यार्थिनः सुखम् । सुखार्थी वा त्यजेद्विद्यां विद्यार्थी वा त्यजेत्सुखम् ॥ २ ॥**

આ પણ વિદુરપ્રજાગરના (અધ્યાય ૪૦.૫,૬) શ્લોક છે.

અર્થ :- આલસ્ય એટલે શરીર અને બુદ્ધિમાં જડતા, નશો, મોહ એટલે કોઈ વસ્તુમાં ફસી પડવું, ચપળતા, અહીં-તહીંની વ્યર્થ વાર્તા કરવી અને સાંભળવી, ભણતાં-ભણતાં અટકી જવું, અભિમાની અને અત્યાગી થવું એ સાત દોષ વિદ્યાર્થીઓમાં હોય છે. ॥૧॥ જે એવા હોય છે તેમને વિદ્યા કદી પણ પ્રાપ્ત થતી નથી. સુખ ભોગવવાની ઈચ્છા કરનારને વિદ્યા ક્યાંથી ? અને વિદ્યા શીખનારને સુખ ક્યાંથી ? કેમકે વિષયસુખાર્થીએ વિદ્યાને અને વિદ્યાર્થીએ વિષયસુખને છોડી દેવું જોઈએ. ॥૨॥ એમ કર્યા વિના વિદ્યા કદી પ્રાપ્ત થતી નથી. પણ વિદ્યા પ્રાપ્ત થાય છે આવાને :-

**सत्ये रतानां सततं दान्तानामूर्ध्वरेतसाम् । ब्रह्मचर्यं दहेद्राजन् सर्वपापान्युपासितम् ॥ १ ॥**

જેઓ સદા સત્યાચારમાં પ્રવૃત્ત, જિતેન્દ્રિય અને જેમનું વીર્ય અધઃસ્ખલિત કદી ન થાય, તેમનું જ બ્રહ્મચર્ય સત્ય અને તેઓ જ વિદ્વાન થાય છે. ॥૧॥ એટલા માટે અધ્યાપક અને વિદ્યાર્થીએ શુભ લક્ષણયુક્ત થવું જોઈએ. અધ્યાપકોએ એવો યત્ન કર્યા કરવો કે જેથી વિદ્યાર્થી સત્યવાદી, સત્યમાની, સત્યકારી, સભ્યતા, જિતેન્દ્રિયતા અને સુશીલતાદિ શુભગુણયુક્ત, શરીર અને આત્માનું પૂર્ણ બળ વધારીને સમગ્ર વેદાદિ શાસ્ત્રોમાં વિદ્વાન્ થાય. અધ્યાપકોએ સદા તેમની કુચેષ્ટા છોડાવવામાં અને વિદ્યા શીખવવામાં ચેષ્ટા કર્યા કરવી. તેમજ વિદ્યાર્થીઓ સદા જિતેન્દ્રિય, શાન્ત, અધ્યાપક પર પ્રેમ, વિચારશીલ અને પરિશ્રમી થઈને એવો પુરુષાર્થ કરે છે, જેથી તે પૂર્ણ વિદ્યા, પૂર્ણ આયુ પ્રાપ્ત કરે તથા પરિપૂર્ણ ધર્મ અને પુરુષાર્થ કરતાં શીખે, ઈત્યાદિ બ્રાહ્મણવર્ણનાં કર્મ છે. ક્ષત્રિયોનાં કર્મ રાજધર્મ (સમુલ્લાસ-૬)માં કહીશું.

વૈશ્યોનાં કર્મ બ્રહ્મચાર્યાદિથી વેદાદિ વિદ્યા ભણી, વિવાહ કરી, અનેક દેશોની ભાષા, નાના પ્રકારના વેપારની રીતિ, ચીજોના ભાવ જાણવા, તે વેચવી, ખરીદવી, દ્વીપદ્વીપાન્તરમાં જવું-આવવું, લાભાર્થ કામનો આરંભ કરવો, પશુપાલન અને ખેતીની ઉન્નતિ ચતુરાઈથી કરવી-કરાવવી, ધનની વૃદ્ધિ કરવી, તેનો વિદ્યા અને ધર્મની ઉન્નતિમાં વ્યય કરવો, સત્યવાદી નિષ્કપટી થઈને સત્યતાથી બધો વ્યાપાર કરવો અને સર્વ વસ્તુઓની રક્ષા કરવી, કે જેથી કોઈ નષ્ટ થવા પામે નહીં.

**શૂદ્ર સર્વ સેવાઓમાં ચતુર, પાકવિદ્યામાં નિપુણ, અતિપ્રેમથી દ્વિજોની સેવા અને તેમનાથી જ પોતાની** ઉપજીવિકા પ્રાપ્ત કરવી અને દ્વિજોએ એમના ખાન, પાન, વસ્ત્ર, સ્થાન, વિવાહાદિમાં જે કાંઈ પણ વ્યય થાય, તે સર્વ આપવો અથવા (અમુક) માસિક (પગાર) કરી આપવો.

ચારેય વર્ણોએ પરસ્પર પ્રીતિ, ઉપકાર, સજ્જનતા, સુખ-દુઃખ, હાનિ-લાભમાં એકમતિ રહી રાજ્ય અને પ્રજાની ઉન્નતિમાં તન, મન, ધનનો વ્યય કરતા રહેવું.

સ્ત્રી અને પુરુષનો વિયોગ કદી ન થવો જોઈએ. કેમ કે :-

**पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ।**
**स्वप्नोऽन्यगेहवासश्च नारीसन्दूषणानि षट् ॥** -मनु० ( ९. १३ )

મદ્ય, ભાંગ આદિ માદક દ્રવ્યોનું પીવું, દુષ્ટ પુરુષોનો સંગ, પતિવિયોગ, એકલી જ્યાં ત્યાં વ્યર્થ પાખંડી આદિના દર્શનને નિમિત્તે રખડવું અને પારકે ઘેર જઈ શયન કે વાસ કરવો- એ છ સ્ત્રીને દૂષિત કરનારા દુર્ગુણ છે, તેમ એ દુર્ગુણ પુરુષના પણ છે. પતિ અને સ્ત્રીનો વિયોગ બે પ્રકારનો હોય છે- એક કંઈ કાર્યાર્થ દેશાન્તરે જવાથી અને બીજો મૃત્યુથી. એમાં પ્રથમના વિયોગનો ઉપાય એ જ છે કે દૂર દેશમાં યાત્રાર્થ જાય તો સ્ત્રીને પણ સાથે લેવી. એનું પ્રયોજન એ છે કે બહુ સમય પર્યન્ત વિયોગ ન રહેવો જોઈએ.

પ્રશ્ન - સ્ત્રી અને પુરુષના અનેક વિવાહ થવા યોગ્ય છે કે નહીં ?

**ઉત્તર** - યુગપત નહીં અર્થાત્ એક સમયે નહીં.

**પ્રશ્ન** - શું સમયાન્તરમાં અનેક વિવાહ થવા જોઈએ ?

**ઉત્તર** - હા, જેમ :-

**या स्त्री त्वक्षतयोनिः स्याद्गतप्रयागतापि वा ।**
**पौनर्भवेन भर्त्रा सा पुनः संस्कारमर्हति ॥** -मनु० ( ९. १७६ )

જે સ્ત્રી કે પુરુષનો માત્ર પાણિગ્રહણ સંસ્કાર થયો હોય અને સંયોગ ન થયો હોય, અર્થાત્ અક્ષતયોનિ સ્ત્રી અને અક્ષતવીર્ય પુરુષ હોય, તો તેનો અન્ય સ્ત્રી કે પુરુષ સાથે પુનર્વિવાહ થવો જોઈએ. કિન્તુ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણોમાં ક્ષતયોનિ સ્ત્રી અને ક્ષતવીર્ય પુરુષનો પુનર્વિવાહ ન થવો જોઈએ.

**પ્રશ્ન** - પુનર્વિવાહમાં શો દોષ છે ?

**ઉત્તર** - **(પહેલું)** સ્ત્રી-પુરુષમાં પ્રેમ ન્યૂન થાય છે. કેમકે જ્યારે ચાહે ત્યારે પુરુષને સ્ત્રી અને સ્ત્રીને પુરુષ છોડીને અન્યની સાથે સમ્બન્ધ કરી લે. **(બીજું)** જ્યારે સ્ત્રી કે પુરુષ પતિ સ્ત્રીના મરણ પશ્ચાત્ બીજો વિવાહ કરવા ઇચ્છે ત્યારે સ્ત્રીના કે પૂર્વ પતિના પદાર્થો ઉઠાવી લઈ જાય અને તેના કુટુમ્બવાળાનો તેની સાથે ઝગડો થાય છે. **(ત્રીજું)** ઘણાં ભદ્ર કુળોનાં નામ કે ચિહ્ન પણ ન રહેવાથી તેના પદાર્થ છિન્ન ભિન્ન થઈ જાય છે. **(ચોથું)** પતિવ્રત અથવા પત્નીવ્રત ધર્મ નષ્ટ થાય છે, ઈત્યાદિ દોષોને લીધે દ્વિજોમાં પુનર્વિવાહ અથવા અનેક વિવાહ કદી પણ ન થવા જોઈએ.

**પ્રશ્ન** - જ્યારે વંશચ્છેદન થઈ જાય છે, ત્યારે પણ કુળ નષ્ટ થઈ જશે અને સ્ત્રી-પુરુષ વ્યભિચારાદિ કર્મ કરી ગર્ભપાતાદિ બહુ દુષ્ટકર્મો કરશે, એથી પુનર્વિવાહ થવો ઉચિત છે.

**ઉત્તર** - નહીં નહીં, કેમકે જો સ્ત્રી-પુરુષ બ્રહ્મચર્યમાં સ્થિત રહેવા ચાહે, તો કોઈ પણ ઉપદ્રવ થશે નહીં અને કુળની પરંપરા રાખવા માટે કોઈ પોતાના સ્વજાતિ બાળકને દત્તક લઈ લેશે, તો તેથી કુળ ચાલશે અને વ્યભિચાર પણ નહીં થાય. પણ જે બ્રહ્મચર્ય ન રાખી શકે, તેણે નિયોગ કરી સન્તાનોત્પત્તિ કરી લેવી જોઈએ.

**પ્રશ્ન** - પુનર્વિવાહ અને નિયોગમાં શો ભેદ છે ?

**ઉત્તર** - **(પહેલો)** જેમ વિવાહ કરવામાં કન્યા પોતાના પિતાનું ઘર છોડી પતિના ઘરને પ્રાપ્ત થાય છે અને પિતા સાથે વિશેષ સમ્બન્ધ નથી રહેતો અને વિધવા સ્ત્રી તે જ વિવાહિત પતિના અર્થાત્ મૃત પતિના ઘરમાં રહે છે. **(બીજો)** તે જ વિવાહિતા સ્ત્રીનાં બાળકો તે જ વિવાહિત પતિનાં દાયભાગી બને છે અને વિધવા સ્ત્રીનાં બાળકો વીર્યદાતાના પુત્ર કહેવાતા નથી, તેના ગોત્રના ગણાતાં નથી અને તેનું સ્વત્વ તે બાળકો પર રહેતું નથી. પણ તે મૃત પિતાના પુત્ર કહેવાય છે અને ગોત્ર પણ તેનું જ રહે છે, અને તેના પદાર્થોના દાયભાગી થઈને તે જ ઘરમાં રહે છે. **(ત્રીજો)** વિવાહિત સ્ત્રી-પુરુષે પરસ્પર સેવા અને પાલન કરવું જરૂરી છે. પણ નિયુક્ત સ્ત્રી-પુરુષનો કાંઈ પણ સમ્બન્ધ રહેતો નથી. **(ચોથો)** વિવાહિત સ્ત્રી-પુરુષનો સમ્બન્ધ મરણ પર્યન્ત રહે છે અને નિયુક્ત સ્ત્રી-પુરુષનો સમ્બન્ધ કાર્ય પશ્ચાત્ છૂટી જાય છે.

**(પાંચમો)** વિવાહિત સ્ત્રી-પુરુષ પરસ્પર ગૃહ-કાર્યોની સિદ્ધિ કરવામાં યત્ન કર્યા કરે છે, પણ નિયુક્ત સ્ત્રી-પુરુષ સ્વતન્ત્ર પોતપોતાના ઘરનાં કાર્ય કર્યા કરે છે.

**પ્રશ્ન** - વિવાહ અને નિયોગના નિયમો એકસરખા છે કે જુદા જુદા ?

**ઉત્તર** - કંઈક થોડોક ભેદ છે. જેટલું પૂર્વે કહી આવ્યા તે ઉપરાન્ત એ છે કે વિવાહિત સ્ત્રી-પુરુષ એક પતિ અને એક જ સ્ત્રી મળીને દશ સન્તાન ઉત્પન્ન કરી શકે છે અને નિયુક્ત સ્ત્રી-પુરુષ બે અથવા ચારથી અધિક

સન્તાનોત્પત્તિ કરી શકતાં નથી. અર્થાત્ જેમ કુમાર-કુમારીના જ વિવાહ થાય છે, તેમ જેની સ્ત્રી કે પુરુષ મરી જાય તેમનો જ નિયોગ થાય છે, કુમાર કે કુમારીનો નહીં. જેમ વિવાહિત સ્ત્રી-પુરુષ સદા સંગમાં રહે છે તેમ નિયુક્ત સ્ત્રી-પુરુષનો વ્યવહાર નથી, કિન્તુ ઋતુદાનના સમય વિના એકત્ર ન થાય. જો સ્ત્રી પોતાને માટે નિયોગ કરે તો જ્યારે બીજો ગર્ભ રહે, તે જ દિવસથી સ્ત્રી-પુરુષનો સમ્બન્ધ છૂટી જાય અને જો પુરુષ પોતાને માટે કરે, તો પણ બીજો ગર્ભ રહેવાથી સમ્બન્ધ છૂટી જાય. પરન્તુ તે નિયુક્ત સ્ત્રી બે-ત્રણ વર્ષ પર્યન્ત તે બાળક-બાળકીનું પાલન કરી નિયુક્ત પુરુષને સ્વાધીન કરી દે. એમ એક વિધવા સ્ત્રી બે પોતાને માટે અને બે બે અન્ય ચાર નિયુક્ત પુરુષો માટે સન્તાન કરી શકે અને એક મૃતસ્ત્રી(ક) પુરુષ પણ બે પોતા માટે અને બે બે અન્ય વિધવાઓ માટે પુત્ર ઉત્પન્ન કરી શકે છે. એવી રીતે મળી દસ દસ સન્તાનોત્પત્તિની આજ્ઞા વેદમાં છે. જેમ કે :-

**इमां त्वमिन्द्र मीढ्वः सुपुत्रां सुभगां कृणु ।**

**दशास्यां पुत्राना धेहि पतिमेकादशं कृधि ॥** -ऋ० ॥ मं० १०. सू० ८५. मं० ४५ ॥

હે (**मीढ्व इन्द्र**) વીર્યસિંચનમાં સમર્થ ઐશ્વર્યયુક્ત પુરુષ ! તું આ વિવાહિત સ્ત્રી અથવા વિધવા સ્ત્રીઓને શ્રેષ્ઠ પુત્ર અને સૌભાગ્યયુક્ત કર. આ વિવાહિત સ્ત્રીમાં દસ પુત્ર ઉત્પન્ન કર અને સ્ત્રીને અગિયારમી માન. હે સ્ત્રી ! તું પણ વિવાહિત પુરુષ વા નિયુક્ત પુરુષથી દસ સન્તાન ઉત્પન્ન કર અને પતિને અગિયારમો સમજ.

આ વેદની આજ્ઞાથી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણસ્થ સ્ત્રી અને પુરુષ દસ દસ સન્તાનથી અધિક ઉત્પન્ન ન કરે. કેમકે અધિક કરવાથી સન્તાન નિર્બળ, નિર્બુદ્ધિ, અલ્પાયુ થાય છે અને સ્ત્રી તથા પુરુષ પણ નિર્બળ, અલ્પાયુ અને રોગી થઈ વૃદ્ધાવસ્થામાં બહુ જ દુઃખ પામે છે.

**પ્રશ્ન** - આ નિયોગની વાત વ્યભિચાર સમાન જણાય છે.

**ઉત્તર** - જેમ વિના વિવાહિતોનો વ્યભિચાર કહેવાય છે, તેમ વિના નિયુક્તોનો વ્યભિચાર કહેવાય છે. આથી એ સિદ્ધ થયું કે જેમ નિયમથી વિવાહ થયા પછી વ્યભિચાર નથી કહેવાતો, તેમ નિયમપૂર્વક નિયોગ કરવાથી વ્યભિચાર કહેવાશે નહીં. જેમ અન્યની કન્યાનો અન્યના કુમાર સાથે શાસ્ત્રોક્ત વિધિપૂર્વક વિવાહ થવાથી સમાગમમાં વ્યભિચાર, પાપ કે લજ્જા થતી નથી, તેમ વેદશાસ્ત્રોક્ત નિયોગમાં વ્યભિચાર કે પાપ, લજ્જા ન માનવી જોઈએ.

**પ્રશ્ન** - છે તો ઠીક, પરન્તુ આ વેશ્યા સદૃશ કર્મ દેખાય છે !

**ઉત્તર** - નહીં, કેમકે વેશ્યાના સમાગમમાં કોઈ નિશ્ચિત પુરુષ કે કોઈ નિયમ નથી. અને નિયોગમાં વિવાહના સમાન નિયમ છે. જેમ અન્યને વિવાહપૂર્વક છોકરી આપવામાં અને સમાગમ કરવામાં લજ્જા થતી નથી, તેમ જ નિયોગમાં પણ ન થવી જોઈએ. શું જે વ્યભિચારી પુરુષ કે સ્ત્રી હોય, તે વિવાહ થવાથી પણ કુકર્મથી અળગાં રહે છે ?

**પ્રશ્ન** - અમને નિયોગની વાતમાં પાપ જણાય છે.

**ઉત્તર** - જો નિયોગની વાતમાં પાપ માનો છો, તો વિવાહમાં પાપ કેમ નથી માનતા ? પાપ તો નિયોગ રોકવામાં છે, કેમકે વૈરાગ્યવાન, પૂર્ણ વિદ્વાન્ અને યોગીઓ સિવાય ઈશ્વરના સૃષ્ટિક્રમ મુજબ કોઈ પણ સ્ત્રી-પુરુષનો સ્વાભાવિક વ્યવહાર રોકી શકાતો નથી.

શું ગર્ભપાતરૂપ ભ્રૂણહત્યા અને વિધવા સ્ત્રી તથા મૃતક સ્ત્રી-પુરુષોના મહાસન્તાપને પાપ નથી ગણતા ? કેમ કે જ્યાં સુધી તે યુવાવસ્થામાં છે, ત્યાં સુધી મનમાં સન્તાનોત્પત્તિ અને વિષયની ચાહના થયા કરવાની છે,

તેને કોઈ રાજ્યવ્યવહાર કે જાતિવ્યવહારથી અટકાવવાથી ખરાબ ચાલથી ગુપ્ત કુકર્મ થતાં રહે છે.

એ વ્યભિચાર અને કુકર્મો રોકવાનો આ એક જ શ્રેષ્ઠ ઉપાય છે કે જે જિતેન્દ્રિય રહી શકે, તે વિવાહ કે નિયોગ પણ ન કરે, તે ઠીક છે. પરન્તુ જે એવાં નથી, તેમના વિવાહ અને આપત્કાલમાં નિયોગ અવશ્ય થવો જોઈએ. એથી વ્યભિચાર ન્યૂન થવાનો અને પ્રેમથી ઉત્તમ સન્તાન પ્રાપ્ત થઈને મનુષ્યોની વૃદ્ધિ થવાનો સંભવ છે અને ગર્ભહત્યા સર્વથા છૂટી જાય છે.

નીચ પુરુષો સાથે ઉત્તમ સ્ત્રીના અને વેશ્યાદિ નીચ સ્ત્રીઓ સાથે ઉત્તમ પુરુષોના વ્યભિચારરૂપ કુકર્મ, ઉત્તમ કુળમાં કલંક, વંશનો ઉચ્છેદ, સ્ત્રી-પુરુષોનો સન્તાપ અને ગર્ભહત્યાદિ કુકર્મ વિવાહ અને નિયોગથી નિવૃત્ત થાય છે. માટે નિયોગ કરવો જોઈએ.

**પ્રશ્ન** - નિયોગમાં શી શી વાત હોવી જોઈએ.

**ઉત્તર** - જેમ વિવાહ પ્રસિદ્ધિથી થાય છે, તેમ જ નિયોગ પણ પ્રસિદ્ધિથી જ કરવો જોઈએ. જેમ વિવાહમાં ભદ્રપુરુષોની અનુમતિ અને કન્યા-વરની પ્રસન્નતા હોય છે, તેમ નિયોગમાં પણ, અર્થાત્ જ્યારે સ્ત્રી-પુરુષનો નિયોગ થવાનો હોય, ત્યારે પોતાના કુટુમ્બનાં પુરુષ-સ્ત્રીઓની સામે પ્રકટ કરે કે "અમે નિયોગ સન્તાનોત્પત્તિ માટે કરીએ છીએ અને જ્યારે નિયોગનો નિયમ પૂરો થઈ જશે ત્યારે અમે સંયોગ કરીશું નહીં. જો અન્યથા કરીએ તો પાપી અને જાતિ કે રાજાના દંડનીય થઈશું. મહિનામાં એકવાર ગર્ભાધાનનું કાર્ય કરીશું, ગર્ભ રહ્યા પછી એક વર્ષ પર્યન્ત પૃથક રહીશું."

**પ્રશ્ન** - નિયોગ પોતાના વર્ણમાં થવો જોઈએ કે અન્ય વર્ણો સાથે પણ ?

**ઉત્તર** - પોતાના વર્ણમાં અથવા પોતાથી ઉત્તમ વર્ણસ્થ પુરુષ સાથે અર્થાત્ વૈશ્યા સ્ત્રી વૈશ્ય, ક્ષત્રિય કે બ્રાહ્મણની સાથે, ક્ષત્રિયા સ્ત્રી ક્ષત્રિય કે બ્રાહ્મણની સાથે અને બ્રાહ્મણી બ્રાહ્મણની સાથે નિયોગ કરી શકે છે. એનું તાત્પર્ય એ છે કે વીર્ય સમ અથવા ઉત્તમ વર્ણનું હોવું જોઈએ. પોતાથી નીચ વર્ણનું નહીં. સ્ત્રી અને પુરુષની સૃષ્ટિનું એ જ પ્રયોજન છે કે ધર્મથી અર્થાત્ વેદોક્ત રીતિથી વિવાહ કે નિયોગથી સન્તાનોત્પત્તિ કરવી.

**પ્રશ્ન** - પુરુષોને નિયોગ કરવાની શી આવશ્યકતા છે કેમકે તે તો બીજો વિવાહ કરશે ?

**ઉત્તર** - અમે લખ્યું છે કે દ્વિજોમાં સ્ત્રી અને પુરુષનો એક જ વાર વિવાહ થવો વેદાદિ શાસ્ત્રોમાં લખ્યો છે, દ્વિતીય વાર નહીં. કુમાર અને કુમારીનો જ વિવાહ થવામાં ન્યાય અને વિધવા સ્ત્રીની સાથે કુમાર પુરુષ અને કુમારીની સાથે મૃતસ્ત્રીક પુરુષનો વિવાહ થવામાં અન્યાય અર્થાત્ અધર્મ છે. જેમ વિધવા સ્ત્રી સાથે પુરુષ વિવાહ કરવા ચાહતો નથી, તેમજ વિવાહિત સ્ત્રી સાથે સમાગમ કરેલા પુરુષ સાથે વિવાહ કરવાની ઇચ્છા કુમારી પણ નહીં કરશે. જ્યારે વિવાહ કરેલા પુરુષને કોઈ કુમારી કન્યા અને વિધવા સ્ત્રીને કોઈ કુમાર ગ્રહણ કરશે નહીં, ત્યારે પુરુષ અને સ્ત્રીને નિયોગ કરવાની આવશ્યકતા પડશે અને ધર્મ પણ એ જ છે કે જેવા સાથે તેવાનો સમ્બન્ધ થવો જોઈએ.

**પ્રશ્ન** - જેમ વિવાહમાં વેદાદિ શાસ્ત્રનું પ્રમાણ છે, તેમ નિયોગમાં પ્રમાણ છે કે નહીં ?

**ઉત્તર** - એ વિષયમાં ઘણાં પ્રમાણો છે, જુઓ અને સાંભળો :-

**कुहस्विद्दोषा कुह वस्तोरश्विना कुहाभिपित्वं करतः कुहोषतुः ।**
**को वां शयुत्रा विधवेव देवरं मर्यं न योषा कृणुते सधस्थ आ ॥**

-ऋ० ॥ मं० १०. सू० ४०. मं० २ ॥

**उदीर्ष्व नार्यभि जीवलोकं गतासुमेतमुप शेष एहि ।**

**हस्तग्राभस्य दिधिषोस्तवेदं पत्युर्जनित्वमभि सं बभूथ ॥** ऋ० ॥ मं० १०. सू० १८. मं० ८ ॥

હે ( **अश्विना** ) સ્ત્રી-પુરુષો ! જેમ ( **देवरं विधवेव** ) દેવરને વિધવા અને ( **योषा मर्यन्न** ) વિવાહિત સ્ત્રી પોતાના પતિને ( **सधस्थे** ) સમાન સ્થાન શય્યામાં એકત્ર થઈને સન્તાનોને ( **आ कृणुते** ) સર્વ પ્રકારે ઉત્પન્ન કરે છે, તેમ તમે બન્ને સ્ત્રી-પુરુષ ( **कुहस्विद्दोषा** ) ક્યાં રાત્રિમાં અને ( **कुह वस्तोः** ) ક્યાં દિનમાં વસ્યાં હતાં ? ( **कुहाभिपित्वम्** ) ક્યા પદાર્થોની પ્રાપ્તિ ( **करतः** ) કરી ? અને ( **कुहोषतुः** ) કયે સમયે ક્યાં વાસ કરતાં હતાં ? ( **को वां शयुत्रा** ) તમારું શયનસ્થાન ક્યાં છે ? તથા કોણ છો ? અને ક્યા દેશનાં રહેનારાં છો ?

આથી એ સિદ્ધ થયું કે દેશ-વિદેશમાં સ્ત્રી-પુરુષ સાથે રહે, અને તે વિવાહિત પતિ સમાન નિયુક્ત પતિને ગ્રહણ કરીને વિધવા સ્ત્રી પણ સન્તાનોત્પત્તિ કરી લે.

**પ્રશ્ન** - જો કોઈને નાનો ભાઈ જ ન હોય, તો વિધવા નિયોગ કોની સાથે કરે ?

**ઉત્તર** - દેવરની સાથે. પરન્તુ દેવર શબ્દનો અર્થ જેવો તમે સમજો છો તેવો નથી. જુઓ નિરુક્તમાં- **देवरः कस्माद् द्वितीयो वर उच्यते ॥ निरू० अ० ३ । खंड १५ ॥** 'દેવર' તેને કહે છે કે જે વિધવાનો બીજો પતિ થાય છે. પછી ભલેને તે નાનો કે મોટો ભાઈ અથવા પોતાના વર્ણ કે પોતાનાથી ઉત્તમ વર્ણવાળો હોય. જેની સાથે નિયોગ કરે, તેનું નામ "દેવર" છે.

હે ( **नारि** ) વિધવા ! તું ( **एतं गतासुम्** ) આ મરેલા પતિની આશા છોડી ( **शेषे** ) બાકી પુરુષોમાંથી ( **अभिजीवलोकम्** ) જીવતા બીજા પતિને ( **उपैहि** ) પ્રાપ્ત થા અને ( **उदीर्ष्व** ) એ વાતનો વિચાર અને નિશ્ચય રાખ કે જો ( **हस्तग्राभस्य दिधिषोः** ) તું વિધવાના પુનઃ પાણિગ્રહણ કરનાર નિયુક્ત પતિના સમ્બન્ધ માટે નિયોગ થશે, તો ( **इदम्** ) આ ( **जनित्वम्** ) ઉત્પન્ન થયેલું બાળક તે જ નિયુક્ત ( **पत्युः** ) પતિનું થશે. અને જો તું પોતાના માટે નિયોગ કરીશ, તો તે સન્તાન ( **तव** ) તારું થશે. એવા નિશ્ચયથી યુક્ત ( **अभि, सम्, बभूथ** ) થા અને નિયુક્ત પુરુષ પણ એ જ નિયમનું પાલન કરે.

**अदेवृघ्न्यपतिघ्नीहैधि शिवा पशुभ्यः सुयमा सुवर्चाः ।**
**प्रजावती वीरसूर्देवृकामा स्योनेममग्निं गार्हपत्यं सपर्य ॥**

-अथर्व० ॥ कां० १४. अनु० २. मं० १८ ॥

હે ( **अपतिघ्न्यदेवृघ्नि** ) પતિ અને દેવરને દુઃખ ન આપનારી સ્ત્રી તું ! ( **इह** ) આ ગૃહાશ્રમમાં ( **पशुभ्यः** )પશુઓ માટે ( **शिवा** ) કલ્યાણ કરનારી, ( **सुयमा** ) ઉત્તમ પ્રકારે ધર્મ નિયમમાં ચાલનારી, ( **सुवर्चाः** ) રૂપ અને સર્વશાસ્ત્ર વિદ્યાયુક્ત, ( **प्रजावती** ) ઉત્તમ પુત્ર-પૌત્રાદિ સહિત, ( **वीरसूः** ) શૂરવીર પુત્રો જણનારી, ( **देवृकामा** ) દેવરની કામના કરનારી, ( **स्योना** ) અને સુખ આપનારી પતિ કે દેવરને ( **एधि** ) પ્રાપ્ત થઈ ( **इमम्** ) આ ( **गार्हपत्यम्** ) ગૃહસ્થ સમ્બન્ધી ( **अग्निम्** ) અગ્નિહોત્રીનું ( **सपर्य** ) સેવન કર્યા કર.

**तामनेन विधानेन निजो विन्देत देवरः ॥** -मनु० ( ९. ६९ )

જો અક્ષતયોનિ સ્ત્રી વિધવા થાય તો પતિનો બીજો નાનો ભાઈ પણ તેની સાથે વિવાહ કરી શકે છે.

**પ્રશ્ન** - એક સ્ત્રી કે પુરુષ કેટલા નિયોગ કરી શકે છે ? અને વિવાહિત નિયુક્ત પતિઓનું નામ શું હોય છે ?

**ઉત્તર** - **सोमः प्रथमो विविदे गन्धर्वो विविद उत्तरः ।**
**तृतीयो अग्निष्टे पतिस्तुरीयस्ते मनुष्यजाः ॥** -ऋ० । मं० १०. सू० ८५. मं० ४० ॥

હે સ્ત્રી ! જે ( **ते** ) તારો ( **प्रथमः** ) પહેલો વિવાહિત ( **पतिः** ) પતિ તને ( **विविदे** ) પ્રાપ્ત થાય છે તેનું

નામ ( **सोमः** ) સુકુમારતાદિ ગુણયુક્ત હોવાથી સોમ; જે બીજો નિયોગથી ( **विविदे** ) પ્રાપ્ત થાય તે ( **गन्धर्वः** ) એક સ્ત્રી સાથે સમ્ભોગ કરવાથી ગન્ધર્વ; જે ( **तृतीय उत्तरः** ) તે બેની પશ્ચાત્ ત્રીજો પતિ થાય છે તે ( **अग्निः** ) અત્યુષ્ણતાયુક્ત હોવાથી અગ્નિસંજ્ઞક; અને જે ( **ते** ) તારા ( **तुरीयः** ) ચોથાથી અગિયારમા સુધી નિયોગથી પતિ થાય છે, તે ( **मनुष्यजाः** ) મનુષ્ય નામથી કહેવાય છે. જેમ ( **इमां त्वमिन्द्र** ) એ મન્ત્રમાં અગિયારમો પુરુષ સુધી સ્ત્રી નિયોગ કરી શકે છે, તેમ પુરુષ પણ અગિયારમી સ્ત્રી સુધી નિયોગ કરી શકે છે.

**પ્રશ્ન** – **एकादश** શબ્દથી દસ પુત્ર અને અગિયારમો પતિ એમ કેમ ન ગણાય ?

**ઉત્તર** – જો એવો અર્થ કરશો તો **विधवेव देवरम् । देवरः कस्मद् द्वितीयो वर उच्यते । अदेवृघ्नि ।** અને **गन्धर्वो विविद उत्तरः ।** ઇત્યાદિ વેદપ્રમાણોથી વિરુદ્ધાર્થ થશે. કેમકે તમારા અર્થથી બીજો પણ પતિ પ્રાપ્ત થઈ શકતો નથી.

**देवराद्वा सपिण्डाद्वा स्त्रिया सम्यङ् नियुक्तया । प्रजेप्सिताधिगन्तव्या सन्तानस्य परिक्षये ॥ १ ॥**

**ज्येष्ठो यवीयसो भार्य्यां यवीयान्वाग्रजस्त्रियम् । पतितौ भवतो गत्वा नियुक्तावप्यनापदि ॥ २ ॥**

**औरसः क्षेत्रजश्चैव० ॥ ३ ॥** –મનુ૦ ( ૯.૫૯, ૫૮, ૧૫૯ )

ઇત્યાદિ મનુજીએ લખ્યું છે કે ( **सपिण्ड** ) અર્થાત્ પતિની છ પેઢીમાં પતિનો નાનો અથવા મોટો ભાઈ અથવા સ્વજાતિસ્થ તથા પોતાથી ઉત્તમ જાતિસ્થ પુરુષ સાથે વિધવા સ્ત્રીનો નિયોગ થવો જોઈએ. પરન્તુ જો મૃતસ્ત્રીવાળો પુરુષ અને વિધવા સ્ત્રી સન્તાનોત્પત્તિની ઇચ્છા કરતી હોય, તો નિયોગ થવો ઉચિત છે. અને જ્યારે સન્તાનનો સર્વથા ક્ષય થાય, ત્યારે નિયોગ થાય. જો આપત્કાલ ન હોય અર્થાત્ સન્તાનો હોવાની ઇચ્છા ન હોય તો અને જો મોટા ભાઈની સ્ત્રી સાથે નાનો અને નાનાની સ્ત્રી સાથે મોટા ભાઈનો નિયોગ થઈ સન્તાનોત્પત્તિ થઈ ગયા પછી પુનઃ તે નિયુક્ત આપસમાં સમાગમ કરે, તો પતિત થઈ જાય. અર્થાત્ એક નિયોગમાં બીજા પુત્રનો ગર્ભ રહેવા સુધી નિયોગનો અવધિ છે. એ પછી સમાગમ ન કરે. અને જો બન્ને માટે નિયોગ કર્યો હોય, તો ચોથા ગર્ભ સુધી અર્થાત્ પૂર્વોક્ત રીતિથી દસ સન્તાન સુધી થઈ શકે. તે પશ્ચાત્ વિષયાસક્તિ ગણવામાં આવે છે. એટલા માટે તે પતિત ગણાય છે અને જો વિવાહિત સ્ત્રીથી પુરુષ પણ દસમા ગર્ભથી અધિક સમાગમ કરે, તો કામી અને નિન્દિત થાય છે. અર્થાત્ વિવાહ કે નિયોગ સન્તાનો માટે જ કરવામાં આવે છે, પશુવત્ કામક્રીડાને માટે નહીં.

**પ્રશ્ન** – નિયોગ મરણ પછી જ થાય છે કે પતિ જીવતો હોય, તો પણ ?

**ઉત્તર** – જીવતા પતિએ પણ –

**अन्यमिच्छस्व सुभगे पतिं मत् ॥** –ऋ० । मं० १०. सू० १०. मं० १० ॥

જ્યારે પતિ સન્તાનોત્પત્તિમાં અસમર્થ હોય, ત્યારે પોતાની સ્ત્રીને આજ્ઞા આપે કે હે ( **सुभगे** ) સૌભાગ્યની ઇચ્છા કરનારી સ્ત્રી તું ( **मत्** ) મારાથી ( **अन्यम्** ) બીજા પતિની ( **इच्छस्व** ) ઇચ્છા કર, કેમકે હવે મારાથી સન્તાનોત્પત્તિની આશા ન રાખ. ત્યારે સ્ત્રી બીજા સાથે નિયોગ કરીને સન્તાનોત્પત્તિ કરે, પરન્તુ તે વિવાહિત મહાશય પતિની સેવામાં તત્પર રહે, તેમજ સ્ત્રી પણ જ્યારે રોગાદિ દોષોથી ગ્રસ્ત હોઈને સન્તાનોત્પત્તિમાં અસમર્થ હોય, ત્યારે પોતાના પતિને આજ્ઞા આપે કે હે સ્વામી ! આપ મારાથી સન્તાનોત્પત્તિની ઇચ્છા છોડી કોઈ બીજી વિધવા સ્ત્રીથી નિયોગ કરી સન્તાનોત્પત્તિ કરો.

જેમકે પાણ્ડુ રાજાની સ્ત્રી કુન્તી અને માદ્રી આદિએ કર્યું અને જેમ વ્યાસજીએ ચિત્રાંગદ અને વિચિત્રવીર્યના મરણ પછી પોતાના ભાઈઓની સ્ત્રીઓ સાથે નિયોગ કરી અમ્બિકામાં ધૃતરાષ્ટ્ર અને અમ્બાલિકામાં પાણ્ડુ અને

દાસીમાં વિદુરની ઉત્પત્તિ કરી હતી. ઇત્યાદિ ઇતિહાસ પણ એ વાતમાં પ્રમાણ છે.

**प्रोषितो धर्मकार्यार्थं प्रतीक्ष्योऽष्टौ नरः समाः । विद्यार्थं षड् यशोऽर्थं वा कामार्थं त्रींस्तु वत्सरान् ॥**
**वन्ध्याष्टमेऽधिवेद्याब्दे दशमे तु मृतप्रजा । एकादशे स्त्रीजननी सद्यस्त्वप्रियवादिनी ॥**

-मनु० (९.७६, ८१)

વિવાહિત સ્ત્રી જો વિવાહિત પતિ ધર્મને માટે પરદેશ ગયો હોય તો આઠ વર્ષ, વિદ્યા અને કીર્તિ માટે ગયો હોય, તો છ વર્ષ અને ધનાદિની કામના અર્થે ગયો હોય, તો ત્રણ વર્ષ સુધી વાટ જોઈને પશ્ચાત્ નિયોગ કરી સન્તાનોત્પત્તિ કરી લે. જ્યારે વિવાહિત પતિ આવે ત્યારે નિયુક્ત પતિ છૂટી જાય. ॥૧॥

તેવી જ રીતે પુરુષ માટે પણ નિયમ છે કે જો વન્ધ્યા હોય તો (વિવાહથી આઠ વર્ષ સુધીમાં સ્ત્રીને ગર્ભ ન રહે) આઠમા વર્ષ સુધી સન્તાન થઈ મરી જાય, તો દસમા વર્ષ સુધી, જ્યારે જ્યારે થાય ત્યારે ત્યારે કન્યા જ થાય અને પુત્ર ન થાય, તો અગિયાર વર્ષ સુધી વાટ જોઈ, અને જો અપ્રિય બોલનાર હોય તો તુરત જ તે સ્ત્રીને ત્યાગી અન્ય સ્ત્રી સાથે નિયોગ કરી સન્તાનોત્પત્તિ કરી લેવી. ॥૨॥

તેવી રીતે જો પુરુષ અત્યન્ત દુઃખદાયક હોય તો તેવી સ્ત્રીને ઉચિત છે કે તેને ત્યાગી અન્ય પુરુષ સાથે નિયોગ કરી સન્તાનોત્પત્તિ કરીને તે જ વિવાહિત પતિના દાયભાગી સન્તાનની ઉત્પત્તિ કરી લે. ઇત્યાદિ પ્રમાણો અને યુક્તિથી સ્વયંવર વિવાહ અને નિયોગથી પોતપોતાના કુળની ઉન્નતિ કરે. જેમ **औरस** અર્થાત્ વિવાહિત પતિથી ઉત્પન્ન થયેલો પુત્ર, પિતાના પદાર્થનો સ્વામી થાય છે, તેમ **क्षेत्रज** અર્થાત્ નિયોગથી ઉત્પન્ન થયેલો પુત્ર પણ તે મૃતપિતાનો દાયભાગી થાય છે.

હવે સ્ત્રી અને પુરુષોએ એ ધ્યાનમાં રાખવું કે વીર્ય અને રજ અમૂલ્ય છે. જે કોઈ એ અમૂલ્ય પદાર્થને પરસ્ત્રી, વેશ્યા કે દુષ્ટ પુરુષોના સંગમાં નષ્ટ કરે છે, તે મહામૂર્ખ છે. કેમકે ખેડૂત કે માળી મૂર્ખ બનીને પણ પોતાના ખેતર કે વાડી વિના અન્યત્ર બીજ નથી વાવતા. જો કે સાધારણ બીજ અને મૂર્ખનું એવું વર્તન છે, તો પછી જે સર્વોત્તમ મનુષ્ય શરીર રૂપ વૃક્ષના બીજને કુક્ષેત્રમાં નષ્ટ કરે છે, તે મહામૂર્ખ કહેવાય છે. કેમકે તેનું ફળ તેને મળતું નથી. અને "**आत्मा वै जायते पुत्रः**" આ બ્રાહ્મણ ગ્રન્થનું વચન છે.

**अङ्गादङ्गात्सम्भवसि हृदयादधिजायसे । आत्मा पुत्र मा मृथा स जीव शरदः शतम् ॥** (निरू० ३. ४)

આ સામવેદ(બ્રાહ્મણ)નું વચન છે. હે પુત્ર ! તું અંગમાંથી ઉત્પન્ન થયેલા વીર્યથી અને હૃદયથી ઉત્પન્ન થાય છે. એથી તું મારો આત્મા છે, મારાથી પૂર્વ મરતો નહીં. કિન્તુ સો વર્ષ પર્યન્ત જીવ.

જેથી એ એવા મહાત્મા અને મહાશયોનાં શરીર ઉત્પન્ન થાય છે, તેને વેશ્યાદિ દુષ્ટ ક્ષેત્રમાં વાવવું કે દુષ્ટ બીજ ઉત્તમ ક્ષેત્રમાં વવડાવવું મહાપાપનું કામ છે.

**પ્રશ્ન** - વિવાહ શા માટે કરવો ? કેમકે એથી સ્ત્રી-પુરુષને બન્ધનમાં પડી ઘણો સંકોચ કરવો અને દુઃખ ભોગવવાં પડે છે. માટે જેની સાથે જેની પ્રીતિ રહે, ત્યાં સુધી જોડાઈ રહે. જ્યારે પ્રીતિ છૂટી જાય ત્યારે છોડી દે.

**ઉત્તર** - એ પશુ-પક્ષીઓનો વ્યવહાર છે મનુષ્યોનો નથી. જો મનુષ્યોમાં વિવાહનો નિયમ ન રહે તો ગૃહાશ્રમના સર્વ સારા સારા વ્યવહારો નષ્ટ-ભ્રષ્ટ થઈ જાય. કોઈ કોઈની સેવા પણ ન કરે અને મહાવ્યભિચારની વૃદ્ધિ થઈને સર્વ રોગી, નિર્બળ અને અલ્પાયુ થઈ, શીઘ્ર શીઘ્ર મરી જાય. કોઈ કોઈનાથી ભય કે લજ્જા નહીં કરે. વૃદ્ધાવસ્થામાં કોઈ કોઈની સેવા પણ નહીં કરે અને મહાવ્યભિચારની વૃદ્ધિ થઈને સર્વ રોગી, નિર્બળ અને અલ્પાયુ થઈને તેનાં કુળોનાં કુળો નષ્ટ થઈ જાય; કોઈ કોઈના પદાર્થનો સ્વામી કે દાયભાગી પણ થઈ શકે નહીં અને કોઈનો કોઈ પદાર્થ પર દીર્ઘ કાળ પર્યન્ત અધિકાર પણ રહે નહીં. ઇત્યાદિ દોષોના નિવારણાર્થે વિવાહ

જ થવો સર્વથા યોગ્ય છે.

**પ્રશ્ન** - જ્યારે એક વિવાહ થાય અને એક પુરુષ ને એક સ્ત્રી અને એક સ્ત્રી ને એક પુરુષ રહે, ત્યારે સ્ત્રી ગર્ભવતી, સ્થિરરોગિણી અથવા પુરુષ દીર્ઘ રોગી હોય અને બન્નેની યુવાવસ્થામાં હોય અને રહેવાય નહીં તો પછી શું કરવું ?

ઉત્તર - એનો પ્રત્યુત્તર નિયોગ વિષયમાં આપી ચૂક્યા છીએ અને ગર્ભવતી સ્ત્રી સાથે એક વર્ષ સમાગમ ન કરવાના સમયમાં પુરુષથી અથવા સ્ત્રીથી ન રહેવાય તો કોઈ સાથે નિયોગ કરીને તેને માટે પુત્રોત્પત્તિ કરી લેવી, પરન્તુ વેશ્યાગમન કે વ્યભિચાર કદી પણ કરવો નહીં.

જ્યાં સુધી બને ત્યાં સુધી અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા, પ્રાપ્તનું રક્ષણ અને રક્ષિતની વૃદ્ધિ, વૃદ્ધિ થયેલા ધનનો વ્યય દેશોપકાર કરવામાં કર્યા કરવો. સર્વ પ્રકારના અર્થાત્ પૂર્વોક્ત રીતિથી પોતપોતાના વર્ણાશ્રમના વ્યવહારોને અત્યુત્સાહપૂર્વક પ્રયત્નથી કર્યા કરવા અને તન, મન, ધનથી સર્વદા પરમાર્થ કર્યા કરવો - પોતાના માતા પિતા, સાસુ સસરાની અત્યન્ત શુશ્રૂષા કરવી. મિત્ર અને આડોસી-પડોસી, રાજા, વિદ્વાન્, વૈદ્ય અને સત્પુરુષો સાથે પ્રીતિ રાખીને દુષ્ટ અધર્મીની ઉપેક્ષા અર્થાત્ દ્રોહ છોડીને તેમને સુધારવાનો પ્રયત્ન કર્યા કરવો. જ્યાં સુધી બને ત્યાં સુધી પ્રેમથી પોતાનાં સન્તાનોને વિદ્વાન્ અને સુશિક્ષિત કરવા-કરાવવામાં ધનાદિ પદાર્થોનો વ્યય કરીને તેમને પૂર્ણ વિદ્વાન સુશિક્ષાયુક્ત કરવા અને ધર્મયુક્ત વ્યવહાર કરી મોક્ષનું સાધન પણ કર્યા કરે કે જેની પ્રાપ્તિથી પરમાનન્દ ભોગવી શકાય. અને આવા શ્લોકોને માનવા નહીં. જેવા કે :-

**पतितोऽपि द्विजः श्रेष्ठो न च शूद्रो जितेन्द्रियः । निर्दुग्धा चापि गौः पूज्या न च दुग्धवती खरी ॥ १ ॥**
**अश्वालम्भं गवालम्भं संन्यासं पलपैत्रिकम् ॥ देवराच्च सुतोत्पत्तिं कलौ पञ्च विवर्जयेत् ॥ २ ॥**
**नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ । पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥ ३ ॥**

આ કપોલકલ્પિત પારાશરીના શ્લોકો છે. જો દુષ્ટ કર્મ કરનાર દ્વિજને શ્રેષ્ઠ અને શ્રેષ્ઠ કર્મ કરનાર શૂદ્રને નીચ માનીએ, તો એનાથી વધારે પક્ષપાત, અન્યાય, અધર્મ બીજો ક્યો હોઈ શકે ? જેમ દૂધ આપનારી અથવા ન આપનારી ગાય પણ ગોપાલકોને પાલનીય હોય છે, તેવી જ રીતે કુંભાર આદિને ગધેડી પણ પાલનીય નથી હોતી ? વળી આ દૃષ્ટાન્ત પણ વિષમ છે, કેમકે દ્વિજ અને શૂદ્ર બન્નેની એક મનુષ્ય જાતિ છે, જ્યારે ગાય અને ગધેડીની જાતિ ભિન્ન છે. કદાચિત્ પશુ જાતિથી દૃષ્ટાન્તનો એકદેશ દાર્ષ્ટાન્તમાં મળી પણ જાય, તો પણ એનો આશય અયુક્ત હોવાથી એ શ્લોકો વિદ્વાનોને કદી પણ માનનીય થઈ શકતા નથી. ॥૧॥

જ્યારે અશ્વાલમ્ભ અર્થાત્ ઘોડાને મારી અથવા ગવાલમ્ભ એટલે ગાયને મારી હોમ કરવો જ વેદવિહિત નથી, તો તેનો કલિયુગમાં નિષેધ કરવો, વેદ વિરુદ્ધ કેમ નહીં ? જો કલિયુગમાં આ નીચ કર્મોનો નિષેધ માનવામાં આવે, તો તે ત્રેતા આદિમાં વિધિ મનાય. પણ એવાં દુષ્ટ કામ શ્રેષ્ઠ યુગમાં હોવાં જ સર્વથા અસંભવ છે. વળી સંન્યાસનો વેદાદિ શાસ્ત્રોમાં વિધિ છે, તેનો નિષેધ કરવો નિર્મૂળ છે. જ્યારે માંસનો નિષેધ છે ત્યારે સર્વદા જ નિષેધ છે. જ્યારે દેવરથી પુત્રોત્પતિ કરવી વેદોમાં લખી છે, ત્યારે આ શ્લોકનો કર્તા શા માટે નિષેધ કરે છે ? ॥૨॥

જો નષ્ટે અર્થાત્ પતિ કોઈ દેશ-દેશાન્તરમાં ચાલ્યો ગયો હોય અને ઘરમાં સ્ત્રી નિયોગ કરી લે તે જ સમયે વિવાહિત પતિ આવી પહોંચે તો પછી તે કોની સ્ત્રી ગણાય ? કોઈ કહે કે વિવાહિત પતિની. એ અમે માન્યું, પરન્તુ એવી વ્યવસ્થા પારાશરીમાં તો નથી લખી ! શું સ્ત્રીઓના પાંચ જ આપત્કાલ છે ? રોગી પડ્યો હોય, કે લડાઈ થઈ ગઈ હોય ઇત્યાદિ આપત્કાલ પાંચથી પણ અધિક છે. એટલા માટે એવા એવા શ્લોકોને

કદી માનવા ન જોઈએ. ॥૩॥

**પ્રશ્ન** - શું તમે પારાશર મુનિના વચનને પણ નથી માનતા ?

ઉત્તર - ભલે ગમે તેનાં વચન હોય, વેદવિરુદ્ધ હોવાથી નથી માનતા. વળી, આ તો પારાશરનાં વચન પણ નથી, કેમકે જેમ **ब्रह्मोवाच, वसिष्ठ उवाच, राम उवाच, शिव उवाच, विष्णुः उवाच, देव्युवाच** ઇત્યાદિ શ્રેષ્ઠોનાં નામ લખીને ગ્રન્થરચના એટલા માટે કરે છે કે સર્વમાન્યના નામથી એ ગ્રન્થોને સંસાર માની લે અને પોતાની પુષ્કળ જીવિકા પણ ચાલે. એટલા માટે જ અનર્થ ગાથાયુક્ત ગ્રન્થ રચે છે. કેટલાક પ્રક્ષિપ્ત શ્લોકોને છોડીને મનુસ્મૃતિ જ વેદાનુકૂળ છે, અન્ય સ્મૃતિ નહીં. એવી જ વ્યવસ્થા અન્ય જાલ ગ્રન્થોની સમજી લેવી.

**પ્રશ્ન** - ગૃહાશ્રમ સર્વથી નાનો કે મોટો છે ?

ઉત્તર - પોતપોતાનાં કર્તવ્યકર્મોમાં સર્વ શ્રેષ્ઠ છે. પરન્તુ :-

**यथा नदीनदाः सर्वे सागरे यान्ति संस्थितिम् । तथैवाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥**

-मनु० ( ६.९० )

**यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वजन्तवः । तथा गृहस्थमाश्रित्य वर्त्तन्ते सर्वआश्रमाः ॥ २ ॥**
**यस्मात्त्रयोप्याश्रमिणो दानेनान्नेन चान्वहम् । गृहस्थेनैव धार्य्यन्ते तस्माज्ज्येष्ठाश्रमो गृही ॥ ३ ॥**
**स संधार्य्यः प्रयत्नेन स्वर्गमक्षयमिच्छता । सुखं चेहेच्छता नित्यं योऽधार्यो दुर्बलेन्द्रियैः ॥ ४ ॥**

-मनु० ( ३. ७७-७९ )

જેમ નદી અને મોટા મોટા નદો ત્યાં સુધી જ ભમતાં રહે છે કે જ્યાં સુધી તેઓ સમુદ્રને પ્રાપ્ત થતાં નથી. તેમ બધા ગૃહસ્થના જ આશ્રયે આશ્રમો સ્થિર રહે છે. ॥૧॥ જેમ વાયુના આશ્રયથી સર્વ જીવોનું વર્તમાન સિદ્ધ થાય છે, તેમ ગૃહસ્થના આશ્રયથી જ સર્વ આશ્રમ સ્થિર રહે છે. એ આશ્રમ વિના કોઈ આશ્રમનો કોઈ વ્યવહાર સિદ્ધ થતો નથી. ॥૨॥ જેથી બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસી એ ત્રણ આશ્રમોને દાન અને અન્નાદિ આપી પ્રતિદિન ગૃહસ્થ જ ધારણ કરે છે, તેથી ગૃહાશ્રમ એ જ્યેષ્ઠાશ્રમ છે અર્થાત્ સર્વ વ્યવહારોમાં તે ધુરન્ધર કહેવાય છે. ॥૩॥ એટલા માટે મોક્ષ અને સંસારના સુખની જે ઇચ્છા કરતો હોય તેણે પ્રયત્નથી ગૃહાશ્રમ ધારણ કરવો. જે ગૃહાશ્રમ દુર્બલેન્દ્રિય અર્થાત્ ભીરુ અને નિર્બળ પુરુષો એ ધારણ કરવાને અયોગ્ય છે, તેને સારી રીતે ધારણ કરવો. ॥૪॥

એટલા માટે સંસારમાં જે કંઈ વ્યવહાર છે, તેનો આધાર ગૃહાશ્રમ છે. જો આ ગૃહાશ્રમ ન હોત તો સન્તાનોત્પત્તિ ન થવાથી બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમ ક્યાંથી હોઈ શકત ?

જે કોઈ ગૃહાશ્રમની નિન્દા કરે છે, તે જ નિન્દનીય છે અને જે પ્રશંસા કરે છે તે જ પ્રશંસનીય છે. પરન્તુ ગૃહાશ્રમમાં સુખ ત્યારે જ હોય છે કે જ્યારે સ્ત્રી અને પુરુષ બન્ને પરસ્પર પ્રસન્ન, વિદ્વાન્, પુરુષાર્થી અને સર્વપ્રકારના વ્યવહારના જ્ઞાતા હોય છે. એટલા માટે ગૃહાશ્રમના સુખનું મુખ્ય કારણ બ્રહ્મચર્ય અને પૂર્વોક્ત સ્વયંવર વિવાહ છે.

આ સંક્ષેપથી સમાવર્તન, વિવાહ અને ગૃહાશ્રમના વિષયમાં શિક્ષા લખી છે. હવે આગળ વાનપ્રસ્થ અને સંન્યાસના વિષયમાં લખવામાં આવશે.

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे**
**सुभाषाविभूषिते समावर्त्तनविवाहगृहाश्रमविषये**
**चतुर्थः समुल्लासः सम्पूर्णः ॥ ४ ॥**

## ॥ अथ पञ्चमसमुल्लासारम्भः ॥

### अथ वानप्रस्थसंन्यासविधिं वक्ष्यामः ॥

**ब्रह्मचर्याश्रमं समाप्य गृही भवेत्, गृही भूत्वा वनी भवेद्वनी भूत्वा प्रव्रजेत ॥ शत० कां० १४ ॥**

મનુષ્યોને ઉચિત છે કે બ્રહ્મચર્યાશ્રમને સમાપ્ત કરી, ગૃહસ્થ થઈ, વાનપ્રસ્થ થવું અને વાનપ્રસ્થ થયા પછી સંન્યાસી થવું અર્થાત્ એ અનુક્રમથી આશ્રમનું વિધાન છે.

**एवं गृहाश्रमे स्थित्वा विधिवत्स्नातको द्विजः । वने वसेत्तु नियतो यथावद्विजितेन्द्रियः ॥ १ ॥**
**गृहस्थस्तु यदा पश्येद्वलिपलितमात्मनः । अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥ २ ॥**
**संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम् । पुत्रेषु भार्यां निःक्षिप्य वनं गच्छेत्सहैव वा ॥ ३ ॥**
**अग्निहोत्रं समादाय गृह्यं चाग्निपरिच्छदम् । ग्रामादरण्यं निःसृत्य निवसेन्नियतेन्द्रियः ॥ ४ ॥**
**मुन्यन्नैर्विविधैर्मेध्यैः शाकमूलफलेन वा । एतानेव महायज्ञान्निर्वपेद्विधिपूर्वकम् ॥ ५ ॥**

(-मनु० ६. १-५)

આ પ્રકારે સ્નાતક અર્થાત્ બ્રહ્મચર્યપૂર્વક ગૃહાશ્રમના કર્તા દ્વિજ અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ગૃહાશ્રમમાં રહીને નિશ્ચિતાત્મા થઈ અને યથાવત્ ઇન્દ્રિયોને જીતી વનમાં વસે. ॥૧॥ પરન્તુ જ્યારે શિરના કેશ શ્વેત થાય અને ત્વચા ઢીલી પડી જાય અને પુત્રને પણ પુત્ર પ્રાપ્ત થયો હોય, ત્યારે ગૃહસ્થ વનમાં જઈ વસે. ॥૨॥ ગ્રામના સર્વ આહાર અને વસ્ત્રાદિ સર્વ ઉત્તમોત્તમ પદાર્થોને છોડીને પુત્રો પાસે સ્ત્રીને રાખી કે પોતાની સાથે લઈ વનમાં નિવાસ કરે. ॥૩॥ સાંગોપાંગ અગ્નિહોત્રને લઈ ગ્રામમાંથી નીકળી દઢેન્દ્રિય થઈને અરણ્યમાં જઈને વસે. ॥૪॥ અનેક પ્રકારના સામા આદિ અન્ન, સુંદર શાક, મૂલ, ફલ અને કંદાદિથી પૂર્વોક્ત પંચમહાયજ્ઞ કરે અને તે વડે જ અતિથિ સેવા અને પોતે પણ નિર્વાહ કરે. ॥૫॥

**स्वाध्याये नित्ययुक्तः स्याद्दान्तो मैत्रः समाहितः । दाता नित्यमनादाता सर्वभूतानुकम्पकः ॥ १ ॥**
**अप्रयत्नः सुखार्थेषु ब्रह्मचारी धराशयः । शरणेष्वममश्चैव वृक्षमूलनिकेतनः ॥ २ ॥**

-(मनु० ६. ८, २६)

સ્વાધ્યાય અર્થાત્ ભણવા-ભણાવવામાં નિત્યયુક્ત, જિતાત્મા, સર્વનો મિત્ર, ઇન્દ્રિયોનો દમનશીલ, વિદ્યાદિનું દાન દેનાર અને સર્વ પર દયાળુ તથા કોઈની પાસેથી કંઈ પણ પદાર્થ ન લે, એ પ્રકારે સદા વર્ત્તે ॥૧॥ શરીરના સુખ માટે અતિ પ્રયત્ન ન કરે, કિન્તુ બ્રહ્મચારી રહે અર્થાત્ પોતાની સ્ત્રી સાથે હોય, તો પણ તેની સાથે વિષય ચેષ્ટા કંઈ પણ ન કરે, ભૂમિપર સૂએ, પોતાના આશ્રિત કે સ્વકીય પદાર્થોમાં મમતા ન કરે અને વૃક્ષના મૂલમાં વસે. ॥૨॥

**तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये शान्ता विद्वांसो भैक्षचर्य्यां चरन्तः ।**
**सूर्य्यद्वारेण ते विरजाः प्रयान्ति यत्राऽमृतः स पुरुषो ह्यव्ययात्मा ॥ १ ॥ -मुण्ड० खं० २. मं० ११ ॥**

જે શાન્ત વિદ્વાન્ લોકો વનમાં તપ, ધર્માનુષ્ઠાન અને સત્યની શ્રદ્ધા કરીને ભિક્ષાચરણ કરતા કરતા જંગલમાં વસે છે, તે જ્યાં નાશરહિત પૂર્ણ- પુરુષ હાનિ-લાભ- રહિત પરમાત્મા છે, ત્યાં નિર્મલ થઈને પ્રાણદ્વારેથી તે પરમાત્માને પ્રાપ્ત થઈ આનન્દિત થઈ જાય છે. ॥૧॥

**अभ्या दधामि समिधमग्ने व्रतपते त्वयि ।**
**व्रतञ्च श्रद्धां चोपैमीन्धे त्वा दीक्षितोऽअहम् ॥ १ ॥ -यजुर्वेद ॥ अ० २०. मं० २४ ॥**

વાનપ્રસ્થને ઉચિત છે કે-'હું અગ્નિમાં હોમ કરી, દીક્ષિત થઈ, વ્રત- સત્યાચરણ અને શ્રદ્ધાને પ્રાપ્ત થાઉં'-એવી ઇચ્છા કરીને વાનપ્રસ્થ થાય. નાના પ્રકારની તપશ્ચર્યા, સત્સંગ, યોગાભ્યાસ અને સુવિચારથી

જ્ઞાન અને પવિત્રતા પ્રાપ્ત કરે. પશ્ચાત્ જ્યારે સંન્યાસ ગ્રહણની ઇચ્છા થાય, ત્યારે સ્ત્રીને પુત્રોની પાસે મોકલી દે, પછી સંન્યાસ ગ્રહણ કરે.

॥ इति संक्षेपेण वानप्रस्थविधिः ॥

## ॥ अथ संन्यासविधिः ॥

**वनेषु च विहृत्यैवं तृतीयं भागमायुषः ।**

**चतुर्थमायुषो भागं त्यक्त्वा सङ्गान् परिव्रजेत् ॥** -मनु० (६. ३३)

આ પ્રકારે વનમાં આયુનો ત્રીજો ભાગ અર્થાત્ પચાસમા વર્ષથી પંચોતેરમા વર્ષ પર્યન્ત વાનપ્રસ્થ રહીને પછી આયુના ચોથા ભાગમાં, સર્વસંગોને છોડીને પરિવ્રાટ્ અર્થાત્ સંન્યાસી થઈ જાય.

**પ્રશ્ન** - ગૃહાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમ કર્યા વિના સંન્યાસાશ્રમ કરે, તેને પાપ લાગે છે કે નહીં ?

**ઉત્તર** - લાગે છે અને નથી પણ લાગતું.

**પ્રશ્ન** - આ બે પ્રકારની વાત કેમ કહો છો ?

**ઉત્તર** - બે પ્રકારની નથી, કેમકે જે બાલ્યાવસ્થામાં વિરક્ત થઈ પાછો વિષયોમાં ફસે, તે મહાપાપી અને જે ન ફસે તે મહાપુણ્યાત્મા સત્પુરુષ છે.

**यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेद्वनाद्वा गृहाद्वा ब्रह्मचर्यादेव प्रव्रजेत् ॥**

આ બ્રાહ્મણ ગ્રન્થનું વચન છે. જે દિવસે વૈરાગ્ય પ્રાપ્ત થાય, તે જ દિવસે ઘેરથી કે વનથી સંન્યાસ ગ્રહણ કરી લેવો. પ્રથમ સંન્યાસનો પક્ષક્રમ કહ્યો અને એમાં વિકલ્પ અર્થાત્ વાનપ્રસ્થ ન કરે, ગૃહાશ્રમથી જ સંન્યાસ ધારણ કરે અને તૃતીય પક્ષ એ છે કે પૂર્ણ વિદ્વાન્, જિતેન્દ્રિય, વિષયભોગ કામનાથી રહિત, પરોપકાર કરવાની ઇચ્છાથી યુક્ત પુરુષ હોય, તે બ્રહ્મચર્યાશ્રમથી સંન્યાસ લે અને વેદોમાં પણ "**यतयः, ब्राह्मणस्य, विजानतः** ॥ ઇત્યાદિ પદોથી સંન્યાસનું વિધાન છે. પરન્તુ :-

**नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः ।**

**नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥** -कठ० । वल्ली २. मं० २४ ॥

જે દુરાચારથી પૃથક્ નથી, જેને શાન્તિ નથી, જેનો આત્મા યોગી નથી અને જેનું મન શાન્ત નથી તે સંન્યાસ લઈને પણ પ્રજ્ઞાનથી પરમાત્માને પ્રાપ્ત થતો નથી. તેથી -

**यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेद् ज्ञान आत्मनि ।**

**ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि ॥** -कठ० वल्ली ३. मं० १३ ॥

બુદ્ધિમાન સંન્યાસી વાણી અને મનને અધર્મથી રોકી, તેને જ્ઞાન અને આત્મામાં લગાડે અને તે જ્ઞાન, સ્વાત્માને પરમાત્મામાં લગાડે અને તે વિજ્ઞાનને શાન્તસ્વરૂપ આત્મામાં સ્થિર કરે.

**परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन ।**

**तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ।** मुण्ड० खंड० २. मं० १२ ॥

સર્વ લૌકિક ભોગોને કર્મથી સંચિત થયેલાં જોઈ, બ્રાહ્મણ અર્થાત્ સંન્યાસી વૈરાગ્યને પ્રાપ્ત થાય કેમકે અકૃત અર્થાત્ ન કરેલું પરમાત્માકૃત અર્થાત્ કેવળ કર્મથી પ્રાપ્ત નથી થતા. એટલા માટે કંઈ પણ અર્પણાર્થે હાથમાં લઈને વેદવિત્ અને પરમેશ્વરને જાણનાર એવા ગુરુની પાસે વિજ્ઞાન માટે જવું અને જઈને સર્વ સન્દેહોની નિવૃત્તિ કરવી. પરન્તુ સદા આવાનો સંગ છોડી દેવો, કે જે :-

**अविद्यायामन्तरे वर्त्तमानाः स्वयं धीराः पण्डितम्मन्यमानाः ।**

**जङ्घन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः ॥ १ ॥**
**अविद्यायां बहुधा वर्त्तमाना वयं कृतार्था इत्यभिमन्यन्ति बालाः ।**
**यत्कर्मिणो न प्रवेदयन्ति रागात्तेनातुराः क्षीणलोकाश्च्यवन्ते ॥ २ ॥ -मुण्ड० खं० २. मं० ८,९ ॥**

જે અવિદ્યાની અંદર રમી રહે, અને પોતાને ધીર અને પણ્ડિત માને છે, તે નીચે ગતિને પ્રાપ્ત થનાર મૂઢ, જેમ આંધળાની પાછળ આંધળો દુર્દશાને પ્રાપ્ત થાય છે, તેમ દુઃખ પામે છે. ॥૧॥ જે બહુધા અવિદ્યામાં રમણ કરનારા બાલબુદ્ધિ અમે કૃતાર્થ છીએ એમ માને છે, જેને કેવળ કર્મકાંડી લોક રોગથી મોહિત થઈ જાણી અને જણાવી શકતા નથી, તે આતુર થઈને જન્મ મરણરૂપ દુઃખમાં પડ્યા રહે છે. એટલા માટે :-

**वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः ।**
**ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे ॥ -मुण्ड० ३. खं० २. मं० ६ ॥**

જે વેદાન્ત અર્થાત્ પરમેશ્વર પ્રતિપાદક વેદમન્ત્રોના અર્થજ્ઞાન અને આચારમાં ઉત્તમ પ્રકારે નિશ્ચિત સંન્યાસયોગથી શુદ્ધાન્તઃકરણ સંન્યાસી હોય છે, તે પરમેશ્વરમાં મુક્તિસુખ પ્રાપ્ત કરી, ભોગવી પશ્ચાત્ જ્યારે મુક્તિમાં સુખનો અવધિ પૂરો થઈ જાય છે ત્યારે, ત્યાંથી છૂટીને સંસારમાં આવે છે. મુક્તિ વિના દુઃખનો નાશ થતો નથી, કેમકે :-

**न ( वै ) सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्त्यशरीरं वावसन्तं न प्रियाप्रिये स्पृशतः ॥**
छान्दो० ( प्र० ८ । खं० १२. १ )

જે દેહધારી છે તે સુખ-દુઃખની પ્રાપ્તિથી કદી પૃથક્ રહી શકતા નથી. અને જ્યારે શરીરરહિત જીવાત્મા સર્વવ્યાપક પરમેશ્વરની સાથે શુદ્ધ થઈ રહે છે, ત્યારે તેને સંસારિક સુખ-દુઃખ પ્રાપ્ત થતાં નથી.

**पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भैक्षचर्यं चरन्ति ॥**
-शत० कां० १४ ( प्र० ५. ब्रा० २ कं० १ )

લોકમાં પ્રતિષ્ઠા કે લાભથી, ધનના ભોગ કે માનથી અને પુત્રાદિના મોહથી અલગ થઈને સંન્યાસીઓ ભિક્ષુક થઈ, રાત દિવસ મોક્ષનાં સાધનોમાં તત્પર રહે છે.

**प्राजापत्यां निरुप्येष्टिं तस्यां सर्ववेदसं हुत्वा ब्राह्मणः प्रव्रजेत् ॥ १ ॥ -यजुर्वेदब्राह्मणे ॥**
**प्राजापत्यां निरुप्येष्टिं सर्ववेदसदक्षिणाम् । आत्मन्यग्नीन्समारोप्य ब्राह्मणः प्रव्रजेद्गृहात् ॥ १ ॥**
**यो दत्त्वा सर्वभूतेभ्यः प्रव्रजत्यभयं गृहात् । तस्य तेजोमया लोका भवन्ति ब्रह्मवादिनः ॥ २ ॥**
-मनु० ( ६. ३८, ३९ )

પ્રજાપતિ અર્થાત્ પરમેશ્વરની પ્રાપ્તિને માટે ઇષ્ટિ અર્થાત્ યજ્ઞ કરીને તેમાં યજ્ઞોપવીત, શિખાદિ ચિહ્નોને છોડી, આહવનીયાદિ પાંચ અગ્નિઓને પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચે પ્રાણોમાં આરોપણ કરી, બ્રાહ્મણ બ્રહ્મવિત્ ઘેરથી નિકળી સંન્યાસી થઈ જાય. ॥૧॥ જે સર્વ ભૂત પ્રાણીમાત્રને અભયદાન દઈ, ઘેરથી નિકળીને સંન્યાસી થાય છે, તે બ્રહ્મવાદી અર્થાત્ પરમેશ્વર પ્રકાશિત વેદોક્ત ધર્માદિ વિદ્યાઓના ઉપદેશ કરવાવાળા સંન્યાસીને માટે પ્રકાશમય અર્થાત્ મુક્તિના આનન્દસ્વરૂપ લોકની પ્રાપ્તિ થાય છે ॥૨॥

**પ્રશ્ન** – સંન્યાસીઓનો શો ધર્મ છે ?

**ઉત્તર** – ધર્મ તો પક્ષપાતરહિત ન્યાયાચરણ, સત્યનું ગ્રહણ, અસત્યનો પરિત્યાગ, વેદોક્ત ઈશ્વરાજ્ઞાનું પાલન, પરોપકાર અને સત્યભાષણાદિ લક્ષણ બધા આશ્રમના લોકો અર્થાત્ સર્વ મનુષ્ય માત્રનો એક જ છે, પરન્તુ સંન્યાસીનો વિશેષ ધર્મ એ છે કે :-

**दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् । सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥ १ ॥**

क्रुद्धयन्तं न प्रतिक्रुद्धयेदाक्रुष्टः कुशलं वदेत् । सप्तद्वारावकीर्णां च न वाचमनृतां वदेत् ॥ २ ॥
अध्यात्मरतिरासीनो निरपेक्षो निरामिषः । आत्मनैव सहायेन सुखार्थी विचरेदिह ॥ ३ ॥
क्लृप्तकेशनखश्मश्रुः पात्री दण्डी कुसुम्भवान् । विचरेन्नियतो नित्यं सर्वभूतान्यपीडयन् ॥ ४ ॥
इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च । अहिंसया च भूतानाममृतत्वाय कल्पते ॥ ५ ॥
दूषितोऽपि चरेद्धर्मं यत्र तत्राश्रमे रतः । समः सर्वेषु भूतेषु न लिङ्गं धर्मकारणम् ॥ ६ ॥
फलं कतकवृक्षस्य यद्यप्यम्बुप्रसादकम् । न नामग्रहणादेव तस्य वारि प्रसीदति ॥ ७ ॥
प्राणायामा ब्राह्मणस्य त्रयोऽपि विधिवत्कृताः । व्याहृतिप्रणवैर्युक्ता विज्ञेयं परमन्तपः ॥ ८ ॥
दह्यन्ते ध्यायमानानां धातूनां हि यथा मलाः । तथेन्द्रियाणां दह्यन्ते दोषाः प्राणस्य निग्रहात् ॥ ९ ॥
प्राणायामैर्दहेद्दोषान् धारणाभिश्च किल्विषम् । प्रत्याहारेण संसर्गान् ध्यानेनानीश्वरान् गुणान् ॥ १० ॥
उच्चावचेषु भूतेषु दुर्ज्ञेयामकृतात्मभिः । ध्यानयोगेन संपश्येद्गतिमस्यान्तरात्मनः ॥ ११ ॥
अहिंसयेन्द्रियासङ्गैर्वैदिकैश्चैव कर्मभिः । तपसश्चरणैश्चोग्रैस्साधयन्तीह तत्पदम् ॥ १२ ॥
यदा भावेन भवति सर्वभावेषु निःस्पृहः । तदा सुखमवाप्नोति प्रेत्य चेह च शाश्वतम् ॥ १३ ॥
चतुर्भिरपि चैवैतैर्नित्यमाश्रमिभिर्द्विजैः । दशलक्षणको धर्मः सेवितव्यः प्रयत्नतः ॥ १४ ॥
धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः । धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ १५ ॥
अनेन विधिना सर्वांस्त्यक्त्वा सङ्गाञ्छनैः शनैः । सर्वद्वन्द्वविनिर्मुक्तो ब्रह्मण्येवावतिष्ठते ॥ १६ ॥

-मनु० अ. ६. ( ४६, ४८,४९, ५२, ६०. ६६, ६७. ७०-७३, ७५, ८०, ९१, ९२, ८१ )

જ્યારે સંન્યાસી માર્ગમાં ચાલે ત્યારે આડું અવળું ન જોતાં નીચે પૃથ્વી પર દ્રષ્ટિ રાખીને ચાલે. સદા વસ્ત્રથી ગાળીને જળ પીએ, નિરન્તર સત્ય જ બોલે, સર્વદા મનથી વિચારીને સત્યનું ગ્રહણ કરી અસત્યનો ત્યાગ કરે. ॥૧॥ જ્યારે ક્યાંક ઉપદેશ અથવા સંવાદાદિમાં સંન્યાસી ઉપર કોઈ ક્રોધ કરે અથવા નિન્દા કરે તો સંન્યાસીને ઉચિત છે કે તેના ઉપર પોતે ક્રોધ ન કરે, કિન્તુ સદા તેના કલ્યાણાર્થ ઉપદેશ જ કરે અને મુખના બે નાસિકાનાં, બે આંખોનાં અને બે કાનનાં છિદ્રોમાં ફેલાયેલી વાણીને કોઈ પણ કારણથી મિથ્યા કદી ન બોલે, ॥૨॥ પોતાના આત્મા અને પરમાત્મામાં સ્થિર, અપેક્ષારહિત મદ્યમાંસાદિ વર્જિત થઈને, આત્માની જ સહાયથી સુખાર્થી થઈ, આ સંસારમાં ધર્મ અને વિદ્યાના વધારવામાં ઉપદેશને માટે સદા ફરતો રહે. ॥૩॥ કેશ, નખ, દાઢી અને મૂછનું છેદન કરાવે; સુંદર પાત્ર, દણ્ડ અને કસુમ્બાદિથી રંગેલા વસ્ત્રોનું ગ્રહણ કરી, તે નિશ્ચિતાત્મા સર્વ ભૂતોને પીડા ન દેતાં સર્વત્ર વિચરે. ॥૪॥ ઇન્દ્રિયોને અધર્માચરણથી રોકી, રાગદ્વેષને છોડી, સર્વ પ્રાણીઓ સાથે વેર રહિત વર્તે અને મોક્ષને માટે સામર્થ્ય વધાર્યા કરે. ॥૫॥ સંસારમાં કોઈ તેને દૂષિત કરે કે ભૂષિત કરે તો પણ જે કોઈ આશ્રમમાં વર્તતો પુરુષ અર્થાત્ સંન્યાસી સર્વ પ્રાણીઓ પ્રતિ પક્ષપાતરહિત થઈને સ્વયં ધર્માત્મા થવામાં અને અન્યોને ધર્માત્મા કરવામાં પ્રયત્ન કર્યા કરે, અને એ પોતાના મનમાં નિશ્ચય જાણે કે દણ્ડ, કમણ્ડળ અને કાષાય વસ્ત્રાદિ ધારણ કરવું એ કંઈ ધર્મનું કારણ નથી, પણ સર્વ મનુષ્યાદિ પ્રાણીઓની સત્યોપદેશ અને વિદ્યાદાનથી ઉન્નતિ કરવી, એ સંન્યાસીનું મુખ્ય કર્મ છે. ॥૬॥ કેમકે યદ્યપિ નિર્મલી વૃક્ષનું ફળ વાટીને મલીન જળમાં નાખવાથી તે જળનું શોધક બને છે, તેમ છતાં પણ તે નાખ્યા વિના તેનાં નામના કથન કે શ્રવણ માત્રથી તે જળ શુદ્ધ થઈ શકતું નથી. ॥૭॥ એટલા માટે બ્રાહ્મણ અર્થાત્ બ્રહ્મવત્ સંન્યાસીને ઉચિત છે કે ઓઙ્કારપૂર્વક સપ્તવ્યાહૃતિથી જેટલી શક્તિ હોય તેટલા વિધિપૂર્વક પ્રાણાયામ કરે, પરન્તુ ત્રણથી તો ન્યૂન પ્રાણાયામ કદી ન કરે, એ જ સંન્યાસીઓનું પરમ તપ છે. ॥૮॥ કેમકે જેમ અગ્નિમાં તપાવવાથી અને ગાળવાથી ધાતુઓનો મળ નષ્ટ થઈ જાય છે, તેમજ પ્રાણોના નિગ્રહથી મનાદિ ઇન્દ્રિયોનો દોષ ભસ્મીભૂત

થાય છે. ॥૯॥ એટલા માટે સંન્યાસી લોકો નિત્યપ્રતિ પ્રાણાયામથી આત્મા, અન્તઃકરણ અને ઇન્દ્રિયોના દોષને, ધારણાથી પાપને, પ્રત્યાહારથી સઙ્ગદોષને, ધ્યાનથી અનીશ્વરના ગુણો અર્થાત્ હર્ષ-શોક અને અવિદ્યાદિ જીવના દોષોને ભસ્મીભૂત તરે. ॥૧૦॥ આ ધ્યાનયોગથી જે અયોગી અને અવિદ્વાનો જેને જાણી શકતા નથી એવા, દુઃખથી જાણવા યોગ્ય નાના મોટા પદાર્થોમાં પરમાત્માની વ્યાપ્તિને અને પોતાના આત્મા તથા અન્તર્યામી પરમેશ્વરની ગતિને જુએ. ॥૧૧॥ સર્વ ભૂતો પ્રત્યે વેર રહિત, ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ, વેદોક્ત કર્મ અને અત્યુગ્ર તપશ્ચરણથી આ સંસારમાં મોક્ષપદને પૂર્વોક્ત સંન્યાસી જ સિદ્ધ કરી અને કરાવી શકે છે. અન્ય નહીં. ॥૧૨॥ જ્યારે સંન્યાસી સર્વભાવોમાં અર્થાત્ પદાર્થોમાં નિઃસ્પૃહ આકાંક્ષારહિત થઈ સર્વ બહાર અંદર વ્યવહારોમાં ભાવથી પવિત્ર થાય છે. ત્યારે જ આ દેહમાં અને મરણ પછી નિરન્તર સુખને પ્રાપ્ત થાય છે. ॥૧૩॥ એટલા માટે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસીને યોગ્ય છે કે પ્રયત્નથી દશ લક્ષણયુક્ત નિમ્ન લિખિત ધર્મનું સેવન કરે. ॥૧૪॥

**પ્રથમ** લક્ષણ ( **धृति** ) સદા ધૈર્ય રાખવું. **દ્વિતીય ( क्षमा )** કે જે નિન્દા-સ્તુતિ, માન-અપમાન, હાનિ-લાભ, આદિ દુઃખોમાં પણ સહનશીલ રહેવું. **તૃતીય ( दम )** મનને સદા ધર્મમાં પ્રવૃત્ત કરીને અધર્મથી રોકવું અર્થાત્ અધર્મ કરવાની ઇચ્છા પણ ન થાય. **ચોથું ( अस्तेय )** ચોરી ત્યાગ અર્થાત્ વિના આજ્ઞા અથવા છલ, કપટ, વિશ્વાસઘાત અથવા કોઈ વ્યવહાર તથા વેદવિરુદ્ધ ઉપદેશથી પરપદાર્થનું ગ્રહણ કરવું, એ ચોરી અને એને છોડવી એ શાહુકારી કહેવાય છે. **પાંચમું ( शौच )** રાગદ્વેષ, પક્ષપાત છોડીને અન્તરની અને પાણી-માટી માર્જનાદિથી બાહ્ય પવિત્રતા રાખવી. **છઠ્ઠું ( इन्द्रियनिग्रह )** અધર્માચરણથી રોકીને ઇન્દ્રિયોને ધર્માચરણમાં સદા રાખવી. **સાતમું ( धीः )** માદક દ્રવ્ય, બુદ્ધિનાશક અન્ય પદાર્થ, દુષ્ટોનો સંગ, આલસ્ય પ્રમાદાદિ છોડીને શ્રેષ્ઠ પદાર્થોનાં સેવનથી, સત્પુરુષોના સંગથી અને યોગાભ્યાસ ધર્માચરણ, બ્રહ્મચર્ય આદિ શુભકર્મોથી બુદ્ધિને વધારવી. **આઠમું ( विद्या )** પૃથ્વીથી પરમેશ્વર પર્યન્ત યથાર્થજ્ઞાન મેળવવું અને તેનાથી યથાયોગ્ય ઉપકાર લેવો, સત્ય જેમ આત્મામાં તેમ મનમાં, જેમ મનમાં તેમ વાણીમાં, જેમ વાણીમાં તેમ કર્મમાં વર્તવું, તે વિદ્યા છે. એથી વિપરીત અવિદ્યા છે. **નવમું ( सत्य )** જે પદાર્થ જેવો હોય તેને તેવો જ સમજવો, તેવો જ કહેવો અને તેવું જ કરવું, **દસમું ( अक्रोध )** ક્રોધાદિ દોષોને છોડીને શાંત્યાદિ ગુણોનું ગ્રહણ કરવું, એ ધર્મનાં લક્ષણ છે. આ દશલક્ષણયુક્ત પક્ષપાતરહિત ન્યાયાચરણ ધર્મનું સેવન ચારેય આશ્રમી કરે અને આ જ વેદોક્ત ધર્મમાં જ પોતે ચાલવું અને અન્યને સમજાવીને ચલાવવા, એ સંન્યાસીઓનો વિશેષ ધર્મ છે. ॥૧૫॥

આ રીતે ધીરે ધીરે સર્વ સંગદોષો છોડીને, હર્ષ શોકાદિ સર્વ દ્વન્દ્વોથી વિમુક્ત થઈને સંન્યાસી બ્રહ્મમાં જ અવસ્થિત થાય છે. સંન્યાસીઓનાં મુખ્ય કર્મ એ જ છે કે સર્વ ગૃહસ્થાદિ આશ્રમોને સર્વ પ્રકારના વ્યવહારોનો સત્ય નિશ્ચય કરાવી અધર્મ વ્યવહારોથી છોડાવી, તેના સર્વ સંશયોનું છેદન કરી, સત્યધર્મયુક્ત વ્યવહારોમાં પ્રવૃત્ત કરાવ્યા કરે. ॥૧૬॥

પ્રશ્ન - સંન્યાસ ગ્રહણ કરવો એ બ્રાહ્મણનો જ ધર્મ છે અથવા ક્ષત્રિયાદિનો પણ ?

**ઉત્તર** - બ્રાહ્મણને જ અધિકાર છે. કેમકે જે સર્વ વર્ણોમાં પૂર્ણ, વિદ્વાન્ ધાર્મિક અને પરોપકાર પ્રિય મનુષ્ય છે, તેનું નામ બ્રાહ્મણ છે. પૂર્ણ વિદ્યા વિના ધર્મ, પરમેશ્વરની નિષ્ઠા અને વૈરાગ્ય વિના સંન્યાસ ગ્રહણ કરવામાં સંસારનો વિશેષ ઉપકાર થઈ શકતો નથી. એથી લોકશ્રુતિ છે કે બ્રાહ્મણને સંન્યાસનો અધિકાર છે, અન્યને નહીં. એમાં મનુનું પ્રમાણ પણ છે :

**एष वोऽभिहितो धर्मो ब्राह्मणस्य चतुर्विधः ।**
**पुण्योऽक्षयफलः प्रेत्य राजधर्मं निबोधत ॥** -मनु० ( ६. ९७ )

આ પ્રમાણે મનુજી મહારાજ કહે છે કે ઋષિઓ ! આ ચાર પ્રકાર અર્થાત્ બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમ કરવો બ્રાહ્મણોનો ધર્મ છે. આ સ્થળે વર્તમાન (વાક્યો)માં પુણ્યસ્વરૂપ અને શરીર છુટ્યા પછી મુક્તિરૂપ અક્ષય આનન્દને આપનાર સંન્યાસ ધર્મ કહ્યો છે. એ પછી "રાજાઓનો ધર્મ મારી પાસેથી શ્રવણ કરો" (એવું કહ્યું છે) આથી એ સિદ્ધ થયું કે સંન્યાસ ગ્રહણ કરવાનો અધિકાર મુખ્યત્વે કરી બ્રાહ્મણનો જ છે અને ક્ષત્રિયાદિનો બ્રહ્મચર્યાશ્રમ છે.

**પ્રશ્ન** - સંન્યાસ ગ્રહણ કરવાની આવશ્યકતા શી છે ?

**ઉત્તર** - જેમ શરીરમાં શિરની આવશ્યકતા છે, તેમ આશ્રમોમાં સંન્યાસાશ્રમની આવશ્યકતા છે. કેમકે તેના વિના વિદ્યા અને ધર્મ કદી વૃદ્ધિ પામી શકતો નથી અને અન્યાશ્રમોને વિદ્યાગ્રહણ, ગૃહકૃત્ય અને તપશ્ચર્યાદિનો સમ્બન્ધ હોવામાં અવકાશ ઘણો ઓછો મળે છે. પક્ષપાત છોડી વર્તવું અન્યાશ્રમીઓ માટે દુષ્કર છે. જેમ સંન્યાસી સર્વતોમુક્ત થઈને જગતનો ઉપકાર કરે છે, તેમ અન્યાશ્રમી નથી કરી શકતો. કેમકે સંન્યાસીને સત્યવિદ્યા વડે પદાર્થવિજ્ઞાનની ઉન્નતિનો જેટલો અવકાશ મળે છે, તેટલો અન્યાશ્રમીને મળી શકતો નથી. પરન્તુ જે બ્રહ્મચર્યથી સંન્યાસી થઈને જગતને સત્યશિક્ષા કરી, જેટલી ઉન્નતિ કરી શકે છે, તેટલી ઉન્નતિ ગૃહસ્થ અથવા વાનપ્રસ્થ આશ્રમ ભોગવીને સંન્યાસાશ્રમી કરી શકતો નથી.

**પ્રશ્ન** - સંન્યાસ ગ્રહણ કરવો, ઈશ્વરના અભિપ્રાયથી વિરુદ્ધ છે, કેમકે ઈશ્વરનો અભિપ્રાય મનુષ્યોની વૃદ્ધિ કરવામાં છે. જો કોઈ ગૃહસ્થાશ્રમ ન કરે, તો તેને સન્તાન જ નહીં થાય. જ્યારે સંન્યાસાશ્રમ મુખ્ય છે, અને તે સર્વ મનુષ્ય કરે, તો મનુષ્યોનું મૂલચ્છેદન થઈ જાય.

**ઉત્તર** - ઠીક, વિવાહ કરવાથી પણ ઘણાને સન્તાન નથી થતાં અથવા થઈને શીઘ્ર નષ્ટ થઈ જાય છે. તો પછી એ પણ ઈશ્વરના અભિપ્રાયથી વિરુદ્ધ થયું, જો તમે કહો કે :- "**यत्ने कृते यदि न सिद्धयति कोऽत्र दोषः** આ કોઈ કવિ (પંચતંત્ર, મિત્રભેદ, ૪-૧૨૭)નું વચન છે. "જો યત્ન કરવાથી પણ કાર્ય સિદ્ધ ન થાય, તો તેમાં શો દોષ"? અર્થાત્ કંઈ પણ નહીં. ત્યારે અમે તમને પૂછીએ છીએ કે ગૃહાશ્રમથી ઘણાં સન્તાન થઈને પરસ્પર વિરુદ્ધાચરણ કરી લડી મરે, તો કેટલી મોટી હાનિ થાય છે. ગેરસમજથી ઘણી લડાઈ થાય છે. જ્યારે સંન્યાસી એક વેદોક્ત ધર્મના ઉપદેશથી પરસ્પર પ્રીતિ ઉત્પન્ન કરાવશે, તો લાખો મનુષ્યોને તેથી બચાવી દેશે. સહસ્ર ગૃહસ્થો સમાન મનુષ્યોની વૃદ્ધિ કરશે અને સર્વ મનુષ્ય સંન્યાસ ગ્રહણ કરી પણ નથી શકતા. કેમકે સર્વની વિષયાસક્તિ કદી છૂટી શકશે નહીં. જે જે સંન્યાસીઓના ઉપદેશથી મનુષ્ય લોકો ધાર્મિક બનશે, તે સર્વ જાણો કે તે સંન્યાસીના પુત્ર તુલ્ય છે.

**પ્રશ્ન** - સંન્યાસી લોકો કહે છે અમારું કશું કર્તવ્ય નથી. અન્ન, વસ્ત્ર લઈ આનન્દમાં રહેવું, અવિદ્યારૂપ સંસાર સાથે માથાકૂટ શું કામ કરવી ? પોતાને બ્રહ્મ માની, સંતુષ્ટ રહેવું, કોઈ આવી પૂછે તો તેને પણ એવો જ ઉપદેશ કરવો કે તું પણ બ્રહ્મ છે. તને પાપ પુણ્ય લાગતા નથી કેમકે શીતોષ્ણ શરીર, ભૂખ-તરસ, પ્રાણ અને સુખ-દુ:ખ મનનો ધર્મ છે, જગત મિથ્યા અને જગતનો વ્યવહાર પણ સર્વ કલ્પિત અર્થાત્ જુઠો છે, એથી એમાં ફસાવું બુદ્ધિમાનોનું કામ નથી, જે કાંઈ પાપપુણ્ય થાય છે, તે દેહ અને ઈન્દ્રિયોના ધર્મ છે, આત્માના નહીં, ઈત્યાદિ ઉપદેશ કરે છે અને આપે તો કાંઈ વિલક્ષણ સંન્યાસના ધર્મ કહ્યા છે. હવે અમે કોની વાત સાચી અને કોની જુઠી માનીએ ?

**ઉત્તર** - શું તેમને ઉત્તમ કર્મ પણ કર્તવ્ય નથી ? જુઓ "**वैदिकैश्चैव कर्मभिः**" મનુજીએ વૈદિક કર્મ જે ધર્મયુક્ત સત્યકર્મ છે, તે સંન્યાસીએ પણ અવશ્ય કરવાનાં લખ્યાં છે. શું ભોજન છાદનાદિ કર્મો તે છોડી

શકશે ? જો એ કર્મ નથી છૂટી શકતાં તો ઉત્તમ કર્મ છોડવાથી તે પતિત અને પાપભાગી નહીં બને ? જ્યારે ગૃહસ્થો પાસે અન્ન-વસ્ત્રાદિ લે છે અને તેનો પ્રત્યુપકાર નહીં કરે, તો શું તેઓ મહાપાપી નહીં બને ? જેમ આંખથી જોવું, કાનથી સાંભળવું ન થાય તો આંખ અને કાનનું હોવું વ્યર્થ છે, તેમ જ જો સંન્યાસી સત્યોપદેશ અને વેદાદિસત્યશાસ્ત્રોના વિચારનો પ્રચાર નહીં કરે તો તે પણ જગતમાં વ્યર્થ ભારરૂપ છે અને જે અવિદ્યારૂપ સંસાર સાથે માથોફોડ શું કામ કરવી, આદિ લખે છે અને કહે છે, તેવો ઉપદેશ કરનારા જ મિથ્યારૂપ અને પાપ વધારનારા પાપી છે. જે કાંઈ શરીરાદિથી કર્મ કરવામાં આવે છે, તે સર્વ આત્માના જ છે અને તેનું ફળ ભોગવનાર પણ આત્મા છે.

જે જીવને બ્રહ્મ બતાવે છે, અવિદ્યારૂપી નિદ્રામાં સૂતા છે, કેમ કે જીવ અલ્પ અલ્પજ્ઞ અને બ્રહ્મ સર્વવ્યાપક અને સર્વજ્ઞ છે. બ્રહ્મ નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવયુક્ત છે અને જીવ કદી બદ્ધ, કદી મુક્ત રહે છે. બ્રહ્મ સર્વવ્યાપક, સર્વજ્ઞ હોવાથી તેને ભ્રમ કે અવિદ્યા કદી થઈ શકતી નથી. અને જીવને તો કદી વિદ્યા તો કદી અવિદ્યા થાય છે. બ્રહ્મ જન્મ-મરણ દુઃખને કદી પ્રાપ્ત થતો નથી. અને જીવ તો પ્રાપ્ત થાય છે. એથી તેમનો એ ઉપદેશ મિથ્યા છે.

**પ્રશ્ન** - "સંન્યાસી સર્વકર્મવિનાશી" અને અગ્નિ તથા ધાતુનો સ્પર્શ નથી કરતા, એ વાત સાચી છે કે નહીં ?

**ઉત્તર** - નહીં. "**सम्यङ् नित्यमास्ते यस्मिन् यद्वा सम्यङ् न्यस्यन्ति दुःखानि कर्माणि येन स संन्यासः, स प्रशस्तो विद्यते यस्य स संन्यासी** ॥ જે બ્રહ્મ અને તેની આજ્ઞામાં રહેનારા અર્થાત્ જેના દ્વારા દુષ્ટ કર્મોનો ત્યાગ કરવામાં આવે, એવો ઉત્તમ સ્વભાવ ધરાવનાર હોય, તે સંન્યાસી કહેવાય છે. એમાં સુકર્મનો કર્તા અને દુષ્ટ કર્મોનો નાશ કરનાર સંન્યાસી કહેવાય છે.

**પ્રશ્ન** - અધ્યાપન અને ઉપદેશ ગૃહસ્થ કર્યા કરે છે, તો પછી સંન્યાસીનું શું પ્રયોજન છે ?

**ઉત્તર** - સત્યોપદેશ સર્વ આશ્રમી કરે અને સાંભળે, પરન્તુ જેટલો અવકાશ અને નિષ્પક્ષપાતતા સંન્યાસીને હોય છે, તેટલી ગૃહસ્થોને હોતી નથી. હા, જે બ્રાહ્મણ છે, તેનું એજ કામ છે કે પુરુષ એ પુરુષોને અને સ્ત્રીઓ સ્ત્રીઓને સત્યોપદેશ કરે અને વિદ્યા ભણાવ્યા કરે. જેટલો ભ્રમણનો અવકાશ સંન્યાસીને મળે છે, તેટલો ગૃહસ્થ બ્રાહ્મણાદિને કદી મળી શકતો નથી. જ્યારે બ્રાહ્મણ વેદવિરુદ્ધ આચરણ કરે, ત્યારે તેનો નિયન્તા સંન્યાસી થાય છે, એથી સંન્યાસનું હોવું ઉચિત છે.

**પ્રશ્ન** - "**एकरात्रिं वसेद् ग्रामे**" ઈત્યાદિ વચનોથી સંન્યાસીએ એક જગ્યાએ એક રાત્રિ માત્ર રહેવું, અધિક નિવાસ ન કરવો જોઈએ.

**ઉત્તર** - એ વાત થોડાક અંશમાં તો ઠીક છે કે એકને એક સ્થળે વાસ કરવાથી જગતનો ઉપકાર અધિક થઈ શકતો નથી. અને સ્થાનાન્તરનું પણ અભિમાન થાય છે. રાગ દ્વેષ પણ અધિક થાય છે. પરન્તુ જો વિશેષ ઉપકાર એક સ્થાન પર રહેવાથી થાય તો રહે. જેમ જનક રાજાને ત્યાં ચાર ચાર મહીના સુધી પંચશિખાદિ અને અન્ય સંન્યાસીઓ કેટલાંય વર્ષો સુધી નિવાસ કરતા હતા. અને "એક જગ્યાએ ન રહેવું" એ વાત આજ કાલના પાખંડી સંપ્રદાયવાળાઓએ બનાવેલી છે. કેમકે સંન્યાસી એક જગ્યાએ અધિક રહે તો તેમનું પાખંડ ખંડિત થાય અને અધિક વધી શકે નહીં.

**પ્રશ્ન** - **यतीनां काञ्चनं दद्यात्ताम्बूलं ब्रह्मचारिणाम् ।**
**चौराणामभयं दद्यात्स नरो नरकं व्रजेत्** ॥ -(લઘુ પારાશર સ્મૃતિ ૧.૫૧)

-ઇત્યાદિ વચનોનો અભિપ્રાય એ છે કે સંન્યાસીઓને જે સુવર્ણાદિ દાન દે, તો દાતા નરકને પ્રાપ્ત થાય છે.

**ઉત્તર** - આ વાત પણ વર્ણાશ્રમવિરોધી સમ્પ્રદાયી અને સ્વાર્થસિન્ધુવાળા પૌરાણિકોની કલ્પેલી છે. કેમકે સંન્યાસીઓને ધન મળશે, તો તેઓ ખંડન બહુ કરી શકશે અને અમારી હાનિ થશે તથા તેઓ આધીન પણ નહીં રહેશે. અને જ્યારે ભિક્ષાદિ વ્યવહાર અમારે આધીન રહે, તો સંન્યાસી ડરશે. જ્યારે મૂર્ખ અને સ્વાર્થીઓને દાન દેવામાં ઉત્તમતા સમજો છો, તો પછી વિદ્વાન્ અને પરોપકારી સંન્યાસીઓને આપવામાં કાંઈ પણ દોષ થઈ શકતો નથી. જુઓ :-

**विविधानि च रत्नानि विविक्तेषूपपादयेत् ॥** -મનુ૦ ( અ૦ ૧૧. ૬ )

નાના પ્રકારનાં રત્ન, સુવર્ણાદિ ધન ( **विविक्त** ) અર્થાત્ સંન્યાસીઓને આપે અને પેલો શ્લોક પણ અનર્થક છે. કેમકે સંન્યાસીઓને સુવર્ણ આપવાથી જો યજમાન નરકમાં જાય છે, તો પછી ચાંદી, મોતી, હીરા આદિ આપવાથી તે સ્વર્ગમાં જશે ?

**પ્રશ્ન** - પણ્ડિતજી આપ આ પાઠ બોલતા ભૂલી ગયા છો, તે એમ છે કે "**यतिहस्ते धनं दद्यात्**" અર્થાત્ જે સંન્યાસીઓના હાથમાં ધન આપે છે, તે નરકમાં જાય છે.

**ઉત્તર** - એ વચન પણ અવિદ્વાને કપોલ કલ્પનાથી રચ્યું છે, કેમકે હાથમાં ધન આપવાથી દાતા નરકમાં જાય, તો પગ ઉપર મૂકવાથી કે ગાંસડી બાંધી આપવાથી સ્વર્ગે જશે ? એથી એવી કલ્પના માનવી યોગ્ય નથી. હા, એ વાત છે કે જો સંન્યાસી યોગક્ષેમથી અધિક રાખશે તો ચોરાદિથી પીડિત અને મોહિત પણ થઈ જશે. પરન્તુ જે વિદ્વાન્ છે, તે અયુક્ત વ્યવહાર કદી નહીં કરશે કે ન મોહમાં ફસશે, કેમકે તે પ્રથમ ગૃહાશ્રમમાં અથવા બ્રહ્મચર્યમાં સર્વ ભોગ ભોગવી કે જોઈ ચૂક્યો છે, અને જે બ્રહ્મચર્યથી સંન્યાસી થાય છે, તે પૂર્ણ વૈરાગ્યયુક્ત હોવાથી કદી ક્યાંય પણ ફસાતો નથી.

**પ્રશ્ન** - લોકો કહે છે કે શ્રાદ્ધમાં સંન્યાસી આવે કે તેને જમાડે તો તે યજમાનના પિતર નાસી જાય અને નરકમાં પડે.

**ઉત્તર** - પ્રથમ તો મરેલા પિતરોનું આવવું અને કરેલું શ્રાદ્ધ મરેલા પિતરોને પહોંચવું જ અસંભવ, વેદ અને યુક્તિ વિરુદ્ધ હોવાથી મિથ્યા છે. જ્યારે આવતા જ નથી, ત્યારે નાસી કોણ જશે ? જ્યારે પોતાના પાપ પુણ્યાનુસાર ઈશ્વરની વ્યવસ્થાથી મરણ પામ્યા પછી જીવ જન્મ લે છે, તો તેનું આવવું કેમ થઈ શકે ? એથી એ વાત પણ પેટભરા પુરાણી અને વૈરાગીઓએ મિથ્યા કલ્પેલી છે. હા, એ તો ઠીક છે કે જ્યાં સંન્યાસી જશે, ત્યાં એ મૃતક શ્રાદ્ધ કરવું વેદાદિ શાસ્ત્રથી વિરુદ્ધ હોવાથી પિતરોને બદલે તે પાખંડ દૂર નાસી જશે.

**પ્રશ્ન** - જો બ્રહ્મચર્યથી સંન્યાસ લેશે, તો તેનો નિર્વાહ મુશ્કેલીથી થશે અને કામને રોકવો પણ અતિકઠિન છે, એટલા માટે ગૃહાશ્રમીએ વાનપ્રસ્થ થઈ, જ્યારે વૃદ્ધ થાય, ત્યારે સંન્યાસ લેવો સારો છે.

**ઉત્તર** - જો નિર્વાહ ન કરી શકે, ઇન્દ્રિયોને ન રોકી શકે, તે બ્રહ્મચર્યથી સંન્યાસ ન લે; પરન્તુ જે રોકી શકે તે કેમ ન લે ? જે પુરુષે વિષયના દોષો અને વીર્યસંરક્ષણના ગુણો જાણ્યા છે, તે વિષયાસક્ત કદી થતો નથી અને તેનું વીર્ય વિચારાગ્નિના ઇન્ધનવત્ છે, અર્થાત્ તેમાંજ વ્યય થઈ જાય છે. જેવી વૈદ્ય અને ઔષધની આવશ્યકતા રોગી માટે હોય છે, તેવી નિરોગી માટે નહીં. એ પ્રકારે જે પુરુષ કે સ્ત્રીને વિદ્યાધર્મની વૃદ્ધિ અને સર્વ સંસારનો ઉપકાર કરવો, એ પ્રયોજન હોય તે વિવાહ ન કરે, જેમકે પંચશિખાદિ પુરુષ અને ગાર્ગી આદિ સ્ત્રીઓ થઈ ગઈ હતી. એટલા માટે સંન્યાસી થવું અધિકારીઓને ઉચિત છે, અને જો અનધિકારી સંન્યાસ લેશે, તો પોતે ડૂબશે અને બીજાઓને પણ ડૂબાવશે. જેમ 'સમ્રાટ' ચક્રવર્તી રાજા હોય છે, તેમ 'પરિવ્રાટ્' સંન્યાસી

હોય છે. બલ્કે રાજા પોતાના દેશમાં અથવા સ્વસમ્બન્ધીઓમાં સત્કાર પામે છે, અને સંન્યાસી સર્વત્ર પૂજિત થાય છે.

**विद्वत्त्वं च नृपत्वं च नैव तुल्यं कदाचन । स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ॥**

આ ચાણાક્ય નીતિશાસ્ત્રનો શ્લોક છે. વિદ્વાન્ અને રાજાની સમાનતા કદી થઈ શકતી નથી. કેમ કે રાજા પોતાના રાજ્યમાં જ માન અને સત્કાર પામે છે, જ્યારે વિદ્વાન્ સર્વત્ર માન પ્રતિષ્ઠા પામે છે. એટલે વિદ્યાભ્ભણવા, સુશિક્ષા લેવા અને બળવાન થવા વગેરેને માટે બ્રહ્મચર્ય, સર્વ પ્રકારના ઉત્તમ વ્યવહાર સિદ્ધ કરવા માટે ગૃહસ્થાશ્રમ છે, વિચાર, ધ્યાન અને વિજ્ઞાન વધારવા, તપશ્ચર્યા કરવા માટે વાનપ્રસ્થ અને વેદાદિ સત્યશાસ્ત્રોનો પ્રચાર, ધર્મવ્યવહારનું ગ્રહણ અને દુષ્ટ વ્યવહારનો ત્યાગ, સત્યોપદેશ અને સર્વને નિઃસન્દેહ કરવા-આદિને માટે સંન્યાસાશ્રમ છે. પરન્તુ જે આ સંન્યાસના મુખ્ય ધર્મ સત્યોપદેશાદિ નથી કરતા, તે પતિત અને નરકગામી છે. એથી સંન્યાસીઓને ઉચિત છે કે સત્યોપદેશ, શંકા-સમાધાન, વેદાદિ સત્યશાસ્ત્રોનું અધ્યાપન અને વેદોક્ત ધર્મની વૃદ્ધિ પ્રયત્નથી કરીને સકલ સંસારની ઉન્નતિ કર્યા કરે.

**પ્રશ્ન** - સંન્યાસી સિવાય જે અન્ય સાધુ, વૈરાગી, ગુસાઈ અને ખાખી આદિ છે, તે પણ સંન્યાસાશ્રમમાં ગણી શકાય કે નહીં ?

**ઉત્તર** - નહીં, કેમકે તેમાં સંન્યાસનું એક પણ લક્ષણ નથી. તેઓ તો વેદવિરુદ્ધ માર્ગમાં પ્રવૃત્ત થઈ વેદ કરતાં પણ પોતાના સંપ્રદાયના આચાર્યોનાં વચન વધારે માને છે અને પોતના જ મતની પ્રસંશા કરી, મિથ્યા પ્રપંચમાં ફસી, પોતાના સ્વાર્થ માટે બીજાઓને પોત-પોતાના મતમાં ફસાવે છે. સુધારવું તો બાજુ પર રહ્યું, પણ તેના બદલામાં સંસારને બહેકાવીને અધોગતિ પ્રાપ્ત કરાવે છે અને સ્વપ્રયોજન સિદ્ધ કરે છે. એટલા માટે તેઓને સંન્યાસાશ્રમી ગણી શકાય નહીં, પરન્તુ એ સ્વાર્થાશ્રમી તો પાકા છે ! એમાં કોઈ શંકા નથી. જે સ્વયં ધર્મમાં ચાલીને આખાય સંસારને ચલાવે છે, જે પોતે અને સંસારને આ લોક એટલે કે વર્તમાન જન્મમાં, પરલોક એટલે કે બીજા જન્મમાં સ્વર્ગ અર્થાત્ સુખનો ભોગ કરે-કરાવે છે; તે જ ધર્માત્મા લોકો સંન્યાસી અને મહાત્મા છે.

આ સંક્ષેપથી સંન્યાસાશ્રમની શિક્ષા લખી. હવે આની આગળ રાજ-પ્રજાધર્મ વિષે લખવામાં આવશે.

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे**
**सुभाषाविभूषिते वानप्रस्थ-संन्यासाश्रमविषये**
**पञ्चमसमुल्लासः सम्पूर्णः ॥ ५ ॥**

# अथ षष्ठसमुल्लासारम्भः ॥

॥ अथ राजधर्मान् व्याख्यास्यामः ॥

**राजधर्मान् प्रवक्ष्यामि यथावृत्तो भवेन्नृपः । संभवश्च यथा तस्य सिद्धिश्च परमा यथा ॥ १ ॥**
**ब्राह्मं प्राप्तेन संस्कारं क्षत्रियेण यथाविधि । सर्वस्यास्य यथान्यायं कर्त्तव्यं परिरक्षणम् ॥ २ ॥**

-मनु० (७. १. २)

હવે મનુજી મહારાજ ઋષિઓને કહે છે કે ચારેય વર્ણ અને ચારેય આશ્રમનો વ્યવહાર કહ્યા પછી રાજધર્મ કહું છું કે કેવા પ્રકારના રાજા હોવા જોઈએ અને જેમ એમના હોવાનો સંભવ તથા જેમ એમને પરમસિદ્ધિ પ્રાપ્ત થાય, તેને સર્વ પ્રકારે કહું છું. ॥૧॥

જેમ બ્રાહ્મણ પરમ વિદ્વાન્ હોય છે, તેમ વિદ્વાન્ સુશિક્ષિત થઈ ક્ષત્રિયને યોગ્ય છે કે આ સર્વ રાજ્યની રક્ષા ન્યાયથી યથાવત્ કરે. ॥૨॥ એનો પ્રકાર એ છે કે :-

**त्रीणि राजाना विदथे पुरूणि परि विश्वानि भूषथः सदांसि ॥**

-ऋ० मं० ३. सू० ३८. मं० ६ ॥

ઈશ્વર ઉપદેશ કરે છે કે (**राजाना**) રાજા અને પ્રજાના પુરુષો મળી (**विदथे**) સુખપ્રાપ્તિ અને જ્ઞાનવૃદ્ધિકારક રાજા પ્રજાના સમ્બન્ધરૂપ વ્યવહારમાં (**त्रीणि सदांसि**) ત્રણ સભા અર્થાત્ વિદ્યાર્યસભા, ધર્માર્યસભા અને રાજાર્યસભા નિયત કરીને (**पुरूणि**) બહુ પ્રકારની (**विश्वानि**) સમગ્ર પ્રજા સમ્બન્ધી મનુષ્યાદિ પ્રાણીઓને (**परिभूषथः**) સર્વ બાજુથી વિદ્યા, સ્વાતંત્ર્ય, ધર્મ, સુશિક્ષા અને ધનાદિથી અલંકૃત કરે.

**तं सभा च समितिश्च सेना च ॥ १ ॥** अथर्व० कां० १५. अनु० २. व० ९. मं० २ ॥

**सभ्य सभां मे पाहि ये च सभ्याः सभासदः ॥ २ ॥**

अथर्व० कां० १९. अनु० ७. व० ५५. मं० ६ ॥

(**तम्**) તે રાજધર્મને (**सभा च**) ત્રણે સભા (**समितिश्च**) સંગ્રામાદિની વ્યવસ્થા અને (**सेना च**) સેના એ ત્રણેય મળીને પાલન કરે. ॥૧॥ સભાસદ અને રાજાને યોગ્ય છે કે રાજા સર્વ સભાસદોને આજ્ઞા કરે કે- હે (**सभ्य**) સભાને યોગ્ય મુખ્ય સભાસદ ! તું (**मे**) મારી (**सभाम्**) સભાની ધર્મયુક્ત વ્યવસ્થાનું (**पाहि**)પાલન કર અને (**ये च**) જે (**सभ्याः**) સભાને યોગ્ય (**सभासदः**)સભાસદ છે, તે પણ સભાની વ્યવસ્થાનું પાલન કર્યા કરે. ॥૨॥

આનો અભિપ્રાય એ છે કે એકને સ્વતંત્ર રાજ્યનો અધિકાર ન આપવો જોઈએ. કિન્તુ રાજા ને સભાપતિ તદાધીન સભા, સભાધીન રાજા; રાજા અને સભા પ્રજાધીન, અને પ્રજા રાજસભાને આધીન રહે. જો એમ નહીં કરો તો :-

**राष्ट्रमेव विश्याहन्ति तस्माद्राष्ट्री विशं घातुकः । विशमेव राष्ट्रायाद्यां करोति तस्माद्राष्ट्री विशमत्ति न पुष्टं पशुं मन्यत इति ॥** -शत. ॥ कां० १३० प्र० २. ब्रा० ३. ( कं० ७, ८ )

જો પ્રજાથી સ્વતન્ત્ર સ્વાધીન રાજવર્ગ રહે, તો (**राष्ट्रमेव विश्याहन्ति**) રાજ્યમાં પ્રવેશ કરી પ્રજાનો નાશ કર્યા કરે, જેટલા માટે એકલો રાજા સ્વાધીન અથવા ઉન્મત્ત થઈને (**राष्ट्री विशं घातुकः**) પ્રજાનો નાશક બને છે, અર્થાત્ (**विशमेव राष्ट्रयाद्यां करोति**) તે રાજા પ્રજાને ખાતો જાય (અત્યન્ત પીડિત કરતો જાય) છે, એટલા માટે રાજ્ય કોઈ એકને સ્વાધીન ન કરવું જોઈએ. જેમ સિંહ કે માંસાહારી પશુ બીજાં હૃષ્ટપુષ્ટ પશુને મારીને ખાય છે તેમ (**राष्ट्री विशमत्ति**) સ્વતંત્ર રાજા પ્રજાનો નાશ કરે છે અર્થાત્ કોઈને પોતાથી અધિક ન

થવા દેતાં શ્રીમાનને લૂંટી-ઝૂંટી અન્યાયથી દણ્ડ લઈ પોતાનું પ્રયોજન પૂરું કરે છે. એટલા માટે :-

**इन्द्रो जयाति न परा जयाता अधिराजो राजसु राजयातै ।**
**चर्कृत्य ईड्यो वन्द्यश्चोपसद्यो नमस्योऽ भवेह ॥**-अथर्व० कां० ६. अनु० १०. व० ९८. मं० १ ॥

હે મનુષ્યો ! જે (**इह**) આ મનુષ્ય સમુદાયમાં (**इन्द्रः**) પરમ ઐશ્વર્યના કર્તા શત્રુઓને (**जयाति**) જીતી શકે, (**न पराजयातै**) જે શત્રુઓથી પરાજિત ન થાય, (**राजसु**) રાજાઓમાં (**अधिराजः**) સર્વોપરિ વિરાજમાન (**राजयातै**) પ્રકાશમાન થાય, (**चर्कृत्यः**) સભાપતિ થવાને અત્યન્ત યોગ્ય, (**ईड्यः**) પ્રશંસનીય ગુણ-કર્મ-સ્વભાવયુક્ત, (**वन्द्यः**) સત્કરણીય (**चोपसद्यः**) સમીપ જવા અને શરણ લેવા યોગ્ય, (**नमस्यः**) સર્વનો માનનીય (**भव**) હોય, તેને જ સભાપતિ રાજા કરે.

**इमं देवा असपत्नꣳ सुवध्वं महते क्षत्राय महते ज्यैष्ठ्याय महते जानराज्यायेन्द्रस्येन्द्रियाय ॥**

-यजु:० अ० ९. मं० ४० ॥

હે (**देवाः**) વિદ્વાનો, રાજપ્રજાજનો ! તમે (**इमम्**) આ પ્રકારના પુરુષને (**महते क्षत्राय**) મોટું ચક્રવર્તી રાજ્ય, (**महते जैष्ठ्याय**) સર્વથી મોટા થવા માટે, (**महते जानराज्याय**) પરમ વિદ્વાન્ યુક્ત રાજ્ય પાલન માટે અને (**इन्द्रस्येन्द्रियाय**) પરમ ઐશ્વર્યયુક્ત રાજ્ય અને ધન પાલનાર્થે (**असपत्नं सुवध्वम्**) સંમતિ કરી સર્વત્ર પક્ષપાતરહિત પૂર્ણ વિદ્યા વિનયયુક્ત સર્વના મિત્ર સભાપતિ રાજાને સર્વાધીશ માનીને સર્વ ભૂગોલ શત્રુરહિત કરો. અને :-

**स्थिरा वः सन्त्वायुधा पराणुदे वीळू उत प्रतिष्कभे ।**
**युष्माकमस्तु तविषी पनीयसी मा मर्त्यस्य मायिनः ॥** -ऋ० मं० १. सू० ३९. मं० २ ॥

ઈશ્વર ઉપદેશ કરે છે કે હે રાજ પુરુષો ! (**वः**) તમારાં (**आयुधा**) આગ્નેયાદિ અસ્ત્ર અને શતઘ્ની (=તોપ), ભુશુણ્ડી (બંદૂક) ધનુષ-બાણ, તલવાર આદિ શસ્ત્ર શત્રુઓનો (**पुराणुदे**) પરાજય કરાવા (**उतप्रतिष्कभे**) અને રોકવાને અર્થે (**वीळू**) પ્રશંસિત અને (**स्थिरा**) દૃઢ (**सन्तु**) થાઓ. (**युष्माकम्**) અને તમારી (**तविषी**) સેના (**पनीयसी**) પ્રશંસનીય (**अस्तु**) થાય, કે જેથી તમે સદા વિજયી થાઓ.પરન્તુ (**मा मर्त्यस्य मायिनाः**) જે નિન્દિત અન્યાય રૂપ કામ કરે છે, તેને માટે પૂર્વ વસ્તુઓ ન થાઓ-અર્થાત્ જ્યાં સુધી મનુષ્ય ધાર્મિક રહે છે, ત્યાં સુધી રાજ્ય વૃદ્ધિ પામતું રહે છે, અને જ્યારે દુષ્ટાચારી થાય છે, ત્યારે નષ્ટભ્રષ્ટ થઈ જાય છે.

મહાવિદ્વાનોને વિદ્યાસભાધિકારી, ધાર્મિક વિદ્વાનોને ધર્મસભાધિકારી, પ્રશંસનીય ધાર્મિક પુરુષોને રાજસભાના સભાસદ અને જે એ સર્વમાં સર્વોત્તમ ગુણ-કર્મ-સ્વભાવયુક્ત મહાન પુરુષ હોય, તેને રાજસભાના પતિરૂપ માનીને સર્વ પ્રકારે ઉન્નતિ કરવી. ત્રણે સભાની સમ્મતિથી રાજનીતિના નિયમ ઉત્તમ રહે અને નિયમોને આધીન સર્વ લોક વર્તે. સર્વના હિતકારક કામોમાં સમ્મતિ કરે. સર્વહિત કરવા માટે પરતન્ત્ર અને ધર્મયુક્ત કામોમાં અર્થાત્ જે જે પોતાનું કામ કરે છે, તેમાં તેમાં સ્વતંત્ર રહે. પુનઃ એ સભાપતિના ગુણ કેવા હોવા જોઈએ :-

**इन्द्राऽनिलयमार्काणामग्नेश्च वरुणस्य च । चन्द्रवित्तेशयोश्चैव मात्रा निर्हृत्य शाश्वतीः ॥ १ ॥**
**तपत्यादित्यवच्चैष चक्षूंषि च मनांसि च । न चैनं भुवि शक्नोति कश्चिदप्यभिवीक्षितुम् ॥ २ ॥**
**सोऽग्निर्भवति वायुश्च सोऽर्कः सोमः स धर्मराट् । स कुबेरः स वरुणः स महेन्द्रः प्रभावतः ॥ ३ ॥**

-मनु० (७. ४, ६, ७)

તે સભાપતિ રાજા ઇન્દ્ર અર્થાત્ વિદ્યુત સમાન શીઘ્ર ઐશ્વર્યકર્તા, વાયુ સમાન સર્વનો પ્રાણવત્ પ્રિય અને હૃદયની વાતને જાણનાર, યમ પક્ષપાતરહિત ન્યાયાધીશ સમાન વર્તનાર, સૂર્યસમાન ન્યાયધર્મવિદ્યાનો પ્રકાશક, અન્ધકાર અર્થાત્ અવિદ્યા અન્યાયનો નિરોધક, અગ્નિ સમાન દુષ્ટોને ભસ્મ કરનાર, વરુણ અર્થાત્ બાંધનારની સમાન દુષ્ટોને અનેક પ્રકારે બાંધનાર, ચન્દ્ર તુલ્ય શ્રેષ્ઠ પુરુષોને આનન્દદાતા અને ધનાધ્યક્ષ સમાન કોશોને પૂર્ણ કરનાર એવો સભાપતિ હોવો જોઈએ. ॥૧॥ જે સૂર્ય સમાન પ્રતાપી સર્વના બહાર અને અંદર મનને પોતાના તેજથી તપાવનાર, જેને પૃથ્વીમાં કરડી નજરે જોનાર કોઈ પણ સમર્થ ન હોય ॥૨॥ અને જે પોતાના પ્રભાવથી અગ્નિ, વાયુ, સૂર્ય, સોમ, ધર્મપ્રકાશક, ધનવર્ધક, દુષ્ટોનો બન્ધન કર્તા, મોટો ઐશ્વર્યવાન હોય, તે જ સભાધ્યક્ષ=સભેશ થવાને યોગ્ય છે. ॥૩॥ સાચો રાજા કોણ છે :-

**स राजा पुरुषो दण्डः स नेता शासिता च सः । चतुर्णामाश्रमाणां च धर्मस्य प्रतिभूः स्मृतः ॥ १ ॥**
**दण्डः शास्ति प्रजाः सर्वा दण्ड एवाभिरक्षति । दण्डः सुप्तेषु जागर्त्ति दण्डं धर्मं विदुर्बुधाः ॥ २ ॥**
**समीक्ष्य स धृतः सम्यक् सर्वा रञ्जयति प्रजाः । असमीक्ष्य प्रणीतस्तु विनाशयति सर्वतः ॥ ३ ॥**
**दुष्येयुः सर्ववर्णाश्च भिद्येरन्सर्वसेतवः । सर्वलोकप्रकोपश्च भवेद्दण्डस्य विभ्रमात् ॥ ४ ॥**
**यत्र श्यामो लोहिताक्षो दण्डश्चरति पापहा । प्रजास्तत्र न मुह्यन्ति नेता चेत्साधु पश्यति ॥ ५ ॥**
**तस्याहुः संप्रणेतारं राजानं सत्यवादिनम् । समीक्ष्यकारिणं प्राज्ञं धर्मकामार्थकोविदम् ॥ ६ ॥**
**तं राजा प्रणयन्सम्यक् त्रिवर्गेणाभिवर्द्धते । कामात्मा विषमः क्षुद्रो दण्डेनैव निहन्यते ॥ ७ ॥**
**दण्डो हि सुमहत्तेजो दुर्धरश्चाकृतात्मभिः । धर्माद्विचलितं हन्ति नृपमेव सबान्धवम् ॥ ८ ॥**
**सोऽसहायेन मूढेन लुब्धेनाकृतबुद्धिना । न शक्यो न्यायतो नेतुं सक्तेन विषयेषु च ॥ ९ ॥**
**शुचिना सत्यसन्धेन यथाशास्त्रानुसारिणा । प्रणेतुं शक्यते दण्डः सुसहायेन धीमता ॥ १० ॥**

-मनु० ( ७ ॥ १७,-१९, २४-२८, ३०, ३१ )

જે દણ્ડ છે તે જ રાજા, તે જ ન્યાયનો પ્રચારકર્તા અને સર્વનો શાસનકર્તા, તે જ ચાર વર્ણ અને ચાર આશ્રમોના ધર્મનો પ્રતિભૂ અર્થાત્ જામિન છે. ॥૧॥ તે જ પ્રજાનો શાસનકર્તા, સર્વ પ્રજાનો રક્ષક, સૂતેલા પ્રજાસ્થ મનુષ્યોમાં જાગતો છે, તેથી બુદ્ધિમાન લોક દણ્ડને જ ધર્મ કહે છે. ॥૨॥ જો દણ્ડ સારી રીતે વિચારથી ધારણ કરવામાં આવે, તો તે સકલ પ્રજાને આનન્દિત કરી દે છે અને જો વિના વિચારે ચલાવવામાં આવે, તો તે રાજાનો વિનાશ કરી દે છે. ॥૩॥ વિના દણ્ડ સકલ વર્ણ દૂષિત અને સર્વ મર્યાદા છિન્ન ભિન્ન થઈ જાય છે. દણ્ડ યથાવત્ ન હોવાથી સર્વ લોકોને પ્રકોપ થઈ જાય છે. ॥૪॥ જ્યાં કૃષ્ણવર્ણ, રક્તનેત્ર ભયંકર પુરુષની સમાન પાપોનો નાશ કરનાર દણ્ડ વિચરે છે, ત્યાં પ્રજા મોહને પ્રાપ્ત ન થઈને આનન્દિત થાય છે. પરન્તુ જો દણ્ડનો ચલાવનાર પક્ષપાતરહિત વિદ્વાન્ હોય, તો જ થઈ શકે છે. ॥૫॥ એ દણ્ડનો ચલાવનાર સત્યવાદી, વિચારીને કાર્ય કરનારો, બુદ્ધિમાન, ધર્મ-અર્થ અને કામની સિદ્ધિ કરવામાં પણ્ડિત રાજા છે, તેને જ તે દણ્ડનો ચલાવનાર વિદ્વાન્ લોકો કહે છે. ॥૬॥ જે દણ્ડને રાજા સારી રીતે ચલાવે છે તે દંડી ધર્મ-અર્થ અને કામની સિદ્ધિને વધારે છે અને જે વિષયમાં લમ્પટ, આડો-અવળો, ઈર્ષ્યા કરનાર, ક્ષુદ્ર અને નીચબુદ્ધિ ન્યાયાધીશ રાજા હોય છે, તે દણ્ડથી જ માર્યો જાય છે. ॥૭॥ દણ્ડ ઘણો તેજોમય છે, તેને અવિદ્વાન્ અધર્માત્મા ધારણ કરી શકતા નથી, ત્યારે તે દણ્ડ ધર્મરહિત રાજાનો કુટુમ્બસહિત નાશ કરી નાખે છે. ॥૮॥ કેમકે જે આપ્ત પુરુષોને સહાય કરનારી વિદ્યા, સુશિક્ષા છે, તેમની સહાયતાથી રહિત અને વિષયોમાં આસક્ત તથા મૂઢ છે, તે ન્યાયથી દણ્ડ ચલાવવામાં કદી સમર્થ થઈ શકતો નથી. ॥૯॥ અને જે પવિત્ર આત્મા સત્યાચાર અને સત્પુરુષોનો સંગી, યથાવત્ નીતિશાસ્ત્રાનુકુલ ચાલનારો અને શ્રેષ્ઠ પુરુષોની સહાયથી યુક્ત બુદ્ધિમાન છે, તે જ ન્યાયરૂપી દણ્ડ

ચલાવવામાં સમર્થ થાય છે. ॥૧૦॥ એટલા માટે :-

**सैनापत्यं च राज्यं च दण्डनेतृत्वमेव च । सर्वलोकाधिपत्यं च वेदशास्त्रविदर्हति ॥ १ ॥**
**दशावरा वा परिषद्यं धर्मं परिकल्पयेत् । त्र्यवरा वापि वृत्तस्था तं धर्मं न विचालयेत् ॥ २ ॥**
**त्रैविद्यो हैतुकस्तर्की नैरुक्तो धर्मपाठकः । त्रयश्चाश्रमिणः पूर्वे परिषत्स्याद्दशावरा ॥ ३ ॥**
**ऋग्वेदविद्यजुर्विच्च सामवेदविदेव च । त्र्यवरा परिषज्ज्ञेया धर्मसंशयनिर्णये ॥ ४ ॥**
**एकोऽपि वेदविद्धर्मं यं व्यवस्येद् द्विजोत्तमः । स विज्ञेयः परो धर्मो नाज्ञानामुदितोऽयुतैः ॥ ५ ॥**
**अव्रतानाममन्त्राणां जातिमात्रोपजीविनाम् । सहस्रशः समेतानां परिषत्त्वं न विद्यते ॥ ६ ॥**
**यं वदन्ति तमोभूता मूर्खा धर्ममतद्विदः । तत्पापं शतधा भूत्वा तद्वक्तॄननुगच्छति ॥ ७ ॥**

-मनु० (१२. १००, ११०-११५)

સર્વ સેના અને સેનાપતિઓની ઉપર રાજ્યાધિકાર, દણ્ડ દેવાની વ્યવસ્થાના સર્વ કાર્યોનું આધિપત્ય અને સર્વોની ઉપર વર્તમાન સર્વાધીશ રાજ્યાધિકાર, આ ચારેય અધિકારોમાં સમ્પૂર્ણ વેદશાસ્ત્રોમાં પ્રવીણ,પૂર્ણ વિદ્યાવાન, ધર્માત્મા, જિતેન્દ્રિય અને સુશીલ જનોને સ્થાપિત કરવા જોઈએ. અર્થાત્ મુખ્ય સેનાપતિ, મુખ્ય રાજ્યાધિકારી, મુખ્ય ન્યાયાધીશ, પ્રધાન અને રાજા એ ચાર સકલ વિદ્યાઓમાં પૂર્ણ વિદ્વાન્ હોવા જોઈએ. ।૧। ન્યૂનમાં ન્યૂન દશ વિદ્વાનોની અથવા ઓછામાં ઓછી ત્રણ વિદ્વાનોની સભા જેવી વ્યવસ્થા કરે, તે ધર્મ અર્થાત્ વ્યવસ્થાનું ઉલ્લંઘન કોઈ પણ કરે નહીં. ॥૨॥ એ સભામાં ચારેય વેદ, ન્યાયશાસ્ત્ર, નિરુક્ત અને ધર્મશાસ્ત્રાદિના વેત્તા વિદ્વાન્ સભાસદ હોવા જોઈએ; પરન્તુ તેઓ જો બ્રહ્મચારી, ગૃહસ્થ અને વાનપ્રસ્થ હોય. ત્યારે તે સભા (બને) કે જેમાં દશ વિદ્વાનોથી ન્યૂન ન હોવા જોઈએ. ॥૩॥ અને જે સભામાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદના જ્ઞાતા ત્રણ સભાસદ થઈ, વ્યવસ્થા કરે. તે સભાની કરેલી વ્યવસ્થાનું પણ કોઈએ ઉલ્લંઘન ન કરવું જોઈએ. ॥૪॥ યદિ એક એકલો સર્વ વેદોનો જ્ઞાતા, દ્વિજોમાં ઉત્તમ સંન્યાસી જે ધર્મની વ્યવસ્થા કરે, તે જ શ્રેષ્ઠ ધર્મ છે કેમકે અજ્ઞાનીઓના સહસ્રો, લાખો, કરોડો મળીને જે કાંઈ વ્યવસ્થા કરે, તેને કદી પણ ન માનવી જોઈએ. ।૫। જેઓ બ્રહ્મચર્ય, સત્યભાષણાદિ વ્રત, વેદવિદ્યા કે વિચારથી રહિત, જન્મમાત્રથી શૂદ્રવત્ વર્તમાન છે, તેવા સહસ્ર મનુષ્યો એકત્ર મળે, તો પણ તે સભા કહેવાતી નથી. ।૬। જો અવિદ્યાયુક્ત મૂર્ખ, વેદોને ન જાણનાર મનુષ્યો જે ધર્મ કહે તે કદી ન માનવો જોઈએ. કેમકે જે મૂર્ખોએ કહેલા ધર્માનુસારે ચાલે છે, તેમને તેઓની પાછળ સેંકડો પ્રકારના પાપ લાગી જાય છે. ॥૭॥ માટે ત્રણેય અર્થાત્ વિદ્યાસભા, ધર્મસભા, અને રાજ્યસભામાં મૂર્ખોની કદી પણ ભરતી કરવી ન જોઈએ, પરન્તુ સદા વિદ્વાન્ અને ધાર્મિક પુરુષોનું સ્થાપન કરવું જોઈએ. અને સર્વ લોક એવા (હોય) :-

**त्रैविद्येभ्यस्त्रयीं विद्यां दण्डनीतिं च शाश्वतीम् । आन्वीक्षिकीं चात्मविद्यां वार्त्तारम्भाँश्च लोकतः ॥ १ ॥**
**इन्द्रियाणां जये योगं समातिष्ठेद्दिवानिशम् । जितेन्द्रियो हि शक्नोति वशे स्थापयितुं प्रजाः ॥ २ ॥**
**दश कामसमुत्थानि तथाष्टौ क्रोधजानि च । व्यसनानि दुरन्तानि प्रयत्नेन विवर्जयेत् ॥ ३ ॥**
**कामजेषु प्रसक्तो हि व्यसनेषु महीपतिः । वियुज्यतेऽर्थधर्माभ्यां क्रोधजेष्वात्मनैव तु ॥ ४ ॥**
**मृगयाक्षो दिवास्वप्नः परीवादः स्त्रियो मदः । तौर्य्यत्रिकं वृथाट्या च कामजो दशको गणः ॥ ५ ॥**
**पैशुन्यं साहसं द्रोह ईर्ष्यासूयार्थदूषणम् । वाग्दण्डजं च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ॥ ६ ॥**
**द्वयोरप्येतयोर्मूलं यं सर्वे कवयो विदुः । तं यत्नेन जयेल्लोभं तज्जावेतावुभौ गणौ ॥ ७ ॥**
**पानमक्षाः स्त्रियश्चैव मृगया च यथाक्रमम् । एतत्कष्टतमं विद्याच्चतुष्कं कामजे गणे ॥ ८ ॥**
**दण्डस्य पातनं चैव वाक्पारुष्यार्थदूषणे । क्रोधजेऽपि गणे विद्यात्कष्टमेतत्त्रिकं सदा ॥ ९ ॥**

**सप्तकस्यास्य वर्गस्य सर्वत्रैवानुषङ्गिणः । पूर्वं पूर्वं गुरुतरं विद्याद्व्यसनमात्मवान् ॥ १० ॥**
**व्यसनस्य च मृत्योश्च व्यसनं कष्टमुच्यते । व्यसन्यधोऽधो व्रजति स्वर्यात्यव्यसनी मृतः ॥ ११ ॥**

-मनु० ( ७. ४३-५३ )

રાજા અને રાજ્યાસભાના સભાસદ ત્યારે જ થઈ શકે છે કે જ્યારે તેઓ ચારે વેદોની કર્મોપાસના, જ્ઞાન, વિદ્યાઓના જાણકારોથી ત્રણે વિદ્યા સનાતન દણ્ડનીતિ, ન્યાયવિદ્યા, આત્મવિદ્યા અર્થાત્ પરમાત્માના ગુણ-કર્મ-સ્વભાવરૂપને યથાવત્ જાણવારૂપ બ્રહ્મવિદ્યા અને લોકો સાથે વાર્તાઓનો આરમ્ભ (કહેવું અને પૂછવું) શીખીને જ સભાસદ અથવા સભાપતિ થઈ શકે. ।૧। સકલ સભાસદ અને સભાપતિ ઇન્દ્રિયોને જીતી અર્થાત્ પોતાને વશ રાખી સદા ધર્મમાં વર્તે અને અધર્મથી હઠતા-હઠાવતા રહે. એટલા માટે રાત-દિવસ નિયત સમયે યોગાભ્યાસ પણ કરતા રહે. કેમકે જે જિતેન્દ્રિય થઈ પોતાની ઇન્દ્રિયો (જે મન, પ્રાણ અને શરીર પ્રજા છે તેને) જીતતો નથી, તો તે બહારની પ્રજાને પોતાના વશમાં સ્થાપન કરવાને કદી પણ સમર્થ થઈ શકતો નથી. ॥૨॥ દઢોત્સાહી થઈ (રાજાએ) કામથી ઉત્પન્ન થતા દશ અને, ક્રોધથી ઉત્પન્ન થનારાં જે આઠ દુષ્ટ વ્યસનો છે કે જેમાં ફસેલો મનુષ્ય કઠિનતાથી નિકળી શકે છે, તેને પ્રયત્નથી છોડી-છોડાવી દેવા. ॥૩॥ કેમકે જે રાજા કામથી ઉત્પન્ન થતાં દશ દુષ્ટ વ્યસનોમાં ફસે છે, તે અર્થ અર્થાત્ રાજ્ય ધનાદિથી અને ધર્મથી રહિત થઈ જાય છે. અને જે ક્રોધથી ઉત્પન્ન થતાં આઠ દુષ્ટ વ્યસનોમાં ફસે છે, તે શરીરથી પણ રહિત થઈ જાય છે. ।૪। કામથી ઉત્પન્ન થયેલાં દશ વ્યસનો ગણાવે છે. જુઓ-મૃગયા રમવી, ( **अक्ष** ) અર્થાત્ ચોપટ, જુગાર આદિ રમવું, દિવસે સુવું, કામકથા અથવા અન્યની નિન્દા કર્યા કરવી, સ્ત્રીઓનો અતિસંગ, માદકદ્રવ્ય અર્થાત્ મદ્ય, અફીણ, ભાંગ, ગાંજો, ચરસ આદિનું સેવન; ગાવું, વગાડવું, નાચવું અથવા નાચ કરાવવો, જોવો અને સાંભળવો અને અહીં તહીં વૃથા ફર્યા કરવું-એ દશ કામોત્પન્ન વ્યસન છે. ॥૫॥

ક્રોધથી ઉત્પન્ન થનારાં વ્યસનો ગણાવવામાં આવે છે. - ( **पैशुन्यम्** ) ચાડી કરવી, વિના વિચારે બળાત્કારથી કોઈની સ્ત્રી સાથે દુષ્ટ કર્મ કરવું, દ્રોહ રાખવો, ( **ईर्ष्या** ) અન્યની મોટાઈ કે ઉન્નતિ જોઈ બળ્યા કરવું, ( **असूया** ) દોષોમાં ગુણ, ગુણોમાં દોષારોપણ કરવું, ( **अर्थदूषण** ) અધર્મયુક્ત દુષ્ટ કાર્યોમાં ધનાદિનો વ્યય કરવો, કઠોર વચન બોલવાં અને વિના અપરાધ સખત વચન કહેવું અથવા વિશેષ દણ્ડ કરવો-એ આઠ દુર્ગુણ ક્રોધથી ઉત્પન્ન થાય છે. ॥૬॥ જે સર્વ વિદ્વાન્ કામજ અને ક્રોધજના મૂલ જાણે છે, કે જેથી આ સર્વ દુર્ગુણ મનુષ્યને પ્રાપ્ત થાય છે, તે લોભને પ્રયત્નથી છોડી દેવો. ॥૭॥ કામના વ્યસનોમાં મહા દુર્ગુણ - એક તો મદ્યાદિ અર્થાત્ મદકારક દ્રવ્યોનું સેવન, બીજો-પાસા આદિથી જુગાર રમવો, ત્રીજો-સ્ત્રીઓનો વિશેષ સંગ, ચોથો-મૃગયા રમવી, એ ચાર મહાદુષ્ટ વ્યસનો છે. ।૮। ક્રોધજમાં વિના અપરાધ દણ્ડ દેવો, કઠોર વચન બોલવું, અને ધનાદિનો અન્યાયમાં વ્યય કરવો, એ ત્રણ ક્રોધથી ઉત્પન્ન થતા મોટા દુઃખદાયક દોષો છે. ॥૯॥ જે આ સાત દુર્ગુણ, કામજ અને ક્રોધજ દોષોમાં ગણ્યા છે, એમાંથી પૂર્વ, પૂર્વ અર્થાત્ વ્યર્થ વ્યયથી કઠોર વચન, કઠોર વચનથી અન્યાયે દણ્ડ દેવો, એનાથી મૃગયા રમવી, એનાથી સ્ત્રીઓનો અત્યન્ત સંગ, તેનાથી જુગાર અર્થાત્ દ્યૂત રમવો અને એનાથી પણ મદ્યાદિનું સેવન - એ મોટું દુષ્ટ વ્યસન છે. ॥૧૦॥

એમાં એ નિશ્ચય છે કે દુષ્ટ વ્યસનમાં ફસાવા કરતાં મરી જવું વધારે સારું છે, કેમકે જે દુષ્ટાચારી પુરુષ છે, તે વધારે જીવશે તો અધિક પાપ કરીને નીચ, નીચ ગતિ અર્થાત્ અધિક, અધિક દુઃખ પામતા જશે અને જે કોઈ વ્યસનમાં નથી ફસાયો, તે મરી પણ જશે તો પણ સુખને પ્રાપ્ત થતો જશે, એટલા માટે વિશેષે કરીને રાજાઓ અને સકલ મનુષ્યોને ઉચિત છે કે કદી મૃગયા અને મદ્યપાનાદિ દુષ્ટ કર્મોમાં ન ફસાવું અને દુષ્ટ વ્યસનોથી પૃથક્ થઈ ધર્મયુક્ત ગુણકર્મસ્વભાવમાં સદા વર્તીને ઉત્તમ ઉત્તમ કાર્યો કર્યા કરવાં. ॥૧૧॥ રાજસભાસદ

અને મન્ત્રી કેવા હોવા જોઈએ :-

मौलान् शास्त्रविदः शूराँल्लब्धलक्षान् कुलोद्गतान् । सचिवान्सप्त चाष्टौ वा प्रकुर्वीत परीक्षितान् ॥१॥
अपि यत्सुकरं कर्म तदप्येकेन दुष्करम् । विशेषतोऽसहायेन किन्तु राज्यं महोदयम् ॥ २ ॥
तैः सार्द्धं चिन्तयेन्नित्यं सामान्यं सन्धिविग्रहम् । स्थानं समुदयं गुप्तिं लब्धप्रशमनानि च ॥ ३ ॥
तेषां स्वं स्वमभिप्रायमुपलभ्य पृथक् पृथक् । समस्तानाञ्च कार्य्येषु विदध्याद्धितमात्मनः ॥ ४ ॥
अन्यानपि प्रकुर्वीत शुचीन् प्राज्ञानवस्थितान् । सम्यगर्थसमाहर्तॄनमात्यान्सुपरीक्षितान् ॥ ५ ॥
निवर्त्तेतास्य यावद्भिरितिकर्तव्यता नृभिः । तावतोऽतन्द्रितान् दक्षान् प्रकुर्वीत विचक्षणान् ॥ ६ ॥
तेषामर्थे नियुञ्जीत शूरान् दक्षान् कुलोद्गतान् । शुचीनाकरकर्मान्ते भीरूनन्तर्निवेशने ॥ ७ ॥
दूतं चैव प्रकुर्वीत सर्वशास्त्रविशारदम् । इङ्गिताकारचेष्टज्ञं शुचिं दक्षं कुलोद्गतम् ॥ ८ ॥
अनुरक्तः शुचिर्दक्षः स्मृतिमान् देशकालवित् । वपुष्मान्वीतभीर्वाग्मी दूतो राज्ञः प्रशस्यते ॥ ९ ॥

-मनु० (७, ५४-५७, ६०-६४)

સ્વરાજ્ય સ્વદેશમાં ઉત્પન્ન થયેલા, વેદાદિ શાસ્ત્રના જ્ઞાતા, શૂરવીર, જેનું લક્ષ્ય અર્થાત્ વિચાર નિષ્ફલ ન હોય અને કુલીન, ઉત્તમ પ્રકારે સુપરીક્ષિત, એવા સાત કે આઠ ઉત્તમ ધાર્મિક ચતુર (**सचिवान्**) અર્થાત્ મન્ત્રીઓ નીમવા. ।।૧।। કેમકે વિશેષ સહાય વિના જે સુગમ કર્મ છે, તે પણ એકલાને કરવું કઠિન થઈ પડે છે, તો મહાન્ રાજ્યકર્મ તો એકલાથી કેમ થઈ શકે ? માટે એકને રાજા કરવો અને તે એકની બુદ્ધિ પર રાજ્ય કાર્ય નિર્ભર રાખવું બહુ જ ખરાબ કામ છે. ।।૨।। એથી સભાપતિને ઉચિત છે કે નિત્યપ્રતિ એ રાજ્યકર્મોમાં કુશળ વિદ્વાન્ મન્ત્રીઓ સાથે સામાન્ય રીતે વિચાર કરીને કોઈ સાથે (**सन्धि**) મિત્રતા, કોઈ સાથે (**विग्रह**) વિરોધ, (**स्थान**) સ્થિતિ, સમયને જોઈ ગુપચુપ રહેવું, પોતાના રાજ્યની રક્ષા કરી બેસી રહેવું, (**समुदयम्**) જ્યારે પોતાનો ઉદય અર્થાત્ વૃદ્ધિ હોય, ત્યારે દુષ્ટ શત્રુ પર ચઢાઈ કરવી, (**गुप्तिम्**) મૂળ રાજસેના, કોષાદિની રક્ષા (**लब्धप्रशमनानि**) જે જે દેશ પ્રાપ્ત કર્યા હોય, તેમાં તેમાં શાન્તિસ્થાપન કરી ઉપદ્રવ રહિત કરવા, એ છ ગુણોનો વિચાર નિત્ય પ્રતિ કર્યા કરે. ।।૩।। વિચાર એ કરવો કે સભાસદોનો પૃથક્ પૃથક્ પોતપોતાનો વિચાર અને અભિપ્રાય સાંભળીને બહુ પક્ષાનુસાર કાર્યોમાં જે કાર્ય પોતાનું તથા બીજાનું હિતકારક હોય, તે જ કરવા માંડવું. ।।૪।। બીજા પણ પવિત્રાત્મા, બુદ્ધિમાન, નિશ્ચિતબુદ્ધિ, પદાર્થોનો સંગ્રહ કરવામાં અતિચતુર અને સુપરિક્ષિત હોય એવા મંત્રીઓ નીમવા. ।।૫।। જેટલાં મનુષ્યોથી કાર્ય સિદ્ધિ થઈ શકે, તેટલા આળસ્યરહિત બળવાન અને મોટા મોટા ચતુર પ્રધાન પુરુષોને (અધિકારી) અર્થાત્ નોકર નીમવા. ।।૬।। એને આધીન શૂરવીર, બળવાન, કુલોત્પન્ન, પવિત્ર ભૃત્યોને મોટાં મોટાં કાર્યોમાં અને ભીરુ, ડરપોકને અંદરના કર્મોમાં નિયુક્ત કરવા. ।।૭।। જે પ્રશંસિત કુળમાં ઉત્પન્ન, ચતુર, પવિત્ર હાવભાવ અને ચેષ્ટાથી હૃદયની અંદરની વાતના અને ભવિષ્યત્‌માં થનારી વાતના જ્ઞાતા, સર્વ શાસ્ત્રોમાં વિશારદ અને ચતુર હોય, તેવા દૂતને પણ રાખવા. ।।૮।। તે એવા હોવા જોઈએ કે જે કાર્યમાં અત્યન્ત ઉત્સાહી, પ્રીતિયુક્ત, નિષ્કપટી, પવિત્રાત્મા, ચતુર, ઘણા સમયની વાતને પણ ન ભૂલનારા, દેશ અને કાલાનુકૂલ વર્તમાનના કર્તા, સુન્દર રૂપયુક્ત, નિર્ભય અને મોટા વક્તા હોય, તે જ રાજાના દૂત થવામાં પ્રશસ્ત છે. ।।૯।। કોને કોને શા શા અધિકાર આપવા યોગ્ય છે :-

अमात्ये दण्ड आयत्तो दण्डे वैनयिकी क्रिया । नृपतौ कोशराष्ट्रे च दूते सन्धिविपर्ययौ ॥ १ ॥
दूत एव हि सन्धत्ते भिनत्त्येव च संहतान् । दूतस्तत्कुरुते कर्म भिद्यन्ते येन वा न वा ॥ २ ॥
बुद्ध्वा च सर्वन्तत्त्वेन परराजचिकीर्षितम् । तथा प्रयत्नमातिष्ठेद्यथात्मानं न पीडयेत् ॥ ३ ॥

**धनुर्दुर्गं महीदुर्गमब्दुर्गं वार्क्षमेव वा । नृदुर्गं गिरिदुर्गं वा समाश्रित्य वसेत्पुरम् ॥ ४ ॥**
**एकः शतं योधयति प्राकारस्थो धनुर्धरः । शतं दशसहस्राणि तस्माद्दुर्गं विधीयते ॥ ५ ॥**
**तत्स्यादायुधसम्पन्नं धनधान्येन वाहनैः । ब्राह्मणैः शिल्पिभिर्यन्त्रैर्यवसेनोदकेन च ॥ ६ ॥**
**तस्य मध्ये सुपर्याप्तं कारयेद् गृहमात्मनः । गुप्तं सर्वर्त्तुकं शुभ्रं जलवृक्षसमन्वितम् ॥ ७ ॥**
**तदध्यास्योद्वहेद्भार्यां सवर्णां लक्षणान्विताम् । कुले महति सम्भूतां हृद्यां रूपगुणान्विताम् ॥ ८ ॥**
**पुरोहितं प्रकुर्वीत वृणुयादेव चर्त्विजम् । तेऽस्य गृह्याणि कर्माणि कुर्य्युर्वैतानिकानि च ॥ ९ ॥**
-मनु० ( ७. ६५, ६६, ६८, ७०, ७४-७८ )

અમાત્યને દણ્ડાધિકાર, દણ્ડમાં વિનય ક્રિયા અર્થાત્ જેથી અન્યાયરૂપ દણ્ડ ન થવા પામે. રાજાને આધીન કોષ અને રાજકાર્ય તથા સભાને આધીન સર્વ કાર્ય અને દૂતને આધીન કોઈ સાથે મેળ અથવા વિરોધ કરવાનો અધિકાર આપે. ॥૧॥ દૂત તેને કહે છે - કે જે ફૂટમાં મેળ અને મળેલા દુષ્ટોને તોડી ફોડી નાંખે, દૂત એવું કર્મ કરે કે જેથી શત્રુઓમાં ફૂટ પડે. ॥૨॥ તે સભાપતિ અને સર્વ સભાસદ કે દૂતાદિ યથાર્થ રીતે બીજા વિરોધી રાજાના રાજ્યનો અભિપ્રાય જાણી લઈ એવો યત્ન કરે કે જેથી પોતાને પીડા ન થાય. ॥૩॥ એટલા માટે સુન્દર જંગલ, ધન ધાન્યયુક્ત દેશમાં ( **धनुर्दुर्गम्** ) ધનુર્ધારી પુરુષોથી ગહન ( **महीदुर्गम्** ) માટીથી બનેલું ( **अब्दुर्गम्** ) જળથી ઘેરાયેલું ( **वार्क्षम्** ) અર્થાત્ ચારે બાજુ વન ( **नृदुर्गम्** ) ચારે બાજુ સેના રહે ( **गिरिदुर्गम्** ) અર્થાત્ ચારે તરફ પહાડોના વચમાં કોટ બનાવીને મધ્યમાં નગર બનાવે. ॥૪॥ અને નગરની ચારે બાજુ ( **प्राकार** ) કોટ બનાવે. કેમકે તેમાં સ્થિત થયેલો એક વીર ધનુર્ધારી શસ્ત્રયુક્ત એકસો પુરુષની સાથે અને સો દશ હજારની સાથે યુદ્ધ કરી શકે છે; એટલા માટે અવશ્ય દુર્ગ બનાવવો ઉચિત છે. ॥૫॥ તે દુર્ગ શસ્ત્રાસ્ત્ર, ધન, ધાન્ય, વાહન, બ્રાહ્મણ=જે ભણાવનાર ઉપદેશ કરનાર હોય, ( **शिल्पि** ) કારીગર, યન્ત્ર, નાના પ્રકારની કલાનો જાણનાર ( **यवसेन** ) ચારો, ઘાસ અને જળ આદિથી સમ્પન્ન અર્થાત્ પરિપૂર્ણ હોય. ॥૬॥ તેની મધ્યમાં જળ, વૃક્ષ, પુષ્પાદિક, સર્વ પ્રકારથી રક્ષિત, સર્વ ઋતુઓમાં સુખકારક શ્વેતવર્ણ જેમાં સર્વ રાજકાર્યનો નિર્વાહ થાય એવું પોતા માટે ઘર બનાવવું. ॥૭॥ એટલું અર્થાત્ બ્રહ્મચર્યથી વિદ્યા ભણીને અહીં સુધી રાજકાર્ય કરીને પશ્ચાત્ સૌન્દર્યરૂપ ગુણયુક્ત, હૃદયને અતિપ્રિય, મોટા ઉત્તમ કુલમાં ઉત્પન્ન, સુન્દર લક્ષણયુક્ત, પોતાના ક્ષત્રિય કુલની કન્યા કે જે પોતાની સદૃશ વિદ્યાદિ ગુણ, કર્મ, સ્વભાવની હોય, એવી એક જ સ્ત્રી સાથે વિવાહ કરે. અન્ય સર્વ સ્ત્રીઓને અગમ્ય સમજી દૃષ્ટિથી પણ ન જુએ. ॥૮॥ પુરોહિત અને ઋત્વિજનો સ્વીકાર એટલા માટે કરે કે તે અગ્નિહોત્ર અને પક્ષેષ્ટિ આદિ સર્વ રાજઘરનાં કર્મ કર્યાં કરે અને પોતે સદા રાજકાર્યમાં તત્પર રહે અર્થાત્ રાજાનું એ જ સન્ધ્યોપાસનાદિ કર્મ છે કે જે રાત-દિવસ રાજકાર્યમાં પ્રવૃત્ત રહેવું અને કોઈ રાજકાર્ય બગડવા દેવું નહીં. ॥૯॥

**सांवत्सरिकमाप्तैश्च राष्ट्रादाहारयेद्बलिम् । स्याच्चाम्नायपरो लोके वर्त्तेत पितृवन्नृषु ॥ १ ॥**
**अध्यक्षान्विविधान् कुर्यात् तत्र तत्र विपश्चितः । तेऽस्य सर्वाण्यवेक्षेरन्नृणां कार्याणि कुर्वताम् ॥ २ ॥**
**आवृत्तानां गुरुकुलाद्विप्राणां पूजको भवेत् । नृपाणामक्षयो ह्येष निधिर्ब्राह्मो विधीयते ॥ ३ ॥**
**समोत्तमाधमै राजा त्वाहूतः पालयन् प्रजाः । न निवर्तेत संग्रामात्क्षात्रं धर्ममनुस्मरन् ॥ ४ ॥**
**आहवेषु मिथोऽन्योऽन्यं जिघांसन्तो महीक्षितः । युध्यमानाः परं शक्त्या स्वर्गं यान्त्यपराङ्मुखाः ॥५॥**
**न च हन्यात्स्थलारूढं न क्लीबं न कृताञ्जलिम् । न मुक्तकेशं नासीनं न तवास्मीति वादिनम् ॥ ६ ॥**
**न सुप्तं न विसन्नाहं न नग्नं न निरायुधम् । नायुध्यमानं पश्यन्तं न परेण समागतम् ॥ ७ ॥**
**नायुधव्यसनं प्राप्तं नार्त्तं नातिपरिक्षतम् । न भीतं न परावृत्तं सतां धर्ममनुस्मरन् ॥ ८ ॥**

यस्तु भीतः परावृत्तः सङ्ग्रामे हन्यते परैः । भर्त्तुर्यद्दुष्कृतं किञ्चित्तत्सर्वं प्रतिपद्यते ॥ ९ ॥
यच्चास्य सुकृतं किञ्चिदमुत्रार्थमुपार्जितम् । भर्त्ता तत्सर्वमादत्ते परावृत्तहतस्य तु ॥ १० ॥
रथाश्वं हस्तिनं छत्रं धनं धान्यं पशून् स्त्रियः । सर्वद्रव्याणि कुप्यं च यो यज्जयति तस्य तत् ॥ ११ ॥
राज्ञश्च दद्युरुद्धारमित्येषा वैदिकी श्रुतिः । राज्ञा च सर्वयोधेभ्यो दातव्यमपृथग्जितम् ॥ १२ ॥

-मनु० (७. ८०-८२, ८७, ८९, ९१-९७)

પ્રજા પાસેથી વાર્ષિક કર આપ્ત પુરુષો દ્વારા ગ્રહણ કરવો અને જે સભાપતિરૂપ રાજા આદિ પ્રધાનપુરુષ છે, તે સર્વ સભાસહિત વેદાનુકૂલ બનીને પ્રજા સાથે પિતા સમાન વર્તે. ।૧। એ રાજ્ય કાર્યમાં વિવિધ પ્રકારના અધ્યક્ષોને સભા નિયત કરે, એમનું એ જ કામ છે કે જેટલા જેટલા જે જે કામમાં રાજપુરુષ હોય, તે નિયમાનુસાર વર્તી યથાવત્ તે તે કાર્ય કરે છે વા નહીં તે જોવું. યથાવત્ કરે તેનો સત્કાર અને વિરુદ્ધ કરે તો તેને યથાવત્ દણ્ડ આપે. ॥૨॥ સદા જે રાજાઓનો વેદપ્રચારરૂપ અક્ષય કોષ છે, તેના પ્રચાર માટે જે કોઈ યથાવત્ બ્રહ્મચર્યથી વેદાદિ શાસ્ત્રો ભણી ગુરુકુલથી આવે, તેનો સત્કાર રાજા અને સભા યથાવત્ કરે તથા જેના ભણાવવાથી તે વિદ્વાન્ થયો હોય, તેનો પણ સત્કાર કરે. ॥૩॥ એમ કરવાથી રાજ્યમાં વિદ્યાની ઉન્નતિ થઈને અત્યન્ત ચઢતી થાય છે. જ્યારે કદી પ્રજાના પાલક રાજાને કોઈ પોતાનાથી નાના, તુલ્ય અને ઉત્તમ રાજા સંગ્રામમાં આહવાન કરે, ત્યારે ક્ષાત્રધર્મનું સ્મરણ કરી સંગ્રામમાં જવાથી કદી નિવૃત્ત ન રહે અર્થાત્ ઘણી ચતુરાઈથી તેમની સાથે યુદ્ધ કરે કે જેથી પોતાનો જ વિજય થાય. ॥૪॥ જે સંગ્રામમાં એક બીજાને હનન કરવાની ઈચ્છા કરતા કરતા રાજા લોકો ભય વિના, પીઠ બતાવ્યા વિના પોતાનું સામર્થ્ય હોય તેટલું દેખાડી યુદ્ધ કરે છે, તે સુખને પ્રાપ્ત થાય છે. એનાથી વિમુખ કદી ન થાય કિન્તુ ક્યારેક ક્યારેક શત્રુને જીતવા માટે તેની સામેથી છૂપાઈ જવું ઉચિત હોય છે, કેમકે જે પ્રકારે શત્રુને જીતી શકાય, તેવું કામ કરવું, જેમ સિંહ ક્રોધથી સામે આવીને શસ્ત્રાગ્નિમાં શીઘ્ર ભસ્મ થઈ જાય છે તેમ મૂર્ખતાથી નષ્ટભ્રષ્ટ થઈ જવું નહીં. ॥૫॥ યુદ્ધ સમયે અહીં તહીં ઉભેલાને, નપુંસકને, હાથ જોડેલાને, જેના માથાના વાળ છૂટા પડી ગયા હોય તેને, બેઠેલાને, "હું તારે શરણ છું" એવું કહેનારને, ॥૬॥ સૂતેલાને, મૂર્છા પામેલાને, નગ્ન થયેલાને, આયુધ રહિતને, યુદ્ધ કરનારાઓને જોનારાને, શત્રુઓના સાથીને, ॥૭॥ આયુધ પ્રહારથી પીડિતને, દુઃખીને, અત્યન્ત ઘાયલને, ડરેલાને અને પલાયન કરનાર પુરુષને, સત્પુરુષોના ધર્મનું સ્મરણ કરતા યોદ્ધા કદી ન મારે, કિન્તુ તેમને પકડીને તેમાંથી જે સારા હોય, તેમને બન્દીગૃહમાં રાખે અને ભોજન આચ્છાદન યથાવત આપે, અને જે ઘાયલ થયેલા હોય તેમને ઔષધાદિ વિધિપૂર્વક કરે, ન તેમને ચિડવે, ન દુઃખ દે. જે તેમના યોગ્ય કામ હોય તે કરાવે. વિશેષ એ ઉપર ધ્યાન રાખે કે સ્ત્રી, બાળક, વૃદ્ધ, અને આતુર તથા શોકયુક્ત પુરુષો પર શસ્ત્ર કદી ન ચલાવે. તેમના બાળકોને પોતાના સન્તાનવત પાળે અને સ્ત્રીઓને પણ પાળે. તેમને પોતાની મા, બહેન અને કન્યા સમાન સમજે. કદી વિષયાશક્તિની દૃષ્ટિથી પણ ન જુએ. જ્યારે રાજ્ય ઠીક પ્રકારે જામી જાય અને જેમાં પુનઃ પુનઃ યુદ્ધ કરવાની શંકા ન હોય, તેમને સત્કારપૂર્વક છોડી મૂકી, સૌ સૌને પોતપોતાને ઘેર કે દેશ મોકલી આપે અને જેનાથી ભવિષ્યકાળમાં વિઘ્ન થવાનો સંભવ હોય, તેમને સદા કારાગારમાં રાખે. ॥૮॥ અને જે પલાયન અર્થાત્ ભાગેલો અને ડરેલો ભૃત્ય શત્રુઓથી માર્યો જાય, તો તે સ્વામીના અપરાધને પ્રાપ્ત થઈને દણ્ડનીય બને. ॥૯॥ અને જે તેની પ્રતિષ્ઠા છે, કે જેથી આલોક અને પરલોકમાં સુખ મળવાનું હતું, તેને તેનો સ્વામી લઈ લે છે. જે નાસેલો માર્યો જાય તેને કંઈ પણ સુખ મળતું નથી. તેનું પુણ્યફળ સર્વ નષ્ટ થઈ જાય છે અને પ્રતિષ્ઠાને તે પ્રાપ્ત થાય કે જેણે ધર્મથી યથાવત્ યુદ્ધ કર્યું હોય. ॥૧૦॥ આ વ્યવસ્થાને કદી ન તોડે કે જે જે યુદ્ધમાં જે જે ભૃત્ય અથવા અધ્યક્ષે રથ, ઘોડા, હાથી, છત્ર, ધન, ધાન્ય, ગાય આદિ પશુ

અને સ્ત્રીઓ તથા અન્ય પ્રકારનાં સર્વ દ્રવ્ય અને ઘી, તેલ આદિના કુપ્પા જીત્યા હોય, તે તેનું ગ્રહણ કરે. ।૧૧।। પરન્તુ સેનાસ્થ જન પણ એ જીતેલા પદાર્થોમાંથી સોળમો ભાગ રાજાને આપે. રાજા પણ સેનાસ્થ યોદ્ધાઓને એ ધનમાંથી, જે સર્વે મળી જીતેલું હોય, તેનો સોળમો ભાગ આપે. અને જો કોઈ યુદ્ધમાં મરી ગયું હોય, તો તેની સ્ત્રી અને સન્તાનને તેનો ભાગ આપે અને તેની સ્ત્રી તથા અસમર્થ સન્તાનોનું યથાવત્ પાલન કરે. જ્યારે તેનાં બાળકો સમર્થ થાય, ત્યારે તેમને યથાયોગ્ય અધિકાર આપે. જે કોઈ પોતાના રાજ્યની રક્ષા, વૃદ્ધિ, પ્રતિષ્ઠા, વિજય અને આનન્દવૃદ્ધિની ઇચ્છા રાખતા હોય, તે આ મર્યાદાનું ઉલ્લંઘન કદી પણ કરે નહીં. ।૧૨।।

अलब्धं चैव लिप्सेत लब्धं रक्षेत्प्रयत्नतः । रक्षितं वर्द्धयेच्चैव वृद्धं पात्रेषु निःक्षिपेत् ॥ १ ॥
अलब्धमिच्छेद्दण्डेन लब्धं रक्षेदवेक्षया । रक्षितं वर्द्धयेद् वृद्धया वृद्धं दानेन निःक्षिपेत् ॥ २ ॥
अमाययैव वर्त्तेत न कथञ्चन मायया । बुध्येतारिप्रयुक्तां च मायान्नित्यं स्वसंवृतः ॥ ३ ॥
नास्य छिद्रं परो विद्याच्छिद्रं विद्यात्परस्य तु । गूहेत्कूर्म इवाङ्गानि रक्षेद्विवरमात्मनः ॥ ४ ॥
वकवच्चिन्तयेदर्थान् सिंहवच्च पराक्रमेत् । वृकवच्चावलुम्पेत शशवच्च विनिष्पतेत् ॥ ५ ॥
एवं विजयमानस्य येऽस्य स्युः परिपन्थिनः । तानानयेद्वशं सर्वान् सामादिभिरुपक्रमैः ॥ ६ ॥
यथोद्धरति निर्दाता कक्षं धान्यं च रक्षति । तथा रक्षेन्नृपो राष्ट्रं हन्याच्च परिपन्थिनः ॥ ७ ॥
मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनवेक्षया । सोऽचिराद् भ्रश्यते राज्याज्जीविताच्च सबान्धवः ॥ ८ ॥
शरीरकर्षणात्प्राणाः क्षीयन्ते प्राणिनां यथा । तथा राज्ञामपि प्राणाः क्षीयन्ते राष्ट्रकर्षणात् ॥ ९ ॥
राष्ट्रस्य संग्रहे नित्यं विधानमिदमाचरेत् । सुसंगृहीतराष्ट्रो हि पार्थिवः सुखमेधते ॥ १० ॥
द्वयोस्त्रयाणां पञ्चानां मध्ये गुल्ममधिष्ठितम् । तथा ग्रामशतानां च कुर्य्याद्राष्ट्रस्य संग्रहम् ॥ ११ ॥
ग्रामस्याधिपतिं कुर्य्याद्दशग्रामपतिं तथा । विंशतीशं शतेशं च सहस्त्रपतिमेव च ॥ १२ ॥
ग्रामदोषान्समुत्पन्नान् ग्रामिकः शनकैः स्वयम् । शंसेद् ग्रामदशेशाय दशेशो विंशतीशिनम् ॥ १३ ॥
विंशतीशस्तु तत्सर्वं शतेशाय निवेदयेत् । शंसेद् ग्रामशतेशस्तु सहस्त्रपतये स्वयम् ॥ १४ ॥
तेषां ग्राम्याणि कार्य्याणि पृथक्कार्य्याणि चैव हि । राज्ञोऽन्यः सचिवः स्निग्धस्तानि पश्येदतन्द्रितः ॥ १५ ॥
नगरे नगरे चैकं कुर्य्यात्सर्वार्थचिन्तकम् । उच्चैः स्थानं घोररूपं नक्षत्राणामिव ग्रहम् ॥ १६ ॥
स ताननुपरिक्रामेत्सर्वानेव सदा स्वयम् । तेषां वृत्तं परिणयेत् सम्यग्राष्ट्रेषु तच्चरैः ॥ १७ ॥
राज्ञो हि रक्षाधिकृताः परस्वादायिनः शठाः । भृत्या भवन्ति प्रायेण तेभ्यो रक्षेदिमाः प्रजाः ॥ १८ ॥
ये कार्यिकेभ्योऽर्थमेव गृह्णीयुः पापचेतसः । तेषां सर्वस्वमादाय राजा कुर्यात्प्रवासनम् ॥ १९ ॥

-मनु. ( अ. ७. ९९, १०१, १०४-१०७, ११०-११७, १२०-१२४ )

રાજા અને રાજસભા અલબ્ધની પ્રાપ્તિની ઇચ્છા કરે, પ્રાપ્તની પ્રયત્નથી રક્ષા કરે, રક્ષિતની વૃદ્ધિ કરે અને તે વૃદ્ધિ પામેલા એ ધનને વેદવિદ્યા, ધર્મનો પ્રચાર, વિદ્યાર્થી, વેદમાર્ગોપદેશક અને અસમર્થ અનાથોના પાલનમાં વ્યય કરે. ।૧। આ ચાર પ્રકારના પુરુષાર્થનાં પ્રયોજનને જાણે. આલસ્ય છોડીને એનું સારી રીતે નિત્ય અનુષ્ઠાન કરે, દણ્ડથી અપ્રાપ્તની પ્રાપ્તિ માટે ઇચ્છા, નિત્ય જોવાથી પ્રાપ્તની રક્ષા, રક્ષિતની વૃદ્ધિ અર્થાત્ વ્યાજાદિથી વધારો અને વૃદ્ધિ પામેલા ધનનો પૂર્વોક્ત માર્ગમાં નિત્ય વ્યય કરે. ।૨।। કદાપિ કોઈ સાથે છળથી ન વર્તે, કિન્તુ નિષ્કપટ થઈને સર્વ સાથે વર્તાવ રાખે અને નિત્યપ્રતિ પોતાની રક્ષા કરીને શત્રુએ કરેલા છળને જાણી નિવૃત્ત કરે. ।।૩।। કોઈ શત્રુ પોતાનાં છિદ્ર અર્થાત્ નિર્બળતા ન જાણી શકે પણ સ્વયં શત્રુના છિદ્રોને જાણતો રહે. જેમ કાચબો પોતાનાં અંગોને ગુપ્ત રાખે છે, તેમ શત્રુને પ્રવેશ કરવાનાં છિદ્રોને ગુપ્ત રાખે । ૪। જેમ બગલો ધ્યાનાવસ્થિત થઈને માછલીને પકડવા તાકે છે, તેમ અર્થસંગ્રહનો વિચાર કર્યા કરે, દ્રવ્યાદિ પદાર્થ

અને બળની વૃદ્ધિ કરીને શત્રુને જીતવા માટે સિંહ સમાન પરાક્રમ કરે, ચીત્તાની સમાન છૂપાઈને શત્રુઓને પકડે અને સમીપમાં આવેલા બળવાન શત્રુઓથી સસલા સમાન દૂર નાસી જાય અને પછી તેને છળથી પકડે. ।।૫।। આ પ્રકારે વિજય કરનાર સભાપતિના રાજ્યમાં જે પરિપન્થી અર્થાત્ ડાકુ, લૂંટારા હોય, તેમને **(સામ)** મેળવી લઈ, **(દામ)** કંઈ આપી, **(ભેદ)** ફોડી-તોડી વશ કરે અને જો એથી વશમાં ન થાય તો અતિકઠિન દણ્ડથી વશમાં કરે. ।।૬।। જેમ ધાન્યથી તેના છોતરાંને અળગાં કરી ધાન્યની રક્ષા કરવામાં આવે છે અર્થાત્ તેને ભાંગવા દેતા નથી, તેમ રાજા લૂંટારા, ડાકુ અને ચોરોને શિક્ષા કરે અને રાજ્યની રક્ષા કરે. ।।૭।। જે રાજા મોહથી અને અવિચારથી પોતાના રાજ્યને દુર્બળ કરે છે, તે રાજ્ય અને પોતાના બન્ધુસહિત જીવતાં જ શીઘ્ર નષ્ટ ભ્રષ્ટ થઈ જાય છે. ।।૮।। જેમ પ્રાણીઓના પ્રાણ શરીરને કૃશ કરવાથી ક્ષીણ થઈ જાય છે, તેમ પ્રજાને દુર્બળ કરવાથી રાજાઓના પ્રાણ અર્થાત્ બળાદિ બન્ધુસહિત નષ્ટ થઈ જાય છે. ।।૯।। એથી રાજા અને રાજસભા રાજકાર્યની સિદ્ધિને માટે એવો પ્રયત્ન કરે કે જેથી રાજકાર્ય યથાવત્ સિદ્ધ થાય. જે રાજા રાજ્યપાલનમાં સર્વ પ્રકારે તત્પર રહે છે તેનાં સુખની સદા વૃદ્ધિ થાય છે. ।।૧૦।। એટલા માટે બે, ત્રણ, પાંચ અને સો ગામોની મધ્યે એક રાજ-સ્થાન રાખે, જેમાં યથાયોગ્ય ભૃત્ય અર્થાત્ કામદાર આદિ રાજપુરુષોને રાખી સર્વ રાજ્યનાં કાર્યોને પૂર્ણ કરે. ।।૧૧।। એક-એક ગામમાં એક-એક પ્રધાન પુરુષ રાખે, એવાં દશ ગામો ઉપર બીજો, એવાં વીસ ગામો ઉપર ત્રીજો, એવાં સો ગામો ઉપર ચોથો અને એવાં સહસ્ર ગામો ઉપર પાંચમો પુરુષ રાખે. અર્થાત્ જેમ આજકાલ એક ગામમાં એક પટેલ, દશ ગામમાં થાણેદાર અને બે થાણેદાર ઉપર એક વડો થાણેદાર અને પાંચ થાણાં ઉપર એક તહસીલદાર અને દશ તહસીલદારો ઉપર એક જિલ્લેદાર નિયત કર્યા છે, એ, પેલા આપણા મનુઆદિ ધર્મશાસ્ત્રમાંથી રાજનીતિનો પ્રકાર લીધો છે. ।।૧૨।।

આ પ્રકારે પ્રબન્ધ કરે અને આજ્ઞા આપે કે એ એક એક ગામનો પતિ ગામોમાં નિત્યપ્રતિ જે જે દોષ ઉત્પન્ન થાય, તે તે ગુપ્તતાથી દશ ગામના પતિને વિદિત કરી દે અને એ દશ ગ્રામાધિપતિ એ જ પ્રકારે વીસ ગામના સ્વામીને દશ ગામોના વર્તમાન નિત્યપ્રતિ જણાવ્યા કરે. ।।૧૩।। અને વીસ ગામનો અધિપતિ વીસ ગામોના વર્તમાનને શત ગ્રામાધિપતિને નિત્ય પ્રતિ નિવેદન કરે, તેમજ સો-સો ગામોના પતિ પોતે સહસ્રાધિપતિ અર્થાત્ હજાર ગામોના સ્વામીને સો સો ગામોના વર્તમાનને પ્રતિદિન જણાવ્યા કરે. અને વીસ વીસ ગામના પાંચ અધિપતિ સો સો ગામના અધ્યક્ષને અને તે સહસ્ર સહસ્રના દસ અધિપતિ દસસહસ્રના અધિપતિને, અને દસ-દસ હજારના દસ અધિપતિ લક્ષગામોની રાજસભાને પ્રતિદિનના વર્તમાન જણાવ્યા કરે. તે સર્વ રાજસભા મહારાજસભા અર્થાત્ સાર્વભૌમચક્રવર્તી મહારાજસભામાં સર્વ ભૂગોલનાં વર્તમાન જણાવ્યા કરે. ।।૧૪।। અને એક-એક દસ-દસ સહસ્ર ગામો પર બે બે સભાપતિ એવા નીમે કે જેમાંનો એક રાજસભામાં અને બીજો આળસ્ય છોડીને સર્વ ન્યાયાધીશાદિ રાજપુરુષોનાં કાર્યોને પ્રવાસ કરીને હંમેશાં જોતો રહે. ।।૧૫।। મોટાં મોટાં નગરોમાં એક એક વિચાર કરનારી સભા માટે સુન્દર, ઊંચું અને વિશાળ ચન્દ્રસમાન એક-એક ઘર બનાવે, તેમાં મોટા મોટા વિદ્યાવૃદ્ધ કે જેમણે વિદ્યા દ્વારા સર્વ પ્રકારની પરીક્ષા કરી હોય, તેઓ બેસીને વિચાર કર્યા કરે. જે નિયમોથી રાજા અને પ્રજાની ઉન્નતિ થાય તેવા-તેવા નિયમ અને વિદ્યા પ્રકાશિત કર્યા કરે. ।।૧૬।। જે નિત્ય ઘૂમનાર સભાપતિ હોય, તેને અધીન સર્વ ગુપ્તચર-દૂતો રાખે. જે રાજપુરુષ અને પ્રજા પુરુષોની સાથે નિત્ય સમ્બન્ધ રાખતા હોય, ભિન્ન જાતિના રહે, તેમના દ્વારા સર્વ રાજ અને પ્રજાપુરુષોના સર્વ દોષ અને ગુણ ગુપ્ત રીતે જાણ્યા કરે. જેનો અપરાધ હોય તેને દણ્ડ અને જેનો ગુણ હોય, તેની સદા પ્રતિષ્ઠા કર્યા કરે. ।।૧૭।। રાજા જેને પ્રજાની રક્ષાનો અધિકાર આપે, તે ધાર્મિક, સુપરીક્ષિત, વિદ્વાન્ અને કુલીન હોય. તેને આધીન પ્રાયઃ શઠ અને પરપદાર્થ હરનારા ચોર, લૂંટારાઓને પણ નોકર રાખીને તેમને દુષ્ટ કર્મથી બચાવવા માટે રાજાના નોકર કરી તેમની રક્ષા કરનાર વિદ્વાનોને સ્વાધીન કરી તેમનાથી આ પ્રજાની યથાવત રક્ષા કરે. ।।૧૮।।

જે રાજપુરુષ અન્યાયથી વાદી પ્રતિવાદી પાસેથી ગુપ્તધન(-લાંચ) લઈ પક્ષપાતથી અન્યાય કરે, તેનું સર્વસ્વ હરણ કરી યથાયોગ્ય દણ્ડ દઈને એવા દેશમાં રાખે કે જ્યાંથી પુનઃ પાછો આવી ન શકે. કેમકે જો તેને દણ્ડ ન દેવામાં આવે તો, તેને જોઈ અન્ય રાજપુરુષો પણ એવાં દુષ્ટ કામ કરશે અને દણ્ડ દેવામાં આવે તો બચ્યા રહેશે. પરન્તુ જેટલાથી એ રાજપુરુષોનો યોગક્ષેમ ભલી રીતે થાય, અને તે ભલી રીતે ધનાઢ્ય પણ થાય, તેટલું ધન કે ભૂમિ રાજ્યની તરફથી માસિક કે વાર્ષિક અથવા એક વાર મળ્યા કરે અને જે વૃદ્ધ હોય તેને પણ ઘરબેઠાં અડધું મળ્યા કરે. પરન્તુ એ ધ્યાનમાં રાખે કે જ્યાં સુધી તે જીવે, ત્યાં સુધી એ જીવિકા બની રહે, પશ્ચાત્ નહીં. પરન્તુ તેમના સન્તાનોનો સત્કાર કે નોકરી તેના ગુણાનુસાર અવશ્ય આપે. જેમના સન્તાન જ્યાં સુધી સમર્થ થાય અને તેમની સ્ત્રી જીવતી હોય, તો સર્વના નિર્વાહ અર્થે રાજ્યની તરફથી યથાયોગ્ય ધન મળ્યા કરે. પરન્તુ જો તેની સ્ત્રી કે સન્તાન કુકર્મી થઈ જાય, તો કાંઈ પણ ન મળે, એવી નીતિ રાજા બરાબર રાખે. ॥૧૯॥

**यथा फलेन युज्येत राजा कर्त्ता च कर्मणाम् । तथाऽवेक्ष्य नृपो राष्ट्रे कल्पयेत्सततं करान् ॥ १ ॥**
**यथाल्पाऽल्पमदन्त्याऽऽद्यं वार्य्योकोवत्सषट्पदाः ।**
**तथाऽल्पाऽल्पो ग्रहीतव्यो राष्ट्राद्राज्ञाब्दिकः करः ॥ २ ॥**
**नोच्छिन्द्यादात्मनो मूलं परेषां चातितृष्णया । उच्छिन्दन्ह्यात्मनो मूलमात्मानं तांश्च पीडयेत् ॥ ३ ॥**
**तीक्ष्णश्चैव मृदुश्च स्यात्कार्यं वीक्ष्य महीपतिः । तीक्ष्णश्चैव मृदुश्चैव राजा भवति सम्मतः ॥ ४ ॥**
**एवं सर्वं विधायेदमितिकर्त्तव्यमात्मनः । युक्तश्चैवाप्रमत्तश्च परिरक्षेदिमाः प्रजाः ॥ ५ ॥**
**विक्रोशन्त्यो यस्य राष्ट्राद्ध्रियन्ते दस्युभिः प्रजाः । सम्पश्यतः सभृत्यस्य मृतः स न तु जीवति ॥ ६ ॥**
**क्षत्रियस्य परो धर्मः प्रजानामेव पालनम् । निर्दिष्टफलभोक्ता हि राजा धर्मेण युज्यते ॥ ७ ॥**

-मनु० ( ७.१२८, १२९, १३९, १४०, १४२-१४४ )

જેમ રાજા અને કર્મકર્તા રાજપુરુષ કે પ્રજાજન સુખરૂપ ફળ યુક્ત થાય એવો વિચાર કરીને રાજા તથા રાજસભા રાજ્યમાં કર સ્થાપન કરે. ॥૧॥ જેમ જળો, વાછરડું અને ભ્રમર થોડા થોડા ભોગ્ય પદાર્થનું ગ્રહણ કરે છે તેમ રાજા પ્રજા પાસેથી થોડો થોડો વાર્ષિક કર લે. ।૨॥ અતિ લોભથી પોતાના અને પરાયાના સુખના મૂલને ઉચ્છિન્ન અર્થાત્ નષ્ટ કદાપિ ન કરે. કેમકે જે વ્યવહારનું અને સુખના મૂલનું છેદન કરે છે, તે પોતાને અને પરાયાને પીડા જ કરે છે. ।૩॥ જે મહીપતિ કાર્યને જોઈ તીક્ષ્ણ અને કોમળ પણ બને, તે રાજા દુષ્ટો પ્રતિ તીક્ષ્ણ અને શ્રેષ્ઠો પ્રતિ કોમલ રહેવાથી અતિ માનનીય થાય છે. ।૪। એ પ્રકારે સર્વ રાજ્યનો પ્રબન્ધ કરીને સદા તેમાં યુક્ત અને પ્રમાદરહિત રહીને પોતાની પ્રજાનું નિરન્તર પાલન કરે. ।૫॥ જો ભૃત્યસહિત દેખતા રાજાના રાજ્યમાંથી ડાકુઓ રડતી, વિલાપ કરતી પ્રજાના પદાર્થ અને પ્રાણોને હરતા રહે છે, તે રાજ્ય જાણો કે તે ભૃત્ય અમાત્યસહિત મૃતકતુલ્ય છે, જીવતા નથી અને મહાદુઃખને પામનાર છે. ॥૬॥ એટલા માટે પ્રજાનું પાલન કરવું એ જ રાજાનો પરમ ધર્મ છે તથા જે મનુસ્મૃતિના સાતમા અધ્યાયમાં કર લેવો લખ્યો છે, અને જેમ સભા તરફથી નિયત કરવામાં આવે, તેનો ભોક્તા રાજા ધર્મયુક્ત થઈ સુખ પામે છે, એથી વિપરીત દુઃખને પ્રાપ્ત થાય છે. ॥૭॥

**उत्थाय पश्चिमे यामे कृतशौचः समाहितः । हुताग्निर्ब्राह्मणांश्चार्च्य प्रविशेत्स शुभां सभाम् ॥ १ ॥**
**तत्र स्थितः प्रजाः सर्वाः प्रतिनन्द्य विसर्जयेत् । विसृज्य च प्रजाः सर्वाः मन्त्रयेत्सह मन्त्रिभिः ॥ २ ॥**
**गिरिपृष्ठं समारुह्य प्रासादं वा रहोगतः । अरण्ये निःशलाके वा मन्त्रयेदविभावितः ॥ ३ ॥**
**यस्य मन्त्रं न जानन्ति समागम्य पृथग्जनाः । स कृत्स्नां पृथिवीं भुङ्क्ते कोशहीनोऽपि पार्थिवः ॥ ४ ॥**

-मनु० ( ७. १४५-१४८ )

જ્યારે પાછલી પ્રહર રાત્રિ રહે, ત્યારે ઊઠી શૌચ કરી સાવધાન થઈને પરમેશ્વરનું ધ્યાન, અગ્નિહોત્ર, ધાર્મિક વિદ્વાનોનો સત્કાર અને ભોજન કરી, પછી સભાની અંદર પ્રવેશ કરે. ॥૧॥ ત્યાં ઊભા રહીને જે પ્રજાજન ઉપસ્થિત હોય, તેમને માન આપે, અને તેમને છોડી મુખ્યમન્ત્રી સાથે રાજ્યવ્યવસ્થાનો વિચાર કરે. ॥૨॥ પછી તેની સાથે ફરવા જાય, પર્વતના શિખર અથવા એકાન્ત ઘર કે જંગલ જ્યાં એક શલાકા પણ ન હોય, એવા એકાન્ત સ્થાનમાં બેસીને વિરુદ્ધ ભાવનાને છોડી મન્ત્રી સાથે વિચાર કરે. ॥૩॥ જે રાજાના ગૂઢ વિચારને અન્ય જન મળીને જાણી શકતા નથી, અર્થાત્ જેના વિચાર ગમ્ભીર, શુદ્ધ, પરોપકારાર્થે સદા ગુપ્ત રહે, તે રાજા ધનહીન છતાં સર્વ પૃથ્વીનું રાજ્ય કરવા સમર્થ થાય છે. એટલા માટે પોતાના મનથી એક પણ કામ ન કરે. કે જ્યાં સુધી સભાસદોની અનુમતિ ન હોય. ॥૪॥

**आसनं चैव यानं च सन्धिं विग्रहमेव च । कार्यं वीक्ष्य प्रयुञ्जीत द्वैधं संश्रयमेव च ॥ १ ॥**
**सन्धिं तु द्विविधं विद्याद्राजा विग्रहमेव च । उभे यानासने चैव द्विविधः संश्रयः स्मृतः ॥ २ ॥**
**समानयानकर्मा च विपरीतस्तथैव च । तथा त्वायतिसंयुक्तः सन्धिर्ज्ञेयो द्विलक्षणः ॥ ३ ॥**
**स्वयंकृतश्च कार्यार्थमकाले काल एव वा । मित्रस्य चैवापकृते द्विविधो विग्रहः स्मृतः ॥ ४ ॥**
**एकाकिनश्चा'त्ययिके कार्ये प्राप्ते यदृच्छया । संहतस्य च मित्रेण द्विविधं यानमुच्यते ॥ ५ ॥**
**क्षीणस्य चैव क्रमशो दैवात्पूर्वकृतेन वा । मित्रस्य चानुरोधेन द्विविधं स्मृतमासनम् ॥ ६ ॥**
**बलस्य स्वामिनश्चैव स्थितिः कार्यार्थसिद्धये । द्विविधं कीर्त्यते द्वैधं षाड्गुण्यगुणवेदिभिः ॥ ७ ॥**
**अर्थसम्पादनार्थं च पीड्यमानः स शत्रुभिः । साधुषु व्यपदेशार्थं द्विविधः संश्रयः स्मृतः ॥ ८ ॥**
**यदावगच्छेदायत्यामाधिक्यं ध्रुवमात्मनः । तदात्वे चाल्पिकां पीडां तदा सन्धिं समाश्रयेत् ॥ ९ ॥**
**यदा प्रहृष्टा मन्येत सर्वास्तु प्रकृतीर्भृशम् । अत्युच्छ्रितं तथात्मानं तदा कुर्वीत विग्रहम् ॥ १० ॥**
**यदा मन्येत भावेन हृष्टं पुष्टं बलं स्वकम् । परस्य विपरीतं च तदा यायाद्रिपुं प्रति ॥ ११ ॥**
**यदा तु स्यात्परिक्षीणो वाहनेन बलेन च । तदासीत प्रयत्नेन शनकैः सान्त्वयन्नरीन् ॥ १२ ॥**
**मन्येतारिं यदा राजा सर्वथा बलवत्तरम् । तदा द्विधा बलं कृत्वा साधयेत्कार्य्यमात्मनः ॥ १३ ॥**
**यदा परबलानां तु गमनीयतमो भवेत् । तदा तु संश्रयेत् क्षिप्तं धार्मिकं बलिनं नृपम् ॥ १४ ॥**
**निग्रहं प्रकृतीनां च कुर्याद्योऽरिबलस्य च । उपसेवेत तं नित्यं सर्वयत्नैर्गुरुं यथा ॥ १५ ॥**
**यदि तत्रापि सम्पश्येद्दोषं संश्रयकारितम् । सुयुद्धमेव तत्राऽपि निर्विशङ्कः समाचरेत् ॥ १६ ॥**

-मनु० (७. १६१-१७६)

સર્વ રાજાદિ રાજપુરુષોએ આ વાત લક્ષમાં રાખવી યોગ્ય છે-જે (**आसन**) સ્થિરતા, (**यान**) શત્રુ સાથે લડવા માટે જવું, (**सन्धि**) તેની સાથે સન્ધિ કરી લેવી, (**विग्रह**) દુષ્ટ શત્રુઓ સાથે લડાઈ કરવી, (**द्वैध०**) બે પ્રકારની સેના કરીને સ્વવિજય કરી લેવો, (**संश्रय**) અને નિર્બળતામાં બીજા પ્રબળ રાજાનો આશ્રય લેવો- આ છ પ્રકારનાં કર્મ યથાયોગ્ય કાર્યનો વિચાર કરી, તેમાં યુક્ત કરવાં જોઈએ. ॥૧॥ રાજા જે સન્ધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સંશ્રય - એ બે બે પ્રકારના હોય છે, તેને રાજા યથાવત્ જાણે. ॥૨॥ (**सन्धि**) શત્રુ સાથે મેળાપ અથવા તેની સાથે વિપરીતતા કરે, પરન્તુ વર્તમાન અને ભવિષ્યમાં કરવાનાં કામ યથાયોગ્ય કરતો જાય, એ બે પ્રકારનો 'મેળ' કહેવાય છે. ॥૩॥ (**विग्रह**) કાર્યસિદ્ધિ અર્થે ઉચિત કે અનુચિત સમયે સ્વયં અથવા મિત્રનો અપરાધ કરનાર શત્રુ સાથે 'વિરોધ' બે પ્રકારે કરવો જોઈએ. ॥૪॥ (**यान**) અકસ્માત્ કોઈ કાર્ય પ્રાપ્ત થવામાં એકાકી કે મિત્ર સાથે મળીને શત્રુ તરફ જવું, એ બે પ્રકારનું 'ગમન' કહેવાય છે. ॥૫॥ સ્વયં કોઈ પ્રકારે ક્રમથી ક્ષીણ થઈ જાય અર્થાત્ નિર્બળ બની જવું, અથવા મિત્રના રોકવાથી સ્વસ્થાનમાં બેસી રહેવું, આ

બે પ્રકારનાં 'આસન' કહેવાય છે. । ૬।। કાર્યસિદ્ધિ અર્થે સેનાપતિ અને સેનાના બે વિભાગ કરીને વિજય કરવો. એ બે પ્રકારનાં 'દ્વૈધ' કહેવાય છે. ।।૭।। કોઈક અર્થની સિદ્ધિ અર્થે કોઈ બળવાન્ રાજા કે કોઈ મહાત્માનો આશ્રય લેવો, કે જેથી કરીને શત્રુથી પીડિત ન થાય, એ બે પ્રકારના 'આશ્રય' કહેવાય છે. । ૮।। જ્યારે એમ જણાઈ આવે કે આ સમયે યુદ્ધ કરવાથી થોડી પીડા પ્રાપ્ત થશે અને પછી કરવાથી સ્વવૃદ્ધિ અને વિજય અવશ્ય થશે, તો શત્રુ સાથે મેળાપ-સન્ધિ કરી ઉચિત સમય સુધી ધીરજ ધરવી. ।।૯।। જ્યારે પોતાની સર્વ પ્રજા કે સેના અત્યન્ત પ્રસન્ન, ઉન્નતિશીલ અને શ્રેષ્ઠ જણાય, તેમ પોતાને પણ જાણે, ત્યારે જ શત્રુ સાથે વિગ્રહ-યુદ્ધ કરી લેવું. ।।૧૦।। જ્યારે સ્વબળ અર્થાત્ પોતાની સેનાને હર્ષ અને પુષ્ટિયુક્ત પ્રસન્ન ભાવથી જુએ અને શત્રુનું બળ પોતાથી વિપરીત નિર્બળ થઈ જાય, ત્યારે શત્રુ તરફ યુદ્ધ કરવા જવું. ।૧૧।। જ્યારે સેના, બળ, વાહનથી ક્ષીણ થઈ જાય, ત્યારે શત્રુને ધીરે ધીરે પ્રયત્નથી શાન્ત કરતા કરતા સ્વસ્થાનમાં બેસી રહે. । ૧૨।। જ્યારે રાજા શત્રુને અત્યન્ત બળવાન જાણે, ત્યારે દ્વિગુણ કે બે પ્રકારની સેના કરીને સ્વકાર્ય સિદ્ધ કરે. ।।૧૩।। જ્યારે પોતે સમજે કે હવે શીઘ્ર શત્રુઓની ચઢાઈ મારા પર થશે, ત્યારે કોઈ ધાર્મિક બળવાન રાજાનો આશ્રય શીઘ્ર લઈ લે. ।।૧૪।। જે પ્રજા અને પોતાની સેના શત્રુ બળનો વિગ્રહ કરે અર્થાત્ રોકે, તેની સેવા સર્વ યત્નથી ગુરુ માફક નિત્ય કર્યા કરે. ।૧૫।। જેનો આશ્રય લે, તે પુરુષનાં કર્મોમાં દોષ દેખે, તો તેની સાથે ત્યાં પણ સારી રીતે નિઃશંક થઈને યુદ્ધ જ કરે. ।।૧૬।।

જે રાજા ધાર્મિક હોય, તેની સાથે વિરોધ કદી ન કરે, કિન્તુ તેની સાથે સદા મેળ રાખે અને જે દુષ્ટ પ્રબળ હોય, તેને જ જીતવા માટે એ પૂર્વોક્ત પ્રયોગ કરવા ઉચિત છે.

**सर्वोपायैस्तथा कुर्यान्नीतिज्ञः पृथिवीपतिः । यथास्याभ्यधिका न स्युर्मित्रोदासीनशत्रवः ॥ १ ॥**
**आयतिं सर्वकार्याणां तदात्वं च विचारयेत् । अतीतानां च सर्वेषां गुणदोषौ च तत्त्वतः ॥ २ ॥**
**आयत्यां च गुणदोषज्ञस्तदात्वे क्षिप्रनिश्चयः । अतीते कार्य्यशेषज्ञः शत्रुभिर्नाभिभूयते ॥ ३ ॥**
**यथैनं नाभिसंदध्युर्मित्रोदासीनशत्रवः । तथा सर्वं संविदध्यादेष सामासिको नयः ॥ ४ ॥**

-मनु० ( अ. ७. १७७-१८० )

નીતિના જાણવાવાળા પૃથ્વીપતિ રાજા જે પ્રકારે તેના મિત્ર, ઉદાસીન (મધ્યસ્થ) અને શત્રુ અધિક ન થાય, એવા સર્વ ઉપાયોથી વર્તે. ।।૧।। સર્વ કાર્યો વર્તમાનમાં કર્તવ્ય અને ભવિષ્યત્‌માં જે જે કરવાં ઉચિત અને જે જે કામ કરી ચૂક્યા, તે સર્વના ગુણ દોષોનો યથાર્થતાથી વિચાર કરે. ।૨।' પછી દોષ નિવારણ અને ગુણની સ્થિરતામાં યત્ન કરે. જે રાજા ભવિષ્યત્ અર્થાત્ આગળ કરવાવાળાં કર્તવ્ય કર્મોમાં ગુણ દોષોના જ્ઞાતા, વર્તમાનમાં તરત જ નિશ્ચય કરનાર અને કરેલાં કાર્યોમાં શેષ કર્તવ્યને જાણનાર છે,તે શત્રુઓથી કદી પરાજિત થતો નથી. ।।૩।। સર્વ પ્રકારે રાજપુરુષ વિશેષ સભાપતિ રાજા, એવો પ્રયત્ન કરે કે જે પ્રકારે રાજાદિ જનોના મિત્ર, ઉદાસીન અને શત્રુ(તેમ)ને વશ કરી અન્યથા ન કરાવે. એવા મોહમાં કદી ન ફસે, એ જ સંક્ષેપથી નય અર્થાત્ રાજનીતિ કહેવાય છે. ।૪।

**कृत्वा विधानं मूले तु यात्रिकं च यथाविधि । उपगृह्यास्पदं चैव चारान् सम्यग्विधाय च ॥ १ ॥**
**संशोध्य त्रिविधं मार्गं षड्विधं च बलं स्वकम् । सांपरायिककल्पेन यायादरिपुरं शनैः ॥ २ ॥**
**शत्रुसेविनि मित्रे च गूढे युक्ततरो भवेत् । गतप्रत्यागते चैव स हि कष्टतरो रिपुः ॥ ३ ॥**
**दण्डव्यूहेन तन्मार्गं यायात्तु शकटेन वा । वराहमकराभ्यां वा सूच्या वा गरुडेन वा ॥ ४ ॥**
**यतश्च भयमाशङ्केत्ततो विस्तारयेद्बलम् । पद्मेन चैव व्यूहेन निविशेत सदा स्वयम् ॥ ५ ॥**
**सेनापतिबलाध्यक्षौ सर्वदिक्षु निवेशयेत् । यतश्च भयमाशङ्केत् प्राचीं तां कल्पयेद्दिशम् ॥ ६ ॥**

गुल्मांश्च स्थापयेदाप्तान् कृतसंज्ञान् समन्ततः । स्थाने युद्धे च कुशलानभीरूनविकारिणः ॥ ७ ॥
संहतान् योधयेदल्पान् कामं विस्तारयेद्बहून् । सूच्या वज्रेण चैवैतान् व्यूहेन व्यूह्य योधयेत् ॥ ८ ॥
स्यन्दनाश्वैः समे युध्येदनूपे नौद्विपैस्तथा । वृक्षगुल्मावृते चापैरसिचर्मायुधैः स्थले ॥ ९ ॥
प्रहर्षयेद् बलं व्यूह्य तांश्च सम्यक् परीक्षयेत् । चेष्टाश्चैव विजानीयादरीन् योधयतामपि ॥ १० ॥
उपरुध्यारिमासीत राष्ट्रं चास्योपपीडयेत् । दूषयेच्चास्य सततं यवसान्नोदकेन्धनम् ॥ ११ ॥
भिन्द्याच्चैव तडागानि प्राकारपरिखास्तथा । समवस्कन्दयेच्चैनं रात्रौ वित्रासयेत्तथा ॥ १२ ॥
प्रमाणानि च कुर्वीत तेषां धर्म्यान्यथोदितान् । रत्नैश्च पूजयेदेनं प्रधानपुरुषैः सह ॥ १३ ॥
आदानमप्रियकरं दानञ्च प्रियकारकम् । अभीप्सितानामर्थानां काले युक्तं प्रशस्यते ॥ १४ ॥

मनु० (७. १८४-१९२, १९४-१९६, २०३, २०४)

જ્યારે રાજા શત્રુઓની સાથે યુદ્ધ કરવા જાય, ત્યારે સ્વરાજ્યની રક્ષાનો પ્રબન્ધ અને યાત્રાની સર્વ સામગ્રી યથાવિધિ કરીને સર્વ સેના, યાન, વાહન, શસ્ત્રાસ્ત્રાદિ પૂર્ણ લઈ, સર્વત્ર દૂતો અર્થાત્ ચારે તરફના સમાચારોની ખબર આપનાર પુરુષોને ગુપ્ત સ્થાપન કરી, શત્રુઓની તરફ યુદ્ધ કરવા જાય. ।૧। ત્રણ પ્રકારના માર્ગ અર્થાત્ એક સ્થળ (ભૂમિ), બીજો જળ (સમુદ્ર વા નદીઓ) અને ત્રીજો આકાશ, એ ત્રણ માર્ગને શુદ્ધ બનાવી ભૂમિમાર્ગમાં રથ, અશ્વ, હાથી; જળમાર્ગમાં નૌકા અને આકાશમાં વિમાનાદિ યાનોથી જાય. અને પાયદળ, રથ, હાથી, ઘોડા, શસ્ત્ર અને અસ્ત્ર તથા ખાન-પાનાદિ સામગ્રીને યથાવત્ સાથે લઈ, બળયુક્ત પૂર્ણ થઈને કોઇ નિમિત્તને પ્રસિદ્ધ કરી, શત્રુના નગરની સમીપ ધીરે ધીરે જાય. ॥૨। જે અંદરથી શત્રુને મળેલો હોય અને પોતાની સાથે પણ ઉપરથી મિત્રતા રાખે, ગુપ્તતાથી શત્રુને ભેદ આપે તેમના આવવા જવામાં અને તેની સાથે વાત કરવામાં અત્યન્ત સાવધાની રાખવી કેમકે અંદરથી શત્રુ અને ઉપરથી મિત્ર એવા પુરુષને મોટો શત્રુ સમજવો જોઈએ ॥૩॥ સર્વ રાજપુરુષોને યુદ્ધ કરવાની વિદ્યા શીખવવી અને પોતે શીખવી તથા અન્ય પ્રજાજનોને શીખવવી. જે પૂર્વ શિક્ષિત યોદ્ધા હોય છે, તે જ ઉત્તમ પ્રકારે લડી-લડાવી જાણે છે. જ્યારે શિક્ષા કરે ત્યારે (**दण्डव्यूह**) દણ્ડાની સમાન સેનાને ચલાવે, (**शकट०**)- જેમ શકટ અર્થાત્ ગાડી સમાન, (**वराह**) જેમ સુવર એક પાછળ એક દોડતા જાય છે અને કદી કદી સર્વે મળી ઝૂંડ થઈ જાય છે તેમ અને (**मकर**) જેમ મગર પાણીમાં ચાલે છે, તેવી રીતે સેનાને બનાવે; (**सूचिव्यूह**) જેમ સુચિનો અગ્રભાગ સૂક્ષ્મ અને પાછલો સ્થૂલ હોય અને તેનાથી સૂત્ર-સ્થૂલ છે, તેવી શિક્ષાથી સેનાને બનાવે, અને જેમ (**नीलकंठ**) ઉપર નીચે ઝપટ મારે છે તે પ્રકારે સેનાને બનાવી લડાવે. ॥૪॥ જ્યાં ભય વિદિત થાય તે દિશાએ સેનાને ફેલાવે. સર્વ સેનાના પતિઓને ચારે બાજુએ રાખીને (પદ્મવ્યૂહ) પદ્માકાર ચારે તરફથી સેના રાખીને મધ્યમાં પોતે રહે. ॥૫॥ સેનાપતિ અને બળાધ્યક્ષ અર્થાત્ આજ્ઞા દેનાર અને સેના સાથે લડનાર લડાવનારા વીરોને આઠે દિશામાં રાખે, જે દિશા તરફથી લડાઈ થતી હોય, તે તરફ સર્વ સેનાનું મુખ રાખે. પરન્તુ બીજી તરફ પણ પાકો પ્રબન્ધ રાખે, નહીં તો પાછળ કે બાજુ થકી શત્રુથી ઘાત થવાનો સમ્ભવ રહે છે. ।૬॥ જે ગુલ્મ અર્થાત્ દ્રઢસ્તમ્ભની તુલ્ય યુદ્ધવિદ્યાથી સુશિક્ષિત, ધાર્મિક, સ્થિત રહેવામાં અને યુદ્ધ કરવામાં ચતુર, ભયરહિત અને જેના મનમાં કોઈ પ્રકારનો વિકાર ન હોય, તેમને સેનાની ચારે દિશામાં રાખે. ૭। જો થોડા પુરુષોથી ઘણાની સાથે યુદ્ધ કરવાનું હોય, તો એકત્ર મળીને લડાવે અને કામ પડે તો તેમને જ ઝટ ફેલાવી દે. જ્યારે નગર, દુર્ગ (**किल्ला**) કે શત્રુની સેનામાં પ્રવિષ્ટ થઈ યુદ્ધ કરવાનું હોય, ત્યારે "**सूचिव्यूह**" અથવા "**वज्रव्यूह**" જેમકે બેધારી તલવારથી બેઉ તરફ યુદ્ધ કરતા જાય અને પ્રવિષ્ટ પણ થતા જાય, તેવી રીતે અનેક પ્રકારના વ્યૂહો અર્થાત્ સેનાને ગોઠવીને લડાવે. જો સામે (**शतघ्नी**) - તોપ કે (**भुशुण्डी**) - બન્દૂક છૂટી રહી હોય, તો **सर्पव्यूह** અર્થાત્ સર્પની સમાન

સૂતા સૂતા ચાલ્યા જાય. જ્યારે તોપોની પાસે પહોંચે, ત્યારે તેમને મારી કે પકડી, તોપોના મુખ શત્રુની તરફ ફેરવી, તે જ તોપ કે બન્દૂકાદિથી તે શત્રુઓને મારે અથવા વૃદ્ધ પુરુષોને તોપના મુખની સામે ઘોડે સવાર કરી દોડાવે અને મારે. વચમાં ઉત્તમ ઉત્તમ સવાર રહે. એક વાર ઘસારો કરી શત્રુની સેનાને છિન્ન ભિન્ન કરી પકડી લે અથવા ભગાડી દે. ॥૮॥ જો સમ(સપાટ)ભૂમિમાં યુદ્ધ કરવાનું હોય તો રથ, ઘોડા અને પાયદળોથી, સમુદ્રમાં યુદ્ધ કરવાનું હોય તો નૌકાથી અને થોડા જળમાં હાથીઓ પર, વૃક્ષ અને ઝાડીમાં બાણથી તથા વાલુમાં (રેતીના રણમાં) તલવાર અને ઢાલથી યુદ્ધ કરે કરાવે. ॥૯॥ જે સમયે યુદ્ધ થતું હોય, તે સમયે યોદ્ધાઓને ઉત્સાહિત અને હર્ષિત રાખે. જ્યારે યુદ્ધ બન્ધ થઈ જાય, ત્યારે જેથી શૌર્ય અને ઉત્સાહ વધે એવાં વક્તૃત્વથી અને ખાન, પાન, અસ્ત્ર, શસ્ત્ર, સહાય અને ઔષધાદિથી સર્વના ચિત્તને પ્રસન્ન રાખે; વ્યૂહ વિના લડાઈ ન કરે, ન કરાવે. યુદ્ધ કરતી પોતાની સેનાની ચેષ્ટાને જોયા કરે કે તે બરાબર લડે છે કે કપટ રાખે છે. ॥૧૦॥ કોઈ સમયે ઉચિત સમજે તો શત્રુને ચારે દિશાથી ઘેરીને રોકી રાખે અને તેના રાજ્યને પીડિત કરી, શત્રુના ઘાસ, ચારા, અન્ન, જળ અને બળતણને નષ્ટ કે દૂષિત કરી નાખે. ।૧૧॥ શત્રુના તળાવ, નગરના ફરતા કોટ અને ખાઈને તોડી-ફોડી નાખે, રાત્રિમાં તેમને ( **त्रास** ) ભય આપે અને જીતવાનો ઉપાય કરે. ॥૧૨।

જીતીને તેની પાસે પ્રમાણ અર્થાત્ પ્રતિજ્ઞાદિ લખાવી લે અને જો ઉચિત સમય સમજે તો તેનાં વંશસ્થ કોઈ ધાર્મિક પુરુષને રાજા નિયત કરે અને તેની પાસે લખાવી લે કે તમારે અમારી આજ્ઞાનુકૂળ અર્થાત્ જેવી ધર્મયુક્ત રાજનીતિ છે, તદનુસાર વર્તી ન્યાયથી પ્રજાનું પાલન કરવું પડશે. એવો ઉપદેશ કરે અને એવા પુરુષોને તેમની પાસે રાખે કે જેથી પુનઃ ઉપદ્રવ ન થાય; જે હારી જાય તેનો સત્કાર પ્રધાન પુરુષો સાથે મળીને રત્નાદિ ઉત્તમ પદાર્થોના દાનથી કરે અને એવું ન કરે કે જેથી તેનો યોગક્ષેમ પણ ન રહે. જો તેને બન્દીગૃહમાં પૂરે તો પણ તેનો યથાયોગ્ય સત્કાર રાખે કે જેથી તે પરાજયના શોકથી રહિત થઈને આનન્દમાં રહે. ॥૧।

કેમકે સંસારમાં બીજાના પદાર્થ ગ્રહણ કરવા એ અપ્રીતિનું અને આપવું એ પ્રીતિનું કારણ છે અને વિશેષ કરીને સમયોચિત ક્રિયા કરવી અને તે પરાજિતના મનવાઞ્છિત પદાર્થો તેને આપવા એ ઉત્તમ છે અને કદી પણ તેને ચિડવવો નહીં, મશ્કરી અને ઠઠ્ઠા કરવા નહીં, તેની સામે અમે તમને પરાજિત કર્યા એમ પણ કહેવું નહીં, પરન્તુ "આપ અમારા ભાઈ છો" ઇત્યાદિ માન-પ્રતિષ્ઠા સદા કરવી. ॥૧।

**हिरण्यभूमिसंप्राप्त्या पार्थिवो न तथैधते । यथा मित्रं ध्रुवं लब्ध्वा कृशमप्यायतिक्षमम् ॥ १ ॥**
**धर्मज्ञं च कृतज्ञं च तुष्टप्रकृतिमेव च । अनुरक्तं स्थिरारम्भं लघुमित्रं प्रशस्यते ॥ २ ॥**
**प्राज्ञं कुलीनं शूरं च दक्षं दातारमेव च । कृतज्ञं धृतिमन्तञ्च कष्टमाहुररिं बुधाः ॥ ३ ॥**
**आर्य्यता पुरुषज्ञानं शौर्य्यं करुणवेदिता । स्थौललक्ष्यं च सततमुदासीनगुणोदयः ॥ ४ ॥**

-मनु० ( अ. ७. २०८-२११ )

મિત્રનું લક્ષણ એ છે કે - રાજા સુવર્ણ અને ભૂમિની પ્રાપ્તિથી એવો નથી વધતો કે જેવો નિશ્ચલ પ્રેમયુક્ત ભવિષ્યતની વાતોને વિચારનાર અને કાર્ય સિદ્ધ કરનાર સમર્થ મિત્ર અથવા દુર્બળ મિત્રને પણ પ્રાપ્ત થઈ વૃદ્ધિ પામે છે. ॥૧॥ ધર્મજ્ઞ અને કૃતજ્ઞ અર્થાત્ કરેલા ઉપકારને સદા માનનાર, પ્રસન્નસ્વભાવ, અનુરાગી, સ્થિરારમ્ભી અને લઘુ કે નાના મિત્રને પણ પ્રાપ્ત થઈ પ્રશંસિત થાય છે. ।૨। સદા એ વાતનો નિશ્ચય રાખે, કે કદી બુદ્ધિમાન, કુલીન, શૂર, વીર, ચતુર, દાતા, કરેલું જાણનાર અને ધૈર્યવાન્ પુરુષને શત્રુ કરવો નહીં કેમકે જો એવાને શત્રુ કરશે, તો તે દુઃખ પામશે. । ૩॥

ઉદાસીનનું લક્ષણ-જેનામાં પ્રશંસિત ગુણયુક્ત(તા), સારા-નઠારા મનુષ્યોનું જ્ઞાન, શૂરવીરતા અને

કરુણા પણ (હોય), સ્થૂલલક્ષ્ય અર્થાત્ ઉપર ઉપરની વાતો નિરન્તર સંભળાવ્યા કરે, તે ઉદાસીન કહેવાય છે. ।૪।

**एवं सर्वमिदं राजा सह संमन्त्र्य मन्त्रिभिः ।**
**व्यायाम्याप्लुत्य मध्याह्ने भोक्तुमन्तःपुरं विशेत् ॥ १ ॥** -મનુ૦ (અ૦ ૭. ૨૧૬)

પૂર્વોક્ત પ્રાતઃકાલે ઊઠી, શૌચાદિ, સન્ધ્યોપાસન, અગ્નિહોત્ર વગેરે કરી કે કરાવી, સર્વ મન્ત્રીઓ સાથે વિચાર કરી સભામાં જઈ સર્વ ભૃત્ય અને સેનાધ્યક્ષોની સાથે મળી, તેમને હર્ષિત કરી, નાના પ્રકારની વ્યૂહશિક્ષા અર્થાત્ કવાયત કરી-કરાવી, સર્વ ઘોડા, હાથી, ગાય આદિના સ્થાન, શસ્ત્ર અને અસ્ત્રનો કોશ તથા વૈદ્યાલય અને ધનના કોષોને જોઈ, સર્વપર નિત્ય પ્રતિ દૃષ્ટિ રાખે. જો તેમાં કોઈ ખોટ-ખાંપણ હોય, તો તે કાઢીને વ્યાયામશાળામાં જઈ વ્યાયામ કરીને ભોજનાર્થ, "અન્તઃપુર" અર્થાત્ પત્ની આદિના નિવાસ સ્થાનમાં પ્રવેશ કરે. અને સુપરીક્ષિત, બુદ્ધિબલપરાક્રમવર્ધક, રોગવિનાશક, અનેક પ્રકારના અન્ન, વ્યંજન, પાન આદિ સુગન્ધિત, મિષ્ટાન્નાદિ અનેક રસયુક્ત ઉત્તમ ભોજન કરે કે જેથી સદા સુખી રહે. આ પ્રકારે સર્વ રાજ્યનાં કાર્યોની ઉન્નતિ કર્યા કરે.

પ્રજા પાસેથી કર લેવાના પ્રકાર :-

**पञ्चाशद्भाग आदेयो राज्ञा पशुहिरण्ययोः ।**
**धान्यानामष्टमो भागः षष्ठो द्वादश एव वा ॥ १ ॥** -મનુ૦ (૭.૧૩૦)

જે વ્યાપારી કે શિલ્પીને સુવર્ણ કે ચાંદીનો જેટલો લાભ થાય, તેમાંથી પચાસમો ભાગ અને ચોખા આદિ અન્નનો છઠ્ઠો, આઠમો કે બારમો ભાગ લેવો તથા જો ધન લે તો પણ એવી રીતે લે કે ખેડૂતાદિ ખાનપાન અને ધનરહિત થઈ દુઃખ પામે નહીં. ॥૧॥

કેમકે પ્રજા ધનાઢ્ય આરોગ્ય અને ખાનપાનાદિથી સમ્પન્ન રહેવાથી રાજાની મોટી ઉન્નતિ થાય છે. પ્રજાને સ્વસન્તાનસદૃશ રાજા સુખ આપે અને પ્રજા સ્વપિતાતુલ્ય રાજા અને રાજ્યપુરુષોને જાણે. એ વાત ઠીક છે કે રાજાઓના રાજા ખેડૂત વગેરે પરિશ્રમ કરનારા છે અને રાજા તેમનો રક્ષક છે. જો પ્રજા ન હોય તો રાજા કોનો ? તેમ રાજા ન હોય તો પ્રજા કોની કહેવાય ? બેઉ પોતપોતાના કામમાં સ્વતન્ત્ર અને અરસપરસના પ્રીતિયુક્ત કાર્યમાં પરતન્ત્ર રહે. પ્રજાની સાધારણ સમ્મતિ વિરુદ્ધ રાજા કે રાજપુરુષ ન થાય. તેમ રાજાની આજ્ઞા વિરુદ્ધ રાજપુરુષ કે પ્રજા ન વર્તે. આ રાજાનું રાજકીય નિજકામ અર્થાત્ જેને "પોલિટિકલ" કહે છે, તે સંક્ષેપમાં કહ્યું.

હવે જો કોઈ વિશેષ જાણવા ચાહે તો તે **ચારે વેદ, મનુસ્મૃતિ, શુક્રનીતિ** અને **મહાભારતાદિમાં** જોઈ નિશ્ચય કરે. અને જે પ્રજાનો ન્યાય કરવાનો છે તે વ્યવહાર મનુસ્મૃતિના આઠમા અને નવમા અધ્યાય આદિની રીતિથી કરવો જોઈએ. પરન્તુ અહીં પણ સંક્ષેપમાં લખીએ છીએ :-

**प्रत्यहं देशदृष्टैश्च शास्त्रदृष्टैश्च हेतुभिः । अष्टादशसु मार्गेषु निबद्धानि पृथक् पृथक् ॥ १ ॥**
**तेषामाद्यमृणादानं निक्षेपोऽस्वामिविक्रयः । संभूय च समुत्थानं दत्तस्यानपकर्म च ॥ २ ॥**
**वेतनस्यैव चादानं संविदश्च व्यतिक्रमः । क्रयविक्रयानुशयो विवादः स्वामिपालयोः ॥ ३ ॥**
**सीमाविवादधर्मश्च पारुष्ये दण्डवाचिके । स्तेयं च साहसं चैव स्त्रीसङ्ग्रहणमेव च ॥ ४ ॥**
**स्त्रीपुंधर्मो विभागश्च द्यूतमाह्वय एव च । पदान्यष्टादशैतानि व्यवहारस्थिताविह ॥ ५ ॥**
**एषु स्थानेषु भूयिष्ठं विवादं चरतां नृणाम् । धर्मं शाश्वतमाश्रित्य कुर्यात्कार्यविनिर्णयम् ॥ ६ ॥**
**धर्मो विद्धस्त्वधर्मेण सभां यत्रोपतिष्ठते । शल्यं चास्य न कृन्तन्ति विद्धास्तत्र सभासदः ॥ ७ ॥**

सभा वा न प्रवेष्टव्या वक्तव्यं वा समञ्जसम् । अब्रुवन्विब्रुवन्वापि नरो भवति किल्विषी ॥ ८ ॥
यत्र धर्मो ह्यधर्मेण सत्यं यत्रानृतेन च । हन्यते प्रेक्षमाणानां हतास्तत्र सभासदः ॥ ९ ॥
धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः । तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोऽवधीत् ॥ १० ॥
वृषो हि भगवान् धर्मस्तस्य यः कुरुते ह्यलम् । वृषलं तं विदुर्देवास्तस्माद्धर्मं न लोपयेत् ॥ ११ ॥
एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः । शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥ १२ ॥
पादोऽधर्मस्य कर्त्तारं पादः साक्षिणमृच्छति । पादः सभासदः सर्वान् पादो राजानमृच्छति ॥ १३ ॥
राजा भवत्यनेनास्तु मुच्यन्ते च सभासदः । एनो गच्छति कर्त्तारं निन्दार्हो यत्र निन्द्यते ॥ १४ ॥

-મનુ૦ (૮. ૩-૮, ૧૨-૧૯)

સભા, રાજા અને રાજપુરુષ સર્વ લોક દેશાચાર અને શાસ્ત્રવ્યવહાર હેતુઓથી નિમ્નલિખિત અઢાર વિવાદાસ્પદ માર્ગોમાં વિવાદયુક્ત કર્મોનો નિર્ણય પ્રતિદિન કર્યા કરે. અને જે જે નિયમ શાસ્ત્રોક્ત ન જણાય, અને તેના હોવાની આવશ્યકતા જણાય, તો ઉત્તમોત્તમ નિયમ બાંધે કે જેથી રાજા અને પ્રજાની ઉન્નતિ થાય. ।.૧।.

**અઢાર માર્ગ આ છે :-** તેમાંથી ૧- (**ऋणादान**) કોઈ સાથે ઋણ લેવા દેવાનો વિવાદ. ૨- (**निक्षेप**) ધરાવટ અર્થાત્ કોઈએ કોઈની પાસે પદાર્થ થાપણ રાખ્યો હોય, અને માંગે તે વખત ન આપે. ૩-(**अस्वामिविक्रय**) બીજાના પદાર્થને બીજો વેચી નાખે. ૪- (**संभूय च समुत्थानम्**) એક બીજાને મળી મેળવીને કોઈ પર અત્યાચાર કરવો. ૫- (**दत्तस्यानपकर्म्म च**) આપેલો પદાર્થ ન આપવો. ।૨।। ૬- (**वैतनस्यैव चादानम्**) વેતન અર્થાત્ કોઈની નોકરીમાંથી કાંઈ લઈ લેવું અથવા ઓછું આપવું અથવા ન આપવું. ૭- (**प्रतिज्ञा**) પ્રતિજ્ઞાથી વિરુદ્ધ વર્તવું. ૮- (**क्रयविक्रयानुशय**) અર્થાત્ લેણ દેણમાં ઝગડો થવો. ૯- પશુના સ્વામી અને પાળનારનો ઝઘડો. ।૩।। ૧૦- સીમનો વિવાદ. ૧૧- કોઈને કઠોર દણ્ડ દેવો. ૧૨- કઠોર વાણી કહેવી. ૧૩- ચોરી કે ધાડ પાડવી. ૧૪- કોઈ કામને બળાત્કારે કરવું. ૧૫- કોઈની સ્ત્રી કે પુરુષનો વ્યભિચાર થવો. ।।૪।। ૧૬- સ્ત્રી કે પુરુષના ધર્મમાં વ્યતિક્રમ થવો. ૧૭- વિભાગ અર્થાત્ દાયભાગમાં વાંધો પડવો. ૧૮- (**द्यूत**) અર્થાત્ જડપદાર્થ અને (**समाह्वाय**) ચેતનને દાવમાં મૂકીને જુગાર રમવો- એ અઢાર પ્રકારના પરસ્પર વિરુદ્ધ વ્યવહારનાં સ્થાન છે. ।૫।

એ વ્યવહારોમાં ઘણા જ વિવાદ કરનાર પુરુષોના ન્યાયને સનાતન ધર્મનો આશ્રય લઈને કર્યા કરે અર્થાત્ કોઈનો પક્ષપાત કદી કરવો નહીં. ।.૬।।

જે સભામાં અધર્મથી ઘાયલ થઈને ધર્મ ઉપસ્થિત થાય છે, અર્થાત્ જે તે ધર્મમાંથી શલ્ય અર્થાત્ તીરવત્ કલંકને કાઢતો નથી અને અધર્મનું છેદન કરતો નથી, એટલે કે ધર્મીનું માની ધર્મીને દણ્ડ મળે નહીં તે સભામાં જેટલા સભાસદ છે, તે સર્વ ઘાયલ સમાન સમજાય છે. ।।૭।। ધાર્મિક મનુષ્યને યોગ્ય છે કે સભામાં કદી પ્રવેશ ન કરે અને જો પ્રવેશ કર્યો હોય, તો સત્ય જ બોલે. જે કોઈ સભામાં અન્યાય થતો જોતો હોય અને જોઈને મૌન રહે અથવા સત્યન્યાયની વિરુદ્ધ બોલે, તે મહાપાપી થાય છે. ।।૮।। જે સભામાં અધર્મથી ધર્મ, અસત્યથી સત્ય સર્વ સભાસદોના દેખતા છતાં હણાય છે, તે સભામાં સર્વ મૃતક સમાન છે. જાણો કે તેમાં કોઈ જીવતો જ નથી. ।૯।। હણાયેલો ધર્મ હણનારનો નાશ અને રક્ષિત કરેલો ધર્મ રક્ષકની રક્ષા કરે છે, તેથી ધર્મનું હનન કદી ન કરવું, એ ભયથી કે હણાયેલો ધર્મ કદી અમને ન મારી નાખે. ।।૧૦।। જે સર્વ ઐશ્વર્યનો દાતા અને સુખોની વૃષ્ટિ કરનાર ધર્મ છે, તેનો જે લોપ કરે છે, તેને વિદ્વાન્ લોક વૃષલ એટલે શૂદ્ર અને નીચ જાણે છે. એથી કોઈ મનુષ્યે ધર્મનો લોપ કરવો ઉચિત નથી. ।।૧૧। આ સંસારમાં એક ધર્મ જ સુહૃદ્ છે, જે મૃત્યુની પછી

પણ સાથે આવે છે અને સર્વ પદાર્થ કે સંગી શરીરના નાશ સાથે જ નાશને પ્રાપ્ત થાય છે અર્થાત્ સર્વ સંગ છૂટી જાય છે. પરન્તુ ધર્મનો સંગ કદી છૂટતો નથી. ॥૧૨॥ જ્યારે રાજસભામાં પક્ષપાતથી અન્યાય કરવામાં આવે છે, ત્યારે ત્યાં અધર્મના ચાર વિભાગ થઈ જાય છે, તેમાંથી એક અધર્મના કર્તાને, બીજો સાક્ષીને, ત્રીજો સભાસદોને અને ચોથો પાદ અધર્મી સભાના સભાપતિ રાજાને પ્રાપ્ત થાય છે. ॥૧૩॥

જે સભામાં નિન્દાને યોગ્યની નિન્દા, સ્તુતિને યોગ્યની સ્તુતિ, દણ્ડ માટે જે યોગ્ય તેને દણ્ડ અને માન્ય માટે જે યોગ્ય તેને માન અપાય છે, ત્યાં રાજા અને સર્વ સભાસદ પાપથી રહિત અને પવિત્ર થઈ જાય છે. પાપના કર્તાને જ પાપ પ્રાપ્ત થાય છે. ॥૧૪॥

હવે સાક્ષી કેવા હોવા જોઈએ :-

**आप्ताः सर्वेषु वर्णेषु कार्य्याः कार्य्येषु साक्षिणः । सर्वधर्मविदोऽलुब्धा विपरीतांस्तु वर्जयेत् ॥ १ ॥**
**स्त्रीणां साक्ष्यं स्त्रियः कुर्युर्द्विजानां सदृशा द्विजाः । शूद्राश्च सन्तः शूद्राणामन्त्यानामन्त्ययोनयः ॥ २ ॥**
**साहसेषु च सर्वेषु स्तेयसङ्ग्रहणेषु च । वाग्दण्डयोश्च पारुष्ये न परीक्षेत साक्षिणः ॥ ३ ॥**
**बहुत्वं परिगृह्णीयात्साक्षिद्वैधे नराधिपः । समेषु तु गुणोत्कृष्टान् गुणिद्वैधे द्विजोत्तमान् ॥ ४ ॥**
**समक्षदर्शनात्साक्ष्यं श्रवणाच्चैव सिध्यति । तत्र सत्यं ब्रुवन्साक्षी धर्मार्थाभ्यां न हीयते ॥ ५ ॥**
**साक्षी दृष्टश्रुतादन्यद्विब्रुवन्नार्य्यसंसदि । अवाङ्नरकमभ्येति प्रेत्य स्वर्गाच्च हीयते ॥ ६ ॥**
**स्वभावेनैव यद् ब्रूयुस्तद् ग्राह्यं व्यावहारिकम् । अतो यदन्यद्विब्रूयुर्धर्मार्थं तदपार्थकम् ॥ ७ ॥**
**सभान्तः साक्षिणः प्राप्तानर्थिप्रत्यर्थिसन्निधौ । प्राड्विवाकोऽनुयुञ्जीत विधिनाऽनेन सान्त्वयन् ॥ ८ ॥**
**यद् द्वयोरनयोर्वेत्थ कार्येऽस्मिन्श्चेष्टितं मिथः । तद् ब्रूत सर्वं सत्येन युष्माकं ह्यत्र साक्षिता ॥ ९ ॥**
**सत्यं साक्ष्ये ब्रुवन्साक्षी लोकानाप्नोति पुष्कलान् । इह चानुत्तमां कीर्तिं वागेषा ब्रह्मपूजिता ॥ १० ॥**
**सत्येन पूयते साक्षी धर्मः सत्येन वर्द्धते । तस्मात्सत्यं हि वक्तव्यं सर्ववर्णेषु साक्षिभिः ॥ ११ ॥**
**आत्मैव ह्यात्मनः साक्षी गतिरात्मा तथात्मनः । मावमंस्थाः स्वमात्मानं नृणां साक्षिणमुत्तमम् ॥ १२ ॥**
**यस्य विद्वान् हि वदतः क्षेत्रज्ञो नाभिशङ्कते । तस्मान्न देवाः श्रेयांसं लोकेन्यं पुरुषं विदुः ॥ १३ ॥**
**एकोऽहमस्मीत्यात्मानं यत्वं कल्याणं मन्यसे । नित्यं स्थितस्ते ह्येषः पुण्यपापेक्षिता मुनिः ॥ १४ ॥**

-मनु० ( ८. ६३, ६८, ७२-७५, ७८-८१, ८३, ८४, ९६, ९१ )

સર્વ વર્ણોમાં ધાર્મિક, વિદ્વાન નિષ્કપટી, સર્વ પ્રકારે ધર્મને જાણનાર, લોભરહિત, સત્યવાદીઓને ન્યાય વ્યવસ્થામાં સાક્ષી કરે, એથી વિપરીત કદી ન કરે. ॥૧॥ સ્ત્રીઓની સાક્ષી સ્ત્રી, દ્વિજોના દ્વિજ, શૂદ્રોના શૂદ્ર અને અન્ત્યજના અન્ત્યજ સાક્ષી થાય. ॥૨॥ જેટલા બળાત્કાર, કામ-ચોરી, વ્યભિચાર, કઠોર વચન, દણ્ડનિપાતરૂપ અપરાધ છે, એમાં સાક્ષીની પરીક્ષા ન કરે અને અત્યાવશ્યક પણ ન સમજે કેમકે એ કામ બહુ ગુપ્ત થાય છે. ॥૩॥ ઉભય પક્ષના સાક્ષીઓમાંથી બહુપક્ષાનુસાર, તુલ્ય સાક્ષીઓમાં ઉત્તમગુણી પુરુષની સાક્ષીને અનુકૂળ અને બેઉના સાક્ષી ઉત્તમગુણી અને તુલ્ય હોય, તો દ્વિજોત્તમ અર્થાત ઋષિ-મહર્ષિ અને યતિઓની સાક્ષી અનુસાર ન્યાય કરે. ॥૪॥

બે પ્રકારે સાક્ષી હોવા સિદ્ધ થાય છે. એક સાક્ષાત્ જોવાથી અને બીજો સાંભળવા ઉપરથી. જ્યારે સભામાં પૂછે ત્યારે જે સાક્ષી સાચું બોલે, તે ધર્મહીન અને દણ્ડ યોગ્ય ન થાય અને જે સાક્ષી મિથ્યા બોલે તે યથાયોગ્ય દણ્ડનીય થાય. ॥૫॥ જે રાજસભા કે કોઈ ઉત્તમ પુરુષોની સભામાં સાક્ષી જોવાથી અને સાંભળ્યાથી વિરુદ્ધ બોલે, તો તે ( **अवाङ्नरक** ) અર્થાત જિહ્વા છેદનથી દુઃખરૂપ નરકને વર્તમાન સમયમાં પ્રાપ્ત થાય અને મર્યા પછી સુખથી હીન થઈ જાય છે. ॥૬॥ જે સ્વભાવથી જ વ્યવહાર સમ્બન્ધી બોલે એવા સાક્ષીનું વચન

માનવું અને શીખવેલા એથી ભિન્ન જે જે વચન બોલે, તેને ન્યાયાધીશ વ્યર્થ સમજે. ।।૭। જ્યારે અર્થી ( **वादी** ) અને પ્રત્યર્થી ( **प्रतिवादी** )ની સમક્ષ સભા સમીપ પ્રાપ્ત થયેલા સાક્ષીઓને શાન્તિપૂર્વક ન્યાયાધીશ અને પ્રાડ્વિવાક અર્થાત્ વકીલ કે બેરિસ્ટર આ પ્રકારે પૂછે કે । ૮ ।

હે સાક્ષી લોકો ! આ કાર્યમાં આ બેઉનાં પરસ્પર કર્મોમાં જે તમે જાણતા હો તે સત્યસહિત બોલો કેમકે તમારી આ કાર્યમાં સાક્ષી છે. ।।૯।।

ત્યારે જે સાક્ષી સત્ય કહે છે તે જન્માન્તરમાં ઉત્તમ જન્મ અને ઉત્તમ લોકાન્તરોમાં જન્મને પ્રાપ્ત થઈ સુખ ભોગવે છે. આ જન્મ અથવા પરજન્મમાં ઉત્તમ કીર્તિને પ્રાપ્ત થાય છે, કેમકે જે આ વાણી છે તે જ વેદોમાં સત્કાર અને તિરસ્કારનું કારણ લખ્યું છે. જે સત્ય વદે છે, તે પ્રતિષ્ઠિત અને મિથ્યાવાદી નિન્દિત થાય છે. ।૧૦।

સત્ય બોલવાથી સાક્ષી પવિત્ર થાય છે અને સત્ય જ બોલવાથી ધર્મ વધે છે, એટલા માટે સર્વ વર્ણોમાં સાક્ષીઓએ સત્ય બોલવું જ યોગ્ય છે. ।।૧૧। આત્માનો સાક્ષી આત્મા અને આત્માની ગતિ આત્મા છે, તેને જાણીને હે પુરુષ ! તું સર્વ મનુષ્યોના ઉત્તમ સાક્ષી પોતાના આત્માનું તું પોતે અપમાન ના કર, અર્થાત્ સત્ય ભાષણ કે જે તારા આત્મા, મન અને વાંણીમાં છે, તે સત્ય અને જે એનાથી વિપરીત છે, તે મિથ્યાભાષણ છે. ।૧૨।। જે બોલનારા પુરુષનો વિદ્વાન્ ક્ષેત્રજ્ઞ અથાત્ શરીરને જાણવાવાળો અન્તરાત્મા શંકાને પ્રાપ્ત થતો નથી, તેનાથી ભિન્ન વિદ્વાન્ લોકો કોઈને ઉત્તમ પુરુષ જાણતા નથી. ।।૧૩।। હે કલ્યાણની ઈચ્છા કરનાર પુરુષ ! તું "હું એકલો છું" એમ પોતાના આત્મામાં જાણીને મિથ્યા બોલે છે, તે ઠીક નથી, કિન્તુ જે બીજો તારા હૃદયમાં અન્તર્યામી રૂપથી પરમેશ્વર પુણ્ય-પાપને દેખનાર મુનિ સ્થિત છે, તે પરમાત્માથી ડરીને સદા સત્ય બોલ. ।૧૪।

**लोभान्मोहाद्भयान्मैत्रात्कामात् क्रोधात्तथैव च । अज्ञानाद्बालभावाच्च साक्ष्यं वितथमुच्यते ॥ १ ॥**
**एषामन्यतमे स्थाने यः साक्ष्यमनृतं वदेत् । तस्य दण्डविशेषांस्तु प्रवक्ष्याम्यनुपूर्वशः ॥ २ ॥**
**लोभात्सहस्रदण्ड्यस्तु मोहात्पूर्वन्तु साहसम् । भयाद्द्वौ मध्यमौ दण्डयौ मैत्रात्पूर्वं चतुर्गुणम् ॥ ३ ॥**
**कामाद्दशगुणं पूर्वं क्रोधात्तु त्रिगुणं परम् । अज्ञानाद् द्वे शते पूर्णे बालिश्याच्छतमेव तु ॥ ४ ॥**
**उपस्थमुदरं जिह्वा हस्तौ पादौ च पञ्चमम् । चक्षुर्नासा च कर्णौ च धनं देहस्तथैव च ॥ ५ ॥**
**अनुबन्धं परिज्ञाय देशकालौ च तत्त्वतः । साराऽपराधौ चालोक्य दण्डं दण्ड्येषु पातयेत् ॥ ६ ॥**
**अधर्मदण्डनं लोके यशोघ्नं कीर्तिनाशनम् । अस्वर्ग्यञ्च परत्रापि तस्मात्तत्परिवर्जयेत् ॥ ७ ॥**
**अदण्ड्यान्दण्डयन् राजा दण्डयांश्चैवाप्यदण्डयन् । अयशो महदाप्नोति नरकं चैव गच्छति ॥ ८ ॥**
**वाग्दण्डं प्रथमं कुर्याद्धिग्दण्डं तदनन्तरम् । तृतीयं धनदण्डं तु वधदण्डमतः परम् ॥ ९ ॥**

-मनु० ( अ० ८. ११८-१२१, १२५-१२९ )

જે લોભ, મોહ, ભય, મિત્રતા, કામ, ક્રોધ, અજ્ઞાન અને બાળકપણાથી સાક્ષી આપે, તે સર્વ મિથ્યા માનવામાં આવે. ।।૧।। એથી ભિન્ન સ્થાનમાં સાક્ષી જૂઠું બોલે તેને હવે પછી કહેવામાં આવનાર અનેકવિધ દણ્ડ કરવો. ।૨। જે લોભથી જૂઠી સાક્ષી પૂરે તો તેનો રૂ.૧૫ાા- (પંદર રૂપિયા દશ આના) દણ્ડ લેવો, જે મોહથી જૂઠી સાક્ષી આપે તો તેની પાસેથી રૂ. ૩=(ત્રણ રૂપિયા બે આના) દણ્ડ લેવો, જે ભયથી મિથ્યા સાક્ષી પૂરે તેની પાસેથી રૂ. ૬। (સવા છ રૂપિયા) દણ્ડ લેવો અને જે પુરુષ મિત્રતાથી જૂઠી સાક્ષી પૂરે, તેની પાસેથી રૂ. ૧૨।ા (સાડા બાર રૂપિયા) દણ્ડ લેવો. જે મનુષ્ય કામનાથી મિથ્યા સાક્ષી આપે, તેની પાસેથી રૂ. ૨૫) પચ્ચીસ દણ્ડ લેવો. જે પુરુષ ક્રોધથી જૂઠી સાક્ષી આપે, તેની પાસેથી રૂ. ૪૬ ।।।=(છેતાલીસ રૂપિયા ચૌદ આના) દણ્ડ

લેવો, જે પુરુષ અજ્ઞાનતાથી જૂઠી સાક્ષી આપે, તેની પાસેથી રૂ. ૩ (ત્રણ રૂપિયા) દણ્ડ લેવો અને જે બાળકપણાથી મિથ્યા સાક્ષી આપે તેની પાસેથી રૂ. ૧ ||=(એક રૂપિયો નવ આના) દણ્ડ લે. ||૪||

દણ્ડના ઉપસ્થેન્દ્રિય, ઉદર, જિહ્વા, હાથ, પગ, નેત્ર, નાક, કાન, ધન અને શરીર એ દસ સ્થાન છે કે જે ઉપર દણ્ડ દેવાય છે. ||૫|| પરન્તુ જે જે દણ્ડ લખ્યા છે અને લખીશું તેમાં જેમ લોભથી સાક્ષી આપવામાં પંદર રૂપિયા દસઆના દણ્ડ લખ્યો છે, પરન્તુ જે અત્યન્ત નિર્ધન હોય, તો તેની પાસેથી ઓછો અને ધનાઢ્ય હોય તો તેની પાસે તેથી બેવડો, ત્રેવડો અને ચારગણો સુધી પણ દણ્ડ લવો, અર્થાત્ જેવો દેશ, જેવો કાળ અને જેવો પુરુષ હોય અને તેનો જેવો અપરાધ હોય, તેવો જ દણ્ડ કરવો. ||૬|| કેમકે આ સંસારમાં જે અધર્મથી દણ્ડ કરવો છે,તે પૂર્વ પ્રતિષ્ઠા વર્તમાન અને ભવિષ્યત્‌માં અને પરજન્મમાં થનારી કીર્તિનો નાશ કરનારો છે અને પરજન્મમાં પણ દુઃખદાયક થાય છે. એટલા માટે અધર્મયુક્ત દણ્ડ કોઈને કરવો નહીં. ||૭|| જે રાજા દણ્ડનીયોને દણ્ડ કરતો નથી અને અદણ્ડનીયોને દણ્ડ આપે છે અર્થાત્ દણ્ડ દેવા યોગ્યને છોડી દે અને જેને દણ્ડ દેવો ન જોઈએ તેને દણ્ડ દે છે, તે જીવતો હોવા છતાં મોટી નિન્દાને અને મરણ પછી મોટાં દુઃખને પ્રાપ્ત થાય છે. એટલા માટે જે અપરાધ કરે, તેને જ સદા દણ્ડ દે અને અનપરાધીને કદી દણ્ડ આપે નહીં. ||૮||

પ્રથમ વાણીનો દણ્ડ અર્થાત્ તેની "નિન્દા" કરવી; બીજો "ધિક્" દણ્ડ અર્થાત્ તને ધિક્કાર છે, તેં આવું નઠારું કામ કેમ કર્યું; ત્રીજો તેની પાસેથી ધન લેવું; અને "વધ" દણ્ડ અર્થાત્ તેને કોરડા કે નેતરથી મારવો કે શિરચ્છેદન કરવું. ||૯||

**येन येन यथाङ्गेन स्तेनो नृषु विचेष्टते । तत्तदेव हरेदस्य प्रत्यादेशाय पार्थिवः ॥ १ ॥**
**पिताचार्य्यः सुहृन्माता भार्य्यपुत्रः पुरोहितः । नादण्ड्यो नाम राज्ञोऽस्ति यः स्वधर्मे न तिष्ठति ॥ २ ॥**
**कार्षापणं भवेद्दण्ड्यो यत्रान्यः प्राकृतो जनः । तत्र राजा भवेद्दण्ड्यः सहस्रमिति धारणा ॥ ३ ॥**
**अष्टापाद्यन्तु शूद्रस्य स्तेये भवति किल्विषम् । षोडशैव तु वैश्यस्य द्वात्रिंशत् क्षत्रियस्य च ॥ ४ ॥**
**ब्राह्मणस्य चतुःषष्टिः पूर्णं वापि शतं भवेत् । द्विगुणा वा चतुःषष्टिस्तद्दोषगुणविद्धि सः ॥ ५ ॥**
**ऐन्द्रं स्थानमभिप्रेप्सुर्यशश्चाक्षयमव्ययम् । नोपेक्षेत क्षणमपि राजा साहसिकं नरम् ॥ ६ ॥**
**वाग्दुष्टात्तस्कराच्चैव दण्डेनैव च हिंसतः । साहसस्य नरः कर्त्ता विज्ञेयः पापकृत्तमः ॥ ७ ॥**
**साहसे वर्त्तमानन्तु यो मर्षयति पार्थिवः । स विनाशं व्रजत्याशु विद्वेषं चाधिगच्छति ॥ ८ ॥**
**न मित्रकारणाद्राजा विपुलाद्वा धनागमात् । समुत्सृजेत् साहसिकान्सर्वभूतभयावहान् ॥ ९ ॥**
**गुरुं वा बालवृद्धौ वा ब्राह्मणं वा बहुश्रुतम् । आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ॥ १० ॥**
**नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन । प्रकाशं वाऽप्रकाशं वा मन्युस्तन्मन्युमृच्छति ॥ ११ ॥**
**यस्य स्तेनः पुरे नास्ति नान्यस्त्रीगो न दुष्टवाक् । न साहसिकदण्डघ्नौ स राजा शक्रलोकभाक् ॥ १२ ॥**

-मनु० (अ० ८. ३३४-३३८, ३४४-३४७, ३५०, ३५१, ३८६)

ચોર જે પ્રકારે જે જે અંગેથી મનુષ્યોની અંદર વિરુદ્ધ ચેષ્ટા કરે છે તે અંગને સર્વ મનુષ્યોની શિક્ષા અર્થે રાજા હરણ અર્થાત્ છેદન કરી દે. ||૧||

ભલે તે પિતા, આચાર્ય, મિત્ર, સ્ત્રી, પુત્ર અને પુરોહિત કેમ ન હોય, જે સ્વધર્મમાં સ્થિત રહેતો નથી, તે રાજાનો અદંડ્ય હોતો નથી, અર્થાત્ જ્યારે રાજા ન્યાયાસન પર બેસી ન્યાય કરે, ત્યારે કોઈનો પક્ષપાત ન કરે, કિન્તુ યથોચિત દણ્ડ કરે. ||૨|| જે અપરાધમાં સાધારણ મનુષ્ય પર એક પૈસો દણ્ડ હોય, તે જ અપરાધમાં રાજા પર સહસ્ર પૈસાનો દણ્ડ હોવો જોઈએ અર્થાત્ સાધારણ મનુષ્ય કરતા રાજાને સહસ્ર ગણો દણ્ડ થવો જોઈએ. મન્ત્રી અર્થાત્ રાજાના દીવાનને આઠસો ગણો, તેનાથી ન્યૂનને સાતસો ગણો અને તેનાથી પણ ન્યૂનને

છસો ગણો; એ પ્રકારે ઉત્તરોત્તર અર્થાત્ જે નાનાથી નાનો ભૃત્ય એટલે ચપરાસી હોય, તેને પણ આઠ ગણા દણ્ડથી ઓછો ન હોવો જોઈએ, કેમકે જો પ્રજાપુરુષો કરતાં રાજપુરુષોને અધિક દણ્ડ ન થાય, તો રાજપુરુષ પ્રજાપુરુષોનો નાશ કરી દે. જેમ સિંહ અધિક અને બકરી થોડા દણ્ડથી વશ થઈ જાય છે. તેટલા માટે રાજાથી લઈને નાનામાં નાના ભૃત્ય પર્યન્ત રાજપુરુષોને અપરાધમાં પ્રજાપુરુષોથી અધિક દણ્ડ થવો જોઈએ. ॥૩॥ તેમજ જે કાંઈક વિવેકી થઈ ચોરી કરે તે શૂદ્રને ચોરીથી આઠ ગણો, વૈશ્યને સોળ ગણો અને ક્ષત્રિયને બીસ ગણો. ।૪॥ બ્રાહ્મણને ચોસઠ ગણો કે સો ગણો અથવા એકસો અઠ્ઠાવીસ ગણો દણ્ડ કરવો જોઈએ અર્થાત્ જેનું જેટલું જ્ઞાન અને જેટલી પ્રતિષ્ઠા અધિક હોય, તેને અપરાધમાં પણ તેટલો જ અધિક દણ્ડ હોવો જોઈએ ॥૫॥ રાજ્યાધિકારી ધર્મ અને ઐશ્વર્યની ઈચ્છા કરનારા રાજાએ બળાત્કાર કામ કરનારા ડાકુઓને દણ્ડ દેવામાં એક ક્ષણ પણ મોડું ન કરવું. ॥૬॥

**સાહસિક પુરુષનાં લક્ષણ :-** દુષ્ટ વચન બોલનાર, ચોરી કરનાર અને વિના અપરાધે દણ્ડ દેનારથી પણ (વધારે) બળાત્કાર કામ કરનાર છે, તે અતીવ પાપી દુષ્ટ છે. ।૭॥ જે રાજા સાહસિક પુરુષને દણ્ડ ન દઈને સહન કરે છે, તે રાજા શીઘ્ર નાશને પ્રાપ્ત થાય છે અને તેથી રાજ્યમાં દ્વેષ ઉઠે છે. ॥૮॥ મિત્રતા કે પુષ્કળ ધન પ્રાપ્તિની લાલચથી પણ રાજા સર્વ પ્રાણીઓને દુઃખ દેનાર, સાહસિક મનુષ્યને બન્ધન છેદન કર્યા વિના કદી પણ છોડે નહીં. ॥૯। ભલે તે ગુરુ હોય, પુત્રાદિ બાળક હોય, પિતાદિ વૃદ્ધ હોય, બ્રાહ્મણ હોય, બહુ શાસ્ત્રોનો શ્રોતા પણ કેમ ન હોય; જે ધર્મને છોડીને અધર્મમાં વર્તમાન, અન્યને વિના અપરાધ મારવાવાળો છે, તેને વિના વિચારે મારી નાખવો અર્થાત્ મારીને પછી વિચાર કરવો જોઈએ. ।૧૦॥ દુષ્ટ પુરુષોને મારવામાં મારનારને પાપ થતું નથી, ભલે તેને જાહેરમાં કે અપ્રસિદ્ધમાં મારે; કેમકે ક્રોધીને ક્રોધથી મારવો, તે જાણે ક્રોધ સાથે ક્રોધની લડાઈ છે. ॥૧૧॥ જે રાજાના રાજ્યમાં ચોર નથી, પરસ્ત્રીગામી નથી, દુષ્ટ વચન બોલનાર નથી, સાહસિક ડાકુ નથી અને દણ્ડઘ્ન નથી, અર્થાત્ રાજાની આજ્ઞાનો ભંગ કરનાર નથી, તે રાજા અતીવ શ્રેષ્ઠ છે. ॥૧૨॥

**भर्त्तारं लङ्घयेद्या स्त्री स्वज्ञातिगुणदर्पिता । तां श्वभिः खादयेद्राजा संस्थाने बहुसंस्थिते ॥ १ ॥**
**पुमांसं दाहयेत्पापं शयने तप्त आयसे । अभ्यादध्युश्च काष्ठानि तत्र दह्येत पापकृत् ॥ २ ॥**
**दीर्घाध्वनि यथादेशं यथाकालङ्करो भवेत् । नदीतीरेषु तद्विद्यात्समुद्रे नास्ति लक्षणम् ॥ ३ ॥**
**अहन्यहन्यवेक्षेत कर्मान्तान्वाहनानि च । आयव्ययौ च नियतावाकरान्कोषमेव च ॥ ४ ॥**
**एवं सर्वानिमान्राजा व्यवहारान्समापयन् । व्यपोह्य किल्विषं सर्वं प्राप्नोति परमां गतिम् ॥ ५ ॥**

-मनु० ( अ० ८. ३७१, ३७२, ४०६, ४१९, २० )

જે સ્ત્રી સ્વજાતિ, ગુણના ઘમણ્ડથી પતિને છોડી વ્યભિચાર કરે, તેને બહુ સ્ત્રી અને પુરુષો સામે કૂતરાં પાસે જીવતી કરડાવીને રાજા મારી નંખાવે. ॥૧॥ એ જ પ્રકારે સ્વપત્નીને છોડીને પરસ્ત્રી કે વેશ્યાગમન કરે, તે પાપીને લોઢાના પલંગને અગ્નિથી તપાવી લાલ કરીને તે ઉપર સુવાડી, બહુ પુરુષોની સન્મુખ જીવતો ભસ્મ કરી દે. ॥૨॥

**પ્રશ્ન** - જો રાજા કે રાણી અથવા ન્યાયાધીશ કે તેની સ્ત્રી વ્યભિચારાદિ કુકર્મ કરે, તો તેને કોણ દણ્ડ આપે ?

**ઉત્તર** - સભા. અર્થાત્ તેમને તો પ્રજાપુરુષોથી પણ અધિક દણ્ડ થવો જોઈએ.

**પ્રશ્ન** - રાજાદિ તેનો દણ્ડ કેમ ગ્રહણ કરશે ?

**ઉત્તર** - રાજા પણ એક ભાગ્યશાળી પુણ્યાત્મા મનુષ્ય છે. જ્યારે તેને દણ્ડ દેવામાં ન આવે અને તે દણ્ડ ગ્રહણ ન કરે, તો બીજા મનુષ્યો દણ્ડને કેમ માનશે ? અને જ્યારે સર્વ પ્રજા અને પ્રધાન રાજ્યાધિકારી

અને સભા ધાર્મિકતાથી દણ્ડ દેવા ચાહે, તો એકલો રાજા શું કરી શકે છે ? જો એવી વ્યવસ્થા ન હોય, તો રાજા પ્રધાન અને સર્વ સમર્થ પુરુષ અન્યાયમાં ડૂબીને, ન્યાયધર્મને ડૂબાડીને, સર્વ પ્રજાનો નાશ કરીને, પોતે પણ નષ્ટ થઈ જાય, અર્થાત્ તે શ્લોકના અર્થનું સ્મરણ કરો કે ન્યાયયુક્ત દણ્ડનું જ નામ રાજા અને ધર્મ છે. જે તેનો લોપ કરે છે, તેનાથી નીચ પુરુષ બીજો કોણ હોઈ શકે ?

**પ્રશ્ન** - આવો કઠોર દણ્ડ દેવો ઉચિત નથી કેમકે મનુષ્ય કોઈ અંગનો બનાવનાર કે જીવાડનાર નથી. તેથી એવો દણ્ડ દેવો ન જોઈએ.

**ઉત્તર** - જે એને કઠોર દણ્ડ જાણે છે, તે રાજનીતિને સમજતો નથી. કેમકે એક પુરુષને એ પ્રકારે દણ્ડ થવાથી સર્વ લોકો બૂરાં કામો કરવાથી દૂર રહેશે, અને બૂરાં કામોને છોડીને ધર્મ માર્ગમાં સ્થિત રહેશે. સાચું પૂછો તો એ છે કે એક રાઈ જેટલો પણ આ દણ્ડ સર્વને ભાગે નહીં આવે અને જો સુગમ દણ્ડ દેવામાં આવે, તો દુષ્ટ કામો ઘણાં વધારે થવા લાગે. તે કે જેને તમે સુગમ દણ્ડ કહો છો, તે કરોડો ગણો અધિક હોવાથી કરોડો ગણો કઠોર થાય છે. કેમકે જ્યારે બહુ મનુષ્ય દુષ્ટકર્મ કરશે, ત્યારે થોડો થોડો દણ્ડ પણ દેવો પડશે અર્થાત્ જેમ એકને મણભર દણ્ડ થયો અને બીજાને પાશેર, તો એકંદરે એક મણ અને પાશેર (દંડ) થાય છે, તો પ્રત્યેક મનુષ્યને ભાગે અધમણ; નવટાંક દણ્ડ પડ્યો. આવા સુગમ દણ્ડને દુષ્ટ લોકો શું સમજે ? જેમ સહસ્ર મનુષ્યને પાશેર પાશેર દણ્ડ થયો તો ૬। (સવા છ)મણ મનુષ્ય જાતિ પર દણ્ડ થવાથી એક મણ કરતા અધિક અને એ જ કઠોર તથા તે એક મણ દણ્ડ ન્યૂન અને સુગમ થાય છે.

લાંબા માર્ગમાં જે સમુદ્રની ખાડીઓ અથવા નદી તથા મોટા નદોમાં જેટલો લાંબો દેશ હોય તેના પ્રમાણમાં કર નાખવો. મહાસમુદ્રમાં નિશ્ચિત કર નાખી શકાતો નથી. પરન્તુ જેમ અનુકૂળ જણાય કે જેથી રાજા અને મોટી મોટી નૌકાઓને ચલાવનારા એ બેઉને લાભકારક થાય, તેવી વ્યવસ્થા કરવી; પરન્તુ એટલું ધ્યાનમાં રાખવું કે જેઓ કહે છે કે પૂર્વે નૌકાઓ ચાલતી નહોતી તેઓ જૂઠા છે. દેશદેશાન્તરમાં તથા દ્વીપદ્વીપાન્તરમાં નૌકાથી જનારાઓએ પોતાની પ્રજાના પુરુષોની સર્વત્ર રક્ષા કરી, તેમને કોઈ પણ પ્રકારનું દુઃખ પડવા ન દેવું જોઈએ.

રાજાએ હંમેશાં કર્મોની સમાપ્તિને, હાથી, ઘોડા આદિ વાહનોને, નિયત લાભ તથા ખર્ચને, **आकर** એટલે રત્નાદિની ખાણોને અને **कोष** એટલે ખજાનાને જોતાં રહેવું. ।।૪। સર્વ વ્યવહારોને આ પ્રમાણે યથાવત્ સમાપ્ત કરનાર રાજા સર્વ પાપોથી છૂટી પરમગતિ - મોક્ષ સુખને પ્રાપ્ત થાય છે. ।।૫।।

**પ્રશ્ન** - સંસ્કૃત વિદ્યામાં પૂરેપૂરી રાજનીતિ છે કે અધૂરી ?

**ઉત્તર** - પૂરી છે, કેમકે જે જે ભૂગોળમાં રાજનીતિ ચાલે છે અને ચાલશે, તે તે સર્વ સંસ્કૃત વિદ્યામાંથી લીધી છે અને જેનો પ્રત્યક્ષ લેખ નથી તેને માટે :-

**प्रत्यहं लोकदृष्टैश्च शास्त्रदृष्टैश्च हेतुभिः ॥** -મનુ૦ (૮.૩)

જે જે નિયમો રાજા-પ્રજાને સુખકારક અને ધર્મયુક્ત સમજાય તે તે નિયમો પૂર્ણવિદ્વાનોની રાજસભા બાંધ્યા કરે. પરન્તુ એ વાત ઉપર નિત્ય ધ્યાન રાખવું કે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી બાલ્યાવસ્થામાં વિવાહ ન કરવા દેવા, યુવાવસ્થામાં પણ વિના પ્રસન્નતાના વિવાહ ન કરવા, કરાવવા અને ન કરવા દેવા. બ્રહ્મચર્યનું સેવન યથાવત્ કરવું. વ્યભિચાર અને બહુવિવાહ બન્ધ કરવા, કે જેથી શરીર અને આત્મામાં પૂર્ણ બળ સદા રહે. કેમકે જો કેવલ આત્માનું બળ વિદ્યા જ્ઞાન વધારતો જાય અને શારિરીક બળ ન વધારે, તો એક જ બળવાન પુરુષ જ્ઞાની અને સેંકડો વિદ્વાનોને જીતી શકે છે અને જો કેવળ શરીરનું જ બળ વધારતો જાય અને આત્માનું

નહીં, તો પણ રાજ્યપાલનની ઉત્તમ વ્યવસ્થા વિદ્યા વિના કદી થઈ શકતી નથી અને વ્યવસ્થા વિના સર્વ અરસપરસમાં ફૂટ-તૂટ, વિરોધ, લડાઈ, ઝઘડા કરી નષ્ટભ્રષ્ટ થઈ જાય છે. એટલા માટે સર્વદા શરીર અને આત્માના બળને વધારતા રહેવું જોઈએ. જેમ બળ અને બુદ્ધિનો નાશક વ્યવહાર વ્યભિચાર અને અતિવિષયાશક્તિ એ છે તેવો બીજો નથી. વિશેષતઃ ક્ષત્રિયોએ દૃઢાંગ અને બળયુક્ત રહેવું જોઈએ, કેમ કે જ્યારે તે વિષયાસક્ત બનશે, ત્યારે તો રાજ્યધર્મ જ નષ્ટ થઈ જશે; વળી એ પણ ધ્યાન રાખવું જોઈએ કે **"यथा राजा तथा प्रजा"** જેવા રાજા હોય છે તેવી જ તેની પ્રજા બને છે. એટલા માટે રાજા અને રાજપુરુષોને અતિ ઉચિત છે કે કદી પણ દુષ્ટાચાર ન કરે, કિન્તુ સર્વદા ધર્મ ન્યાયથી વર્તીને સર્વના સુધારના પોતે દૃષ્ટાન્ત બને.

આ સંક્ષેપમાં રાજધર્મનું વર્ણન અહીં કર્યું છે. વિશેષ વેદ, મનુસ્મૃતિના સાતમા, આઠમા, નવમા અધ્યાયમાં તથા શુક્રનીતિ, વિદુરપ્રજાગર અને મહાભારત શાન્તિપર્વના રાજધર્મ અને આપદ્ધર્મ આદિ પુસ્તકોમાં જોઈને પૂર્ણ રાજનીતિને ધારણ કરી, માંડલિક અથવા સાર્વભૌમ ચક્રવર્તી રાજ્ય કરે અને એમ જ સમજે કે **"वयं प्रजापतेः प्रजा अभूम"** ॥ આ યજુર્વેદનું વચન છે. અમે પ્રજાપતિ અર્થાત્ પરમેશ્વરની પ્રજા અને પરમાત્મા અમારા રાજા, અમે તેના કિંકર, ભૃત્યવત્ છીએ. તે કૃપા કરીને પોતાની સૃષ્ટિમાં અમને રાજ્યાધિકારી કરે અને અમારે હસ્તે પોતાના સત્ય ન્યાયની પ્રવૃત્તિ કરાવે.

હવે આગળ ઈશ્વર અને વેદ વિષયમાં લખવામાં આવશે.

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे**
**सुभाषाविभूषिते राजधर्मविषये**
**षष्ठः समुल्लासः सम्पूर्णः ॥ ६ ॥**

## ॥ अथ सप्तमसमुल्लासारम्भः ॥

### ॥ अथेश्वरवेदविषयं व्याख्यास्यामः ॥

**ऋचो अक्षरे परमे व्योमन्यस्मिन् देवा अधि विश्वे निषेदुः ।**
**यस्तन्न वेद किमृचा करिष्यति य इत्तद्विदुस्त इमे समासते ॥ १ ॥**

-ऋ० । मं० १. सू० १६४. मं० ३९ ॥

**ईशा वास्यमिदꣳ सर्वं यत्किञ्च जगत्यां जगत् ।**
**तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्य स्विद्धनम् ॥ २ ॥** -यजु० अ० ४०. मं० १ ॥

**अहम्भुवं वसुनः पूर्व्यस्पतिरहं धनानि सं जयामि शश्वतः ।**
**मां हवन्ते पितरं न जन्तवोऽहं दाशुषे वि भजामि भोजनम् ॥ ३ ॥**

-ऋ० । मं० १०. सू० ४८. मं० १ ॥

**अहमिन्द्रो न परा जिग्य इद्धनं न मृत्यवेऽवतस्थे कदा चन ।**
**सोममिन्मा सुन्वन्तो याचता वसु न मे पूरवः सख्ये रिषाथन ॥ ४ ॥**

ऋ० । मं० १०. सू० ४८. मं० ५॥

**अहं दां गृणते पूर्व्यं वस्वहं ब्रह्म कृणवं मह्यं वर्धनम् ।**
**अहं भुवं यजमानस्य चोदिताऽयज्वनः साक्षि विश्वस्मिन्भरे ॥ ५ ॥**

-ऋ०। मं० १०. सू० ४९. मं० १ ॥

(**ऋचो अक्षरे**) એ મન્ત્રનો અર્થ બ્રહ્મચર્યાશ્રમની શિક્ષામાં લખ્યો છે, અર્થાત્ જે સર્વ દિવ્ય ગુણ-કર્મ-સ્વભાવ વિદ્યાયુક્ત અને જેમાં પૃથ્વી સૂર્યાદિ લોક સ્થિત છે અને જે આકાશની સમાન વ્યાપક સર્વ દેવોના દેવ પરમેશ્વર છે, તેને જ મનુષ્ય નથી જાણતો, નથી માનતો, અને તેનું ધ્યાન નથી કરતો, તે નાસ્તિક મન્દમતિ, સદા દુઃખસાગરમાં ડૂબેલો જ રહે છે. એટલા માટે સર્વદા તેને જાણીને સર્વ મનુષ્યો સુખી જાય છે.

**પ્રશ્ન** - વેદમાં ઈશ્વર અનેક છે એ વાત તમે માનો છો કે નહીં ?

**ઉત્તર** - નથી માનતા, કેમકે ચારેય વેદમાં એવું ક્યાંય નથી લખ્યું કે જેથી અનેક ઈશ્વર સિદ્ધ થાય, કિન્તુ એ તો લખ્યું છે કે ઈશ્વર એક છે.

**પ્રશ્ન** - વેદોમાં જે અનેક દેવતા લખ્યા છે, તેનો શો અભિપ્રાય છે ?

**ઉત્તર** - દેવતા દિવ્ય ગુણયુક્ત હોવાને લીધે કહેવાય છે, જેમકે પૃથ્વી. પરન્તુ એને ક્યાંય ઈશ્વર અથવા ઉપાસનીય માની નથી. જુઓ ! આ મન્ત્રમાં જ કે જેમાં 'સર્વ દેવતા સ્થિત છે, તે જાણવા અને ઉપાસના કરવા યોગ્ય ઈશ્વર છે.' એ તેમની ભૂલ છે, કે જેઓ દેવતા શબ્દથી ઈશ્વરનું ગ્રહણ કરે છે. પરમેશ્વર દેવોનો દેવ હોવાથી મહાદેવ એટલા જ માટે કહેવાય છે, કે તે જ સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલયકર્તા, ન્યાયાધીશ અને અધિષ્ઠાતા છે.

જે "**त्रयस्त्रिंशत्त्रिशता०** ॥" ઇત્યાદિ વેદોમાં પ્રમાણ છે, એની વ્યાખ્યા શતપથમાં કરી છે કે તેત્રીસ દેવ-અર્થાત્ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, ચન્દ્રમા, સૂર્ય અને નક્ષત્ર એ સર્વ સૃષ્ટિના નિવાસસ્થાન હોવાથી '**આઠ વસુ**.' પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય અને

જીવાત્મા એ **અગિયાર રુદ્ર** એટલા માટે કહેવાય છે કેમકે જ્યારે શરીરને છોડે છે ત્યારે રડાવનાર બને છે. સંવત્સરના બાર મહિના- **બાર આદિત્ય** એટલા માટે છે કે એ સર્વની આયુષ્યને લેતા જાય છે. વિજળીનું નામ ઈન્દ્ર એ હેતુથી છે કે એ પરમ ઐશ્વર્યનો હેતુ છે. યજ્ઞને **પ્રજાપતિ** કહેવાનું કારણ એ છે કે જેથી વાયુ, વૃષ્ટિ, જળ, ઔષધિની શુદ્ધિ, વિદ્વાનોનો સત્કાર અને નાના પ્રકારની શિલ્પવિદ્યાથી પ્રજાનું પાલન થાય છે.

આ તેત્રીસ પદાર્થો પૂર્વોક્ત ગુણોને લીધે દેવ કહેવાય છે. પરમાત્મા એનો સ્વામી અને સર્વથી મોટો હોવાથી તેને ચોત્રીસમો ઉપાસ્ય દેવ શતપથના ચૌદમા કાણ્ડમાં સ્પષ્ટ લખ્યો છે. એ પ્રકારે અન્યત્ર પણ લખ્યું છે. જો તેઓ આ શાસ્ત્રોને દેખત, તો વેદોમાં અનેક ઈશ્વર માનવારૂપ ભ્રમજાળમાં પડી શા માટે બહેકત ? ॥૧॥

હે મનુષ્ય ! આ સંસારમાં જે કંઈ જગત્ છે, તે સર્વમાં વ્યાપ્ત થઈને નિયન્તા છે, તે ઈશ્વર કહેવાય છે. તેનાથી ડરી તું અન્યાયથી કોઈના ધનની આકાંક્ષા ન કર. એ અન્યાયનો ત્યાગ અને ન્યાયાચરણરૂપ ધર્મ કરીને પોતાના આત્માના આનન્દને ભોગવ. । ૨॥

ઈશ્વર સર્વને ઉપદેશ કરે છે કે, હે મનુષ્યો ! હું ઈશ્વર સર્વથી પૂર્વ વિદ્યમાન સર્વ જગતનો પતિ છું. હું સનાતન જગત્કારણનો અને સર્વ ધનોનો વિજય કરનાર અને દાતા છું. સર્વ જીવોએ જેમ પિતાને સન્તાન પોકારે છે, તેમ મને જ પોકારવો જોઈએ. હું સર્વને સુખ આપનાર જગતને માટે નાના પ્રકારના ભોજનોના વિભાગ પાલનને માટે કરું છું. ॥૩।

હું પરમૈશ્વર્યવાન્ સૂર્યની પેઠે સર્વ જગતનો પ્રકાશક છું. કદી પણ પરાજયને પ્રાપ્ત નથી થતો અને કદી મૃત્યુને પણ પ્રાપ્ત થતો નથી, હું જ જગતરૂપ ધનનો નિર્માતા છું. સર્વ જગતની ઉત્પત્તિ કરનાર મને જ જાણો. હે જીવો ! ઐશ્વર્ય પ્રાપ્તિનો યત્ન કરતા કરતા તમે લોકો વિજ્ઞાનાદિ ધન મારી પાસે માંગો અને તમે લોકો મારી મિત્રતાથી અલગ ન રહો. ॥૪॥

હે મનુષ્યો ! હું સત્યભાષણરૂપ સ્તુતિ કરનાર મનુષ્યને સનાતન જ્ઞાનાદિ ધન આપું છું. હું બ્રહ્મ-અર્થાત્ વેદનો પ્રકાશક અને મને તે વેદ યથાવત્ કહે છે. તેથી સર્વના જ્ઞાનને હું વધારનાર, હું સત્પુરુષનો પ્રેરક. યજ્ઞ કરનારને ફલ-પ્રદાતા અને આ વિશ્વમાં જે કાંઈ છે, તે સર્વ કાર્યનો બનાવનાર અને ધારણ કરનાર છું. એટલા માટે તમે લોકો મને છોડી, કોઈ અન્યને મારા સ્થાનમાં ન પૂજો, ન માનો અને ન જાણો. । ૫॥

**हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ।**
**स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥ १ ॥**

આ યજુર્વેદ ( अ० १३. ४ ) નો મન્ત્ર છે. હે મનુષ્યો ! જે સૃષ્ટિની પૂર્વે સર્વ સૂર્યાદિ તેજવાળા લોકોનું ઉત્પત્તિ સ્થાન, આધાર અને જે કાંઈ ઉત્પન્ન થયું હતું, છે અને થશે, તેનો સ્વામી હતો, છે અને રહેશે. તે પૃથ્વીથી લઈને સૂર્યલોક પર્યન્ત સૃષ્ટિને બનાવીને ધારણ કરી રહ્યો છે. તે સુખ સ્વરૂપ પરમાત્માની જ ભક્તિ જેમ અમે કરીએ છીએ, તેમ તમે પણ કરો.

**પ્રશ્ન** - આપ ઈશ્વર ઈશ્વર કહો છો પરન્તુ તેની સિદ્ધિ કેવી રીતે કરો છો ?

**ઉત્તર** - સર્વ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી.

**પ્રશ્ન** - ઈશ્વરમાં પ્રત્યક્ષાદિ પ્રમાણ કદી લાગુ થઈ શકતાં નથી.

**ઉત્તર** - **इन्द्रियार्थसन्निकर्षोत्पन्नं ज्ञानमव्यपदेश्यमव्यभिचारिव्यवसायात्मकं प्रत्यक्षम् ॥**

આ ગૌતમ મહર્ષિકૃત ન્યાયદર્શન ( अ० १. पा.१ सू० ४ )નું સૂત્ર છે. જે શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ અને મનના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ, સુખ, દુઃખ, સત્યાસત્ય વિષયોની સાથે સમ્બન્ધ થવાથી જે

જ્ઞાન ઉત્પન્ન થાય છે તેને પ્રત્યક્ષ કહે છે. પરન્તુ તે નિર્ભ્રમ હોવું જોઈએ.

હવે વિચારવું જોઈએ કે ઇન્દ્રિયો અને મનથી ગુણોનું પ્રત્યક્ષ થાય છે, ગુણીનું નહીં. જેમ ત્વચાદિ ચારેય ઇન્દ્રિયોથી સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધનું જ્ઞાન થવાથી ગુણી જે પૃથ્વી તેનું આત્માયુક્ત મન દ્વારા પ્રત્યક્ષ કરવામાં આવે છે. તેમ આ પ્રત્યક્ષ સૃષ્ટિમાં રચના વિશેષાદિ જ્ઞાનાદિ ગુણોનું પ્રત્યક્ષ હોવાથી પરમેશ્વરનું પણ પ્રત્યક્ષ થાય છે.

અને જ્યારે આત્મા મનને અને મન ઇન્દ્રિયોને કોઈ વિષયમાં પ્રેરે છે અથવા ચોરી આદિ દુષ્ટ અથવા પરોપકાર આદિ સુકર્મ કરવાનો જે ક્ષણે આરંભ કરે છે, તે સમયે જીવની ઇચ્છા, જ્ઞાનાદિ તે ઇચ્છિત વિષયમાં પરોવાઈ જાય છે. તે જ ક્ષણે આત્માની અંદરથી દુષ્ટ કર્મ કરવામાં ભય, શંકા અને લજ્જા, તથા સુકર્મ કરવામાં અભય, નિઃશંકતા અને આનન્દોત્સાહ ઊઠે છે. તે જીવાત્મા તરફથી નહીં પણ પરમાત્મા તરફથી છે.

અને જ્યારે જીવાત્મા શુદ્ધ થઈને પરમાત્માનો વિચાર કરવામાં તત્પર રહે છે ત્યારે તેને તે જ સમયે બેઉ (અર્થાત્ ઈશ્વરના ઉપર કહેલા ગુણ અને તેનો ગુણી ઈશ્વર) પ્રત્યક્ષ થાય છે. જ્યારે પરમેશ્વર પ્રત્યક્ષ છે ત્યારે તો અનુમાનાદિથી પરમેશ્વરનું જ્ઞાન થવામાં શો સન્દેહ છે ? કેમકે કાર્યને જોઈ કારણનું અનુમાન થાય છે.

**પ્રશ્ન** - ઈશ્વર વ્યાપક છે કે કોઈ દેશ-વિશેષમાં રહે છે ?

**ઉત્તર** - વ્યાપક છે. કેમકે એક દેશમાં રહે તો સર્વાન્તર્યામી, સર્વજ્ઞ, સર્વનિયન્તા, સર્વસ્રષ્ટા, સર્વધર્તા અને પ્રલયકર્તા થઈ શકતો નથી. અપ્રાપ્ત દેશમાં કર્તાની ક્રિયા થવી અસંભવ છે.

**પ્રશ્ન** - પરમેશ્વર દયાળુ અને ન્યાયકારી છે કે નહીં ?

**ઉત્તર** - છે.

**પ્રશ્ન** - એ બેઉ ગુણો પરસ્પર વિરુદ્ધ છે. જો ન્યાય કરે તો દયા, અને દયા કરે તો ન્યાય ન થાય. કેમકે ન્યાય તેને કહે છે કે કર્માનુસાર એટલે કે ન અધિક ન ન્યૂન સુખ દુઃખ પહોંચાડવું અને દયા તેને કહે છે કે જે અપરાધીને વિના દણ્ડ કરે છોડી દેવો.

**ઉત્તર** - ન્યાય અને દયામાં નામ માત્રનો જ ભેદ છે, કેમકે ન્યાયથી જે પ્રયોજન સિદ્ધ થાય છે, તે જ દયાથી થાય છે. દણ્ડ દેવાનું પ્રયોજન એ છે કે જેથી મનુષ્ય અપરાધ કરતો અટકે અને દુઃખને પ્રાપ્ત ન થાય. તે જ દયા કહેવાય છે, જે પારકાનાં દુઃખોને છોડાવે છે. અને જે અર્થ દયા તથા ન્યાયના તમે કર્યા છે તે ઠીક નથી. કેમકે જેણે જેવું ને જેટલું દુષ્ટ કર્મ કર્યું હોય, તેને તેવો ને તેટલો જ દણ્ડ કરવો તેનું નામ **ન્યાય** છે.

અને જો અપરાધીને દણ્ડ ન દેવામાં આવે, તો દયાનો નાશ થઈ જાય. કેમકે એક અપરાધી લૂંટારાને છોડી મૂકવાથી તે હજારો ધર્માત્મા પુરુષોને દુઃખ દે છે. જ્યારે એકને છોડવાથી હજારો મનુષ્યને દુઃખ પ્રાપ્ત થાય, તો તે દયા કેવી રીતે હોઈ શકે ? દયા તે જ છે કે તે લૂંટારાને કારાગારમાં પૂરી પાપ કરવાથી બચાવવો એ ડાકુ ઉપર અને તે એક લૂંટારાને મારી નાખવાથી અન્ય હજારો મનુષ્યો પર દયા પ્રકાશિત થાય છે.

**પ્રશ્ન** - તો પછી દયા અને ન્યાય એ બે શબ્દો કેમ થયા ? કેમકે એ બેના અર્થ જો એક જ થાય છે તો બે શબ્દનું હોવું વ્યર્થ છે. એટલા માટે એક શબ્દનું રહેવું ઠીક છે. એથી એ વિદિત થાય છે કે દયા અને ન્યાયનું એક પ્રયોજન નથી.

**ઉત્તર** - શું એક અર્થના અનેક નામ અને એક નામના અનેક અર્થ નથી હોતાં ?

**પ્રશ્ન** - હોય છે.

ઉત્તર - તો પછી તમને શંકા કેમ થઈ ?

પ્રશ્ન - સંસારમાં સાંભળીએ છીએ, એટલા માટે.

ઉત્તર - સંસારમાં તો સાચું જૂઠું બેઉ સાંભળવામાં આવે છે, પરન્તુ તેનો વિચાર કરી, નિશ્ચય કરવો એ આપણું કામ છે.

જુઓ, ઈશ્વરની પૂર્ણ દયા તો એ છે કે જેણે સર્વ જીવોના પ્રયોજન સિદ્ધ થવા માટે જગતમાં સર્વ પદાર્થો ઉત્પન્ન કરીને દાન દઈ રાખ્યાં છે. એથી ભિન્ન બીજી કઈ મોટી દયા છે ? હવે ન્યાયનું ફળ પ્રત્યક્ષ દેખાય છે કે સુખદુઃખની વ્યવસ્થા અધિક અને ન્યૂનતાથી ફળને પ્રકાશિત કરી રહી છે. આ બેનો એટલો જ ભેદ છે કે મનમાં સર્વેને સુખી થવાની અને દુઃખથી છૂટવાની જે ઈચ્છા અને ક્રિયા કરવી તે દયા છે; અને બાહ્યચેષ્ટા અર્થાત્ બન્ધન-છેદનાદિ યથાવત્ દણ્ડ દેવો એ ન્યાય કહેવાય છે. બેઉનું એક જ પ્રયોજન એ છે કે સર્વને દુઃખ અને પાપથી પૃથક્ કરી દેવા.

પ્રશ્ન - ઈશ્વર સાકાર છે કે નિરાકાર ?

ઉત્તર - નિરાકાર. કેમકે જો સાકાર હોત તો વ્યાપક થઈ શકત નહીં. અને જો વ્યાપક ન હોય તો સર્વ જ્ઞાનાદિ ગુણ પણ ઈશ્વરમાં ઘટી શકત નહીં, કારણ કે પરિમિત વસ્તુમાં ગુણ, કર્મ, સ્વભાવ પણ પરિમિત રહે છે તથા તે શીતોષ્ણ, ક્ષુધા, તૃષા અને રોગ, દોષ, છેદન, ભેદન, આદિથી રહિત થઈ શકતો નથી. એથી એ જ નિશ્ચિત છે કે ઈશ્વર નિરાકાર છે. જો સાકાર હોય તો તેના નાક, કાન, આંખ આદિ અવયવોનો બનાવનાર કોઈ બીજો હોવો જોઈએ. કેમકે જે સંયોગથી ઉત્પન્ન થાય છે, તેને સંયુક્ત કરનાર કોઈ નિરાકાર, ચેતન અવશ્ય હોવો જોઈએ. જો કોઈ અહીં એમ કહે કે ઈશ્વરે સ્વેચ્છાથી પોતે પોતાનું શરીર બનાવી લીધું, તો પણ તે જ સિદ્ધ થયું કે શરીરધારી બન્યા પહેલાં તે નિરાકાર હતો. એટલા માટે પરમાત્મા કદી શરીર ધારણ કરતો નથી કિન્તુ નિરાકાર હોવાથી સર્વ જગતને સૂક્ષ્મ કારણોમાંથી સ્થૂળાકાર બનાવી દે છે.

પ્રશ્ન - ઈશ્વર સર્વશક્તિમાન છે કે નહીં ?

ઉત્તર - છે. પરન્તુ જેમ તમે સર્વશક્તિમાન શબ્દનો અર્થ સમજો છો તેવો નહીં. કિન્તુ સર્વશક્તિમાન શબ્દનો અર્થ એ છે કે ઈશ્વર પોતાનું કામ અર્થાત્ ઉત્પત્તિ, પાલન, પ્રલય આદિ અને સર્વ જીવોના પુણ્ય-પાપની યથાયોગ્ય વ્યવસ્થા કરવામાં કિઞ્ચિત્ પણ કોઈની સહાયતા લેતો નથી. અર્થાત્ પોતાના અનન્ત સામર્થ્યથી જ પોતાનું સર્વ કામ પૂર્ણ કરી લે છે.

પ્રશ્ન - અમે તો એમ માનીએ છીએ કે ઈશ્વર ચાહે તે કરે. કેમકે એના ઉપર બીજો કોઈ નથી.

ઉત્તર - તે શું ચાહે છે ? જો તમે કહો કે સર્વ કાંઈ ચાહે છે અને કરી શકે છે, તો અમે તમને પૂછીએ છીએ કે શું પરમેશ્વર પોતાને મારી શકે છે ? અનેક ઈશ્વર બનાવી શકે છે ? સ્વયં અવિદ્વાન્ બની શકે છે ? ચોરી, વ્યભિચારાદિ પાપ કર્મ કરી શકે છે ? અને દુઃખી પણ થઈ શકે છે ? જેમ એ કામ ઈશ્વરના ગુણ, કર્મ, સ્વભાવથી વિરુદ્ધ છે, તેમ તમારું કહેવું કે તે સર્વ કાંઈ કરી શકે છે, એ કદી પણ બની શકતું નથી. માટે સર્વશક્તિમાન શબ્દનો અર્થ જે અમે કહ્યો, તે જ ઠીક છે.

પ્રશ્ન - પરમેશ્વર આદિ છે વા અનાદિ ?

ઉત્તર - અનાદિ અર્થાત્ જેનું આદિ કોઈ કારણ કે સમય ન હોય, તેને અનાદિ કહે છે, ઈત્યાદિ સર્વ અર્થ પ્રથમ સમુલ્લાસમાં કર્યો છે, તે જોઈ લેવો.

પ્રશ્ન - પરમેશ્વર શું ચાહે છે ?

ઉત્તર - સર્વની ભલાઈ અને સર્વને માટે સુખ ચાહે છે. પરન્તુ સ્વતન્ત્રતાની સાથે કોઈને પણ પાપ કર્યા વગર પરાધીન કરતો નથી.

પ્રશ્ન - પરમેશ્વરની સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના કરવી જોઈએ કે નહીં ?

ઉત્તર - કરવી જોઈએ.

પ્રશ્ન - શું સ્તુતિ આદિ કરવાથી ઈશ્વર સ્વનિયમ છોડીને સ્તુતિ-પ્રાર્થના કરનારના પાપ છોડાવી દેશે ?

ઉત્તર - ના.

પ્રશ્ન - તો પછી સ્તુતિ-પ્રાર્થના શા માટે કરવી ?

ઉત્તર - એ કરવાનું ફળ બીજું જ છે.

પ્રશ્ન - તે શું છે ?

ઉત્તર - **સ્તુતિથી** ઈશ્વરમાં પ્રીતિ અને તેના ગુણ, કર્મ, સ્વભાવથી પોતાના ગુણ, કર્મ, સ્વભાવ સુધારવા, **પ્રાર્થનાથી** નિરભિમાનતા થવી તથા ઉત્સાહ અને સહાયની પ્રાપ્તિ થવી તથા **ઉપાસનાથી** પરબ્રહ્મ સાથે મેળ અને તેનો સાક્ષાત્કાર થવો.

પ્રશ્ન - એને સ્પષ્ટ કરી સમજવો ?

ઉત્તર - **स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविर ँ शुद्धमपापविद्धम् ।**

**कवीर्मनीषी परिभूः स्वयंम्भूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥ १ ॥**

-यजुः अ० ४०. मं० ८

**ઈશ્વરની સ્તુતિ** - તે પરમાત્મા સર્વમાં વ્યાપક, શીઘ્રકારી અને અનન્ત બલવાન, જે શુદ્ધ, સર્વજ્ઞ, સર્વાન્તર્યામી, સર્વોપરિ વિરાજમાન્, સનાતન, સ્વયંસિદ્ધ, પરમેશ્વર, પોતાની જીવરૂપ સનાતન અનાદિ પ્રજાને પોતાની સનાતન વિદ્યાથી યથાવત્ અર્થોનો બોધ વેદ દ્વારા કરાવે છે, એ સગુણ સ્તુતિ અર્થાત્ જે જે ગુણ સહિત પરમેશ્વરની સ્તુતિ કરવી તે **'સગુણ સ્તુતિ'** છે.

**( अकाय )** અર્થાત્ તે કદી શરીર ધારણ નથી કરતો કે જન્મ નથી લેતો, જેમાં છિદ્ર નથી હોતાં, નાડી આદિ બન્ધનમાં નથી આવતો, અને કદી પાપાચરણ નથી કરતો, જેમાં કલેશ, દુઃખ, અજ્ઞાન કદી પણ નથી હોતું- ઇત્યાદિ જે જે રાગદ્વેષાદિ ગુણથી પૃથક્ માની પરમેશ્વરની સ્તુતિ કરવી છે તે **નિર્ગુણ સ્તુતિ** છે. એથી ફળ એ છે કે જેવા પરમેશ્વરના ગુણ છે, તેવા પોતાના ગુણ-કર્મ-સ્વભાવ પણ કરવા. જેમ તે ન્યાયકારી છે તેમ પોતે પણ ન્યાયકારી થવું અને જે કેવળ ભાંડ સમાન પરમેશ્વરનું ગુણ કીર્તન તો કરતો જાય છે અને પોતાનું ચરિત્ર નથી સુધારતો, તેની તે સ્તુતિ વ્યર્થ છે. **પ્રાર્થના :-**

**यां मेधां देवगणाः पितरश्चोपासते ।**

**तया मामद्य मेधयाऽग्ने मेधाविनं कुरु स्वाहा ॥ १ ॥** -यजुः० अ० ३२. मं० १४ ॥

**तेजोऽसि तेजो मयि धेहि वीर्य्यमसि वीर्य्यं मयि धेहि बलमसि बलं मयि धेहि ह्योजोऽस्योजो मयि धेहि मन्युरसि मन्युं मयि धेहि सहोऽसि सहो मयि धेहि ॥ २ ॥** -यजुः अ० १९. मं० ९ ॥

**यज्जाग्रतो दूरमुदैति दैवं तदु सुप्तस्य तथैवैति ।**

**दूरङ्गमं ज्योतिषां ज्योतिरेकन्तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ ३ ॥**

**येन कर्माण्यपसो मनीषिणो यज्ञे कृण्वन्ति विदथेषु धीराः ।**

यदपूर्वं यक्षमन्तः प्रजानां तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ ४ ॥
यत्प्रज्ञानमुत चेतो धृतिश्च यज्ज्योतिरन्तरमृतं प्रजासु ।
यस्मान्नऽऋते किंचन कर्म क्रियते तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ ५ ॥
येनेदं भूतं भुवनं भविष्यत्परिगृहीतममृतेन सर्वम् ।
येन यज्ञस्तायते सप्त होता तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ ६ ॥
यस्मिन्नृचः साम यजू ꣳ षि यस्मिन्प्रतिष्ठिता रथनाभाविवाराः ।
यस्मिँश्चित्त ꣳ सर्वमोतं प्रजानां तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ ७ ॥
सुषारथिरश्वानिव यन्मनुष्यान्नेनीयतेऽभीशुभिर्वाजिनऽइव ।
हृत्प्रतिष्ठं यदजिरं जविष्ठं तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ ८ ॥

—यजु० अ० ३४. मं० १, २, ३, ४, ५, ६ ॥

હે અગ્ને ! અર્થાત્ પ્રકાશસ્વરૂપ પરમેશ્વર આપની કૃપાથી વિદ્વાન, જ્ઞાનીઓ તથા યોગીઓ જે બુદ્ધિની ઉપાસના કરે છે, તે જ બુદ્ધિથી યુક્ત અમને આ વર્તમાન સમયમાં બુદ્ધિમાન આપ કરો. ॥૧॥

આપ પ્રકાશસ્વરૂપ છો. કૃપા કરી મારામાં પણ પ્રકાશ સ્થાપન કરો. આપ અનન્ત પરાક્રમ યુક્ત છો માટે મારામાં પણ કૃપા કટાક્ષથી પૂર્ણ પરાક્રમ આપો. આપ અનન્ત બલયુક્ત છો એથી મારામાં પણ બલ ધારણ કરાવો. આપ અનન્ત સામર્થ્યયુક્ત છો, મને પણ પૂર્ણ સામર્થ્ય આપો. આપ દુષ્ટ કામ અને દુષ્ટ ઉપર ક્રોધ કરનાર છો, મને પણ તેવો જ કરો. આપ નિન્દા, સ્તુતિ અને સ્વ-અપરાધીઓના સહન કરનાર છો, કૃપાથી મને પણ તેવો જ કરો ॥૨॥

હે દયાનિધે ! આપની કૃપાથી મારું મન જાગ્રત અવસ્થામાં દૂર દૂર જાય છે તથા દિવ્યગુણયુક્ત રહે છે, અને તે જ મારું મન હું સૂતો હોઉં ત્યારે કે સ્વપ્નમાં દૂર દૂર જવા સમાન વ્યવહાર કરે છે. સર્વ પ્રકાશકોનું પ્રકાશક એવું એક એ મારું મન શિવસંકલ્પ અર્થાત્ પોતાને અને અન્ય પ્રાણીઓને અર્થે કલ્યાણનો સંકલ્પ કરનારું થાય અને કોઈની હાનિ કરવાની ઇચ્છા યુક્ત કદી પણ ન થાય. ॥૩॥

હે સર્વાન્તર્યામી ! જેથી કર્મ કરનારા ધૈર્યયુક્ત વિદ્વાન્ લોકો યજ્ઞ અને યુદ્ધાદિમાં કર્મ કરે છે, જે અપૂર્વ સામર્થ્યયુક્ત, પૂજનીય અને પ્રજાની અંદર રહેનારું છે, તે મારું મન ધર્મ કરવાની ઇચ્છાયુક્ત થઈને અધર્મને સર્વથા છોડી દે. ॥૪॥

જે ઉત્કૃષ્ટ જ્ઞાન અને બીજાને ચેતવનાર નિશ્ચયાત્મકવૃત્તિ છે અને જે પ્રજાઓની અંદર પ્રકાશયુક્ત અને નાશરહિત છે, જેના વિના કોઈ કાંઈ પણ કર્મ કરી શકતો નથી, એ મારું મન શુદ્ધ ગુણોની ઇચ્છા કરી દુષ્ટ ગુણોથી પૃથક્ રહે. ॥૫॥

હે જગદીશ્વર ! જેથી સર્વ યોગી લોક એ સર્વ ભૂત, ભવિષ્યત્, વર્તમાન વ્યવહારોને જાણે છે અને જે નાશરહિત જીવાત્માને પરમાત્માની સાથે મળીને સર્વ પ્રકારે ત્રિકાલજ્ઞ કરે છે, જેની અંદર જ્ઞાન અને ક્રિયા છે, જે પાંચ જ્ઞાનેન્દ્રિય, બુદ્ધિ અને આત્માયુક્ત રહે છે, તે યોગરૂપ યજ્ઞને જે વડે વધારે છે, તે મારું મન યોગ-વિજ્ઞાનયુક્ત થઈ અવિદ્યાદિ કલેશોથી પૃથક રહો. ॥૬॥

હે પરમ વિદ્વાન્ પરમેશ્વર ! આપની કૃપાથી મારા મનમાં-જેમ રથની મધ્યમાં ધરીની અંદર આરા લાગેલા રહે છે તેમ-ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ પણ પ્રતિષ્ઠિત થાય છે અને જેમાં સર્વજ્ઞ, સર્વવ્યાપક, પ્રજાના સાક્ષી ચિત્ત ચેતન વિદિત થાય છે તે મારું મન અવિદ્યાનો અભાવ કરી સદા વિદ્યાપ્રિય

રહો. ।૭।

હે સર્વનિયન્તા ઈશ્વર ! જે મારું મન, રસ્સીથી ઘોડા સમાન અથવા ઘોડાના નિયન્તા સારથિ સમાન મનુષ્યોને અત્યન્ત અહીં-તહીં ડોલાવે છે, અને જે હૃદયમાં પ્રતિષ્ઠિત ગતિમાન્ અને અત્યન્ત વેગવાળું છે, તે સર્વ ઇન્દ્રિયોને અધર્માચરણથી રોકી ધર્મપથમાં સદા ચલાવ્યા કરે, એવી મારા પર કૃપા કરો. ।૮।

**अग्ने नय सुपथा राये ऽअस्मान् विश्वानि देव वयुनानि विद्वान ।**
**युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां ते नमऽउक्तिं विधेम ॥९॥**

यजु० अ० ४० मं० १६ ॥

હે સુખના દાતા ! સ્વપ્રકાશસ્વરૂપ સર્વના જાણનારા પરમાત્માન્ ! આપ અમને શ્રેષ્ઠ માર્ગથી સમ્પૂર્ણ પ્રજ્ઞાનોને પ્રાપ્ત કરાવો અને જે અમારામાં કુટિલ, પાપાચરણરૂપ માર્ગ છે તેથી પૃથક્ કરો. એટલા માટે અમે લોકો નમ્રતાપૂર્વક આપની ઘણી સ્તુતિ કરીએ છીએ કે આપ અમને પવિત્ર કરો. ।૯।

**मा नो महान्तमुत मा नोऽअर्भकं मा न उक्षन्तमुत मा न उक्षितम्।**
**मा नो वधीः पितरं मोत मातरं मा नः प्रियास्तन्वोरुद्र रीरिषः ॥१॥** -यजु० अ० १६.मं० १५॥

હે રુદ્ર ! (દુષ્ટોને પાપનાં દુઃખસ્વરૂપ ફળ આપીને રડાવનાર પરમેશ્વર!) આપ અમારા નાના-મોટા લોકો, ગર્ભ, માતા, પિતા અને પ્રિય બન્ધુવર્ગ તથા શરીરોનું હનન કરવાને પ્રેરિત ન કરો. એવા માર્ગે અમને ચલાવો કે જેથી અમે આપના દણ્ડનીય ન થઈએ. ।૧।

**असतो मा सद्गमय, तमसो मा ज्योतिर्गमय, मृत्योर्माऽमृतं गमयेति ॥**

-शतपथ ब्रा० ( १४. ३. १.३० )

હે પરમગુરો પરમાત્માન્ ! આપ અમને અસત્માર્ગથી પૃથક્ કરી સન્માર્ગમાં પ્રાપ્ત કરો. અવિદ્યાન્ધકારથી છોડાવી વિદ્યારૂપ સૂર્યને પ્રાપ્ત કરાવો અને મૃત્યુરોગથી પૃથક્ કરીને મોક્ષના આનન્દરૂપ અમૃતને પ્રાપ્ત કરાવો.અર્થાત્ જે જે દોષ કે દુર્ગુણથી પરમેશ્વર અને પોતાને પણ પૃથક્ માનીને પરમેશ્વરની પ્રાર્થના કરવામાં આવે છે, તે વિધિ-નિષેધ-મુખ હોવાથી સગુણ-નિર્ગુણ પ્રાર્થના કહેવાય છે.

જે મનુષ્ય જે વાતની પ્રાર્થના કરે છે, તેણે તેજ પ્રમાણે વર્તવું જોઈએ. અર્થાત્ જેમ સર્વોત્તમ બુદ્ધિની પ્રાપ્તિને માટે પરમેશ્વરની પ્રાર્થના કરે, તેને માટે પોતાનાથી જેટલો પ્રયત્ન થઇ શકે, તેટલો કર્યા કરવો અર્થાત્ પોતાના પુરુષાર્થ ઉપરાન્ત પ્રાર્થના કરવી યોગ્ય છે.

એવી પ્રાર્થના કદી ન કરવી જોઈએ અને ન પરમેશ્વર તેનો સ્વીકાર કરે છે; જેમ કે હે પરમેશ્વર ! આપ મારા શત્રુઓનો નાશ, મને સૌથી મોટો, મારી જ પ્રતિષ્ઠા અને મારે આધીન સૌ થઇ જાય ઇત્યાદિ. કેમકે જ્યારે ઉભય શત્રુ અન્યોન્યના નાશ માટે પ્રાર્થના કરે તો શું પરમેશ્વર બેઉનો નાશ કરે? જો કોઇ કહે કે જેનો પ્રેમ અધિક તેની પ્રાર્થના સફળ થઇ જાય, ત્યારે એમ કહી શકીએ છીએ કે જેનો પ્રેમ ન્યૂન હોય, તેના શત્રુનો ન્યૂન નાશ થવો જોઈએ. આવી મૂર્ખતાની પ્રાર્થના કરતાં કરતાં કોઇ એવી પણ પ્રાર્થના કરશે કે - હે પરમેશ્વર ! આપ અમને રોટલી બનાવી ખવડાવો, મકાનમાં વાસીદું કાઢો, વસ્ત્ર ધોઇ આપો અને ખેતીવાડી પણ કરી આપો ! આ પ્રકારે જે પરમેશ્વરને ભરોસે આળસુ થઇ બેસી રહે છે તે મહામૂર્ખ છે.કેમકે પરમેશ્વરની પુરુષાર્થ કરવાની જે આજ્ઞા છે, તેને જે કોઇ તોડશે, તે સુખ કદી નહીં પામે. જેમ કે :-

**कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः ॥२॥** -यजुः० अ० ४०. मं० २ ॥

પરમેશ્વર આજ્ઞા કરે છે કે મનુષ્યે સો વર્ષ પર્યન્ત અર્થાત્ જ્યાં સુધી જીવે ત્યાં સુધી કર્મ કરતાં કરતાં

જીવવાની ઇચ્છા કરવી, આળસુ કદી ન થવું.

જુઓ ! સૃષ્ટિમાં જેટલાં પ્રાણી-અપ્રાણી છે, તે સર્વ પોતપોતાનાં કર્મ અને યત્ન કરતાં જ રહે છે. જેમ પિપીલિકા-કીડી આદિ જીવો સદા પ્રયત્ન કરતા, પૃથ્વી આદિ સદા ફરતા અને વૃક્ષાદિ સદા વધતાં-ઘટતાં રહે છે, તેમ એ દષ્ટાંત મનુષ્યોએ પણ ગ્રહણ કરવું યોગ્ય છે. જેમ પુરુષાર્થ કરનારા પુરુષને અન્ય પણ સહાય કરે છે, તેમ ધર્મથી પુરુષાર્થી પુરુષને ઇશ્વર પણ સહાય કરે છે. જેમ કામ કરનાર પુરુષને ભૃત્ય કહે છે અને અન્ય આળસુને નહીં. જોવાની ઇચ્છા કરનારને અને આંખોવાળાને જોવડાવે છે, આંધળાને નહીં.

એ જ પ્રકારે પરમેશ્વર પણ સૌને ઉપકાર કરવાની પ્રાર્થનામાં સહાયક થાય છે પણ હાનિકારક કર્મમાં નહી. જે કોઇ ગોળ મીઠો છે, તેને તેમ બોલ્યા કરે, તેથી તેનો સ્વાદ કદી પણ પ્રાપ્ત થતો નથી, પણ જે યત્ન કરે છે તેને વહેલાં કે મોડાં ગોળ મળી જ જાય છે.

હવે ત્રીજી ઉપાસના :-

**समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत् ।**

**न शक्यते वर्णयितुं गिरा तदा स्वयन्तदन्तः करणेन गृह्यते ॥**

આ ઉપનિષદ્ ( **मैत्रायणि०** ૪. ૪. ९ )નું વચન છે. જે પુરુષના અવિદ્યાદિ મલ સમાધિના યોગથી નષ્ટ થઈ ગયા છે, અને જેણે આત્મસ્થ થઈ પરમાત્મામાં ચિત્ત લગાવ્યું છે, તેને જે પરમાત્માના યોગનું સુખ થાય છે, તે વાણીથી વર્ણવી શકાતું નથી. કારણ કે તે આનન્દને તો જીવાત્મા પોતાના અન્તઃકરણથી ગ્રહણ કરે છે.

**ઉપાસના** શબ્દનો અર્થ સમીપસ્થ થવું છે. અષ્ટાંગ યોગથી પરમાત્માના સમીપસ્થ થવા માટે અને તેને સર્વવ્યાપી, સર્વાન્તર્યામીરૂપથી પ્રત્યક્ષ કરવા માટે જે-જે કામ કરવાં જરૂરી છે, તે-તે બધાં કરવાં જોઈએ. અર્થાત્ :-

**तत्राऽहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः** ॥ -( योगशा० साधनपादे सू० ३० )

ઇત્યાદિ પાતંજલ યોગશાસ્ત્રનાં સૂત્ર છે.

જે ઉપાસનાનો પ્રારમ્ભ કરવા ઇચ્છે તેને માટે એ જ આરમ્ભ છે કે તે કોઈ સાથે વેર ન રાખે, સર્વદા સૌ સાથે પ્રીતિ કરે. સત્ય બોલે, મિથ્યા કદી ન બોલે. ચોરી ન કરે. સત્ય વ્યવહાર કરે. જિતેન્દ્રિય રહે. લમ્પટ ન થાય. નિરભિમાની રહે અને અભિમાન કદી ન કરે. આ પાંચ પ્રકારના યમ વળી ઉપાસના યોગનું પ્રથમ અઙ્ગ છે.

**शौचसन्तोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥ योगसू० ॥**

રાગ, દ્વેષનો ત્યાગ કરી અંદરથી અને જળાદિ વડે બહારથી પવિત્ર રહેવું. ધર્મથી પુરુષાર્થ કરવામાં લાભથી પ્રસન્નતા ન કરવી અને હાનિથી અપ્રસન્નતા ન કરવી, પણ પ્રસન્ન થઈ આલસ્ય છોડી સદા પુરુષાર્થ કર્યા કરવો. સદા દુઃખ સુખોનું સહન અને ધર્મનું જ અનુષ્ઠાન કરવું, અધર્મનું નહીં. સર્વદા સત્ય શાસ્ત્રોને ભણવાં-ભણાવવાં, સત્પુરુષોનો સઙ્ગ કરવો અને "**ओ३म्**" આ એક પરમાત્માના નામનો અર્થ વિચાર કરવો તથા નિત્યપ્રતિ જપ કર્યા કરવો, પોતાના આત્માને પરમેશ્વરની આજ્ઞાનુકૂલ સમર્પિત કરી દેવો-એ પાંચ પ્રકારના **નિયમો** મળીને ઉપાસનાયોગનું બીજું અંગ કહેવાય છે. એ પછી આગળ બીજાં છ અંગ છે તે યોગશાસ્ત્રમાં કે ઋગ્વેદાદિભાષ્યભૂમિકા*માં જોઈ લેવા.

જ્યારે ઉપાસના કરવા ઇચ્છે ત્યારે એકાન્ત શુદ્ધ દેશમાં જઈને, આસન લગાવી, પ્રાણાયામ કરી, બાહ્ય

* ઋગ્વેદાદિભાષ્યભૂમિકાના ઉપાસના વિષયમાં એનું વર્ણન છે. द. स.

વિષયોથી ઇન્દ્રિયોને રોકી, મનને નાભિપ્રદેશમાં કે હૃદય, કણ્ઠ, નેત્ર, શિખા અથવા પીઠના મધ્ય હાડમાં કોઈ સ્થાન પર સ્થિર કરી, પોતાના આત્માનું અને પરમાત્માનું વિવેચન કરી, પરમાત્મામાં મગ્ન થઈને સંયમી થાય.

જ્યારે કોઈ પણ એ સાધનો કરે છે, ત્યારે તેનો આત્મા અને અન્તઃકરણ પવિત્ર થઈ સત્યથી પૂર્ણ થઈ જાય છે. નિત્યપ્રતિ જ્ઞાન વિજ્ઞાન વધારીને મુક્તિ પર્યંત પહોંચી જાય છે. જે આઠ પ્રહરમાં એક ઘડીભર પણ આ પ્રકારે ધ્યાન કરે છે તે સદા ઉન્નતિને પ્રાપ્ત થઈ જાય છે.

અહીં સર્વજ્ઞાદિ ગુણો સહિત પરમેશ્વરની ઉપાસના કરવી તે 'સગુણ' અને દ્વેષ, રૂપ, રસ, ગન્ધ, સ્પર્શાદિ, ગુણોથી પૃથક્ માની અતિ સૂક્ષ્મ આત્માની અંદર બહાર વ્યાપક પરમેશ્વરમાં દૃઢ સ્થિત થઈ જવું, તે 'નિર્ગુણ' ઉપાસના કહેવાય છે.

એનું ફળ-જેમ શીતથી પીડિત પુરુષ અગ્નિ પાસે જવાથી શીતથી નિવૃત્ત થઈ જાય છે, તેમ પરમેશ્વરની સમીપ પ્રાપ્ત થવાથી, સર્વ દોષ દુઃખ છૂટીને પરમેશ્વરના ગુણ, કર્મ, સ્વભાવના જેવા જીવાત્માના ગુણ, કર્મ, સ્વભાવ પવિત્ર થઈ જાય છે. એટલા માટે પરમેશ્વરની સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના અવશ્ય કરવી જોઈએ. એથી એનું ફળ પૃથક્ થશે, પરન્તુ આત્માનું બળ એટલું વધશે કે પર્વત સમાન દુઃખ પ્રાપ્ત થવા છતાં પણ ગભરાશે નહીં, અને બધાંને સહન કરી શકશે; એ શું નાની વાત છે ? અને જે પરમેશ્વરની સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના નથી કરતા તે કૃતઘ્ન અને મહામૂર્ખ પણ હોય છે. કેમકે જે પરમાત્માએ આ જગતના સર્વ પદાર્થો જીવોના સુખ માટે આપી રાખ્યા છે, તેનો ગુણ ભૂલી જવો, ઈશ્વરને પણ ન માનવો, એ કૃતઘ્નતા અને મૂર્ખતા છે.

પ્રશ્ન - જ્યારે પરમેશ્વરને શ્રોત્ર, નેત્રાદિ ઇન્દ્રિયો નથી ત્યાર પછી તે ઇન્દ્રિયોનાં કાર્ય કેવી રીતે કરી શકે છે ?

ઉત્તર - **अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।**
**स वेत्ति विश्वं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्यं पुरुषं पुराणम् ॥ १ ॥**

આ ઉપનિષદ્( **श्वेता० अ० ३. मं० १९** )નું વચન છે. પરમેશ્વરના હાથ નથી, પરન્તુ પોતાના શક્તિરૂપ હાથથી સર્વનું રચન અને ગ્રહણ કરે છે, પગ નથી, પરન્તુ વ્યાપક હોવાથી સર્વથી અધિક વેગવાન, ચક્ષુનું ગોલક નથી પરન્તુ સર્વને યથાવત્ જુએ છે, શ્રોત્ર નથી તથાપિ સર્વની વાતો સાંભળે છે, અંતઃકરણ નથી પરન્તુ સર્વ જગતને જાણે છે. અને એને અવધિ સહિત જાણનાર કોઈ પણ નથી. એને જ સનાતન, સર્વથી શ્રેષ્ઠ અને સર્વમાં પૂર્ણ હોવાથી પુરુષ કહે છે. એ ઇન્દ્રિયો અને અંતઃકરણના કામ પોતાના સામર્થ્યથી કરે છે.

પ્રશ્ન - એને ઘણા મનુષ્યો નિષ્ક્રિય અને નિર્ગુણ કહે છે ?

ઉત્તર - **न तस्य कार्य्यं करणं च विद्यते न तत्समश्चाभ्यधिकश्च दृश्यते ।**
**पराऽस्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥**

આ ઉપનિષદ્( **श्वेता० अ. ६ । मं० ८** )નું વચન છે. પરમાત્માથી તદ્રૂપ કોઈ કાર્ય નથી અને તેને કરણ અર્થાત્ સાધકતમ એવું બીજું કાંઈ અપેક્ષિત નથી. ન કોઈ એના તુલ્ય અને ન કોઈ અધિક છે. સર્વોત્તમશક્તિ અર્થાત્ જેમાં અનન્તજ્ઞાન, અનન્તબલ, અને અનન્ત ક્રિયા છે. તે સ્વાભાવિક અર્થાત્ સહજ (રીતે) તેમાં સાંભળવામાં આવે છે. જો પરમેશ્વર નિષ્ક્રિય હોત, તો જગતની ઉત્પત્તિ અને પ્રલય ન કરી શકત.

એથી એ વિભૂ છતાં ચેતન હોવાથી એનામાં ક્રિયા પણ છે.

**પ્રશ્ન** - જ્યારે એ ક્રિયા કરતા હશે ત્યારે તે ક્રિયા અન્તન થતી હશે કે અનન્ત ?

**ઉત્તર** - જેટલા દેશ કાલમાં ક્રિયા કરવી ઉચિત સમજે છે,તેટલા જ દેશ કાલમાં ક્રિયા કરે છે. ન અધિક કે ન ન્યૂન, કેમકે એ વિદ્વાન્ છે.

**પ્રશ્ન** - પરમેશ્વર પોતાનો અન્ત જાણે છે કે નહીં ?

**ઉત્તર** - પરમાત્મા પૂર્ણ જ્ઞાની છે. કેમકે **'જ્ઞાન'** તેને કહે છે કે જેના દ્વારા જેવું હોય તેવું જાણવું; અર્થાત્ જે **પદાર્થ** જે પ્રકારનો હોય, તેને તે જ પ્રકારે જાણવો એનું નામ **'જ્ઞાન'** છે. જ્યારે પરમેશ્વર અનન્ત છે, ત્યારે તેને અનન્ત જ જાણવો એ જ્ઞાન છે, એથી વિરુદ્ધ **અજ્ઞાન** છે. અર્થાત્ અનન્તને સાન્ત અને સાન્તને અનન્ત જાણવો એ **'ભ્રમ'** કહેવાય છે. **यथार्थदर्शनं ज्ञानमिति** ॥ જેનો જેવો ગુણ-કર્મ-સ્વભાવ હોય, તે પદાર્થને તેવો જ જાણીને માનવો એ જ જ્ઞાન અને વિજ્ઞાન કહેવાય છે, એથી ઊલટું અજ્ઞાન. એટલા માટે :-

**क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः** ॥ -योगसू० ( समाधि० २४ )

જે અવિદ્યાદિ કલેશ, કુશલ-અકુશલ, ઈષ્ટ-અનિષ્ટ અને મિશ્ર ફળદાયક કર્મોની વાસનાથી રહિત છે, તે સર્વ જીવોથી વિશેષ 'ઈશ્વર' કહેવાય છે.

**પ્રશ્ન** - **ईश्वरासिद्धेः** ॥ १ ॥ **प्रमाणाभावान्न तत्सिद्धिः** ॥ २ ॥

**सम्बन्धाभावान्नानुमानम्** ॥ ३ ॥ -सांख्यसू० ( १. ९२; ५. ११-१२ )

પ્રત્યક્ષથી ઈશ્વરની સિદ્ધિ થતી નથી. ॥૧। કેમકે જ્યારે એની સિદ્ધિમાં પ્રત્યક્ષ જ નથી, તો અનુમાનાદિ પ્રમાણો ઘટી શકતાં નથી. ।૨। અને વ્યાપ્તિ સમ્બન્ધ ન હોવાથી અનુમાન પણ થઈ શકતું નથી. પુનઃ પ્રત્યક્ષાનુમાન ન હોવાથી શબ્દ પ્રમાણ આદિ પણ ઘટી શકતાં નથી. એ કારણથી ઈશ્વરની સિદ્ધિ થઈ શકતી નથી. ।૩।

**ઉત્તર** - અહીં ઈશ્વરની સિદ્ધિમાં પ્રત્યક્ષ પ્રમાણ નથી અને ઈશ્વર જગતનું ઉપાદાન કારણ પણ નથી અને પુરુષથી વિલક્ષણ અર્થાત્ સર્વત્ર પૂર્ણ હોવાથી પરમાત્માનું નામ પુરુષ છે અને શરીરમાં શયન કરવાથી જીવનું પણ નામ પુરુષ છે, કારણ કે એ જ પ્રકરણમાં કહ્યું છે :-

**प्रधानशक्तियोगाच्चेत्सङ्गापत्तिः** ॥ १ ॥ **सत्तामात्राच्चेत् सर्वैश्वर्य्यम्** ॥ २ ॥

**श्रुतिरपि प्रधानकार्य्यत्वस्य** ॥ ३ ॥ -सांख्यसू ० ( ५. ८,९, १२ ) ॥

જો પુરુષને પ્રધાન શક્તિનો યોગ હોય, તો પુરુષમાં સંગાપત્તિ થઈ જાય, અર્થાત્ જેમ પ્રકૃતિ સૂક્ષ્મ સાથે મળીને કાર્યરૂપમાં સંઘાત થઈ છે, તેમ પરમેશ્વર પણ સ્થૂળ થઈ જાય. માટે પરમેશ્વર જગતનું ઉપાદાન કારણ નથી, કિન્તુ નિમિત્ત કારણ છે. ।૧॥ જો ચેતનથી જગતની ઉત્પત્તિ હોય, તો જેમ પરમેશ્વર સમગ્ર, ઐશ્વર્યયુક્ત છે, તેમ સંસારમાં પણ સર્વૈશ્વર્યનો યોગ હોવો જોઈએ, તે નથી. માટે પરમેશ્વર જગતનું ઉપાદાન કારણ નથી, કિન્તુ નિમિત્ત કરાણ છે. । ૨। કેમકે ઉપનિષદ પણ પ્રધાનને જ જગતનું ઉપાદાન કારણ કહે છે. । ૩। જેમ કે :-

**अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां स्वरूपाः** ॥

આ શ્વેતાશ્વતર ઉપનિષદ્ (૪.૫)નું વચન છે. જે જન્મ રહિત સત્ત્વ, રજ, તમોગુણરૂપ પ્રકૃતિ છે, તે જ સ્વરૂપાકારથી બહુ પ્રજારૂપ થઈ જાય છે અર્થાત્ પ્રકૃતિ પરિણામિની હોવાથી અવસ્થાન્તર થઈ જાય છે, અને પુરુષ અપરિણામી હોવાથી તેનું અવસ્થાન્તર થઈ અન્ય રૂપને કદી પ્રાપ્ત થતો નથી. સદા કૂટસ્થ,

નિર્વિકાર રહે છે. અને પ્રકૃતિ સૃષ્ટિમાં સવિકાર અને પ્રલયમાં નિર્વિકાર રહે છે.

એટલા માટે જે કોઈ કપિલાચાર્યને અનીશ્વરવાદી કહે છે, એમ જાણો કે તેજ અનીશ્વરવાદી છે, કપિલાચાર્ય નહીં. તથા મીમાંસાના ધર્મ-ધર્મીથી; 'ઇશ્વર'થી વૈશેષિક અને ન્યાય પણ આત્મ શબ્દથી અનીશ્વરવાદી નથી. કેમકે સર્વજ્ઞત્વાદિ ધર્મયુક્ત અને - **अतति सर्वत्र व्याप्नोतीत्यात्मा ॥** જે સર્વત્ર વ્યાપક અને સર્વજ્ઞાદિ ધર્મયુક્ત સર્વ જીવોના આત્મા છે, તેને મીમાંસા, વૈશેષિક અને ન્યાય ઇશ્વર માને છે.

**પ્રશ્ન** - ઈશ્વર અવતાર લે છે કે નહીં ?

**ઉત્તર** - નહીં. કેમકે **अज एकपात् ( ३४. ५३ ) स पर्य्यगाच्छुक्रमकायम् ( ४०. ८ )** આ યજુર્વેદનાં વચન છે. ઇત્યાદિ વચનોથી પરમેશ્વર જન્મ લેતો નથી.

**પ્રશ્ન** - **यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥** भ० गी० ( ४. ७ ) ॥

શ્રીકૃષ્ણજી કહે છે કે 'જ્યારે જ્યારે ધર્મનો લોપ થાય છે, ત્યારે ત્યારે હું શરીર ધારણ કરું છું.'

**ઉત્તર** - એ વાત વેદવિરુદ્ધ હોવાથી પ્રમાણ નથી. પણ એમ થઈ શકે છે કે શ્રીકૃષ્ણ પોતે ધર્માત્મા અને ધર્મની રક્ષા કરવા ઇચ્છતા હતા, તેથી હું યુગ યુગમાં જન્મ લઈને શ્રેષ્ઠોની રક્ષા અને દુષ્ટોનો નાશ કરું, એમ કહે તો કાંઈ દોષ નથી. કેમકે **परोपकाराय सतां विभूतयः ॥** પરોપકાર માટે સત્પુરુષોનાં તન-મન-ધન હોય છે, તેમ છતાં તેથી શ્રીકૃષ્ણ કાંઈ ઈશ્વર થઈ શકતા નથી.

**પ્રશ્ન** - જો એમ છે તો સંસારમાં ઈશ્વરના ચોવીસ અવતાર થાય છે અને તેમને ઈશ્વરના અવતાર છે એમ કેમ માને છે ?

**ઉત્તર** - વેદાર્થ ન જાણવાથી સમ્પ્રદાયી લોકોના બહેકાવવાથી અને પોતે જાતે અવિદ્વાન્ હોવાથી ભ્રમ જાળમાં ફસીને, આવી આવી અપ્રામાણિક વાતો કરે છે અને માને છે.

**પ્રશ્ન** - જો ઈશ્વર અવતાર ન લે તો કંસ રાવણાદિ દુષ્ટોનો નાશ કેમ થઈ શકે ?

**ઉત્તર** - પ્રથમ જે જન્મ્યો છે તે અવશ્ય મૃત્યુને પ્રાપ્ત થાય છે. જે ઈશ્વર અવતારશરીર ધારણ કર્યા વિના જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરે છે, તેની સમક્ષ કંસ રાવણાદિ એક કીડીની સમાન પણ નથી. તે સર્વવ્યાપક હોવાથી કંસ રાવણાદિના શરીરોમાં પણ પરિપૂર્ણ થઈ રહ્યો છે. જ્યારે ચાહે ત્યારે મર્મચ્છેદન કરી નાશ કરી શકે છે. વારુ, એ અનન્ત ગુણ, કર્મ, સ્વભાવયુક્ત પરમાત્માને એક ક્ષુદ્ર જીવને મારવા માટે જન્મ મરણયુક્ત કહેનારને મૂર્ખાની સિવાય બીજી કોઈ વિશેષ ઉપમા મળી શકે ?

વળી જો કોઈ એમ કહે કે ભક્તજનોના ઉદ્ધાર કરવા માટે જન્મ લે છે, તો તે પણ સત્ય નથી. કેમકે જે ભક્તજન ઈશ્વરાજ્ઞાનુકૂળ ચાલે છે, તેનો ઉદ્ધાર કરવાનું પૂરું સામર્થ્ય ઈશ્વરમાં છે. પૃથ્વી, સૂર્ય, ચન્દ્રાદિ જગતને બનાવવા, ધારણ અને પ્રલય કરવારૂપ કર્મો કરતાં કંસ કે રાવણાદિનો વધ કરવો અને ગોવર્ધનાદિ પર્વતોને ઊંચકવો એ શું ઈશ્વરને માટે મોટાં કર્મો છે ? જો કોઈ આ સૃષ્ટિમાં પરમેશ્વરનાં કર્મોનો વિચાર કરે તો "ન ભૂતો ન ભવિષ્યતિ" ઈશ્વરના જેવો કોઈ નથી, અને થશે પણ નહીં.

તેમજ યુક્તિથી પણ ઈશ્વરનો જન્મ સિદ્ધ થતો નથી. જેમ કોઈ અનન્ત આકાશને કહે કે ગર્ભમાં આવ્યું કે મુઠ્ઠીમાં પકડી લીધું તો એમ કહેવું કદી સાચું થઈ શકતું નથી. કેમકે આકાશ અનન્ત અને સર્વમાં વ્યાપક છે, એથી આકાશ બહાર આવતું નથી કે અંદર જતું નથી. તેમ પરમાત્મા અનન્ત અને સર્વવ્યાપક હોવાથી તેનું આવવું જવું કદી સિદ્ધ થઈ શકતું નથી.

જવું કે આવવું તો ત્યાં થઈ શકે છે કે જ્યાં કંઈ ન હોય. શું પરમેશ્વર ગર્ભમાં વ્યાપક ન હતો કે તે કહીંથી ત્યાં આવ્યો ? અને બહાર ન હતો કે અન્દરથી નીકળ્યો ? આમ ઈશ્વરના વિષયમાં કહેવું અને માનવું એ વિદ્યાહીનો વિના કોણ કહી અને માની શકશે ? એટલા માટે પરમેશ્વરનું જવું-આવવું, જન્મ-મરણ કદી પણ સિદ્ધ થઈ શકતા નથી. આથી "ઈસુ" આદિ પણ ઈશ્વરના અવતાર નથી એમ સમજી લેવું. કેમકે રાગ, દ્વેષ, ક્ષુધા, તૃષા, ભય, શોક, દુઃખ, સુખ, જન્મ, મરણ આદિ ગુણયુક્ત હોવાથી તેઓ મનુષ્ય હતા.

પ્રશ્ન - ઈશ્વર પોતાના ભક્તોનાં પાપ ક્ષમા કરે છે કે નહીં ?

**ઉત્તર** - નહીં. કેમકે જો પાપ ક્ષમા કરે તો તેમનો ન્યાય નષ્ટ થઈ જાય, અને સર્વ મનુષ્ય મહાપાપી થઈ જાય. કેમકે ક્ષમાની વાત સાંભળીને જ તેમને પાપ કરવામાં નિર્ભયતા અને ઉત્સાહ ઉત્પન્ન થાય. જેમ રાજા અપરાધ ક્ષમા કરે, તો લોક ઉત્સાહપૂર્વક અધિકાધિક મોટાં મોટાં પાપ કરે. કારણ કે રાજા આપણો અપરાધ ક્ષમા કરશે અને તેથી તેમને ભરોસો પડી જાય છે કે રાજાની આગળ હાથ જોડવા વગેરે ચેષ્ટા કરી આપણા અપરાધની ક્ષમા કરાવી લઈશું અને જે અપરાધ નથી કરતા તે પણ અપરાધ કરવાથી ન ડરીને પાપ કરવામાં પ્રવૃત્ત થઈ જશે. એટલા માટે સર્વ કર્મોનાં ફળ યથાવત્ આપવાં એ જ ઈશ્વરનું કામ છે, ક્ષમા કરવાનું નહીં.

પ્રશ્ન - જીવ સ્વતન્ત્ર છે કે પરતન્ત્ર ?

**ઉત્તર** - પોતાનાં કર્તવ્ય કર્મમાં સ્વતન્ત્ર અને ઈશ્વરની વ્યવસ્થામાં પરતન્ત્ર છે. "**स्वतन्त्रः कर्ता ॥**" આ પાણિનીય વ્યાકરણનું સૂત્ર છે. જે સ્વતન્ત્ર અર્થાત્ સ્વાધીન છે, તે જ કર્તા છે.

પ્રશ્ન - સ્વતન્ત્ર કોને કહો છો ?

**ઉત્તર** - જેને આધીન શરીર, પ્રાણ, ઈન્દ્રિય અને અંતઃકરણાદિ હોય. જો સ્વતન્ત્ર ન હોય તો તેને પાપ-પુણ્યનાં ફળ કદી પ્રાપ્ત થઈ શકે નહીં. કેમકે જેમ ભૃત્ય સ્વામી અને સેના, સેનાધ્યક્ષની આજ્ઞા અથવા પ્રેરણાથી યુદ્ધમાં અનેક પુરુષોને મારીને પણ અપરાધી બનતા નથી, તેમ પરમેશ્વરની પ્રેરણા અને આધીનતાથી કામ સિદ્ધ થાય તો, જીવને પાપ કે પુણ્ય નહીં લાગે તે ફળનો ભાગી પ્રેરક પરમેશ્વર થાય. નરક-દુઃખ, સ્વર્ગ-સુખની પ્રાપ્તિ પણ પરમેશ્વરને જ થાય.

જેમ કોઈ મનુષ્યે શસ્ત્ર વિશેષથી કોઈને મારી નાખ્યો, તો તે મારનારો પકડાય છે અને તે જ દણ્ડનીય થાય છે, શસ્ત્ર નહીં, તેમ પરાધીન જીવ પાપ-પુણ્યનો ભાગી નહીં થઈ શકે. એટલા માટે પોતાના સામર્થ્યાનુકૂળ કર્મ કરવામાં જીવ સ્વતન્ત્ર છે. પરન્તુ જ્યારે તે પાપ કરી રહે છે ત્યારે ઈશ્વરની વ્યવસ્થામાં પરાધીન થઈને પાપનું ફળ ભોગવે છે. એટલા માટે કર્મ કરવામાં જીવ સ્વતન્ત્ર અને પાપનું દુઃખરૂપ ફળ ભોગવવામાં પરતન્ત્ર હોય છે.

**પ્રશ્ન** - જો પરમેશ્વર જીવને ન બનાવત અને સામર્થ્ય ન આપત તો જીવ કાંઈ પણ કરી શકત નહીં, એટલા માટે પરમેશ્વરની જ પ્રેરણાથી જીવ કર્મ કરે છે.

**ઉત્તર** - જીવ કદી ઉત્પન્ન થયો જ નથી. એ તો અનાદિ છે. જેમ ઈશ્વર અને જગતનું ઉપાદાન કારણ નિત્ય છે. અને જીવનું શરીર તથા ઈન્દ્રિયોનું ગોલક એ પરમેશ્વરનાં બનાવેલાં છે, પરન્તુ એ સર્વ જીવને આધીન છે. જે કોઈ મન,વચન અને કર્મથી પાપ-પુણ્ય કરે છે, તે જ તેનો ભોક્તા છે, ઈશ્વર નથી.

જેમ કોઈ કારીગરે પહાડમાંથી લોઢું કહાડ્યું, એ લોઢું કોઈ વ્યાપારીએ લીધું. એની દુકાનેથી લુહારે લઈ તલવાર બનાવી અને તેની પાસેથી કોઈ સિપાઈએ તે લઈ લીધી અને પછી કોઈને એથી મારી નાખ્યો.

હવે અહીં જેમ એ લોઢું ઉત્પન્ન કરનારને, તેનાથી તલવાર બનાવનારને અથવા તલવારને પકડીને રાજા દણ્ડ કરતો નથી; કિન્તુ જેણે તલવારથી માર્યો તેને જ દણ્ડ આપે છે. એજ પ્રકારે શરીરાદિની ઉત્પત્તિ કરનાર પરમેશ્વર તેનાં, કર્મોનો ભોક્તા નથી થતો, કિન્તુ જીવને ભોગાવનાર થાય છે. જો પરમેશ્વર જ કર્મ કરાવે તો કોઈ જીવ પાપ કરે નહીં કેમકે પરમેશ્વર પવિત્ર અને ધાર્મિક હોવાથી કોઈ જીવને પાપ કરવાની પ્રેરણા કરતો નથી. એટલા માટે જીવ પોતાનું કામ કરવામાં સ્વતન્ત્ર છે. જેમ જીવ સ્વકર્મો કરવામાં સ્વતન્ત્ર છે, તેમ પરમેશ્વર પણ સ્વકર્મો કરવામાં સ્વતન્ત્ર છે.

પ્રશ્ન - જીવ અને ઈશ્વરના સ્વરૂપ, ગુણ, કર્મ અને સ્વભાવ કેવાં છે ?

ઉત્તર - બન્ને ચેતનસ્વરૂપ છે, બન્નેનો સ્વભાવ પવિત્ર, અવિનાશી અને ધાર્મિક આદિ છે, પરન્તુ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય, સર્વને નિયમમાં રાખવા, જીવોને પાપ-પુણ્યનાં ફળ આપવાં આદિ પરમેશ્વરનાં ધર્મયુક્ત કર્મ છે. અને સન્તાનોત્પત્તિ, તેમનું પાલન, શિલ્પવિદ્યાદિ શુભ-અશુભ એ જીવનાં કર્મ છે. નિત્યજ્ઞાન, આનન્દ, અનન્ત બળ વગેરે ગુણ ઈશ્વરના છે, અને જીવના ગુણ-

**इच्छाद्वेषप्रयत्नसुखदुःखज्ञानान्यात्मनो लिङ्गमिति ॥ न्याय सू० ( १ । १ । १० ) ॥**

**प्राणापाननिमेषोन्मेषजीवनमनोगतीन्द्रियान्तर्विकाराः सुखदुःखे इच्छाद्वेषप्रयत्नाश्चात्मनो लिङ्गानि ॥**

**वैशेषिक सूत्र ॥**

( **इच्छा** ) પદાર્થોની પ્રાપ્તિની અભિલાષા, ( **द्वेष** ) દુઃખાદિની અનિચ્છા-વેર, ( **प्रयत्न** ) પુરુષાર્થ બલ, ( **सुख** ) આનન્દ ( **दुःख** ) વિલાપ, અપ્રસન્નતા, ( **ज्ञान** ) વિવેક, જાણવું-એટલું (બન્ને સૂત્રોમાં સરખું) છે. પરન્તુ વૈશેષિકમાં ( **प्राण** ) પ્રાણવાયુને બહાર કાઢવો, ( **अपान** ) પ્રાણને બહારથી અંદર લેવો, ( **निमेष** ) આંખ મીંચવી, ( **उन्मेष** ) આંખ ઉઘાડવી, ( **जीवन** ) પ્રાણનું ધારણ કરવું ( **मन** ) નિશ્ચય સ્મરણ અને અહંકાર કરવો, ( **गति** ) ચાલવું, ( **इन्द्रिय** ) સર્વ ઇન્દ્રિયોને ચલાવવી, ( **अन्तर्विकार** ) ભિન્ન-ભિન્ન ક્ષુધા, તૃષા, હર્ષ, શોકાદિ યુક્ત થવું (એ વિશેષ છે.). એ જીવાત્મા(ના ગુણો)ના ગુણ પરમાત્માના ગુણોથી ભિન્ન છે. એનાથી જ આત્માની પ્રતીતિ કરવી, કેમકે તે કંઈ સ્થૂલ નથી.

જ્યાં સુધી આત્મા દેહમાં હોય છે ત્યાં સુધી એ ગુણો પ્રકાશિત રહે છે અને જ્યારે શરીર છોડી ચાલ્યો જાય છે, ત્યારે એ ગુણો શરીરમાં રહેતા નથી. જેના હોવાથી જે હોય અને ન હોવાથી ન હોય, એ ગુણ તેના હોય છે. જેમ દીપ અને સૂર્યાદિના ન હોવાથી પ્રકાશાદિનું ન હોવું અને હોવાથી હોવું છે, તેમ જીવ અને પરમાત્માનું વિજ્ઞાન ગુણ દ્વારા થાય છે.

**પ્રશ્ન** - પરમેશ્વર ત્રિકાલદર્શી છે, એથી ભવિષ્યની વાતો જાણે છે. એ જેવો નિશ્ચય કરશે, તેમ જીવ તેવું જ કરશે. એથી જીવ સ્વતન્ત્ર નથી. અને ઈશ્વર જીવને દણ્ડ પણ કરી શકતો નથી, કેમકે જેમ ઈશ્વરે સ્વજ્ઞાનથી નિશ્ચિત કર્યું છે, તેમ જ જીવ કરે છે.

**ઉત્તર** - ઈશ્વરને ત્રિકાલદર્શી કહેવો મૂર્ખતાનું કામ છે. કેમકે જે હતું તે ન રહે તે 'ભૂતકાલ' અને જે ન હતું તે થાય, તે ભવિષ્યકાલ કહેવાય છે. શું ઈશ્વરમાં કોઈ જ્ઞાન થઈને નથી રહેતું તથા ન હતું ને થાય છે ? એટલા માટે પરમેશ્વરનું જ્ઞાન સદા એકરસ, અખંડિત વર્તમાન રહે છે ભૂત, ભવિષ્યત્ તો જીવોને માટે છે. હા, જીવોનાં કર્મની અપેક્ષાથી ત્રિકાલજ્ઞતા ઈશ્વરમાં લાગે છે ખરી, પણ તે સ્વતઃ નથી. જેમ સ્વતન્ત્રતાથી જીવ કરે છે, તેમ સર્વજ્ઞતાથી ઈશ્વર જાણે છે; અને જેમ ઈશ્વર જાણે છે, તેમ જીવ કરે છે. અર્થાત્ ભૂત, ભવિષ્યત્ અને વર્તમાનનું જ્ઞાન અને ફળ આપવામાં ઈશ્વર સ્વતન્ત્ર છે, અને જીવ કિંચિત્ વર્તમાન અને કર્મ

કરવામાં સ્વતન્ત્ર છે. ઈશ્વરનું અનાદિ જ્ઞાન હોવાથી, જેવું કર્મનું જ્ઞાન છે, તેવું જ દણ્ડ દેવાનું પણ જ્ઞાન અનાદિ છે. એ બેઉ જ્ઞાન તેમનાં સત્ય છે. શું કર્મજ્ઞાન સત્ય અને દણ્ડજ્ઞાન મિથ્યા કદી થઈ શકે છે ? એટલા માટે એમાં કોઈ પણ દોષ આવતો નથી.

**પ્રશ્ન** - જીવ શરીરમાં ભિન્ન છતાં વિભુ છે કે પરિચ્છિન્ન ?

**ઉત્તર** - પરિચ્છિન્ન. જો વિભુ હોત તો જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મરણ, જન્મ, સંયોગ, વિયોગ, જવું, આવવું, કદી થઈ શકત નહીં. એટલા માટે જીવનું સ્વરૂપ, અલ્પજ્ઞ, અલ્પ અર્થાત્ સૂક્ષ્મ છે, અને પરમેશ્વર અતીવ સૂક્ષ્માત્સૂક્ષ્મતર, અનન્ત સર્વજ્ઞ અને સર્વ વ્યાપક સ્વરૂપ છે. માટે જીવ અને પરમેશ્વરનો વ્યાપ્ય-વ્યાપક સમ્બન્ધ છે.

**પ્રશ્ન** - જે સ્થળમાં એક વસ્તુ હોય છે, તે સ્થળમાં બીજી વસ્તુ રહી શકતી નથી. તેથી જીવ અને ઈશ્વરનો સંયોગ સમ્બન્ધ થઈ શકે છે, વ્યાપ્ય-વ્યાપક નહીં ?

**ઉત્તર** - એ નિયમ સમાન આકારવાળા પદાર્થોમાં ઘટી શકે છે, અસમાન આકૃતિમાં નહીં. જેમ લોઢું સ્થૂલ અને અગ્નિ સૂક્ષ્મ હોય છે, તે કારણથી લોઢામાં વિદ્યુત્ અગ્નિ વ્યાપક થઈને એક જ અવકાશમાં બન્ને રહે છે, તેમ જીવ પરમેશ્વરથી સ્થૂલ અને પરમેશ્વર જીવથી સૂક્ષ્મ હોવાથી પરમેશ્વર વ્યાપક અને જીવ વ્યાપ્ય છે. જેમ આ વ્યાપ્ય વ્યાપક સમ્બન્ધ ઈશ્વર અને જીવનો છે, તેમ સેવ્ય-સેવક, આધારા-અધેય, સ્વામી-ભૃત્ય, રાજા-પ્રજા અને પિતા-પુત્ર આદિનો પણ સમ્બન્ધ છે.

**પ્રશ્ન** - બ્રહ્મ અને જીવ જુદા છે કે એક ?

**ઉત્તર** - જુદા-જુદા છે.

**પ્રશ્ન** - જો જુદા-જુદા છે તો -

**प्रज्ञानं ब्रह्म ॥ १ ॥ अहं ब्रह्मास्मि ॥ २ ॥ तत्वमसि ॥ ३ ॥ अयमात्मा ब्रह्म ॥ ४ ॥**

વેદોનાં આ મહાવાક્યોનો અર્થ શું છે ?

**ઉત્તર** - એ વેદવાક્યો જ નથી, કિન્તુ બ્રાહ્મણ ગ્રન્થોનાં વચનો છે. અને એમના નામ મહાવાક્યો કોઈ જગ્યાએ સત્યશાસ્ત્રોમાં લખ્યાં નથી. ( **अहं ब्रह्मास्मि** ) અર્થાત્ બ્રહ્મ પ્રકૃષ્ટ જ્ઞાનસ્વરૂપ છે. ( **अहम्** ) હું ( **ब्रह्म** ) અર્થાત્ બ્રહ્મસ્થ ( **अस्मि** ) છું. અહીં "તાત્સ્થ્યોપાધિ" છે. જેમ "**मञ्चाः क्रोशन्ति**" માંચડો પોકારે છે. અહીં માંચડો જડ છે, એમાં પોકારવાનું સામર્થ્ય નથી, એટલા માટે મંચસ્થ મનુષ્ય પોકારે છે. એમ અહીં પણ જાણવું.

કોઈ કહે કે સર્વ પદાર્થ બ્રહ્મસ્થ છે, પુનઃ જીવને બ્રહ્મસ્થ કહેવામાં શું વિશેષ છે ? એનો ઉત્તર એ છે કે સર્વ પદાર્થ બ્રહ્મસ્થ છે, પરન્તુ જેમ સાધર્મ્યયુક્ત નિકટસ્થ જીવ છે, તેમ અન્ય નથી અને જીવને બ્રહ્મનું જ્ઞાન અને મુક્તિમાં તે બ્રહ્મના સાક્ષાત્સમ્બન્ધમાં રહે છે, એટલા માટે જીવનો બ્રહ્મની સાથે જ "તાત્સ્થ્ય" કે "તત્સહચરિતોપાધિ" અર્થાત્ બ્રહ્મનો સહચારી તે જીવ છે. એથી જીવ અને બ્રહ્મ એક નથી.

જેમ કોઈ બીજાને કહે કે હું અને તે એક છીએ અર્થાત્ વિરોધી નથી, તેમ જે જીવ સમાધિસ્થ બની, પરમેશ્વરમાં પ્રેમબદ્ધ થઈને નિમગ્ન થાય છે, તે કહી શકે છે કે, હું અને બ્રહ્મ એક અર્થાત્ અવિરોધી એક અવકાશસ્થ છીએ. જે જીવ પરમેશ્વરના ગુણ-કર્મ-સ્વભાવને અનુકૂળ પોતાના ગુણ-કર્મ-સ્વભાવને કરે છે, તે જ સાધર્મ્યે કરીને બ્રહ્મ સાથે એકતા કહી શકે છે.

**પ્રશ્ન** - ઠીક, પણ એનો અર્થ કેમ કરશો ? ( **तत्** ) બ્રહ્મ ( **त्वम्** ) તું જીવ ( **असि** ) છે. હે જીવ !

( त्वम् ) તું ( तत् ) તે બ્રહ્મ ( असि ) છે.

ઉત્તર - તમે તત્ શબ્દથી શું લો છો ?

પ્રશ્ન - "બ્રહ્મ".

ઉત્તર - બ્રહ્મ પદની અનુવૃત્તિ ક્યાંથી લાવ્યા ?

પ્રશ્ન - **सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ब्रह्म ॥** આ પૂર્વ વાક્યથી.

ઉત્તર - તમે એ છાન્દોગ્ય ઉપનિષદનું દર્શન પણ નથી કર્યું. જો તે જોયું હોત તો તેમાં બ્રહ્મ શબ્દનો પાઠ જ નથી. આવું અસત્ય કેમ કહેત ? કિન્તુ છાન્દોગ્યમાં તો :- **सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ॥** એવો પાઠ છે, ત્યાં બ્રહ્મ શબ્દ જ નથી.

પ્રશ્ન - તો આપ તત્ શબ્દથી શું લો છો ?

ઉત્તર - **स य एषोऽणिमैतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति ।**

छान्दो० ( ६. ८. ७ )

તે પરમાત્મા જાણવા યોગ્ય છે, જે આ અત્યન્ત સૂક્ષ્મ અને આ સર્વજગત્ અને જીવનો આત્મા છે. તે જ સત્યસ્વરૂપ અને પોતાના આત્મા પોતે જ છે. હે શ્વેતકેતો પ્રિયપુત્ર ! **तदात्मकस्तदन्तर्यामी त्वमसि ॥** તે પરમાત્મા અન્તર્યામી સાથે તું યુક્ત છે. આ જ અર્થ ઉપનિષદોથી અવિરુદ્ધ છે, કેમકે :-

**य आत्मनि तिष्ठन्नात्मनोऽन्तरो यमात्मा न वेद यस्यात्मा शरीरम् ।**
**आत्मनोऽन्तरो यमयति स त आत्मान्तर्याम्यमृतः ।**

આ બૃહદારણ્યનું વચન છે. મહર્ષિ યાજ્ઞવલ્ક્ય પોતાની સ્ત્રી મૈત્રેયીને કહે છે કે હે મૈત્રેયી ! જે પરમેશ્વર આત્મા અર્થાત્ જીવમાં સ્થિત અને જીવાત્માથી ભિન્ન છે, જેને મૂઢ જીવાત્મા નથી જાણતો કે તે પરમાત્મા મારામાં વ્યાપક છે. જે પરમેશ્વરનું જીવાત્મા એ શરીર છે. અર્થાત્ જેમ શરીરમાં જીવ રહે છે તેમ જીવમાં પરમેશ્વર વ્યાપક છે. જીવાત્માથી ભિન્ન રહીને જીવનાં પાપ પુણ્યનો સાક્ષી થઈને તેનાં જ ફલ જીવોને આપી નિયમમાં રાખે છે. તે જ અવિનાશી સ્વરૂપ તારો પણ અન્તર્યામી આત્મા અર્થાત્ તારા અન્દરમાં વ્યાપક છે, તેને તું જાણ. ઈત્યાદિ વચનોનો શું કોઈ અન્યથા અર્થ કરી શકે છે ?

"**अयमात्मा ब्रह्म**" અર્થાત્ સમાધિ દશામાં જ્યારે યોગીને પરમેશ્વર પ્રત્યક્ષ થાય છે, ત્યારે તે કહે છે કે આ જે મારામાં વ્યાપક છે, તે જ બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે. એટલા માટે આજ-કાલના વેદાન્તી જીવ બ્રહ્મની એકતા કરે છે, તે વેદાન્ત શાસ્ત્રને જાણતા નથી.

પ્રશ્ન - **अनेनात्मना जीवेनानुप्रविश्य नामरूपे व्याकरवाणि ॥** छां० ( ६. ३. २ ) ॥

**तत्सृष्ट्वा तदेवानुप्राविशत् ॥** -तैत्तिरीय० ( ब्रह्मान० अनु० ६ ) ॥

પરમેશ્વર કહે છે કે હું જગત્ અને શરીરને રચીને જગતમાં વ્યાપક અને જીવરૂપ થઈને શરીરમાં પ્રવિષ્ટ થતો નામ અને રૂપની વ્યાખ્યા કરું. ॥૧॥ પરમેશ્વર આ જગત્ અને શરીરને રચીને તેમાં પોતે જ પ્રવિષ્ટ થયો. ॥૨॥ - ઈત્યાદિ શ્રુતિઓનો બીજો અર્થ કેમ કરી શકશો ?

ઉત્તર - જો તમે પદ, પદાર્થ અને વાક્યાર્થ જાણતા હોત, તો એવો અનર્થ કદી કરત નહીં ! કેમકે અહીં એમ સમજો. એક પ્રવેશ અને બીજો અનુપ્રવેશ અર્થાત્ પશ્ચાત્ પ્રવેશ કહેવાય છે. પરમેશ્વર શરીરમાં પ્રવિષ્ટ થયેલા જીવોની સાથે અનુપ્રવિષ્ટની સમાન થઈને વેદ દ્વારા સર્વ નામ રૂપાદિની વિદ્યાને પ્રકટ કરે છે અને શરીરમાં જીવોને પ્રવેશ કરાવી પોતે જીવની અંદર અનુપ્રવિષ્ટ થઈ રહ્યો છે. જો તમે અનુ શબ્દનો અર્થ

જાણતા હોત, તો આવો વિપરીત અર્થ કદી કરત નહીં.

**પ્રશ્ન** - **"सोऽयं देवदत्तो य उष्णकाले काश्यां दृष्टः स इदानीं प्रावृट्समये मथुरायां दृश्यते"** । અર્થાત્ જે દેવદત્તને મેં ઉષ્ણકાલમાં કાશીમાં દીઠો હતો, તેને જ વર્ષા સમયમાં મથુરામાં જોઉં છું. અહીં કાશી દેશ ઉષ્ણકાળને છોડીને શરીરમાત્રમાં લક્ષ્ય કર્યાથી દેવદત્ત લક્ષિત થાય છે, તેમ આ ભાગ-ત્યાગ-લક્ષણાથી ઈશ્વરના પરોક્ષ દેશ, કાલ, માયા, ઉપાધિ અને જીવના એ દેશ, કાલ, અવિદ્યા અને અલ્પજ્ઞતા ઉપાધિ છોડીને ચેતનમાત્રમાં લક્ષ્ય દેવાથી એક જ બ્રહ્મ બન્ને વસ્તુ બન્નેમાં લક્ષિત થાય છે. આ ભાગ-ત્યાગ-લક્ષણા અર્થાત્ કાંઈ લેવું, કાંઈ છોડવું, જેમ સર્વજ્ઞત્વાદિ વાચ્યાર્થ ઈશ્વરના અને અલ્પજ્ઞત્વાદિ વાચ્યાર્થ જીવના છોડીને ચેતન માત્ર લક્ષ્યાર્થનું ગ્રહણ કરવાથી અદ્વૈત સિદ્ધ થાય છે. હવે અહીં શું કહી શકશો ?

**ઉત્તર** - પ્રથમ તમે જીવ અને ઈશ્વરને નિત્ય માનો છો કે અનિત્ય ?

**પ્રશ્ન** - એ બન્નેને ઉપાધિજન્ય કલ્પિત હોવાથી અનિત્ય માનીએ છીએ.

**ઉત્તર** - એ ઉપાધિને નિત્ય માનો છો કે અનિત્ય ?

**પ્રશ્ન** - અમારા મતમાં :-

**जीवेशौ च विशुद्धाचिद्विभेदस्तु तयोर्द्वयोः । अविद्या तच्चितोर्योगः षडस्माकमनादयः ॥ १ ॥**

**कार्य्योपाधिरयं जीवः कारणोपाधिरीश्वरः । कार्य्यकारणतां हित्वा पूर्णबोधोऽवशिष्यते ॥ २ ॥**

**સંક્ષેપ શારીરિક અને શારીરિકભાષ્યમાં** આ કારિકાઓ છે અમે વેદાન્તી છ પદાર્થો અર્થાત્ એક-જીવ, બીજો-ઈશ્વર, ત્રીજું-બ્રહ્મ, ચોથો-જીવ અને ઈશ્વરનો વિશેષ ભેદ, પાંચમી-અવિદ્યા=અજ્ઞાન અને છઠ્ઠો-અવિદ્યા અને ચેતનનો યોગ એમને અનાદિ માનીએ છીએ. ॥૧॥ પરન્તુ એક બ્રહ્મ અનાદિ, અનન્ત અને અન્ય પાંચ અનાદિ સાન્ત છે. જેવોકે પ્રાગભાવ થાય છે. જ્યાં સુધી અજ્ઞાન રહે છે, ત્યાં સુધી એ પાંચો રહે છે. અને એ પાંચોનો આદિ વિદિત થતો નથી, એટલા માટે તે અનાદિ અને જ્ઞાન થવા પશ્ચાત્ નષ્ટ થઈ જાય છે, એથી સાન્ત અર્થાત્ નાશવાન કહેવાય છે. ॥૨॥

**ઉત્તર** - આ તમારા બેઉ શ્લોકો અશુદ્ધ છે, કેમકે અવિદ્યાના યોગ વિના, જીવ અને માયાના યોગ વિના, ઈશ્વર તમારા મતમાં સિદ્ધ થઈ શકતો નથી. એટલા માટે **"तच्चितोर्योगः ।"** જે છઠ્ઠો પદાર્થ તમે ગણ્યો છે, તે રહ્યો નહીં, કેમકે એ અવિદ્યા, માયા, જીવ, ઈશ્વરમાં ચરિતાર્થ થઈ ગયાં, અને બ્રહ્મ તથા માયા અને અવિદ્યાના યોગ વિના ઈશ્વર નથી બનતો, પછી ઈશ્વરને અવિદ્યા અને બ્રહ્મથી પૃથક્ ગણવો વ્યર્થ છે. એથી બે જ પદાર્થ અર્થાત્ બ્રહ્મ અને અવિદ્યા, તમારા મતમાં સિદ્ધ થઈ શકે છે, છ નહીં.

તથા આપના પ્રથમ કાર્યોપાધિ અને કારણોપાધિથી જીવ અને ઈશ્વરનું સિદ્ધ કરવું ત્યારે જ થઈ શકે છે, કે જ્યારે અનન્ત, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ, સર્વવ્યાપક બ્રહ્મમાં અજ્ઞાન સિદ્ધ કરો. જો એના એક દેશમાં સ્વાશ્રય અને સ્વવિષયક અજ્ઞાન અનાદિ સર્વત્ર માનશો, તો સર્વ બ્રહ્મ શુદ્ધ નથી થઈ શકતો. અને જ્યારે એક દેશમાં અજ્ઞાન માનશો તો તે પરિચ્છિન્ન હોવાથી અહીં-તહીં આવતો-જતો રહેશે. તો કોઈ દેશના બ્રહ્મને અનાદિ શુદ્ધ જ્ઞાનયુક્ત કહી શકશો નહીં. અને જે અજ્ઞાનની સીમામાં બ્રહ્મ છે, તે અજ્ઞાનને જાણશે. બહાર અને અંદરના બ્રહ્મના ટુકડા થઈ જશે.

જો કહો કે ટુકડા થઈ જાય, બ્રહ્મની શી હાનિ ? તો તે અખણ્ડ નહીં. અને જો અખણ્ડ છે તો અજ્ઞાની નહીં. તથા જ્ઞાનનો અભાવ અથવા વિપરીત જ્ઞાન પણ ગુણ હોવાથી કોઈ દ્રવ્ય સાથે નિત્ય સમ્બન્ધથી રહેશે. જો એમ છે, તો સમવાય સમ્બન્ધ હોવાથી અનિત્ય કદી થઈ શકતો નથી. અને જેમ શરીરના એક દેશ-સ્થળમાં

ફેલ્લો થવાથી સર્વત્ર દુઃખ ફેલાઈ જાય છે, તેમ એક દેશમાં અજ્ઞાન, સુખ, દુઃખ અને ક્લેશોની ઉપલબ્ધિ હોવાથી સર્વ બ્રહ્મ દુઃખાદિના અનુભવથી યુક્ત થશે અને સર્વ બ્રહ્મને શુદ્ધ કહી શકશો નહીં.

તેજ રીતે કાર્યોપાધિ અર્થાત્ અન્તઃકરણની ઉપાધિના યોગથી બ્રહ્મને જીવ માનશો, તો અમે પૂછીએ છીએ કે બ્રહ્મ વ્યાપક છે કે પરિચ્છિન્ન ? જો કહો કે વ્યાપક અને ઉપાધિ પરિછિન્ન છે, અર્થાત્ એકદેશી અને પૃથક્-પૃથક્ છે, તો અન્તઃકરણ હાલે ચાલે છે કે નહીં ?

ઉત્તર - હાલે ચાલે છે.

પ્રશ્ન - અન્તઃકરણની સાથે બ્રહ્મ પણ હાલે ચાલે છે, કે સ્થિર રહે છે ?

ઉત્તર - સ્થિર રહે છે.

પ્રશ્ન - જ્યારે અન્તઃકરણ જે-જે દેશ-સ્થળને છોડે છે, તે-તે દેશનો બ્રહ્મ અજ્ઞાનરહિત અને જે-જે દેશને પ્રાપ્ત થાય છે તે-તે દેશનો શુદ્ધ બ્રહ્મ અજ્ઞાની બનતો હશે. એમ બ્રહ્મ ક્ષણમાં જ્ઞાની અને ક્ષણમાં અજ્ઞાની થતો રહેશે. એથી મોક્ષ અને બન્ધ પણ ક્ષણભઙ્ગ થશે. અને જેમ એકે જોયાનું સ્મરણ બીજો કરી શકતો નથી તેમ કાલની જોયેલી-સાંભળેલી વસ્તુ કે વાતનું જ્ઞાન રહી શકતું નથી. કેમકે જે સમયે જોયું, સાંભળ્યું હતું, તે બીજો દેશ અને બીજો કાલ હતો અને જે સમયે સ્મરણ કરે છે તે બીજો દેશ અને કાલ છે.

જો કહો કે બ્રહ્મ એક છે, તો સર્વજ્ઞ કેમ નહીં ? જો કહો કે અન્તઃકરણ ભિન્ન ભિન્ન છે, એથી તે પણ ભિન્ન ભિન્ન થઈ જતો હશે,તો પછી તે જડ છે, એમાં જ્ઞાન હોઈ શકે નહીં. જો કહો કે ન કેવળ બ્રહ્મ અને ન કેવળ અન્તઃકરણને જ્ઞાન થાય છે, કિન્તુ અન્તઃકરણમાં રહેલા ચિદાભાસને જ્ઞાન થાય છે, તો પણ ચેતનને જ અન્તઃકરણ દ્વારા જ્ઞાન થયું, તો તે નેત્ર દ્વારા અલ્પ અલ્પજ્ઞ કેમ છે ? એ ઉપરથી કારણોપાધિ અને કાર્યોપાધિના યોગથી બ્રહ્મને જીવ અને ઈશ્વર બનાવી શકશો નહીં. કિન્તુ ઈશ્વર નામ બ્રહ્મનું છે અને બ્રહ્મથી ભિન્ન અનાદિ, અનુત્પન્ન અને અમૃતસ્વરૂપ જીવનું નામ જીવ છે.

જો તમે કહો કે જીવ ચિદાભાસનું નામ છે તો તે ક્ષણભઙ્ગ હોવાથી નષ્ટ થઈ જશે, તો પછી મોક્ષનું સુખ કોણ ભોગવશે ? એથી બ્રહ્મ એ જીવ અને જીવ એ બ્રહ્મ કદી થયો નથી, છે નહીં અને થશે નહીં.

**પ્રશ્ન** - તો **"सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्" ॥ -छान्दोग्य० ( ६. २. १ ) ॥**

અદ્વૈતસિદ્ધિ કેમ થશે ? અમારા મતમાં તો બ્રહ્મથી પૃથક્ કોઈ સજાતીય, વિજાતીય અને સ્વગત અવયવોનો ભેદ ન હોવાથી એક બ્રહ્મ જ સિદ્ધ થાય છે. જ્યારે જીવ ભિન્ન છે તો અદ્વૈતસિદ્ધિ કેમ બની શકે છે ?

**ઉત્તર** - એ ભ્રમમાં પડી કેમ ડરો છો ? વિશેષ્ય-વિશેષણ વિદ્યાનું જ્ઞાન કરો કે એનું શું ફળ છે ? જો કહો કે **"व्यावर्तकं विशेषणं भवतीति"** વિશેષણ ભેદ કરનાર હોય છે, તો એટલું એ પણ માનો કે **"प्रवर्तकं प्रकाशकमपि विशेषणं भवतीति"** વિશેષણ પ્રવર્તક અને પ્રકાશક પણ હોય છે. તો સમજો કે અદ્વૈત વિશેષણ બ્રહ્મનું છે. એમાં વ્યાવર્તક ધર્મ એ છે કે અદ્વૈત વસ્તુ અર્થાત્ જે અનેક જીવ અને તત્ત્વ છે તેથી બ્રહ્મને પૃથક્ કરે છે. અને વિશેષણનો પ્રકાશક ધર્મ એ છે કે બ્રહ્મ એક હોવાની પ્રવૃત્તિ કરે છે. જેમ કે :-

**"अस्मिन्नगरेऽद्वितीयो धनाढ्यो देवदत्तः । अस्यां सेनायामद्वितीयः शूरवीरो विक्रमसिंहः ।**

કોઈએ કોઈને કહ્યું કે આ નગરમાં અદ્વિતીય ધનાઢ્ય દેવદત્ત છે. અને આ સેનામાં અદ્વિતીય શૂરવીર વિક્રમસિંહ છે. એથી એ સિદ્ધ થયું કે દેવદત્ત સદૃશ આ નગરમાં અન્ય ધનાઢ્ય અને આ સેનામાં વિક્રમસિંહ સમાન અન્ય શૂરવીર નથી. ન્યૂન તો છે. અને પૃથ્વી આદિ જડ પદાર્થ તથા પશુ આદિ પ્રાણીઓ અને વૃક્ષાદિ

પણ છે, તેનો નિષેધ નથી થઈ શકતો. તેમ બ્રહ્મ સદૃશ જીવ અથવા પ્રકૃતિ નથી, કિન્તુ ન્યૂન તો છે.

એથી એ સિદ્ધ થયું કે બ્રહ્મ સદા એક છે અને જીવ તથા પ્રકૃતિસ્થ તત્ત્વ અનેક છે. તેનાથી ભિન્ન કરીને બ્રહ્મના એકત્વને સિદ્ધ કરનાર અદ્વૈત કે અદ્વિતીય વિશેષણ છે. એથી જીવ અથવા પ્રકૃતિના અને કાર્યરૂપ જગતનો અભાવ અને નિષેધ થઈ શકતો નથી. કિન્તુ એ સર્વ છે, પરન્તુ એ બ્રહ્મ તુલ્ય નથી. એથી ન અદ્વૈતસિદ્ધિની અને ન દ્વૈતસિદ્ધિની હાનિ થાય છે. માટે ગભરાટમાં પડો નહીં. પણ વિચારો અને સમજો.

**પ્રશ્ન** - બ્રહ્મની સત્, ચિત, આનન્દથી અને જીવની અસ્તિ, ભાતિ, પ્રિયરૂપથી એકતા થાય છે, તો પછી તેનું ખંડન કેમ કરો છો ?

**ઉત્તર** - થોડુંક સાધર્મ્ય મળવાથી એકતા થઈ શકતી નથી. જેમ પૃથ્વી જડ અને દૃશ્ય છે તેમ જળ અને અગ્નિ વગેરે પણ જડ અને દૃશ્ય છે; એટલાથી તેમની એકતા થતી નથી. એમાં વૈધર્મ્ય ભેદકારક અર્થાત્ વિરુદ્ધ ધર્મ, જેમ ગન્ધ, રૂક્ષતા, કાઠિન્ય આદિ ગુણ પૃથ્વીમાં અને રસ, દ્રવત્વ, કોમલત્વાદિ ધર્મ જલમાં અને રૂપ દાહકત્વાદિ ધર્મ અગ્નિમાં હોવાથી તેમની એકતા થતી નથી. જેમ માણસ અને કીડી આંખથી જુએ છે, મુખથી ખાય છે, પગથી ચાલે છે, તથાપિ મનુષ્યાકૃતિ બે પગ અને કીડીની આકૃતિ અનેક પગ વગેરે ભિન્ન હોવાથી એકતા થતી નથી, તેમ પરમેશ્વરના અનન્તજ્ઞાન, આનન્દ, બલ, ક્રિયા, નિર્ભ્રાન્તિત્વ અને વ્યાપકતા એ જીવથી ભિન્ન છે. અને જીવના અલ્પજ્ઞાન, અલ્પબલ, અલ્પસ્વરૂપ, સર્વભ્રાન્તિત્વ અને પરિચ્છિન્નતાદિ ગુણો એ બ્રહ્મથી ભિન્ન હોવાથી જીવ અને પરમેશ્વર એક નથી. કેમકે એમનું સ્વરૂપ પણ (પરમેશ્વર અતિ સૂક્ષ્મ અને જીવ એથી કાંઈક સ્થૂલ હોવાથી) ભિન્ન છે.

**પ્રશ્ન** - **अथोदरमन्तरं कुरुते, अथ तस्य भयं भवति । द्वितीयाद्वै भयं भवति ॥**

આ બૃહદારણ્યકનું વચન છે. બ્રહ્મ અને જીવમાં જે થોડો પણ ભેદ કરે છે, તેને ભય પ્રાપ્ત થાય છે, કેમકે બીજાથી જ ભય થાય છે.

**ઉત્તર** - એનો અર્થ એ નથી, કિન્તુ જે જીવ પરમેશ્વરનો નિષેધ અથવા કોઈ એક દેશ કાલમાં પરિચ્છિન્ન પરમાત્માને માને અથવા તેની આજ્ઞા અને ગુણ-કર્મ-સ્વભાવથી વિરુદ્ધ હોય અથવા કોઈ અન્ય મનુષ્ય સાથે વેર કરે, તેને ભય પ્રાપ્ત થાય છે. કેમકે દ્વિતીય બુદ્ધિ અર્થાત્ ઈશ્વરથી મારો અને મારાથી ઈશ્વરનો કોઈ સમ્બન્ધ નથી. તથા કોઈ મનુષ્યને કહે કે હું તને કાંઈ સમજતો નથી અને તું મારું કાંઈ પણ કરી શકતો નથી. અથવા કોઈની હાનિ કરતો અને દુઃખ દેતો જાય, તો તેને તેનાથી ભય થાય છે, અને સર્વ પ્રકારનો અવિરોધ હોય તો તે એક કહેવાય છે. જેમ સંસારમાં કહે છે કે દેવદત્ત, યજ્ઞદત્ત અને વિષ્ણુમિત્ર એક છે અર્થાત્ અવિરુદ્ધ છે. વિરોધ ન રહેવાથી સુખ અને વિરોધથી દુઃખ પ્રાપ્ત થાય છે.

**પ્રશ્ન** - બ્રહ્મ અને જીવની સદા એકતા અનેકતા રહે છે ? કે કદી બન્ને મળીને એક પણ થાય છે કે નહીં ?

**ઉત્તર** - હમણાં જ આની પૂર્વે થોડોક ઉત્તર આપ્યો છે, પરન્તુ સાધર્મ્ય અન્વયભાવથી એકતા થાય છે. જેમ આકાશથી મૂર્ત્ત દ્રવ્ય જડત્વ હોવાથી અને કદી પૃથક ન રહેવાથી એકતા થાય છે અને આકાશના વિભુ, સૂક્ષ્મ, અરૂપ, અનન્તાદિ ગુણો અને મૂર્ત્તના પરિચ્છિન્ન દૃશ્યત્વાદિ વૈધર્મ્યથી તેનો ભેદ થાય છે. અર્થાત્ જેમ પૃથિવ્યાદિ દ્રવ્ય આકાશથી ભિન્ન કદી રહેતા નથી. કેમકે અન્વય અર્થાત્ અવકાશ વિના મૂર્ત્ત દ્રવ્ય કદી રહી શકતા નથી અને વ્યતિરેક અર્થાત્ સ્વરૂપે કરી ભિન્ન હોવાથી તેમની પૃથક્તા પણ છે. તેમ બ્રહ્મ વ્યાપક હોવાથી જીવ અને પૃથિવ્યાદિ દ્રવ્ય એનાથી અલગ નથી રહેતા અને સ્વરૂપથી એક પણ થતાં નથી.

જેમ ઘર બનાવ્યા પૂર્વે ભિન્ન ભિન્ન દેશમાં રહેલા માટી, લાકડાં અને લોહાદિ પદાર્થ આકાશમાં જ રહે છે. જ્યારે ઘર બની ગયું ત્યારે પણ આકાશમાં જ છે અને જ્યારે તે નષ્ટ થઈ ગયું અર્થાત્ તે ઘરના સર્વ અવયવ ભિન્ન ભિન્ન દેશમાં પ્રાપ્ત થઈ ગયા, તો પણ આકાશમાં જ છે અર્થાત્ ત્રણે કાલમાં તે આકાશથી ભિન્ન થઈ શકતાં નથી અને સ્વરૂપે ભિન્ન હોવાથી કદી એક હતાં નહીં, છે નહીં અને થશે નહીં. આ જ પ્રકારે જીવ તથા સંસારના સર્વ પદાર્થો પરમેશ્વરમાં વ્યાપ્ય હોવાથી પરમાત્માથી ત્રણેય કાલમાં ભિન્ન થઈ શકતાં નથી અને સ્વરૂપ ભિન્ન હોવાથી એક પણ થતા નથી.

આજકાલના વેદાન્તીઓની દૃષ્ટિ કાણા પુરુષની માફક અન્વયની તરફ પડીને વ્યતિરેક ભાવથી છૂટી, વિરુદ્ધ થઈ ગઈ છે. કોઈ પણ એવું દ્રવ્ય નથી કે જેમાં સગુણ-નિર્ગુણતા, અન્વય-વ્યતિરેક, સાધર્મ્ય-વૈધર્મ્ય અને વિશેષણ ભાવ ન હોય.

**પ્રશ્ન** - પરમેશ્વર સગુણ છે કે નિર્ગુણ ?

**ઉત્તર** - બન્ને પ્રકારનો છે.

**પ્રશ્ન** - વારું, પણ એક મ્યાનમાં બે તલવાર કદી રહી શકે છે ? એક પદાર્થમાં સગુણતા અને નિર્ગુણતા કેમ રહી શકે ?

**ઉત્તર** - જેમ જડના રૂપાદિ ગુણ છે, અને ચેતનના જ્ઞાનાદિ ગુણ જડમાં નથી તેમ ચેતનમાં ઇચ્છાદિ ગુણ છે અને રૂપાદિ જડના ગુણ નથી. માટે :- **यद् गुणैस्सह वर्तमानं तत्सगुणम् । गुणेभ्यो यन्निर्गतं पृथग्भूतं तन्निर्गुणम् ॥** જે ગુણોથી સહિત છે તે સગુણ, અને જે ગુણોથી રહિત છે તે નિર્ગુણ કહેવાય છે. પોતપોતાના સ્વાભાવિક ગુણોથી સહિત, અને બીજા વિરોધીના ગુણોથી રહિત હોવાથી સર્વ પદાર્થ, સગુણ અને નિર્ગુણ છે. કોઈ પણ એવો પદાર્થ નથી કે જેમાં કેવલ નિર્ગુણતા અથવા સગુણતા હોય, કિન્તુ એકમાં જ સગુણતા અને નિર્ગુણતા સદા રહે છે. તેમ પરમેશ્વર પોતાના અનન્ત જ્ઞાન, બલાદિ ગુણોથી સહિત હોવાથી સગુણ છે અને જડના રૂપાદિ તથા જીવના દ્વેષાદિ ગુણોથી પૃથક્ હોવાથી નિર્ગુણ કહેવાય છે.

**પ્રશ્ન** - સંસારમાં નિરાકારને નિર્ગુણ અને સાકારને સગુણ કહે છે. અર્થાત્ જ્યારે પરમેશ્વર જન્મ લેતો નથી, ત્યારે 'નિર્ગુણ' અને જ્યારે અવતાર લે છે, ત્યારે 'સગુણ' કહેવાય છે.

**ઉત્તર** - આ કલ્પના માત્ર અજ્ઞાની અને અવિદ્વાનોની છે.

જેને વિદ્યા નથી હોતી તે પશુ સમાન જેમ તેમ બરાડ્યા કરે છે. જેમ સન્નિપાત જ્વરયુક્ત મનુષ્ય અંડ-બંડ બકે છે, તેમ અવિદ્વાનોના કહેવાને અથવા લખાણને વ્યર્થ સમજવાં જોઈએ.

**પ્રશ્ન** - પરમેશ્વર રાગી છે કે વિરક્ત ?

**ઉત્તર** - બેમાંથી કોઈ પણ નથી. કારણકે રાગ પોતાનાથી ભિન્ન ઉત્તમ પદાર્થમાં થાય છે. પરમેશ્વરથી કોઈ પદાર્થ પૃથક કે ઉત્તમ નથી, તેથી તેનામાં રાગનો સંભવ નથી. અને જે પ્રાપ્તને છોડી દે તો વિરક્ત કહેવાય છે. ઈશ્વર વ્યાપક હોવાથી કોઈ પદાર્થને છોડી શકતો નથી, તેથી તે વિરકત પણ નથી.

**પ્રશ્ન** - ઈશ્વરમાં ઇચ્છા છે કે નહીં ?

**ઉત્તર** - એવી ઇચ્છા નથી. કેમકે ઇચ્છા પણ અપ્રાપ્ત, ઉત્તમ અને જેની પ્રાપ્તિથી સુખ વિશેષ થાય(તેની થાય છે.), તો ઈશ્વરમાં ઇચ્છા(કેમ) થઈ શકે. ન એનાથી કોઈ અપ્રાપ્ત પદાર્થ, ન કોઈ એનાથી ઉત્તમ અને પૂર્ણ સુખયુક્ત હોવાથી સુખની અભિલાષા પણ નથી, એટલા માટે ઈશ્વરમાં ઇચ્છાનો તો સંભવ નથી. કિન્તુ ઈક્ષણ અર્થાત્ સર્વ પ્રકારની વિદ્યાનું દર્શન અને સકલ સૃષ્ટિનું કરવું કહેવાય છે, તે ઈક્ષણ છે.

ઇત્યાદિ સંક્ષિપ્ત વિષયોથી જ સજ્જન લોકો બહુ વિસ્તીર્ણ કરી લેશે.

હવે સંક્ષેપથી ઈશ્વરનો વિષય લખ્યા પછી વેદનો વિષય લખવામાં આવે છે :-

**यस्मादृचो अपातक्षन् यजुर्यस्मादपाकषन् ।**
**सामानि यस्य लोमान्यथर्वाङ्गिरसो मुखं स्कभं तं ब्रूहि कतमः स्विदेव सः ॥**

-अथर्व० ॥ कां० १०. प्रपा० २३. अनु० ४. मं० २० ॥

જે પરમાત્માથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ પ્રકાશિત થયા છે તે કયો દેવ છે ? એનો ઉત્તર એ છે કે જે સર્વને ઉત્પન્ન કરીને ધારણ કરી રહ્યો છે, તે પરમાત્મા છે.

**स्वयम्भूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥** -यजुः० अ० ४०. मं० ८ ॥

જે સ્વયમ્ભુ, સર્વવ્યાપક, શુદ્ધ, સનાતન, નિરાકાર પરમેશ્વર છે, તે સનાતન જીવરૂપ પ્રજાના કલ્યાણને માટે યથાવત્ રીતિપૂર્વક વેદ દ્વારા સર્વ વિદ્યાઓનો ઉપદેશ કરે છે.

**પ્રશ્ન** - પરમેશ્વરને આપ નિરાકાર માનો છે કે સાકાર ?

**ઉત્તર** - નિરાકાર માનીએ છીએ.

**પ્રશ્ન** - જ્યારે નિરાકાર છે તો વેદવિદ્યાનો ઉપદેશ મુખથી વર્ણોચ્ચારણ કર્યા વગર કેમ થઈ શક્યો હશે ? કેમકે વર્ણોના ઉચ્ચારણમાં તાલ્વાદિ સ્થાન અને જિહ્વાનો પ્રયત્ન અવશ્ય હોવો જોઈએ.

**ઉત્તર** - પરમેશ્વર સર્વશક્તિમાન અને સર્વવ્યાપક હોવાથી, જીવોને પોતાની વ્યાપ્તિથી વેદવિદ્યાનો ઉપદેશ કરવામાં તેને કાંઈ પણ મુખાદિની અપેક્ષા નથી. કારણ કે મુખ જિહ્વાથી વર્ણોચ્ચારણ તો પોતાનાથી ભિન્નને બોધવા માટે કરવો પડે છે, કાંઈ પોતાને માટે નહીં. કેમકે મુખ જિહ્વાનો વ્યાપાર કર્યા વિના પણ મનમાં અનેક વ્યવહારોના વિચાર અને શબ્દોચ્ચારણ થતા રહે છે. કાનોને આંગળીઓથી બંધ કરી જુઓ, અને સાંભળો કે મુખ, જિહ્વા, તાલ્વાદિ સ્થાનો વિના કેવા કેવા શબ્દો થઈ રહ્યા છે ! તેમ જીવોને અન્તર્યામી રૂપે ઉપદેશ કર્યો છે. પણ કેવલ બીજાને સમજાવવા માટે ઉચ્ચારણની આવશ્યકતા છે. જ્યારે પરમેશ્વર નિરાકાર અને સર્વવ્યાપક છે, તો પોતાની અખિલ વેદવિદ્યાનો ઉપદેશ જીવસ્થ સ્વરૂપે જીવાત્મામાં પ્રકાશિત કરી દે છે. પશ્ચાત્ મનુષ્ય પોતાનાં મુખથી ઉચ્ચારણ કરી બીજાને તે સંભળાવે છે. એથી ઈશ્વરમાં એ દોષ આવી શકતો નથી.

**પ્રશ્ન** - કોના આત્મામાં અને ક્યારે વેદોનો પ્રકાશ કર્યો ?

**ઉત્તર** - **अग्नेर्वा ऋग्वेदो जायते वायोर्यजुर्वेदः सूर्य्यात्सामवेदः ॥** शत० ( ११.५.३.८ ) ॥

પ્રથમ સૃષ્ટિની આદિમાં પરમાત્માએ અગ્નિ, વાયુ, આદિત્ય તથા અંગિરા, એ ઋષિઓના આત્મામાં એક એક વેદનો પ્રકાશ કર્યો.

**પ્રશ્ન** - **यो वै ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ॥**

એ ઉપનિષદ ( **श्वेताश्व०** ६. १८ )નું વચન છે. એ વચનથી બ્રહ્માજીના હૃદયમાં વેદોનો ઉપદેશ કર્યો છે, તો પછી અગ્નિ વગેરે ઋષિઓના આત્મામાં કેમ કહ્યો ?

ઉત્તર - બ્રહ્માના આત્મામાં અગ્નિ વગેરે દ્વારા સ્થાપિત કરાવ્યા, જુઓ ! મનુમાં શું લખ્યું છે :-

**अग्निवायुरविभ्यस्तु त्रयं ब्रह्म सनातनम् ।**
**दुदोह यज्ञसिद्ध्यर्थमृग्यजुःसामलक्षणम् ॥** -मनु० ( १.२३ )

જે પરમાત્માએ આદિ સૃષ્ટિમાં મનુષ્યોને ઉત્પન્ન કરીને અગ્નિ આદિ ચારેય મહર્ષિઓ દ્વારા ચારેય

વેદો બ્રહ્માને પ્રાપ્ત કરાવ્યા અને તે બ્રહ્માને અગ્નિ, વાયુ, આદિત્ય અને અંગિરાથી ઋગ્, યજુ:, સામ અને અથર્વવેદનું ગ્રહણ કર્યું.

**પ્રશ્ન** - એ ચારમાં જ વેદોનો પ્રકાશ કર્યો અને બીજાઓમાં નહીં, એથી ઈશ્વર પક્ષપાતી ઠરે છે.

**ઉત્તર** - તેઓ ચાર જ સર્વ જીવોથી અધિક પવિત્રાત્મા હતા; બીજા એમની સદૃશ હતા નહીં. તેથી એ પવિત્ર વિદ્યાનો પ્રકાશ એમનામાં કર્યો.

**પ્રશ્ન** - કોઈ દેશ ભાષામાં વેદોનો પ્રકાશ ન કરતાં સંસ્કૃતમાં કેમ કર્યો ?

**ઉત્તર** - જો કોઈ દેશ ભાષામાં પ્રકાશ કરત તો ઈશ્વર પક્ષપાતી થઈ જાત, કેમકે જે દેશની ભાષામાં પ્રકાશ કરત, તેને તો સુગમતા પણ વિદેશીઓને તો વેદો ભણવા-ભણાવવામાં કઠિનતા થઈ પડત. એટલા માટે સંસ્કૃતમાં જ તેમનો પ્રકાશ કર્યો, જે કોઈ પણ દેશની ભાષા નથી અને વેદભાષા એ અન્ય સર્વ ભાષાઓનું કારણ છે, તેમાં જ વેદોનો પ્રકાશ કર્યો. જેમ ઈશ્વરની પૃથ્વી વગેરે સૃષ્ટિઓ સર્વ દેશ અને દેશવાળાને માટે એકસરખી અને સર્વ શિલ્પવિદ્યાનું કારણ છે, તેમ પરમેશ્વરની વિદ્યાની ભાષા પણ એકસરખી હોવી જોઈએ કે સર્વ દેશવાળાઓને ભણવા-ભણાવવામાં તુલ્ય પરિશ્રમ પડવાથી ઈશ્વર પક્ષપાતી ઠરે નહીં. અને સર્વ ભાષાઓનું કારણ પણ છે.

**પ્રશ્ન** - વેદ ઈશ્વરકૃત છે, અન્યકૃત નથી, એમાં શું પ્રમાણ?

**ઉત્તર** - જેવો ઈશ્વર પવિત્ર, સર્વવિદ્યાવિત્, શુદ્ધ ગુણ-કર્મ-સ્વભાવ, ન્યાયકારી, દયાળુ આદિ ગુણવાળો છે તેવું જે પુસ્તકમાં ઈશ્વરના ગુણ, કર્મ, સ્વભાવને અનુકૂળ કથન હોય, તે ઈશ્વરકૃત જાણવું અન્ય નહીં, અને જેમાં સૃષ્ટિક્રમ, પ્રત્યક્ષાદિ પ્રમાણ, આપ્તોના અને પવિત્રાત્માના વ્યવહારથી વિરુદ્ધ કથન ન હોય, તે ઈશ્વરોક્ત છે. જેવું ઈશ્વરનું નિર્ભ્રમ જ્ઞાન, તેવું જે પુસ્તકમાં ભ્રાન્તિરહિત જ્ઞાનનું પ્રતિપાદન હોય, તે ઈશ્વરોક્ત છે. જેવો પરમેશ્વર છે અને જેવો સૃષ્ટિક્રમ રાખ્યો છે તેવું જ ઈશ્વર, સૃષ્ટિ, કાર્ય, કારણ અને જીવનું પ્રતિપાદન જેમાં હોય તે પરમેશ્વરોક્ત પુસ્તક ઠરે છે. અને જે પ્રત્યક્ષાદિ પ્રમાણ વિષયોથી અવિરુદ્ધ અને શુદ્ધાત્માના સ્વભાવથી વિરુદ્ધ ન હોય એવા પ્રકારના વેદ છે, અન્ય બાઈબલ, કુરાન વગેરે પુસ્તકો નથી. એની સ્પષ્ટ વ્યાખ્યા બાઈબલ અને કુરાનના પ્રકરણમાં તેરમા અને ચૌદમા સમુલ્લાસમાં કરવામાં આવશે.

**પ્રશ્ન** - વેદ ઈશ્વરથી થવાની કાંઈ પણ આવશ્યકતા નથી, કેમકે મનુષ્ય લોકો ક્રમશ: જ્ઞાન વધારતા જઈને પછી પુસ્તક પણ બનાવી લેશે.

**ઉત્તર** - કદી પણ બનાવી શકતા નથી. કેમકે કારણ વિના કાર્યોત્પત્તિનું થવું અસમ્ભવ છે. જેમ જંગલી માણસો સૃષ્ટિને જોઈને પણ વિદ્વાન્ થતા નથી, પણ જ્યારે તેમને કોઈ શિક્ષક મળી આવે, ત્યારે વિદ્વાન્ થઈ જાય છે અને અત્યારે પણ કોઈ પાસે ભણ્યા વગર, કોઈ પણ વિદ્વાન્ થતો નથી. એ પ્રકારે જો પરમાત્મા તે આદિ સૃષ્ટિમાં ઋષિઓને વેદવિદ્યા ન ભણાવત અને તેઓ બીજાને ન ભણાવત, તો સર્વ લોકો અવિદ્વાન્ જ રહી જાત. જેમ કોઈ બાળકને જન્મથી એકાન્ત દેશમાં અવિદ્વાનો કે પશુઓના સંગમાં રાખે, તો તે જેવો સંગ તેવો જ બની જશે. એના દૃષ્ટાન્તમાં જંગલી ભીલ આદિ પ્રત્યક્ષ છે. જ્યાં સુધી આર્યાવર્ત દેશમાંથી શિક્ષા નહોતી ગઈ, ત્યાં સુધી મિશ્ર, યૂનાન અને યુરોપદેશ વગેરેમાં રહેતા મનુષ્યોમાં કંઈ પણ વિદ્યા થઈ ન હતી. અને ઈંગ્લેંડના કોલંબસ આદિ પુરુષ અમેરિકામાં જ્યાં સુધી નહોતા ગયા, ત્યાં સુધી ત્યાનાં લોકો પણ સહસ્રો, લાખો, કરોડો વર્ષોથી મૂર્ખ અર્થાત્ વિદ્યાહીન હતા. પુન:સુશિક્ષા પામવાથી હાલ વિદ્વાન્ થઈ ગયા છે; તેમ પરમાત્મા થકી સૃષ્ટિના આદિમાં વિદ્યા-શિક્ષાની પ્રાપ્તિ થવાથી ઉત્તરોત્તર કાલમાં લોકો વિદ્વાન્ થતા

આવ્યા.

**स पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् ॥ -योगसू० ( समाधि० ६ )**

જેમ વર્તમાન સમયમાં આપણે અધ્યાપકો પાસેથી જાણીને જ વિદ્વાન્ થઈએ છીએ, તેમ પરમેશ્વર સૃષ્ટિના આરમ્ભમાં ઉત્પન્ન થયેલા અગ્નિ વગેરે ઋષિઓના ગુરુ અર્થાત્ ભણાવનાર છે, કેમકે જેમ જીવ સુષુપ્તિ અને પ્રલયમાં જ્ઞાનરહિત થઈ જાય છે, તેમ પરમાત્મા થતો નથી. એનું જ્ઞાન તો નિત્ય છે, એ ઉપરથી એ નિશ્ચિત જાણવું જોઈએ કે નિમિત્ત વિના નૈમિત્તિક અર્થ કદી સિદ્ધ થતો નથી.

**પ્રશ્ન** - વેદ સંસ્કૃત ભાષામાં પ્રકાશિત થયા, અને તે અગ્નિ વગેરે ઋષિ લોકો તો તે સંસ્કૃત ભાષા પ્રથમ જાણતા ન હતા, તો વેદોના અર્થ તેમણે કેવી રીતે જાણ્યા ?

**ઉત્તર** - પરમેશ્વરે જણાવ્યા, અને ધર્માત્મા યોગી મહર્ષિ લોકો જ્યારે જ્યારે જે-જે અર્થ જાણવાની ઈચ્છા કરીને ધ્યાનાવસ્થિત થઈ પરમેશ્વરના સ્વરૂપમાં સમાધિસ્થ થયા, ત્યારે-ત્યારે પરમાત્માએ અભીષ્ટ મન્ત્રોના અર્થ તેમને જણાવ્યા. જ્યારે ઘણાઓના આત્મામાં વેદાર્થપ્રકાશ થયો, ત્યારે ઋષિ-મુનિઓએ તે અર્થ અને ઋષિ-મુનિઓના ઈતિહાસપૂર્વક ગ્રન્થ બનાવ્યા, તેનું નામ બ્રાહ્મણ છે. અર્થાત્ બ્રહ્મ જે વેદ, તેના તે વ્યાખ્યાન ગ્રન્થ હોવાથી તેનું નામ "બ્રાહ્મણ" પડ્યું. અને :-

**ऋषयो मन्त्रदृष्टयः, मन्त्रान्सम्प्रादुः ॥ निरु० ॥**

જે-જે મન્ત્રાર્થનું દર્શન જે-જે ઋષિને થયું, અને જેણે પહેલાં તે મન્ત્રનો અર્થ કોઈએ પ્રકાશિત નહીં કરેલો, તે તેમણે પ્રથમ જ કર્યા અને બીજાઓને તે ભણાવ્યા પણ ખરા; તે ઉપરથી અદ્યાવધિ તે તે મન્ત્રોની સાથે ઋષિઓનાં નામ સ્મરણાર્થે લખાતાં આવ્યાં છે. જો કોઈ ઋષિઓને મન્ત્ર કર્તા બતાવે, તેને મિથ્યાવાદી સમજવો; એઓ તો માત્ર મન્ત્રોના અર્થના પ્રકાશક છે.

**પ્રશ્ન** - વેદો ક્યા ગ્રન્થોના નામ છે ?

**ઉત્તર** - ઋક્, યજુઃ, સામ અને અર્થવ એ મન્ત્રસંહિતાઓના જ, અન્ય ગ્રન્થોના નહીં.

**પ્રશ્ન** - **मन्त्रब्राह्मणयोर्वेदनामधेयम्** ॥ ઈત્યાદિ કાત્યાયનાદિકૃત પ્રતિજ્ઞાસૂત્રાદિનો અર્થ શું કરશો ?

**ઉત્તર** - જુઓ, સંહિતા પુસ્તકના આરમ્ભ અથવા અધ્યાયની સમાપ્તિમાં વેદ એ શબ્દ સનાતનથી લખાતો આવે છે, અને બ્રાહ્મણ ગ્રન્થના આરમ્ભ કે અધ્યાયની સમાપ્તિમાં વેદ એવું નામ ક્યાંય લખ્યું નથી. અને નિરુક્તમાં :-

**इत्यपि निगमो भवति इति ब्राह्मणम् । -निरु० ( ५.३.४ )**

**छन्दोब्राह्मणानि च तद्विषयाणि ॥ अष्टाध्यायी ( ४.२.६६ )**

આ પાણીનીય સૂત્ર છે. એથી પણ સ્પષ્ટ વિદિત થાય છે કે વેદ મન્ત્રભાગ અને બ્રાહ્મણ વ્યાખ્યાભાગ છે. એમાં પણ વધારે જોવું હોય તો મારી બનાવેલી **ऋग्वेदादिभाष्यभूमिका**માં જોઈ લેવું. ત્યાં અનેકશઃ પ્રમાણોથી વિરુદ્ધ હોવાથી આ કાત્યાયનનું વચન હોઈ શકે નહીં, એવું સિદ્ધ કરવામાં આવ્યું છે. કારણ કે જો તે માનવામાં આવે તો 'વેદ સનાતન' કદી થઈ શકે નહીં. કેમકે બ્રાહ્મણ પુસ્તકોમાં તો ઘણા ઋષિ-મહર્ષિ અને રાજાદિનો ઈતિહાસ લખેલો છે. અને ઈતિહાસ જેનો હોય, તે તો તેના જન્મ પછી લખવામાં આવે છે. તેથી તે ગ્રન્થ પણ તેના જન્મ પછી બનેલો હોવો જોઈએ. વેદમાં કોઈનો ઈતિહાસ નથી, કિન્તુ વિશેષ જે-જે શબ્દથી વિદ્યાનો બોધ થાય, તે-તે શબ્દનો પ્રયોગ કર્યો છે. કોઈ મનુષ્યની સંજ્ઞા કે તેની વિશેષ કથાનો પ્રસંગ વેદોમાં નથી.

**પ્રશ્ન** - વેદોની શાખા કેટલી છે ? **ઉત્તર** - એકહજાર એકસો સત્તાવીશ.

**પ્રશ્ન** - શાખા એ શું કહેવાય છે ? **ઉત્તર** - વ્યાખ્યાનને શાખા કહે છે.

**પ્રશ્ન** - સંસારમાં વિદ્વાન્ વેદના અવયવભૂત વિભાગોને શાખા માને છે ?

**ઉત્તર** - થોડોક કાંઈ વિચાર કરો તો ઠીક; કેમકે જેટલી શાખા છે; તે **આશ્વલાયનાદિ** ઋષિઓના નામથી પ્રસિદ્ધ છે. અને મન્ત્રસંહિતા તો પરમેશ્વરના નામથી પ્રસિદ્ધ છે. જેમ ચારે વેદોને પરમેશ્વરકૃત માને છે, તેમ આશ્વલાયન આદિ શાખાઓને તે તે ઋષિકૃત માને છે. અને વળી સર્વ શાખાઓમાં મન્ત્રોના પ્રતીક રાખીને વ્યાખ્યા કરે છે. તેમ **તૈત્તિરીય શાખામાં "इषे त्वोर्जेत्वेति"** ઇત્યાદિ પ્રતીકો લખીને વ્યાખ્યાન કર્યું છે; પણ વેદ સંહિતાઓમાં કોઈના પ્રતીક લખ્યાં નથી. એથી ઈશ્વરકૃત ચારે વેદો મૂલ વૃક્ષ છે અને આશ્વલાયનાદિ સર્વ શાખાઓ ઋષિમુનિકૃત છે, પરમેશ્વરકૃત નથી.

જે કોઈ આ વિષયની વિશેષ વ્યાખ્યા જોવા ચાહે, તેણે "ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા"માં જોઈ લેવું. જેમ માતા પિતા-પોતાના સન્તાનો પર કૃપાદૃષ્ટિ કરી ઉન્નતિ ચાહે છે, તેમ પરમાત્માએ સર્વ મનુષ્યો પર કૃપા કરી, વેદોને પ્રકાશિત કર્યા છે. કે જેથી મનુષ્ય અવિદ્યાન્ધકાર ભ્રમજાલથી છૂટીને વિદ્યા, વિજ્ઞાનરૂપ સૂર્યને પ્રાપ્ત થઈ અત્યાનન્દમાં રહે, અને વિદ્યા તથા સુખોની વૃદ્ધિ કરતા જાય.

**પ્રશ્ન** - વેદ નિત્ય છે કે અનિત્ય ?

**ઉત્તર** - નિત્ય છે. કારણકે પરમેશ્વર નિત્ય હોવાથી, તેના જ્ઞાનાદિ ગુણ પણ નિત્ય છે. જે નિત્ય પદાર્થ છે, તેના ગુણ-કર્મ-સ્વભાવ પણ નિત્ય હોય છે અને અનિત્ય દ્રવ્યના અનિત્ય હોય છે.

**પ્રશ્ન** - શું આ પુસ્તક પણ નિત્ય છે ?

**ઉત્તર** - નહીં. કેમકે પુસ્તક તો કાગળ અને શાહીના બન્યા છે, એ નિત્ય કેમ થઈ શકે ? કિન્તુ તેમાં જે શબ્દ, અર્થ અને સમ્બન્ધ છે, તે નિત્ય છે.

**પ્રશ્ન** - ઈશ્વરે તે ઋષિઓને જ્ઞાન આપ્યું હશે, અને તે જ્ઞાનથી તે લોકોએ વેદ બનાવી લીધા હશે ?

**ઉત્તર** - જ્ઞાન એ જ્ઞેય વિના થતું નથી. ગાયત્ર્યાદિ છંદ, ષડ્જાદિ અને ઉદાત્ત-અનુદાત્તાદિ સ્વરના જ્ઞાનપૂર્વક ગાયત્ર્યાદિ છન્દોને નિર્માણ કરવામાં સર્વજ્ઞ વિના કોઈનું સામર્થ્ય નથી કે આ પ્રકારનું સર્વજ્ઞાનયુક્ત શાસ્ત્ર બનાવી શકે. હા, વેદ ભણ્યા પછી તો વ્યાકરણ, નિરુક્ત અને છન્દાદિ ગ્રન્થ ઋષિમુનિઓએ વિદ્યાના પ્રકાશ માટે બનાવ્યા છે. જો પરમાત્મા વેદોનો પ્રકાશ ન કરે, તો કોઈ કશું પણ ન બનાવી શકે. એટલા માટે વેદ પરમેશ્વરોક્ત છે. એમના અનુસાર સર્વ લોકોએ વર્તવું જોઈએ અને કોઈ કોઈને પૂછે કે તમારો શો મત છે, તો એ જ ઉત્તર આપવો કે અમારો મત વેદ અર્થાત્ જે કાંઈ વેદોમાં કહ્યું છે, તે જ અમે માનીએ છીએ.

હવે આની આગળ સૃષ્ટિ વિષયમાં લખીશું. આમાં સંક્ષેપથી ઈશ્વર અને વેદ વિષયમાં વ્યાખ્યાન કર્યું છે. ॥૭॥

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे**
**सुभाषाविभूषिते ईश्वरवेदविषये सप्तमः**
**समुल्लासः सम्पूर्णः ॥ ७ ॥**

## ॥ अथ अष्टमसमुल्लासारम्भः ॥

॥ अथ सृष्ट्युत्पत्तिस्थितिप्रलयविषयान्व्याख्यास्यामः ॥

इयं विसृष्टिर्यत आ बभूव यदि वा दधे यदि वा न ।
यो अस्याध्यक्षः परमे व्योमन्त्सो अङ्ग वेद यदि वा न वेद ॥१॥
ऋग्० । मं०१०. सू०१२९. मं० ७ ॥

तम आसीत्तमसा गूळहमग्रेऽप्रकेतं सलिलं सर्वमा इदम् ।
तुच्छ्येनाभ्वपिहितं यदासीत्तपसस्तन्महिना जायतैकम् ॥२॥ - ऋग्० । मं०१०. सू०१२९. मं०३ ॥

हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ।
स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥३॥ - ऋग्. मं.१० सू.१२१. मं.१ ॥

पुरुषऽएवेद ँ सर्वं यद्भूतं यच्च भाव्यम् ।
उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥४॥ - यजु० अ०३१. मं०२ ॥

यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति ।
यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्म ॥५॥ - तैत्तिरीयोपनि० ॥

હે (अङ्ग) મનુષ્ય ! જેથી આ વિવિધ સૃષ્ટિ પ્રકાશિત થઈ છે, જે ધારણ અને પ્રલય કર્તા છે, જે આ જગતનો સ્વામી, જેના વ્યાપકત્વની અંદર આ સર્વ જગત્ ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયને પ્રાપ્ત થાય છે, તે જ પરમાત્મા છે, તેને તું જાણ અને એથી ભિન્નને સૃષ્ટિકર્તા ન માન. ॥૧॥

આ સર્વ જગત, સૃષ્ટિની પૂર્વે અન્ધકારથી આવૃત્ત, રાત્રિરૂપમાં જાણવાને અયોગ્ય, આકાશરૂપ સર્વજગત્ તથા તુચ્છ અર્થાત્ અનન્ત પરમેશ્વરની સન્મુખ એકદેશી આચ્છાદિત હતું, પશ્ચાત્ પરમેશ્વરે સ્વસામર્થ્યે કરીને કારણરૂપમાંથી તેને કાર્યરૂપ કર્યું. ॥૨॥

હે મનુષ્યો ! જે સર્વ સૂર્યાદિ તેજસ્વી પદાર્થોનો આધાર અને જે આ જગત્ થયું છે, અને થશે, તેનો એક અદ્વિતીય પતિ પરમાત્મા, આ જગતની ઉત્પત્તિની પૂર્વે વિદ્યમાન હતો, અને જેણે પૃથિવીથી લઈને સૂર્ય પર્યન્ત આ જગતને ઉત્પન્ન કર્યું છે, તે પરમાત્મા દેવની પ્રેમથી ભક્તિ કર્યા કરો. ॥૩॥

હે મનુષ્યો ! જે સર્વમાં પૂર્ણ પુરુષ અને જે નાશરહિત કારણ અને જીવોનો સ્વામી, જે પૃથિવ્યાદિ જડ અને જીવથી અતિરિક્ત છે, તે જ પુરુષ આ સકલ ભૂત, ભવિષ્યત્ અને વર્તમાનસ્થ જગતનો બનાવનાર છે. ॥૪॥

જે પરમાત્માની રચનાથી આ સર્વ પૃથિવ્યાદિ ભૂત ઉત્પન્ન થાય છે, જેથી અને જેમાં જીવે છે તથા પ્રલયને પામે છે, તે બ્રહ્મ છે, તેને જાણવાની ઈચ્છા કરો. ॥૫॥

जन्माद्यस्य यतः ॥ शारीरक० सू० अ० १. सू०२ ॥

જેનાથી આ જગતનો જન્મ, સ્થિતિ અને પ્રલય થાય છે, તે બ્રહ્મ જ જાણવા યોગ્ય છે.

પ્રશ્ન - આ જગત્ પરમેશ્વરથી ઉત્પન્ન થયું છે કે અન્યથી ?
ઉત્તર - નિમિત્ત કારણ પરમાત્માથી ઉત્પન્ન થયું છે, પરન્તુ તેનું ઉપાદાન કારણ પ્રકૃતિ છે.
પ્રશ્ન - શું પ્રકૃતિ પરમેશ્વરે ઉત્પન્ન નથી કરી ?
ઉત્તર - નહીં. એ તો અનાદિ છે.
પ્રશ્ન - અનાદિ કોને કહો છો અને કેટલા પદાર્થ અનાદિ છે ?
ઉત્તર - ઈશ્વર, જીવ અને જગતનું કારણ; એ ત્રણ અનાદિ છે.
પ્રશ્ન - એમાં શું પ્રમાણ ?
ઉત્તર - **द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परि षस्वजाते ।**
**तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभि चाकशीति ॥१॥**

ऋ० मं० १ सू० १६४. मं० २०

**शाश्वतीभ्यः समाभ्यः ॥२॥** -यजु० अ०४०. मं० ८ ॥

(**द्वा**) જે બ્રહ્મ અને જીવ બન્ને, (**सुपर्णा**) ચેતનતા અને પાલનાદિ ગુણોથી સરખા (**सयुजा**) વ્યાપ્ય-વ્યાપક ભાવથી સંયુક્ત, (**सखाया**) પરસ્પર મિત્રતાયુક્ત સનાતન અનાદિ છે. અને (**समानम्**) તેવી જ રીતે (**वृक्षम्**) અનાદિ મૂલરૂપ કારણ અને શાખારૂપ કાર્યયુક્ત વૃક્ષ અર્થાત્ જે સ્થૂલ થઈને પ્રલયમાં છિન્નભિન્ન થઈ જાય છે, તે ત્રીજો અનાદિ પદાર્થ છે. (**तयोरन्यः**) એ ત્રણેના ગુણ, કર્મ અને સ્વભાવ પણ અનાદિ છે. એ જીવ અને બ્રહ્મમાંથી એક જે જીવ છે, તે આ વૃક્ષરૂપ સંસારમાં પાપ-પુણ્યરૂપ ફળોને (**स्वाद्वत्ति**) સારી રીતે ભોગવે છે, અને બીજો પરમાત્મા તે કર્મોનાં ફળોને (**अनश्नन्**) ન ભોગતો ચારે તરફ અર્થાત્ અંદર બહાર સર્વત્ર પ્રકાશમાન થઈ રહ્યો છે. જીવથી ઈશ્વર, ઈશ્વરથી જીવ અને એ બન્નેથી પ્રકૃતિ ભિન્ન સ્વરૂપ છે. આ ત્રણેય અનાદિ છે. ॥૧॥

(**शाश्वती०**) અર્થાત્ અનાદિ સનાતન જીવરૂપ પ્રજાને માટે વેદ દ્વારા પરમાત્માએ સર્વ વિદ્યાઓનો બોધ કર્યો છે. ॥૨॥

**अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां स्वरूपाः ।**
**अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः ॥**

આ ઉપનિષદ (**श्वेता. ४.५**)નું વચન છેય પ્રકૃતિ, જીવ અને પરમાત્મા એ ત્રણેય અજ અર્થાત્ જેનો જન્મ કદી થતો નથી અને ન કદી એ જન્મ લે છે, અર્થાત્ એ ત્રણે સર્વ જગતનાં કારણ છે, પણ એમનું કારણ કોઈ નથી. આ અનાદિ પ્રકૃતિનો ભોગ અનાદિ જીવ કરતો કરતો ફસાય છે, અને તેમાં પરમાત્મા ફસાતો નથી અને એનો ભોગ કરતો નથી. ઈશ્વર અને જીવનું લક્ષણ ઈશ્વર વિષયમાં કહી આવ્યા છીએ. હવે પ્રકૃતિના લક્ષણ વિશે લખીએ છીએ :-

**सत्त्वरजस्तमसां साम्यावस्था प्रकृतिः प्रकृतेर्महान् महतोऽहङ्कारोऽहङ्कारात् पञ्चतन्मात्राण्युभयमिन्द्रियं पञ्चतन्मात्रेभ्यः स्थूलभूतानि पुरुष इति पञ्चविंशतिर्गणः ॥** - साङ्ख्य सू० (१.६१)

(**सत्त्व**) શુદ્ધ, (**रजः**) મધ્યમ, (**तमः**) જાડ્ય અર્થાત્ જડતા; એ ત્રણ વસ્તુ મળીને જે એક સંઘાત છે, તેનું નામ પ્રકૃતિ છે. એથી મહત્તત્ત્વ બુદ્ધિ, તેથી અહંકાર, તેથી પંચ તન્માત્રા સૂક્ષ્મભૂત અને દસ ઇન્દ્રિયો તથા અગિયારમું મન, પાંચ તન્માત્રાઓથી પૃથિવ્યાદિ પાંચ સ્થૂલ ભૂત, એ ચોવીસ અને પચ્ચીસમો પુરુષ અર્થાત્ જીવ અને પરમેશ્વર છે. એમાંથી પ્રકૃતિ અવિકારિણી અને મહત્તત્ત્વ, અહંકાર તથા પાંચ સૂક્ષ્મ

ભૂત એ પ્રકૃતિનું કાર્ય છે અને ઇન્દ્રિયો, મન તથા સ્થૂલભૂતોનું કારણ છે. પુરુષ કોઈની પ્રકૃતિ ઉપાદાન કારણ નથી, અને કોઈનું કાર્ય પણ નથી.

**પ્રશ્ન - सदेव सोम्येदमग्र आसीत् ॥१॥ असद्वा इदमग्र आसीत् ॥२॥**

**आत्मा वा इदमग्र आसीत् ॥३॥ ब्रह्म वा इदमग्र आसीत् ॥४॥**

આ ઉપનિષદોનાં વચન છે. હે શ્વેતકેતો ! આ જગત્ સૃષ્ટિની પૂર્વે સત્ ॥૧॥ અસત્ ।૨। આત્મા ।૩। અને બ્રહ્મરૂપ હતું ॥૪॥ પશ્ચાત્

**तदैक्षत बहुः स्यां प्रजायेयेति ॥१॥ सोऽकामयत बहुः स्यां प्रजायेयेति ॥२॥**

આ તૈત્તિરીયોપનિષદનાં વચન છે. તે પરમાત્મા સ્વેચ્છાએ બહુરૂપ થઈ ગયો છે. ॥૧,૨।

**सर्वं खल्विदं ब्रह्म नेह नानास्ति किञ्चन ॥**

આ પણ ઉપનિષદનું વચન છે. જે આ જગત્ છે તે સર્વ નિશ્ચય કરીને બ્રહ્મ છે. એમાં બીજા અનેક પ્રકારનાં પદાર્થ કાંઈ પણ નથી, કિન્તુ સર્વ બ્રહ્મરૂપ છે.

ઉત્તર : શા માટે એ વચનોના અનર્થ કરો છો ? કેમકે એ જ ઉપનિષદોમાં -

**सोम्यान्नेन शुङ्गेनापो मूलमन्विच्छ, अद्भिस्सोम्य शुङ्गेन तेजोमूलमन्विच्छ तेजसा सोम्य शुङ्गेन सन्मूलमन्विच्छ सन्मूलाः सोम्येमाः (सर्वाः) प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः ॥ -छान्दोग्य०॥ (६,८,४)**

હે શ્વેતકેતો ! અન્નરૂપ પૃથિવી કાર્યથી જલરૂપ મૂલકારણને તું જાણ. કાર્યરૂપ જલથી તેજોરૂપ મૂળ, અને તેજોરૂપ કાર્યથી સદ્રૂપ કારણ જે નિત્ય પ્રકૃતિ છે, તેને તું જાણ. એ સત્યસ્વરૂપ પ્રકૃતિ જ સર્વ જગતનું મૂળ ઘર અને સ્થિતિનું સ્થાન છે. આ સર્વ જગત્ સૃષ્ટિની પૂર્વે અસત્ જેવું અને જીવાત્મા, બ્રહ્મ અને પ્રકૃતિમાં લીન થઈને વર્તમાન હતાં, તેનો અભાવ ન હતો. અને જે (**सर्वं खलु०**) એ જે વચન છે, તે એવું છે કે જેમ "કહીંકી ઈંટ અને કહીં કા રોડાં, ભાનુમતીએ કુડવા જોડા" એવી લીલાનું છે. કેમકે -

**सर्वं खल्विदम् ब्रह्म तज्जलानिति शान्त उपासीत ॥ -छान्दोग्य० (३.१४.१) અને नेह नानास्ति किञ्चन ॥**

આ કઠવલ્લી (૨, ૪, ૧૧) નું વચન છે.

જેમ શરીરનાં અંગો જ્યાં સુધી શરીરની સાથે રહે છે, ત્યાં સુધી કામના અને અલગ થવાથી નકામા થઈ જાય છે, તેમ પ્રકરણસ્થ વાક્ય સાર્થક, અને પ્રકરણથી અલગ કરે કે કોઈ અન્ય સાથે તેને જોડવાથી અનર્થક થઈ જાય છે. સાંભળો ! એનો અર્થ તો એ છે કે,

"હે જીવ ! તું બ્રહ્મની ઉપાસના કર. જે બ્રહ્મથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને જીવન થાય છે. જેના બનાવવાથી અને ધારણ કરવાથી આ સર્વ જગત્ વિદ્યમાન બન્યું છે, અથવા બ્રહ્મની સાથે સહચરિત છે. તેને છોડીને બીજા કોઈની ઉપાસના કરવી નહીં. એ ચેતન માત્ર અખણ્ડ એકરસ બ્રહ્મરૂપમાં નાનાપ્રકારની વસ્તુઓનો મેળ નથી, કિન્તુ એ સર્વ પૃથક્ પૃથક્ રૂપમાં પરમેશ્વરના આધારમાં સ્થિત છે.

**પ્રશ્ન** - જગતના કારણ કેટલાં છે ?

**ઉત્તર** - ત્રણ. એક નિમિત્ત, બીજું ઉપાદાન, ત્રીજું સાધારણ. **નિમિત્ત કારણ** તેને કહે છે કે જેના બનાવવાથી કોઈ વસ્તુ બને, ન બનાવવાથી ન બને, તે સ્વયં બને નહીં અને બીજાને રૂપાન્તર કરી દે. **બીજું ઉપાદાન કારણ** તેને કહે છે કે જેના વિના કંઈ ન બને. તે પોતે જ અવસ્થાન્તરરૂપ થઈ બને અને બગડે પણ. **ત્રીજું સાધારણ કારણ** તેને કહે છે કે જે બનાવવામાં સાધન અને સાધારણ નિમિત્ત હોય.

**નિમિત્ત કારણ બે પ્રકારનાં છે.** એક - સર્વ સૃષ્ટિને ઉપાદાન કારણથી બનાવવા, ધારણ કરવા અને

તેનો પ્રલય કરવા, તથા તે સર્વની વ્યવસ્થા રાખવાવાળો મુખ્ય નિમિત્ત કારણ **પરમાત્મા** છે. બીજું પરમેશ્વરની સૃષ્ટિમાંથી પદાર્થો લઈને અનેકવિધ કાર્યાન્તર બનાવનાર સાધારણ નિમિત્ત કારણ **જીવ** છે.

**ઉપાદાન કારણ** - પ્રકૃતિ છે. જેને પરમાણુ કે સર્વ સંસાર બનાવવાની સામગ્રી કહે છે. તે જડ હોવાથી આપોઆપ બનતી નથી અને બગડતી નથી. કિન્તુ બીજાના બનાવવાથી બને છે અને બગાડવાથી બગડે છે. કહીં કહીં જડના નિમિત્તથી જડ પણ બની જાય છે અને બગડી પણ જાય છે. જેમ પરમેશ્વર રચિત બીજ પૃથિવીમાં પડવાથી અને જલ સિંચનથી વૃક્ષાકાર થઈ જાય છે અને અગ્નિ આદિ જડના સંયોગથી બગડી પણ જાય છે. પરન્તુ એમનું નિયમપૂર્વક બનવું અને બગડવું એ પરમેશ્વર અને જીવને આધીન છે.

જ્યારે કોઈ વસ્તુ બનાવવામાં આવે છે, ત્યારે જે-જે સાધનોથી અર્થાત્ જ્ઞાન, દર્શન, બળ, હાથ અને નાના પ્રકારના સાધન, દિશા, કાલ અને આકાશ સાધારણ કારણ છે. જેમ ઘડાને બનાવનાર કુંભાર નિમિત્ત કારણ; માટી ઉપાદાન કારણ અને દણ્ડ, ચક્ર વગેરે સામાન્ય નિમિત્ત કારણ; દિશા, કાળ, આકાશ, પ્રકાશ, આંખ, હાથ, જ્ઞાન, ક્રિયા વગેરે નિમિત્ત સાધારણ અને નિમિત્ત કારણ પણ બને છે. આ ત્રણ કારણો વિના કોઈ પણ વસ્તુ બની શકતી નથી અને બગડી શકતી નથી.

**પ્રશ્ન** - નવીન વેદાન્તી લોકો કેવલ પરમેશ્વરને જ જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ માને છે :-

**यथोर्णनाभिः सृजते गृह्णते च ।**

આ ઉપનિષદ (**मुण्डक्य० १. १. ७**)નું વચન છે. જેમ કરોળીઓ બહારથી કોઈ પદાર્થ ન લેતાં, પોતાનામાંથી જ તન્તુઓ કાઢીને તેનું જાળું બનાવી, પોતે તેમાં બેસે છે, તેમ બ્રહ્મ પોતાનામાંથી જગત્ બનાવી, પોતે જગદાકાર બની, પોતે જ ક્રીડા કરી રહ્યો છે. તે બ્રહ્મ ઇચ્છા અને કામના કરતો કરતો કે હું બહુરૂપ અર્થાત્ જગદાકાર થઈ જાઉં, એવા સંકલ્પ માત્રથી સર્વ જગદ્રૂપ બની ગયો. કેમકે :-

**आदावन्ते च यन्नास्ति वर्त्तमानेऽपि तत्तथा ॥**

આ માણ્ડૂક્યોપનિષદ્ પર (**गौडपादीयकारिका श्लो० ३१**) કારિકા છે. જે પ્રથમ ન હોય, અન્તમાં ન રહે, તે વર્તમાનમાં પણ નથી. કિન્તુ સૃષ્ટિની આદિમાં જગત્ ન હતું. બ્રહ્મ હતું. પ્રલયના અન્તમાં સંસાર નહીં રહે, ત્યારે વર્તમાનમાં સર્વ જગત્ બ્રહ્મ કેમ નહીં ?

**ઉત્તર** - જો તમારા કહેવા મુજબ જગતનું ઉપાદાન કારણ બ્રહ્મ હોય, તો તે પરિણામી, અવસ્થાન્તરયુક્ત અને વિકારી થઈ જાય. અને ઉપાદાન કારણના ગુણ, કર્મ, સ્વભાવ કાર્યમાં પણ આવે છે :-

**कारणगुणपूर्वकः कार्यगुणो दृष्टः ॥ वैशेषिकसू. (अ० २ आ० १ सू०२४)**

ઉપાદાન કારણ જેવા કાર્યમાં ગુણ હોય છે. તો બ્રહ્મ સચ્ચિદાનન્દસ્વરૂપ, જગત્ કાર્યરૂપથી અસત્, જડ અને આનન્દ રહિત છે; બ્રહ્મ અજ છે અને જગત્ ઉત્પન્ન થયું છે; બ્રહ્મ અદૃશ્ય છે અને જગત્ દૃશ્ય છે. બ્રહ્મ અખંડ છે અને જગત ખંડરૂપ છે. જો બ્રહ્મમાંથી પૃથિવી વગેરે કાર્ય ઉત્પન્ન થાય, તો પૃથિવી વગેરેમાં કાર્યના જડ વગેરે ગુણ બ્રહ્મમાં પણ હોય. અર્થાત્ જેમ પૃથિવી વગેરે જડ છે તેમ બ્રહ્મ પણ જડ થઈ જાય, અને જેમ પરમેશ્વર ચેતન છે તેમ પૃથિવી વગેરે કાર્ય પણ ચેતન હોવાં જોઈએ.

અને જે કરોળીયાનું દૃષ્ટાન્ત આપ્યું છે, તે તમારા મતનું સાધક નથી,. કિન્તુ બાધક છે, કેમકે તે જડરૂપ શરીર તન્તુનું ઉપાદાન કારણ અને જીવાત્મા નિમિત્ત કારણ છે. અને વળી એ પણ પરમાત્માની અદ્ભુત રચનાનો પ્રભાવ છે. કેમકે અન્ય જન્તુનાં શરીરમાંથી જીવ તન્તુ નથી કાઢી શકતા, તેમ વ્યાપક

બ્રહ્મ પોતાની અંદર વ્યાપ્ત પ્રકૃતિ અને પરમાણુ કારણથી સ્થૂલ જગત્ બનાવી, બહાર સ્થૂલરૂપ કરી, પોતે તેમાં જ વ્યાપક થઈને સાક્ષી ભૂત આનન્દમય થઈ રહ્યો છે.

અને જે પરમાત્માએ ઈક્ષણ અર્થાત્ દર્શન, વિચાર અને કામના કરી કે હું સર્વ જગત્ બનાવી પ્રસિદ્ધ થાઉં અર્થાત્ જ્યારે જગત્ ઉત્પન્ન થાય છે, ત્યારે જીવોના વિચાર, જ્ઞાન, ધ્યાન, ઉપદેશ અને શ્રવણમાં પરમેશ્વર પ્રસિદ્ધ અને બહુ જ સ્થૂલ પદાર્થોથી સહ વર્તમાન થાય છે. જ્યારે પ્રલય થાય છે, ત્યારે પરમેશ્વર અને મુક્ત જીવો સિવાય તેને કોઈ જાણતું નથી.

અને પેલી જે કારિકા છે, તે ભ્રમ મૂલક છે, કેમકે પ્રલયમાં જગત્ પ્રસિદ્ધ ન હતું અને સૃષ્ટિના અન્ત અર્થાત્ પ્રલયના આરમ્ભથી લઈને જ્યાં સુધી બીજી વાર સૃષ્ટિ બને નહીં, ત્યાં સુધી પણ જગતનું કારણ સૂક્ષ્મ હોઈને અપ્રસિદ્ધ રહે છે. કેમકે :-

**तम आसीत्तमसा गूढमग्रे ॥१॥** આ ઋગ્વેદ૦ (**मं०१०. सू०१२९. मं०३**) નું વચન છે.

**आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम् । अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः ॥२॥**

આ આખું જગત્ સૃષ્ટિની પૂર્વે પ્રલયમાં અંધકારથી આવૃત = આચ્છાદિત હતું અને પ્રલયારમ્ભના પશ્ચાત્ પણ એમ જ બને છે. તે સમયે કોઈના જાણવાજોગ ન હતું, તર્કમાં આવવા લાયક ન હોતું અને પ્રસિદ્ધ ચિહ્નોથી યુક્ત ઇન્દ્રિયો વડે જાણવા યોગ્ય ન હતું, અને થશે નહીં. કિન્તુ વર્તમાનમાં જાણવામાં આવે છે અને પ્રસિદ્ધ ચિહ્નોથી યુક્ત જાણવાને યોગ્ય અને યથાવત્ ઉપલબ્ધ છે. પુનઃ તે કારિકાકારે વર્તમાનમાં પણ જગતનો અભાવ લખ્યો છે, તે તદ્દન અપ્રમાણ છે, કેમકે જેને પ્રમાતા પ્રમાણો દ્વારા જાણે છે અને પ્રાપ્ત થાય છે, તે અન્યથા કદી પણ ન થઈ શકે.

**પ્રશ્ન** - જગતને બનાવવામાં પરમેશ્વરનું શું પ્રયોજન છે ?

**ઉત્તર** - નહીં બનાવવામાં શું પ્રયોજન છે ?

**પ્રશ્ન** - જો ન બનાવત તો તે આનન્દમાં પડી રહેત અને જીવોને પણ સુખદુઃખ પ્રાપ્ત ન થાત.

**ઉત્તર** - એ તો આળસુ અને દરિદ્ર લોકોની વાત છે, પુરુષાર્થીની નહીં. જીવોને પ્રલયમાં શું સુખ કે દુઃખ છે ? જો સૃષ્ટિના સુખદુઃખની તુલના કરવામાં આવે, તો સુખ કેટલાય ગણું અધિક થાય છે અને ઘણા ખરા પવિત્રાત્મા જીવ મુક્તિના સાધનો કરીને મોક્ષના આનન્દને પણ પ્રાપ્ત થાય છે. પ્રલયમાં નકામા જેમ સુષુપ્તિમાં પડી રહે તેમ રહે છે. અને પ્રલયની પૂર્વે સૃષ્ટિમાં જીવોએ કરેલાં પાપ-પુણ્ય કર્મોનું ફળ ઈશ્વર કેવી રીતે આપી શકે અને જીવો કેવી રીતે ભોગવી શકે ?

જો કોઈ તમને પૂછે કે આંખ હોવામાં શું પ્રયોજન છે ? તમે એમ જ કહેશો કે જોવું. તો જે ઈશ્વરમાં જગતની રચના કરવાનું વિજ્ઞાન, બળ અને ક્રિયા છે તેનું શું પ્રયોજન ? જગતની ઉત્પત્તિ સિવાય બીજું કાંઈ પણ કહી શકશો નહીં. અને પરમાત્માના ન્યાય, ધારણ અને દયા વગેરે ગુણો પણ ત્યારે જ સાર્થક થઈ શકે છે કે જ્યારે તે જગતને બનાવે છે. તેનું અનન્ત સામર્થ્ય જગતની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય અને વ્યવસ્થા કરવાથી જ સફળ છે. જેમ નેત્રનો સ્વાભાવિક ગુણ જોવું, તેમ પરમેશ્વરનો સ્વાભાવિક ગુણ જગતની ઉત્પત્તિ કરીને સર્વ જીવોને અસંખ્ય પદાર્થ આપીને પરોપકાર કરવાનો છે.

**પ્રશ્ન** - બીજ પ્રથમ છે કે વૃક્ષ ?

**ઉત્તર** - બીજ, કેમકે બીજ, હેતુ, નિદાન, નિમિત્ત અને કારણ ઇત્યાદિ શબ્દ એકાર્થવાચક છે. કારણનું નામ બીજ હોવાથી તે કાર્યની પૂર્વે જ હોય છે.

**પ્રશ્ન** - જ્યારે પરમેશ્વર સર્વશક્તિમાન છે, ત્યારે તે કારણને અને જીવને પણ ઉત્પન્ન કરી શકે છે, જો ન કરી શકતો, હોય તો સર્વશક્તિમાન ન ઠરી શકે ?

**ઉત્તર** - સર્વશક્તિમાન શબ્દનો અર્થ પૂર્વે લખી આવ્યા છીએ. પરન્તુ શું સર્વશક્તિમાન તે કહેવાય કે જે અસમ્ભવ વાતને પણ કરી શકે ? જો કોઈ અસમ્ભવ વાત અર્થાત્ જેમ કારણ વિના કાર્યને કરી શકે છે, તો વિના કારણ બીજા ઈશ્વરની ઉત્પત્તિ કરીને સ્વયં મૃત્યુને પ્રાપ્ત જડ, દુઃખી, અન્યાયકારી, અપવિત્ર અને કુકર્મી આદિ બની શકે કે નહીં ? જે સ્વાભાવિક નિયમ અર્થાત્ જેમ અગ્નિ ઉષ્ણ, જળ શીતલ અને પૃથિવી વગેરે સર્વ જડોને પણ ઈશ્વર વિપરીત ગુણવાળા નથી કરી શકતો. જેમ પોતે જડ નથી થઈ શકતો, તેમ જડને ચેતન પણ કરી શકતો નથી.

અને ઈશ્વરના નિયમ સત્ય અને પૂર્ણ છે, એટલા માટે પરિવર્તન નથી કરી શકતો. આથી સર્વશક્તિમાનનો અર્થ એટલો જ છે કે, પરમાત્મા કોઈની સહાય વિના પોતાનાં સર્વ કાર્યો પૂર્ણ કરી શકે છે.

**પ્રશ્ન** - ઈશ્વર સાકાર છે કે નિરાકાર ? જો નિરાકાર છે તો હાથ વગેરે સાધનો વિના જગતને બનાવી શકશે નહીં અને સાકાર હોય તો કોઈ દોષ આવતો નથી.

**ઉત્તર** - ઈશ્વર નિરાકાર છે. જે સાકાર અર્થાત્ શરીરયુક્ત છે, તે ઈશ્વર હોઈ શકે જ નહીં. કેમ કે તે પરિમિત શક્તિયુક્ત, દેશ કાલ વસ્તુઓમાં પરિચ્છિન્ન, ક્ષુધા, તૃષા, છેદન, ભેદન, શીતોષ્ણ, જ્વર, પીડાદિ સહિત હોય, તો તેમાં જીવ વિના ઈશ્વરના ગુણ કદી પણ ઘટી શકતા નથી. જેમ તમે અને અમે સાકાર અર્થાત્ શરીરધારી છીએ, તેથી ત્રસરેણુ, અણુ, પરમાણુ અને પ્રકૃતિને પોતાના વશમાં લાવી શકતા નથી. તેમ તે સ્થૂલ દેહધારી પરમેશ્વર પણ સૂક્ષ્મ પદાર્થોથી સ્થૂલ જગત્ બનાવી શકે નહીં.

જો પરમાત્મા ભૌતિક ઇન્દ્રિયગોલક-હસ્ત પાદાદિ અવયવોથી રહિત છે, પરન્તુ તેની અનન્ત શક્તિ, બલ, પરાક્રમ છે તેથી તે સર્વ કામ કરે છે. જે જીવ અને પ્રકૃતિથી કદી પણ બની શકે નહીં. જ્યારે તે પ્રકૃતિથી પણ સૂક્ષ્મ અને તેમાં વ્યાપક છે જ ત્યારે તેમને પકડીને જ ગદાકાર કરી દે છે.

**પ્રશ્ન** - જેમ મનુષ્ય વગેરેના મા-બાપ સાકાર છે, તેમ તેમનાં સન્તાન પણ સાકાર ઉત્પન્ન થાય છે. તેમ જો એ નિરાકાર હોય, તો સન્તાન પણ નિરાકાર થાત, વળી પરમેશ્વર નિરાકાર હોય, તો તેનું બનાવેલું જગત્ પણ નિરાકાર હોવું જોઈએ.

**ઉત્તર** - આ તમારો પ્રશ્ન છોકરમત જેવો છે. કેમકે હું હમણાં જ કહી ગયો છું કે પરમેશ્વર જગતનું ઉપાદાન કારણ નથી, પણ નિમિત્ત કારણ છે. અને જે સ્થૂલ છે, તે પ્રકૃતિ અને પરમાણુ જગતનાં ઉપાદાન કારણ છે. અને તે સર્વથા નિરાકાર નથી, કિન્તુ પરમેશ્વરથી તે સ્થૂલ અને અન્ય કાર્યથી સૂક્ષ્મ આકાર ધરાવે છે.

**પ્રશ્ન** - શું કારણ વિના પરમેશ્વર કાર્યને નથી કરી શકતો ?

**ઉત્તર** - નહીં, કેમકે જેનો અભાવ અર્થાત્ જે વર્તમાન નથી, તેનો ભાવ-વર્તમાન થવો સર્વથા અસમ્ભવ છે, જેમ કોઈ ગપોડો હાંકે કે મેં વન્ધ્યાના પુત્ર અને પુત્રીનો વિવાહ જોયો. તેઓએ નર-શૃંગનું ધનુષ્ય અને બન્નેએ આકાશપુષ્પની માળા પહેરી હતી. મૃગતૃષ્ણિકાના જળમાં સ્નાન કરતા હતા અને ગન્ધર્વનગરમાં રહેતા હતા. ત્યાં વાદળા વિના વૃષ્ટિ થતી અને પૃથિવી વિના સર્વ અન્નની ઉત્પત્તિ આદિ થતાં હતાં. તેમ કારણ વિના કાર્ય થવું અસંભવ છે.

જેમ કોઈ કહે કે –"**मम मातापितरौ न स्तोऽहमेवमेव जातः । मम मुखे जिह्वा नास्ति वदामि च ॥**

અર્થાત્ "મારા માતા-પિતા ન હતાં, હું એમ જ ઉત્પન્ન થયો છું. મારા મુખમાં જીભ નથી, પરંતુ બોલું છું." દરમાં સર્પ ન હતો, ને નિકળી આવ્યો. હું ક્યાંય ન હતો, એ પણ ક્યાંય ન હતા અને અમે સર્વ જણા આવ્યા છીએ, એવી અસમ્ભવ વાતો પ્રમત્તગીત અર્થાત્ પાગલ લોકોની છે.

**પ્રશ્ન** - જો કારણ વિના કાર્ય નથી થતું, તો કારણનું કારણ કોણ છે ?

**ઉત્તર** - જે કેવલ કારણરૂપ જ છે, તે કોઈનું કાર્ય હોતું નથી અને જે કોઈનું કારણ અને કોઈનું કાર્ય હોય છે, તે બીજું કહેવાય છે. જેમ પૃથિવીએ ઘર આદિનું કારણ છે અને જળ આદિનું કાર્ય છે. પરન્તુ આદિ કારણ જે પ્રકૃતિ છે, તે તો અનાદિ છે.

**मूले मूलाभावादमूलं मूलम् ॥** -सांख्य सू० (अ०१०. सू०६७)

મૂળનું મૂળ અર્થાત્ કારણનું કારણ હોતું નથી. એથી જેનું કારણ નથી, તે સર્વ કાર્યોનું કારણ બને છે. કેમકે કોઈ પણ કાર્યના આરમ્ભ સમયની પૂર્વે ત્રાણ કારણો અવશ્ય હોય છે. જેમ કપડાં બનાવવાની પૂર્વે વણકર, રૂનું સૂતર, અને નલિકા આદિ પૂર્વ વર્તમાન હોવાથી વસ્ત્ર બને છે. તેમ જગતની ઉત્પત્તિની પૂર્વે પરમેશ્વર, પ્રકૃતિ, કાલ અને આકાશ તથા જીવોના અનાદિ હોવાથી આ જગતની ઉત્પત્તિ થાય છે. જો એમાંથી એક પણ ન હોય તો જગત્ કદી પણ બને નહીં.

**अत्र नास्तिका आहुः** -

**शून्यं तत्त्वं भावोऽपि विनश्यति वस्तुधर्मत्वाद्विनाशस्य ॥१॥** - सांख्य सू. (अ.१ सू.४४)

**अभावाद् भावोत्पत्तिर्नानुपमृद्य प्रादुर्भावात् ॥२॥**

**ईश्वरः कारणं पुरुषकर्माफल्यदर्शनात् ॥३॥**

**अनिमित्ततो भावोत्पत्तिः कण्टकतैक्ष्ण्यादिदर्शनात् ॥४॥**

**सर्वमनित्यमुत्पत्तिविनाशधर्मकत्वात् ॥५॥ सर्वं नित्यं पञ्चभूतनित्यत्वात् ॥६॥**

**सर्वं पृथग् भावलक्षणपृथक्त्वात् ॥७॥ सर्वमभावो भावेष्वितरेतराभावसिद्धेः ॥८॥**

**[न स्वभावसिद्धिरापेक्षिकत्वात् ॥९॥-]** — न्यायसू० (अ०४ आह्नि०१)

અહીં નાસ્તિક લોકો એમ કહે છે કે-(પહેલો નાસ્તિક) શૂન્ય જ એક પદાર્થ છે. સૃષ્ટિની પૂર્વે શૂન્ય હતું, અન્તે શૂન્ય રહેશે. કેમકે જે ભાવ છે, અર્થાત્ વર્તમાન પદાર્થ છે, તેનો અભાવ થઈને શૂન્ય થઈ જશે.

**ઉત્તર** - આકાશ, અદૃશ્ય, અવકાશ અને બિન્દુને પણ શૂન્ય કહે છે. શૂન્ય જડ પદાર્થ છે. એ શૂન્યમાં સર્વ પદાર્થ અદૃશ્ય રહે છે. જેમકે એક બિન્દુથી રેખા, રેખાઓથી વર્તુલાકાર બને છે, તેમ ઈશ્વરની રચનાથી ભૂમિ પર્વતાદિ બને છે. અને શૂન્યને જાણનાર શૂન્ય હોતો નથી ॥૧॥

**બીજો નાસ્તિક** કહે છે કે અભાવથી ભાવની ઉત્પત્તિ થાય છે. જેમ કે બીજનું મર્દન કર્યા વગર અંકુર ઉત્પન્ન થતું નથી. અને બીજને તોડીને જોઈએ, તો અંકુરનો અભાવ છે. જ્યારે પ્રથમ અંકુર દેખાતું ન હતું ત્યારે અભાવથી ઉત્પત્તિ થઈ.

**ઉત્તર** - જે બીજનું ઉપમર્દન કરે છે, તે ઉપમર્દક પ્રથમથી જ બીજમાં હતો. જો ન હોત, તો ઉપમર્દન કોણ કરત ? અને તે કદી ઉત્પન્ન થાત નહીં ॥૨॥

**ત્રીજો નાસ્તિક** કહે છે કે કર્મોનાં ફળ પુરુષને કર્મ કરવાથી પ્રાપ્ત થતાં નથી. કારણ કે કેટલાંય કર્મ નિષ્ફળ જોવામાં આવે છે, એ ઉપરથી અનુમાન કરવામાં આવે છે કે કર્મોનાં ફળ પ્રાપ્ત થવાં એ ઈશ્વરાધીન છે. જે કર્મનું ફળ ઈશ્વર આપવા ઈચ્છે, તેનું આપે છે. જે કર્મનું ફળ આપવા નથી ઈચ્છતો, તેનું આપતો

નથી. એ ઉપરથી કર્મ ફળ ઈશ્વરાધીન છે.

**ઉત્તર** - જો કર્મ ફળ ઈશ્વરાધીન હોય, તો કર્મ કર્યા વિના ઈશ્વર ફળ કેમ નથી આપતો ? એટલા માટે મનુષ્ય જેવાં કર્મ કરે છે, તેવાં જ ફળ ઈશ્વર આપે છે. એથી ઈશ્વર પુરુષને કર્મનું સ્વતંત્ર ફળ આપી શકતો નથી, કિન્તુ જેવાં કર્મ જીવ કરે છે તેવાં જ ફળ ઈશ્વર આપે છે. ॥૩॥

**ચોથો નાસ્તિક** કહે છે કે નિમિત્ત વિના પદાર્થની ઉત્પત્તિ થાય છે. જેમ બાવળ વગેરે વૃક્ષોના કાંટા તીક્ષ્ણ અણીવાળા જોવામાં આવે છે. એથી વિદિત થાય છે કે જ્યારે-જ્યારે સૃષ્ટિનો આરમ્ભ થાય છે, ત્યારે-ત્યારે શરીર વગેરે પદાર્થ નિમિત્ત વિના બને છે.

**ઉત્તર** - જેનાથી જે પદાર્થ ઉત્પન્ન થાય છે, તે જ તેનું નિમિત્ત છે. કાંટા વિનાના વૃક્ષને કાંટા ઉત્પન્ન કેમ નથી થતાં ? ॥૪॥

**પાંચમો નાસ્તિક** કહે છે કે સર્વ પદાર્થ ઉત્પત્તિ અને વિનાશવાન્ છે, એટલા માટે સર્વ અનિત્ય છે.

**શ્લોકાર્ધેન પ્રવક્ષ્યામિ યદુક્તં ગ્રન્થકોટિભિઃ । બ્રહ્મ સત્યં જગન્મિથ્યા જીવો બ્રહ્મૈવ નાપરઃ ॥૧॥**

આ કોઈ ગ્રન્થનો શ્લોક છે. નવીન વેદાન્તી લોકો પાંચમા નાસ્તિક કોટિમાં (અર્થાત્ ગણત્રીમાં) આવે છે. કેમકે તેઓ એમ કહે છે કે કરોડો ગ્રન્થોનો એ સિદ્ધાન્ત છે કે 'બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા છે અને જીવ બ્રહ્મથી ભિન્ન નથી.'

**ઉત્તર** - જો સર્વની નિત્યતા નિત્ય છે, તો સર્વ અનિત્ય થઈ શકે નહીં.

**પ્રશ્ન** - સર્વની નિત્યતા પણ અનિત્ય છે. જેમ અગ્નિ કાષ્ઠને નષ્ટ કરી પોતે પણ નષ્ટ થઈ જાય છે.

**ઉત્તર** - જે યથાવત્ ઉપલબ્ધ થાય છે, તેનું વર્તમાનમાં અનિત્યત્વ અને પરમસૂક્ષ્મ કારણને પણ અનિત્ય કહેવું કદી બની શકે નહીં. જો વેદાન્તી લોકો બ્રહ્મથી ઉત્પત્તિ માને છે, તો બ્રહ્મ સત્ય હોવાથી તેનું કાર્ય અસત્ય કદી પણ થઈ શકતું નથી. જો સ્વપ્ન રજ્જુ-સર્પાદિવત્ કલ્પિત કહો, તો પણ તેમ બની શકતું નથી, કેમકે કલ્પના ગુણ છે. ગુણથી દ્રવ્ય અને ગુણ દ્રવ્યથી પૃથક રહી શકતા નથી. જ્યારે કલ્પનાનો કર્તા નિત્ય છે, તો તેની કલ્પના પણ નિત્ય હોવી જોઈએ, નહીં તો તેને પણ અનિત્ય માનો.

જેમ સ્વપ્ન જોયા-સાંભળ્યા વિના કદી આવતું નથી. જે જાગૃત અર્થાત્ વર્તમાન સમયમાં સત્ય પદાર્થ છે, તેના સાક્ષાત્ સમ્બન્ધથી પ્રત્યક્ષાદિ જ્ઞાન થવાથી સંસ્કાર અર્થાત્ તેનું વાસનારૂપ જ્ઞાન આત્મામાં સ્થિર થાય છે, સ્વપ્નમાં તેને જ પ્રત્યક્ષ જુએ છે. જેમ સુષુપ્તિ હોવાથી બાહ્ય પદાર્થોના જ્ઞાનના અભાવમાં પણ બાહ્ય પદાર્થ વિદ્યમાન રહે છે, તેમ પ્રલયમાં પણ કારણ દ્રવ્ય વર્તમાન રહે છે. જો સંસ્કાર વિના સ્વપ્ન આવતું, હોય તો જન્માન્ધને પણ રૂપનું સ્વપ્ન આવવું જોઈએ. આ ઉપરથી સ્વપ્નમાં તેનું જ્ઞાન માત્ર છે અને બહાર સર્વ પદાર્થ વિદ્યમાન છે.

**પ્રશ્ન** - જેમ જાગૃતના પદાર્થો સ્વપ્નમાં અને બંનેનાં સુષુપ્તિમાં અનિત્ય થઈ જાય છે, તેમ જાગૃતના પદાર્થોને પણ સ્વપ્ન તુલ્ય માનવા જોઈએ.

**ઉત્તર** - એવું કદી પણ માની શકાતું નથી. કેમકે સ્વપ્ન અને સુષુપ્તિમાં બાહ્ય પદાર્થોનું અજ્ઞાન માત્ર થાય છે, અભાવ નહીં. જેમ કોઈની પીઠ પછવાડે ઘણા પદાર્થો અદૃષ્ટ રહે છે, તેમનો અભાવ થતો નથી. તેમ સ્વપ્ન અને સુષુપ્તિની વાત છે. એટલા માટે પૂર્વે જે કહી આવ્યા કે બ્રહ્મ, જીવ અને જગતનું કારણ અનાદિ નિત્ય છે, તે જ સત્ય છે. ॥૫॥

**છઠ્ઠો નાસ્તિક** કહે છે કે પાંચ ભૂતો નિત્ય હોવાથી સકલ જગત્ નિત્ય છે.

**ઉત્તર** - કર્તા વિના કોઈ પણ ક્રિયા કે ક્રિયાજન્ય પદાર્થ બની શકતો નથી. જે પૃથિવી આદિ પદાર્થોમાં સંયોગ વિશેષથી રચના દેખાય છે, તે અનાદિ કદી થઈ શકતી નથી. અને જે સંયોગથી બને છે, તે સંયોગની પૂર્વે ન હતું અને તે વિયોગના અન્તમાં રહેતું નથી. જો તમે એ ન માનો, તો કઠિનથી પણ કઠિન પાષાણ, હીરા અને પોલાદ આદિ તોડી, ટુકડા કરી, ગાળી કે ભસ્મ કરી જુઓ કે એમાં પરમાણુઓ પૃથક્ પૃથક્ મળ્યા છે કે નહીં ? જો મળેલાં છે તો તે સમય મળે અલગ અલગ પણ અવશ્ય થાય છે. ॥૧૦॥

**પ્રશ્ન** - અનાદિ ઈશ્વર કોઈ નથી કિન્તુ જે યોગાભ્યાસથી અણિમાદિ ઐશ્વર્યને પ્રાપ્ત થઈને સર્વજ્ઞાદિ ગુણયુક્ત કેવલજ્ઞાની થાય છે, તે જ જીવ પરમેશ્વર કહેવાય છે.

**ઉત્તર** - જો અનાદિ ઈશ્વર જગતનો સ્રષ્ટા ન હોય તો સાધનોથી સિદ્ધ થનારા જીવોનો આધાર જીવનરૂપ જગત શરીર અને ઈન્દ્રિયોનાં ગોલક કેવી રીતે બનત ? એના વિના જીવ સાધન કરી શકતો નથી. જ્યારે સાધન ન હોય ત્યારે સિદ્ધ ક્યાંથી થાય ?

જીવ ચાહે તેવાં સાધન કરી સિદ્ધ થાય, તો પણ ઈશ્વરની જે સ્વયં સનાતન અનાદિ સિદ્ધિ છે, જેમાં અનન્ત સિદ્ધિ છે, તેને તુલ્ય કોઈ પણ જીવ થઈ શકતો નથી. કેમકે જીવનું જ્ઞાન પરમ અવધિ સુધી વધે, તો પણ તે પરિમિત જ્ઞાન અને સામર્થ્યવાળું હોય છે. અનન્ત જ્ઞાન અને સામર્થ્યવાળો કદી પણ થઈ શકતો નથી.

જુઓ, કોઈ પણ આજ સુધીમાં ઈશ્વરકૃત સૃષ્ટિક્રમને બદલનારો નથી થયો અને થશે નહીં. જે પ્રકારે અનાદિ સિદ્ધ પરમેશ્વરે નેત્રથી જોવાનો અને શ્રોત્રથી સાંભળવાનો જે નિબન્ધ કર્યો છે, તેને કોઈ પણ યોગી બદલી શકતો નથી. જીવ ઈશ્વર કદી થઈ શકતો નથી.

**પ્રશ્ન** - કલ્પ-કલ્પાન્તરમાં ઈશ્વર સૃષ્ટિ વિલક્ષણ-વિલક્ષણ બનાવે છે અથવા એક સરખી ?

**ઉત્તર** - જેવી હમણાં છે તેવી પૂર્વે હતી અને આગળ પણ હશે, ભેદ કરતો નથી.

**सूर्याचन्द्रमसौ धाता यथा पूर्वमकल्पयत् । दिवं च पृथिवीं चान्तरिक्षमथो स्वः ॥**

– ऋ० मं० १०. सू० १९०. मं० ३ ॥

**(धाता)** પરમેશ્વરે જેમ પૂર્વ કલ્પમાં સૂર્ય, ચન્દ્ર, વિદ્યુત્, પૃથિવી, અન્તરિક્ષ આદિ બનાવ્યાં હતાં, તેમ હમણાં પણ બનાવ્યાં છે અને આગળ પણ એમ જ બનાવશે. ॥૧॥ એટલા માટે પરમેશ્વરના કામ ભૂલચૂક વિનાના હોવાથી સદા એકસરખાં થયાં કરે છે. જે અલ્પજ્ઞ અને જેનું જ્ઞાન વૃદ્ધિ અને ક્ષયને પ્રાપ્ત થાય છે, તેનાં જ કામમાં ભૂલચૂક થાય છે, ઈશ્વરનાં કામમાં નહીં.

**પ્રશ્ન** - સૃષ્ટિ વિષયમાં વેદાદિ શાસ્ત્રોનો અવિરોધ છે કે વિરોધ ?

**ઉત્તર** - અવિરોધ છે.

**પ્રશ્ન** - જો અવિરોધ છે તો :-

**तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी । पृथिव्या ओषधयः । ओषधिभ्योऽन्नम् । अन्नाद्रेतः । रेतसः पुरुषः । स वा एष पुरुषोऽन्नरसमयः ॥**

આ તૈત્તિરીય ઉપનિષદ્ (બ્રહ્મા- નન્દ વ. અનુ. ૧)નું વચન છે. તે પરમેશ્વર અને પ્રકૃતિથી આકાશ– અવકાશ અર્થાત્ જે કારણરૂપ દ્રવ્ય સર્વત્ર પ્રસરી રહ્યું હતું, તેને એકત્ર કરવાથી અવકાશ ઉત્પન્ન થાય છે. વાસ્તવમાં આકાશની ઉત્પત્તિ થતી નથી. કેમકે આકાશ વિના પ્રકૃતિ અને પરમાણું ક્યાં રહી શકે ? આકાશની પશ્ચાત્ વાયુ, વાયુની પશ્ચાત્ અગ્નિ, અગ્નિ પશ્ચાત્ જલ, જલની પશ્ચાત્ પૃથિવી, પૃથિવીથી ઓષધિ, ઓષધિઓથી અન્ન, અન્નથી વીર્ય, વીર્યથી પુરુષ અર્થાત્ શરીર ઉત્પન્ન થાય છે.

**ઉત્તર** - કર્તા વિના કોઈ પણ ક્રિયા કે ક્રિયાજન્ય પદાર્થ બની શકતો નથી. જે પૃથિવી આદિ પદાર્થોમાં સંયોગ વિશેષથી રચના દેખાય છે, તે અનાદિ કદી થઈ શકતી નથી. અને જે સંયોગથી બને છે, તે સંયોગની પૂર્વ ન હતું અને તે વિયોગના અન્તમાં રહેતું નથી. જો તમે એ ન માનો, તો કઠિનથી પણ કઠિન પાષાણ, હીરા અને પોલાદ આદિ તોડી, ટુકડા કરી, ગાળી કે ભસ્મ કરી જુઓ કે એમાં પરમાણુઓ પૃથક્ પૃથક્ મળ્યા છે કે નહીં ? જો મળેલાં છે તો તે સમય મળે અલગ અલગ પણ અવશ્ય થાય છે. ॥૧૦॥

**પ્રશ્ન** - અનાદિ ઈશ્વર કોઈ નથી કિન્તુ જે યોગાભ્યાસથી અણિમાદિ ઐશ્વર્યને પ્રાપ્ત થઈને સર્વજ્ઞાદિ ગુણયુક્ત કેવલજ્ઞાની થાય છે, તે જ જીવ પરમેશ્વર કહેવાય છે.

**ઉત્તર** - જો અનાદિ ઈશ્વર જગતનો સ્રષ્ટા ન હોય તો સાધનોથી સિદ્ધ થનારા જીવોનો આધાર જીવનરૂપ જગત શરીર અને ઈન્દ્રિયોનાં ગોલક કેવી રીતે બનત ? એના વિના જીવ સાધન કરી શકતો નથી. જ્યારે સાધન ન હોય ત્યારે સિદ્ધ ક્યાંથી થાય ?

જીવ ચાહે તેવાં સાધન કરી સિદ્ધ થાય, તો પણ ઈશ્વરની જે સ્વયં સનાતન અનાદિ સિદ્ધિ છે, જેમાં અનન્ત સિદ્ધિ છે, તેને તુલ્ય કોઈ પણ જીવ થઈ શકતો નથી. કેમકે જીવનું જ્ઞાન પરમ અવધિ સુધી વધે, તો પણ તે પરિમિત જ્ઞાન અને સામર્થ્યવાળું હોય છે. અનન્ત જ્ઞાન અને સામર્થ્યવાળો કદી પણ થઈ શકતો નથી.

જુઓ, કોઈ પણ આજ સુધીમાં ઈશ્વરકૃત સૃષ્ટિક્રમને બદલનારો નથી થયો અને થશે નહીં. જે પ્રકારે અનાદિ સિદ્ધ પરમેશ્વરે નેત્રથી જોવાનો અને શ્રોત્રથી સાંભળવાનો જે નિબન્ધ કર્યો છે, તેને કોઈ પણ યોગી બદલી શકતો નથી. જીવ ઈશ્વર કદી થઈ શકતો નથી.

**પ્રશ્ન** - કલ્પ-કલ્પાન્તરમાં ઈશ્વર સૃષ્ટિ વિલક્ષણ-વિલક્ષણ બનાવે છે અથવા એક સરખી ?

**ઉત્તર** - જેવી હમણાં છે તેવી પૂર્વે હતી અને આગળ પણ હશે, ભેદ કરતો નથી.

**सूर्याचन्द्रमसौ धाता यथा पूर्वमकल्पयत् । दिवं च पृथिवीं चान्तरिक्षमथो स्वः ॥**

- ऋ० मं० १०. सू० १९०. मं० ३ ॥

(**धाता**) પરમેશ્વરે જેમ પૂર્વ કલ્પમાં સૂર્ય, ચન્દ્ર, વિદ્યુત્, પૃથિવી, અન્તરિક્ષ આદિ બનાવ્યાં હતાં, તેમ હમણાં પણ બનાવ્યાં છે અને આગળ પણ એમ જ બનાવશે. ॥૧॥ એટલા માટે પરમેશ્વરના કામ ભૂલચૂક વિનાના હોવાથી સદા એકસરખાં થયાં કરે છે. જે અલ્પજ્ઞ અને જેનું જ્ઞાન વૃદ્ધિ અને ક્ષયને પ્રાપ્ત થાય છે, તેનાં જ કામમાં ભૂલચૂક થાય છે, ઈશ્વરનાં કામમાં નહીં.

**પ્રશ્ન** - સૃષ્ટિ વિષયમાં વેદાદિ શાસ્ત્રોનો અવિરોધ છે કે વિરોધ ?

**ઉત્તર** - અવિરોધ છે.

**પ્રશ્ન** - જો અવિરોધ છે તો :-

**तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी । पृथिव्या ओषधयः । ओषधिभ्योऽन्नम् । अन्नाद्रेतः । रेतसः पुरुषः । स वा एष पुरुषोऽन्नरसमयः ॥**

આ તૈત્તિરીય ઉપનિષદ્ (બ્રહ્માનન્દ વ. અનુ. ૧)નું વચન છે. તે પરમેશ્વર અને પ્રકૃતિથી આકાશ= અવકાશ અર્થાત્ જે કારણરૂપ દ્રવ્ય સર્વત્ર પ્રસરી રહ્યું હતું, તેને એકત્ર કરવાથી અવકાશ ઉત્પન્ન થાય છે. વાસ્તવમાં આકાશની ઉત્પત્તિ થતી નથી. કેમકે આકાશ વિના પ્રકૃતિ અને પરમાણું ક્યાં રહી શકે ? આકાશની પશ્ચાત્ વાયુ, વાયુની પશ્ચાત્ અગ્નિ, અગ્નિ પશ્ચાત્ જલ, જલની પશ્ચાત્ પૃથિવી, પૃથિવીથી ઓષધિ, ઓષધિઓથી અન્ન, અન્નથી વીર્ય, વીર્યથી પુરુષ અર્થાત્ શરીર ઉત્પન્ન થાય છે.

અહીં આકાશ વગેરે ક્રમથી અને છાન્દોગ્યમાં અગ્નિ વગેરે ક્રમથી; અને ઐતરેયમાં જલાદિ ક્રમથી સૃષ્ટિ થઈ તેમ કહેલ છે. વેદોમાં ક્યાંક પુરુષથી, ક્યાંક હિરણ્યગર્ભ આદિથી, મીમાંસામાં કર્મથી, વૈશેષિકમાં કાલથી, ન્યાયમાં પરમાણુથી, યોગમાં પુરુષાર્થથી, સાંખ્યમાં પ્રકૃતિથી અને વેદાન્તમાં બ્રહ્મથી સૃષ્ટિની ઉત્પત્તિ માની છે. હવે કોને સાચા અને કોને જૂઠા માનીએ ?

**ઉત્તર** - એમાં સર્વ સાચા છે, કોઈ જૂઠા નથી. જૂઠો તે છે કે જે વિપરીત સમજે છે. કારણ કે પરમેશ્વર નિમિત્ત અને પ્રકૃતિ જગતનું ઉપાદાન કારણ છે. જ્યારે મહાપ્રલય થાય છે, તેની પશ્ચાત્ આકાશ આદિ ક્રમ અર્થાત્ જ્યારે આકાશ અને વાયુનો પ્રલય નથી થતો અને અગ્નિ આદિનો થાય છે, ત્યારે અગ્નિ આદિ ક્રમથી અને જ્યારે વિદ્યુત અગ્નિનો પણ નાશ નથી થતો ત્યારે જલક્રમથી સૃષ્ટિ થાય છે. અર્થાત્ જે-જે પ્રલયમાં જ્યાં જ્યાં સુધી પ્રલય થાય છે, ત્યાં ત્યાંથી સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે.

પુરુષ અને હિરણ્યગર્ભ વગેરે પ્રથમ સમુલ્લાસમાં લખ્યાં છે, એ સર્વ નામ પરમેશ્વરનાં છે. પરન્તુ વિરોધ તેને કહેવાય કે એક કાર્યમાં એક જ વિષયની અંદર વિરુદ્ધવાદ હોય. છ શાસ્ત્રોમાં અવિરોધ જુઓ આ પ્રકારે છે :-

મીમાંસામાં - "એવું કોઈ પણ કાર્ય જગત્માં નથી થતું કે જેના બનાવવામાં કર્મ ચેષ્ટા ન કરવામાં આવે. વૈશેષિકમાં - "સમય ન લાગ્યા વિના બને જ નહીં." **ન્યાયમાં** - "ઉપાદાન કારણ ન હોવાથી કાંઈ પણ બની શકતું નથી." **યોગમાં** - "વિદ્યા, જ્ઞાન, વિચાર ન કરવામાં આવે તો નથી બની શકતું." **સાંખ્યમાં** "તત્ત્વોનો મેળ ન થવાથી નથી બની શકતું." અને **વેદાન્તમાં** - "બનાવનાર ન બનાવે તો કોઈ પણ પદાર્થ ઉત્પન્ન ન થઈ શકે." અને આથી સૃષ્ટિ છ કારણોથી બને છે. એ છ કારણોની વ્યાખ્યા એક એકની એક એક શાસ્ત્રમાં છે, એથી એમાં વિરોધ કાંઈ પણ નથી.

જેવી રીતે છ પુરુષ મળી એક છાપરાને ઉઠાવીને ભીંતો ઉપર મૂકે, તેવી જ રીતે સૃષ્ટિ રૂપ કાર્યની વ્યાખ્યા, છ શાસ્ત્રકારોએ મળીને પૂરી કરી છે. જેમ પાંચ આંધળા અને એક મન્દદૃષ્ટિને કોઈએ હાથીનું એક એક અંગ દેખાડ્યું અને તેને પૂછ્યું કે હાથી કેવો છે ? તેમાંથી એકે કહ્યું કે થાંભલા જેવો, બીજાએ કહ્યું કે સૂપડા જેવો, ત્રીજાએ કહ્યું કે મુસળ જેવો, ચોથાએ કહ્યું કે ઝાડું જેવો, પાંચમાએ કહ્યું કે ચોતરા જેવો, અને છઠ્ઠાએ કહ્યું કે કાળા કાળા ચાર થાંભલા ઉપર કાંઈક ભેંસ સરખા આકારવાળો છે.

આ પ્રકારે આજ-કાલના અનાર્ષ નવીન ગ્રન્થો ભણનાર અને પ્રાકૃત ભાષાવાળાઓએ ઋષિ પ્રણીત ગ્રન્થો ન ભણીને, નવીન ક્ષુદ્રબુદ્ધિ કલ્પિત સંસ્કૃત અને ભાષાના ગ્રન્થો ભણીને, એક બીજાની નિન્દામાં તત્પર થઈને જૂઠો ઝઘડો મચાવ્યો છે. એમનું કથન બુદ્ધિમાનો કે બીજાને માનવા યોગ્ય નથી, કેમકે આંધળાની પાછળ આંધળો ચાલે, તો દુઃખ કેમ ન પામે ? એવા જ આજકાલના અલ્પવિદ્યાયુક્ત, સ્વાર્થી, ઈન્દ્રિયારામી પુરુષોની લીલા સંસારનો નાશ કરવાવાળી છે.

**પ્રશ્ન** - જ્યારે કારણ વિના કાર્ય નથી થતું, ત્યારે કારણનું કારણ કેમ નહીં ?

**ઉત્તર** - અરે, ભોળા ભાઈઓ ! પોતાની બુદ્ધિને કામમાં કેમ નથી લાવતા ? જુઓ ! સંસારમાં બે જ પદાર્થ હોય છે - એક કારણ અને બીજું કાર્ય. જે કારણ છે, તે કાર્ય નથી. અને જે સમયે કાર્ય છે, તે કારણ નથી. જ્યાં સુધી મનુષ્ય સૃષ્ટિને યથાવત્ નથી સમજતો, ત્યાં સુધી તેને યથાવત્ જ્ઞાન પ્રાપ્ત થતું નથી :-

**नित्यायाः सत्वरजस्तमसां साम्यावस्थायाः प्रकृतेरुत्पन्नानां परमसूक्ष्माणां पृथक् पृथग्वर्त्तमानानां तत्त्वपरमाणूनां प्रथमः संयोगारम्भः संयोगविशेषादवस्थान्तरस्य स्थूलाकारप्राप्तिः सृष्टिरुच्यते ॥**

અનાદિ નિત્યસ્વરૂપ સત્ત્વ, રજસ અને તમોગુણોની એક અવસ્થારૂપ પ્રકૃતિથી ઉત્પન્ન જે પરમસૂક્ષ્મ પૃથક્ પૃથક્ તત્ત્વાવયવ વિદ્યમાન છે, તેમના સંયોગનો જ પ્રથમ આરમ્ભ છે, અને જે સંયોગ વિશેષોથી તે અવસ્થાન્તર બીજી-બીજી અવસ્થાને સૂક્ષ્મથી સ્થૂલ-સ્થૂલ બનતાં-બનાવતાં વિચિત્રરૂપ બની છે. આથી જ આ સંસર્ગ હોવાથી **સૃષ્ટિ** કહેવાય છે. વારુ, જે પ્રથમ સંયોગમાં મળનાર અને મેળવનાર પદાર્થ છે, અને જે સંયોગના આદિ અને વિયોગના અન્ત અર્થાત્ જેના વિભાગ નથી થઈ શકતા તેને **કારણ** કહે છે. અને જે સંયોગ પછી બને અને વિયોગ પછી તેવું રહે નહીં તે **કાર્ય** કહેવાય છે. જે તે કારણનું કારણ, કાર્યનું કાર્ય, કર્તાનો કર્તા, સાધનનું સાધન અને સાધ્યનું સાધ્ય કહે છે, તે દેખતો છતાં આંધળો, સાંભળતો છતાં બહેરો અને જાણતો છતાં મૂઢ છે. શું આંખની આંખ, દીપકનો દીપક અને સૂર્યનો સૂર્ય કદી હોઈ શકે છે? જે જેનાથી ઉત્પન્ન થાય છે તે કારણ અને જે ઉત્પન્ન થયું છે તે **કાર્ય** છે અને જે કારણને કાર્યરૂપ બનાવનાર છે, તેને **કર્તા** કહેવાય છે.

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।**

**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥** - भगवद् गीता० ( अ० २ श्लो० १६ )

કદી અસત્નો ભાવ વર્તમાન અને સત્નો અભાવ=અવર્તમાન થતો નથી. એ બન્નેનો નિર્ણય તત્ત્વદર્શી લોકોએ જાણ્યો છે. અન્ય પક્ષપાતી, આગ્રહી, મલીનાત્મા, અવિદ્વાન્ લોકો એ વાતને સહજમાં કેમ જાણી શકે છે ? કેમ કે જે મનુષ્ય વિદ્વાન, સત્સંગી થઈને પૂરો વિચાર નથી કરતો, તે સદા ભ્રમજાળમાં પડી રહે છે. તે પુરુષ ધન્ય છે, જે સર્વ વિદ્યાઓના સિદ્ધાન્તોને જાણે છે અને જાણવા માટે પરિશ્રમ કરે છે તથા જાણીને બીજાઓને નિષ્કપટતાથી જણાવે છે. એથી જે કારણ વિના સૃષ્ટિ માને છે તે કાંઈ પણ જાણતો નથી.

જ્યારે સૃષ્ટિનો સમય આવે છે, ત્યારે પરમાત્મા એ પરમસૂક્ષ્મ પદાર્થોને એકત્ર કરે છે. તેની પ્રથમ અવસ્થામાં જે પરમસૂક્ષ્મ પ્રકૃતિરૂપ કારણથી કાંઈક સ્થૂલ હોય છે તેનું નામ મહતત્ત્વ; અને જે તેનાથી કાંઈક સ્થૂલ હોય છે તેનું નામ અહંકાર અને અહંકારથી ભિન્ન ભિન્ન પાંચ સૂક્ષ્મભૂત, "શ્રોત્ર, ત્વચા, નેત્ર, જિહ્વા અને ઘ્રાણ"-એ પાંચ જ્ઞાનેન્દ્રિયો; વાક્, હસ્ત, પાદ, ઉપસ્થ અને ગુદા-એ પાંચ કર્મેન્દ્રિયો અને અગિયારમું મન કાંઈક સ્થૂલ ઉત્પન્ન થાય છે. અને એ પંચતન્માત્રાઓથી અનેક સ્થૂલાવસ્થાઓને પ્રાપ્ત થતા થતા ક્રમથી પાંચ સ્થૂલ ભૂત જેને આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ, તે ઉત્પન્ન થાય છે. તેનાથી નાના પ્રકારની ઔષધિઓ, વૃક્ષ વગેરે, તેનાથી અન્ન, અન્નથી વીર્ય અને વીર્યથી શરીર બને છે. પરન્તુ આદિ સૃષ્ટિ મૈથુની હોતી નથી. કેમકે જ્યારે સ્ત્રી-પુરુષોના શરીર પરમાત્મા બનાવીને તેમાં જીવોનો સંયોગ કરી દે છે, તદનન્તર મૈથુની સૃષ્ટિ ચાલે છે.

જુઓ ! શરીરમાં કેવા પ્રકારની જ્ઞાનપૂર્વક સૃષ્ટિ રચી છે, કે જેને વિદ્વાન્ લોકો જોઈને આશ્ચર્ય પામે છે. અંદર હાડકાનાં સાંધા, નાડીઓના બન્ધન, માંસનું લેપન, ચામડીનું ઢાંકણ, પ્લીહા, યકૃત, ફેફસું, પંખા કલાનું સ્થાપન, જીવનું સંયોજન, શિરોરૂપ મૂલની રચના, લોમ, નખાદિનું સ્થાપન, આંખની અતીવ સૂક્ષ્મ શીરાનું તારવત્ ગ્રન્થન, ઇન્દ્રિયોના માર્ગોનું પ્રકાશન, જીવની જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ અવસ્થાને ભોગવવા માટે સ્થાન વિશેષોનું નિર્માણ; સર્વ ધાતુઓના વિભાગીકરણ અને કલા, કૌશલ, સ્થાપનાદિ અદ્‌ભુત સૃષ્ટિને પરમેશ્વર વિના કોણ રચી શકે છે ?

એ સિવાય નાના પ્રકારના રત્ન-ધાતુઓથી જડિત ભૂમિ, વિવિધ પ્રકારે વટ વૃક્ષ આદિ બીજોમાં

અતિ સૂક્ષ્મ રચના, અસંખ્ય હરિત, શ્વેત, પીત, કૃષ્ણ, ચિત્ર મધ્યરૂપોથી યુક્ત પત્ર, પુષ્પ, ફળ અને મૂળનું નિર્માણ, મિષ્ટ, ક્ષાર, કટુક, કષાય, તિક્ત, અમ્લાદિ વિવિધ રસ, સુગન્ધાદિ યુક્ત પત્ર, પુષ્પ, ફળ, અન્ન, કન્દ, મૂલાદિ રચના, અનેકાનેક કરોડો ભૂગોળ, સૂર્ય, ચન્દ્રાદિ લોકોનું નિર્માણ, ધારણ અને ભ્રમણ, તે સર્વને નિયમોમાં રાખવાં આદિ વ્યવસ્થા પરમેશ્વર વિના કોઈ પણ કરી શકતો નથી.

જ્યારે કોઈ કોઈ પણ પદાર્થ જુએ છે, ત્યારે તેને બે પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. એક જેવા તે પદાર્થ છે તેવું, અને બીજું તેમાં રચના જોઈને બનાવનારનું જ્ઞાન થાય છે. જેમ કોઈ પુરુષને સુંદર આભૂષણ જંગલમાં જડ્યું, તે જોયું તો તેને વિદિત થયું કે આ સુવર્ણનું છે, અને એ કોઈ બુદ્ધિમાન કારીગરે બનાવ્યું છે. એ પ્રકારે આ સૃષ્ટિમાં નાનાપ્રકારની વિવિધ રચના તેને બનાવનાર પરમેશ્વરને સિદ્ધ કરે છે.

**પ્રશ્ન** - મનુષ્યની સૃષ્ટિ પ્રથમ થઈ કે પૃથિવી આદિની ?

**ઉત્તર** - પૃથિવી આદિની. કારણ કે પૃથિવી આદિ વિના મનુષ્યની સ્થિતિ અને પાલન થઈ શકે નહીં.

**પ્રશ્ન** - સૃષ્ટિના આદિમાં એક અથવા અનેક મનુષ્ય ઉત્પન્ન કર્યા હતા કે શું ?

**ઉત્તર** - અનેક. કેમકે જે જીવોનાં કર્મ ઐશ્વરી સૃષ્ટિમાં ઉત્પન્ન થવા જેવાં હતાં, તેમનાં જન્મ સૃષ્ટિની આદિમાં ઈશ્વર કરે છે, કેમકે **'मनुष्या ऋषयश्च ये ।' 'ततो मनुष्या अजायन्त ।'** આ યજુર્વેદ (૩૧, ૯) માં લખ્યું છે. આ પ્રમાણથી એ જ નિશ્ચિત છે કે આદિમાં અનેક અર્થાત્ સેંકડો, હજારો, મનુષ્ય ઉત્પન્ન થયા અને સૃષ્ટિમાં જોવાથી પણ નિશ્ચિત થાય છે કે મનુષ્ય અનેક મા-બાપનાં સન્તાન છે.

**પ્રશ્ન** - આદિ સૃષ્ટિમાં મનુષ્યાદિની બાલ્ય, યુવા કે વૃદ્ધાવસ્થામાં ઉત્પત્તિ થઈ હતી ? કે ત્રણેમાં ?

**ઉત્તર** - યુવાવસ્થામાં, કેમકે જો બાળક ઉત્પન્ન કરત તો તેમના પાલન માટે બીજા મનુષ્યની આવશ્યકતા પડત અને જો વૃદ્ધાવસ્થામાં બનાવત તો મૈથુની સૃષ્ટિ ન થાત. એટલા માટે યુવાવસ્થામાં મનુષ્યની સૃષ્ટિ કરી છે.

**પ્રશ્ન** - કદી સૃષ્ટિનો પ્રારમ્ભ છે કે નહીં ?

**ઉત્તર** - નહીં. જેમ દિવસની પૂર્વે રાત અને રાતની પૂર્વે દિવસ તથા દિવસની પછી રાત અને રાતની પછી દિવસ બરાબર ચાલ્યા આવે છે; તે પ્રકારે સૃષ્ટિની પૂર્વે પ્રલય અને પ્રલયની પૂર્વે સૃષ્ટિ તથા સૃષ્ટિની પછી પ્રલય અને પ્રલયની પછી સૃષ્ટિ, એમ અનાદિ કાલથી ચક્ર ચાલ્યું આવે છે. તેથી એનો આદિ કે અન્ત નથી, પરન્તુ જેમ દિવસ અને રાત્રિનો આરંભ અને અન્ત જોવામાં આવે છે, તે જ પ્રકારે સૃષ્ટિ અને પ્રલયનો આદિ અન્ત સદૈવ થયા કરે છે. કેમકે જેમ પરમાત્મા, જીવ અને જગતનું કારણ - એ ત્રણે સ્વરૂપથી અનાદિ છે, તેમ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય પ્રવાહથી અનાદિ છે. જેમ નદીનો પ્રવાહ પણ એમ જ દેખાય છે. તે કદી સૂકાઈ જાય છે, કદી નથી પણ દેખાતો, પછી વળી વરસાદમાં દેખાય છે અને ઉષ્ણકાલમાં નથી દેખાતો. એવા વ્યવહારોને પ્રવાહરૂપ જાણવા જોઈએ. જેમ પરમેશ્વરના ગુણ-કર્મ-સ્વભાવ અનાદિ છે તેમ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરવો પણ અનાદિ છે. જેમ ઈશ્વરના ગુણ-કર્મ-સ્વભાવનો કદી આરમ્ભ અને અન્ત નથી તે જ પ્રકારે તેમનાં કર્તવ્યકર્મોનો પણ આરમ્ભ અને અન્ત નથી.

**પ્રશ્ન** - ઈશ્વરે કેટલાક જીવોને મનુષ્ય જન્મ, કોઈકને સિંહાદિ ક્રૂર પ્રાણીનો જન્મ, કોઈકને હરણ, ગાય આદિ પશુનો જન્મ, કોઈકને વૃક્ષાદિ વનસ્પતિનો જન્મ અને કોઈકને કૃમિ, કીટ, પતંગિયા વગેરેનો જન્મ આપ્યો છે. એથી પરમાત્મામાં પક્ષપાત આવે છે.

**ઉત્તર** - પક્ષપાત નથી આવતો, કેમકે તે જીવોનાં પૂર્વ સૃષ્ટિમાં કરેલાં કર્માનુસાર વ્યવસ્થા કરવાથી

તે પક્ષપાતી નથી, પણ જો કર્મ વિના જન્મ આપત તો તેનામાં પક્ષપાત આવત.

**પ્રશ્ન** - મનુષ્યની આદિ સૃષ્ટિ ક્યા સ્થળમાં થઈ ?

**ઉત્તર** - ત્રિવિષ્ટપ અર્થાત્ જેને ટિબેટ-તિબ્બત કહે છે.

**પ્રશ્ન** - આદિ સૃષ્ટિમાં એક જાતિ હતી કે અનેક ?

**ઉત્તર** - એક મનુષ્ય જાતિ હતી, પછી "**विजानीह्यार्य्यान्ये च दस्यव:**"– એ ઋગ્વેદનું વચન છે. શ્રેષ્ઠોનું નામ **આર્ય**, વિદ્વાન અને દેવ છે. અને દુષ્ટોનું **દસ્યુ** અર્થાત્ ડાકુ, મુર્ખ - એવાં નામ હોવાથી આર્ય અને દસ્યું બે નામ થયાં. "**उत शुद्रे उतार्ये ।** ઋગ્વેદ વચન." આર્યોમાં પૂર્વોક્તપ્રકારે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર ચાર ભેદ થયા. દ્વિજ વિદ્વાનોનું નામ આર્ય અને મૂર્ખોનું નામ શૂદ્ર અને અનાર્ય - અર્થાત્ અનાડી પડ્યું.

**પ્રશ્ન** - પછી તે અહીં કેવી રીતે આવ્યા ?

**ઉત્તર** - જ્યારે આર્ય અને દસ્યુઓમાં, અર્થાત્ વિદ્વાન જે દેવ અને અવિદ્વાન્ જે અસુર એમનામાં સદા લડાઈ બખેડા થયા કર્યા અને જ્યારે બહુ ઉપદ્રવ થવા લાગ્યો, ત્યારે આર્ય લોકો સર્વ ભૂગોલમાં આ ભૂમિના ખણ્ડને ઉત્તમ જાણી અહીં આવી વસ્યા. એથી આ દેશનું નામ આર્યાવર્ત્ત પડ્યું.

**પ્રશ્ન** - આર્યાવર્ત્તનો અવધિ ક્યાં સુધી છે ?

**ઉત્તર** - **आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात् । तयोरेवान्तरं गिर्य्योरार्य्यावर्तं विदुर्बुधाः ॥१॥**

**सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम् । तं देवनिर्मितं देशमार्यावर्तं प्रचक्षते ॥२॥**

मनु० ( २, १७ ) ॥

ઉત્તરમાં હિમાલય, દક્ષિણમાં વિન્ધ્યાચલ, પૂર્વમાં અને પશ્ચિમમાં સમુદ્ર ।।૧।। તથા સરસ્વતી પશ્ચિમમાં અટક નદી, પૂર્વમાં દૃષદ્વતી જે નેપાલના પૂર્વ ભાગના પહાડમાંથી નિકળીને બંગાળના આસામની પૂર્વમાં અને બ્રહ્મદેશની પશ્ચિમ તરફ થઈને દક્ષિણ સમુદ્રને આવી મળી છે, જેને બ્રહ્મપુત્રા કહે છે અને જે ઉત્તરના પહાડોથી નિકળીને દક્ષિણસમુદ્રની ખાડીમાં મળી છે. હિમાલયની મધ્યરેખાથી દક્ષિણ અને પર્વતોની અંદર અને રામેશ્વર પર્યન્ત વિન્ધ્યાચળની અંદર જેટલો દેશ છે, એ સર્વને **આર્યાવર્ત્ત** એટલા માટે કહે છે કે આ **આર્યાવર્ત્ત** દેવ-અર્થાત્ વિદ્વાનોએ વસાવ્યું અને તેમાં આર્યજનોના નિવાસ કરવાથી તે **આર્યાવર્ત્ત** કહેવાયો છે.

**પ્રશ્ન** - પ્રથમ આ દેશનું નામ શું હતું અને એમાં કોણ વસતું હતું ?

**ઉત્તર** - એની પૂર્વે આ દેશનું નામ કાંઈ પણ ન હતું અને આર્યોના પૂર્વે કોઈ આ દેશમાં વસતું ન હતું. કારણ કે આર્ય લોકો સૃષ્ટિની આદિમાં થોડા સમય પશ્ચાત્ તિબ્બતથી સીધા આ દેશમાં આવીને વસ્યા હતા.

**પ્રશ્ન** - કોઈ કહે છે કે એ લોકો ઈરાનથી આવ્યા, તેથી એ લોકોનું નામ આર્ય પડ્યું છે. એની પૂર્વે અહીં જંગલી લોકો વસતા હતા, જેને અસુર અને રાક્ષસ કહેતા હતા. આર્ય લોકો પોતાને દેવતા બતાવતા હતા અને એમનો જ્યારે સંગ્રામ થયો તેનું નામ **દેવાસુર સંગ્રામ** કથાઓમાં ઠરાવ્યું છે.

**ઉત્તર** - એ વાત સર્વથા જૂઠી છે. કેમકે :-

**वि जानीह्यार्यान्ये च दस्यवो बर्हिष्मते रन्धया शासदव्रतान् ॥** -ऋ० मं०१ सू०५१. मं०८ ॥

**उत शूद्र उतार्ये ॥** ( अथर्व० काण्ड० १९ मं०६२ )

આ પણ વેદનાં પ્રમાણ છે - એ લખી ચૂક્યા છીએ કે આર્ય નામ ધાર્મિક, વિદ્વાન, આપ્ત પુરુષોનાં છે અને એમનાથી વિપરીત જનોનાં નામ દસ્યુ અર્થાત્ ડાકુ, દુષ્ટ, અધાર્મિક અને અવિદ્વાન્ છે; તથા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય-દ્વિજોનું નામ **આર્ય** અને શૂદ્રનું નામ **અનાર્ય** - અર્થાત્ અનાડી છે.

જ્યારે વેદ એમ કહે છે ત્યારે વિદેશીઓની કપોલકલ્પિત વાતને બુદ્ધિમાન લોકો કદી માની શકે નહીં. અને દેવાસુર સંગ્રામમાં આર્યાવર્તીય અર્જુન તથા મહારાજા દશરથ આદિ; હિમાલય પહાડમાં આર્ય અને દસ્યુ-મ્લેચ્છ-અસુરોનું યુદ્ધ થયું હતું, તેમાં દેવ અર્થાત્ આર્યોની રક્ષા અને અસુરોનો પરાજય કરવાને સહાયક થયા હતા. એથી એ જ સિદ્ધ થાય છે કે આર્યાવર્તની બહાર ચારે બાજુ હિમાલયની પૂર્વે, અગ્નેય, દક્ષિણ, નૈઋત્ય, પશ્ચિમ, વાયવ્ય ઉત્તર અને ઈશાન દેશમાં જે મનુષ્ય રહેતા હતા, તેમનું નામ **અસુર** સિદ્ધ થાય છે. કેમકે જ્યારે-જ્યારે હિમાલય પ્રદેશસ્થ આર્યો પર લડવાને ચડાઈ કરતા હતા, ત્યારે ત્યારે અહીંના રાજા મહારાજા લોકો તે જ ઉત્તર આદિ દેશોમાં આર્યોના સહાયક થતા હતા અને જે શ્રીરામચન્દ્રજી સાથે દક્ષિણમાં યુદ્ધ થયું છે, તેનું નામ **દેવાસુર સંગ્રામ** નથી, કિન્તુ એને રામ-રાવણ અથવા આર્ય અને રાક્ષસોનો સંગ્રામ કહે છે.

કોઈ સંસ્કૃત ગ્રન્થમાં કે ઈતિહાસમાં એવું નથી લખ્યું કે આર્ય લોકો ઈરાનથી આવ્યા અને અહીંના જંગલીઓ સાથે લડી, વિજય મેળવી, તેમને કાઢી આ દેશના રાજા થયા. તો પછી વિદેશીઓનો લેખ માનનીય કેમ થઈ શકે? અને :-

**आर्य्यवाचो म्लेच्छवाचः सर्वे ते दस्यवः स्मृताः ॥१॥** -( मनु० १०.४५ )

**म्लेच्छदेशस्त्वतः परः ॥२॥** -( मनु० २.२३ )

જે આર્યાવર્ત્ત દેશથી ભિન્ન દેશ છે, તે દસ્યુદેશ અને મ્લેચ્છ દેશ કહેવાય છે. એથી પણ એ જ સિદ્ધ થાય છે કે, આર્યાવર્ત્તથી ભિન્ન પૂર્વ દેશથી લઈને ઈશાન, ઉત્તર, વાયવ્ય અને પશ્ચિમ દેશોમાં રહેનારનું નામ દસ્યુ અને મ્લેચ્છ તથા અસુર છે. અને નૈઋત્ય, દક્ષિણ તથા આગ્નેય દિશાઓમાં આર્યાવર્ત્ત દેશથી ભિન્ન સ્થાનમાં રહેનાર મનુષ્યોનું નામ રાક્ષસ છે.

હમણાં પણ જોઈ લો, કે હબસી લોકોનું સ્વરૂપ ભયંકર છે જેવું કે રાક્ષસોનું વર્ણન કર્યું છે, તેવું જ જોવામાં આવે છે. અને આર્યાવર્ત્તથી સીધા નીચે રહેનારાનું નામ નાગ છે. અને તે દેશનું નામ પાતાલ એટલા માટે કહે છે કે તે દેશ આર્યાવર્ત્તીય મનુષ્યોના પાદ અર્થાત્ પગ તળે આવેલો છે. અને તેમને નાગવંશ અર્થાત્ નાગ નામવાળા પુરુષના વંશના રાજા થયા હતા. તેમની ઉલૂપી નામની રાજકન્યા સાથે અર્જુનનો વિવાહ થયો હતો અર્થાત્ ઈશ્વાકુથી લઈને કૌરવ-પાણ્ડવ સુધી સર્વ ભૂગોળમાં આર્યોનું રાજ્ય અને વેદનો થોડો થોડો પ્રચાર આર્યાવર્ત્તથી ભિન્ન દેશોમાં પણ રહ્યો હતો.

એમાં એ પ્રમાણ છે કે બ્રહ્માનો પુત્ર વિરાટ, વિરાટનો મનુ, મનુના મરીચિ આદિ દશ, તેમના સ્વાયંભવ આદિ સાત રાજા અને તેમના સન્તાન ઈક્ષ્વાકુ આદિ રાજા, જે આર્યાવર્તના પ્રથમ રાજા થઈ ગયા, એમણે આ આર્યાવર્ત્ત વસાવ્યું છે.

હવે અભાગ્યોદયથી અને આર્યોના આળસ, પ્રમાદ અને પરસ્પરના વિરોધથી અન્ય દેશોનું રાજ્ય કરવાની તો કથા જ શું કહેવી. કિન્તુ આર્યાવર્તમાં પણ આર્યોનું અખણ્ડ, સ્વતન્ત્ર, સ્વાધીન, નિર્ભય રાજ્ય આ સમયે નથી. જે કોઈ છે તે પણ વિદેશીઓથી પદાક્રાન્ત થઈ રહ્યા છે. કાંઈક થોડા રાજાઓ સ્વતન્ત્ર છે. દુર્દિન જ્યારે આવે છે ત્યારે દેશવાસીઓને અનેક પ્રકારનાં દુઃખ ભોગવવાં પડે છે. કોઈ કેટલુંય કરે

પરન્તુ જે સ્વદેશીય રાજ્ય હોય છે તે સર્વોપરિ ઉત્તમ હોય છે. અથવા મતમતાન્તરના આગ્રહ રહિત પોતાનો અને પારકાના પક્ષપાત શૂન્ય પ્રજા પર પિતા-માતાની સમાન કૃપા, ન્યાય અને દયા સાથે વિદેશીઓનું રાજ્ય પણ પૂર્ણ સુખદાયક નથી. પરન્તુ ભિન્ન-ભિન્ન ભાષા, પૃથક્-પૃથક્ શિક્ષા, અલગ વ્યવહારનો વિરોધ છૂટવો અતિ દુષ્કર છે. એ છૂટ્યા વિના પરસ્પરનો પૂરો ઉપકાર અને અભિપ્રાય સિદ્ધ થવો કઠિન છે. એટલા માટે જે કાંઈ વેદાદિ શાસ્ત્રોમાં વ્યવસ્થા કે ઇતિહાસ લખ્યો છે, તેમને માન્ય કરવું એ ભદ્રપુરુષોનું કામ છે.

**પ્રશ્ન** - જગતની ઉત્પત્તિને કેટલો સમય વ્યતીત થયો ?

**ઉત્તર** - એક અબજ, છન્નું કરોડ, કંઈક લાખ અને કંઈક સહસ્ર વર્ષ જગતની ઉત્પત્તિ અને વેદોનો પ્રકાશ થવામાં થઈ ગયાં છે. એનું સ્પષ્ટ વ્યાખ્યાન મારી બનાવેલી 'ભૂમિકા' ★માં લખ્યું છે, તે જોવું, ઇત્યાદિ પ્રકાર સૃષ્ટિને બનવા-બનાવવામાં છે. અને વળી એ પણ છે કે સૌથી સૂક્ષ્મ ટુકડો અર્થાત્ જે કપાઈ શકતો નથી તેનું નામ પરમાણુ, સાઠ પરમાણુ મળેલાનું નામ અણુ, બે અણુનો એક દ્વયણુક જે સ્થૂલ વાયુ છે. ત્રણ દ્વયણુકનો અગ્નિ, ચાર દ્વયણુકનું જળ, પાંચ દ્વયણુકની પૃથિવી અર્થાત્ ત્રણ દ્વયણુકનો ત્રસરેણુ અને તેનું બમણું થવાથી પૃથિવી આદિ દશ્ય પદાર્થ થાય છે. આ પ્રકારે ક્રમથી મળીને ભૂગોળાદિ પરમાત્માએ બનાવ્યાં છે.

**પ્રશ્ન** - એનું ધારણ કોણ કરે છે ? કોઈ કહે છે કે શેષ અર્થાત્ સહસ્ર ફેણવાળા સાંપના શિર પર પૃથિવી છે. બીજો કહે છે કે બળદનાં શીંગડા પર છે. ત્રીજો કહે છે કોઈ ઉપર નથી. ચોથો કહે છે કે વાયુને આધારે. પાચંમો કહે છે કે સૂર્યના આકર્ષણથી ખેંચાઈ પોતાના સ્થાન પર સ્થિત છે. છઠો કહે છે કે પૃથિવી ભારે હોવાથી નીચે નીચે આકાશમાં ચાલી જાય છે. ઇત્યાદિમાં કઈ વાત સત્ય માનવી ?

**ઉત્તર** - જે શેષ સાંપ અને બળદના શિંગડા પર ધરેલી પૃથિવી સ્થિત બતાવે છે, તેમને પૂછવું જોઈએ કે, સાંપ અને બળદના મા-બાપના જન્મ સમયે તે કોના પર હતી ? તથા સાંપ અને બળદ આદિ કોના ઉપર છે ? બળદવાળા મુસલમાનો તો ચુપ રહી જશે, પરન્તુ સાંપવાળા કહેશે કે સાંપ કાચબા ઉપર, કાચબો જળ ઉપર, જળ અગ્નિ ઉપર, અગ્નિ વાયુ ઉપર અને વાયુ આકાશમાં સ્થિત છે. તેમને પણ પૂછવું જોઈએ કે આ બધા કોના ઉપર છે ? તો અવશ્ય કહેશે કે પરમેશ્વર ઉપર. જ્યારે વળી તેને કોઈ પૂછશે કે શેષ અને બળદ કોનાં બચ્ચાં છે ? ત્યારે કહેશે કે કશ્યપ કદ્રુનું અને બળદ ગાયનું. કશ્યપ મરીચીનો, મરીચી મનુનો, મનુ વિરાટનો અને વિરાટ બ્રહ્માનો પુત્ર, બ્રહ્મા આદિ સૃષ્ટિનો હતો. જ્યારે શેષનો જન્મ થયો ન હતો, તેની પૂર્વે પાંચ પેઢી થઈ ચૂકી છે. ત્યારે કોણે ધારણ કરી હતી ? અર્થાત્ કશ્યપના જન્મ સમયમાં પૃથિવી કોના ઉપર હતી ? તો "તારી પણ ચૂપ અને મારી પણ ચૂપ" અને ઊલટા લડવા લાગશે.

એનો સત્ય અભિપ્રાય તો એ છે કે જે બાકી રહે છે તેને શેષ કહે છે, તેથી કોઈ કવિ "**शेषाधारा पृथिवीत्युक्तम्**" એટલે એમ કહ્યું, કે શેષને આધારે પૃથિવી છે. બીજાએ એના અભિપ્રાયને ન સમજીને સાંપની મિથ્યા કલ્પના કરી લીધી. પરન્તુ જે માટે પરમેશ્વર ઉત્પત્તિ અને પ્રલયથી બાકી-અર્થાત્ પૃથક્ રહે છે, માટે તેને "**शेष**" કહે છે અને તેને આધારે પૃથિવી છે :-

**सत्येनोत्तभिता भूमिः॥** આ ઋગ્વેદ(૧૦. ૮૫. ૧)નું વચન છે.

(**सत्य**) અર્થાત્ જે ત્રૈકાલ્યાબાધ્ય, જેનો કદી નાશ થતો નથી તે પરમેશ્વરે ભૂમિ, આદિત્ય અને

★ ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકાના વેદોત્પત્તિ વિષયમાં જુઓ. द. स.

સર્વ લોકોને ધારણ કર્યાં છે.

**उक्षा दाधार पृथिवीमुत द्याम्** ॥ આ પણ ઋગ્વેદનું વચન છે.

આ "(**उक्षा**)" શબ્દને જોઈને કોઈએ બળદનું ગ્રહણ કર્યું હશે, કેમકે ઉક્ષા બળદનું પણ નામ છે. પરન્તુ તે મૂઢને એ વિદિત ન થયું કે આવડા મોટા ભૂગોળને ધારણ કરવાનું સામર્થ્ય બળદમાં ક્યાંથી આવે ! એટલા માટે ઉક્ષા એ નામ વર્ષા દ્વારા ભૂગોળને સિંચન કરવાથી સૂર્યનું છે. તેણે પોતાના આકર્ષણથી પૃથિવીને ધારણ કરી છે, પરન્તુ સૂર્યાદિને ધારણ કરનાર પરમેશ્વર વિના બીજું કોઈ પણ નથી.

**પ્રશ્ન** - આટલા આટલા મોટા ભૂગોળોને પરમેશ્વર શી રીતે ધારણ કરી શકતો હશે ?

**ઉત્તર** - જેમ અનન્ત આકાશની સામે મોટા મોટા ભૂગોળ કાંઈ પણ નથી અર્થાત્ સમુદ્રની આગળ જળનાં નાના છાંટા-બિન્દુ સમાન પણ નથી, તેમ અનન્ત પરમેશ્વરની આગળ અસંખ્યાત લોક એક પરમાણુ તુલ્ય પણ કહી શકાતા નથી. તે બહાર, અંદર સર્વત્ર વ્યાપક અર્થાત્ "**विभूः प्रजासु**" આ યર્જુવેદનું વચન છે-તે પરમાત્મા સર્વ પ્રજાઓમાં વ્યાપક થઈ સર્વને ધારણ કરી રહ્યો છે. જો તે ઈસાઈ, મુસલમાન, પુરાણીઓનાં કથાનુસાર વિભૂ ન હોત, તો આ સકલ સૃષ્ટિને ધારણ કદી પણ કરી શકત નહીં ; કેમકે વિના પ્રાપ્તિ કોઈને કોઈ ધારણ કરી શકતું નથી.

કોઈ કહે કે એ સર્વ લોક પરસ્પરના આકર્ષણથી ટકેલો હશે, તો પછી પરમેશ્વરને ધારણ કરવાની શી અપેક્ષા છે ? તેમને એ ઉત્તર આપવો જોઈએ કે આ સૃષ્ટિ અનન્ત છે કે સાન્ત ? જો અનન્ત કહે તો આકારવાળી વસ્તુ કદી અનન્ત થઈ શકતી નથી અને જો સાન્ત કહે તો એની સીમાના ભાગ અર્થાત્ જેની પર અન્ય કોઈ પણ લોક નથી, ત્યાં કોના આકર્ષણથી ધારણ થઈ શકે ? જેમ સમષ્ટિ અને વ્યષ્ટિ અર્થાત્ જ્યારે સર્વ સમુદાયનું નામ વન રાખવામાં આવે, તો તે સમષ્ટિ કહેવાય છે અને એક એક વૃક્ષાદિની જુદી જુદી ગણના કરે, તો વ્યષ્ટિ કહેવાય છે. તેમ સર્વ ભૂગોળોને સમષ્ટિ ગણીને જગત્ કહે, તો સર્વ જગતનું ધારણ અને આકર્ષણનો કર્તા પરમેશ્વર વિના અન્ય કોઈ પણ નથી. એટલા માટે જે સર્વ જગત્ને રચે છે તે જ :-

**स दाधार पृथिवीमुत द्याम्** ॥ આ યજુર્વેદનું વચન છે.

જે પૃથિવ્યાદિ પ્રકાશરહિત લોક-લોકાન્તર પદાર્થ તથા સૂર્યાદિ પ્રકાશસહિત લોક અને પદાર્થોનું રચન-ધારણ પરમાત્મા કરે છે, તથા જે સર્વમાં વ્યાપક થઈ રહ્યો છે, તે જ સર્વ જગતનો કર્તા અને ધારણ કરનાર છે.

**પ્રશ્ન** - પૃથિવ્યાદિ લોક ઘૂમે છે કે સ્થિર છે.

**ઉત્તર** - ઘૂમે છે.

**પ્રશ્ન** - કેટલાક લોકો કહે છે કે સૂર્ય ઘૂમે છે અને પૃથિવી નથી ઘૂમતી. બીજા કહે છે કે પૃથિવી ઘૂમે છે સૂર્ય નથી ઘૂમતો. એમાં સત્ય શું માનવું ?

**ઉત્તર** - એ બન્ને અડધા-અડધા જૂઠા છે. કેમકે વેદમાં લખ્યું છે કે :-

**आयं गौः पृश्निरक्रमीदसदन्मातरं पुरः । पितरं च प्रयन्त्स्वः** ॥ -यजु० अ०३. मं० ६ ॥

અર્થાત્ આ ભૂગોળ જળસહિત સૂર્યની ચારે બાજુ ઘૂમતો જાય છે, એથી ભૂમિ ઘૂમ્યા કરે છે.

**आ कृष्णेन रजसा वर्त्तमानो निवेशयन्नमृतं मर्त्यं च ।**
**हिरण्ययेन सविता रथेना देवो याति भुवनानि पश्यन्** ॥ -यजु० अ०३३. मं०४३ ॥

જે સવિતા અર્થાત્ સૂર્ય વર્ષાદિનો કર્તા, પ્રકાશસ્વરૂપ, તેજોમય અને રમણીયસ્વરૂપ સહિત વર્તમાન, સર્વ પ્રાણી - અપ્રાણીઓમાં અમૃતરૂપ વૃષ્ટિ અને કિરણ દ્વારા અમૃતનો પ્રવેશ કરાવી અને સર્વ મૂર્તિમાન્ દ્રવ્યોને દેખાડતો સર્વ લોકોની સાથે આકર્ષણ ગુણથી સહ વર્તમાન, સ્વપરિધિમાં ઘૂમતો રહે છે કિન્તુ કોઈ પણ લોકની ચારે તરફ નથી ઘૂમતો. અને એ જ પ્રમાણે એક એક બ્રહ્માણ્ડમાં એક સૂર્ય પ્રકાશક અને બીજા સર્વ લોક-લોકાન્તર પ્રકાશ્ય છે. જેમ કે :-

**दिवि सोमो अधि श्रितः** । -अथर्व० । कां० १४ अनु० १ मं०१ ॥

જેમ આ ચન્દ્રલોક સૂર્યથી પ્રકાશિત થાય છે, તેમ પૃથિવ્યાદિ લોક પણ સૂર્યના પ્રકાશથી જ પ્રકાશિત થાય છે. પરન્તુ રાત અને દિવસ સર્વદા વર્તમાન રહે છે, કેમકે પૃથિવ્યાદિ લોકોનો ફરીને જેટલો ભાગ સૂર્યની સામે આવે છે, તેટલામાં દિવસ; અને જેટલો પૃષ્ઠમાં એટલે આડમાં આવી જાય છે, તેટલામાં રાત થાય છે. અર્થાત્ ઉદય, અસ્ત, સન્ધ્યા, મધ્યાહ્ન, મધ્યરાત્રિ, આદિ જેટલા કાલાવયવ છે, તે દેશદેશાન્તરોમાં સદા વર્તમાન રહે છે. અર્થાત્ જ્યારે આર્યાવર્ત્તમાં સૂર્યોદય થાય છે, તે સમયે પાતાલ એટલે "અમેરિકા" માં અસ્ત થાય છે. અને જ્યારે આર્યાવર્ત્તમાં અસ્ત થાય છે, ત્યારે પાતાલ દેશમાં ઉદય થાય છે. જ્યારે આર્યાવર્ત્તમાં મધ્ય દિન કે મધ્ય રાત હોય છે તે સમયે પાતાલ દેશમાં મધ્ય રાત્રિ અને મધ્ય દિન રહે છે.

જે લોકો કહે છે કે સૂર્ય ઘૂમે છે અને પૃથિવી નથી ઘૂમતી તે બધા અજ્ઞ છે, કેમકે જો એમ હોત તો કંઈ સહસ્ર વર્ષના દિવસ અને રાત થાત. અર્થાત્ સૂર્યનું નામ (**ब्रध्नः**) છે, તે પૃથિવીથી લાખોગણો મોટો અને કરોડો કોશ દૂર છે. જેમ રાઈની સામે પહાડ ઘૂમે, તો ઘણી વાર લાગે પણ રાઈના ઘૂમવામાં બહુ સમય નથી લાગતો, તેમ પૃથિવીના ઘૂમવાથી યથાયોગ્ય દિવસ-રાત થાય છે; સૂર્યના ઘૂમવાથી નહીં.

વળી જે સૂર્યને સ્થિર કહે છે, તે પણ જ્યોતિર્વિદ્યાવિત્ નથી, કેમકે જો સૂર્ય ન ઘૂમતો હોત તો એક રાશિ સ્થાનથી બીજી રાશિ અર્થાત્ સ્થાનને પ્રાપ્ત થાત નહીં. અને ભારે પદાર્થ ઘૂમ્યા વિના આકાશમાં નિયત સ્થાન પર કદી રહી શકતો નથી.

અને જે જૈની કહે છે કે પૃથિવી ઘૂમતી નથી, કિન્તુ નીચે-નીચે ચાલી જાય છે અને બે સૂર્ય અને બે ચન્દ્ર કેવળ જમ્બૂદ્વીપમાં બતાવે છે, તે તો જલદ ભાંગના નશામાં નિમગ્ન છે ! કેમ કે જો નીચે-નીચે ચાલી જાય તો ચારે તરફ વાયુનું ચક્ર ન બનવાથી પૃથિવી છિન્ન ભિન્ન થઈ જાય અને નિમ્ન સ્થળોમાં રહેનારાઓને વાયુનો સ્પર્શ ન થાય. નીચેવાળાઓને અધિક થાય અને એકસરખી વાયુની ગતિ રહેત. બે સૂર્ય ચન્દ્ર હોત તો રાત અને કૃષ્ણપક્ષનું થવું પણ નષ્ટ ભ્રષ્ટ થાત. એટલા માટે એક ભૂમિની પાસે એક ચન્દ્ર અને અનેક ચન્દ્ર, અનેક ભૂમિઓની મધ્યમાં એક સૂર્ય રહે છે.

પ્રશ્ન - સૂર્ય, ચન્દ્ર અને તારા શી વસ્તુ છે ? અને તેમાં મનુષ્યાદિ સૃષ્ટિ છે કે નહીં ?

ઉત્તર - એ સર્વ ભૂગોળ લોક છે અને એમાં મનુષ્યાદિ પ્રજા પણ રહે છે કેમ કે :-

**एतेषु हीद ँ सर्वं वसुहितमेते हीद ँ सर्वं वासयन्ते तद्यदिद ँ सर्वं वासयन्ते तस्माद्वसव इति** ॥

-शत० कां०१४ (प्र०६ ब्रा०७ कं०४)

પૃથિવી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, ચન્દ્ર, નક્ષત્ર અને સૂર્ય એમનું વસુ નામ એટલા માટે છે કે એમની અંદર સર્વ પદાર્થ અને પ્રજા વસે છે. અને એ જ સર્વને વસાવે છે. જેથી કરીને વાસના=નિવાસ કરવાના ઘર છે, તેથી કરીને એમનું નામ **'વસુ'** છે. જ્યારે પૃથિવીની જેમ સૂર્ય ચન્દ્ર અને નક્ષત્ર વસુ છે, તો પછી તેમાં એ જ પ્રકારે પ્રજાના હોવામાં શો સન્દેહ ? તથા જેમ પરમેશ્વરનો આ નાના સરખો લોક

મનુષ્યાદિ સૃષ્ટિથી ભરેલો છે, તો શું સર્વલોકો શૂન્ય હશે ? પરમેશ્વરનું કોઈ પણ કામ નિષ્પ્રયોજન નથી હોતું, તો શું આટલાં અસંખ્ય લોકોમાં મનુષ્યાદિ સૃષ્ટિ ન હોય, તો તે કદી પણ સફળ થઈ શકે છે ? એટલા માટે સર્વત્ર મનુષ્યાદિ સૃષ્ટિ છે.

**પ્રશ્ન** - જેમ આ દેશમાં મનુષ્યાદિ સૃષ્ટિની આકૃતિ અવયવ છે, તેમજ અન્ય લોકોમાં હશે કે વિપરીત ?

**ઉત્તર** - કંઈ કંઈ આકૃતિની અંદર ભેદ હોવાનો સમ્ભવ છે. જેમ આ દેશમાં ચીન, હબસી અને આર્યાવર્ત, યૂરોપમાં અવયવ અને રંગ, રૂપ આકૃતિમાં પણ થોડો થોડો ભેદ હોય છે, તે પ્રકારે લોક-લોકાન્તરમાં પણ ભેદ હોય છે. પરન્તુ જે જાતિની જેવી સૃષ્ટિ આ દેશમાં છે, તેવી જાતિની જ સૃષ્ટિ અન્ય લોકોમાં પણ છે. જે જે શરીર પ્રદેશમાં નેત્રાદિ અઙ્ગ છે તે તે પ્રદેશમાં લોક-લોકાન્તરમાં પણ તે જાતિના અવયવ પણ તેવા જ થાય છે. કેમકે :-

**सूर्य्याचन्द्रमसौ धाता यथा पूर्वमकल्पयत् । दिवं च पृथिवीं चान्तरिक्षमथो स्वः ॥**

- ऋ० मं० १० सू० १९० ॥

(**धाता**) પરમાત્માએ જે પ્રકારે સૂર્ય, ચન્દ્ર, દ્યૌ, ભૂમિ, અન્તરિક્ષ અને ત્યાંના સુખ વિશેષ પદાર્થ, પૂર્વ કલ્પમાં રચ્યા હતા, તેવા જ આ કલ્પ અર્થાત્ આ સૃષ્ટિમાં રચ્યા છે, તથા સર્વ લોક-લોકાન્તરોમાં પણ બનાવ્યા છે. ભેદ કિંચિત્ માત્ર પણ હોતો નથી.

**પ્રશ્ન** - જે વેદોનો આ લોકમાં પ્રકાશ છે, તેમનો જ તે લોકમાં પણ પ્રકાશ છે કે નહીં ?

**ઉત્તર** - તેમનો જ છે. જેમ એક રાજાની રાજ્યવ્યવસ્થા નીતિ સર્વ દેશોમાં સમાન હોય છે, તે પ્રકારે પરમાત્મા-રાજરાજેશ્વરની વેદોક્ત નીતિ તેમના સૃષ્ટિરૂપ સર્વ રાજ્યમાં એકસરખી છે.

**પ્રશ્ન** - જ્યારે આ જીવ અને પ્રકૃતિસ્થ તત્ત્વ અનાદિ અને ઈશ્વરનાં બનાવેલાં નથી, તો ઈશ્વરનો એમના પર અધિકાર પણ ન હોવો જોઈએ, કેમકે બધાં સ્વતંત્ર થયાં ?

**ઉત્તર** - જેમ રાજા અને પ્રજા સમકાલમાં હોય છે, અને રાજાને આધીન પ્રજા હોય છે, તેમ પરમેશ્વરને આધીન જીવ અને જડ પદાર્થ છે. જ્યારે પરમેશ્વર સર્વ સૃષ્ટિના બનાવનાર, જીવોનાં કર્મ ફળોના આપનાર સર્વના યથાવત્ રક્ષક અને અનન્ત સામર્થ્યવાળા છે, તો અલ્પ સામર્થ્યવાળા અને જડ પદાર્થ પણ તેને આધીન કેમ ન હોય ? એટલા માટે જીવ કર્મ કરવામાં સ્વતન્ત્ર પરન્તુ કર્મોનાં ફળ ભોગવવામાં ઈશ્વરની વ્યવસ્થાથી પરતન્ત્ર છે. અને તે જ પ્રમાણે સર્વશક્તિમાન પરમાત્મા સૃષ્ટિ, સંહાર અને પાલન સર્વ વિશ્વનો કર્તા છે.

હવે આની આગળ વિદ્યા, અવિદ્યા, બન્ધ અને મોક્ષ વિષય લખવામાં આવશે. આ આઠમો સમુલ્લાસ પૂરો થયો.

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे**
**सुभाषाविभूषिते सृष्ट्युत्पत्तिस्थितिप्रलय-**
**विषयेऽष्टमः समुल्लासः सम्पूर्णः ॥८॥**

# ॥ अथ नवमसमुल्लासारम्भः ॥

अथ विद्याऽविद्याबन्धमोक्षविषयान् व्याख्यास्यामः ॥

विद्यां चाऽविद्यां च यस्तद्वेदोभयꣳ सह । अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते ॥

- यजुः० अ०१० मं०१४ ॥

જે મનુષ્ય વિદ્યા અને અવિદ્યાના સ્વરૂપને સાથે સાથે જ જાણે છે, તે અવિદ્યા અર્થાત્ કર્મોપાસનાથી મૃત્યુને તરીને વિદ્યા અર્થાત્ યથાર્થ જ્ઞાનથી મોક્ષને પ્રાપ્ત થાય છે. અવિદ્યાનું લક્ષણ :-

**अनित्याशुचिदुःखानात्मासु नित्यशुचिसुखात्मख्यातिरविद्या ॥** આ યોગસૂત્ર (સાધનપાદ સૂ.૫)નું વચન છે. અનિત્ય સંસાર અને દેહાદિમાં જે નિત્ય અર્થાત્ કાર્ય જગત્ જોવા-સાંભળવામાં આવે છે, તે સદા રહેશે, સદાથી છે, અને યોગ બલથી આ દેવોના શરીર સદા રહે છે, એવી વિપરીત બુદ્ધિ થવી, એ અવિદ્યાનો પ્રથમ ભાગ છે.

અશુચિ અર્થાત્ મલમય સ્ત્રી આદિ અને મિથ્યાભાષણ, ચોરી આદિ અપવિત્રમાં પવિત્ર બુદ્ધિ બીજો, અત્યન્ત વિષયસેવનરૂપ દુઃખમાં સુખ બુદ્ધિ આદિ ત્રીજો, અનાત્મામાં આત્મબુદ્ધિ કરવી એ અવિદ્યાનો ચોથો ભાગ છે. આ ચાર પ્રકારનું વિપરીત જ્ઞાન **અવિદ્યા** કહેવાય છે.

એથી વિપરીત-અર્થાત્ અનિત્યમાં અનિત્ય અને નિત્યમાં નિત્ય, અપવિત્રમાં અપવિત્ર અને પવિત્રમાં પવિત્ર, દુઃખમાં દુઃખ, સુખમાં સુખ, અનાત્મામાં અનાત્મા અને આત્મામાં આત્માનું જ્ઞાન થવું એ વિદ્યા છે. અર્થાત્ **"वेत्ति यथावत्तत्त्वपदार्थस्वरूपं यया सा विद्या । यया तत्त्वस्वरूपं न जानाति भ्रमादन्यस्मिन्नन्यन्निश्चिनोति साऽविद्या"** જેથી પદાર્થનો યથાર્થ સ્વરૂપ બોધ થાય તે વિદ્યા છે, અને જેથી તત્ત્વસ્વરૂપ જાણવામાં ન આવે અને અન્યમાં અન્ય બુદ્ધિ થાય તે અવિદ્યા કહેવાય છે. અર્થાત્ કર્મ અને ઉપાસના અવિદ્યા એટલા માટે છે કે એ બાહ્ય અને અન્તર ક્રિયાવિશેષ(નું) નામ છે; જ્ઞાન વિશેષ નથી. એથી મન્ત્રમાં કહ્યું છે કે શુદ્ધ કર્મ અને પરમેશ્વરની ઉપાસના વિના મૃત્યુ દુઃખથી કોઈ પાર થતું નથી. અર્થાત્ પવિત્ર કર્મ, પવિત્રોપાસના અને પવિત્ર જ્ઞાનથી જ મુક્તિ અને અપવિત્ર મિથ્યાભાષણાદિ કર્મ, પાષાણમૂર્તિ વગેરેની ઉપાસના અને મિથ્યાજ્ઞાનથી બન્ધ થાય છે.

કોઈ પણ મનુષ્ય ક્ષણ માત્ર પણ કર્મ, ઉપાસના અને જ્ઞાનથી રહિત થતો નથી, એટલા માટે ધર્મયુક્ત સત્યભાષણ વગેરે કર્મો કરવાં અને મિથ્યાભાષણાદિ અધર્મને છોડી દેવા, એ જ મુક્તિનાં સાધન છે.

**પ્રશ્ન** - મુક્તિ કોને પ્રાપ્ત નથી થતી ? **ઉત્તર** - જે બદ્ધ છે.

**પ્રશ્ન** - બદ્ધ કોણ છે ? **ઉત્તર** - જે અધર્મ અજ્ઞાનમાં ફસાયેલો જીવ છે.

**પ્રશ્ન** - બન્ધ અને મોક્ષ સ્વભાવથી થાય છે કે નિમિત્ત છે ?

**ઉત્તર** - નિમિત્તથી, કેમકે જો સ્વભાવથી હોત તો બન્ધ અને મુક્તિની નિવૃત્તિ કદી થાત નહીં.

**પ્રશ્ન** - **न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।**

न मुमुक्षुर्न वै मुक्तिरित्येषा परमार्थता ॥ (गौडपादीयकारिका प्र०२ कां०३२)

આ શ્લોક માણ્ડૂક્યોપનિષદ્ પર છે. જીવ એ બ્રહ્મ હોવાથી વસ્તુતઃ જીવોનો નિરોધ અર્થાત્ કદી આવરણમાં આવ્યો નથી. જન્મ લેતો નથી, તેને બન્ધ નથી અને તે સાધક નથી, અર્થાત્ કોઈ પણ સાધના કરનાર નથી. તે છૂટવાની ઇચ્છા કરતો નથી અને કદી એની મુક્તિ નથી. કેમકે જ્યારે પરમાર્થથી બન્ધ જ નથી થતો, તો પછી મુક્તિ શી ?

**ઉત્તર** - આ નવીન વેદાન્તીઓનું કથન સત્ય નથી, કેમકે જીવનું સ્વરૂપ અલ્પ હોવાથી આવરણમાં આવે છે, શરીરની સાથે પ્રકટ હોવા રૂપ જન્મ લે છે, પાપ રૂપ કર્મોનાં ફળ ભોગરૂપ બન્ધનમાં ફસે છે, તેને છોડાવવાની સાધના કરે છે, દુઃખથી છૂટવાની ઈચ્છા કરે છે અને દુઃખથી છૂટીને પરમાનન્દ પરમેશ્વરને પ્રાપ્ત થઈને મુક્તિને પણ ભોગવે છે.

**પ્રશ્ન** - એ સર્વ ધર્મ દેહ અને અન્તઃકરણના છે, જીવના નથી. કેમકે જીવ તો પાપ-પુણ્ય રહિત સાક્ષી માત્ર છે. શીતોષ્ણાદિ શરીર આદિના ધર્મ છે, આત્મા તો નિર્લેપ છે.

**ઉત્તર** - દેહ અને અન્તઃકરણ જડ છે, એમને શીતોષ્ણની પ્રાપ્તિ અને ભોગ નથી. જેમ પત્થરને શીત અને ઉષ્ણનું ભાન નથી. જે ચેતન મનુષ્યાદિ પ્રાણી એમનો સ્પર્શ કરે છે, તેને જ શીતોષ્ણનું ભાન અને ભોગ થાય છે. તેમ પ્રાણ પણ જડ છે. એને ભૂખ કે પિપાસા એટલે તરસ નથી, કિન્તુ પ્રાણવાળા જીવને ક્ષુધા, તૃષા લાગે છે. તેમજ મન પણ જડ છે. એને હર્ષ અને શોક થઈ શકતા નથી, કિન્તુ મન વડે હર્ષ-શોક અને સુખ-દુઃખનો ભોગ જીવ કરે છે. જેમ બહિષ્કરણ શ્રોત્રાદિ ઇન્દ્રિયો વડે સારા નઠારા શબ્દાદિ વિષયોનું ગ્રહણ કરીને જીવ સુખી-દુઃખી થાય છે, તેમ અન્તઃકરણ- અર્થાત્ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર- વડે સંકલ્પ, વિકલ્પ, નિશ્ચય, સ્મરણ અને અભિમાન કરનારા દણ્ડ અને માનના ભાગી થાય છે.

જેમ તલવારથી મારનાર દણ્ડની થાય છે, પણ તલવાર થતી નથી; તેમ દેહેન્દ્રિય, અન્તઃકરણ અને પ્રાણરૂપ સાધનોથી સારા નઠારાં કર્મોના કર્તા જીવો સુખદુઃખના ભોક્તા છે. જીવ કર્મોનો સાક્ષી નથી, પણ કર્તા અને ભોક્તા છે. કર્મોનો સાક્ષી તો એક અદ્વિતીય પરમાત્મા છે. જે કર્મ કરનારા જીવ છે, તે જ કર્મોમાં લિપ્ત થાય છે; તે ઈશ્વર સાક્ષી નથી.

**પ્રશ્ન** - જીવ બ્રહ્મનું પ્રતિબિમ્બ છે, જેમ દર્પણના તૂટવા-ફૂટવાથી પ્રતિબિમ્બની કાંઈ પણ હાનિ થતી નથી. તેમ અન્તઃકરણમાં બ્રહ્મનું પ્રતિબિમ્બ જીવ ત્યાં સુધી છે કે જ્યાં સુધી તે અન્તઃકરણોપાધિ છે. જ્યારે અન્તઃકરણ નષ્ટ થઈ જાય, ત્યારે જીવ મુક્ત છે.

**ઉત્તર** - એ તો બાળકપણાની વાત છે કેમકે પ્રતિબિમ્બ તો સાકારનું સાકારમાં પડે છે. જેમ કે મુખ અને દર્પણ આકારવાળાં છે અને પૃથક પણ છે. જો પૃથક ન હોય તો પ્રતિબિમ્બ થઈ શકતું નથી. બ્રહ્મ નિરાકાર અને સર્વવ્યાપક હોવાથી એનું પ્રતિબિમ્બ પણ પડી શકતું નથી.

**પ્રશ્ન** - જુઓ, ગમ્ભીર સ્વચ્છ જળમાં નિરાકાર અને વ્યાપક આકાશનો આભાસ પડે છે. તે જ પ્રકારે સ્વચ્છ અન્તઃકરણમાં પરમાત્માનો આભાસ છે, તેથી એને ચિદાભાસ કહે છે.

**ઉત્તર** - આ બાળબુદ્ધિનો મિથ્યા પ્રલાપ છે, કેમકે આકાશ દૃશ્ય નથી તો પછી એને આંખથી કોઈ પણ કેવી રીતે જોઈ શકે છે. જ્યારે આકાશથી સ્થૂળ વાયુને આંખથી નથી જોઈ શકાતો તો, આકાશને કેમ કરીને જોઈ શકાય ?

**પ્રશ્ન** - આ જે ઉપર નીલ અને ધુમાડા જેવું દેખાય છે, તે આકાશનીલ દેખાય છે કે નહીં ?

**ઉત્તર** - નહીં.

**પ્રશ્ન** - તો એ શું છે ?

**ઉત્તર** - અલગ અલગ પૃથિવી, જલ અને અગ્નિના ત્રસરેણુ દેખાય છે. જેમાં જે નીલતા દેખાય છે તે અધિક જલ કે જે વર્ષે છે, તે નીલ છે અને જે ધૂમાડા જેવું દેખાય છે, તે પૃથિવીથી ધૂળ ઉડીને વાયુમાં ઘૂમે છે તે દેખાય છે અને તેનું જ પ્રતિબિમ્બ જલ કે દર્પણમાં દેખાય છે. આકાશનું નહીં.

**પ્રશ્ન** - જેમ ઘટાકાશ, મઠાકાશ, મેઘાકાશ અને મહદાકાશના ભેદ વ્યવહારમાં થાય છે, તેમ બ્રહ્મના બ્રહ્માણ્ડ અને અન્તઃકરણ ઉપાધિના ભેદથી ઈશ્વર અને જીવ નામ પડે છે. જ્યારે ઘટાદિ નષ્ટ થઈ જાય છે ત્યારે મહાકાશ જ કહેવાય છે.

**ઉત્તર** - એ પણ વાત અવિદ્વાનોની છે. કેમકે આકાશ કદી છિન્ન-ભિન્ન નથી થતું. વ્યવહારમાં પણ "ઘડો લાવ" ઈત્યાદિ વ્યવહાર થાય છે. કોઈ કહેતું નથી કે "ઘડાનું આકાશ લાવ" તેથી એ વાત ઠીક નથી.

**પ્રશ્ન** - જેમ સમુદ્રમાં માછલાં, કીડાઓ અને આકાશમાં પક્ષી આદિ ઘૂમે છે, તેમ ચિદાકાશ બ્રહ્મમાં સર્વ અન્તઃકરણો ઘૂમે છે. એ સ્વયં તો જડ છે, પરન્તુ સર્વવ્યાપક પરમાત્માની સત્તા વડે, જેમ અગ્નિથી લોઢું તેમ ચેતન થઈ રહ્યાં છે. જેમ તે ફરે હરે છે અને આકાશ તથા બ્રહ્મ નિશ્ચલ છે તેમ જીવને બ્રહ્મ માનવામાં કાંઈ દોષ નથી આવતો.

**ઉત્તર** - તમારું આ દ્રષ્ટાન્ત પણ સત્ય નથી, કેમકે જો સર્વવ્યાપી બ્રહ્મ અન્તઃકરણમાં પ્રકાશમાન થઈ જીવ બને છે, તો સર્વજ્ઞાદિ ગુણ તેમાં હોય છે કે નહીં ? જો કહો કે આવરણ હોવાથી સર્વજ્ઞતા નથી રહેતી, તો કહો કે બ્રહ્મ આવૃત્ત અને ખણ્ડિત છે કે અખણ્ડિત ? જો કહો કે અખણ્ડિત છે, તો વચમાં કોઈ પણ પડદો નાંખી શકે નહીં. જ્યારે પડદો નથી, ત્યારે સર્વજ્ઞતા કેમ નહીં ? જો કહો કે પોતાના સ્વરૂપને ભૂલીને અન્તઃકરણની સાથે ચાલતા જેવો છે, સ્વરૂપથી નહીં, જ્યારે સ્વયં નથી ચાલતો, તો અન્તઃકરણ જેટલું-જેટલું પૂર્વ- પ્રાપ્ત દેશ છોડતું જશે અને આગળ-આગળ જ્યાં-જ્યાં સરકતું જશે, ત્યાં ત્યાંનું બ્રહ્મ ભ્રાન્ત અને અજ્ઞાની થતું જશે, અને જેટલો જેટલો છૂટતો જશે, ત્યાં-ત્યાંનું બ્રહ્મ જ્ઞાની, પવિત્ર અને મુક્ત થતું જશે. એ પ્રકારે સર્વત્ર સૃષ્ટિના બ્રહ્મને અન્તઃકરણ બગાડ્યા કરશે, અને તેની બન્ધ, મુક્તિ પણ ક્ષણ-ક્ષણમાં થયા કરશે. તમારા કહેવા પ્રમાણે જો એમ હોય તો કોઈ જીવને પૂર્વે જોયેલા-સાંભળ્યાનું સ્મરણ ન થવું જોઈએ, કેમકે જે બ્રહ્મે તે જોયું, તે બ્રહ્મ ન રહ્યું. એટલા માટે બ્રહ્મ જીવ અને જીવ બ્રહ્મ કદી એક થતાં નથી. પણ સદા પૃથક્-પૃથક્ છે.

**પ્રશ્ન** - એ સર્વ અધ્યારોપમાત્ર છે. અર્થાત્ અન્ય વસ્તુમાં અન્ય વસ્તુનું સ્થાપન કરવું અધ્યારોપ કહેવાય છે. તેમ બ્રહ્મ વસ્તુમાં સર્વ જગત્ અને એના વ્યવહારનો અધ્યારોપ કરવાથી જિજ્ઞાસુને બોધ કરાવવાનો હોય છે, વાસ્તવમાં તો સર્વ બ્રહ્મ જ છે.

**પ્રશ્ન** - અધ્યારોપનો કરનાર કોણ છે ? **ઉત્તર** - જીવ.

**પ્રશ્ન** - જીવ કોને કહો છો ? **ઉત્તર** - અન્તઃકરણાવચ્છિન્ન ચેતનને.

**પ્રશ્ન** - અન્તઃકરણાવચ્છિન્ન ચેતન બીજો છે કે તે જ બ્રહ્મ ?

**ઉત્તર** - તે જ બ્રહ્મ છે.

**પ્રશ્ન** - તો શું બ્રહ્મે જ પોતાનામાં જગતની જૂઠી કલ્પના કરી લીધી ?

**ઉત્તર** - હા. બ્રહ્મની એમાં શી હાનિ છે ?

**પ્રશ્ન** - જે મિથ્યા કલ્પના કરે છે, તે શું જૂઠો નથી ઠરતો ?

**ઉત્તર** - નહીં, કેમ કે જે મન, વાણીથી કલ્પિત કે કથિત છે તે સર્વ જૂઠું છું.

**પ્રશ્ન** - તો પછી મન, વાણીથી જૂઠી કલ્પના કરનાર અને મિથ્યા બોલનાર બ્રહ્મ કલ્પિત અને મિથ્યાવાદી થયું કે નહીં ?

**ઉત્તર** - થયું, અમને ઇષ્ટાપત્તિ છે !

વાહ રે જુઠા વેદાન્તીઓ ! તમે સત્યસ્વરૂપ, સત્યકામ, સત્યસંકલ્પ, પરમાત્માને તો મિથ્યાચારી બનાવી દીધો. શું એ તમારી દુર્ગતિનું કારણ નથી ? ક્યાં ઉપનિષદ્ સૂત્ર કે વેદમાં લખ્યું છે કે પરમેશ્વર મિથ્યાસંકલ્પ અને મિથ્યાવાદી છે ? કેમકે જેમ કોઈ ચોરે કોટવાળને દણ્ડ દીધો, અર્થાત્ "ઉલટો ચોર કોટવાળને દણ્ડે" એ કહેવત પ્રમાણે તમારી વાત થઈ. એ વાત તો ઉચિત છે કે કોટવાળ ચોરને દણ્ડે, પરન્તુ ચોર કોટવાળને દણ્ડે એ વાત તો વિપરીત છે; તે જ પ્રમાણે તમે મિથ્યાસંકલ્પ અને મિથ્યાવાદી થઈને તે પોતાનો દોષ બ્રહ્મમાં વ્યર્થ લગાડો છો.

જો બ્રહ્મ મિથ્યાજ્ઞાની, મિથ્યાવાદી, મિથ્યાકારી હોય તો સઘળું અનન્ત બ્રહ્મ પણ એવું જ થઈ જાય, કેમકે એ એક રસ છે; સત્યસ્વરૂપ, સત્યમાની, સત્યવાદી અને સત્યકારી છે. આ સઘળા દોષ તમારા છે. બ્રહ્મનાં નથી.

જેને તમે વિદ્યા કહો છો તે અવિદ્યા છે. અને તમારો અધ્યારોપ પણ-મિથ્યા છે. કેમકે તમે બ્રહ્મ ન હોવા છતાં પોતાને બ્રહ્મ અને બ્રહ્મને જીવ માનવો, એ મિથ્યાજ્ઞાન નહીં તો શું છે ? જે સર્વવ્યાપક છે તે પરિછિન્ન અજ્ઞાન અને બન્ધમાં કદી નથી પડતો. કેમકે અજ્ઞાન, પરિચ્છિન, એકદેશી, અલ્પ, અલ્પજ્ઞ જીવ હોય છે; સર્વજ્ઞ, સર્વવ્યાપી બ્રહ્મમાં નહીં.

**હવે મુક્તિ અને બન્ધનું વર્ણન કરીએ છીએ.**

પ્રશ્ન - મુક્તિ કોને કહો છો ?

**ઉત્તર** - '**मुञ्चन्ति पृथग्भवन्ति जना यस्यां सा मुक्तिः**' જેમાંથી છુટી જવું હોય, તેનું નામ મુક્તિ છે.

**પ્રશ્ન** - કોનાથી છૂટી જવું ? **ઉત્તર** - જેનાથી છૂટવાની ઇચ્છા સઘળા જીવો કરે છે.

**પ્રશ્ન** - કોનાથી છૂટવાની ઇચ્છા કરે છે? **ઉત્તર** - જેનાથી છૂટવાને ચાહે છે.

**પ્રશ્ન** - કોનાથી છૂટવા ચાહે છે ? **ઉત્તર** - દુઃખથી.

**પ્રશ્ન** - છૂટીને કોને પ્રાપ્ત થાય છે અને ક્યાં રહે છે ?

**ઉત્તર** - સુખને પ્રાપ્ત થાય છે અને બ્રહ્મમાં રહે છે.

**પ્રશ્ન** - મુક્તિ અને બન્ધ કઈ કઈ વાતોથી થાય છે ?

**ઉત્તર** - પરમેશ્વરની આજ્ઞા પાળવી, અધર્મ, અવિદ્યા, કુસંગ, કુસંસ્કાર, ખરાબ વ્યસનોથી અલગ રહેવું અને સત્યભાષણ, પરોપકાર, વિદ્યા, પક્ષપાતરહિત ન્યાય, ધર્મની વૃદ્ધિ કરવી; પૂર્વોક્ત પ્રકારે પરમેશ્વરની સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના અર્થાત્ યોગાભ્યાસ કરવો; વિદ્યા ભણવી, ભણાવવી અને ધર્મથી પુરુષાર્થ કરીને જ્ઞાનની ઉન્નતિ કરવી; સર્વથી ઉત્તમ સાધનો કરવાં, અને જે કાંઈ કરવું તે સઘળું પક્ષપાતરહિત, ન્યાય-ધર્માનુસાર જ કરવું- ઇત્યાદિ સાધનો વડે મુક્તિ અને એનાથી વિપરીત ઈશ્વરાજ્ઞાભંગ કરવી આદિ કામથી બન્ધ થાય છે.

**પ્રશ્ન** - મુક્તિમાં જીવનો લય થાય છે કે વિદ્યમાન રહે છે. **ઉત્તર** - વિદ્યમાન રહે છે.

**પ્રશ્ન** - ક્યાં રહે છે ? **ઉત્તર** - બ્રહ્મમાં

**પ્રશ્ન** - બ્રહ્મ ક્યાં છે ? અને એ મુક્ત જીવ એક સ્થળે રહે છે કે સ્વેચ્છાચારી થઈને સર્વત્ર વિચરે છે ?

**ઉત્તર** - બ્રહ્મ સર્વત્ર પૂર્ણ છે, તેમાં મુક્ત જીવ અવ્યાહતગતિ અર્થાત્ તેને રુકાવટ નથી; વિજ્ઞાન, આનન્દપૂર્વક સ્વતન્ત્ર વિચરે છે.

**પ્રશ્ન** - મુક્ત જીવોનું સ્થૂલ શરીર હોય છે કે નહીં ?

**ઉત્તર** - નથી હોતું.

**પ્રશ્ન** - તો પછી તેઓ સુખ અને આનન્દ ભોગ કેમ કરી શકે ?

**ઉત્તર** - તેમના સત્ય સઙ્કલ્પાદિ સ્વાભાવિક ગુણ સામર્થ્ય સઘળું રહે છે. પરન્તુ ભૌતિક સંગ રહેતો નથી જેમ કે :-

**श्रृण्वन् श्रोत्रं भवति, स्पर्शयन् त्वग्भवति, पश्यन् चक्षुर्भवति, रसयन् रसना भवति, जिघ्रन् घ्राणं भवति, मन्वानो मनो भवति, बोधयन् बुद्धिर्भवति, चेतयंश्चित्तम्भवत्यहं कुर्वाणोऽहङ्कारो भवति ॥**

**-शतपथ कां० १४ ॥**

મોક્ષમાં ભૌતિક શરીર કે ઈન્દ્રિયોના ગોલક જીવાત્માની સાથે રહેતા નથી કિન્તુ પોતાના સ્વાભાવિક શુદ્ધ ગુણ રહે છે. જ્યારે સાંભળવા ઈચ્છે છે ત્યારે શ્રોત્ર, સ્પર્શ કરવા ચાહે છે ત્યારે ત્વચા, જોવાના સંકલ્પથી ચક્ષુ, સ્વાદને માટે રસના, ગન્ધને માટે ઘ્રાણ, સંકલ્પ વિકલ્પ કરતી વખતે મન, નિશ્ચય કરવા માટે બુદ્ધિ, સ્મરણાર્થે ચિત્ત અને અહંકારાર્થે અહંકારરૂપ પોતાની સ્વશક્તિથી જીવાત્મા મુક્તિમાં થઈ જાય છે અને સંકલ્પમાત્ર શરીર હોય છે. જેમ શરીરને આધારે રહી, ઈન્દ્રિયોના ગોલક દ્વારા જીવ સ્વકાર્ય કરે છે, તેમ પોતાની સ્વશક્તિથી મુક્તિમાં સર્વઆનન્દ ભોગવી લે છે.

**પ્રશ્ન** - એની શક્તિ કેવા પ્રકારની અને કેટલી છે ?

**ઉત્તર** - મુખ્ય એક પ્રકારની શક્તિ છે, પરન્તુ બલ, પરાક્રમ, આકર્ષણ, પ્રેરણા, ગતિ, ભીષણ, વિવેચન, ક્રિયા, ઉત્સાહ, સ્મરણ, નિશ્ચય, ઈચ્છા, પ્રેમ, દ્વેષ, સંયોગ, વિભાગ, સંયોજક, વિભાજક, શ્રવણ, સ્પર્શન, દર્શન, સ્વાદન અને ગન્ધગ્રહણ તથા જ્ઞાન એ ૨૪ પ્રકારના સામર્થ્યયુક્ત જીવ છે. એથી મુક્તિમાં પણ આનન્દની પ્રાપ્તિનો ભોગ કરે છે.

જો મુક્તિમાં જીવનો લય થાય, તો મુક્તિનું સુખ કોણ ભોગવે ? અને જે જીવના નાશને જ મુક્તિ સમજે છે, તે તો મહામૂઢ છે, કેમકે જીવની મુક્તિ એ છે કે દુઃખોથી છૂટીને આનન્દસ્વરૂપ, સર્વવ્યાપક, અનન્ત પરમેશ્વરમાં જીવોનું આનન્દમાં રહેવું. જુઓ, વેદાન્ત શારીરક સૂત્રોમાં :-

**अभावं बादरिराह ह्येवम् ॥ -(वेदान्तद० ४. ४. १०)**

જે વ્યાસજીના પિતા બાદરિ છે, તે મુક્તિમાં જીવનો અને તેની સાથે મનનો ભાવ માને છે, અર્થાત્ જીવ અને મનનો લય પરાશરજી માનતા નથી. તેવી રીતે -

**भावं जैमिनिर्विकल्पामननात् ॥ -(वेदान्तद० ४. ४. ११)**

અને જૈમિની આચાર્ય મુક્તપુરુષના મનની સમાન સૂક્ષ્મ શરીર, ઈન્દ્રિયો, પ્રાણ આદિને પણ વિદ્યમાન માને છે. અભાવ નહીં.

**द्वादशाहवदुभयविधं बादरायणोऽतः ॥ -(वेदान्तद० ४. ४. १२)**

વ્યાસમુનિ મુક્તિમાં ભાવ અને અભાવ એ બન્નેને માને છે અર્થાત્ શુદ્ધ સામર્થ્યયુક્ત જીવ

મુક્તિમાં બન્યો રહે છે. અપવિત્રતા, પાપાચરણ, દુઃખ, અજ્ઞાનાદિનો અભાવ માને છે.

**यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह । बुद्धिश्च न विचेष्टते तामाहुः परमां गतिम् ॥**

આ ઉપનિષદ્ (કઠો. વ. ૬, મં. ૧૦) નું વચન છે. જ્યારે શુદ્ધ મનયુક્ત પાંચ જ્ઞાનેન્દ્રિય જીવ સાથે રહે છે, અને બુદ્ધિનો નિશ્ચય સ્થિર થાય છે, તેને પરમ ગતિ અર્થાત્ મોક્ષ કહે છે.

**य आत्मा अपहतपाप्मा विजरो विमृत्युर्विशोकोविजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः सर्वांश्च लोकानाप्नोति सर्वांश्च कामान् यस्तमात्मानमनुविद्य विजानातीति ॥** (छान्दो० प्र० ८ अ० ७ मं० ७)

**स वा एष एतेन दैवेन चक्षुषा मनसैतान् कामान् पश्यन् रमते । य एते ब्रह्मलोके तं वा एतं देवा आत्मानमुपासते तस्मात्तेषां सर्वे च लोका आत्ताः सर्वे च कामाः स सर्वांश्च लोकानाप्नोति सर्वांश्च कामान्यस्तमात्मानमनुविद्य विजानातीति ॥** (छान्दो० प्र० ८. खं० १२ मं०५-६)

**मघवन्मर्त्यं वा इद ँ शरीरमात्तं मृत्युना तदस्याऽमृतस्याशरीरस्यात्मनोऽधिष्ठानमात्तो वै सशरीरः प्रियाप्रियाभ्यां न वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्त्यशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः ॥** (छान्दो० प्र० ८ खं० १२. मं० १)

જે પરમાત્મા અપહતપાપ્મા અર્થાત્ સર્વ પાપ, જરા, મૃત્યુ, શોક, ક્ષુધા, પિપાસાથી રહિત, સત્યકામ, સત્યસંકલ્પ છે તેની શોધ અને તેને જાણવાની ઈચ્છા કરવી જોઈએ. જે પરમાત્માના સમ્બન્ધથી મુક્ત જીવ સર્વ લોકો અને સર્વ કામોને પ્રાપ્ત થાય છે, જે પરમાત્માને જાણીને મોક્ષનાં સાધન અને પોતાને શુદ્ધ કરવાનું જાણે છે, તે આ મુક્તિને પ્રાપ્ત થયેલો જીવ શુદ્ધ દિવ્ય નેત્ર અને શુદ્ધ મનથી કામોને જોતો અને પ્રાપ્ત થતો રમણ કરે છે.

જે એ બ્રહ્મલોક અર્થાત્ દર્શનીય પરમાત્મામાં સ્થિત થઈને મોક્ષ સુખને ભોગવે છે, અને એ જ પરમાત્માની કે જે સર્વાન્તર્યામી આત્મા છે, તેની ઉપાસના મુક્તિ પ્રાપ્ત કરનાર વિદ્વાન લોકો કરે છે. એનાથી તેમને સર્વલોક અને સર્વ કામ પ્રાપ્ત થાય છે, અર્થાત્ જે-જે સંકલ્પ કરે છે, તે-તે લોક અને તે તે કામ પ્રાપ્ત થાય છે, અને તે મુક્ત જીવ સ્થૂલ શરીર છોડીને સંકલ્પમય શરીરથી આકાશમાં પરમેશ્વરની અંદર વિચરે છે. કેમકે જે શરીરવાળા હોય છે, તે સાંસારિક દુઃખથી રહિત થઈ શકતા નથી.

જેમ ઈન્દ્રને પ્રજાપતિએ કહ્યું છે કે - હે પરમપૂજિત ધનયુક્ત પુરુષ ! આ સ્થૂલ શરીર મરણ ધર્મવાળું છે અને જેમ સિંહના મુખમાં બકરી હોય, તેમ આ શરીર મૃત્યુના મુખમાં છે. એ શરીર આ મરણ અને શરીર રહિત જીવાત્માનું નિવાસસ્થાન છે.

તેથી આ જીવ સુખ અને દુઃખથી સદા ગ્રસ્ત રહે છે, કેમકે શરીરસહિત જીવને સાંસારિક પ્રસન્નતાની નિવૃત્તિ થાય જ છે અને જે શરીર રહિત મુક્ત જીવાત્મા બ્રહ્મમાં રહે છે, તેને સાંસારિક સુખદુઃખનો સ્પર્શ પણ થતો નથી, કિન્તુ સદા આનન્દમાં રહે છે.

**પ્રશ્ન** - જીવ મુક્તિને પ્રાપ્ત થઈને પુનઃ જન્મ-મરણરૂપ દુઃખમાં કદી આવે છે કે નહીં ? કેમકે :

**न च पुनरावर्त्तते न च पुनरावर्तत इति ॥** उपनिषद्वचनम् -(छान्दो० प्र०८ खं० १५ ॥)

**अनावृत्तिः शब्दादनावृत्तिः शब्दात् ॥ शारीरक सू.** -(वेदान्त द० अ०४ पा. ४ सु. २२ ॥)

**यद्गत्वा न निवर्त्तन्ते तद्धाम परमं मम ॥** -भगवद्गीता (१५.६)

ઈત્યાદિ વચનોથી વિદિત થાય છે કે મુક્તિ તે જ છે કે જેનાથી નિવૃત્ત થઈને પુનઃ સંસારમાં કદી આવતી નથી.

ઉત્તર - એ વાત ઠીક નથી, કેમકે વેદમાં એ વાતનો નિષેધ કર્યો છે :-

**कस्य नूनं कतमस्यमृतानां मनामहे चारु देवस्य नाम ।**
**को नो मह्या अदितये पुनर्दात् पितरं च दृशेयं मातरं च ॥१॥**
**अग्नेर्वयं प्रथमस्यामृतानां मनामहे चारु देवस्य नाम ।**
**स नो मह्या अदितये पुनर्दात् पितरं च दृशेयं मातरं च ॥२॥**

-ऋ० मं० १ सू० २४. मं० १. २ ॥

**इदानीमिव सर्वत्र नात्यन्तोच्छेदः ॥३॥** -सांख्य सू. (अ० १ सू० १५९)

**પ્રશ્ન** - અમે લોક કોનું નામ પવિત્ર જાણીએ ? કોણ નાશરહિત પદાર્થોની મધ્યમાં વર્તમાન દેવ સદા પ્રકાશસ્વરૂપ છે. અમને મુક્તિનું સુખ ભોગવાવીને પુનઃ આ સંસારમાં જન્મ દે છે અને માતા અને પિતાનાં દર્શન કરાવે છે ? ॥૧॥

**ઉત્તર** - અમે આ સ્વપ્રકાશસ્વરૂપ અનાદિ સદા મુક્ત પરમાત્માનું નામ પવિત્ર જાણીએ. જે અમને મુક્તિમાં આનન્દ ભોગવાવીને પૃથિવીમાં પુનઃ માતા-પિતાના સમ્બન્ધમાં જન્મ દઈને માતા-પિતાનું દર્શન કરાવે છે. તે જ પરમાત્મા મુક્તિની વ્યવસ્થા કરતો સર્વનો સ્વામી છે. ॥૨॥

જેમ અત્યારે બંધ-મુક્ત જીવ છે, તેમ સર્વદા રહે છે. બન્ધ મુક્તિનો અત્યન્ત વિચ્છેદ કદી થતો નથી. કિન્તુ બન્ધ અને મુક્તિ સદા રહેતી નથી.

પ્રશ્ન - **तदत्यन्तविमोक्षोऽपवर्गः ।** -( **सांख्य द० १. १६०** )

**दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानानामुत्तरोत्तरापाये तदनन्तरापायादपवर्गः ॥**

**न्याय सू० (अ० १ सू० २२, २ ॥)**

જે દુઃખનો અત્યન્ત વિચ્છેદ થાય છે તે જ મુક્તિ કહેવાય છે, કેમકે જ્યારે મિથ્યાજ્ઞાન, અવિદ્યા, લોભાદિ દોષ, વિષય દુષ્ટ વ્યસનોમાં પ્રવૃત્તિ, જન્મ અને દુઃખના ઉત્તરોત્તર છૂટવાથી પૂર્વ પૂર્વના નિવૃત્ત થવાથી જ મોક્ષ થાય છે, કે જે સદા બન્યો રહે છે.

**ઉત્તર** - એ આવશ્યક નથી કે અત્યન્ત શબ્દ અત્યન્તાભાવનું જ નામ હોય. જેમ કે - "**अत्यन्तं दुःखमत्यन्तं सुखं वास्य वर्त्तते**" આ મનુષ્યને બહુ દુઃખ અથવા બહુ સુખ છે. એથી એ વિદિત થાય છે કે એને બહુ સુખ અથવા દુઃખ છે. તે પ્રકારે અહીં પણ અત્યન્ત શબ્દનો અર્થ જાણવો જોઈએ.

**પ્રશ્ન** - જો મુક્તિથી પણ જીવ પાછો આવે છે તો તે કેટલા સમય સુધી મુક્તિમાં રહે છે ?

**ઉત્તર** - **ते ब्रह्मलोके ह परान्तकाले परामृतात्परिमुच्यन्ति सर्वे ।**

આ મુણ્ડક ઉપનિષદ્ (ખં.૨, મં.૬)નું વચન છે. તે મુક્ત જીવ મુક્તિમાં પ્રાપ્ત થઈને બ્રહ્મમાં આનન્દને ત્યાં સુધી ભોગવીને પુનઃ મહાકલ્પની પશ્ચાત્ મુક્તિ સુખને છોડીને સંસારમાં આવે છે. એની સંખ્યા એ છે કે તેંતાલીસ લાખ, વીસહજાર વર્ષોની એક ચતુર્યુગી, બેહજાર ચતુર્યુગીનું એક અહોરાત્ર, એવાં ત્રીસ અહોરાત્રનો એક માસ, એવા બાર માસનું એક વર્ષ, એવા સો વર્ષોનો પરાન્તકાલ થાય છે. એને ગણિતની રીતિથી યથાવત્ સમજી લો. એટલો સમય મુક્તિમાં સુખ ભોગવવાનો છે.

**પ્રશ્ન** - સઘળા સંસાર અને ગ્રન્થકારોનો એ જ મત છે કે જેથી પુનઃ જન્મ મરણમાં કદી આવે નહીં.

**ઉત્તર** - એ વાત કદી પણ બની શકતી નથી. કેમકે પ્રથમ તો જીવનું સામર્થ્ય, શરીરાદિ પદાર્થ

અને સાધન પરિમિત છે, પછી તેનું ફળ અનન્ત કેવી રીતે હોઈ શકે ? અનન્ત આનન્દ ભોગવવાનું અસીમ સામર્થ્ય, કર્મ અને સાધન જીવોમાં નથી. એટલા માટે અનન્ત સુખ ભોગવી શકતો નથી. જેનાં સાધન અનિત્ય છે, તેનાં ફળ નિત્ય કદી પણ થઈ શકતાં નથી. અને વળી જો મુક્તિમાંથી કોઈ પણ જીવ ફરીને આ સંસારમાં ન આવે, તો સંસારનો ઉચ્છેદ અર્થાત્ જીવ નિઃશેષ થઈ જવા જોઈએ.

**પ્રશ્ન** - જેટલા જીવ મુક્ત થાય છે, તેટલા ઈશ્વર નવા ઉત્પન્ન કરી સંસારમાં મૂકી દે છે; તેથી નિઃશેષ થતા નથી.

**ઉત્તર** - જો એમ હોય તો જીવ અનિત્ય થઈ જાય, કેમકે જેની ઉત્પત્તિ થાય તેનો નાશ અવશ્ય થાય છે. તો પછી તમારા મતાનુસાર મુક્તિ પામીને પણ વિનષ્ટ થઈ જાય. મુક્તિ અનિત્ય થઈ ગઈ અને મુક્તિના સ્થાનમાં ભીડ-ભાડ થઈ જશે. કેમકે ત્યાં આગમ અધિક અને વ્યય કાંઈ પણ નહીં હોવાથી વૃદ્ધિનો પારાવાર ન રહેશે.

તથા દુઃખના અનુભવ વિના સુખ કાંઈ પણ થઈ શકતું નથી. જેમ કડવું ન હોય તો મધુર શું ? જો મધુર ન હોય તો કટુ શું કહેવાય ? કેમકે એક સ્વાદના એક રસની વિરુદ્ધ હોવાથી બન્નેની પરીક્ષા થાય છે. જેમ કોઈ મનુષ્ય મીઠા તથા મધુર પદાર્થ જ ખાતો પીતો જાય, તેને તેવું સુખ નથી થતું, જેવું કે સર્વપ્રકારના રસોના ભોગવનારને થાય છે.

વળી જો ઈશ્વર અન્તવાળા કર્મોનું અનન્ત ફળ આપે, તો તેનો ન્યાય નષ્ટ થઈ જાય. જે જેટલો ભાર ઉપાડી શકે, તેટલો તેના ઉપર ધરવો એ બુદ્ધિમાનોનું કામ છે. જેમ એક મણભર ઉપાડનારના માથા ઉપર દસ મણ ભાર મૂકવાથી તે ભાર મૂકનારની નિન્દા થાય છે, તેમ અલ્પજ્ઞ, અલ્પ સામર્થ્યવાળા જીવ ઉપર અનન્ત સુખનો ભાર મૂકવો ઈશ્વરને માટે ઠીક નથી.

અને જો પરમેશ્વર નવા જીવો ઉત્પન્ન કરે છે, તો જે કારણોથી ઉત્પન્ન થાય છે, તે કારણ જ ચૂકી જશે. કારણ કે ગમે તેવડો મોટો ધન કોશ હોય, પરન્તુ જેમાં વ્યય છે અને આવક નથી, તેનું કદીને કદી દેવાળું નીકળી જ જાય છે. એટલા માટે એ વ્યવસ્થા ઠીક છે કે મુક્તિમાં જવું અને ત્યાંથી પુનઃ પાછા આવવું સારું છે. શું થોડી કેદથી જન્મ કેદની સજા કાળાપાણી અથવા ફાંસીને કોઈ સારી માને છે ? જ્યારે ત્યાંથી આવવાનું જ ન હોય તો જન્મટીપની કેદ કરતાં આવી મુક્તિમાં એટલું જ અન્તર છે કે ત્યાં ફક્ત મજૂરી કરવી પડતી નથી; અને બ્રહ્મમાં લય થવું એ તો સમુદ્રમાં ડૂબી મરવા જેવું જ છે.

**પ્રશ્ન** - જેમ પરમેશ્વર નિત્યમુક્ત પૂર્ણ સુખી છે, તેમ જીવ પણ નિત્યમુક્ત અને સુખી રહેશે તો કાંઈ પણ દોષ નહીં આવે.

**ઉત્તર** - પરમેશ્વર અનન્ત સ્વરૂપ, સામર્થ્ય, ગુણ, કર્મ, સ્વભાવવાળો છે, તેથી તે કદી અવિદ્યા અને દુઃખ બન્ધનમાં પડી શકતો નથી. જીવ મુક્ત થઈને પણ શુદ્ધસ્વરૂપ, અલ્પજ્ઞ અને પરિમિત ગુણ, કર્મ, સ્વભાવવાળો રહે છે. પરમેશ્વરના સદૃશ કદી હોતો નથી.

**પ્રશ્ન** - જ્યારે એવી મુક્તિ પણ જન્મ મરણ સદૃશ છે. ત્યારે એને માટે શ્રમ કરવો વ્યર્થ છે ?

**ઉત્તર** - મુક્તિ જન્મમરણને સદૃશ નથી, કેમકે જ્યાં સુધી ૩૬૦૦૦ (છત્રીશ હજાર) વાર ઉત્પત્તિ અને પ્રલયનો જેટલો સમય થાય છે, તેટલા સમય પર્યન્ત જીવોનું મુક્તિના આનન્દમાં રહેવું, દુઃખ ન થવું, એ શું નાની વાત છે ? જ્યારે આજે ખાઓ પીઓ છો, અને કાલે ભૂખ લાગનારી છે, તો પછી એનો ઉપાય કેમ કરો છો ? જ્યારે ક્ષુધા, તૃષા, ક્ષુદ્ર ધન, રાજ્ય, પ્રતિષ્ઠા, સ્ત્રી, સન્તાન આદિને માટે ઉપાય કરવો

આવશ્યક છે, ત્યારે મુક્તિને માટે કેમ ન કરવો ? જેમ મરવું અવશ્ય છે, તો પણ જીવવાનો ઉપાય કરવામાં આવે છે, તેમ મુક્તિથી ફરી જન્મમાં આવવું છે, તથાપિ તેનો ઉપાય કરવો અત્યાવશ્યક છે.

**પ્રશ્ન** - મુક્તિનાં ક્યાં ક્યાં સાધનો છે ?

**ઉત્તર** - થોડાંક સાધન તો પ્રથમ લખ્યાં છે, પરન્તુ વિશેષ ઉપાય એ છે કે જે મુક્તિ ઇચ્છે, તે જીવન મુક્ત અર્થાત્ જે મિથ્યાભાષણાદિ પાપકર્મોનું ફલ દુઃખ છે, તેને છોડી સુખરૂપ ફલને આપનારા સત્યભાષણાદિ ધર્માચરણ અવશ્ય કરે. જે કોઈ દુઃખને છોડવા અને સુખને પ્રાપ્ત થવા ઇચ્છે તે અધર્મને છોડી ધર્મ અવશ્ય કરે. કારણ કે દુઃખનું પાપાચરણ અને સુખનું ધર્માચરણ મૂલ કારણ છે.

સત્પુરુષના સંગથી વિવેક અર્થાત્ સત્યાસત્ય, ધર્માધર્મ, કર્તવ્યાકર્તવ્યનો નિશ્ચય અવશ્ય કરે. પૃથક્ પૃથક્ જાણે, અને શરીર અર્થાત્ જીવ પંચકોશોનું વિવેચન કરે. એક "અન્નમય" જે ત્વચાથી લઈને અસ્થિપર્યન્તનો સમુદાય પૃથિવીમય છે. બીજો "પ્રાણમય" જેમાં "પ્રાણ" અર્થાત્ અંદરથી બહાર જાય છે. "અપાન" જે બહારથી અંદર આવે છે. "સમાન" જે નાભિસ્થ રહીને સર્વત્ર શરીરમાં રસ પહોંચાડે છે, "ઉદાન" જેથી કણ્ઠસ્થ અન્ન, પાન ખેંચવામાં આવે છે અને બલ તથા પરાક્રમ કરે છે, "વ્યાન" જેથી સર્વ શરીરમાં ચેષ્ટાદિ જીવ કર્મ કરે છે, ત્રીજો "મનોમય" જેમાં મનની સાથે અહંકાર અને વાક્, પાદ, પાણિ, પાયુ અને ઉપસ્થ પાંચ કર્મેન્દ્રિયો છે; ચોથો "વિજ્ઞાનમય" જેમાં બુદ્ધિ, ચિત્ત અને શ્રોત્ર, ત્વચા, નેત્ર, જિહ્વા અને નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે, જેના વડે જીવ જ્ઞાનાદિ વ્યવહાર કરે છે. પાંચમો "આનન્દમય કોષ" જેમાં પ્રીતિ, પ્રસન્નતા, ન્યૂન આનન્દ, અધિકાનંદ, અને આધાર કારણરૂપ પ્રકૃતિ છે. એ પાંચ કોષ કહેવાય છે. એનાથી જીવ સર્વ પ્રકારનાં કર્મ, ઉપાસના અને જ્ઞાનાદિ વ્યવહારો કરે છે.

**ત્રણ અવસ્થા** - એક "જાગૃત", બીજી "સ્વપ્ન" અને ત્રીજી "સુષુપ્તિ" અવસ્થા કહેવાય છે.

**ત્રણ શરીર** છે. એક "સ્થૂલ" જે આ દેખાય છે. બીજું-પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ સૂક્ષ્મભૂત અને મન તથા બુદ્ધિ એ સત્તર તત્ત્વોનો સમુદાય "સૂક્ષ્મશરીર" કહેવાય છે. એ સૂક્ષ્મ શરીર જન્મમરણાદિમાં પણ જીવની સાથે રહે છે. એના બે ભેદ છે - એક ભૌતિક અર્થાત્ જે સૂક્ષ્મભૂતોના અંશોથી બનેલું છે. બીજું સ્વાભાવિક, જે જીવના સ્વાભાવિક ગુણરૂપ છે. બીજું આ અભૌતિક શરીર મુક્તિમાં પણ રહે છે. એથી જીવ મુક્તિમાં પણ સુખને ભોગવે છે. ત્રીજું - કારણ, જેમાં સુષુપ્તિ અર્થાત્ ગાઢ નિદ્રા થાય છે, એ પ્રકૃતિરૂપ હોવાથી સર્વત્ર વિભુ અને સર્વ જીવોને માટે એક છે. ચોથું તુરીય શરીર તે કહેવાય છે કે જેમાં સમાધિથી પરમાત્માના આનન્દસ્વરૂપમાં જીવ મગ્ન રહે છે. એ જ સમાધિસંસ્કારજન્ય શુદ્ધ શરીરનું પરાક્રમ મુક્તિમાં પણ યથાવત્સહાયક રહે છે.

આ સર્વ કોષ અને અવસ્થાઓથી જીવ પૃથક્ છે. કેમકે એ સર્વને વિદિત છે કે જીવ અવસ્થાઓથી પૃથક્ છે; કેમકે જ્યારે મૃત્યુ થાય છે ત્યારે સૌ કોઈ કહે છે કે જીવ નીકળી ગયો. આ જ જીવ સર્વનો પ્રેરક, સર્વનો ધર્ત્તા, સાક્ષી, કર્તા, ભોક્તા કહેવાય છે. જો કોઈ એમ કહે કે જીવ કર્તા, ભોક્તા નથી, તો તેને જાણો કે તે અજ્ઞાની અને અવિવેકી છે. કેમકે વિના જીવના જે આ સર્વ જડ પદાર્થો છે, તેમને સુખ-દુઃખનો ભોગ અથવા પાપ-પુણ્યનું કર્તૃત્વ કદી થઇ શકતું નથી. હા, એમના સમ્બન્ધથી જીવ પાપ-પુણ્યોનો કર્તા અને સુખ-દુઃખોનો ભોક્તા છે.

જ્યારે ઇન્દ્રિયો અર્થોમાં, મન ઇન્દ્રિયો અને આત્મા મનની સાથે સંયુક્ત થઈ પ્રાણોને પ્રેરણા કરીને સારાં કે ખરાબ કર્મોમાં લગાડે છે, ત્યારે તે બહિર્મુખ થઈ જાય છે. તે સમયે અંદરથી આનન્દ, ઉત્સાહ,

નિર્ભયતા અને ખરાબ કર્મોમાં ભય, શંકા, લજ્જા ઉત્પન્ન થાય છે, તે અન્તર્યામી પરમાત્માની શિક્ષા છે. જે કોઈ એ શિક્ષાને અનુકૂળ વર્તે છે, તે મુક્તિજન્ય સુખોને પ્રાપ્ત કરે છે, અને જે વિપરીત વર્તે છે, તે બન્ધજન્ય દુઃખને ભોગવે છે. આમ જે પૃથિવીથી લઈને પરમેશ્વર પર્યન્ત પદાર્થોના ગુણ, કર્મ, સ્વભાવને જાણીને તેની આજ્ઞા પાલન અને ઉપાસનામાં તત્પર રહેવું એનાથી વિરુદ્ધ ન ચાલવું સૃષ્ટિથી ઉપકાર લેવો, **વિવેક** કહેવાય છે.

બીજું સાધન **વૈરાગ્ય** અર્થાત્ જે વિવેકથી સત્યાસત્યને જાણ્યું હોય, તેમાંથી સત્યાચરણનું ગ્રહણ અને અસત્યાચરણનો ત્યાગ કરવો એ વૈરાગ્ય છે-

એ પછી ત્રીજું સાધન **ષટ્ક સમ્પત્તિ** અર્થાત્ છઃ પ્રકારના કર્મ કરવાં. એક **શમ** જેનાથી પોતાના આત્મા અને અન્તઃકરણને અધર્માચરણથી હઠાવીને ધર્માચરણમાં સદા પ્રવૃત્ત રાખવાં. બીજું **દમ** જેથી શ્રોત્રાદિ ઈન્દ્રિયો અને શરીરને વ્યભિચારાદિ ખરાબ કર્મોથી હઠાવીને જિતેન્દ્રિયત્વાદિ શુભ કર્મોમાં પ્રવૃત્ત રાખવાં; ત્રીજું **ઉપરતિ** જેથી દુષ્ટ કર્મ કરનારા પુરુષોથી સદા દૂર રહેવું. ચોથું **તિતિક્ષા** ભલે નિન્દા, સ્તુતિ, હાનિ લાભ ગમે તેટલાં કેમ ન થાય, તો પણ હર્ષ-શોક છોડી, મુક્તિનાં સાધનોમાં સદા લાગ્યા રહેવું. પાંચમું **શ્રદ્ધા** જે વેદાદિ સત્યશાસ્ત્ર અને એના બોધથી પૂર્ણ આપ્ત વિદ્વાન્ સત્યોપદેષ્ટા મહાશયોનાં વચનો પર વિશ્વાસ કરવો; છઠ્ઠું **સમાધાન** ચિત્તની એકાગ્રતા - એ છ મળી **સાધન ત્રીજું** કહેવાય છે.

ચોથું **મુમુક્ષુત્વ** અર્થાત્ જેમ ક્ષુધા તૃષાતુરને અન્ન તથા જલ સિવાય બીજું કાંઈ પણ સારું લાગતું નથી, તેમ મુક્તિનાં સાધન અને મુક્તિથી અન્યમાં પ્રીતિ ન હોવી જોઈએ.

આ ચાર અને અનુબન્ધ અર્થાત્ સાધનોની પશ્ચાત્ આ કરવાના હોય છે. એમાંથી જો આ ચાર સાધનોથી યુક્ત પુરુષ હોય છે, તે જ મોક્ષનો **અધિકારી** હોય છે. બીજો **સમ્બન્ધ**-બ્રહ્મની પ્રાપ્તિરૂપ મુક્તિ પ્રતિપાદ્ય અને વેદાદિ શાસ્ત્ર પ્રતિપાદકને યથાવત્ સમજીને અન્વિત કરવાં. ત્રીજો **વિષયી**-સર્વશાસ્ત્રોનો પ્રતિપાદન વિષય બ્રહ્મ, તેની પ્રાપ્તિરૂપ વિષયવાળા પુરુષનું નામ વિષયી છે. ચોથો **પ્રયોજન**-સર્વ દુઃખોની નિવૃત્તિ અને પરમાનન્દને પ્રાપ્ત થઈને મુક્તિ સુખનું થવું, એ ચાર અનુબન્ધ કહેવાય છે.

તદનન્તર **શ્રવણચતુષ્ટય**. એક **શ્રવણ**-જ્યારે કોઈ વિદ્વાન્ ઉપદેશ કરે, ત્યારે શાંતિથી ધ્યાન દઈને સાંભળવું. વિશેષ બ્રહ્મ વિદ્યા સાંભળવામાં અત્યન્ત ધ્યાન આપવું જોઈએ કેમકે એ સર્વ વિદ્યાઓમાં સૂક્ષ્મ વિદ્યા છે. બીજું **મનન**-એકાન્ત દેશમાં બેસીને સાંભળેલાનો વિચાર કરવો. જે વાતમાં શંકા હોય ત્યાં પુનઃ પૂછવું અને સાંભળતી વખતે પણ વક્તા અને શ્રોતા ઉચિત સમજે તો પૂછવું અને સમાધાન કરવું. ત્રીજું **નિદિધ્યાસન**-જ્યારે સાંભળવા અને મનન કરવાથી નિસ્સન્દેહ થઈ જાય, ત્યારે સમાધિસ્થ થઈને તે વાતને જોવી અને સમજવી, કે તે જેવું સાંભળ્યુ હતું, અને વિચાર્યું હતું. તેવું જ છે કે નહીં ? ધ્યાન યોગથી જોવું. ચોથો **સાક્ષાત્કાર**-અર્થાત્ પદાર્થના જેવા સ્વરૂપ, ગુણ અને સ્વભાવ હોય, તેવા જ યથાતથ્ય જાણી લેવાં એ **શ્રવણચતુષ્ટય** કહેવાય છે.

સદા **તમોગુણ** અર્થાત્ ક્રોધ, મલીનતા, આલસ્ય, પ્રમાદ આદિ; **રજોગુણ** આર્થાત્ ઈર્ષ્યા, દ્વેષ, કામ, અભિમાન, વિક્ષેપ આદિ દોષોથી અલગ થઈને સત્ત્વ એટલે શાન્ત પ્રકૃતિ, પવિત્રતા, વિદ્યા, વિચાર આદિ ગુણોને ધારણ કરે. (**मैत्री**) સુખી જનોમાં મિત્રતા, (**करुणा**) દુઃખી જનો પર દયા, (**मुदिता**) પુણ્યાત્માઓથી હર્ષિત થવું, (**उपेक्षा**) દુષ્ટાત્માઓમાં ન પ્રીતિ અને ન વેર કરવાં. નિત્યપ્રતિ ઓછામાં ઓછા બે કલાક પર્યન્ત મુમુક્ષએ ધ્યાન અવશ્ય કરવું. જેથી અંદરના મન આદિ પદાર્થો સાક્ષાત્ થાય.

જુઓ ! આપણે ચેતનસ્વરૂપ છીએ, તેથી જ્ઞાનસ્વરૂપ અને મનના સાક્ષી છીએ. કેમકે જ્યારે મન શાન્ત, ચંચલ, આનંદિત કે વિષાદયુક્ત થાય છે, ત્યારે તેને યથાવત્ દેખીએ છીએ; તેમ ઇન્દ્રિયો પ્રાણ આદિની જ્ઞાતા, પૂર્વદૃષ્ટનું સ્મરણ કરનાર અને એક કાલમાં અનેક પદાર્થોના વેત્તા, ધારણાકર્ષણ કર્તા અને વળી સર્વથી પૃથક્ છે. જો પૃથક્ ન હોત, તો સ્વતંત્ર કર્તા એનો પ્રેરક અધિષ્ઠાતા કદી થઈ શકત નહીં.

**अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशाः पञ्च क्लेशाः ।** -योगशास्त्रे पादे २. सू०३ ॥

એમાંથી અવિદ્યાનું સ્વરૂપ કહી ગયા છીએ. પૃથક્ વર્તમાન બુદ્ધિને આત્માથી ભિન્ન ન સમજવી એ **અસ્મિતા**, સુખમાં પ્રીતિ એ **રાગ**, દુઃખમાં અપ્રીતિ એ **દ્વેષ** અને સર્વ પ્રાણીમાત્રને એ ઇચ્છા સદા રહે છે કે 'હું સદા શરીરસ્થ રહું, મરું નહીં'. અર્થાત્ મૃત્યુ-દુઃખના ત્રાસને **અભિનિવેશ** કહે છે. આ પાંચ ક્લેશોને યોગાભ્યાસ વિજ્ઞાનથી દૂર કરી બ્રહ્મને પ્રાપ્ત થઈને મુક્તિના પરમાનન્દને ભોગવવો જોઈએ.

**પ્રશ્ન** - જેવી મુક્તિ આપ માનો છો, તેવી બીજા કોઈ માનતા નથી. જુઓ ! જૈની લોકો મોક્ષશિલા, શિવપુરમાં જઈને ચુપચાપ બેસી રહેવું, ઈસાઈ ચોથા આસમાન જેમાં વિવાહ, લડાઈ, વાજાં ગાજાં અને વસ્ત્રાદિ ધારણથી આનન્દ ભોગવવો તેમજ મુસલમાન સાતમું આસમાન, વામમાર્ગી શ્રીપુર, શૈવ કૈલાશ, વૈષ્ણવ વૈકુણ્ઠમાં અને ગોકુલિયા ગોસાંઈ ગોલોક આદિમાં જઈને ઉત્તમ સ્ત્રી, અન્ન, પાન, વસ્ત્ર, સ્થાન આદિ પ્રાપ્ત થઈને આનન્દમાં રહેવાને મુક્તિ માને છે. પૌરાણિક લોકો **(सालोक्य)** ઈશ્વરના લોકમાં નિવાસ, **(सानुज्य)** નાના ભાઈની જેમ ઈશ્વર સાથે રહેવું, **(सारूप्य)** જેવી ઉપાસનીય દેવની આકૃતિ હોય, તેવા બની જવું, **(सामीप्य)** સેવક સમાન ઈશ્વરની સમીપ રહેવું, **(सायुज्य)** ઈશ્વર સાથે સંયુક્ત થઈ જવું; એ ચાર પ્રકારની મુક્તિ માને છે. તથા વેદાન્તીઓ બ્રહ્મમાં લય થવાને મોક્ષ સમજે છે.

**ઉત્તર** - (૧૨) બારમામાં જૈનીઓની, (૧૩) તેરમામાં ઈસાઈઓની અને (૧૪) ચૌદમા સમુલ્લાસમાં મુસલમાનોના મુક્તિ આદિ વિષય વિશેષ કરીને લખીશું. જે વામમાર્ગી શ્રીપુરમાં જઈને લક્ષ્મી જેવી સ્ત્રીઓ મળવી, મદ્યમાંસાદિ ખાવું પીવું, રંગ રાગ ભોગ કરવા એમ માને છે, તે અહીં કરતાં કાંઈ વિશેષ નથી. તેમજ મહાદેવ અને વિષ્ણુ, આકૃતિવાળા બની, પાર્વતી અને લક્ષ્મી જેવી સ્ત્રીયુક્ત થઈને આનન્દ ભોગવવો, એ અહીંના ધનાઢ્ય રાજાઓથી અધિક નથી, અધિક માત્ર એટલું જ લખે છે કે ત્યાં રાગ થતો નથી અને યુવાવસ્થા સદા રહે છે. પણ એ એમની વાત મિથ્યા છે, કેમકે જ્યાં ભોગ ત્યાં રોગ અને જ્યાં રોગ ત્યાં વૃદ્ધાવસ્થા અવશ્ય હોય છે.

અને પૌરાણિકોને તો પૂછવું જોઈએ કે જેવી તમારી ચાર પ્રકારની મુક્તિ છે તેવી તો કૃમિ, કીટ, પતંગ, પશુ આદિને પણ સ્વતઃસિદ્ધ પ્રાપ્ત છે; કેમકે આ જેટલા લોક છે તે સર્વ ઈશ્વરના છે. એમાં જ સઘળા જીવો રહે છે, તેથી **સાલોક્ય** મુક્તિ અનાયાસ પ્રાપ્ત છે. ઈશ્વર સર્વત્ર વ્યાપ્ત હોવાથી સર્વ તેના સમીપ છે, એટલે **સામીપ્ય** મુક્તિ પણ સ્વતઃસિદ્ધ છે. **સાનુજ્ય** જીવ ઈશ્વરથી સર્વ પ્રકારે નાનો અને ચેતન હોવાથી સ્વતઃ બન્ધુવત્ છે. એથી **સાનુજ્ય** મુક્તિ પણ વિના પ્રયત્ન સિદ્ધ છે, અને બધા જીવ સર્વવ્યાપક પરમાત્મામાં વ્યાપ્ય હોવાથી સંયુક્ત છે, તેથી **સાયુજ્ય** મુક્તિ પણ સ્વતઃ સિદ્ધ છે.

તથા જે અન્ય સાધારણ નાસ્તિક લોકો મરવાથી તત્ત્વોમાં તત્વ મળવાને પરમ મુક્તિ માને છે, એ તો કુતરા, ગધેડા આદિને પણ પ્રાપ્ત છે. પણ એ મુક્તિઓ નથી, કિન્તુ એક પ્રકારનું બન્ધન છે, કેમકે એ લોકો શિવપુર, મોક્ષશિલા, ચોથું આસમાન, સાતમું આસમાન, શ્રીપુર, કૈલાશ, વૈકુણ્ઠ અને ગોલોકને એક દેશમાં સ્થાન વિશેષ માને છે. જો તે એ સ્થાનોથી પૃથક્ થાય તો મુક્તિ છૂટી જાય. એથી જેમ ૧૨ પથ્થરની

અંદર દષ્ટિબન્ધ (નજરકેદ) થાય છે, તેની માફક બન્ધનમાં હશે. મુક્તિ તો એ છે કે જ્યાં ઈચ્છા હોય ત્યાં વિચરે, ક્યાંય અટકે નહીં. ન ભય, ન શંકા ન દુઃખ થાય. જે જન્મ છે તેની ઉત્પત્તિ અને મરણ જેને પ્રલય કહે છે. સમયસર જન્મ લે છે.

**પ્રશ્ન** – જન્મ એક છે કે અનેક ? **ઉત્તર** – અનેક.

**પ્રશ્ન** – જો અનેક છે, તો પૂર્વ જન્મ અને મૃત્યુની વાતોનું સ્મરણ કેમ નથી થતું ?

**ઉત્તર** – જીવ અલ્પજ્ઞ છે, ત્રિકાળદર્શી નથી, એથી સ્મરણ રહેતું નથી. અને જે મનથી જ્ઞાન કરે છે તે પણ એક સમયમાં બે જ્ઞાન કરી શકતું નથી. વારું, પૂર્વ જન્મની વાત તો દૂર રહેવા દો, આ જ દેહમાં જ્યારે ગર્ભમાં જીવ હતો, શરીર બન્યું, પશ્ચાત્ જન્મ્યો, પાંચમા વર્ષની પૂર્વ સુધી જે જે વાતો થઈ છે, તેમનું સ્મરણ કેમ કરી શકતો નથી ? અને જાગૃત કે સ્વપ્નમાં ઘણો ખરો વ્યવહાર પ્રત્યક્ષમાં કરીને જ્યારે સુષુપ્તિ અર્થાત્ ગાઢ નિદ્રા થાય છે ત્યારે જાગૃત આદિ વ્યવહારનું સ્મરણ કેમ કરી શકતો નથી ? વળી તમને કોઈ પૂછે કે, બાર વર્ષની પૂર્વે તેરમા વર્ષના પાંચમા મહિનાના નવમે દિવસે દશ વાગે પહેલી મિનિટમાં તમે શું કર્યું હતું ? તમારું મુખ, કાન, નેત્ર, શરીર કઈ તરફ અને ક્યા પ્રકારના હતાં ? અને મનમાં શો વિચાર હતો ? જ્યારે આ જ શરીરમાં એમ છે, તો પૂર્વ જન્મની વાતોમાં સ્મરણમાં શંકા કરવી કેવળ બાળપણાની વાતો છે.

અને જે સ્મરણ નથી થતું તેથી જ જીવ સુખી છે, નહીં તો સઘળા જન્મોનાં દુઃખોને જોઈ જોઈને દુઃખિત થઈને મરી જાત. જો કોઈ પૂર્વ અને પરજન્મના વર્તમાનને જાણવા ઈચ્છે, તો પણ જાણી શકતો નથી, કેમકે જીવનું જ્ઞાન અને સ્વરૂપ અલ્પ છે. એ વાત ઈશ્વરને જાણવા યોગ્ય છે, જીવને નહીં.

**પ્રશ્ન** – જ્યારે જીવને પૂર્વનું જ્ઞાન નથી અને ઈશ્વર એને દણ્ડ દે છે, તો જીવનો સુધાર થઈ શકતો નથી, કેમકે જ્યારે એને જ્ઞાન હોય કે મેં અમુક કામ કર્યું હતું, તેનું આ ફળ છે, ત્યારે જ તે પાપ કર્મોથી બચી શકે ?

**ઉત્તર** – તમે જ્ઞાન કેટલા પ્રકારનું માનો છો ?

**પ્રશ્ન** – પ્રત્યક્ષાદિ પ્રમાણોથી આઠ પ્રકારનું.

**ઉત્તર** – તો જ્યારે તમે જન્મથી લઈને વખતે-વખતે સ્વરાજ, ધન, બુદ્ધિ, વિદ્યા, દારિદ્રય, નિર્બુદ્ધિ, મૂર્ખતા આદિ સુખ-દુઃખ સંસારમાં જોઈને પૂર્વજન્મનું જ્ઞાન કેમ નથી કરતા ? જેમ એક અવૈદ્ય અને એક વૈદ્યને કોઈ રોગ થાય, ત્યારે નિદાન અર્થાત્ કારણ વૈદ્ય જાણી લે છે અને અવૈદ્ય એટલે અવિદ્વાન્ જાણી શકતો નથી. એ વૈદ્યક વિદ્યા ભણ્યો છે અને બીજો નથી ભણ્યો, પરન્તુ જ્વરાદિ રોગના થવાથી અવૈદ્ય પણ એટલું તો જાણી શકે છે, કે મારાથી કાંઈક કુપથ્ય થઈ ગયું છે, જેથી મને આ રોગ થયો છે. તેમ જગતમાં વિચિત્ર સુખ-દુઃખ આદિની ઘટતી-બઢતી જોઈને પૂર્વજન્મનું અનુમાન કેમ નથી જાણી લેતા ? અને જો પૂર્વજન્મને નહીં માનવામાં આવે, તો પરમેશ્વર પક્ષપાતી થઈ જાય છે. કેમકે પાપ વિના દારિદ્રયાદિ દુઃખ અને પૂર્વ સંચિત પુણ્ય વિના રાજ્ય, ધનાઢ્યતા અને બુદ્ધિ તેને કેમ આપી ? અને પૂર્વ જન્મનાં પાપ-પુણ્યાનુસાર દુઃખ-સુખના આપવાથી પરમેશ્વર ન્યાયકારી યથાવત્ રહે છે.

**પ્રશ્ન** – એક જન્મ થવાથી પણ પરમેશ્વર ન્યાયકારી થઈ શકે છે. જેમ સર્વોપરિ રાજા જે કરે તે ન્યાય, જેમ માળી પોતાના ઉપવનમાં નાનાં મોટાં વૃક્ષો વાવે છે. કોઈને કાપે છે, કોઈને ઉખાડે છે, કોઈની રક્ષા કરે છે અને વધારે છે. જેની જે વસ્તુ છે તેને તે ચાહે તેમ રાખે. તેના ઉપર કોઈ પણ બીજો ન્યાય

કરનાર નથી, કે જે એને દણ્ડ આપી શકે. કે ઈશ્વર કોઈનાથી ડરે.

**ઉત્તર** - પરમાત્મા જે માટે ન્યાય ચાહતો કરે છે; અન્યાય કદી કરતો નથી, એટલા માટે તે પૂજનીય અને મોટો છે. જે ન્યાયવિરુદ્ધ કરે, તે ઈશ્વર જ નથી. જેમ માળી યુક્તિ વિના માર્ગમાં કે અસ્થાનમાં વૃક્ષ વાવે, ન કાપવા યોગ્યને કાપે, અયોગ્યને વધારે, યોગ્યને ન વધવા દે, એથી દૂષિત થાય છે. એ રીતે કારણ વિના કરવાથી ઈશ્વરને દોષ લાગે છે. પરમેશ્વર ઉપર તો ન્યાયયુક્ત કર્મો કરવાંનો બોજો અવશ્ય છે કેમકે એ સ્વભાવથી પવિત્ર અને ન્યાયકારી છે. જો તે ઉન્મત્તની માફક કામ કરે તો જગતના શ્રેષ્ઠ ન્યાયાધીશથી પણ ન્યૂન અને અપ્રતિષ્ઠિત થાય. શું આ જગતમાં વિના યોગ્યતાના ઉત્તમ કામ કર્યા વિના પ્રતિષ્ઠા આપનાર અને દુષ્ટ કામો કર્યા વિના દણ્ડ દેનાર નિન્દનીય અને અપ્રતિષ્ઠિત નથી થતો ? એથી ઈશ્વર અન્યાય કરતો નથી તેથી જ કોઈથી નથી ડરતો.

**પ્રશ્ન** - પરમાત્માએ પ્રથમથી જ જેને માટે જેટલું આપવાનું વિચાર્યું છે તેટલું આપે છે અને જેટલું કામ કરવું છે તેટલું કરે છે.

**ઉત્તર** - એનો વિચાર જીવોનાં કર્માનુસાર હોય છે, અન્યથા નહીં. જો અન્યથા હોય તો તે જ અપરાધી અને અન્યાયકારી થઈ જાય.

**પ્રશ્ન** - મોટા નાનાને એક સરખાં જ સુખ-દુઃખ છે. મોટાને મોટી ચિન્તા અને નાનાને નાની. જેમ કોઈ શાહુકારનો વિવાદ રાજઘર(દરબાર)માં લાખ રૂપિયાનો હોય, તો તે પોતાના ઘરથી પાલખીમાં બેસીને,કચેરીમાં ઉષ્ણકાળમાં જતો હોય, બજારમાં થઈને તેને જતો જોઈને અજ્ઞાની લોક કહે છે કે જુઓ, પુણ્ય-પાપનું ફલ. એક પાલખીમાં આનન્દપૂર્વક બેઠો છે અને બીજા જોડા પહેર્યા વિના ઉપર અને નીચેથી તપતા પાલખીને ઉપાડીને લઈ જાય છે. પરન્તુ બુદ્ધિમાન લોકો એમાં એમ જાણે છે કે જેમ જેમ કચેરી પાસે આવતી જાય છે, તેમ તેમ શાહુકારને ભારે શોક અને સંદેહ વધતો જાય છે, અને ભોઈ કે પાલખી ઊંચકારાઓને આનન્દ થતો જાય છે. જ્યારે કચેરીમાં પહોંચે છે ત્યારે શેઠજી અહીં-તહીં જવાનો વિચાર કરે છે કે પ્રાડ્વિવાક્ (વકીલ) ની પાસે જાઉં કે શિરસ્તેદારની પાસે ? આજ હારીશ કે જીતીશ? કોણ જાણે શું થશે ? અને ભોઈ લોકો તમાકુ પીતા પરસ્પર વાતો ચીતો કરતા પ્રસન્ન થઈને આનન્દમાં સૂઈ જાય છે. જો તે જીતી જાય તો કાંઈ સુખ અને હારી જાય તો શેઠજી દુઃખસાગરમાં ડૂબી જાય છે, અને પેલા ભોઈઓ જેવા ને તેવા જ રહે છે.

એ જ પ્રકારે જ્યારે રાજા સુંદર કોમળ બિછાના પર સુવે છે ત્યારે પણ શીઘ્ર નિદ્રા નથી આવતી અને મજૂર કાંકરા પથ્થરા અને માટીવાળા ઊંચા-નીચા સ્થળ પર સૂવે છે, તો પણ તરત નિદ્રા આવે છે. એ પ્રમાણે સર્વત્ર સમજો.

**ઉત્તર** - એ સમજ અજ્ઞાનીઓની છે. શું કોઈ શાહુકારને કહીએ કે તું ભોઈ બની જા અને ભોઈને કહીએ કે તું શાહુકાર બની જા, તો પણ શાહુકાર કદી ભોઈ બનવાનો નથી અને ભોઈ તો શાહુકાર બનવા ચાહે છે. જો સુખ-દુઃખ બરાબર હોય તો પોતપોતાની અવસ્થા છોડીને નીચ અને ઊંચ થવા બન્ને ચાહત નહીં.

જુઓ ! એક જીવ વિદ્વાન, પુણ્યાત્મા, શ્રીમાન રાજાની રાણીના ગર્ભમાં આવે છે. અને બીજો મહાદરિદ્ર મજૂરણ-ભિખારીના ગર્ભમાં આવે છે. એકને ગર્ભથી લઈને સર્વથા સુખ અને બીજાને સર્વ પ્રકારનું દુઃખ મળે છે. એક જ્યારે જન્મે છે ત્યારે સુન્દર સુગન્ધિયુક્ત જલાદિથી સ્નાન, યુક્તિથી નાડી

છેદન અને તેને દુગ્ધપાનાદિ યથાયોગ્ય પ્રાપ્ત થાય છે. જ્યારે તે દૂધ પીવા ચાહે છે, ત્યારે તેની સાથે મિશ્રી આદિ મેળવેલું યથેષ્ટ મળે છે. તેને પ્રસન્ન રાખવા માટે નોકર-ચાકર, રમકડાં અને સવારી ઉત્તમ સ્થાનોમાં લાડથી આનન્દ હોય છે. બીજાનો જન્મ જંગલમાં થાય છે. સ્નાન માટે જલ પણ નથી મળતું. જ્યારે દૂધ પીવા ચાહે છે ત્યારે દૂધના બદલામાં ઢૂંસા-લપડાક આદિથી પીટાય છે. અત્યન્ત આર્ત સ્વરથી રડે છે. કોઈ પૂછતું નથી. ઇત્યાદિ જીવોને પુણ્ય-પાપ વિના સુખ-દુઃખ થવાથી પરમેશ્વર પર દોષ આવે છે.

બીજું જેમ કર્મો કર્યા વિના સુખ-દુઃખ મળે છે, તો પછી આગળ નરક-સ્વર્ગ પણ ન હોવાં જોઈએ, કેમકે જેમ પરમેશ્વરે આ સમયે કર્મો વિના સુખ-દુઃખ આપ્યું છે તેમ મુઆ પછી પણ જેને ચાહશે તેને સ્વર્ગમાં અને જેને ચાહશે તેને નરકમાં મોકલી દેશે. પુનઃ સઘળા જીવો અધર્મયુક્ત થઈ જશે. ધર્મ શા માટે કરશે ? કેમકે ધર્મનું ફળ મળવામાં સન્દેહ છે. તે પરમેશ્વરના હાથમાં છે, જેવી એની પ્રસન્નતા હશે તેમ કરશે; તો પાપકર્મોમાં ભય સંસારમાં પાપની વૃદ્ધિ અને ધર્મનો ક્ષય થઈ જશે. એથી પૂર્વ જન્મના પાપ-પુણ્યાનુસાર વર્તમાન જન્મ અને વર્તમાન તથા પૂર્વજન્મના કર્માનુસાર ભવિષ્યત્ જન્મ થાય છે.

**પ્રશ્ન** – મનુષ્ય અને અન્ય પશુ આદિના શરીરમાં જીવ એકસરખો છે, કે ભિન્ન ભિન્ન જાતિનો ?

**ઉત્તર** – જીવ એકસરખો છે. પરન્તુ પાપ-પુણ્યના યોગથી મલિન અને પવિત્ર હોય છે.

**પ્રશ્ન** – મનુષ્યનો જીવ પશુ આદિમાં અને પશુ આદિનો મનુષ્યના શરીરમાં અને સ્ત્રીનો પુરુષના અને પુરુષોનો સ્ત્રીના શરીરમાં આવે જાય છે કે નહીં ?

**ઉત્તર** – હા, જાય આવે છે, કેમકે જ્યારે પાપ વધી જાય છે અને પુણ્ય ન્યૂન થઈ જાય છે ત્યારે મનુષ્યોનો જીવ પશુ આદિ નીચ શરીરમાં જાય છે અને જ્યારે ધર્મ અધિક તથા અધર્મ ન્યૂન થાય છે ત્યારે દેવ વિદ્વાનોનું શરીર તેમને મળે છે. અને જ્યારે પુણ્ય-પાપ બરાબર હોય છે, ત્યારે સાધારણ મનુષ્યજન્મ થાય છે. એમાં પણ પુણ્ય પાપના ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ હોવાથી મનુષ્યાદિમાં પણ તેઓ ઉત્તમ, મધ્યમ, નિકૃષ્ટ શરીરાદિ સામગ્રીવાળા થાય છે અને જ્યારે અધિક પાપનું ફળ પશુ આદિ શરીરમાં ભોગવી લીધું છે ત્યારે ફરી પાપ-પુણ્યના તુલ્ય રહેવાથી મનુષ્ય શરીરમાં આવે છે અને પુણ્યનું ફળ ભોગવીને ફરી પણ મધ્યસ્થ મનુષ્યના શરીરમાં આવે છે.

જ્યારે શરીરથી નીકળે છે તેનું નામ "મૃત્યુ" અને શરીરની સાથે સંયોગ થવાનું નામ "જન્મ" છે. જ્યારે શરીર છોડે છે, ત્યારે યમાલય અર્થાત્ આકાશસ્થ વાયુમાં રહે છે. કેમકે "**यमेन वायुना**". વેદમાં લખ્યું છે કે "યમ" નામ વાયુનું છે. પણ તે ગરુડપુરાણનો કલ્પિત યમ નહીં ! એનું વિશેષ ખંડન મંડન અગિયારમા સમુલ્લાસમાં લખીશું.

પશ્ચાત્ ધર્મરાજ અર્થાત્ પરમેશ્વર તે જીવના પાપ-પુણ્યાનુસાર જન્મ આપે છે. તે વાયુ, અન્ન, જલ અથવા શરીરના છિદ્રો દ્વારા બીજાના શરીરમાં ઈશ્વરની પ્રેરણાથી પ્રવિષ્ટ થાય છે. જે પ્રવિષ્ટ થઈને ક્રમશઃ વીર્યમાં જઈ, ગર્ભમાં સ્થિત થઈ, શરીર ધારણ કરી બહાર આવે છે. જો સ્ત્રીનું શરીર ધારણ કરવા યોગ્ય કર્મ હોય તો સ્ત્રી અને પુરુષનું શરીર ધારણ કરવા યોગ્ય કર્મ હોય તો પુરુષના શરીરમાં પ્રવેશ કરે છે અને નપુંસક ગર્ભની સ્થિતિ સમયે સ્ત્રી-પુરુષના શરીરમાં સમ્બન્ધ કરીને રજવીર્ય સમ પ્રમાણ હોવાથી થાય છે.

આ પ્રકારે નાના પ્રકારના જન્મ-મરણમાં જીવ પડ્યો રહે છે. કે જ્યાં સુધી ઉત્તમ કર્મોપાસના ને કરીને જ્ઞાન મુક્તિ પામતો નથી. કેમકે ઉત્તમ કર્માદિ કરવાથી મનુષ્યોમાં ઉત્તમ જન્મ અને મુક્તિમાં મહાકલ્પ પર્યંત જન્મ-મરણ દુઃખોથી રહિત થઈને આનન્દમાં રહે છે.

**પ્રશ્ન** - મુક્તિ એક જન્મમાં થાય છે કે અનેક જન્મોમાં ?

**ઉત્તર** - અનેક જન્મોમાં. કેમકે :-

**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।**

**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे पराऽवरे ॥१॥ -मुण्डक०** ( ૨. ૨. ૧૮ )

જ્યારે આ જીવના હૃદયની અવિદ્યા-અજ્ઞાનરૂપી ગાંઠ કપાઈ જાય છે, સર્વ સંશય નાશ પામે છે અને દુષ્ટ કર્મ ક્ષયને પ્રાપ્ત થાય છે ત્યારે જ તે પરમાત્મા કે જે પોતાના આત્માની અંદર અને બહાર વ્યાપી રહ્યો છે, તેની અંદર નિવાસ કરે છે.

**પ્રશ્ન** - મુક્તિમાં પરમેશ્વરની અંદર જીવ મળી જાય છે કે પૃથક્ રહે છે ?

**ઉત્તર** - પૃથક્ રહે છે, કેમકે જો મળી જાય તો મુક્તિનું સુખ કોણ ભોગવે અને મુક્તિના જેટલાં સાધન છે, તે સર્વ નિષ્ફળ થઈ જાય. પછી મુક્તિ તો નહીં, પણ જીવનો પ્રલય જાણવો જોઈએ. જ્યારે જીવ પરમેશ્વરની આજ્ઞાપાલન, ઉત્તમ કર્મ, સત્સઙ્ગ, યોગાભ્યાસ એ પૂર્વોક્ત સર્વ સાધન કરે છે, તે જ મુક્તિને પામે છે.

**सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् ।**

**सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चितेति ॥ -तैत्तिरि०** ( **आनन्दवल्ली० अनु० १ मं.१** )

જે જીવાત્મા પોતાની બુદ્ધિ અને આત્મામાં સ્થિત અને સત્ય જ્ઞાન અને અનન્ત આનન્દ સ્વરૂપ પરમાત્માને જાણે છે, તે જ એ વ્યાપકરૂપ બ્રહ્મમાં સ્થિત થઈને તે "વિપશ્ચિત્" અનન્તવિદ્યાયુક્ત બ્રહ્મની સાથે સર્વ કર્મોને પ્રાપ્ત કરે છે. અર્થાત્ જે-જે આનન્દની કામના કરે છે, તે-તે આનન્દને પ્રાપ્ત કરે છે. એ જ મુક્તિ કહેવાય છે.

**પ્રશ્ન** - જેમ શરીર વિના સાંસારિક સુખ નથી ભોગવી શકતો, તેમ મુક્તિમાં શરીર વિના આનન્દ કેમ ભોગવી શકશે ?

**ઉત્તર** - એનું સમાધાન પૂર્વે કહી આવ્યા છીએ - અને આટલું અધિક સાંભળો કે જેમ સાંસારિક સુખ શરીરને આધારે ભોગવે છે, તેમ પરમેશ્વરને આધારે મુક્તિના આનન્દને જીવાત્મા ભોગવે છે. એ મુક્ત જીવ અનન્ત વ્યાપક બ્રહ્મમાં સ્વચ્છન્દ ઘૂમતો, શુદ્ધ જ્ઞાનથી સઘળી સૃષ્ટિને જોતો, અન્ય મુક્તોની સાથે મળતો અને સૃષ્ટિ વિદ્યાને ક્રમથી જોતો સર્વ લોક-લોકાન્તરોમાં અર્થાત્ જેટલા આ લોક દેખાય છે અને નથી દેખાતા તે સર્વમાં ઘૂમે છે. તે સર્વ પદાર્થોને જે કે તેના જ્ઞાનની આગળ છે, તે સર્વને જુએ છે જેટલું જ્ઞાન અધિક થાય છે, તેટલો જ તેને અધિક આનન્દ મળે છે. મુક્તિમાં જીવાત્મા નિર્મળ હોવાથી પૂર્ણ જ્ઞાની થઈને સર્વ સન્નિહિત પદાર્થોનું ભાન તેને યથાવત્ થાય છે.

એ જ સુખ વિશેષ "સ્વર્ગ" અને વિષય તૃષ્ણામાં ફસીને દુઃખ વિશેષ ભોગ કરવો તે "નરક" કહેવાય છે. "**स्वः**" સુખનું નામ છે. "**स्वः सुखं गच्छति यस्मिन् स स्वर्गः**" । "**अतो विपरीतो दुःखभोगो नरक इति**" । જે સાંસારિક સુખ છે તે સામાન્ય સ્વર્ગ અને જે પરમેશ્વરની પ્રાપ્તિથી આનન્દ છે, તે વિશેષ સ્વર્ગ કહેવાય છે.

સર્વ જીવો સ્વભાવથી સુખ પ્રાપ્તિની ઈચ્છા અને દુઃખનો વિયોગ થવો ચાહે છે. પરન્તુ જ્યાં સુધી ધર્મ નથી કરતા અને પાપ નથી છોડતા ત્યાં સુધી તેમને સુખનું મળવું અને દુઃખનું છૂટવું થશે નહીં. કેમકે જેનું કારણ અર્થાત્ મૂળ હોય છે તે કદી પણ નષ્ટ થતું નથી, જેમ :- **छिन्ने मूले वृक्षो नश्यति तथा पापे**

क्षीणे दुःखं नश्यति । જેમ મૂળ કપાયાથી વૃક્ષ નષ્ટ થાય છે તેમ પાપને છોડવાથી દુઃખ નષ્ટ થાય છે. જુઓ ! મનસ્મૃતિમાં પાપ અને પુણ્યની બહુ પ્રકારની ગતિ :

मानसं मनसैवायमुपभुङ्क्ते शुभाऽशुभम् । वाचा वाचा कृतं कर्म कायेनैव च कायिकम् ॥१॥
शरीरजैः कर्मदोषैर्याति स्थावरतां नरः । वाचिकैः पक्षिमृगतां मानसैरन्त्यजातिताम् ॥२॥
यो यदैषां गुणो देहे साकल्येनातिरिच्यते । स तदा तद्गुणप्रायं तं करोति शरीरिणम् ॥३॥
सत्त्वं ज्ञानं तमोऽज्ञानं रागद्वेषौ रजःस्मृतम् । एतद् व्याप्तिमदेतेषां सर्वभूताश्रितं वपुः ॥४॥
तत्र यत्प्रीतिसंयुक्तं किञ्चिदात्मनि लक्षयेत् । प्रशान्तमिव शुद्धाभं सत्त्वं तदुपधारयेत् ॥५॥
यत्तु दुःखसमायुक्तमप्रीतिकरमात्मनः । तद्रजोऽप्रतिपं विद्यात्सततं हारि देहिनाम् ॥६॥
यत्तु स्यान्मोहसंयुक्तमव्यक्तं विषयात्मकम् । अप्रतर्क्यमविज्ञेयं तमस्तदुपधारयेत् ॥७॥
त्रयाणामपि चैतेषां गुणानां यः फलोदयः । अग्र्यो मध्यो जघन्यश्च तं प्रवक्ष्याम्यशेषतः ॥८॥
वेदाभ्यासस्तपो ज्ञानं शौचमिन्द्रियनिग्रहः । धर्मक्रियात्मचिन्ता च सात्त्विकं गुणलक्षणम् ॥९॥
आरम्भरुचिताऽधैर्यमसत्कार्यपरिग्रहः । विषयोपसेवा चाजस्रं राजसं गुणलक्षणम् ॥१०॥
लोभः स्वप्नोऽधृतिः क्रौर्यं नास्तिक्यं भिन्नवृत्तिता । याचिष्णुता प्रमादश्च तामसं गुणलक्षणम् ॥११॥
यत्कर्म कृत्वा कुर्वंश्च करिष्यंश्चैव लज्जति । तज्ज्ञेयं विदुषा सर्वं तामसं गुणलक्षणम् ॥१२॥
येनास्मिन्कर्मणा लोके ख्यातिमिच्छति पुष्कलाम् । न च शोचत्यसम्पत्तौ तद्विज्ञेयं तु राजसम् ॥१३॥
यत्सर्वेणेच्छति ज्ञातुं यन्न लज्जति चाचरन् । येन तुष्यति चात्मास्य तत्सत्त्वगुणलक्षणम् ॥१४॥
तमसो लक्षणं कामो रजसस्त्वर्थ उच्यते । सत्त्वस्य लक्षणं धर्मः श्रैष्ठ्यमेषां यथोत्तरम् ॥१५॥

( -मनु० अ० १२ श्लो. ८,९,२५ ३३,३५ ३८ )

અર્થાત્ મનુષ્ય આ પ્રકારે પોતાના શ્રેષ્ઠ, મધ્ય અને નિકૃષ્ટ સ્વભાવને જાણીને ઉત્તમ સ્વભાવનું ગ્રહણ, મધ્ય અને નિકૃષ્ટનો ત્યાગ કરે. અને એ પણ નિશ્ચય જાણે કે આ જીવ મનથી જે શુભ કે અશુભ કર્મ કરે છે, તેને મન, વાણીથી કરેલાંને વાણીથી અને શરીરથી કરેલાંને શરીરથી અર્થાત્ સુખ-દુઃખને ભોગવે છે. ।૧। જે નર શરીરથી ચોરી, પરસ્ત્રીગમન, શ્રેષ્ઠોને મારવા આદિ દુષ્ટ કર્મ કરે છે તેને વૃક્ષાદિ સ્થાવરનો જન્મ; વાણીથી કરેલાં પાપકર્મોથી પક્ષી અને મૃગાદિ તથા મનથી કરેલાં દુષ્ટ કર્મોથી તેને ચાંડાલાદિનું શરીર મળે છે. ।૨। જે ગુણ એ જીવોના દેહમાં અધિકતાએ વર્તે છે, તે ગુણ તે જીવને પોતાની સમાન કરી દે છે. ॥૩॥ જ્યારે આત્મામાં જ્ઞાન હોય ત્યારે સત્વ, જ્યારે અજ્ઞાન રહે ત્યારે તમ, અને જ્યારે રાગ-દ્વેષમાં આત્મા લાગે ત્યારે રજોગુણ જાણવો જોઈએ. પ્રકૃતિના એ ત્રણ ગુણ સર્વ સંસારસ્થ પદાર્થોમાં વ્યાપ્ત થઈને રહે છે. ।૪। તેનો વિવેક આ પ્રકારે કરવો જોઈએ કે જ્યારે આત્મામાં પ્રસન્નતા, મન પ્રસન્ન પ્રશાન્તની સદૃશ શુદ્ધભાનયુક્ત વર્તે, ત્યારે સમજવું કે સત્વગુણ પ્રધાન છે અને રજોગુણ તથા તમોગુણ અપ્રધાન છે. ।૫। જ્યારે આત્મા અને મન દુઃખસંયુક્ત પ્રસન્નતારહિત વિષયમાં જ્યાં-ત્યાં ગમન-આગમનમાં રાચે ત્યારે સમજવું કે રજોગુણ પ્રધાન છે અને સત્વગુણ તથા તમોગુણ અપ્રધાન છે. ॥૬॥ જ્યારે મોહ અર્થાત્ આત્મા અને મન સાંસારિક પદાર્થોમાં ફસેલાં હોય, જ્યારે આત્મા અને મનમાં કાંઈ પણ વિવેક ન રહે, વિષયોમાં આસક્ત, તર્ક-વિતર્ક રહિત અને જાણવાને યોગ્ય ન હોય ત્યારે નિશ્ચય સમજવું જોઈએ કે એ સમયે મારામાં તમોગુણ પ્રધાન છે અને સત્વગુણ તથા રજોગુણ અપ્રધાન છે. ॥૭॥ હવે જે આ ત્રણ ગુણોના ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ ફલોદય થાય છે, તેને પૂર્ણ ભાવથી કહીએ છીએ. ॥૮॥ જે વેદોના અભ્યાસ, ધર્માનુષ્ઠાન, જ્ઞાનની વૃદ્ધિ, પવિત્રતાની ઇચ્છા, ઇન્દ્રિયોનો નિગ્રહ, ધર્મક્રિયા અને આત્માનું ચિંતન થાય છે, એ જ સત્વગુણનાં લક્ષણ છે. ॥૯॥ જ્યારે

રજોગુણનો ઉદય, સત્વ અને તમોગુણનો અન્તર્ભાવ થાય છે, ત્યારે આરમ્ભમાં રુચિતા, ધૈર્ય ત્યાગ, અસત્કર્મોનું ગ્રહણ નિરન્તર વિષયોની સેવામાં પ્રીતિ થાય છે, ત્યારે સમજવું કે રજોગુણ પ્રધાનતાએ વર્તી રહ્યો છે. ॥૧૦॥ જ્યારે તમોગુણનો ઉદય અને બીજા બેઉનો અન્તર્ભાવ થાય છે ત્યારે અત્યન્ત 'લોભ' અર્થાત્ સર્વ પાપનું મૂલ વધે છે: અત્યન્ત આલસ્ય અને નિદ્રા, ધૈર્યનો નાશ, ક્રૂરતાનું હોવું, 'નાસ્તિક્ય' અર્થાત્ વેદ અને ઈશ્વરમાં શ્રદ્ધાનું ન રહેવું, ભિન્ન ભિન્ન અન્તઃકરણની વૃત્તિ અને એકાગ્રતાનો અભાવ, જે કોઈની પાસે યાચવું અર્થાત્ માગવું, પ્રમાદ અર્થાત્ મદ્યપાનાદિ દુષ્ટ વ્યસનોમાં ફસાવવાનું થાય, ત્યારે તમોગુણ મારામાં વધીને વર્તી રહ્યો છે તેમ સમજવું. ॥૧૧॥ આ બધા તમોગુણનાં લક્ષણો વિદ્વાનોએ જાણવા યોગ્ય છે. તથા જ્યારે પોતાનો આત્મા જે કર્મને કરીને તે કરતી વેળાએ અને કરવાની ઇચ્છાથી લજ્જા, શંકા અને ભયને પ્રાપ્ત થાય, ત્યારે જાણો કે મારામાં તમોગુણ પ્રવૃદ્ધ છે. ॥૧૨॥ જો કર્મથી આ લોકમાં જીવાત્મા પુષ્કળ પ્રસિદ્ધિ ચાહતો, દરિદ્રતા હોવા છતાં પણ ચારણ, ભાટ આદિને દાન આપવું નથી છોડતો ત્યારે સમજવું કે મારામાં રજોગુણ પ્રબળ છે. ॥૧૩॥ અને જ્યારે મનુષ્યોનો આત્મા સર્વને જાણવાને ઇચ્છે, ગુણ ગ્રહણ કરતો જાય, સારા કામોમાં લજ્જા ન કરે અને જે કર્મથી આત્મા પ્રસન્ન થાય અર્થાત્ ધર્માચરણમાં જ રુચિ રહે, ત્યારે સમજવું કે મારામાં સત્ત્વગુણ પ્રબળ છે. ॥૧૪॥ તમોગુણનું લક્ષણ કામ, રજોગુણનું અર્થસંગ્રહની ઇચ્છા અને સત્ત્વગુણનું લક્ષણ ધર્મસેવા કરવી એ છે. પરન્તુ તમોગુણથી રજોગુણ અને રજોગુણથી સત્ત્વગુણ શ્રેષ્ઠ છે. ॥૧૫॥

હવે જે-જે ગુણથી જે-જે ગતિને જીવ પ્રાપ્ત થાય છે, તેને તેને આગળ લખીએ છીએ :-

**देवत्वं सात्त्विका यान्ति मनुष्यत्वञ्च राजसाः । तिर्यक्त्वं तामसा नित्यमित्येषा त्रिविधा गतिः ॥१॥**
**स्थावराः कृमिकीटाश्च मत्स्याः सर्पाश्च कच्छपाः । पशवश्च मृगाश्चैव जघन्या तापसी गतिः ॥२॥**
**हस्तिनश्च तुरङ्गाश्च शूद्रा म्लेच्छाश्च गर्हिताः । सिंहा व्याघ्रा वराहाश्च मध्यमा तामसी गतिः ॥३॥**
**चारणाश्च सुपर्णाश्च पुरुषाश्चैव दाम्भिकाः । रक्षांसि च पिशाचाश्च तामसीषूत्तमा गतिः ॥४॥**
**झल्ला मल्ला नटाश्चैव पुरुषाः शस्त्रवृत्तयः । द्यूतपानप्रसक्ताश्च जघन्या राजसी गतिः ॥५॥**
**राजानः क्षत्रियाश्चैव राज्ञां चैव पुरोहिताः । वादयुद्धप्रधानाश्च मध्यमा राजसी गतिः ॥६॥**
**गन्धर्वा गुह्यका यक्षा विबुधानुचराश्च ये । तथैवाप्सरसः सर्वा राजसीषूत्तमा गतिः ॥७॥**
**तापसो यतयो विप्रा ये च वैमानिका गणाः । नक्षत्राणि च दैत्याश्च प्रथमा सात्त्विकी गतिः ॥८॥**
**यज्वान ऋषयो देवा वेदा ज्योतींषि वत्सराः । पितरश्चैव साध्याश्च द्वितीया सात्त्विकी गतिः ॥९॥**
**ब्रह्मा विश्वसृजो धर्मो महानव्यक्तमेव च । उत्तमां सात्त्विकीमेतां गतिमाहुर्मनीषिणः ॥१०॥**
**इन्द्रियाणां प्रसङ्गेन धर्मस्यासेवनेन च । पापन्संयान्ति संसारानविद्वांसो नराधमाः ॥११॥**

(मनु० अ० १२. श्लोक ४०, ४२-५०, ५२)

જે મનુષ્ય સાત્ત્વિક છે તે દેવ અર્થાત્-વિદ્વાન, જે રજોગુણી હોય છે તે મધ્યમ મનુષ્ય અને જે તમોગુણયુક્ત હોય છે તે નીચ ગતિને પ્રાપ્ત થાય છે. ॥૧॥ જે અત્યન્ત તમોગુણી છે તે સ્થાવર-વૃક્ષાદિ, કૃમિ, કીટ, મત્સ્ય, સર્પ, કચ્છપ, પશુ અને મૃગ જન્મને પ્રાપ્ત થાય છે. ॥૨॥ જે મધ્યમ તમોગુણી છે તે હાથી, ઘોડા, શૂદ્ર, મ્લેચ્છ, નિન્દિત કર્મ કરનાર, સિંહ, વ્યાઘ્ર, વરાહ અર્થાત્ ડુક્કર-ભૂંડના જન્મને પ્રાપ્ત થાય છે. ॥૩॥ જે ઉત્તમ તમોગુણી છે તે ચારણ (કે જે કવિત્ત, દોહા, આદિ બનાવીને મનુષ્યોની પ્રશંસા કરે છે), સુંદર પક્ષી, દાંભિક પુરુષ અર્થાત્ પોતાના મુખથી પોતાની પ્રશંસા કરનાર, રાક્ષસ કે જે હિંસક, પિશાચ જે અનાચારી અર્થાત્ મદ્યાદિનો આહાર કરનાર અને મલીન રહેનાર છે; તે ઉત્તમ તમોગુણી કર્મનું ફળ છે. ॥૪॥

જે ઉત્તમ રજોગુણી છે તે ઝલ્લા અર્થાત્ તલવાર આદિથી મારનાર; કે કોદાળી આદિથી ખોદનાર,

મલ્લા અર્થાત્ નૌકા આદિને ચલાવનાર, નટ અર્થાત્ જે વાંસાદિ પર કળા-કસરત-કૂદવું-ચઢવું-ઉતરવું આદિ કરે છે, શસ્ત્રધારી ભૃત્ય અને મદ્ય પીવામાં આસક્ત હોય, એવા જન્મ એ નીચ રજોગુણનું ફળ છે. ॥૫॥ જે મધ્યમ રજોગુણી હોય છે તે રાજા, ક્ષત્રિયવર્ણસ્થ રાજાઓના પુરોહિત, વાદવિવાદ કરનારા, દૂત, પ્રાડ્વિવાક (વકીલ, બેરિસ્ટર) અને યુદ્ધ વિભાગના અધ્યક્ષપણાનો જન્મ પામે છે. ॥૬। જે ઉત્તમ રજોગુણી હોય તે ગંધર્વ (ગાનાર), ગુહ્યક (વાદિત્ર વગાડનાર), યક્ષ (ધનાઢ્ય), વિદ્વાનોના સેવક અને અપ્સરા અર્થાત્ જે ઉત્તમ રૂપવાન્ સ્ત્રી એના જન્મને પામે છે. ॥૭॥ જે તપસ્વી, યતિ, સંન્યાસી, વેદપાઠી, વિમાનના ચલાવનાર, જ્યોતિષી અને દૈત્ય અર્થાત્ દેહપોષક મનુષ્ય થાય છે, તેમને પ્રથમ સત્ત્વગુણના કર્મનું ફળ જાણો. । ૮।

જે મધ્યમ સત્ત્વગુણયુક્ત થઈને કર્મ કરે છે તે જીવ યજ્ઞકર્તા, વેદાર્થવિત્, વિદ્વાન્, વેદ, વિદ્યુતાદિ અને કાલવિદ્યાના જ્ઞાતા, રક્ષક, જ્ઞાની અને (સાધ્ય) કાર્ય સિદ્ધિને માટે સેવન કરવા યોગ્ય અધ્યાપકનો જન્મ પામે છે. ।૯। જે ઉત્તમ સર્વગુણયુક્ત થઈને ઉત્તમ કર્મ કરે છે, તે બ્રહ્મા સર્વ વેદના વેત્તા, વિશ્વસૃજ સર્વસૃષ્ટિક્રમ વિદ્યાને જાણીને વિવિધ વિમાનાદિ યાનોને બનાવનાર, ધાર્મિક, સર્વોત્તમ બુદ્ધિયુક્ત અને અવ્યક્તના જન્મ તથા પ્રકૃતિવશિત્વ સિદ્ધિને પ્રાપ્ત થાય છે. ।૧૦॥ જે ઇન્દ્રિયને વશ થઈને વિષયી બની ધર્મને છોડીને અધર્મ કરનારા અવિદ્વાન્ છે, તે મનુષ્યોમાં નીચ જન્મ અને દુઃખરૂપ જન્મને પામે છે. ॥૧૧॥

એ પ્રકારે સત્ત્વ, રજ અને તમોગુણયુક્ત વેગથી જે-જે પ્રકારનાં કર્મ જીવ કરે છે તેને તે-તે પ્રકારનાં ફળ પ્રાપ્ત થાય છે. જે મુક્ત થાય છે તે ગુણાતીત અર્થાત્ સર્વગુણોના સ્વભાવોમાં ન ફસાઈને મહાયોગી બની મુક્તિનું સાધન કરે. કેમકે :-

**योगश्चित्तवृत्तिनिरोधः ॥१॥ तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् ॥२॥**

આ પાતંજલ યોગશાસ્ત્ર (પાદ-૧, સૂત્ર ૩-૪)ના સૂત્રો છે. મનુષ્ય રજોગુણ, તમોગુણયુક્ત કર્મોથી મનને રોકી, શુદ્ધ સત્ત્વગુણયુક્ત કર્મોથી પણ મનને રોકી, શુદ્ધ સત્ત્વગુણયુક્ત થાય, પશ્ચાત્ તેનો નિરોધ કરી, એકાગ્ર અર્થાત્ એક પરમાત્મા અને ધર્મયુક્ત કર્મ, એમના અગ્ર ભાગમાં ચિત્તને ઠેરવી રાખવું એ નિરુદ્ધ અર્થાત્ સર્વ તરફથી મનની વૃત્તિને રોકી રાખવી. ॥૧॥

જ્યારે ચિત્ત એકાગ્ર અને નિરુદ્ધ થાય છે ત્યારે સર્વના દ્રષ્ટા ઈશ્વરના સ્વરૂપમાં જીવાત્માની સ્થિતિ થાય છે. ॥૨॥ ઇત્યાદિ સાધન મુક્તિ માટે કરવાં. અને -

**अथ त्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थः ।**

આ સાંખ્ય(અ. ૧, સૂ-૧)નું સૂત્ર છે. જે આધ્યાત્મિક અર્થાત્ શરીરસમ્બન્ધી પીડા, આધિભૌતિક અર્થાત્ અન્ય પ્રાણીઓથી દુઃખી થવું, આધિદૈવિક અર્થાત્ અતિવૃષ્ટિ, અતિતાપ, અતિશીત અને મન ઇન્દ્રિયોની ચંચળતાથી થતી પીડા છે, એ ત્રિવિધ દુઃખને છોડીને મુક્તિ પામવી એ અત્યન્ત પુરુષાર્થ છે.

હવે આગળ આચાર-અનાચાર અને ભક્ષ્યાભક્ષ્ય વિષય પર લખીશું ।૯।

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे**
**सुभाषाविभूषिते विद्याऽविद्याबन्धमोक्षविषये**
**नवमः समुल्लासः सम्पूर्णः ॥९॥**

# ॥ अथ दशमसमुल्लासारम्भः ॥

अथाऽऽचाराऽनाचारभक्ष्याऽभक्ष्यविषयान् व्याख्यास्यामः ।

હવે જે ધર્મયુક્ત કામોનાં આચરણ, સુશીલતા, સત્પુરુષોનો સંગ અને સદ્‌વિદ્યાનાં ગ્રહણમાં રુચિ આદિ આચાર અને એનાથી વિપરીત અનાચાર કહેવાય છે, તે લખવામાં આવે છે :-

विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः । हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तन्निबोधत ॥१॥

कामात्मता न प्रशस्ता न चैवेहास्त्यकामता । काम्यो हि वेदाधिगमः कर्मयोगश्च वैदिकः ॥२॥

सङ्कल्पमूलः कामो वै यज्ञाः सङ्कल्पसम्भवाः । व्रतानि यमधर्माश्च सर्वे सङ्कल्पजाः स्मृताः ॥३॥

अकामस्य क्रिया काचिद्दृश्यते नेह कर्हिचित् । यद्यद्धि कुरुते किञ्चित्तत्तत्कामस्य चेष्टितम् ॥४॥

वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् । आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥५॥

सर्वन्तु समवेक्ष्येदं निखिलं ज्ञानचक्षुषा । श्रुतिप्रामाण्यतो विद्वान् स्वधर्मे निविशेत वै ॥६॥

श्रुतिस्मृत्युदितं धर्म्ममनुतिष्ठन् हि मानवः । इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥७॥

योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद् द्विजः । स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ॥८॥

वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः । एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥९॥

अर्थकामेष्वसक्तानां धर्मज्ञानं विधीयते । धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥१०॥

वैदिकैः कर्मभिः पुण्यैर्निषेकादिर्द्विजन्मनाम् । कार्य्यः शरीरसंस्कारः पावनः प्रेत्य चेह च ॥११॥

केशान्तः षोडशे वर्षे ब्राह्मणस्य विधीयते । राजन्यबन्धोर्द्वाविंशे वैश्यस्य द्व्यधिके ततः ॥१२॥

- मनु० अ० १ ( श्लो० १-४, ६,८, ९, ११-१३, २६, ६५ ) ॥

મનુષ્યોએ સદા એ વાત ઉપર ધ્યાન રાખવું જોઈએ કે જેનું સેવન રાગ-દ્વેષ રહિત વિદ્વાન્ લોકો નિત્ય કરે, જેને હૃદય અર્થાત્ આત્મા સત્ય કર્તવ્ય જાણે, તે જ ધર્મ માનનીય અને કરણીય છે. ॥૧॥ કેમકે આ સંસારમાં અત્યન્ત કામાત્મતા અને નિષ્કામતા શ્રેષ્ઠ નથી. વેદાર્થજ્ઞાન અને વેદોક્ત કર્મ એ સર્વ કામનાથી જ સિદ્ધ થાય છે. ॥૨॥ જો કોઈ કહે કે હું નિરિચ્છ અને નિષ્કામ છું કે થઈ જાઉં, તો તે કદી પણ થઈ શકતો નથી. કેમકે સર્વ કામ અર્થાત્ યજ્ઞ, સત્યભાષણાદિ વ્રત, યમ, નિયમરૂપી ધર્મ આદિ સંકલ્પથી જ બને છે. ॥૩॥ કેમકે જે-જે હસ્ત, પાદ, નેત્ર, મન આદિ ચલાવવામાં આવે છે તે સર્વ કામનાથી જ ચાલે છે. જો ઇચ્છા ન હોત તો આંખનું ઉઘાડવું અને મીચવું પણ થઈ શકતું નથી. ॥૪॥ એટલા માટે સમ્પૂર્ણ વેદ, મનુસ્મૃતિ તથા ઋષિપ્રણીત શાસ્ત્રો, સત્પુરુષોનો આચાર અને જે-જે કર્મમાં પોતાનો આત્મા પ્રસન્ન રહે અર્થાત્ ભય, શંકા, લજ્જા જેમાં ન થાય, તે કર્મોનું સેવન કરવું ઉચિત છે. જુઓ ! જ્યારે કોઈ મિથ્યાભાષણ, ચોરી આદિની ઇચ્છા કરે છે, ત્યારે તેના આત્મામાં ભય, શંકા અને લજ્જા અવશ્ય ઉત્પન્ન થાય છે. એટલા માટે તે કર્મો કરવાં યોગ્ય નથી. ॥૫॥ મનુષ્ય સમ્પૂર્ણ શાસ્ત્ર, વેદ, સત્પુરુષોનો આચાર પોતાના આત્માની અવિરુદ્ધ સારી રીતે વિચાર કરીને જ્ઞાનરૂપી નેત્રથી શ્રુતિ પ્રમાણથી

સ્વાત્માનુકૂલ ધર્મમાં પ્રવેશ કરે. ॥૬॥ કેમકે જે મનુષ્ય વેદોક્ત ધર્મ અને જે વેદથી અવિરુદ્ધ સ્મૃતિએ કહેલા ધર્મોનું અનુષ્ઠાન કરે છે તે આ લોકમાં કીર્તિ અને મૃત્યુ પછી સર્વોત્તમ સુખને પ્રાપ્ત થાય છે. ।૭।

વેદને શ્રુતિ અને ધર્મ શાસ્ત્રને સ્મૃતિ કહે છે. એમનાથી સર્વ કર્તવ્યાકર્તવ્યનો નિશ્ચય કરવો જોઈએ. જે કોઈ મનુષ્ય વેદ અને વેદાનુકૂલ આપ્તગ્રન્થોનું અપમાન કરે, તેને શ્રેષ્ઠ લોકો જાતિથી બહાર કરે, કેમકે જે વેદની નિન્દા કરે છે તે "નાસ્તિક" કહેવાય છે. ।૮। એથી વેદ, સ્મૃતિ, સત્પુરુષોનો આચાર અને પોતાના આત્માના જ્ઞાનથી અવિરુદ્ધ પ્રિયાચરણ, એ ચાર ધર્મનાં લક્ષણ અર્થાત્ એનાથી ધર્મ લક્ષિત થાય છે. ॥૯॥ પરન્તુ જે દ્રવ્યના લોભમાં અને કામ એટલે વિષયસેવામાં ફસાયેલા નથી હોતા, તેમને ધર્મનું જ્ઞાન થાય છે. જે ધર્મને જાણવાની ઇચ્છા કરે તેને માટે વેદ જ પરમપ્રમાણ છે. ॥૧૦॥ એથી સર્વ મનુષ્યોને ઉચિત છે કે વેદોક્ત પુણ્યરૂપ કર્મોથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, પોતાના સન્તાનોના નિષેકાદિ સંસ્કાર કરે, જે આ જન્મ અને પરજન્મમાં પવિત્ર કરનારા છે. ।૧૧॥

બ્રાહ્મણને સોળમા, ક્ષત્રિયને બાવીસમા અને વૈશ્યને ચોવીસમા વર્ષ સુધી કેશાન્ત કર્મ-ક્ષૌર અને મુંડન થઈ જવું જોઈએ. અર્થાત્ એ વિધિ થયા પછી કેવલ શિખાને રાખીને અન્ય દાઢી, મૂછ અને શીરના વાળ સદા બોડાવતા રહેવું જોઈએ. અર્થાત્ પુનઃ કદી ન રાખવા અને જો શીતપ્રધાન દેશ હોય અને કારણસર રાખવાની જરૂર છે તો ઇચ્છાનુસાર કેશ રાખે, અને જો અતિ ઉષ્ણદેશ હોય તો શિખાસહિત છેદન કરાવી નાંખવા જોઈએ. કેમકે માથામાં વાળ રહેવાથી ઉષ્ણતા અધિક રહે છે. અને તેથી બુદ્ધિ કમ થાય છે. દાઢી, મૂછ રાખવાથી ભોજન, પાન સારી રીતે થતું નથી અને વાળોમાં એંઠવાડ પણ રહી જાય છે. ॥૧૨॥

इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु । संयमे यत्नमातिष्ठेद्विद्वान् यन्तेव वाजिनाम् ॥१॥
इन्द्रियाणां प्रसङ्गेन दोषमृच्छत्यसंशयम् । संनियम्य तु तान्येव ततः सिद्धिं नियच्छति ॥२॥
न जातु कामः कामानामुपभोगेन शाम्यति । हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्द्धते ॥३॥
वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसि च । न विप्रदुष्टभावस्य सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥४॥
वशे कृत्वेन्द्रियग्रामं संयम्य च मनस्तथा । सर्वान् संसाधयेदर्थानक्षिण्वन् योगतस्तनुम् ॥५॥
श्रुत्वा स्पृष्ट्वा च दृष्ट्वा च भुक्त्वा घ्रात्वा च यो नरः । न हृष्यति ग्लायति वा स विज्ञेयो जितेन्द्रियः ॥६॥
नापृष्टः कस्यचिद् ब्रूयान्न चान्यायेन पृच्छतः । जानन्नपि हि मेधावी जडवल्लोक आचरेत् ॥७॥
वित्तं बन्धुर्वयः कर्म विद्या भवति पञ्चमी । एतानि मान्यस्थानानि गरीयो यद्यदुत्तरम् ॥८॥
अज्ञो भवति वै बालः पिता भवति मन्त्रदः । अज्ञं हि बालमित्याहुः पितेत्येव तु मन्त्रदम् ॥९॥
न हायनैर्न पलितैर्न वित्तेन न च बन्धुभिः । ऋषयश्चक्रिरे धर्मं योऽनूचानः स नो महान् ॥१०॥
विप्राणां ज्ञानतो ज्यैष्ठ्यं क्षत्रियाणान्तु वीर्यतः । वैश्यानां धान्यधनतः शूद्राणामेव जन्मतः ॥११॥
न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः । यो वै युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः ॥१२॥
यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः । यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥१३॥
अहिंसयैव भूतानां कार्यं श्रेयोऽनुशासनम् । वाक् चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता ॥१४॥

– मनु० अ० २ (श्लो० ८८, ९३, ९४, ९७, ९८, १००, ११०, १३६, १५३-१५७, १५९) ॥

મનુષ્યનો એ જ મુખ્ય આચાર છે કે જે ઇન્દ્રિયો ચિત્તને હરણ કરવાવાળા વિષયોમાં પ્રવૃત્ત કરાવે છે, તેને રોકવામાં પ્રયત્ન કરવો. જેમ ઘોડાને સારથિ રોકીને શુદ્ધ માર્ગમાં ચલાવે છે, તે પ્રકારે એમને પોતાના વશમાં કરીને અધર્મ માર્ગથી હઠાવીને ધર્મમાર્ગમાં સદા ચલાવ્યા કરે. ।૧। કેમકે ઇન્દ્રિયોને વિષયાસક્તિ અને અધર્મમાં ચલાવવાથી મનુષ્ય નિશ્ચિત દોષને પ્રાપ્ત થાય છે, અને જ્યારે એમને જીતીને ધર્મમાં ચલાવે છે ત્યારે અભીષ્ટ સિદ્ધિને પ્રાપ્ત થાય છે. ।૨। એ નિશ્ચય છે કે જેમ અગ્નિમાં ઇન્ધન-કાષ્ઠ અને ઘી નાખવાથી તે વધતો જાય છે તેમ કામોના ઉપભોગથી કામ કદી શાન્ત થતો નથી કિન્તુ વધતો જ જાય છે. એટલા માટે મનુષ્યોએ વિષયાસક્ત કદી ન થવું જોઈએ. ।।૩।। જે અજિતેન્દ્રિય પુરુષ છે, તેને 'વિપ્રદુષ્ટ' કહે છે, કારણ કે તે વેદ જ્ઞાન, ત્યાગ, યજ્ઞ, નિયમ અને ધર્માચરણની સિદ્ધિને પ્રાપ્ત થતો નથી, કિન્તુ એ સઘળું જિતેન્દ્રિય તથા ધાર્મિક જનને સિદ્ધ થાય છે. ।।૪।। એટલા માટે પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને અગિયારમા મનને પોતાના વશમાં કરીને યુક્તાહાર વિહાર અને યોગથી શરીરની રક્ષા કરી સર્વ અર્થોને સિદ્ધ કરે. ।।૫।।

જિતેન્દ્રિય તેને કહે છે કે જે સ્તુતિ સાંભળીને હર્ષ અને નિન્દા સાંભળીને શોક, સુસ્પર્શ કરીને સુખ અને દુષ્ટ સ્પર્શ કરીને દુ:ખ, સુન્દર રૂપ જોઈને પ્રસન્ન અને દુષ્ટ રૂપ જોઈને અપ્રસન્ન, ઉત્તમ ભોજન કરીને આનંદ અને નિકૃષ્ટ ભોજન કરીને દુ:ખિત, સુગન્ધમાં રુચિ અને દુર્ગન્ધમાં અરૂચિ કરતો નથી. ।૬।। કદી વગર પૂછે કે અન્યાયથી પૂછનારાને કે જે કપટથી પૂછતા હોય તેને ઉત્તર ન આપે. અને તેની સામે બુદ્ધિમાન જડ જેવો રહે. હા, જે નિષ્કપટ અને જિજ્ઞાસુ હોય, તેને વિના પૂછે પણ ઉપદેશ કરે. ।૭। એક ધન, બીજો બન્ધુ-કુટુમ્બ-કુલ, ત્રીજી અવસ્થા, ચોથું ઉત્તમ કર્મ અને પાંચમી શ્રેષ્ઠ વિદ્યા-એ પાંચ માન્ય સ્થાન છે. પરન્તુ ધનથી ઉત્તમ બન્ધુ, બન્ધુથી અધિક અવસ્થા, અવસ્થાથી શ્રેષ્ઠ કર્મ અને કર્મથી પવિત્ર વિદ્વાન્ ઉત્તરોત્તર અધિક માનનીય છે. ।।૮।। કેમકે કોઈ ભલે સો વર્ષનો પણ હોય પરન્તુ જે વિદ્યા વિજ્ઞાનરહિત છે, તે બાળક છે અને જે વિદ્યા અને વિજ્ઞાનનો દાતા છે તે બાળકને પણ વૃદ્ધ માનવો જોઈએ, કેમકે સર્વ શાસ્ત્ર, આપ્ત વિદ્વાનો અજ્ઞાનીને બાળક અને જ્ઞાનીને પિતા કહે છે. ।૯।

અધિક વર્ષો વીતવાથી, શ્વેત કેશ હોવાથી, અધિક ધનથી અને મોટું કુટુમ્બ હોવાથી વૃદ્ધ થતો નથી. કિન્તુ ઋષિ મહાત્માઓનો એ જ નિશ્ચય છે કે જે અમારી વચમાં વિદ્યા-વિજ્ઞાનમાં અધિક છે; તે જ 'વૃદ્ધ' પુરુષ કહેવાય છે. ।૧૦।। બ્રાહ્મણ જ્ઞાનથી, ક્ષત્રિય બળથી, વૈશ્ય ધનધાન્યથી અને શૂદ્ર જન્મ અર્થાત્ અધિક આયુથી વૃદ્ધ થાય છે. ।।૧૧।। શિરના કેશ શ્વેત થવાથી વૃદ્ધ નથી થતો; કિન્તુ જે યુવાન વિદ્યા ભણ્યો છે તેને વિદ્વાન લોકો મોટો જાણે છે. ।૧૨।। અને જે વિદ્યા ભણ્યો નથી તે લાકડાના હાથી જેવો તથા ચામડાના મૃગ જેવો છે. તેવો અવિદ્વાન મનુષ્ય જગતમાં નામ માત્ર મનુષ્ય કહેવાય છે.।।૧૩।। એટલા માટે વિદ્યા ભણીને વિદ્વાન્ ધર્માત્મા થઈને નિર્વૈરતાથી સર્વ પ્રાણીઓના કલ્યાણનો ઉપદેશ કરે અને ઉપદેશમાં વાણી મધુર અને કોમળ બોલે. જે સત્યોપદેશથી ધર્મની વૃદ્ધિ અને અધર્મનો નાશ કરે છે, તે પુરુષ ધન્ય છે. ।।૧૪।

નિત્ય સ્નાન, વસ્ત્ર, અન્ન, પાન, સ્થાન એ સર્વ શુદ્ધ રાખવા, કેમકે એ શુદ્ધ હોવાથી ચિત્તની શુદ્ધિ અને આરોગ્યતા પ્રાપ્ત થઈને પુરુષાર્થ વધે છે. શૌચ તેટલું કરવું યોગ્ય છે કે જેટલાથી મળ દુર્ગન્ધ દૂર થઈ જાય.

**आचारः प्रथमो धर्मः श्रुत्युक्तः स्मार्त्त एव च ॥ - मनु० (અ૦૧.૧૦૮) ॥**

જે સત્યભાષણાદિ કર્મોનું આચરણ છે, તે જ વેદ અને સ્મૃતિમાં કહેલો આચાર છે.

**मा नो वधीः पितरं मोत मातरम् ॥** (यजुः० अ० १६. मं.१५)

**आचार्य्य ऽ उपनयमानो ब्रह्मचारिणमिच्छते ॥** (-अथर्व० कां० ११. प्र. ३. १७)

**मातृदेवो भव । पितृदेवो भव । आचार्य्यदेवो भव । अतिथिदेवो भव ॥ तैत्तिरी० ॥** (प्र०७ अ०११)

માતા, પિતા, આચાર્ય અને અતિથિની સેવા કરવી, એ દેવપૂજા કહેવાય છે અને જે-જે કર્મથી જગતનો ઉપકાર થાય, તે-તે કર્મ કરવું અને હાનિકારક છોડી દેવું એ જ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય કર્મ છે. કદી નાસ્તિક, લમ્પટ, વિશ્વાસઘાતી, ચોર મિથ્યાવાદી, સ્વાર્થી, કપટી, છલી આદિ દુષ્ટ મનુષ્યોનો સંગ ન કરવો. આમ જે સત્યવાદી, ધર્માત્મા, પરોપકારપ્રિય જન છે તેમનો સદા સંગ કરવો એનું નામ શ્રેષ્ઠાચાર છે.

**પ્રશ્ન** - આર્યાવર્ત દેશવાસીઓના આર્યાવર્ત દેશથી ભિન્ન ભિન્ન દેશોમાં જવાથી આચાર નષ્ટ થઈ જાય છે કે નહીં ?

**ઉત્તર** - એ વાત મિથ્યા છે કેમકે જે બહાર અને અંદરની પવિત્રતા અને સત્યભાષણાદિ આચરણ છે તે ગમે ત્યાં કરશે તો આચાર અને ધર્મ ભ્રષ્ટ કદી થશે નહીં. અને જો આર્યાવર્તમાં રહીને પણ દુષ્ટાચાર કરશે, તો તે ધર્મ અને આચાર ભ્રષ્ટ કહેવાશે. જો એમ ન હોત તો -

**मेरोर्हरेश्च द्वे वर्षे वर्षं हैमवतं ततः । क्रमेणैव व्यतिक्रम्य भारतं वर्ष मासदत् ॥१॥**

**स दृष्ट्वा विविधान् देशान् चीनहूणनिषेवितान् ॥२॥**

આ શ્લોકમાં ભારત શાન્તિપર્વ મોક્ષધર્મમાં વ્યાસ-શુક સંવાદમાં છે. અર્થાત્ એક સમય વ્યાસજી પોતાના પુત્ર શુક અને શિષ્ય સહિત પાતાલ અર્થાત્ જેને હાલમાં 'અમેરિકા' કહે છે તેમાં નિવાસ કરતા હતા. શુકાચાર્યે પિતાજીને એક પ્રશ્ન પૂછ્યો કે આત્મવિદ્યા આટલી જ છે કે અધિક ? વ્યાસજીએ જાણી જોઈને એ વાતનો પ્રત્યુત્તર ન આપ્યો. કેમકે એ વાતનો ઉપદેશ કરી ચૂક્યા હતા. બીજાની સાક્ષીને માટે પોતાના પુત્ર શુકને કહ્યું કે હે પુત્ર ! તું મિથિલાપુરીમાં જઈને આ પ્રશ્ન જનક રાજાને કર. તે આનો યથાયોગ્ય ઉત્તર આપશે. પિતાનું વચન સાંભળીને શુકાચાર્ય પાતાલથી મિથિલાપુરી તરફ ચાલ્યા. પ્રથમ મેરુ-હિમાલયથી ઈશાન, ઉત્તર અને વાયવ્ય કોણમાં જે દેશ છે તેનુ નામ 'હરિવર્ષ' હતું. અર્થાત્ હરિ વાનરને કહે છે. તે દેશના મનુષ્ય અત્યારે પણ રક્ત મુખ અર્થાત્ વાનર સમાન ભૂરા નેત્રવાળા હોય છે. જે દેશનું નામ વર્તમાનમાં 'યૂરોપ' છે, તેને જ સંસ્કૃતમાં 'હરિવર્ષ' કહેતા હતા. તે તે દેશો જોતા જોતા અને જેને 'હૂણ' યહુદી પણ કહે છે તે દેશોને જોઈને ચીનમાં આવ્યા. ચીનથી હિમાલય અને હિમાલયથી મિથિલાપુરીમાં આવ્યા.

વળી, શ્રીકૃષ્ણ તથા અર્જુન પાતાલમાં અશ્વતરી - અર્થાત્ જેને અગ્નિયાન નૌકા કહે છે, તેના પર બેસી પાતાલમાં જઈને મહારાજા યુધિષ્ઠિરના યજ્ઞમાં ઉદ્દાલક ઋષિને લઈ આવ્યા હતા. ધૃતરાષ્ટ્રનો વિવાહ ગાન્ધાર જેને 'કંધાર' કહે છે ત્યાંની રાજપુત્રી સાથે થયો હતો. માદ્રી પાણ્ડુની સ્ત્રી 'ઈરાન'ના રાજાની કન્યા હતી અને અર્જુનનો વિવાહ પાતાલમાં જેને અમેરિકા કહે છે ત્યાંના રાજાની પુત્રી ઉલોપી સાથે થયો હતો. જો દેશ-દેશાન્તર, દ્વીપ-દ્વીપાન્તરમાં ન જતા હોત તો એ સર્વ વાત થઈ શકત ? મનુસ્મૃતિમાં જે સમુદ્રમાં જનારી નૌકા પર કર લેવાનું લખ્યું છે, તે પણ આર્યાવર્ત્તથી દ્વીપાન્તરમાં જવાનું કારણ છે. અને જ્યારે મહારાજા યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો હતો, તેમાં સર્વ ભૂગોળના રાજાઓને બોલાવવા માટે નિમન્ત્રણ આપવા ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ ચારે દિશાઓમાં ગયા હતા. જો દોષ માનતા હોત તો કદી જાત નહીં. માટે પ્રથમ આર્યાવર્ત્તદેશી લોકો વ્યાપાર, રાજકાર્ય અને ભ્રમણાર્થે સર્વ ભૂગોળમાં ફરતા હતા. અને જે આજ કાલ આભડછેડ અને ધર્મભ્રષ્ટ થવાની શંકા છે, તે કેવલ મૂર્ખોના બહેકાવવાથી અને અજ્ઞાન વધવાથી થઈ છે.

જે મનુષ્ય દેશ-દેશાન્તર અને દ્વીપ-દ્વીપાન્તરમાં જવા આવવામાં શંકા નથી કરતા, તે દેશ-દેશાન્તરના અનેકવિધ મનુષ્યોના સમાગમથી તેની રીતભાત જોઈને પોતાનું રાજ્ય અને વ્યવહાર વધારવાથી નિર્ભય શૂરવીર થતા જાય છે અને સારા વ્યવહારનું ગ્રહણ અને ખરાબ વાતોને છોડવામાં તત્પર થઈને મોટા ઐશ્વર્યને પ્રાપ્ત થાય છે. જે મહાભ્રષ્ટ, મ્લેચ્છકુલોત્પન્ન, વૈશ્યાદિના સમાગમથી આચાર ભ્રષ્ટ, ધર્મહીન નથી થતા પણ દેશ-દેશાન્તરના ઉત્તમ પુરુષો સાથે સમાગમમાં આભડછેડ અને દોષ માને છે !! એ કેવલ મૂર્ખતાની વાત નહીં તો બીજું શું ? હા, એટલું કારણ તો છે કે જે લોકો માંસભક્ષણ અને મદ્યપાન કરે છે, તેમના શરીર અને વીર્યાદિ ધાતુ પણ દુર્ગન્ધાદિથી દૂષિત થાય છે. તેટલા માટે તેમનો સંગ કરવાથી આર્યોને પણ એ કુલક્ષણ ન લાગી જાય, એ તો ઠીક છે, પરન્તુ જ્યારે એમની સાથે વ્યવહાર અને ગુણગ્રહણ કરવામાં કાંઈ પણ દોષ કે પાપ નથી. કિન્તુ એમના મદ્યપાનાદિ દોષોને છોડીને ગુણોનું ગ્રહણ કરે તો તેમાં કાંઈ પણ હાનિ નથી. જ્યારે એમનો સ્પર્શ અને દર્શનથી પણ મૂર્ખ જન પાપ ગણે છે, તેથી તેમની સાથે યુદ્ધ કદી કરી શકતા નથી. કેમકે યુદ્ધમાં તેમને જોવા અને સ્પર્શ થવો જરૂરી છે.

સજ્જન લોકોએ રાગ, દ્વેષ, અન્યાય, મિથ્યાભાષણાદિ દોષો છોડીને નિર્વૈર પ્રીતિ પરોપકાર, સજ્જનતા આદિનું ધારણ કરવું, એ ઉત્તમ 'આચાર' છે. અને એ પણ સમજવું કે ધર્મ અમારા આત્મા અને કર્તવ્યની સાથે છે. જ્યારે અમે સારાં કામ કરીએ છીએ, ત્યારે દેશ-દેશાન્તર અને દ્વીપ-દ્વીપાન્તર જવામાં કાંઈ પણ દોષ લાગી શકતો નથી. દોષ તો પાપનાં કામ કરવામાં લાગે છે.

હા, એટલું જરૂરી છે કે, વેદોક્ત ધર્મનો નિશ્ચય અને પાખંડ મતનું ખંડન કરવું અવશ્ય શીખી લે, જેથી કોઈ અમને ખોટો નિશ્ચય ન કરાવી શકે. શું દેશ-દેશાન્તર અને દ્વીપ-દ્વીપાન્તરમાં જઈ રાજ્ય કે વ્યાપાર કર્યા વિના સ્વદેશની ઉન્નતિ કદી થઈ શકે છે ? જ્યારે સ્વદેશમાં જ સ્વદેશી લોક વ્યવહાર કરે છે અને પરદેશીઓ આપણા દેશમાં આવીને વ્યવહાર કે રાજ્ય કરે છે ત્યારે દારિદ્રય અને દુ:ખ વિના અન્ય કાંઈ પણ હાંસલ થઈ શકતું નથી ! પાખંડી લોક એમ સમજે છે કે જો અમે એમને વિદ્યા ભણાવીશું અને દેશદેશાન્તરમાં જવાની આજ્ઞા આપીશું, તો એ બુદ્ધિમાન બનીને અમારી પાખંડની જાળમાં ન ફસાવાથી અમારી પ્રતિષ્ઠા અને જીવિકા નષ્ટ થઈ જશે. એટલા માટે જ ભોજન છાદનમાં બખેડો-વાંધો નાખે છે, કે કોઈ અન્ય દેશમાં ન જઈ શકે.

હા, એટલું તો અવશ્ય હોવું જોઈએ કે મદ્યમાંસનું ગ્રહણ કદાપિ ભૂલીને પણ કરે નહીં. શું સર્વ બુદ્ધિમાનોએ એ નિશ્ચય નથી કર્યો કે રાજપુરુષોમાં યુદ્ધ સમયે પણ ચોકો કરી રસોઈ બનાવી ખાવું તે અવશ્ય પરાજયનો હેતુ છે ? કિન્તુ યુદ્ધમાં એક હાથે રોટલી ખાતા અને પાણી પીતા જવું અને બીજે હાથે શત્રુઓને ઘોડા, હાથી,રથ પર ચઢી વા પૈદલ થઈને મારતા જવું, અને પોતાનો વિજય કરવો, એ જ ક્ષત્રિય લોકોનો 'આચાર' અને પરાજિત થવું એ તેમનો 'અનાચાર' છે. આવી મૂઢતાથી એ લોકો ચોકો લગાવતા-લગાવતા, વિરોધ કરતા-કરાવતા સર્વ સ્વતન્ત્રતા, આનન્દ, ધન, રાજ્ય, વિદ્યા અને પુરુષાર્થ પર ચોકો લગાવીને હાથ પર હાથ ધરી બેઠા છે, અને ઈચ્છા કરે છે કે કાંઈ પદાર્થ મળેતો રાંધીને ખાઈએ. પરન્તુ તેમ ન થવાથી જાણો કે સર્વ આર્યાવર્ત્ત દેશભરમાં ચોકો લગાવીને સર્વથા તેને નષ્ટ કરી દીધો છે.

હા, જ્યાં ભોજન કરે, તે સ્થાનને ધોવા, લીંપવા, ઝાડવા અને એઠું-જૂઠું દૂર કરવામાં પ્રયત્ન અવશ્ય કરવો જોઈએ. પણ મુસલમાન કે ઈસાઈઓની પેઠે પાકશાળા ભ્રષ્ટ ન બનાવવી.

**પ્રશ્ન** - સખરી, નિખરી એ શું છે ?

**ઉત્તર** - જે જલ આદિમાં અન્ન પકાવવામાં આવે છે તેને **સખરી** કહે છે, અને જે ઘી દૂધમાં પકાવવામાં આવે છે તેને **નિખરી** અર્થાત્ ચોખ્ખી કહે છે. એ પણ એ ધૂર્તોએ ચલાવેલું પાખંડ છે, કેમકે જેમાં ઘી દૂધ અધિક લાગે, તેને ખાવામાં સ્વાદ અને ઉદરમાં ચીકણો પદાર્થ અધિક જાય, તેટલા માટે એ પ્રપંચ રચ્યો છે. નહીં તો જે અગ્નિ કે કાળથી પાકેલો પદાર્થ એ પાકો અને ન પાકેલો એ કાચો છે. જે પાકો ખાવો અને કાચો નહીં ખાવો એ નિયમ પણ સર્વત્ર ઠીક નથી કેમકે ચણાદિ કાચા પણ ખવાય છે.

**પ્રશ્ન** - દ્વિજ પોતાને હાથે રસોઈ બનાવીને ખાય કે શૂદ્રના હાથની ?

**ઉત્તર** - શૂદ્રના હાથની બનાવેલી ખાય, કારણ કે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણસ્થ સ્ત્રી-પુરુષ વિદ્યા ભણાવવાના, રાજ્ય પાળવાના અને પશુપાલન ખેતી તથા વ્યાપારના કામમાં તત્પર રહે છે. પરન્તુ શૂદ્રના પાત્રમાં અને તેમના ઘરનું પકાવેલું અન્ન આપત્કાલ વિના ખાવું નહીં. સાંભળો પ્રમાણ :-

**आर्याधिष्ठाता वा शूद्राः संस्कर्त्तारः स्युः ॥**

આ આપસ્તમ્ભ (પ્રપા૦ ૨ પટલ ૨ ખં૦ ૪. સૂ૦ ૪) નું સૂત્ર છે. આર્યોના ઘરમાં શૂદ્ર અર્થાત્ મૂર્ખ સ્ત્રી-પુરુષ પાકાદિની સેવા કરે, પરન્તુ જે શરીર વસ્ત્રાદિથી પવિત્ર રહે. આર્યોના ઘરમાં જ્યારે રસોઈ બનાવે ત્યારે મુખ બાંધીને બનાવે, કેમકે તેમના મુખથી ઉચ્છિષ્ટ અને નિકળતો શ્વાસ પણ અન્નમાં પડે નહીં. આઠમે દિવસે ક્ષૌર તથા નખ છેદન કરાવે અને સ્નાન કરીને પાક બનાવ્યા કરે, તથા આર્યોને ખવડાવી પછી પોતે ખાય.

**પ્રશ્ન** - શૂદ્રનું અડેલું પાકું અન્ન ખાવામાં જ્યારે દોષ લગાડે છે તો તેમના હાથનું બનાવેલું કેમ ખાઈ શકાય ?

**ઉત્તર** - એ વાત કપોલકલ્પિત જૂઠી છે, કેમકે જેમણે ગોળ, ખાંડ, ઘી, દૂધ, લોટ, શાક, ફળ, મૂળ ખાધા, તેમણે જાણો કે સર્વ જગતભરના હાથનું બનાવેલું અને ઉચ્છિષ્ટ ખાઈ લીધું. કારણ કે જ્યારે શૂદ્ર, ચમાર, ભંગી, મુસલમાન, ઈસાઈ આદિ લોકો ખેતરમાંથી શેરડી કાપે છે, છોલે છે, પીલીને રસ કાઢે છે ત્યારે મળ-મૂત્રોત્સર્ગ કરીને તે જ ધોયા વગરના હાથોથી અડે છે, ઉપાડે છે, મૂકે છે. વળી અર્ધો સાંઠો ચૂસી, રસ પીને અર્ધો તેમાં નાખી દે છે અને રસ પકાવતી વખતે તે રસમાં રોટલી પણ પકાવીને ખાય છે. જ્યારે ખાંડ બનાવે છે ત્યારે જૂના જોડા કે જેના તળીયામાં વિષ્ટા, મૂત્ર, છાણ, ધૂળ વગેરે લાગેલું રહે છે, તે જોડાથી

તેને રગડે છે. દૂધમાં પોતાના ઘરના ઉચ્છિષ્ટ પાત્રોનું જલ નાખ છે. તેમાં જ ઘી આદિ ભરી રાખે છે અને લોટ દળતી વખતે પણ તેવી જ રીતે ઉચ્છિષ્ટ હાથોથી ઉપાડે છે અને પસીનો પણ લોટમાં ટપકતો જાય છે ઇત્યાદિ અને ફળ, મૂળ, કન્દમાં પણ એવી જ લીલા થાય છે. જ્યારે એ પદાર્થોને ખાધા, ત્યારે જ જાણો કે સર્વના હાથનું ખાઈ લીધું.

**પ્રશ્ન** - ફળ, મૂળ, કન્દ અને રસ ઇત્યાદિ અદષ્ટમાં દોષ નથી માનતા ?

**ઉત્તર** - વાહ રે વાહ ! સત્ય છે કે તેઓ આવો ઉત્તર ન આપે તો શું ધૂળ રાખ ખાય ? ગોળ-સાકર મીઠાં લાગે છે. દૂધ પુષ્ટિ કરનાર છે તો પછી આ મતલબ સિંધુની રચના શા માટે ન કરે ? ભલે ઠીક, પણ જો અદ્રષ્ટમાં દોષ નથી તો ભંગી કે મુસલમાન પોતાને હાથે બીજા સ્થાનમાં બનાવી તમારી પાસે આવી તમને આપે તો ખાઈ લેશો કે નહીં ? જો કહો કે નહીં તો પછી અદષ્ટમાં પણ દોષ છે.

હા, મુસલમાન ઈસાઈ આદિ મદ્યમાંસાદિયોના હાથનું ખાવામાં આર્યોને પણ મદ્યમાંસાદિ ખાવાપીવાનો અપરાધ પાછળથી લાગી પડે છે, પરન્તુ માંહોમાંહે આર્યોનું એક ભોજન થવામાં કાંઈ પણ દોષ દેખાતો નથી. જ્યાં સુધી એક મત, એક હાનિ-લાભ એક સુખ-દુઃખ પરસ્પર ન માને ત્યાં સુધી ઉન્નતિ થવી બહુ કઠિન છે, તથાપિ માત્ર ખાવું પીવું જ એક થવાથી સુધારો થઈ શકતો નથી, કિન્તુ જ્યાં સુધી નઠારી વાતોને નહીં છોડે અને સારી વાતોનું ગ્રહણ ન કરે ત્યાં સુધી તેની વૃદ્ધિને બદલે હાનિ થાય છે.

*વિદેશીઓનું રાજ્ય આર્યાવર્તમાં થવાનું કારણ પરસ્પરની ફૂટ, મતભેદ, બ્રહ્મચર્યનું સેવન ન કરવું, વિદ્યા ન ભણવી-ભણાવવી, બાલ્યાવસ્થામાં અસ્વયંવર વિવાહ, વિષયાસક્તિ મિથ્યાભાષણાદિ કુલક્ષણ, વેદવિદ્યાનો અપ્રચાર આદિ કુકર્મો છે. જ્યારે પરસ્પર ભાઈ-ભાઈઓ લડે છે ત્યારે જ ત્રીજો વિદેશી આવીને પંચ બની બેસે છે.*

શું તમે લોકો મહાભારતની વાતો જે પાંચ સહસ્ર વર્ષની પૂર્વે થઈ હતી, તેને પણ ભૂલી ગયા ? જુઓ ! મહાભારત યુદ્ધમાં સર્વ લોકો લડાઈમાં સવારીઓ પર ખાતા પીતા હતા. પરસ્પરની ફૂટફાટથી કૌરવ-પાંડવ અને યાદવોનું સત્યાનાશ થઈ ગયું. એ તો થયું, થઈ ગયું, પરન્તુ હજી સુધી પણ તે રોગ પાછળ લાગેલો જ છે. કોણ જાણે એ ભયંકર રાક્ષસ ક્યારે છૂટશે કે આર્યોને સર્વ સુખોથી છોડાવીને દુઃખસાગરમાં ડૂબાવી મારશે ? તે જ દુષ્ટ દુર્યોધન, ગોત્રહત્યારા સ્વદેશ વિનાશક, નીચના દુષ્ટ માર્ગમાં આર્ય લોકો હજી પણ ચાલીને દુઃખ વધારતા રહ્યા છે. હવે પરમેશ્વર કૃપા કરે કે એ રાજરોગ આર્યોમાંથી નષ્ટ થઈ જાય.

ભક્ષ્યાભક્ષ્ય બે પ્રકારના હોય છે. એક ધર્મ શાસ્ત્રોક્ત અને બીજો વૈદ્યક શાસ્ત્રોક્ત, જેમકે ધર્મશાસ્ત્રમાં :-

**अभक्ष्याणि द्विजातीनाममेध्यप्रभवाणि च ॥ मनु० (૫. ૫)**

દ્વિજ અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ મલીન વિષ્ટા મૂત્રાદિના સંસર્ગથી ઉત્પન્ન થયેલાં શાક, ફળ, મૂળાદિ ખાવાં નહીં.

**वर्जयेन्मधु मांसं च । मनु० (२. १७७)**

જેમ કે અનેક પ્રકારના મદ્ય, ગાંજો, ભાંગ, અફીણ આદિ વર્જ્ય કરવાં.

**बुद्धिं लुम्पति यद् द्रव्यं मदकारि तदुच्यते ॥ (शार्ङ्गधर अ० ४ श्लो० २१)**

જે-જે બુદ્ધિનો નાશ કરનાર પદાર્થ છે, તેનું સેવન કદી પણ ન કરે અને જેટલું અન્ન સડ્યું બગડ્યું, દુર્ગંધાદિથી દૂષિત, સારી રીતે ન બનેલું હોય તે અને મદ્યમાંસાહારી મ્લેચ્છ કે જેમના શરીર મદ્યમાંસોના

પરમાણુઓથી જ પૂરિત છે, તેમના હાથનું ન ખાવું.

જેમાં ઉપકારક પ્રાણીઓની હિંસા, અર્થાત્ જેમ એક ગાયના શરીરમાંથી દૂધ, ઘી, બળદ,ગાય ઉત્પન્ન થવાથી તેની એક પેઢીમાં ચાર લાખ પંચોતેર સહસ્ર છસો મનુષ્યોને સુખ પહોંચે છે, તો તેવાં પશુઓને ન મારે, ન મારવા દે.

જેમ કોઈ ગાયથી વીસ શેર અને કોઈ ગાય છે બશેર દૂધ પ્રતિદિન પ્રાપ્ત થાય, તો તેવી પ્રત્યેક ગાય દીઠ અગિયાર શેર દૂધની રાસ થાય છે. વળી કોઈ ગાય અઢાર મહિના અને કોઈ છ મહિના સુધી દૂધ દે છે, તેની રાસ બાર મહિના થઈ. હવે પ્રત્યેક ગાયના જન્મભરના દૂધથી ૨૪,૯૬૦ (ચોવીસ હજાર નવસો સાઠ) મનુષ્યો એક વારમાં તૃપ્ત થઈ શકે છે.

વળી તેના છ વાછરડા અને છ વાછરડીઓ થાય છે, તેમાંથી બે મરી જાય તો પણ દસ રહે. તેમાંથી પાંચ વાછરડીઓનું જન્મભરનું દૂધ તેમાં મેળવીએ તો ૧,૨૪,૮૦૦ (એક લાખ ચોવીસ હજાર આઠસો) મનુષ્ય તૃપ્ત થઈ શકે છે, હવે રહ્યાં પાંચ બળદ; તે જન્મભરમાં ૫૦૦૦ (પાંચ હજાર) મણ અન્ન ન્યૂનમાં ન્યૂન ઉત્પન્ન કરી શકે છે, તે અન્નમાંથી પ્રત્યેક મનુષ્ય ત્રણ પાસેર (પોણોસેર) ખાય તો અઢી લાખ મનુષ્યોની તૃપ્તિ થાય છે. એવી રીતે દૂધ અને અન્ન મળી ૩,૬૪,૮૦૦ (ત્રણ લાખ ચૂમોતેર હજાર આઠસો) મનુષ્ય તૃપ્ત થાય છે. એ બન્ને સંખ્યા મેળવ્યાથી એક ગાયની એક પેઢીમાં ૪૭૫૬૦૦ (ચાર લાખ પંચોતેર હજાર છસો) મનુષ્યનું એકવારનું પાલન થાય છે અને એ પ્રમાણે જો પેઢી વધારીને ગણતી કરે તો તેથી અસંખ્યાત મનુષ્યોનું પાલન થાય છે.

વળી એ ઉપરાંત બળદો ગાડી સવારીથી ભાર ઉપાડવા એ કર્મોથી મનુષ્યોને ઘણા ઉપકારી થાય છે. તથા તેમજ ગાય દૂધમાં અધિક ઉપકારક થાય છે. પરન્તુ જેમ ગાય ઉપકારક થાય છે તેમ ભેંસ પણ છે. પરન્તુ ગાયના ઘી દૂધથી જેટલો બુદ્ધિની વૃદ્ધિનો લાભ થાય છે તેટલો ભેંસના દૂધથી નહીં, તેથી આર્યોએ ગાયને મુખ્યોપકારક ગણી છે. જો કોઈ અન્ય વિદ્વાન હશે, તે પણ આ પ્રકારે સમજશે.

બકરીના દૂધથી ૨૫,૯૨૦ (પચીસ હજાર નવસો વીસ) મનુષ્યોનું પાલન થાય છે. તેમ હાથી, ઘોડા, ઊંટ, મેઢાં, ગધેડા આદિથી પણ મોટો ઉપકાર થાય છે. એ પશુઓને મારવાવાળાને સર્વ મનુષ્યોની હત્યા કરનારો જાણી લેવો.

જુઓ ! જ્યારે કે આર્યોનું રાજ્ય હતું ત્યારે આ મહોપકારક ગાય આદિ પશુ મારવામાં ન આવતાં હતાં. તે કાળમાં આર્યાવર્ત્ત કે ભૂગોળના બીજા દેશોની અંદર મનુષ્યાદિ પ્રાણીઓ આનંદમાં વર્તતા હતા કેમકે દૂધ, ઘી બળદ આદિ પશુઓ પુષ્કળ હોવાથી અન્ન, સ પુષ્કળ પ્રાપ્ત થતાં હતાં. જ્યારથી વિદેશી માંસાહારી આ દેશમાં આવીને ગૌ આદિ પશુઓને મારવાવાળા, મદ્યપાની રાજ્યાધિકારી થયા છે, ત્યારથી ક્રમશઃ આર્યોના દુઃખની વૃદ્ધિ થતી જાય છે. કેમકે :-

**नष्टे मूले नैव फलं न पुष्पम् । ( वृद्धचाणक्य अ० १०. १३ )**

જ્યારે વૃક્ષનું મૂળ જ કાપી નાખવામાં આવે ત્યારે તો ફળ, ફૂલ ક્યાંથી થાય ?

**પ્રશ્ન** - જો સઘળા અહિંસક થઈ જાય, તો વ્યાઘ્રાદિ પશુ એટલાં વધી જાય કે સર્વ ગાય આદિ પશુઓને મારી ખાય અને તમારો પુરુષાર્થ વ્યર્થ થઈ જાય ?

**ઉત્તર** - એ રાજપુરુષોનું કામ છે કે જે હાનિકારક પશુ કે મનુષ્ય હોય તેમને દણ્ડ આપે અને પ્રાણથી પણ વિયુક્ત કરી દે.

પ્રશ્ન - પછી શું તેનું માંસ ફેંકી દે ?

**ઉત્તર** - ચાહે ફેંકી દે, ચાહે કુતરાં આદિ માંસાહારીઓને ખવડાવી દે કે બાળી નાખે અથવા કોઈ માંસાહારી હોય તે ખાય તો પણ સંસારની કાંઈ હાનિ થતી નથી કિન્તુ તે મનુષ્યનો સ્વભાવ માંસાહારી થઈને હિંસક બની શકે છે.

હિંસા અને ચોરી, વિશ્વાસઘાત, છલ, કપટ આદિથી પદાર્થોને પ્રાપ્ત કરીને જેટલો ભોગ કરવો તે 'અભક્ષ્ય' છે. અને અહિંસાધર્માદિ કર્મોથી પ્રાપ્ત થઈને ભોજનાદિ કરવું એ 'ભક્ષ્ય' છે.

જે પદાર્થોથી સ્વાસ્થ્ય, રોગનાશ, બુદ્ધિ, બલ, પરાક્રમની વૃદ્ધિ એ આયુવૃદ્ધિ થાય, એવા તાંદુલ (ચોખા)આદિ, ઘઉં, ફળ, મૂળ, કંદ, દૂધ, ઘી વગેરે મિષ્ટાદિ પદાર્થોનું સેવન યથાયોગ્ય પાક મેળવણી કરીને યથોચિત સમય પર મિતાહાર ભોજન કરવું એ સર્વ 'ભક્ષ્ય' કહેવાય છે. જેટલા પદાર્થ પોતાની પ્રકૃતિથી વિરુદ્ધ વિકાર કરવાવાળા હોય, તેનો તેનો સર્વથા ત્યાગ કરવો. તથા જે-જે જેને-જેને માટે વિહિત છે, તે-તે પદાર્થોનું ગ્રહણ કરવું, એ પણ 'ભક્ષ્ય' છે.

**પ્રશ્ન** - એક સાથે બેસી ખાવામાં કાંઈ દોષ છે કે નહીં ?

**ઉત્તર** - દોષ છે, કેમકે એકની સાથે બીજાનો સ્વભાવ અને પ્રકૃતિ મળતાં નથી. જેમ કુષ્ઠી (કોઢવાળો) આદિની સાથે ખાવાથી સારા મનુષ્યનું પણ રુધિર બગડી જાય છે, તેમજ બીજાની સાથે ખાવામાં પણ કાંઈક બગાડ જ થાય સુધારો નહીં. એટલા માટે -

**नोच्छिष्टं कस्यचिद्दद्यान्नाद्याच्चैव तथान्तरा ।**
**न चैवात्यशनं कुर्यान्न चोच्छिष्टः क्वचिद् व्रजेत् ॥** -मनु० (२. ५६)

ભોજનમાં કોઈને પોતાનો ઉચ્છિષ્ટ પદાર્થ આપવો નહીં અને કોઈના ભોજનની વચ્ચે પોતે ખાય નહીં, અધિક ભોજન કરવું નહીં અને ભોજન કર્યા પછી હાથ-મોં ધોયા વિના ક્યાંય જવું નહીં.

**પ્રશ્ન** - "**गुरोरूच्छिष्टभोजनम्**" એ વાક્યનો શો અર્થ થશે ?

**ઉત્તર** - એનો એ અર્થ છે કે ગુરુ ભોજન કરે તે પશ્ચાત્ જે પૃથક્ શુદ્ધ અન્ન સ્થિત રહે, તેનું ભોજન કરવું અર્થાત્ ગુરુને પ્રથમ ભોજન કરાવીને પશ્ચાત્ શિષ્યોએ ભોજન કરવું જોઈએ.

**પ્રશ્ન** - જો ઉચ્છિષ્ટમાત્રનો નિષેધ છે, તો માખીઓનું ઉચ્છિષ્ટ મધ, વાછરડાનું ઉચ્છિષ્ટ દૂધ અને એક ગ્રાસ ખાધા પશ્ચાત્ પોતાનું પણ ઉચ્છિષ્ટ થાય છે, તો પછી તે પણ ન ખાવું જોઈએ.

**ઉત્તર** - મધ કથન માત્ર જ ઉચ્છિષ્ટ થાય છે, પરન્તુ તે ઘણી ખરી ઔષધિઓનો સાર હોવાથી ગ્રાહ્ય છે, અને વાછરડા તે પોતાની માના આંચળથી બહાર આવતું દૂધ પીએ છે. અંદરનું દૂધ તે પી શકતા નથી તેથી તે ઉચ્છિષ્ટ થતું નથી. પરન્તુ વાછરડાના પીધા પછી જળથી તેની માના આંચળ ધોઈને શુદ્ધ પાત્રમાં દૂધ દોહવું જોઈએ. અને પોતાનું ઉચ્છિષ્ટ થયેલું પોતાને વિકારકારક થતું નથી. જુઓ ! સ્વભાવથી એ વાત સિદ્ધ છે કે કોઈનું ઉચ્છિષ્ટ કોઈ પણ ન ખાય. જેમ પોતાના મુખ, નાક, કાન, આંખ તથા ઉપસ્થ અને ગુહ્યેન્દ્રિયોનાં મળ મૂત્રાદિના સ્પર્શમાં ઘૃણા થતી નથી, પણ કોઈ અન્યના મળ મૂત્રના સ્પર્શમાં ઘૃણા થાય છે. એથી એ સિદ્ધ થાય છે કે એ વ્યવહાર સૃષ્ટિક્રમથી વિપરીત નથી. એટલા માટે મનુષ્ય માત્રને ઉચિત છે કે કોઈનું ઉચ્છિષ્ટ એટલે કે એઠું ખાવું નહીં.

**પ્રશ્ન** - ભલા, સ્ત્રી-પુરુષ પણ પરસ્પર ઉચ્છિષ્ટ ન ખાય ?

**ઉત્તર** - નહીં, કેમકે તેમના પણ શરીરોના સ્વભાવ ભિન્ન ભિન્ન છે.

**પ્રશ્ન** - કહોજી, મનુષ્યમાત્રના હાથની કરેલી રસોઈ ખાવામાં શો દોષ છે ? કારણ કે બ્રાહ્મણથી

લઈને ચાંડાલ પર્યન્તનાં શરીર, હાડ, માંસ, ચામડાના છે. અને જેવું રુધિર બ્રાહ્મણના શરીરમાં છે તેવું જ લોહી ચાંડાલાદિના શરીરમાં છે. તો પછી મનુષ્ય માત્રના હાથની રાંધેલી રસોઈ ખાવામાં શો દોષ છે?

**ઉત્તર** - દોષ છે, કેમકે જે ઉત્તમ પદાર્થોના ખાવા-પીવાથી બ્રાહ્મણ અને બ્રાહ્મણીના શરીરમાં દુર્ગન્ધાદિ દોષરહિત રજવીર્ય ઉત્પન્ન થાય છે, તેવું ચાંડાલ અને ચાંડાલીના શરીરમાં થતું નથી. કેમકે ચાંડાલનાં શરીર દુર્ગન્ધનાં પરમાણુઓથી ભરેલાં હોય છે તેવાં બ્રાહ્મણાદિ વર્ણોનાં હોતાં નથી, એટલા માટે બ્રાહ્મણાદિ ઉત્તમ વર્ણોના હાથનું ખાવું અને ચાંડાલાદિ નીચ ભંગી ચમાર વગેરેના હાથનું ન ખાવું. ભલા, જ્યારે કોઈ તમને પૂછશે કે જેવાં ચામડાનાં શરીર માતા, સાસુ, બહેન, કન્યા અને પુત્રવધૂના છે, તેવું જ શરીર પોતાની સ્ત્રીનું પણ છે, તો શું માતા આદિ સ્ત્રીઓની સાથે પણ સ્વસ્ત્રી સમાન વર્તશો ? ત્યારે તમારે સંકુચિત થઈને ચૂપ જ રહેવું પડશે. જેમ હાથ અને મુખથી ઉત્તમ અન્ન ખવાય છે, તેમ દુર્ગન્ધ પણ ખાઈ શકાય છે, તો શું કોઈ મળાદિ પણ ખાશો ? શું એવો પણ કોઈ હોઈ શકે ?

**પ્રશ્ન** - જો ગાયના ગોબર-છાણથી ચોકો લીપો છો તો પોતાના ગોબરથી કેમ નથી લીપતા ? અને છાણના ચોકામાં જવાથી ચોકો અશુદ્ધ કેમ નથી થતો ?

**ઉત્તર** - ગાયના છાણથી તેવો દુર્ગન્ધ નથી થતો જેવો કે મનુષ્યના મળથી થાય છે, છાણ ચીકણું હોવાથી જલ્દી નથી ઉખડતું, નથી કપડાં બગડતાં, નથી મલીન થતાં. જેવો માટીથી મેલ ચઢે છે તેવો સૂકાં છાણથી નથી ચઢતો. માટી અને છાણથી સ્થાનનું લેપન કરીએ છીએ, તે દેખાવમાં અતિ સુંદર હોય છે. અને જ્યાં રસોઈ બને છે, ત્યાં ભોજનાદિ કરવાથી ઘી, મિષ્ટ અને ઉચ્છિષ્ટ પણ પડે છે, તેથી માખી, કીડી, આદિ ઘણા ખરા જીવો મલિન સ્થાન રહેવાથી આવે છે. જો ત્યાં ઝાડુ લેપનાદિથી પ્રતિદિન શુદ્ધ ન કરવામાં આવે, તો જાણે સંડાસ-જાજરૂ જેવું તે સ્થાન બની જાય છે, એટલા માટે પ્રતિદિન છાણ, માટી, ઝાડુથી સર્વથા શુદ્ધ રાખવું. અને જો પાકું મકાન હોય તો પાણીથી ધોઈને શુદ્ધ રાખવું જોઈએ. એથી પૂર્વોક્ત દોષોની નિવૃત્તિ થઈ જાય છે. જેમ મિયાંજીના રસોડામાં ક્યાંક કોલસા, ક્યાંક રાખ, ક્યાંક લાકડાં, ક્યાંક ફૂટી હાંડલી, ક્યાંક એઠી રકાબી અને ક્યાંક હાડકાં, પીછાં પડેલા રહે છે, અને માખીઓનું તો કહેવું જ શું ! તે સ્થાન એવું ખરાબ લાગે છે કે જો કોઈ શ્રેષ્ઠ મનુષ્ય જઈને બેસે, તો તેને ઉલટી થવાનો પણ સંભવ છે, અને દુર્ગન્ધના સ્થાન સમાન જ તે સ્થાન દેખાય છે. ભલા, જો કોઈ એમને પૂછે કે જો છાણથી ચોકો લગાવવામાં તમે દોષ ગણો છો, તો પછી ચુલામાં છાણા બાળવા, તેના અગ્નિથી તમાકુ પીવામાં અને ઘરની ભીંત પર લેપન કરવા આદિથી મિયાંજીનો પણ ચોકો ભ્રષ્ટ થઈ જતો હશે એમાં શો સંદેહ !

**પ્રશ્ન** - ચોકામાં બેસી ભોજન કરવું સારું કે બહાર બેસીને ?

**ઉત્તમ** - જે જગાએ સારું રમણીય સુન્દર સ્થાન લાગે, ત્યાં ભોજન કરવું જોઈએ, પરન્તુ આવશ્યક યુદ્ધ વગેરેમાં તો ઘોડા આદિ યાનો પર બેસીને કે ઊભા ઊભા પણ ખાવું પીવું અત્યન્ત ઉચિત છે.

**પ્રશ્ન** - શું પોતાના જ હાથનું ખાવું અને અન્યના હાથનું ખાવું નહીં ?

**ઉત્તર** - જો આર્યોમાં શુદ્ધ રીતિથી બનાવે તો બરાબર સર્વ આર્યોની સાથે ખાવામાં કાંઈ પણ હાનિ નથી, કેમકે જો બ્રાહ્મણાદિ વર્ણસ્થ સ્ત્રી-પુરુષો, રસોઈ બનાવવાના, ચોકા દેવાના, વાસણ-માંજવાના આદિ બખેડામાં પડ્યા રહે, તો વિદ્યાદિ શુભ ગુણોની વૃદ્ધિ કદી પણ થઈ શકે નહીં.

જુઓ ! મહારાજ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં ભૂગોળભરના રાજા, ઋષિ, મહર્ષિ આવ્યા હતા. તેઓ એક જ પાકશાળામાં ભોજન કર્યા કરતા હતા. પણ જ્યારથી ઈસાઈ, મુસલમાન આદિના મતમતાન્તર

ચાલ્યા, પરસ્પર વેર-વિરોધ થયો, તેમણે મદ્યપાન ગોમાંસાદિનું ખાવું પીવું સ્વીકાર કર્યું, તે સમયથી ભોજન વગેરેમાં બખેડો પેઠો.

જુઓ ! કાબુલ, કંદધાર, ઇરાન, અમેરિકા, યુરોપ આદિ દેશોના રાજાઓની કન્યા ગાન્ધારી, માદ્રી, ઉલોપી વગેરેની સાથે આર્યાવર્ત્તદેશીય રાજા લોકો વિવાહ આદિ વ્યવહાર કરતા હતા. શકુનિ આદિ કૌરવ પાણ્ડવોની સાથે ખાતા પીતા હતા, કાંઈ વિરોધ કરતા ન હતા, કેમકે તે સમયે સર્વ ભૂગોળમાં એક વેદોક્ત ધર્મ હતો. તેમાં સર્વની નિષ્ઠા હતી અને એક બીજાના સુખ, દુઃખ, હાનિ, લાભ અરસપરસના પોતાના જેવાં સમજતા હતાં. ત્યારે ભૂગોળમાં સુખ હતું. હવે તો ઘણા જ મતવાળા થવાથી ઘણા દુઃખ અને વિરોધ વધી ગયાં છે. એનું નિવારણ કરવું, એ બુદ્ધિમાનોનું કામ છે.

પરમાત્મા સર્વના મનમાં સત્ય ધર્મનો એવો અંકુર રોપે કે જેથી મિથ્યા મતમતાન્તર જલ્દીથી પ્રલયને પ્રાપ્ત થાય. એમાં સર્વ વિદ્વાન લોકો વિચાર કરીને, વિરોધભાવ છોડીને, અવિરુદ્ધમતના સ્વીકારથી સૌ મળીને સર્વના આનન્દને વધારે.

આ થોડુંક આચાર, અનાચાર, ભક્ષ્યાભક્ષ્ય વિષયમાં લખ્યું.

આ ગ્રન્થનો પૂર્વાર્દ્ધ આ દસમા સમુલ્લાસ સાથે પૂરો થઈ ગયો. આ સમુલ્લાસોમાં વિશેષ ખંડન મંડન એટલા માટે નથી લખ્યું કે જ્યાં સુધી મનુષ્ય સત્યાસત્યના વિચારમાં કાંઈ પણ સામર્થ્ય નથી વધારતો, ત્યાં સુધી સ્થૂલ અને સૂક્ષ્મ ખંડનોના અભિપ્રાયને નથી સમજી શકતો. એટલા માટે પ્રથમ સર્વને સત્ય શિક્ષાનો ઉપદેશ કરીને હવે ઉત્તરાર્દ્ધ કે જેમાં ચાર સમુલ્લાસ છે, તેમાં વિશેષ ખંડન મંડન લખીશું.

આ ચારેમાંથી પ્રથમ સમુલ્લાસમાં આર્યાવર્તીય મતમતાન્તરનાં, બીજામાં જૈનીઓનાં, ત્રીજામાં ઈસાઈનાં અને ચોથામાં મુસલમાનોનાં, મતમતાન્તરના ખંડન મંડન વિષયમાં લખીશું અને તત્પશ્ચાત્ ચૌદમા સમુલ્લાસના અન્તમાં સ્વમત પણ બતાવવામાં આવશે. જો કોઈ વિશેષ ખંડન-મંડન જોવા ઇચ્છે, તો આ ચારેય સમુલ્લાસોમાં જુએ. પરન્તુ સામાન્ય રીતે દશ સમુલ્લાસોમાં પણ ક્યાંક થોડું ખંડન-મંડન કર્યું છે.

આ ચૌદ સમુલ્લાસોને પક્ષપાત છોડી, ન્યાયદૃષ્ટિથી જે જોશે તેના આત્મામાં સત્ય અર્થનો પ્રકાશ થઈને આનન્દ થશે અને જે હઠ, દુરાગ્રહ અને ઈર્ષ્યાથી જોશે, સાંભળશે, તેને આ ગ્રન્થનો યથાર્થ અભિપ્રાય વિદિત થવો બહુ કઠિન છે. એટલા માટે જે કોઈ એને યથાવત્ ન વિચારશે તે એનો અભિપ્રાય ન પામીને ગોથાં ખાધા કરશે. વિદ્વાનોનું તો એ કામ છે કે સત્યાસત્યનો નિર્ણય કરીને સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરી પરમ આનન્દિત થાય છે. તે જ ગુણગ્રાહક પુરુષ વિદ્વાન થઈને ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ફલોને પ્રાપ્ત કરી પ્રસન્ન રહે છે. ॥૧૦॥

इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे
सुभाषाविभूषित आचाराऽनाचारभक्ष्याऽभक्ष्यविषये
दशमः समुल्लासः सम्पूर्णः ॥१०॥

॥ समाप्तोऽयं पूर्वार्द्धः ॥

# [ उत्तरार्द्धस्य ]

## ॥ अनुभूमिका ॥

આ વાત સિદ્ધ છે કે પાંચ હજાર વર્ષ પૂર્વે વેદમતથી ભિન્ન અન્ય કોઈ પણ મત ન હતો, કેમકે વેદોક્ત સર્વ વાતો વિદ્યાથી અવિરુદ્ધ છે. વેદોની અપ્રવૃત્તિ થવાનું કારણ મહાભારતનું યુદ્ધ થયું. વેદની અપ્રવૃત્તિથી અવિદ્યાન્ધકારના ભૂગોળમાં વિસ્તૃત થવાથી મનુષ્યોની બુદ્ધિ ભ્રમયુક્ત થઈને જેના મનમાં જેમ આવ્યું, તેવો મત ચલાવ્યો. એ સર્વ મતોમાં ૪ ચાર મત અર્થાત્ જે વેદ વિરુદ્ધ પુરાણી, જૈની, કિરાની અને કુરાની છે, તે સર્વ મતોનાં મૂલ છે. તે ક્રમથી એક પછી બીજો, ત્રીજો, ચોથો એમ ચાલ્યા છે. હવે એ ચારેયની શાખા એક હજારથી ઓછી નથી. એ સર્વ મતવાદીઓ, એમના ચેલા અને અન્ય સર્વને પરસ્પર સત્યાસત્યનો વિચાર કરવામાં અધિક પરિશ્રમ ન પડે, એટલા માટે આ ગ્રન્થ બનાવ્યો છે.

*જે જે એમાં સત્ય મતનું મંડન અને અસત્ય મતનું ખંડન લખ્યું છે, તે સર્વને જણાવવું એ જ પ્રયોજન સમજવામાં આવ્યું છે.* એમાં જેવી મારી બુદ્ધિ, જેટલી વિદ્યા અને જેટલો એ ચારે મતોના મૂળ ગ્રન્થો જોવાથી બોધ થયેલો છે, તેને સર્વના સમક્ષ નિવેદિત કરવો એ હું ઉત્તમ સમજ્યો છું, કેમકે વિજ્ઞાન ગુપ્ત થયાનો પુનર્મિલાપ થવો સહજ નથી. પક્ષપાત છોડીને એને જોવાથી સત્યાસત્ય મત સર્વને વિદિત થઈ જશે. પશ્ચાત્ સર્વને પોતપોતાની સમજ અનુસાર સત્ય મતનું ગ્રહણ કરવું અને અસત્ય મતને છોડવો સહજ થઈ પડશે. એમાંથી જે પુરાણાદિ ગ્રન્થોથી શાખા-શાખાન્તરરૂપ મત આર્યાવર્ત્ત દેશમાં ચાલ્યા છે, તેમનો સંક્ષેપથી ગુણદોષ આ અગિયારમા સમુલ્લાસમાં બતાવવામાં આવે છે.

મારા આ કર્મથી યદિ ઉપકાર ન માને તો વિરોધ પણ ન કરે, કેમકે *મારું તાત્પર્ય કોઈની હાનિ કે વિરોધ કરવામાં નથી, કિન્તુ સત્યાસત્યનો નિર્ણય કરવા-કરાવવાનું છે.* એ જ પ્રકારે સર્વ મનુષ્યોએ ન્યાયદૃષ્ટિથી વર્તવું અતિ ઉચિત છે. મનુષ્ય જન્મનું હોવું સત્યાસત્યનો નિર્ણય કરવા-કરાવવા માટે છે, નહીં કે વાદ વિવાદ, વિરોધ કરવા-કરાવવા માટે. આ મત-મતાન્તરના વિવાદથી જગતમાં જે-જે અનિષ્ટ ફળ થયાં છે, થાય છે અને થશે, તેને પક્ષપાત રહિત વિદ્વજ્જન જાણી શકે છે.

જ્યાં સુધી આ મનુષ્ય જાતિમાં પરસ્પર મિથ્યા મતમતાન્તરનો વિરુદ્ધવાદ છૂટશે નહીં, ત્યાં સુધી એક બીજાને આનન્દ થશે નહીં. યદિ આપણે સર્વ મનુષ્યો અને વિશેષે કરીને વિદ્વજ્જન ઈર્ષ્યા-દ્વેષ છોડી સત્યાસત્યનો નિર્ણય કરી, સત્યનું ગ્રહણ અને અસત્યનો ત્યાગ કરવા-કરાવવા ચાહે, તો આપણે માટે એ વાત અસાધ્ય નથી.

એ નિશ્ચય છે કે આ વિદ્વાનોના વિરોધે જ સર્વને વિરોધ જાળમાં ફસાવી રાખ્યા છે; જો એ લોકો પોતાના પ્રયોજનમાં ન ફસીને સર્વના પ્રયોજનને સિદ્ધ કરવા ચાહે, તો હમણા ઐક્યમત થઈ જાય. તે થવાની યુક્તિ આ ગ્રન્થની પૂર્તિમાં લખીશું. સર્વશક્તિમાન પરમાત્મા એકમતમાં પ્રવૃત્ત થવાનો ઉત્સાહ સર્વ મનુષ્યોના આત્મામાં પ્રકાશિત કરે.

अलमतिविस्तरेण विपश्चिद्वरशिरोमणिषु ॥

# उत्तरार्द्धः

## ॥ अथैकादशसमुल्लासारम्भः ॥

**अथाऽऽर्य्यावर्तीयमतखण्डनमण्डने विधास्यामः ॥**

હવે આર્ય લોકો કે જે આર્યાવર્ત્ત દેશમાં વસનારા છે, તેમના મતનાં ખંડન અને મંડનનું વિધાન કરીશું. આ આર્યાવર્ત્ત દેશ એવો છે કે એના જેવો ભૂગોળમાં અન્ય કોઈ દેશ નથી. એટલા માટે આ ભૂમિનું નામ 'સુવર્ણ ભૂમિ' છે કેમકે એ જ સુવર્ણાદિ રત્નોને ઉત્પન્ન કરે છે. અને તેથી જ સૃષ્ટિની આદિમાં આર્ય લોકો આ દેશમાં આવી વસ્યા હતા. તેથી અમે સૃષ્ટિ વિષયમાં કહી આવ્યા છીએ કે 'આર્ય' નામ ઉત્તમ પુરુષોનું છે અને આર્યોથી ભિન્ન મનુષ્યોનું નામ 'દસ્યુ' છે. ભૂગોળમાં જેટલા દેશ છે, તે સઘળા આ દેશની પ્રશંસા કરે છે અને આશા રાખે છે કે 'પારસમણિ' પત્થર સાંભળવામાં આવે છે, તે વાત તો જૂઠી છે, પરન્તુ આર્યાવર્ત્ત દેશ જ સાચો પારસમણિ છે કે જેને લોહરૂપ દરિદ્રી વિદેશી સ્પર્શ કરતાં જ સુવર્ણતુલ્ય અર્થાત્ ધનાઢ્ય બની જાય છે.

સૃષ્ટિથી લઈને પાંચ હજાર વર્ષોના પૂર્વ સમય પર્યન્ત આર્યોનું સાર્વભૌમ ચક્રવર્તી અર્થાત્ ભૂગોળમાં સર્વોપરિ એક માત્ર રાજ્ય હતું. અન્ય દેશમાં માણ્ડલિક અર્થાત્ નાના-નાના રાજાઓ રહેતા હતા. કેમકે કૌરવ-પાણ્ડવ પર્યન્ત અહીંના રાજ્ય અને રાજશાસનમાં સર્વ ભૂગોળના સર્વ રાજા અને પ્રજા ચાલતાં હતાં. કારણ કે આ મનુસ્મૃતિ જે સૃષ્ટિની આદિમાં બની છે, તેનું આ પ્રમાણ છે.

**एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।**
**स्वं स्वं चरित्रं शिक्षेरन्पृथिव्यां सर्वमानवाः ॥** -मनु० (अ०२ श्लो २०)

આ જ આર્યાવર્ત્ત દેશમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણ અર્થાત્ વિદ્વાનોથી ભૂગોળના મનુષ્ય બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, દસ્યુ, મ્લેચ્છ વગેરે સર્વ પોતપોતાની યોગ્ય વિદ્યા ચરિત્રની શિક્ષા અને વિદ્યાભ્યાસ કરતા હતા અને મહારાજા યુધિષ્ઠિરજીના રાજસૂય યજ્ઞ અને મહાભારત યુદ્ધ પર્યન્ત અહીંના રાજ્યાધીન સર્વ રાજ્યો હતાં. સાંભળો ! ચીનનો ભગદત્ત, અમેરિકાનો બભ્રુવાહન, યુરોપદેશનો બિડાલાક્ષ, અર્થાત્ બિલાડાના જેવા નેત્રોવાળો યવન, જેને યૂનાન કહેતા આવ્યા છીએ અને ઇરાનના શલ્ય આદિ સર્વ રાજા રાજસૂય યજ્ઞ અને મહાભારત યુદ્ધમાં આજ્ઞાનુસાર આવ્યા હતા. જ્યારે રઘુગણ રાજા હતા ત્યારે રાવણ પણ અહીંને આધીન હતો. જ્યારે રામચન્દ્રના સમયમાં વિરુદ્ધ થઈ ગયો, ત્યારે તેને રામચન્દ્રે દણ્ડ દઈને રાજ્યથી નષ્ટ-ભ્રષ્ટ કરીને તેના ભાઈ વિભીષણને રાજ્ય આપ્યું હતું.

સ્વાયમ્ભુવ રાજાથી લઈને પાણ્ડવ પર્યન્ત આર્યોનું ચક્રવર્તી રાજ્ય રહ્યું. તત્પશ્ચાત્ પરસ્પરના વિરોધથી લડીને નષ્ટ થઈ ગયા, કેમકે પરમાત્માની આ સૃષ્ટિમાં અભિમાની, અન્યાયકારી અને અવિદ્વાનોના રાજ્ય બહુ દિવસ નથી રહેતાં. આ સંસારની સ્વાભાવિક પ્રવૃત્તિ છે કે જ્યારે બહુ જ ધન અસંખ્ય પ્રયોજનથી અધિક થાય છે, ત્યારે આલસ્ય, પુરુષાર્થરહિતતા, ઈર્ષ્યા, દ્વેષ, વિષયાસક્તિ અને પ્રમાદ વધે છે. તેથી દેશમાં વિદ્યા, સુશિક્ષા નષ્ટ થઈને દુર્ગુણ અને દુષ્ટ વ્યસન વધી જાય છે. જેવાં કે મદ્યમાંસ સેવન, બાલ્યાવસ્થામાં વિવાહ અને સ્વેચ્છાચારાદિ દોષ વધી જાય છે. અને જ્યારે યુદ્ધવિભાગમાં યુદ્ધવિદ્યાકૌશલ અને સેના એટલી

રહે. કે જેનો સામનો કરનાર ભૂગોળમાં અન્ય ન હોય, ત્યારે તે લોકોમાં પક્ષપાત તથા અભિમાનનો વધારો થઈ અન્યાય વધી જાય છે. જ્યારે આવા દોષ આવી જાય છે ત્યારે પરસ્પરમાં વિરોધ વધીને તેનાથી અધિક બીજા નાના કૂળમાંથી કોઈ એવો સમર્થ પુરુષ ઊભો થાય છે કે તેનો પરાજ્ય કરવામાં તે સમર્થ નીવડે છે. જેમ મુસલમાનોની બાદશાહી સામે શિવાજી અને ગોન્વિન્દસિંહજીએ ઊભા થઈને મુસલમાનોના રાજ્યોને છિન્ન ભિન્ન કરી નાખ્યાં હતાં.

**अथ किमेतैर्वा परेऽन्ये महाधनुर्धराश्चक्रवर्तिनः केचित्सुद्युम्नभूरिद्युम्नेन्द्रद्युम्नकुवलयाश्वयौवनाश्ववद्र्ध्यश्वाश्वपतिशशबिन्दुहरिश्चन्द्राऽम्बरीषननक्तुशर्यातिययात्यनरण्याक्षसेनादयः । अथ मरुत्तभरतप्रभृतयो राजानः ।**

— मैत्र्युपनि० ( प्र० १ खं०४ )

ઇત્યાદિ પ્રમાણોથી સિદ્ધ છે કે, સૃષ્ટિથી લઈને મહાભારત પર્યંત ચક્રવર્તી સાર્વભૌમ રાજા આર્યકુળમાં જ થયા હતા. હવે એમના સન્તાનોના અભાગ્યોદય થવાથી રાજભ્રષ્ટ થઈને વિદેશીઓથી પદાક્રાન્ત થઈ રહ્યા છે. જેમ અહીં સુદ્યુમ્ન, ભૂરિદ્યુમ્ન, ઇન્દ્રદ્યુમ્ન, કુવલયાશ્વ, યૌવનાશ્વ, વદ્ધ્યશ્વ, અશ્વપતિ, શશબિન્દુ, હરિશ્ચન્દ્ર, અમ્બરીષ, નનક્તુ, શર્યાતિ, યયાતિ, અનરણ્ય, અક્ષસેન, મરુત્ત, અને ભરત એ સાર્વભૌમ-સર્વ ભૂમિમાં પ્રસિદ્ધ ચક્રવર્તી રાજાઓનાં નામ લખ્યાં છે. તેમજ સ્વાયમ્ભુવાદિ ચક્રવર્તી રાજાઓનાં નામ મનુસ્મૃતિ અને મહાભારતાદિ ગ્રન્થોમાં સ્પષ્ટ લખ્યાં છે. એને મિથ્યા કહેવાં એ અજ્ઞાની અને પક્ષપાતીઓનું કામ છે.

**પ્રશ્ન** - જે આગ્નેયાસ્ત્ર આદિ વિદ્યા લખી છે તે સત્ય છે કે નહીં ? તોપ તથા બન્દુક તે સમયમાં હતી કે નહીં ?

**ઉત્તર** - એ વાત સત્ય છે. એ શસ્ત્ર પણ હતાં. કેમકે પદાર્થવિદ્યાથી એ સર્વ વાતોનો સંભવ છે.

**પ્રશ્ન** - શું એ દેવતાઓના મન્ત્રોથી સિદ્ધ થાય છે ?

**ઉત્તર** - નહીં, એ સર્વ વાતો જેનાથી અસ્ત્ર શસ્ત્રોને સિદ્ધ કરતા હતા તે "મન્ત્ર" એટલે વિચારથી સિદ્ધ કરતા હતા અને વાપરતા હતા. જે મન્ત્ર અર્થાત્ શબ્દમય હોય છે, તેનાથી કોઈ દ્રવ્ય ઉત્પન્ન થતું નથી. અને જો કોઈ કહે કે મન્ત્રથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તો તે મન્ત્રના જપ કરનારના હૃદય અને જિહ્વાને ભસ્મ કરી દે ! અર્થાત્ મારવા જાય શત્રુને અને મરી જાય પોતે ! એ ઉપરથી 'મન્ત્ર' નામ તો વિચારનું છે. જેમ "રાજમન્ત્રી" અર્થાત્ રાજકર્મોનો વિચાર કરનાર કહેવાય છે, તેમ મન્ત્ર અર્થાત્ વિચારથી સૃષ્ટિના સર્વપદાર્થોનું પ્રથમ જ્ઞાન થાય છે અને પશ્ચાત્ ક્રિયા કરવાથી અનેક પ્રકારના પદાર્થ અને ક્રિયાકૌશલ ઉત્પન્ન થાય છે.

જેમ કોઈ એક લોઢાનું બાણ કે ગોળો બનાવીને તેમાં એવા પદાર્થ રાખે કે તેને અગ્નિ લગાડવાથી વાયુમાં ધૂમાડો ફેલાયને સૂર્યના કિરણ કે વાયુના સ્પર્શથી અગ્નિ પ્રગટી ઊઠે, એનું જ નામ 'આગ્નેયાસ્ત્ર' છે. જ્યારે બીજો એનું નિવારણ કરવા ચાહે તો તે એની ઉપર 'વારુણાસ્ત્ર' છોડે. અર્થાત્ જેમ શત્રુએ શત્રુની સેના પર આગ્નેયાસ્ત્ર છોડીને તેમને નષ્ટ કરવા ચાહ્યું, તેમ પોતાની સેનાના રક્ષણાર્થે સામો સેનાપતિ વારુણાસ્ત્ર વડે આગ્નેયાસ્ત્રનું નિવારણ કરે. તે એવા દ્રવ્યોના યોગથી થાય છે કે જેનો ધૂમાડો વાયુનો સ્પર્શ થતાં જ, વાદળ થઈને ઝટ વરસાદ વર્ષવા લાગે અને અગ્નિને હોલવી નાખે. એવી રીતે 'નાગપાશ' અર્થાત્ જે શત્રુ પર છોડવાથી તેના અંગોને જકડીને બાંધી લે છે. તેમજ એક 'મોહનાસ્ત્ર' અર્થાત્ જેમાં નશાનું દ્રવ્ય નાંખવાથી તેનો ધુમાડો લાગવાથી શત્રુની સર્વ સેના નિદ્રાસ્થ અર્થાત્ મૂર્છિત થઈ જાય છે. એ જ પ્રકારે સઘળા શસ્ત્રાસ્ત્ર થતાં હતાં અને એક તારથી કે કાચથી કે કોઈ અન્ય પદાર્થથી વિદ્યુત ઉત્પન્ન કરીને શત્રુઓનો નાશ કરતા હતા તેને પણ "આગ્નેયાસ્ત્ર" તથા "પાશુપતાસ્ત્ર" કહેતા હતા.

"તોપ" અને "બન્દુક" એ નામ અન્ય દેશની ભાષાના છે. સંસ્કૃત અને આર્યાવર્તીય ભાષાના નથી. કિન્તુ જેને વિદેશી જન તોપ કહે છે સંસ્કૃત અને આર્યભાષામાં તેનુ નામ "શતધ્ની" અને જેને બન્દુક કહે છે તેને સંસ્કૃત અને આર્યભાષામાં "ભુશુણ્ડી" કહે છે. જે સંસ્કૃત વિદ્યા ભણ્યા નથી, તે લોકો ભ્રમમાં પડીને કાંઈનું કાંઈ લખે છે અને કાંઈનું કાંઈ બકે છે. તેમને બુદ્ધિમાન લોકો પ્રમાણ માનતા નથી. અને જેટલી વિદ્યા ભૂગોળમાં પ્રસરી છે, તે સર્વ આર્યાવર્ત્ત દેશથી મિશ્રવાળા, તેમની પાસેથી યૂનાની, તેમનાથી રોમ અને તેમનાથી યૂરોપ દેશમાં અને તેમની પાસેથી અમેરિકા આદિ દેશોમાં પ્રસરી છે. હજી સુધી સંસ્કૃત વિદ્યાનો જેટલો પ્રચાર આર્યાવર્ત્ત દેશમાં છે, તેટલો અન્ય કોઈ દેશમાં નથી. જે લોકો કહે છે કે જર્મની દેશમાં સંસ્કૃત વિદ્યાનો બહુ પ્રચાર છે અને જેટલું સંસ્કૃત મોક્ષમૂલર સાહેબ ભણ્યા છે, તેટલું કોઈ નથી ભણ્યું. આ વાત કહેવાની માત્ર છે કેમકે :- **यस्मिन्देशे द्रुमो नास्ति तत्रैरण्डोऽपि द्रुमायते ।** અર્થાત્ જે દેશમાં કોઈ વૃક્ષ નથી હોતું તે દેશમાં એરંડાને જ મોટું વૃક્ષ માની લેવામાં આવે છે. તેમ યૂરોપ દેશમાં સંસ્કૃત વિદ્યાનો પ્રચાર ન હોવાથી જર્મન લોકો અને મોક્ષમૂલર સાહેબ થોડુંક ભણ્યા તે તે દેશને માટે અધિક છે, પરન્તુ આર્યાવર્ત્તદેશની તરફ જોઈએ તો તેમની બહુ ન્યૂન ગણના છે, કેમકે મેં જર્મની દેશનિવાસી એક "પ્રિન્સિપાલ"ના પત્રથી જાણ્યું કે જર્મનદેશમાં સંસ્કૃત ચિઠ્ઠીનો અર્થ કરનારા પણ બહુ ન્યૂન છે. અને મોક્ષમૂલર સાહેબના સંસ્કૃત સાહિત્ય અને થોડી વેદની વ્યાખ્યા જોઈને મને વિદિત થાય છે કે મોક્ષમૂલર સાહેબે આમ તેમ આર્યાવર્તીય લોકોની કરેલી વ્યાખ્યા જોઈને થોડું કાંઈ જે તે લખ્યું છે જેમકે :-

**"युञ्जन्ति ब्रध्नमरुषं चरन्तं परि तस्थुषः । रोचन्ते रोचना दिवि" ॥**

આ મન્ત્ર(ના બ્રધ્નમ્)નો અર્થ ઘોડો કર્યો છે, એથી તો સાયણાચાર્યે જે સૂર્ય અર્થ કર્યો છે તે સારો છે. પરન્તુ એનો ખરો અર્થ તો પરમાત્મા છે. એ વિષે મારી બનાવેલી "ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા"માં જોઈ લેવું. તેમાં એ મન્ત્રનો અર્થ યથાર્થ કર્યો છે. એટલાથી જ જાણી લેવું કે જર્મનીદેશ અને મોક્ષમૂલર સાહેબમાં સંસ્કૃત વિદ્યાનું કેટલું પાણ્ડિત્ય છે !

એ તો નિશ્ચય છે કે જેટલી વિદ્યા અને મત ભૂગોળમાં પ્રસર્યા છે, તે સર્વ આર્યવર્તીય દેશથી જ પ્રચલિત થયા છે. જુઓ ! ગોલ્ડસ્ટૂકર સાહેબ પેરિસ અર્થાત્ ફ્રાન્સદેશ નિવાસી પોતાના "બાયબલ ઈન ઇન્ડિયા" માં લખે છે કે સર્વ વિદ્યા અને ભલાઈઓનો ભંડાર આર્યાવર્ત્ત દેશ છે. અને સર્વ વિદ્યા તથા મત એ દેશથી પ્રસર્યા છે, અને પરમાત્માની પ્રાર્થના કરે છે કે હે પરમેશ્વર ! જેવી ઉન્નતિ આર્યાવર્ત્ત દેશની પૂર્વકાળમાં હતી, તેવી જ અમારા દેશની કરો'. એમ લખે છે, તે તે ગ્રન્થમાં જોઈ લો.

વળી "દારાશિકોહ" બાદશાહે પણ એ જ નિશ્ચય કર્યો હતો કે જેવી પૂરી વિદ્યા સંસ્કૃતમાં છે, તેવી કોઈ પણ ભાષામાં નથી. તે ઉપનિષદોના ભાષાન્તરમાં એવું લખે છે કે "અરબી આદિ ઘણી ભાષા હું ભણ્યો, પરન્તુ મારા મનનો સન્દેહ છૂટીને આનન્દ ન થયો. જ્યારે સંસ્કૃત જોયું અને સાંભળ્યું ત્યારે નિસ્સંદેહ થઈને મને ઘણો આનન્દ થયો છે."

જુઓ, કાશીના "માનમંદિર"માં 'શિશુમારચક્ર'ને કે જેની પૂરી રક્ષા પણ રહી નથી, તો પણ કેટલું ઉત્તમ છે કે જેમાં અત્યાર સુધી પણ ખગોળનો ઘણો વૃત્તાન્ત વિદિત થાય છે. જો "સવાઈ જયપુરાધીશ" એની સંભાળ રાખશે અને ફૂટ્યું-તૂટ્યું સમરાવ્યા કરશે, તો ઘણું જ સારું થશે.

પરન્તુ આવા શિરોમણિ દેશને મહાભારતના યુદ્ધે એવો ધક્કો માર્યો કે હજી સુધી પણ એ પોતાની પૂર્વ દશાને પ્રાપ્ત થતો નથી. કેમકે જ્યારે ભાઈને ભાઈ મારવા લાગે, તો નાશ થવામાં શો સન્દેહ ?

**विनाशकाले विपरीतबुद्धिः** ॥ આ કોઈ કવિ (વૃદ્ધચાણક્ય, ૧૬.૧૭)નું વચન છે.

જ્યારે નાશ થવાનો સમય નિકટ આવે છે ત્યારે ઊલટી બુદ્ધિ થઈને ઊલટાં કામ કરે છે. કોઈ તેને સીધું સમજાવે, તો ઊલટું માને અને ઊલટું સમજાવે તેને સીધું માને છે. જ્યારે મોટા-મોટા વિદ્વાન, રાજા, મહારાજ, ઋષિ, મહર્ષિ લોકો મહાભારત યુદ્ધમાં માર્યા ગયા અને ઘણા મરી ગયા, ત્યારે વિદ્યા અને વેદોક્ત ધર્મનો પ્રચાર નષ્ટ થતો ચાલ્યો. ઈર્ષ્યા, દ્વેષ, અભિમાન અરસપરસમાં કરવા લાગ્યા. જે બલવાન થયો, તે દેશને દબાવીને રાજા બની બેઠો. અને એ જ રીતે સર્વત્ર આર્યાવર્ત્ત દેશમાં રાજ્યો ખંડ ખંડ થઈ ગયાં. પછી દ્વીપ-દ્વીપાન્તરની રાજ્ય વ્યવસ્થા તો કોણ કરે ? જ્યારે બ્રાહ્મણ લોક વિદ્યાહીન થયા, તો પછી ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર અવિદ્વાન્ થાય, તેની તો કથા જ શી કહેવી ? જે પરમ્પરાથી વેદાદિ શાસ્ત્રોનો અર્થ સહિત ભણવાનો પ્રચાર હતો, તે છૂટી ગયો. બ્રાહ્મણો કેવલ જીવિકાર્થ પાઠ માત્ર ભણતા રહ્યા. અને એ પાઠમાત્ર પણ ક્ષત્રિય આદિને ન ભણાવ્યા. કેમકે અવિદ્વાન્ થયેલા ગુરુ બની ગયા ત્યારે છલ, કપટ અને અધર્મ પણ તેઓમાં વધતાં ચાલ્યાં. બ્રાહ્મણોએ વિચાર્યું કે પોતાની જીવિકાનો પ્રબન્ધ બાંધવો જોઈએ. પછી સમ્મતિ કરીને એવો નિશ્ચય કરી ક્ષત્રિય આદિને ઉપદેશ કરવા લાગ્યા કે અમે જ તમારા પૂજ્ય દેવ છીએ. અમારી સેવા કર્યા વિના, તમને સ્વર્ગ કે મુક્તિ મળશે નહીં. પણ જો તમે અમારી સેવા નહીં કરો, તો ઘોર નરકમાં પડશો !! જે-જે પૂર્ણ વિદ્વાન્ ધાર્મિકોનાં નામ **'બ્રાહ્મણ'** અને પૂજનીય એવું જે વેદ અને ઋષિમુનિઓનાં શાસ્ત્રમાં લખ્યું હતું, તેને આ મૂર્ખ, વિષયી, કપટી, લમ્પટ અને અધર્મીઓ પોતા ઉપર લાગુ પાડવા લાગ્યા. પણ ભલા ! તે આપ્ત વિદ્વાનોનાં લક્ષણ એ મૂર્ખોમાં કેવી રીતે ઘટી શકે ? પરન્તુ જ્યારે ક્ષત્રિયાદિ યજમાન સંસ્કૃત વિદ્યાથી અત્યન્ત રહિત થયા, ત્યારે તેમની સામે જે-જે ગપ મારી તે-તે બિચારાઓએ સઘળી માની લીધી. પછી તો આ નામમાત્ર બ્રાહ્મણોને ઠીક તાલ થઈ પડી ! સર્વને પોતાના વચનજાળમાં બાંધીને વશીભૂત કરી લીધા અને કહેવા લાગ્યા કે :- **ब्रह्मवाक्यं जनार्दनः** ॥ અર્થાત્ જે કાંઈ બ્રાહ્મણોના મુખમાંથી વચનો નીકળે છે, તે જાણો કે સાક્ષાત્ ભગવાનના મુખમાંથી નીકળ્યાં ! જ્યારે ક્ષત્રિયાદિ વર્ણસ્થ લોક આંખના આંધળા અને ગાંઠના પૂરા' અર્થાત્ તેમની અંદરની વિદ્યાની આંખ ફૂટી અને પાસે પુષ્કળ ધન થયું ત્યારે તેમાંથી એવા એવા ચેલા મળ્યા કે પછી આ વ્યર્થ બ્રાહ્મણ નામધારીઓને તો વિષયાનન્દનું ઉપવન મળી ગયું. આમ એ પણ લોકોએ પ્રસિદ્ધ કર્યું કે જે કાંઈ પૃથ્વીમાં ઉત્તમ પદાર્થ છે, તે સર્વ બ્રાહ્મણોને માટે છે. અર્થાત્ પ્રાચીન સમયમાં જે ગુણ, કર્મ, સ્વભાવથી બ્રાહ્મણાદિ વર્ણવ્યવસ્થા હતી, તે નષ્ટ કરી જન્મ પર રાખી. અને મૃતક સુધીનાં દાન યજમાનો પાસેથી લેવા લાગ્યા. જેવી પોતાની ઇચ્છા થઈ, તેમ કરતા ચાલ્યા. અને ત્યાં સુધી પહોંચ્યા કે "અમે તો ભૂદેવ છીએ" અમારી સેવા વિના દેવલોક કોઈને મળી શકતો નથી. પણ એમને પૂછવું જોઈએ કે "તમે ક્યા લોકમાં પધારશો ? તમારાં કામ તો ઘોર નરક ભોગવવા જેવાં છે; અને કૃમિ કીટ, પતંગાદિ બનશો" ત્યારે ઘણા ક્રોધિત થઈ કહેશે કે અમે "શાપ" દઈશું તો તમારો નાશ જ થઈ જશે. કેમકે લખ્યું છે કે :- **ब्रह्मद्रोही विनश्यति** । અર્થાત્ જે બ્રાહ્મણોનો દ્રોહ કરે છે તેનો નાશ થઈ જાય છે. હા, એ વાત તો સાચી છે, કે જે પૂર્ણ વેદ અને પરમાત્માને જાણનાર, ધર્માત્મા, સર્વ જગતનો ઉપકારક પુરુષોનો જે કોઈ દ્વેષ કરે તે અવશ્ય નષ્ટ થાય. પરન્તુ જે બ્રાહ્મણ જ નથી, તેનું નામ બ્રાહ્મણ નથી અને તેમની સેવા કરવી યોગ્ય નથી.

**પ્રશ્ન** - ત્યારે અમે કોણ છીએ ? **ઉત્તર** - તમે પોપ છો.

**પ્રશ્ન** - પોપ કોને કહે છે ?

**ઉત્તર** - એની સૂચના રોમન ભાષામાં તો મોટા અને પિતાનું નામ પોપ છે. પરન્તુ હવે તો છલકપટથી બીજાને ઠગીને પોતાનું પ્રયોજન સાધનારને 'પોપ' કહે છે.

**પ્રશ્ન** - અમે તો બ્રાહ્મણ અને સાધુ છીએ, કેમકે અમારા પિતા બ્રાહ્મણ અને માતા બ્રાહ્મણી હતી તથા અમે અમુક સાધુના ચેલા છીએ.

**ઉત્તર** - એ સત્ય છે, પરન્તુ સાંભળો ભાઈ ! મા-બાપ બ્રાહ્મણ-બ્રાહ્મણી હોવાથી અને કોઈ સાધુના શિષ્ય હોવાથી, બ્રાહ્મણ કે સાધુ થઈ શકાતું નથી. કિન્તુ બ્રાહ્મણ અને સાધુ તો પોતાના ઉત્તમ ગુણ, કર્મ, સ્વભાવથી થવાય છે કે જે પરોપકારી હોય. પણ સાંભળ્યું છે કે જેમ રોમના "પોપ" લોકો પોતાના ચેલાને કહેતા હતા કે તમે પોતાના પાપ અમારી સામે કહેશો, તો અમે ક્ષમા કરી દઈશું. અમારી સેવા કે આજ્ઞા વિના કોઈ પણ સ્વર્ગમાં નથી જઈ શકતું. જો તમે સ્વર્ગમાં જવા ચાહો તો અમારી પાસે જેટલા રૂપિયા જમા કરાવશો તેટલાની જ સામગ્રી સ્વર્ગમાં તમને મળશે. એવું સાંભળીને જ્યારે કોઈ આંખનો આંધળો અને ગાંઠનો પૂરો સ્વર્ગમાં જવાની ઇચ્છા કરીને "પોપજી"ને યથેષ્ટ રૂપિયા આપતો હતો, ત્યારે તે પોપજી ઈસા અને મરિયમની મૂર્તિની સામે ઊભો રહીને એવા પ્રકારની હુંડી લખીને આપતો હતો કે - "હે ખુદાવન્દ ઈસામસીહ ! અમુક મનુષ્યે તારા નામ ઉપર લાખ રૂપિયા સ્વર્ગમાં આવવા માટે અમારી પાસે જમા કરાવ્યા છે. માટે જ્યારે તે સ્વર્ગમાં આવે, ત્યારે તું પોતાના પિતાના સ્વર્ગના રાજ્યમાં પચીસ હજાર રૂપિયામાં બાગ, બગીચો અને બંગલો; પચીસ હજાર રૂપિયામાં સવારી, શિકારી અને નોકર, ચાકર; પચીસ હજારમાં ખાવું, પીવું, લુગડાં, લત્તાં; અને પચીસ હજાર રૂપિયા એના ઇષ્ટ મિત્ર, ભાઈ, બન્ધુ આદિની જિયાફતને માટે અપાવી દેશો." પછી એ હુંડીની નીચે પોપજી પોતાની સહી કરીને તે હુંડી તેના હાથમાં આપીને કહી દેતા હતા કે "જ્યારે તું મરે ત્યારે આ હુંડીને કબરમાં તારા પોતાના માથા નીચે મુકવા માટે કુટુમ્બને તારે કહી રાખવું, પછી તને લઈ જવાને માટે ફરિશ્તા આવશે, ત્યારે તને અને તારી હુંડીને સ્વર્ગમાં લઈ જઈને આ લખ્યા પ્રમાણે સર્વ ચીજો અપાવી દેશે."

હવે જુઓ કે આ સ્વર્ગનો ઠેકો અર્થાત્ ઇજારો જાણે પોપજીએ જ લઈ રાખ્યો હોય ! જ્યાં સુધી યુરોપ દેશમાં મૂર્ખતા હતી, ત્યાં સુધી પોપજીની આવી લીલા ચાલતી હતી; પરન્તુ હવે વિદ્યાનો પ્રચાર થવાથી પોપજીની જૂઠી લીલા બહુ ચાલતી નથી, કિન્તુ હજી નિર્મૂળ પણ થઈ નથી.

એ જ રીતે આર્યાવર્ત્તદેશમાં પણ જાણો કે પોપજીએ લાખો અવતાર લઈને લીલા ફેલાવી છે. અર્થાત્ રાજા અને પ્રજાને વિદ્યા ન ભણવા દેવી, સારા ભદ્ર પુરુષોનો સંગ ન થવા દેવો, રાત-દિવસ તેમને બહેકાવવા સિવાય બીજું કાંઈ પણ કામ કરવું નહી. પરન્તુ આ વાત ધ્યાનમાં રાખવી કે જે-જે કપટાદિ કુત્સિત વ્યવહાર કરે છે, તે જ "પોપ" કહેવાય છે. પણ જે કોઈ તેમાં પણ ધાર્મિક વિદ્વાન અને પરોપકારી છે, તે સાચો બ્રાહ્મણ અને સાધુ છે એમ જાણવું.

હવે તે છલી કપટી સ્વાર્થી લોકો (જે મનુષ્યોને ઠગીને પોતાના પ્રયોજન સિદ્ધ કરનારા છે) તેનું જ ગ્રહણ "પોપ" શબ્દથી કરવું અને બ્રાહ્મણ તથા સાધુ નામથી ઉત્તમ પુરુષોનો સ્વીકાર કરવો યોગ્ય છે. જુઓ ! જો કોઈ પણ ઉત્તમ બ્રાહ્મણ કે સાધુ ન હોત તો વેદાદિ સત્યશાસ્ત્રોના પુસ્તક અને તેનું સ્વર સહિતનું પઠન પાઠન તથા જૈન, મુસલમાન, ઈસાઈ આદિની જાળથી બચાવી આર્યોને વેદાદિ સત્ય શાસ્ત્રોમાં પ્રીતિયુક્ત વર્ણાશ્રમોમાં રાખવાં, એવું કામ બ્રાહ્મણ અથવા સાધુ વગર કોણ કરી શકત :- **विषादप्यमृतं ग्राह्यम्** ।-मनु० (૨.૨૩૯) વિષમાંથી પણ અમૃતનું ગ્રહણ કરવા સમાન, પોપલીલાની બહેકાવટમાંથી આર્યોનું જૈનાદિ મતોથી

જે બચી રહેવું છે; તે જાણો વિષમાં અમૃત સમાન ગુણ સમજવો જોઈએ.

જ્યારે યજમાન વિદ્યાહીન થાય અને પોતે કાંઈ પાઠપૂજા શીખીને અભિમાનમાં આવીને સર્વ લોકોએ પરસ્પર સમ્મતિ કરીને રાજા આદિને કહ્યું કે બ્રાહ્મણ અને સાધુ અદણ્ડ્ય છે. જુઓ :- "**ब्राह्मणो न हन्तव्यः । साधुर्न हन्तव्यः** " । એવાં એવાં વચનો કે જે સાચા અને શુદ્ધ બ્રાહ્મણ અને સાધુઓના વિષયમાં હતાં, તે પોપજીઓએ પોતાના પર લાગુ કરી દીધાં અને બીજાં પણ જૂઠાં-જૂઠાં વચનોયુક્ત ગ્રન્થો રચીને તેમાં ઋષિ-મુનિઓનાં નામ ધરીને, પોતાના પરથી દણ્ડ વ્યવસ્થા ઊઠાવી દીધી. પછી યથેષ્ટાચાર કરવા લાગ્યા. અર્થાત્ એવા સખત નિયમ ચલાવ્યા કે એ પોપોની આજ્ઞા વિના સુવું, બેસવું, ઊઠવું, જવું, ખાવું, પીવું આદિ પણ કરી શકતા નહોતા. રાજાઓને એવો નિશ્ચય કરાવ્યો કે "પોપ" સંજ્ઞક એટલે કે કહેવા માત્રના બ્રાહ્મણ કે સાધુ ચાહે તે કરે, તેને કદી દણ્ડ ન દેવો અર્થાત્ તેમને દણ્ડ દેવાની મનમાં ઈચ્છા સરખી ન કરવી જોઈએ.

જ્યારે આવી મૂર્ખતા થઈ ત્યારે જેવી પોપોના ઈચ્છા થઈ, તેમ કરવા-કરાવવા લાગ્યા. અર્થાત્ આ બગાડનું મૂળ મહાભારત યુદ્ધની પૂર્વે એક હજાર વર્ષથી પ્રવૃત્ત થયું હતું, કેમકે તે સમયમાં ઋષિ-મુનિઓ પણ હતા, તથાપિ કાંઈ-કાંઈ આલસ્ય, પ્રમાદ, ઈર્ષ્યા અને દ્વેષનાં અંકુર ઊગવા માંડ્યા હતાં તે વધતાં-વધતાં વૃદ્ધ થઈ ગયાં. જ્યારે સાચો ઉપદેશ ન રહ્યો ત્યારે આર્યાવર્ત્તમાં અવિદ્યા ફેલાઈને પરસ્પર લડવા ઝઘડવા લાગ્યા. કેમકે :-

**उपदेश्योपदेष्टृत्वात्तत्सिद्धिः ॥ इतरथान्धपरम्परा ॥** -સાંખ્ય (અ૦ ૩ સૂ૦ ૭૯, ૮૧)

અર્થાત્ જ્યારે ઉત્તમ-ઉત્તમ ઉપદેશકો હોય છે, ત્યારે ઉત્તમ પ્રકારે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સિદ્ધ થાય છે, અને જ્યારે ઉત્તમ ઉપદેશકો અને શ્રોતા નથી રહેતા, ત્યારે અન્ધપરમ્પરા ચાલે છે. ફરી પણ જ્યારે સત્પુરુષો ઉત્પન્ન થઈને સત્યોપદેશ કરે છે, ત્યારે અન્ધપરમ્પરા નષ્ટ થઈને પ્રકાશની પરમ્પરા ચાલે છે.

પછી પેલા પોપ લોકો પાછા પોતાની અને પોતાના ચરણોની પૂજા કરાવવા લાગ્યા અને કહેવા લાગ્યા કે "આમાં જ તમારું કલ્યાણ છે." જ્યારે એ લોકો તેમના વશમાં થઈ ગયા ત્યારે પ્રમાદ અને વિષયાસક્તિમાં નિમગ્ન થઈને ગાડરિયા પ્રવાહ પ્રમાણે તેમાં જૂઠા ગુરુ અને ચેલા બન્ને ફસી પડ્યા એટલે વિદ્યા, બલ, બુદ્ધિ, પરાક્રમ, શૂરવીરતાદિ શુભ ગુણ સર્વ નષ્ટ થતાં ચાલ્યાં. પશ્ચાત્ જ્યારે વિષયાસક્ત થયા કે માંસ, મદ્યનું સેવન ગુપ્ત-ગુપ્ત કરવા લાગ્યા. પછી એમાંથી એક "વામમાર્ગ" ઊભો કર્યો. "**शिव उवाच,**" "**पार्वत्युवाच,**" "**भैरव उवाच**" ઇત્યાદિ નામ લખીને, તેનું નામ "તન્ત્ર" રાખ્યું ને તેમાં એવી એવી વિચિત્ર લીલાની વાતો લખી કે :-

**मद्यं मांसं च मीनं च मुद्रा मैथुनमेव च । एते पञ्च मकाराः स्युर्मोक्षदा हि युगे युगे ॥१॥**
**प्रवृत्ते भैरवीचक्रे सर्वे वर्णा द्विजातयः । निवृत्ते भैरवीचक्रे सर्वे वर्णाः पृथक् पृथक् ॥२॥**
**पीत्वा पीत्वा पुनः पीत्वा यावत्पतति भूतले । पुनरुत्थाय वै पीत्वा पुनर्जन्म न विद्यते ॥३॥**
**मातृयोनिं परित्यज्य विहरेत्सर्वयोनिषु ॥४॥**
**वेदशास्त्रपुराणानि सामान्यगणिका इव । एकैव शाम्भवी मुद्रा गुप्ता कुलवधूरिव ॥५॥**

જુઓ, એ ગવર્ગણ્ડ પોપોની લીલા ! કે જે વેદવિરુદ્ધ મહા અધર્મનું કામ છે, તેને વામમાર્ગીઓએ શ્રેષ્ઠ માન્યું છે. મદ્ય, માંસ, મીન અર્થાત્ મચ્છી, મુદ્રા એટલે પુરી કચોરી અને મોટી રોટલી આદિ ચર્વણ તથા યોનિ પાત્રાધારની મુદ્રા અને પાંચમું મૈથુન અર્થાત્ પુરુષ સઘળા શિવ અને સ્ત્રી સર્વ પાર્વતી સમાન

માની :- **अहं भैरवस्त्वं भैरवी ह्यावयोरस्तु सङ्गमः ।**

ચાહે કોઈ પુરુષ કે સ્ત્રી હોય, આ ઊટપટાંગ વચનને વાંચીને સમાગમ કરવામાં તે વામમાર્ગી દોષ નથી માનતા. અર્થાત્ જે નીચ સ્ત્રીઓને અડવું ન જોઈએ તેને તેમણે અતિપવિત્ર માની છે, જેમકે શાસ્ત્રોમાં રજસ્વલા આદિ સ્ત્રીઓના સ્પર્શનો નિષેધ છે, તેને વામમાર્ગીઓએ અતિપવિત્ર માની છે. સાંભળો તેમનો અણ્ડ-બણ્ડ શ્લોક :-

**रजस्वला पुष्करं तीर्थं, चाण्डाली तु स्वयं काशी । चर्मकारी प्रयागः स्याद्रजकी मथुरा मता । अयोध्या पुक्कसी प्रोक्ता** ॥ ઇત્યાદિ. રજસ્વલાની સાથે સમાગમ કરવાથી જાણે પુષ્કરનું સ્નાન. ચાણ્ડાલીની સાથેના સમાગમમાં કાશીની યાત્રા; ચમારી સાથે સમાગમ કરવાથી પ્રયાગ સ્નાન, ધોબણ સાથે સમાગમ કરવામાં મથુરાયાત્રા; અને કંજરી સાથે લીલા કરવાથી જાણે કે અયોધ્યા તીર્થ કરી આવ્યા. મદ્યનું નામ "તીર્થ", માંસનું નામ "શુદ્ધિ" અને "પુષ્પ"; મચ્છીનું નામ "તૃતીયા" અને "જલતુમ્બિકા"; મુદ્રાનું નામ "ચતુર્થી" અને મૈથુનનું નામ "પંચમી" રાખ્યું. એટલા માટે એવાં એવાં નામો રાખ્યા છે કે જેથી બીજો સમજી ન શકે. પોતાના કૌલ, આર્દ્રવીર, શામ્ભવ અને ગણ આદિ નામો રાખ્યાં છે અને જે વામમાર્ગ મતમાં નથી, તેમનું "કણ્ટક", "વિમુખ", "શુષ્કપશુ" આદિ નામ રાખ્યાં છે. અને કહે છે કે જ્યારે ભૈરવી ચક્ર હોય, ત્યારે તેમાં બ્રાહ્મણથી લઈને ચાંડાલ પર્યન્તનું નામ દ્વિજ થઈ જાય છે, અને જ્યારે ભૈરવી ચક્રથી અલગ થઈ જાય ત્યારે સૌ પોતપોતાના વર્ણસ્થ થઈ જાય છે.

ભૈરવીચક્રમાં વામમાર્ગી લોકો ભૂમિ કે પાટલા પર એક બિન્દુ, ત્રિકોણ, ચતુષ્કોણ, વર્તુલાકાર બનાવીને તેની ઉપર મદ્યનો ઘડો રાખીને તેની પૂજા કરે છે. પછી આવો મન્ત્ર ભણે છે "**ब्रह्मशापं विमोचय**"હે મદ્ય ! તું બ્રહ્મા આદિના શાપથી રહિત થા. એક ગુપ્ત સ્થાનમાં કે જ્યાં વામમાર્ગી સિવાય બીજાને આવવા દેતા નથી, ત્યાં સ્ત્રી અને પુરુષ એકત્ર થાય છે. ત્યાં એક સ્ત્રીને નગ્ન કરીને પુરુષો અને એક પુરુષને નગ્ન કરીને સ્ત્રીઓ પૂજા કરે છે. પછી કોઈ કોઈની કે પોતાની સ્ત્રી, કોઈ પોતાની કે બીજાની કન્યા, કોઈ બીજાની કે પોતાની માતા, ભગિની કે પુત્રવધૂ આદિ આવે છે. પછી એક પાત્રમાં મદ્ય ભરી, માંસ અને વડા આદિ એક થાળીમાં મૂકે છે. પેલા મદ્યના પ્યાલાને જે તેમનો આચાર્ય હોય છે, તે હાથમાં લઈને બોલે છે કે "**भैरवोऽहम्,**" "**शिवोऽहम्**" હું ભૈરવ છું, શિવ છું, એમ કહીને પી જાય છે. પછી તે જ એઠાં પાત્રથી સર્વ પીએ છે. અને જ્યારે કોઈની સ્ત્રી કે વેશ્યાને નાગી કરી, અથવા કોઈ પુરુષને નાગો કરી, હાથમાં તલવાર આપી, તે સ્ત્રીનું નામ દેવી અને પુરુષનું નામ મહાદેવ રાખે છે. તેમની ઉપસ્થ ઇન્દ્રિયની પૂજા કરે છે, તે પછી તે દેવી કે શિવને મદ્યનો પ્યાલો પીવડાવીને તે એઠાં પાત્રથી સઘળા લોકો એક એક પ્યાલો પીએ છે. પછી તે જ પ્રકારે ક્રમથી પી-પીને ઉન્મત્ત થઈને કોઈ કોઈને બહેન, કન્યા માતા કેમ ન હોય, તો પણ જેની જેની સાથે ઇચ્છા હોય તેની સાથે કુકર્મ કરે છે. કદી કદી ઘણો નશો ચઢવાથી જોડા, લાત, મુક્કામુક્કી, કેશની ખેંચા ખેંચી કરી આપસમાં લડે છે. કોઈ કોઈને ત્યાં જ વમન થાય છે. તેમાં જે સિદ્ધિને પહોંચેલો એવો જે અઘોરી કે જે સર્વથી સિદ્ધ ગણાય છે, તે વમન થયેલી ચીજને પણ ખાઈ જાય છે અર્થાત્ એમના સર્વથી મોટા સિદ્ધની એ વાત છે કે :-

**हालां पिबति दीक्षितस्य मन्दिरे सुप्तो निशायां गणिकागृहेषु । विराजते कौलवचक्रवर्ती ॥**

જે દીક્ષિત અર્થાત કલાલને ત્યાં જઈને બાટલી ઉપર બાટલી ચઢાવે, રંડીઓને ઘેર જઈ તેમની સાથે કુકર્મ કરીને જે સૂવે ઇત્યાદિ કર્મ, નિર્લજ્જ, નિઃશંક થઈને કરે, તે જ વામમાર્ગીઓમાં સર્વોપરી મુખ્ય

ચક્રવર્તી રાજા સમાન છે. અર્થાત્ જે મોટો કુકર્મી તે જ તેમનામાં મોટો અને જે સારું કામ કરે અને ખરાબ કામોથી ડરે તે જ નાનો. કેમકે :-

**पाशबद्धो भवेज्जीवः पाशमुक्तः सदाशिवः ॥**

આમ તંત્રમાં એમ કહ્યું છે કે જે લોકલજ્જા, શાસ્ત્રલજ્જા, કુલલજ્જા, દેશલજ્જાદિ પાશોમાં બંધાયેલા છે, તે જીવ અને જે નિર્લજ્જ થઈ બૂરાં કામ કરે, તે જ સદા શિવ છે.

'ઉડ્ડીસ તન્ત્ર' આદિમાં એક પ્રયોગ લખ્યો છે કે એક ઘરમાં ચારે તરફ આલય હોય, તેમાં મદ્યના બાટલા ભરીને મૂકવા, એક આલયમાંથી એક બાટલો પીને, બીજા આલયમાં જાય. તેમાંથી પીને ત્રીજા અને ત્રીજામાંથી પીને ચોથા આલયમાં જાય, ઊભા ઊભા ત્યાં સુધી મદ્ય પીએ કે જ્યાં સુધી લાકડીની સમાન પૃથ્વીમાં ન પડી જાય. ફરી જ્યારે નશો ઉતરે, ત્યારે તે પ્રકારે પીને પડી જાય, પુનઃ ત્રીજીવાર એ જ પ્રકારે પીને અને પડીને ઉઠે તો તેનો પુનર્જન્મ ન થાય. અર્થાત્ સાચું તો એ જ છે કે એવા-એવા મનુષ્યોનો પુનઃ મનુષ્ય જન્મ થવો જ કઠિન છે. કિન્તુ નીચ યોનિમાં પડીને બહુ કાલ પર્યન્ત રખડ્યા કરશે.

વામીઓનાં તન્ત્ર ગ્રન્થોમાં એ નિયમ છે કે માત્ર એક માતાને છોડી કોઈ સ્ત્રીને ન છોડવી. ચાહે કન્યા હોય કે ભગિની આદિ કેમ ન હોય, સર્વની સાથે સંગમ કરવો જોઈએ. એ વામમાર્ગીઓમાં દશ મહાવિદ્યા પ્રસિદ્ધ છે. તેમાંથી એક માતંગી વિદ્યાવાળા કહે છે કે **"मातरमपि न त्यजेत्"** માતાને પણ સમાગમ વિના ન છોડવી જોઈએ; અને પુરુષના સમાગમ સમયમાં મન્ત્ર જપે છે કે અમને સિદ્ધિ પ્રાપ્ત થઈ જાય, એવા પાગલ, મહામૂર્ખ મનુષ્ય પણ સંસારમાં ઘણા થોડા હશે !!!

જે મનુષ્ય જૂઠ ચલાવવા ચાહે છે, તે સત્યની નિન્દા અવશ્ય કરે છે. જુઓ, વામમાર્ગી શું કહે છે ? વેદશાસ્ત્ર અને પુરાણ એ સર્વ સામાન્ય વેશ્યાઓની સમાન છે અને જે આ શામ્ભવી વામમાર્ગની મુદ્રા છે, તે ગુપ્ત કુલની સ્ત્રીની તુલ્ય છે. આમ એ લોકોએ કેવલ વેદ વિરુદ્ધ મત ઊભો કર્યો છે. પછી એ લોકોનો મત બહુ ચાલ્યો ત્યારે ધૂર્તતા કરીને વેદના નામથી પણ વામમાર્ગની થોડી થોડી લીલા ચલાવી. અર્થાત્ :-

**सौत्रामण्यां सुरां पिबेत् । प्रोक्षितं भक्षयेन्मांसम् । वैदिकी हिंसा हिंसा न भवति ॥**

**न मांस भक्षणे दोषो न मद्ये न च मैथुने ।**

**प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला ॥ - मनु० (५.५६)**

સૌત્રામણિ યજ્ઞમાં મદ્ય પીવું, એનો અર્થ તો એ છે કે સૌત્રામણિ યજ્ઞમાં સોમરસ અર્થાત્ સોમવલ્લીનો રસ પીવો. પ્રોક્ષિત અર્થાત્ યજ્ઞમાં માંસ ખાવામાં દોષ નથી એવી પામરપણાની વાતો વામમાર્ગીઓએ ચલાવી છે. તેમને પૂછવું જોઈએ કે વૈદિકી હિંસા હિંસા ન હોત તો તને અને તારા કુટુમ્બને મારીને હોમ કરી નાખે તો શી ચિંતા ? માંસ ભક્ષણ કરવા, મદ્ય પીવા, પરસ્ત્રી ગમન કરવા, આદિમાં દોષ નથી, એ કહેવું નાદાની છે. કેમકે પ્રાણીઓને પીડા દીધા વિના માંસ પ્રાપ્ત થતું નથી. અને અપરાધ વિના પીડા આપવી એ ધર્મનું કામ નથી. મદ્યપાનનો તો સર્વથા નિષેધ જ છે કેમકે આજ સુધી વામમાર્ગીઓ વિના કોઈ ગ્રન્થમાં નથી લખ્યું, કિન્તુ સર્વત્ર નિષેધ છે. અને વિવાહ વિના મૈથુનમાં પણ દોષ છે. એને નિર્દોષ કહેવાવાળો જ સદોષ છે.

આવાં આવાં વચનો પણ ઋષિઓના ગ્રન્થમાં નાખીને કેટલાક ઋષિ-મુનિઓના નામથી ગ્રન્થ બનાવીને ગોમેધ, અશ્વમેધ નામના યજ્ઞ પણ કરાવવા લાગ્યા હતા. અર્થાત્ એ પશુઓને મારીને હોમ કરવાની યજમાન અને પશુને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, એમ સમજાવ્યું હતું; પણ એવી પ્રસિદ્ધિનો નિશ્ચય તો

એ છે કે જે બ્રાહ્મણ ગ્રન્થોમાં અશ્વમેધ, ગોમેધ, નરમેધાદિ શબ્દ છે, તેનો યથાર્થ અર્થ તેઓએ જાણ્યો નથી. કેમકે જો જાણત તો એવો અનર્થ કેમ કરત ?

**પ્રશ્ન** - અશ્વમેધ, ગોમેધ, નરમેધાદિ શબ્દોનો અર્થ શો છે ?

**ઉત્તર** - એનો અર્થ તો એ છે કે :-

**राष्ट्रं वा अश्वमेधः** ॥ ( शत० १३. १. ६. ३ ) **अन्नं हि गौः** ॥ ( शत० ४. ३. १. २५ )

**अग्निर्वा अश्वः** ॥ ( शत० ३. ६. २. ५ ) **आज्यं मेधः** ॥ -शतपथ ब्राह्मणे ( १३. ३. ६. १ )

ઘોડા ગાય આદિ પશુ અને મનુષ્યને મારીને હોમ કરવો એવું ક્યાંય લખ્યું નથી. કેવળ વામમાર્ગીઓના ગ્રન્થમાં એવા અનર્થ લખ્યા છે, કિન્તુ એ પણ વાત વામમાર્ગીઓએ ચલાવી અને જ્યાં-જ્યાં લેખ છે ત્યાં-ત્યાં પણ વામમાર્ગીઓએ પ્રક્ષેપ કર્યો છે. જુઓ ! રાજા ન્યાય ધર્મથી પ્રજાનું પાલન કરે, વિદ્યાદિના દેનાર યજમાન, અગ્નિમાં ઘી આદિનો હોમ કરવો એ **'અશ્વમેધ'** છે. અન્ન, ઇન્દ્રિયો, કિરણ, પૃથ્વી આદિને પવિત્ર રાખવા એ **'ગોમેધ'** છે. જ્યારે મનુષ્ય મરી જાય, ત્યારે તેના શરીરનો વિધિપૂર્વક દાહ કરવો, એ **'નરમેધ'** કહેવાય છે.

**પ્રશ્ન** - યજ્ઞકર્તા કહે છે કે યજ્ઞ કરવાથી યજમાન અને પશુ સ્વર્ગગામી થાય છે તથા હોમ કરીને પુનઃ પશુને જીવતા કરતા હતા, એ વાત સાચી છે કે નહીં ?

**ઉત્તર** - નહીં. જો સ્વર્ગમાં જતા હોય, તો એવી વાત કહેનારને મારીને હોમ કરી, તેને સ્વર્ગમાં પહોંચાડવો જોઈએ, અથવા તેની પ્રિય માતા, પિતા, સ્ત્રી અને પુત્રાદિને મારીને હોમ કરી કેમ સ્વર્ગ નથી પહોંચાડતા ? કે વેદીમાંથી પુનઃ કેમ જીવતા કરી નથી લેતા ?

**પ્રશ્ન** - જ્યારે યજ્ઞ કરે છે ત્યારે વેદોના મન્ત્ર ભણે છે. જો વેદોમાં ન હોત તો ક્યાંથી ભણત ?

**ઉત્તર** - મન્ત્ર કોઈને ક્યાં પણ બોલવાથી અટકાવતો નથી, કેમકે તે એક શબ્દ છે, પરન્તુ તેમના અર્થ એવા નથી, કે પશુને મારીને તેનો હોમ કરવો. જેમ **"अग्नये स्वाहा"** ઈત્યાદિ મન્ત્રોના અર્થ અગ્નિમાં હવિ, પુષ્ટ્યાદિકારક ઘૃતાદિ ઉત્તમ પદાર્થોનો હોમ કરવાથી વાયુ, વૃષ્ટિ અને જલ શુદ્ધ થઈને જગતને સુખકારક થાય છે. પરન્તુ એ સત્ય અર્થોને તે મૂઢ લોકો સમજતા ન હતા. કેમકે જે સ્વાર્થબુદ્ધિ હોય છે. તે કેવળ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા સિવાય બીજું કશું જાણતા કે માનતા નથી.

જ્યારે એ પાપોનો એવો અનાચાર જોયો અને બીજું મરેલાનું તર્પણ, શ્રાદ્ધાદિ કરવું જોઈને એક મહાભયંકર વેદાદિ શાસ્ત્રોનો નિન્દક બૌદ્ધ વા જૈન મત પ્રચલિત થયો છે. સાંભળ્યું છે કે આ દેશમાં ગોરખપુરનો એક રાજા હતો. તેની પાસે પોપોએ યજ્ઞ કરાવ્યો. તેની પ્રિય રાણીનો સમાગમ ઘોડાની સાથે કરાવવાથી તેનું મરણ નીપજતાં પશ્ચાત્ તે વૈરાગ્યવાન થઈને પોતાના પુત્રને રાજ્ય આપી, સાધુ થઈને પોપોની પોલ કાઢવા લાગ્યો. તેની શાખારૂપ ચાર્વાક અને આભાણક મત પણ થયા હતા, તેમણે આ પ્રકારના શ્લોકો બનાવ્યા છે :-

**पशुश्चेन्निहतः स्वर्गं ज्योतिष्टोमे गमिष्यति । स्वपिता यजमानेन तत्र कथं न हिंस्यते ॥१॥**

**मृतानामपि जन्तूनां श्राद्धं चेत्तृप्तिकारणम् । गच्छतामिह जन्तूनां व्यर्थं पाथेयकल्पनम् ॥२॥**

જો પશુને મારીને અગ્નિમાં હોમ કરવાથી તે પશુ સ્વર્ગમાં જાય છે, તો યજમાન પોતાના પિતાદિને મારીને તેમને સ્વર્ગમાં કેમ નથી મોકલતા ? જો મરી ગયેલા મનુષ્યોની તૃપ્તિ અર્થે શ્રાદ્ધ અને તર્પણ થાય છે તો, વિદેશમાં જનાર મનુષ્યને વાટ ખર્ચ અર્થાત્ ખાવા, પીવાને માટે ભાથું બાંધીને આપવું વ્યર્થ છે !

કેમકે જ્યારે મૃતકને શ્રાદ્ધ તર્પણ કરીને અન્ન, જલ પહોંચે છે, તો જીવતાં મનુષ્ય જે પ્રદેશમાં રહેનારે કે જનારને માર્ગમાં ખાવા માટે ઘરમાં રસોઈ બનાવી, ભાણું પીરસી, સાથે પાણીનો લોટો ભરી તેને નામે અર્પણ કરવાથી તેને કેમ પહોંચાડાતું નથી ? જો જીવતા પુરુષ દૂર દેશ કે દશ હાથ દૂર બેઠેલા હોય તેને આપેલું પહોંચતું નથી, તો મરેલાને કોઈ પણ પ્રકારે પહોંચી શકતું નથી ! તેમના એવા યુક્તિસિદ્ધ ઉપદેશોને લોકો માનવા લાગ્યા અને તેમનો મત વધવા લાગ્યો.

જ્યારે ઘણા ભૂમિપતિ રાજાઓ તે મતમાં થયા ત્યારે પોપજી પણ તેમની તરફ ઝુક્યા. કેમકે એમને જ્યાં દલ્લો સારો મળે તે તરફ ચાલ્યા જાય ! ઝટ જૈન બનવા લાગ્યા ! જૈનોમાં પણ બીજા પ્રકારની પોપ લીલા બહુ છે જે બારમા સમુલ્લાસમાં લખીશું. ઘણાઓએ એમના મતનો સ્વીકાર કર્યો. પરન્તુ કેટલાક જે પર્વત, કાશી, કનોજ, પશ્ચિમ, દક્ષિણ દેશ નિવાસી હતા, તેમણે જૈનોનો મત સ્વીકાર નહતો કર્યો. તે જૈની વેદનો અર્થ ન જાણી, પેલી બહારની પોપ લીલાને ભ્રાંતિથી વેદ પ્રતિપાદિત માનીને વેદોની પણ નિન્દા કરવા લાગ્યા. તેમનાં પઠન-પાઠન, યજ્ઞોપવિતાદિ અને બ્રહ્મચર્યાદિ નિયમોનો પણ નાશ કર્યો. જ્યાં જેટલા વેદાદિના પુસ્તકો હાથ આવ્યાં તે નષ્ટ કર્યાં. આર્યો પર ઘણો કાળ રાજસત્તા પણ ચલાવી, દુઃખ દીધું. જ્યારે એમને ભય શંકા ન રહી, ત્યારે પોતાના મતવાળા ગૃહસ્થ અને સાધુઓની પ્રતિષ્ઠા અને વેદમાર્ગીઓનું અપમાન તથા પક્ષપાતથી દણ્ડ પણ દેવા લાગ્યા. અને પોતે સુખ આરામ અને ઘમંડમાં ફૂલી જઈને ફરવા લાગ્યા. ઋષભદેવથી લઈને મહાવીર પર્યન્ત પોતાના તીર્થંકરોની મોટી મોટી મૂર્તિઓ બનાવીને પૂજા કરવા લાગ્યા. અર્થાત્ આ પ્રમાણે પાષાણાદિ મૂર્તિપૂજાની જડ જૈનીઓથી પ્રચલિત થઈ. પરમેશ્વરનું માનવું ઓછું થયું, પાષાણાદિ મૂર્તિપૂજામાં લાગ્યા. આમ ત્રણસો વર્ષ પર્યન્ત આર્યાવર્ત્તમાં જૈનોનું રાજ્ય રહ્યું. લોકો પ્રાયઃ વેદાર્થ જ્ઞાનથી શૂન્ય થઈ ગયા હતા. એ વાતને અનુમાનથી અઢી હાજર વર્ષ વ્યતીત થઈ ગયાં હશે.

બાવીસ સો વર્ષ પર દ્રવિડ દેશોત્પન્ન બ્રાહ્મણ શંકરાચાર્ય નામના એક પુરુષ બ્રહ્મચર્યથી વ્યાકરણાદિ સર્વ શાસ્ત્ર ભણીને વિચારવા લાગ્યા કે અહહ ! સત્ય આસ્તિક વેદમતનું છૂટવું અને નાસ્તિક જૈન મતનું ચાલવું, એ મોટી હાનિની વાત થઈ છે. એને કોઈ પણ પ્રકારે હઠાવવી જોઈએ. શંકરાચાર્ય શાસ્ત્ર તો ભણ્યા જ હતા, પરન્તુ જૈન મતનાં પુસ્તકો પણ ભણ્યા હતા. અને તેમની યુક્તિ પણ બહુ પ્રબલ હતી. તેમણે વિચાર્યું કે એમને કઈ રીતે હઠાવવાં. નિશ્ચય કર્યો કે ઉપદેશ અને શાસ્ત્રાર્થ કરવાથી એ લોકો હઠશે. એમ વિચાર કરીને ઉજ્જૈન નગરીમાં આવ્યાં. ત્યાં તે સમયે સુધન્વા રાજા હતો, જે જૈનીઓના ગ્રન્થ અને થોડુંક સંસ્કૃત પણ ભણ્યો હતો. ત્યાં જઈને વેદનો ઉપદેશ કરવા લાગ્યા, અને રાજાને મળીને કહ્યું કે આપ સંસ્કૃત અને જૈનીઓના પણ ગ્રન્થો ભણ્યો છો, અને જૈન મતને માનો છો, માટે આપને હું કહું છું કે જૈનીઓના પણ્ડિતો સાથે મારો શાસ્ત્રાર્થ કરાવો. એવી પ્રતિજ્ઞા પર કે જે હારે તે જીતનારનો મત સ્વીકારે, અને આપે પણ જીતનારના મતનો સ્વીકાર કરવો.

જો કે સુધન્વા રાજા જૈન મતમાં હતા,તથાપિ સંસ્કૃત ગ્રન્થ ભણ્યાથી તેમની બુદ્ધિમાં કાંઈક વિદ્યાનો પ્રકાશ હતો. તેથી તેમના મનમાં અત્યન્ત પશુતા આવી ન હતી. કેમકે જે વિદ્વાન હોય છે, તે સત્યાસત્યની પરીક્ષા કરીને સત્ય-સત્યનું ગ્રહણ કરે છે અને અસત્યને છોડી દે છે. જ્યાં સુધી સુધન્વા રાજાને મોટો વિદ્વાન્ ઉપદેશક મળ્યો ન હતો, ત્યાં સુધી સન્દેહમાં હતા કે આમાં શું સત્ય અને શું અસત્ય છે ? જ્યારે શંકરાચાર્યની આ વાત સાંભળી, ત્યારે ઘણી પ્રસન્નતાથી બોલ્યા કે હું શાસ્ત્રાર્થ કરાવીને સત્યાસત્યનો નિર્ણય અવશ્ય કરાવીશ. જૈનીઓના પણ્ડિતોને દૂરદૂરથી બોલાવીને સભા કરાવી.

તેમાં શંકરાચાર્યનો વેદમત અને જૈનીઓનો વેદવિરુદ્ધ મત હતો. અર્થાત્ શંકરાચાર્યનો પક્ષ વેદમતનું સ્થાપન અને જૈનીઓનું ખંડન; અને જૈનીઓનો પક્ષ પોતાના મતની સ્થાપના અને વેદનું ખંડન એમ હતું. શાસ્ત્રાર્થ કેટલાક દિવસો સુધી ચાલ્યો. જૈનીઓનો મત એ હતો કે સૃષ્ટિનો કર્તા અનાદિ ઈશ્વર કોઈ નથી, આ જગત્ અને જીવ અનાદિ છે, એ બન્નેની ઉત્પત્તિ અને નાશ કદી થતો નથી. એથી વિરુદ્ધ શંકરાચાર્યનો મત હતો કે અનાદિ સિદ્ધ પરમાત્મા જ જગતનો કર્તા છે. આ જગત્ અને જીવ જૂઠા છે કેમકે તે જ પરમેશ્વરે પોતાની માયાથી જગત્ બનાવ્યું. તે જ ધારણ અને પ્રલયકર્તા છે. અને આ જીવ અને પ્રપંચ સ્વપ્નવત્ છે. પરમેશ્વર આપ જ સર્વ જગત્ રૂપ થઈને લીલા કરી રહ્યો છે.

ઘણા દિવસ સુધી શાસ્ત્રાર્થ થતો રહ્યો. પરન્તુ અન્તમાં યુક્તિ અને પ્રમાણથી જૈનીઓનો મત ખંડિત અને શંકરાચાર્યનો મત અખંડિત રહ્યો. ત્યારે જૈનીઓના પણ્ડિત અને સુધન્વા રાજાએ વેદ મતનો સ્વીકાર કરી લીધો અને જૈન મતને છોડી દીધો. પુનઃ ખળભળાટ થયો અને સુધન્વા રાજાએ અન્ય પોતાના ઈષ્ટમિત્ર રાજાઓને લખીને શંકરાચાર્ય સાથે શાસ્ત્રાર્થ કરાવ્યો. પરન્તુ જૈનનો પરાજય સમય હોવાથી પરાજિત થતા ગયા.

પશ્ચાત્ શંકરાચાર્યને સર્વત્ર આર્યાવર્ત્ત દેશમાં ઘૂમવાનો પ્રબન્ધ સુધન્વાદિ રાજાઓએ કરી આપ્યો. અને તેમની રક્ષા માટે સાથમાં નોકરચાકર પણ રાખી આપ્યા. એ સમયથી સર્વના યજ્ઞોપવીત થવાં લાગ્યાં અને વેદોનું પઠન પાઠન પણ ચાલ્યું. દસ વર્ષની અંદર સર્વત્ર આર્યાવર્ત્ત દેશમાં ફરી ફરીને જૈનીઓનું ખંડન અને વેદોનું મંડન કર્યું. પરન્તુ જૈન વિધ્વંસ અર્થાત્ જેટલી મૂર્તિઓ જૈનોની નીકળે છે, તે શંકરાચાર્યના સમયમાં તૂટી હતી, અને જે વિના તૂટી નીકળે છે, તે જૈનીઓએ ભૂમિમાં દાટેલી હતી, કે તોડવામાં ન આવે. તે હજી સુધી ક્યાંક ક્યાંક ભૂમિમાંથી નીકળે છે.

શંકરાચાર્યની પૂર્વે શૈવમત પણ થોડોક પ્રચલિત હતો, તેનું પણ ખંડન કર્યું. વામમાર્ગનું પણ ખંડન કર્યું. તે સમયે આ દેશમાં ધન ઘણું જ હતું અને સ્વદેશભક્તિ પણ હતી. જૈનીઓનાં મન્દિર શંકરાચાર્યે અને સુધન્વા રાજાએ તોડાવ્યાં ન હતાં, કેમકે તેમાં વેદાદિની પાઠશાલા કરવાની ઇચ્છા હતી. જ્યારે વેદમતનું સ્થાપન થઈ ચુક્યું અને વિદ્યા પ્રચાર કરવાનો વિચાર કરતા જ હતા, એટલામાં બે જૈન ઉપરથી કથન માત્ર વેદમતવાળા અને અંદરથી કટ્ટર જૈન અર્થાત્ કપટમુનિ હતા અને તેમના ઉપર શંકરાચાર્ય અતિ પ્રસન્ન હતા. તે બન્નેએ અવસર જોઈને શંકરાચાર્યને એવી વિષયુક્ત વસ્તુ ખવડાવી કે તેમની ક્ષુધા મન્દ થઈ ગઈ. પશ્ચાત્ શરીરમાં ફોલ્લા પરૂ થઈને છ મહીનાની અંદર શરીર છૂટી ગયું. ત્યારે સર્વ નિરુત્સાહી થઈ ગયા અને વિદ્યાનો જે પ્રચાર થનાર હતો, તે પણ થવા ન પામ્યો.

તેમણે જે જે શારીરિક ભાષ્યાદિ બનાવ્યાં હતાં, તેનો પ્રચાર શંકરાચાર્યના શિષ્ય કરવા લાગ્યા. અર્થાત્ જે જૈનીઓના ખંડનને માટે બ્રહ્મ સત્ય જગત્ મિથ્યા અને જીવ બ્રહ્મની એકતા કથન કરી હતી તેનો ઉપદેશ કરવા લાગ્યા. દક્ષિણમાં શૃંગેરી, પૂર્વમાં ભૂગોવર્ધન, ઉત્તરમાં જોસી અને દ્વારિકામાં શારદા મઠ બાંધીને શંકરાચાર્યના શિષ્ય મહન્ત બની અને શ્રીમાન થઈને આનન્દ કરવા લાગ્યા, કેમકે શંકરાચાર્યની પશ્ચાત્ તેમના શિષ્યોની મોટી પ્રતિષ્ઠા થવા લાગી.

હવે એમાં વિચારવું જોઈએ કે જે જીવ બ્રહ્મની એકતા અને જગતમિથ્યા એવો શંકરાચાર્યનો નિજ મત હતો તે સારો મત નથી, અને જો જૈનીઓના ખંડન માટે એ મતનો સ્વીકાર કર્યો હોય તો કાંઈક સારું છે. નવીન વેદાન્તીઓનો મત એવો છે કે :-

**પ્રશ્ન** - જગત્ સ્વપ્નવત્, રજ્જુમાં સર્પ, સીપમાં ચાંદી, મૃગતૃષ્ણિકામાં જલ, ગન્ધર્વ નગર, ઈન્દ્રજાલવત્ આ સંસાર જૂઠો છે; એક બ્રહ્મ જ સત્ય છે.

**સિદ્ધાન્તી** - જૂઠા તમે કોને કહો છો ?

**નવીન વેદાન્તી** - જે વસ્તુ ન હોય અને પ્રતીત થાય તેને.

**સિદ્ધાન્તી** - જે વસ્તુ જ નથી તેની પ્રતીતિ કેમ થઈ શકે ?

**નવીન વેદાન્તી** - અધ્યારોપથી.

**સિદ્ધાન્તી** - અધ્યારોપ કોને કહો છો ?

**નવીન વેદાન્તી** - "**वस्तुन्यवस्त्वारोपणमध्यासः ।**" "**अध्यारोपापवादाभ्यां निष्प्रपञ्चं प्रपञ्च्यते ॥**" પદાર્થ કંઈ બીજો હોય અને તેમાં અન્ય વસ્તુનું આરોપણ કરવું તે "અધ્યાસ, અધ્યારોપ" અને એનું નિરાકરણ કરવું 'અપવાદ' કહેવાય છે. એ બેથી પ્રપંચ રહિત બ્રહ્મમાં પ્રપંચરૂપ જગત્ વિસ્તાર કરે છે.

**સિદ્ધાન્તી** - તમે રજ્જુને વસ્તુ અને સર્પને અવસ્તુ માનીને આ ભ્રમજાલમાં પડ્યા છો. શું સર્પ વસ્તુ નથી ? જો કહો કે રજ્જુમાં નથી, તો દેશાન્તરમાં છે અને તેનો સંસ્કારમાત્ર હૃદયમાં છે, તો પછી એ સર્પ પણ અવસ્તુ ન થયો. તેમજ સ્થાણુમાં પુરુષ, સીપમાં ચાંદી આદિની વ્યવસ્થા સમજી લેવી. અને સ્વપ્નમાં પણ જેનું ભાન થાય છે, તે દેશાન્તરમાં છે, અને તેનો સંસ્કાર આત્મામાં પણ છે. એટલા માટે એ સ્વપ્ન પણ વસ્તુમાં અવસ્તુનું આરોપણ જેવું નથી.

**નવીન** - જે કદી નહીં જોયું નહીં સાંભળ્યું, જેમકે પોતાનું શિર કપાયું છે અને પોતે રડે છે, જલની ધારા ઉપર ચાલી જાય છે. જે કદી થયું નથી ને તે જોવામાં આવે છે, તે સત્ય કેમ કરી થઈ શકે ?

**સિદ્ધાન્તી** - એ દૃષ્ટાન્ત પણ તમારા પક્ષને સિદ્ધ કરતું નથી. કેમકે જોયા કે સાંભળ્યા વિના સંસ્કાર થતો નથી, સંસ્કાર વિના સ્મૃતિ અને સ્મૃતિ વિના સાક્ષાત્ અનુભવ નથી થતો. જ્યારે કોઈથી સાંભળ્યું અથવા જોયું કે અમુકનું શિર કપાયું અને તેના ભાઈ કે બાપ આદિને લડાઈમાં પ્રત્યક્ષ રડતા જોયા, ફૂવારાનું જલ ઉપર ચઢતું જોયું કે સાંભળ્યું, તેનો સંસ્કાર તેના આત્મામાં થાય છે. જ્યારે તે જાગ્રતના પદાર્થથી અલગ થઈને જુએ છે, ત્યારે પોતાના આત્મામાં તે જ પદાર્થોને કે જેને જોયા કે સાંભળ્યા હતા, તેને જુએ છે. જ્યારે પોતામાં જ જુએ છે ત્યારે જાણે કે પોતાનું શિર કપાયું, પોતે રડતો અને જલધારાને ઉપર જતી જુએ છે. એ પણ વસ્તુમાં અવસ્તુનાં આરોપણ જેવું નથી, કિન્તુ જેમ નકશો ચીતરનાર પૂર્વ દૃષ્ટ, શ્રુત કે કરેલાને આત્મામાંથી કાઢીને કાગળ ઉપર લખે છે,અથવા પ્રતિબિમ્બના ઉતરાનાર બિમ્બને જોઈ, આત્મામાં તેની આકૃતિને ઉતારી બરાબર લખી દે છે, તેમ એ છે. હા, એટલું તો છે કે ક્યારેક સ્વપ્નમાં સ્મરણયુક્ત પ્રતીતિ થાય છે જેમકે પોતાના અધ્યાપકને જુએ છે. અને ક્યારેક ઘણા કાળે જોવા અને સાંભળવામાં અતીત જ્ઞાનને સાક્ષાત્કાર કરે છે, ત્યારે સ્મરણ નથી રહેતું કે જે મેં તે સમયે જોયું સાંભળ્યું કે કર્યું હતું તેને જ જોઉં છું, સાંભળું છું કે કરું છું. જેમ જાગ્રતમાં સ્મરણ કરે છે, તેમ સ્વપ્નમાં નથી થતું ; જુઓ ! તેથી તમારો અધ્યાસ અને અધ્યારોપનું લક્ષણ ખોટું છે. અને જે વેદાન્તી લોકો વિવર્તવાદ અર્થાત્ રજ્જુમાં સર્પાદિનું ભાન થવાનું દૃષ્ટાન્ત બ્રહ્મમાં જગતનું ભાન થવામાં આપે છે, તે ઠીક નથી.

**નવીન** - અધિષ્ઠાન વિના અધ્યાસ પ્રતીત થતો નથી. તેમ રજ્જુ ન હોય તો સર્પનું ભાન પણ થઈ શકતું નથી. જેમ રજ્જુમાં સર્પ ત્રણ કાલમાં નથી. પરન્તુ અંધકાર અને કાંઈક પ્રકાશના મેળમાં અકસ્માત રજ્જુને જોવાથી સર્પનો ભ્રમ થઈને ભયથી કાંપે છે. જ્યારે તેને દીપાદિથી જુએ છે, તે જ સમયે ભ્રમ અને

ભય નિવૃત્ત થઈ જાય છે. તેમ બ્રહ્મમાં જે જગતની મિથ્યા પ્રતીતિ થઈ છે, તે બ્રહ્મના સાક્ષાત્કાર થવાથી તે જગતની મિથ્યા પ્રતીતિની નિવૃત્તિ અને બ્રહ્મની પ્રતીતિ થઈ જાય છે, જેમકે સર્પની નિવૃત્તિ અને રજ્જુની પ્રતીતિ થાય છે.

**સિદ્ધાન્તી** - બ્રહ્મમાં જગતનું ભાન કોને થયું ? **નવીન** - જીવને.

**સિદ્ધાન્તી** - જીવ ક્યાંથી થયો ? **નવીન** - અજ્ઞાનથી.

**સિદ્ધાન્તી** - અજ્ઞાન ક્યાંથી થયું અને ક્યાં રહે છે ?

**નવીન** - અજ્ઞાન અનાદિ અને બ્રહ્મમાં રહે છે.

**સિદ્ધાન્તી** - બ્રહ્મમાં બ્રહ્મનું અજ્ઞાન થયું કે કોઈ અન્યનું ? અને વળી તે અજ્ઞાન કોને થયું ?

**નવીન** - ચિદાભાસને. **સિદ્ધાન્તી** - ચિદાભાસનું સ્વરૂપ શું છે ?

**નવીન** - બ્રહ્મ. બ્રહ્મને બ્રહ્મનું અજ્ઞાન અર્થાત્ પોતાના સ્વરૂપને પોતે જ ભૂલી જાય છે.

**સિદ્ધાન્તી** - તેના ભૂલવામાં નિમિત્ત શું છે ? **નવીન** - અવિદ્યા.

**સિદ્ધાન્તી** - અવિદ્યા સર્વવ્યાપી, સર્વજ્ઞનો ગુણ છે કે અલ્પજ્ઞનો ? **નવીન** - અલ્પજ્ઞનો.

**સિદ્ધાન્તી** - તો તમારા મતમાં એક અનન્ત, સર્વજ્ઞ, ચેતન સિવાય બીજો કોઈ ચેતન છે કે નહીં ? અને અલ્પજ્ઞ ક્યાંથી આવ્યો ? હા, જો અલ્પજ્ઞ ચેતન બ્રહ્મથી ભિન્ન માનો તો ઠીક છે. જ્યારે એક ઠેકાણે બ્રહ્મને પોતાના સ્વરૂપનું અજ્ઞાન થાય, તો સર્વત્ર અજ્ઞાન પ્રસરી જાય. જેમ શરીરમાં ફોલ્લાની પીડા સર્વ શરીરના અવયવોને નકામા કરી દે છે, એ જ પ્રકારે બ્રહ્મ પણ એક દેશમાં અજ્ઞાની અને ક્લેશયુક્ત થાય, તો સર્વ બ્રહ્મ પણ અજ્ઞાની અને પીડાના અનુભવથી યુક્ત થઈ જાય.

**નવીન** - એ સર્વ ઉપાધિનો ધર્મ છે, બ્રહ્મનો નહીં.

**સિદ્ધાન્તી** - ઉપાધિ જડ છે કે ચેતન ? અને સત્ય છે કે અસત્ય ?

**નવીન** - અનિર્વચનીય છે અર્થાત્ જેને જડ કે ચેતન, સત્ય કે અસત્ય કહી શકતા નથી.

**સિદ્ધાન્તી** - એ તમારું કથન "**વદતો વ્યાઘાતઃ**" જેવું છે, કેમકે કહો છો કે અવિદ્યા છે, જેને જડ, ચેતન, સત્, અસત્ કહી શકતા નથી. આ એવી વાત છે કે જેમ સોનામાં પીતળ મળ્યું હોય, તેને સરાફની પાસે પરીક્ષા કરાવે કે આ સોનું છે કે પિત્તળ ? ત્યારે એમ જ કહેશે કે એને અમે સોનું કે પીતળ કહી શકતા નથી. કિન્તુ એમાં બન્ને ધાતુ મળી છે.

**નવીન** - જુઓ ! જેમ ઘટાકાશ, મઠાકાશ, મેઘાકાશ અને મહદાકાશોપાધિ અર્થાત્ ઘડો, ઘર અને મેઘ હોવાથી ભિન્ન ભિન્ન પ્રતીત થાય છે, વાસ્તવમાં મહદાકાશ જ છે, તેમ માયા, અવિદ્યા, સમષ્ટિ, વ્યષ્ટિ અને અન્તઃકરણોની ઉપાધિઓથી બ્રહ્મ અજ્ઞાનીઓને પૃથક્ પૃથક્ પ્રતીત થઈ રહ્યો છે, વાસ્તવમાં એક જ છે. જુઓ ! અગ્રિમ પ્રમાણમાં શું કહ્યું છે :-

**अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।**
**एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥** - **कठ० ( वल्ली० ५ मं०९ )**

જેમ અગ્નિ લાંબા,પહોળા, ગોળ, નાના, મોટા, સર્વ આકૃતિવાળા **પદાર્થો**માં વ્યાપક થઈને તેના જેવો દેખાય છે, છતાં તેનાથી પૃથક્ છે, તેમ સર્વવ્યાપક પરમાત્મા અન્તઃકરણોમાં **વ્યાપક** થઈને અન્તઃકરણાકાર થઈ રહ્યો છે. પરન્તુ તેનાથી અલગ છે.

**સિદ્ધાન્તી** - એ પણ તમારું કહેવું વ્યર્થ છે. જેમકે ઘટ, મઠ, મેઘ અને આકાશને ભિન્ન માનો છો,

તેમ કારણકાર્યરૂપ જગત્ અને જીવને બ્રહ્મથી અને બ્રહ્મને એમનાથી ભિન્ન માની લો.

**નવીન** - જેમ અગ્નિ સર્વમાં પ્રવિષ્ટ થઈને દેખાવામાં તેના જેવા આકારવાળો દેખાય છે, એ જ પ્રકારે પરમાત્મા જડ અને જીવમાં વ્યાપક થઈને આકારવાળો, અજ્ઞાનીઓને આકારયુક્ત દેખાય છે. વાસ્તવમાં બ્રહ્મ જડ નથી અને જીવ પણ નથી. જેમ હજાર કુંડા જળનાં મૂક્યાં હોય, તેમાં સૂર્યનાં હજાર પ્રતિબિમ્બ દેખાય છે, પણ વસ્તુતઃ સૂર્ય એક જ છે. કુંડા નષ્ટ થવાથી તથા જલના વહેવા અને ફેલાવાથી સૂર્ય નષ્ટ થતો નથી, વહેતો નથી કે ફેલાતો નથી. એ પ્રકારે અન્તઃકરણોમાં બ્રહ્મનો આભાસ, જેને ચિદાભાસ કહે છે, તે પડ્યો છે. જ્યાં સુધી અન્તઃકરણ છે, ત્યાં સુધી જીવ છે. જ્યારે અન્તઃકરણ જ્ઞાનથી નષ્ટ થાય છે, ત્યારે જીવ બ્રહ્મસ્વરૂપ છે. એ ચિદાભાસને પોતાના બ્રહ્મસ્વરૂપનો અજ્ઞાનકર્તા, ભોક્તા, સુખી, દુઃખી, પાપી, પુણ્યાત્મા, જન્મ અને મરણ, પોતાનામાં આરોપિત કરે છે, ત્યાં સુધી સંસારનાં બન્ધનોથી છૂટતો નથી.

**સિદ્ધાન્તી** - તમારું એ દૃષ્ટાન્ત વ્યર્થ છે. કેમકે સૂર્ય આકારવાળો છે અને જળ કુંડા પણ સાકાર છે. સૂર્ય, જળકુંડાથી ભિન્ન અને જળકુંડા સૂર્યથી ભિન્ન છે, ત્યારે જ તો પ્રતિબિમ્બ પડે છે. જો નિરાકાર હોત તો તેનું પ્રતિબિમ્બ કદી ન પડત. તથા જેમ પરમેશ્વર નિરાકાર સર્વત્ર આકાશવત્ વ્યાપક હોવાથી બ્રહ્મ થકી કોઈ પદાર્થ કે પદાર્થો થકી બ્રહ્મ પૃથક્ થઈ શકતો નથી. અને વ્યાપ્ય-વ્યાપક સમ્બન્ધથી એક પણ થઈ શકતો નથી. અર્થાત્ અન્વય-વ્યતિરેકભાવે કરીને જોવાથી વ્યાપ્ય-વ્યાપક મળેલા છતાં સદા પૃથક્ રહે છે. જો એક હોય તો પોતાની અંદર વ્યાપ્ય-વ્યાપકભાવ સમ્બન્ધ કદી ઘટી શકે નહીં. એ બૃહદારણ્યકના અન્તર્યામી બ્રાહ્મણમાં સ્પષ્ટ લખ્યું છે. વળી બ્રહ્મનો આભાસ પણ પડી શકતો નથી કેમકે વિના આકાર આભાસનું થવું અસમ્ભવ છે. જો અન્તઃકરણોપાધિથી બ્રહ્મને જીવ માનો છો, એ તમારી વાત બાળક સમાન છે. કેમકે અન્તઃકરણ ચલાયમાન ખંડખંડ અને બ્રહ્મ અચલ અને અખંડ છે. જો તમે બ્રહ્મ અને જીવને પૃથક્ પૃથક્ ન માનો, તો આનો આપ ઉત્તર આપો કે જ્યાં જ્યાં અન્તઃકરણ ચાલ્યું જશે, ત્યાં ત્યાંના બ્રહ્મને અજ્ઞાની અને જે-જે દેશને તે છોડશે ત્યાં ત્યાંના બ્રહ્મને જ્ઞાની કરી દેશે વા નહીં ? જેમ છત્રી પ્રકાશની અંદર જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં પ્રકાશને આવરણયુક્ત અને જ્યાંથી તે હઠે છે, ત્યાં ત્યાંના પ્રકાશને આવરણયુક્ત અને જ્યાંથી તે હઠે છે ત્યાં ત્યાંના પ્રકાશને આવરણરહિત કરી દે છે. તેમ અન્તઃકરણ બ્રહ્મને ક્ષણ ક્ષણમાં જ્ઞાની-અજ્ઞાની; તથા બદ્ધ અને મુક્ત કરતો જશે. અખંડ બ્રહ્મના એક દેશમાં આવરણનો પ્રભાવ સર્વ દેશમાં થવાથી સર્વત્ર બ્રહ્મ અજ્ઞાની થઈ જશે કેમકે તે ચેતન છે. વળી મથુરામાં જે અન્તઃકરણસ્થ બ્રહ્મે જે વસ્તુ જોઈ તેનું સ્મરણ તેજ અન્તઃકરણસ્થ કરીને કાશીમાં થઈ શકતું નથી. કેમકે :- **"अन्यदृष्टमन्यो न स्मरतीति न्यायात्"** । બીજાએ જોયાનું સ્મરણ બીજાને થતું નથી. જે ચિદાભાસે મથુરામાં જોયું. તે ચિદાભાસ કાશીમાં નથી, કિન્તુ જે મથુરાસ્થ અન્તઃકરણનો પ્રકાશક છે, તે કાશીસ્થ બ્રહ્મ હોતો નથી. જો બ્રહ્મ જ જીવ છે, પૃથક્ નથી તો જીવ સર્વજ્ઞ હોવો જોઈએ. જો બ્રહ્મનું પ્રતિબિમ્બ પૃથક્ છે, તો પ્રત્યભિજ્ઞા અર્થાત્ પૂર્વ દૃષ્ટ, શ્રુતનું જ્ઞાન કોઈને થઈ શકશે નહીં. જો કહો કે બ્રહ્મ એક છે, એથી સ્મરણ થાય છે, તો એક સ્થળે અજ્ઞાન વા દુઃખ હોવાથી સર્વ બ્રહ્મને અજ્ઞાન વા દુઃખ થવું જોઈએ. અને એવાં એવાં દૃષ્ટાન્તોથી નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ બ્રહ્મને તમે અશુદ્ધ, અજ્ઞાની અને બદ્ધ આદિ દોષયુક્ત કરી દીધો છે, અને તે અખંડને ખણ્ડિત કરી દીધો છે!

**નવીન** નિરાકારનો પણ આભાસ હોય છે, જેમકે દર્પણ કે જલ વગેરેમાં આકાશનો આભાસ પડે છે. તે નીલો કોઈ અન્ય પ્રકારે ગમ્ભીર ઊંડો દેખાય છે, તેમ બ્રહ્મનો પણ સર્વ અન્તઃકરણોમાં આભાસ પડે છે.

**સિદ્ધાન્તી** - જ્યારે આકાશમાં રૂપ જ નથી તો તેને આંખથી કોઈ પણ જોઈ શકતું નથી. જે પદાર્થ દેખાતો જ નથી, તે દર્પણ અને જલાદિમાં કેવી રીતે દેખાશે ? ઘેરો કે ઝાંખો દેખાય છે તે સાકાર પદાર્થ દેખાય છે, નિરાકાર નહીં.

**નવીન** - તો પછી જે આ ઉપર નીલો જેવો દેખાય છે તેનું જ દર્પણ અથવા જળમાં ભાન થાય છે; તે શો પદાર્થ છે ?

**સિદ્ધાન્તી** - એ પૃથ્વીથી ઉડીને ગયેલાં જલ, પૃથ્વી અને અગ્નિના ત્રસરેણું છે. જ્યાંથી વર્ષા થાય છે, ત્યાં જલ ન હોય તો વૃષ્ટિ ક્યાંથી થાય ? એ ઉપરથી જે દૂર દૂર તમ્બુના સરખું દેખાય છે તે જલનું ચક્ર છે. જેમ ધૂમસ દૂરથી ઘનાકાર દેખાય છે અને નિકટથી ઝાંખો અને તમ્બુ સરખો પણ દેખાય છે, તેમ આકાશમાં જલ દેખાય છે.

**નવીન** - શું અમારાં રજ્જુ, સર્પ અને સ્વપ્નાદિનાં દૃષ્ટાન્ત મિથ્યા છે ?

**સિદ્ધાન્તી** - નહીં, પણ તમારી સમજ મિથ્યા છે તે અમે પૂર્વે કહી ગયા છીએ. ભલા એ તો કહો કે પ્રથમ અજ્ઞાન કોને થાય છે ? **નવીન** - બ્રહ્મને.

**સિદ્ધાન્તી** - બ્રહ્મ અલ્પજ્ઞ છે વા સર્વજ્ઞ ?

**નવીન** - સર્વજ્ઞ નથી કે અલ્પજ્ઞ પણ નથી. કેમકે સર્વજ્ઞતા અને અલ્પજ્ઞતા ઉપાધિસહિતમાં હોય છે.

**સિદ્ધાન્તી** - ઉપાધિ સહિત કોણ છે ? **નવીન** - બ્રહ્મ.

**સિદ્ધાન્તી** - તો બ્રહ્મ જ સર્વજ્ઞ અને અલ્પજ્ઞ થયો. ત્યારે તમે સર્વજ્ઞ અને અલ્પજ્ઞનો નિષેધ કેમ કર્યો હતો ? જો કહો કે ઉપાધિ કલ્પિત અર્થાત્ મિથ્યા છે, તો કલ્પક અર્થાત્ કલ્પના કરનાર કોણ છે ?

**નવીન** - જીવ બ્રહ્મ છે વા અન્ય ?

**સિદ્ધાન્તી** - અન્ય છે; કેમકે જો જીવ બ્રહ્મસ્વરૂપ છે તો જેણે મિથ્યા કલ્પના કરી,તે બ્રહ્મ જ થઈ શકતો નથી. જેની કલ્પના મિથ્યા છે, તે સાચો ક્યારે હોઈ શકે છે ?

**નવીન** - અમે સત્ય અને અસત્યને જૂઠું માનીએ છીએ અને વાણીથી બોલવું પણ મિથ્યા છે.

**સિદ્ધાન્તી** - જ્યારે તમે જૂઠું કહેનાર અને માનનાર છો, ત્યારે તમે જૂઠા કેમ નહીં ?

**નવીન** - જૂઠું અને સાચું અમારામાં જ કલ્પિત છે અને અમે બેઉના સાક્ષી અધિષ્ઠાન છીએ.

**સિદ્ધાન્તી** - જ્યારે તમે સત્ય અને જૂઠના આધાર થયા, ત્યારે સાહુકાર અને ચોરના જેવા તમે જ થયા. એથી તમે પ્રામાણિક પણ રહ્યા નથી, કેમકે પ્રામાણિક તો તે હોય કે જે સર્વદા સત્ય માને, સત્ય બોલે, સત્ય કરે; જૂઠું ન માને, જૂઠું ન બોલે અને જૂઠું કદાચિત્ ન કરે. જ્યારે તમે તમારી પોતાની વાતને પોતે જ જૂઠી કરો છો, તો તમે ખુદપોતે મિથ્યાવાદી છો.

**નવીન** - અનાદિ માયા, કે જે બ્રહ્મનો આશ્રય અને બ્રહ્મનું જ આવરણ કરે છે, તેને માનો છે કે નહીં ?

**સિદ્ધાન્તી** - નથી માનતા, કેમકે તમે માયાનો અર્થ એવો કરો છો કે જે વસ્તુ ન હોય અને ભાસે છે, તો એ વાત તો તે જ માનશે કે જેની હૃદયની આંખ ફૂટી ગઈ હોય. કારણ કે જે વસ્તુ જ નથી, તેનું ભાસમાન હોવું સર્વથા અસમ્ભવ છે. જેમ વન્ધ્યાના પુત્રનું પ્રતિબિમ્બ કદી થઈ શકતું નથી. અને આ **સન્મૂલાઃ સોમ્યેમાઃ પ્રજાઃ** । ઇત્યાદિ છાન્દોગ્ય ઉપનિષદોનાં વચનોથી વિરુદ્ધ કહો છો ?

**નવીન** - શું તમે વસિષ્ઠ, શંકરાચાર્યાદિ અને નિશ્ચલદાસ પર્યન્ત જે તમારાથી વધારે પણ્ડિત થયા છે, તેમણે લખ્યું છે, તેનુ ખંડન કરો છો ? અમને તો વસિષ્ઠ, શંકરાચાર્ય અને નિશ્ચલદાસ આદિ અધિક (વિદ્વાન) જણાય છે.

**સિદ્ધાન્તી** - તમે વિદ્વાન છો કે અવિદ્વાન્ ?

**નવીન** - અમે પણ કાંઈક વિદ્વાન્ છીએ.

**સિદ્ધાન્તી** - ઠીક, ત્યારે હવે વસિષ્ઠ, શંકરાચાર્ય અને નિશ્ચલદાસના પક્ષનું અમારી સામે સ્થાપન કરો, અમે તેનું ખંડન કરીએ છીએ. જેનો પક્ષ સિદ્ધ થાય તે જ મોટો છે. જો તેમની અને તમારી વાત અખંડનીય હોત તો તમે તેમની યુક્તિઓ લઈને અમારી વાતનું ખંડન કેમ કરી શક્તા નથી ? ખંડન કરો ત્યારે તમારી અને તેમની વાત માનનીય થાય.

અનુમાન છે કે શંકરાચાર્ય આદિએ તો જૈનીઓના મતનું ખંડન કરવા માટે જ આ મતનો સ્વીકાર કર્યો હોય, કેમકે દેશ, કાલને અનુકૂલ પોતાના પક્ષની સિદ્ધિ કરવા માટે ઘણા ખરા સ્વાર્થી વિદ્વાન્ પોતાના આત્માના જ્ઞાનથી વિરુદ્ધ પણ કરી લે છે. તથા જો એ વાતોને અર્થાત્ જીવ ઈશ્વરની એકતા, જગત્, મિથ્યા, આદિ વ્યવહાર સાચા માનતા ન હતા, તો તેમની વાત સાચી હોઈ શકે નહીં. હવે નિશ્ચલદાસનું પાણ્ડિત્ય જુઓ. આ છે :- **जीवो ब्रह्माऽभिन्नश्चेतनत्वात्** । એમણે વૃત્તિપ્રભાકરમાં જીવ બ્રહ્મની એકતાને અર્થે અનુમાન લખ્યું છે કે "ચેતન હોવાથી જીવ બ્રહ્મથી અભિન્ન છે." આ તો બહુ અલ્પ સમજ પુરુષની વાત જેવી વાત છે, કેમકે સાધર્મ્ય માત્રથી એકબીજાની સાથે એકતા થતી નથી કેમકે તેનો વિધર્મ, ભેદક બને છે. જેમ કોઈ કહે છે કે : "**पृथ्वी जलाऽभिन्ना जडत्वात्**" જડ હોવાથી પૃથ્વી જલથી અભિન્ન છે. જેમ એ વાક્ય સંગત કદી થઈ શકતું નથી, તેમ આ નિશ્ચલદાસજીનું પણ લક્ષણ વ્યર્થ છે, કેમકે જો અલ્પ, અલ્પજ્ઞતા અને ભ્રાન્તિમત્વાદિ ધર્મ જીવમાં બ્રહ્મથી, અને સર્વગત સર્વજ્ઞતા અને નિર્ભ્રાન્તિત્વાદિ વૈધર્મ્ય બ્રહ્મમાં જીવથી વિરુદ્ધ છે, એથી બ્રહ્મ અને જીવ ભિન્ન ભિન્ન છે. જેમ ગન્ધવત્ત્વ કઠિનત્વ આદિ ભૂમિનાં ધર્મ, રસવત્વ, દ્રવત્વાદિ જલના ધર્મથી વિરુદ્ધ હોવાને લીધે પૃથ્વી અને જલ એક નથી, તેમ જીવ અને બ્રહ્મનું વૈધર્મ્ય હોવાથી જીવ અને બ્રહ્મ એક કદી ન હતા, છે નહીં અને કદી થશે પણ નહીં.

એટલાથી જ નિશ્ચલદાસાદિને સમજી લો કે તેમનામાં કેટલું પાણ્ડિત્ય હતું, અને જેણે યોગવાસિષ્ઠ બનાવ્યો છે, તે તો કોઈ આધુનિક વેદાન્તી હતો. વાલ્મિકી, વસિષ્ઠ અને રામચન્દ્રનો બનાવેલો કે કહેલો સાંભળેલો નથી. કેમકે તે સર્વે વેદાનુયાયી હતા, તેથી વેદથી વિરુદ્ધ બનાવી શકે નહીં અને કહી તથા સાંભળી શકે પણ નહીં .

**પ્રશ્ન** - વ્યાસજીએ શારીરક સૂત્ર બનાવ્યું છે તેમાં પણ જીવ અને બ્રહ્મની એકતા દેખાય છે. જુઓ :

**सम्पद्याऽऽविर्भावः स्वेन शब्दात् ॥१॥ ब्राह्मेण जैमिनिरूपन्यासादिभ्यः ॥२॥**

**चिति तन्मात्रेण तदात्मकत्वादित्यौडुलोमिः ॥३॥**

**एवमप्युपन्यासात्पूर्वभावादविरोधं बादरायणः ॥४॥**

**अत एव चानन्याधिपतिः ॥५॥** -( वेदान्तदर्शन अ०४, पा०४ सू०१ .५, ६, ७, ९ )

અર્થાત્ જીવ પોતાના સ્વરૂપને પ્રાપ્ત થઈને પ્રગટ થાય છે, કે જે પૂર્વે બ્રહ્મસ્વરૂપ હતો. કેમકે સ્વ શબ્દથી પોતાના બ્રહ્મસ્વરૂપનું ગ્રહણ થાય છે. ।૧। "**अयमात्मा अपहतपाप्मा**" ઈત્યાદિ ઉપન્યાસ ઐશ્વર્ય પ્રાપ્તિ પર્યન્ત હેતુઓએ કરીને બ્રહ્મસ્વરૂપથી જીવ સ્થિત થાય છે, એવો જૈમિનિ આચાર્યનો મત છે. । ૨। ઔડુલોમિ આચાર્ય-તદાત્મકસ્વરૂપ નિરુપણાદિ બૃહદારણ્યકના હેતુરૂપના વચનોથી ચૈતન્યમાત્ર સ્વરૂપથી જીવ મુક્તિમાં સ્થિત રહે છે. । ૩। વ્યાસજી - આ જ પૂર્વોક્ત ઉપન્યાસાદિ ઐશ્વર્ય પ્રાપ્તિરૂપ હેતુઓથી જીવનું બ્રહ્મસ્વરૂપ થવામાં અવિરોધ માને છે. । ૪। યોગી ઐશ્વર્યસહિત પોતાના બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થઈને અન્ય

અધિપતિથી રહિત અર્થાત્ સ્વયં પોતે પોતાના અને સર્વના અધિપતિરૂપ બ્રહ્મસ્વરૂપથી મુક્તિમાં સ્થિત રહે છે. ॥૫।

**ઉત્તર** – એ સૂત્રોના અર્થ એ પ્રકારના નથી, કિન્તુ એના યથાર્થ અર્થ આ છે. સાંભળો જ્યાં સુધી જીવ પોતાના સ્વકીય શુદ્ધસ્વરૂપને પ્રાપ્ત અને સર્વ મલોથી રહિત થઈને પવિત્ર નથી થતો, ત્યાં સુધી યોગથી ઐશ્વર્યને પ્રાપ્ત થઈને પોતાના અન્તર્યામી બ્રહ્મને પ્રાપ્ત થઈ, આનન્દમાં સ્થિત થઈ શકતો નથી. ॥૧॥ એ જ પ્રકારે જ્યારે પાપાદિ રહિત ઐશ્વર્યયુક્ત યોગી થાય છે, ત્યારે બ્રહ્મની સાથે મુક્તિના આનન્દને ભોગવી શકે છે; એવો જૈમિનિ આચાર્યનો મત છે.॥૨॥ જ્યારે અવિદ્યાદિ દોષોથી છૂટીને શુદ્ધ ચૈતન્યમાત્ર સ્વરૂપથી જીવ સ્થિર થાય છે, ત્યારે જ '**तदात्मकत्व**' અર્થાત્ બ્રહ્મસ્વરૂપની સાથે સમ્બન્ધને પ્રાપ્ત થાય છે. । ૩। જ્યારે બ્રહ્મની સાથે ઐશ્વર્ય અને શુદ્ધ વિજ્ઞાનને પ્રાપ્ત થઈ જીવતાં જ જીવન્મુક્ત થાય છે, ત્યારે પોતાના નિર્મલ પૂર્વ સ્વરૂપને પ્રાપ્ત થઈને આનન્દિત થાય છે. એવો વ્યાસમુનિજીનો મત છે ! ૪॥ જ્યારે યોગીનો સત્ય સંકલ્પ થાય છે, ત્યારે સ્વયં પરમેશ્વરને પ્રાપ્ત થઈને મુક્તિસુખને પામે છે, ત્યાં સ્વાધીન, સ્વતન્ત્ર રહે છે. જેમ સંસારમાં એક પ્રધાન; બીજા અપ્રધાન હોય છે તેમ મુક્તિમાં નથી. કિન્તુ સર્વ મુક્ત જીવ એકસરખા રહે છે. ॥૫। જો એમ ન હોય તો :-

**नेतरोऽनुपपत्तेः ॥१॥**
**भेदव्यपदेशाच्च ॥२॥**
**विशेषणभेदव्यपदेशाभ्यां च नेतरौ ॥३॥**
**अस्मिन्नस्य च तद्योगं शास्ति ॥४॥**
**अन्तस्तद्धर्मोपदेशात् ॥५॥**
**भेदव्यपदेशाच्चान्यः ॥६॥**
**गुहां प्रविष्टावात्मानौ हि तद्दर्शनात् ॥७॥**
**अनुपपत्तेस्तु न शारीरः ॥८॥**
**अन्तर्याम्यधिदैवादिषु तद्धर्मव्यपदेशात् ॥९॥**
**शारीरश्चोभयेऽपि हि भेदेनैनमधीयते ॥१०॥**

-व्यासमुनिकृतवेदान्तसूत्राणि ॥

બ્રહ્મથી બીજો જીવ સૃષ્ટિકર્તા નથી, કેમકે આ અલ્પજ્ઞ અલ્પ સામર્થ્યવાળા જીવમાં સૃષ્ટિકર્તૃત્વ ઘટી શકતું નથી, એથી જીવ એ બ્રહ્મ નથી. ।૧। "**रसं ह्येवायं लब्ध्वानन्दी भवति**" આ ઉપનિષદનું વચન છે. જીવ અને બ્રહ્મ ભિન્ન છે, કેમકે એ બન્નેના ભેદ પ્રતિપાદન કર્યા છે, જો એમ ન હોત તો રસ અર્થાત્ આનન્દસ્વરૂપ બ્રહ્મને પ્રાપ્ત થઈને જીવ આનન્દસ્વરૂપ બને છે. આ પ્રાપ્તિ-વિષય બ્રહ્મ અને પ્રાપ્ત થનાર જીવનું નિરૂપણ ઘટી શકતું નથી, એટલા માટે જીવ અને બ્રહ્મ એક નથી. । ૨॥

**दिव्यो ह्यमूर्त्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः ।**
**अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः ॥** -मुण्डकोपनिषदि ( २.१.२ )

દિવ્ય, શુદ્ધ, મૂર્તિમત્ત્વરહિત, સર્વમાં પૂર્ણ, બહાર તેમજ અંદર નિરન્તર વ્યાપક, અજ, જન્મ, મરણ શરીર ધારણાદિ રહિત, શ્વાસ-પ્રશ્વાસ, શરીર અને મનના સમ્બન્ધથી રહિત, પ્રકાશસ્વરૂપ ઇત્યાદિ પરમાત્માના વિશેષણ અને અક્ષર નાશરહિત પ્રકૃતિથી પરે અર્થાત્ સૂક્ષ્મ જીવ, તેનાથી પણ પરમેશ્વર પરે અર્થાત્ બ્રહ્મ સૂક્ષ્મ છે. પ્રકૃતિ અને જીવોથી બ્રહ્મનો ભેદ, પ્રતિપાદનરૂપ હેતુઓએ કરીને પ્રકૃતિ અને જીવોથી બ્રહ્મ ભિન્ન છે. ॥૩॥ એ જ સર્વવ્યાપક બ્રહ્મમાં જીવોનો યોગ વા જીવમાં બ્રહ્મનો યોગ પ્રતિપાદન કરવાથી જીવ અને બ્રહ્મ ભિન્ન છે, કારણ કે યોગ ભિન્ન પદાર્થોનો થયા કરે છે ॥૪॥ એ બ્રહ્મના અન્તર્યામી આદિ ધર્મ કથન કર્યાં છે. અને જીવની અન્દર વ્યાપક હોવાથી વ્યાપ્ય જીવ વ્યાપક બ્રહ્મથી ભિન્ન છે. કેમકે વ્યાપ્ય-વ્યાપક સમ્બન્ધ પણ ભેદમાં સંઘટિત થાય છે. ॥૫॥ જેમ પરમાત્મા જીવથી ભિન્નસ્વરૂપ છે, તેમ ઇન્દ્રિય, અન્તઃકરણ, પૃથ્વી આદિ ભૂત, દિશા, વાયુ, સૂર્યાદિ દિવ્યગુણોના યોગથી અને દેવતાવાચ્ય વિદ્વાનોથી પણ

પરમાત્મા ભિન્ન છે. ।૬।। "**गुहां प्रविष्टौ सुकृतस्य लोके**" ઇત્યાદિ ઉપનિષદોનાં વચનોથી જીવ અને પરમાત્મા ભિન્ન છે. તેમ ઉપનિષદોમાં ઘણાં સ્થળે જણાવ્યું છે. ।૭। "**शरीरे भवः शारीरः**" શરીરધારી જીવ બ્રહ્મ નથી, કેમકે બ્રહ્મના ગુણ, કર્મ, સ્વભાવ જીવમાં ઘટતા નથી. ।।૮।। (**अधिदैव**) સર્વ દિવ્ય મન વગેરે ઇન્દ્રિય આદિ પદાર્થો (**अधिभूत**) પૃથ્વી આદિ ભૂતો, (**अध्यात्म**) સર્વ જીવોમાં પરમાત્મા અન્તર્યામીરૂપે સ્થિત છે, કેમકે તે જ પરમાત્માના વ્યાપકત્વાદિ ધર્મ સર્વત્ર ઉપનિષદોમાં વ્યાખ્યાત છે. ।૯। શરીરધારી જીવ બ્રહ્મ નથી, કેમકે બ્રહ્મથી જીવનો ભેદ સ્વરૂપથી સિદ્ધ છે. ।।૧૦।

ઇત્યાદિ શારીરક સૂત્રોથી પણ સ્વરૂપથી જ બ્રહ્મ અને જીવનો ભેદ સિદ્ધ છે. તેમ વેદાન્તીઓના 'ઉપક્રમ' અને 'ઉપસંહાર' પણ ઘટી શકતા નથી, કેમક 'ઉપક્રમ' અર્થાત્ આરમ્ભ બ્રહ્મથી અને 'ઉપસંહાર' અર્થાત્ પ્રલય પણ બ્રહ્મમાં જ કરે છે. જ્યારે અન્ય કોઈ વસ્તુ નથી માનતો તો ઉત્પત્તિ અને પ્રલય પણ બ્રહ્મના ધર્મ થઈ જાય છે. અને ઉત્પત્તિ વિનાશરહિત બ્રહ્મનું પ્રતિપાદન વેદાદિ સત્યશાસ્ત્રોમાં કર્યું છે. તે નવીન વેદાન્તીઓ પર કોપ કરશે, કેમકે નિર્વિકાર, અપરિણામિ, શુદ્ધ, સનાતન, નિર્ભ્રાન્તત્વાદિ વિશેષણયુક્ત બ્રહ્મમાં વિકાર, ઉત્પત્તિ અને અજ્ઞાનાદિનો સમ્ભવ કોઈ પ્રકારે થઈ શકતો નથી. તથા ઉપસંહાર (પ્રલય) થયા પછી પણ બ્રહ્મ, કારણાત્મક જડ અને જીવ બરાબર બન્યા રહે છે. એટલા માટે ઉપક્રમ અને ઉપસંહારની આ વેદાન્તીઓની કલ્પના પણ જૂઠી છે. એવી બીજી ઘણી જ અશુદ્ધ વાતો છે, કે જે શાસ્ત્ર અને પ્રત્યક્ષાદિ પ્રમાણોથી વિરુદ્ધ છે.

એ પછી કેટલાક જૈનીઓ અને કેટલાક શંકરાચાર્યના અનુયાયી લોકોના ઉપદેશનો સંસ્કાર આર્યાવર્ત્તમાં પ્રસર્યો હતો, અને પરસ્પરમાં ખંડન મંડન પણ ચાલતું હતું. શંકરાચાર્યના ત્રણસો વર્ષો પશ્ચાત્ ઉજ્જૈન નગરીમાં વિક્રમાદિત્ય રાજા કાંઈક પ્રતાપી થયો, જેણે સર્વ રાજાઓની વચ્ચે પ્રવૃત્ત થયેલી લડાઈઓને મટાડી શાન્તિ સ્થાપન કરી. તત્પશ્ચાત્ ભર્તૃહરિ રાજા કાવ્યાદિ શાસ્ત્ર અને અન્યમાં પણ કાંઈ કાંઈ વિદ્વાન્ થયા. તેમ વૈરાગ્યવાન્ થઈ રાજ્યને છોડી દીધું. વિક્રમાદિત્યના પાંચસો વર્ષ પછી રાજા ભોજ થયો, તેમણે થોડુંક વ્યાકરણ અને કાવ્યાલઙ્કારાદિનો એટલો પ્રચાર કર્યો કે જેના રાજ્યમાં કાલિદાસ બકરી ચરાવનાર પણ રઘુવંશ કાવ્યનો કર્તા થયો. રાજા ભોજની પાસે જે કોઈ ઉત્તમ શ્લોક બનાવી લઈ જતો હતો તેને બહુ ધન આપતો હતો, અને તેની પ્રતિષ્ઠા થતી હતી. તેની પછીના રાજાઓ અને શ્રીમાનોએ ભણવું જ છોડી દીધું.

જોકે શંકરાચાર્યની પૂર્વે અને વામમાર્ગીઓ પછી શૈવ વગેરે સમ્પ્રદાયસ્થ મતવાદી પણ થયા હતા, પરન્તુ તેમનું બહુ બળ થયું ન હતું. મહારાજા વિક્રમાદિત્યથી લઈને શૈવોનું બળ વધતું આવ્યું. શૈવોમાં પાશુપતાદિ ઘણી જ શાખાઓ થઈ હતી, જેમ વામમાર્ગીઓમાં દશ મહાવિદ્યાદિની શાખા છે. લોકોએ શંકરાચાર્યને શિવનો અવતાર ઠરાવ્યો. તેમના અનુયાયી સંન્યાસી પણ શૈવ મતમાં પ્રવૃત્ત થઈ ગયા અને વામમાર્ગીઓને પણ મળતા રહ્યા. વામમાર્ગી, દેવી કે જે શિવજીની પત્ની છે, તેના ઉપાસક થયા અને શૈવો મહાદેવના ઉપાસક થયા. એ બન્ને રુદ્રાક્ષ અને ભસ્મ આજ સુધી ધારણ કરે છે. પરન્તુ જેટલા વામમાર્ગી વેદવિરોધી છે, તેટલા શૈવ નથી.

**धिक् धिक् कपालं भस्मरुद्राक्षविहीनम् ।।१।। रुद्राक्षान् कण्ठदेशे दशनपरिमितान्मस्तके विंशती द्वे, षट् षट् कर्णप्रदेशे करयुगलगतान् द्वादशान्द्वादशैव । बाह्वोरिन्दोः कलाभिः पृथगिति गदितमेकमेवं शिखायाम्, वक्षस्यष्टाधिकं यः कलयति शतकं स स्वयं नीलकण्ठः ।।२।।**

ઇત્યાદિ બહુ પ્રકારનાં શ્લોકો એ લોકોએ બનાવ્યા અને કહેવા લાગ્યા કે જેના કપાળમાં ભસ્મ અને

કણ્ઠમાં રુદ્રાક્ષ નથી તેને ધિક્કાર છે. "**तं त्यजेदन्त्यजं यथा**"। તેનો ચાણ્ડાલની જેમ ત્યાગ કરવો જોઈએ. ।૧।। જે કણ્ઠમાં ૩૨, શિરમાં ૪૦, કાનમાં ૬-૬, હાથમાં ૧૨ બાર બાર, ભૂજાઓમાં ૧૬ સોળ સોળ, ૧ શિખામાં અને હૃદયમાં ૧૦૮ રુદ્રાક્ષ ધારણ કરે છે, તે સાક્ષાત્ મહાદેવની સદશ છે. ।.૨। એમ જ શાક્ત પણ માને છે.

પશ્ચાત્ એ વામમાર્ગી અને શૈવોએ સમ્મતિ કરીને ભગ-લિંગનું સ્થાપન કર્યું, જેને જલાધારી અને લિઙ્ગ કહે છે. અને તેની પૂજા કરવા લાગ્યા. તે નિર્લજ્જોને જરા પણ લજ્જા ન આવી ! કે આ પામરપણાનું કામ અમે કેમ કરીએ છીએ. કોઈ કવિએ કહ્યું છે કે "**स्वार्थी दोषं न पश्यति**" । સ્વાર્થી લોક પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવામાં દુષ્ટ કામોને પણ શ્રેષ્ઠ માની દોષને જોતા નથી. એ જ પાષાણાદિ મૂર્તિ અને ભગ-લિંગની પૂજામાં સર્વ ધર્મ, અર્થ, કામ, મોક્ષ આદિની સિદ્ધિઓ માનવા લાગ્યા. જ્યારે રાજા ભોજની પશ્ચાત્ જૈની લોક પોતાના મન્દિરોમાં મૂર્તિસ્થાપન કરવા અને દર્શન, સ્પર્શન માટે આવવા જવા લાગ્યા ત્યારે તો એ પોપના ચેલા પણ જૈનમન્દિરમાં જવા આવવા લાગ્યા, તથા પેલી તરફ પશ્ચિમમાં કેટલાક બીજાઓના મત અને યવન લોક પણ આર્યાવર્ત્તમાં આવવા જવા લાગ્યા. ત્યારે પોપોએ આ શ્લોક બનાવ્યો :-

**न वदेद्यावनीम् भाषाम् प्राणैः कण्ठगतैरपि । हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमन्दिरम् ।।१।।**

ચાહે કેટલુંય દુ:ખ પ્રાપ્ત થાય અને પ્રાણ કણ્ઠગત અર્થાત્ મૃત્યુનો સમય પણ કેમ ન આવ્યો હોય તો પણ યાવની અર્થાત્ મ્લેચ્છભાષા મુખથી ન બોલવી અને ઉન્મત્ત હાથી મારવાને કેમ ન દોડ્યો આવતો હોય અને જૈન મન્દિરમાં જવાથી પ્રાણ બચતો હોય, તો પણ જૈન મન્દિરમાં પ્રવેશ ન કરવો; કિન્તુ જૈનમન્દિરમાં પ્રવેશ કરી બચવાથી હાથીની સામે જઈને મરી જવું એ સારું છે. આવો આવો ઉપદેશ પોતાના ચેલાઓને કરવા લાગ્યા. જ્યારે કોઈ તેમને પ્રમાણ પૂછતું, કે તમારા મતમાં કોઈ માનનીય ગ્રન્થનું પણ પ્રમાણ છે ? ત્યારે કહેતા હતા કે હા છે. ત્યારે જો કોઈ તેમને પૂછતું કે બતાવો ? ત્યારે માર્કણ્ડેય પુરાણાદિનાં વચન ભણતા અને સંભળાવતાં હતા. જેવું કે દુર્ગાપાઠમાં દેવીનું વર્ણન લખ્યું છે.

રાજા ભોજના રાજ્યમાં વ્યાસજીના નામથી માર્કણ્ડેય અને શિવપુરાણ કોઈએ બનાવી ઉભા કર્યાં હતાં. તેના સમાચાર રાજા ભોજને વિદિત થવાથી તેણે તે પણ્ડિતોને હસ્તછેદનાદિ દણ્ડ દીધો અને તેમને કહ્યું કે જો કોઈ કાવ્યાદિ ગ્રન્થ બનાવે તો પોતાના નામથી બનાવે, ઋષિમુનિઓના નામથી નહીં. એ વાત રાજા ભોજના બનાવેલા "સંજીવની" નામક ઇતિહાસમાં લખી છે. જે ગ્વાલિયરના રાજ્ય "ભિણ્ડ" નામે નગરના તિવાડી બ્રાહ્મણોના ઘરમાં છે. જેને લખુનાના રાવસાહેબ અને તેમના ગુમાસ્તા રામદયાલ ચોબેજીએ પોતાની આંખોથી જોયો છે. તેમાં સ્પષ્ટ લખ્યું છે કે વ્યાસજીએ ચાર હજાર ચારસો અને તેમનાં શિષ્યોએ પાંચ હજાર છસો શ્લોકયુક્ત અર્થાત્ બધા દશ હજાર શ્લોકો જેટલું ભારત બનાવ્યું હતું. તે મહારાજા વિક્રમાદિત્યના સમયમાં વીસ હજારનું થયું. મહારાજ ભોજ કહે છે કે મારા પિતાજીના સમયમાં પચીસ અને હાલ મારી અર્ધી ઉંમરમાં ત્રીસ હજાર શ્લોકયુક્ત મહાભારતનું પુસ્તક મળે છે. જો એમ જ વધારો થતો ચાલ્યો તો મહાભારતનું પુસ્તક એક ઊંટનો બોજો થઈ જશે, અને ઋષિમુનિઓનાં નામથી પુરાણાદિ ગ્રન્થ બનાવશે તો આર્યાવર્તીય લોક ભ્રમજાળમાં પડીને, વૈદિકધર્મવિહીન થઈને ભ્રષ્ટ થઈ જશે. એથી વિદિત થાય છે કે રાજા ભોજને થોડો થોડો વેદોનો સંસ્કાર હતો. એમના ભોજપ્રબન્ધમાં લખ્યું છે કે :-

**घट्यैकया क्रोशदशैकमश्वः सुकृत्रिमो गच्छति चारुगत्या ।**
**वायुं ददाति व्यजनं सुपुष्कलं विना मनुष्येण चलत्यजस्त्रम् ।।१।।**

રાજા ભોજના રાજ્યમાં અને તેની પાસે એવા એવા શિલ્પી લોકો હતા કે જેમણે ઘોડાના આકારવાળું એક યાન યન્ત્રકલાયુક્ત બનાવ્યું હતું. કે જે એક કાચી ઘડીમાં અગિયાર ગાઉ અને એક કલાકમાં સાડી સત્તાવીશ ગાઉ જતું હતું. તે ભૂમિ અને અન્તરિક્ષમાં પણ ચાલતું હતું. બીજો એક એવો પંખો બનાવ્યો હતો કે મનુષ્યના ચલાવ્યા વિના કલાયન્ત્રના બલથી નિત્ય ચાલતો હતો અને પુષ્કળ પવન આપતો હતો. જો એ બન્ને પદાર્થો આજ સુધી બન્યા રહ્યા હોત, તો યુરોપિયનો આટલા અભિમાનમાં ચડી જતે નહીં.

જ્યારે પોપજી પોતાના ચેલાઓને, જૈનીઓથી રોકવા લાગ્યા તો પણ મન્દિરોમાં જવાથી રોકી શકતા નહીં, અને જૈનીઓની કથામાં પણ લોકો જવા લાગ્યા. જૈનીઓના પોપ આ પુરાણીઓના પોપોના ચેલાઓને બહેકાવવા લાગ્યા, ત્યારે પુરાણીઓએ વિચાર્યું કે એનો ઉપાય કરવો જોઈએ, નહીં તો આપણા ચેલાઓ જૈની થઈ જશે. પશ્ચાત્ પોપોએ એ જ સમ્મતિ કરી કે જૈનીઓની માફક આપણે પણ અવતાર, મન્દિર, મૂર્તિ અને કથાના પુસ્તકો બનાવીએ ! પછી એ લોકોએ જૈનીઓના ચોવીસ તીર્થંકરોની પેઠે ચોવીસ અવતાર, મન્દિર અને મૂર્તિઓ બનાવી અને જેમ જૈનીઓના આદિ અને ઉત્તર પુરાણાદિ છે, તેવાં અઢાર પુરાણ બનાવવા લાગ્યા !

રાજા ભોજના દોઢસો વર્ષની પશ્ચાત્ વૈષ્ણવ મતનો આરમ્ભ થયો. એ મત એક શઠકોપ નામે કંજરવર્ણમાં ઉત્પન્ન થયો હતો, તેનાથી થોડોક ચાલ્યો. તેના પછી મુનિવાહન ભંગીકુલોત્પન્ન અને ત્રીજા યાવનાચાર્ય યવન કુલોત્પન્ન આચાર્ય થયા, તત્પશ્ચાત્ બ્રાહ્મણકુલજ ચોથા રામાનુજ થયા; તેમણે પોતાનો મત ફેલાવ્યો. શૈવોએ શિવપુરાણાદિ, શાક્તોએ દેવીભાગવતાદિ, વૈષ્ણવોએ વિષ્ણુપુરાણાદિ બનાવ્યાં. તેમાં પોતાનાં નામો એટલા માટે નથી મૂક્યાં કે તેઓ જાણતા હતા કે અમારા નામથી બનશે તો કોઈ પ્રમાણ કરશે નહીં. એટલા માટે વ્યાસાદિ ઋષિમુનિઓનાં નામ મૂકીને પુરાણો બનાવ્યાં. નામ પણ એના વાસ્તવમાં નવીન રાખવાં જોઈતાં હતાં, પરન્તુ જેમ કોઈ દરિદ્ર પોતાના બેટાનું નામ મહારાજાધિરાજ અને આધુનિક પદાર્થનું નામ સનાતન રાખી લે, તો તેમાં શું આશ્ચર્ય ? હવે એમના આપસના જેવા ઝઘડા છે, તેવા જ પુરાણોમાં પણ વર્ણવેલા છે.

જુઓ ! દેવીભાગવતમાં "શ્રી" નામની દેવી-સ્ત્રી, કે જે શ્રીપુરની સ્વામિની લખી છે, તેણીએ સઘળા જગતને બનાવ્યું અને બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવને પણ તેણે રચ્યા. તે દેવીની ઈચ્છા થઈ, ત્યારે તેણે પોતાના હાથ ઘસ્યા, તેથી હાથમાં એક ફોલ્લો પડ્યો; તેમાંથી બ્રહ્માની ઉત્પત્તિ થઈ. તેને દેવીએ કહ્યું કે "તું મારી સાથે વિવાહ કર" બ્રહ્માએ કહ્યું "તું મારી માતા છે," હું તારી સાથે વિવાહ કરી શકું નહીં. એવું સાંભળીને માતાને ક્રોધ ચઢ્યો અને તે છોકરાને ભસ્મ કરી દીધો. અને પાછા હાથ ઘસીને તે જ પ્રકારે બીજો છોકરો ઉત્પન્ન કર્યો. તેનું નામ વિષ્ણુ રાખ્યું. તેને પણ તે જ પ્રકારે કહ્યું. પણ તેણે પણ માન્યું નહીં. ત્યારે તેને પણ ભસ્મ કરી દીધો. વળી, ફરી એ જ પ્રકારે ત્રીજા છોકરાને ઉત્પન્ન કર્યો. તેનું નામ મહાદેવ રાખ્યું. અને તેને કહ્યું કે "તું મારી સાથે વિવાહ કર." મહાદેવ બોલ્યો કે, "હું તારી સાથે વિવાહ નથી કરી શકતો, તું બીજું સ્ત્રીનું શરીર ધારણ કરો." દેવીએ તેમ જ કર્યું. ત્યારે મહાદેવ બોલ્યા કે, "આ બે ઠેકાણે રાખ સરખું શું પડ્યું છે?" દેવીએ કહ્યું કે, "એ બન્ને તારા ભાઈ છે, એમણે મારી આજ્ઞા ન માની તે માટે મેં તેમને ભસ્મ કરી દીધા છે." મહાદેવે કહ્યું કે, "હું એકલો શું કરીશ ? એમને જીવતા કરી દો અને બીજી બે સ્ત્રી ઉત્પન્ન કર, ત્રણેનો વિવાહ ત્રણે સાથે થશે." દેવીએ એમ જ કર્યું. પછી ત્રણેના ત્રણેની સાથે વિવાહ થયા ! વાહ રે વાહ ! માતા સાથે વિવાહ ન કર્યા અને બહેન સાથે કરી લીધા. શું આને ઉચિત સમજવું જોઈએ ?

પશ્ચાત્ ઈન્દ્રાદિને ઉત્પન્ન કર્યા. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર અને ઈન્દ્ર એમને પાલખીના ઉઠાવનાર ભોઈ બનાવ્યા, ઈત્યાદિ લાંબા-ચોડા મન માન્યાં ગપોડાં લખ્યાં છે.

કોઈ એમને પૂછે કે એ દેવીનું શરીર અને શ્રીપુરનો બનાવનાર તથા દેવીના માતા-પિતા કોણ હતા ? જો કહો કે દેવી અનાદિ છે, તો જે સંયોગજન્ય વસ્તુ છે તે અનાદિ કદી થઈ શકતી નથી. જો માતા પુત્રના વિવાહ કરવામાં ડરે, તો ભાઈ-બહેનના વિવાહમાં એવી કઈ સારી વાત નીકળી છે ? જેવી આ દેવીભાગવતમાં મહાદેવ, વિષ્ણુ અને બ્રહ્માદિની ક્ષુદ્રતા અને દેવીની શ્રેષ્ઠતા લખી છે, એ જ પ્રકારે શિવપુરાણમાં દેવી આદિની બહુ જ ક્ષુદ્રતા લખી છે. અર્થાત્ એ સર્વ મહાદેવના દાસ અને મહાદેવ સર્વનો ઈશ્વર છે. જો રુદ્રાક્ષ અર્થાત્ એક વૃક્ષના ફલની ગોટલી અને રાખ ધારણ કરવાથી મુક્તિ માને છે તો રાખમાં લોટનારા ગધેડા આદિ પશુ અને ચણોઠી આદિના ધારણ કરનાર ભીલ કંજરાદિ મુક્તિ કેમ ન પામે ? અને ભૂંડ, કુતરાં, ગધેડાં આદિ પશુ જે રાખમાં આળોટનાર છે તેમની મુક્તિ કેમ નથી થતી ?

**પ્રશ્ન** - કાલાગ્નિરુદ્રોપનિષદમાં ભસ્મ લગાડવાનું વિધાન લખ્યું છે. તે શું જૂઠું છે ? અને "**त्र्यायुषं जमदग्नेः**" યજુર્વેદ વચન, ઈત્યાદિ વેદમન્ત્રોથી પણ ભસ્મધારણનું વિધાન છે અને પુરાણોમાં રુદ્રની આંખનાં અશ્રુપાતથી જે વૃક્ષ થયું તેનું નામ રુદ્રાક્ષ છે. એથી એને ધારણ કરવામાં પુણ્ય લખ્યું છે. એક રુદ્રાક્ષ પણ ધારણ કરે તો સર્વ પાપોથી છૂટીને સ્વર્ગે જાય, યમરાજ અને નરકનો ડર રહે નહીં.

**ઉત્તર** - કાલાગ્નિરુદ્રોપનિષદ્ કોઈ 'રાખોડિયા' ભાઈએ એટલે કે રાખ ધારણ કરનારે બનાવ્યું છે. કેમકે "**यास्य प्रथमा रेखा सा भूर्लोकः ।**" ઈત્યાદિ વચન તેમાં અનર્થક છે. જે પ્રતિદિન હાથથી બનાવેલી રેખા છે, તે ભૂલોક વા એની વાચક કેમ થઈ શકે છે ? અને જે "**त्र्यायुषं जमदग्नेः**" ઈત્યાદિ મન્ત્ર છે તે ભસ્મ કે ત્રિપુંડ ધારણના વાચક નથી, કિન્તુ "**चक्षुर्वै जमदग्निः**" -**शतपथ** । હે પરમેશ્વર ! મારાં નેત્રની જ્યોતિ (**त्र्यायुषम्**) ત્રણ ગણી અર્થાત્ ત્રણસો વર્ષ પર્યન્ત રહે અને હું પણ એવાં ધર્મનાં કામ કરું કે જેથી દૃષ્ટિ નાશ ન થાય.

એ કેટલી મોટી મૂર્ખતાની વાત છે કે આંખના અશ્રુપાતથી પણ વૃક્ષ ઉત્પન્ન થઈ શકે છે ! શું પરમેશ્વરના સૃષ્ટિક્રમને કોઈ અન્યથા કરી શકે છે ? જેવાં જે વૃક્ષનાં બીજ પરમાત્માએ રચ્યાં છે તે બીજથી જ તે વૃક્ષ ઉત્પન્ન થઈ શકે છે, અન્યથા નહીં. એથી, જેટલા રુદ્રાક્ષ, ભસ્મ, તુલસી, કમલાક્ષ, ઘાસ અને ચન્દન વગેરે કણ્ઠમાં ધારણ કરવામાં આવે છે, એ સર્વ જંગલી પશુવત્ મનુષ્યનાં કામ છે. આમ વામમાર્ગી અને શૈવો બહુ જ મિથ્યાચારી, વિરોધી અને કર્તવ્યકર્મના ત્યાગી હોય છે. તેમાં જે કોઈ શ્રેષ્ઠ પુરુષ છે તે આ વાતોનો વિશ્વાસ ન કરી સારાં કર્મ કરે છે. જો રુદ્રાક્ષ, ભસ્મ ધારણથી યમરાજના દૂત ડરે છે તો પછી પોલીસના સિપાઈ પણ ડરતા હશે ! પણ જ્યારે રુદ્રાક્ષ ભસ્મ ધારણ કરનારાઓથી કૂતરાં, સિંહ, સર્પ, વીંછી, માખી અને મચ્છર આદિ પણ ડરતાં નથી, તો ન્યાયાધીશના ગણ કેમ ડરશે ?

પ્રશ્ન - વામમાર્ગી અને શૈવ તો સારા નથી પરન્તુ વૈષ્ણવ તો સારા છે ?

**ઉત્તર** - એ પણ વેદવિરોધી હોવાથી તેમનાથી પણ અધિક ખરાબ છે.

પ્રશ્ન - "**नमस्ते रुद्र मन्यवे**" । "**वैष्णवमसि**" । "**वामनाय च**" । "**गणानान्त्वा गणपति हवामहे**" । "**भगवती भूयाः**" । "**सूर्य आत्मा जगतस्तस्थुषश्च**" । ઈત્યાદિ વેદ પ્રમાણોથી શૈવાદિ મત સિદ્ધ થાય છે, તો પછી કેમ ખંડન કરો છો ?

ઉત્તર - એ વચનોથી શૈવાદિ સમ્પ્રદાય સિદ્ધ થતા નથી, કેમકે "रुद्र" તો પરમેશ્વર, પ્રાણાદિ વાયુ, જીવ અને અગ્નિ આદિનું નામ છે. જે ક્રોધકર્તા રુદ્ર અર્થાત્ દુષ્ટોને રડાવનાર પરમાત્માને નમસ્કાર કરવા, પ્રાણ અને જઠરાગ્નિને અન્ન દેવું ( **नम इति अन्ननाम । निघण्टु० २. ७** ) જે મંગલકારી, સર્વ સંસારનું અત્યન્ત કલ્યાણ કરનાર છે તે પરમાત્માને નમસ્કાર કરવા જોઈએ. "**शिवस्य परमेश्वरस्यायं भक्तः शैवः ।**" "**विष्णोः परमात्मानोऽयं भक्तो वैष्णवः ।**" "**गणपतेः सकलजगत्स्वामिनोऽयं, सेवको गाणपतः ।**" "**भगवत्या वाण्या अयं सेवको भागवतः ।**" "**सूर्य्यस्य चराऽचरात्मनोऽयं सेवकः सौरः ॥**" આ સર્વ રુદ્ર, શિવ, વિષ્ણુ, ગણપતિ અને સૂર્યાદિ એ પરમેશ્વરના અને ભગવતી એ સત્યભાષણયુક્ત વાણીનું નામ છે. એમાં વિના સમજે આવો ઝઘડો મચાવ્યો છે. જેમ કે :-

એક કોઈ વૈરાગીના બે ચેલા હતા. તે પ્રતિદિન ગુરુના પગ દાબાવ્યા કરતા હતા. એકે જમણા અને બીજાએ ડાબા પગની સેવા કરવી વહેંચી લીધી હતી. એક દિવસ એવું બન્યું કે એક ચેલો બજારમાં કંઈ ખરીદવા ગયો અને બીજો પોતાના સેવ્ય પગની સેવા કરી રહ્યો હતો. એટલામાં ગુરુજીએ પાસું બદલ્યું, તો તેના પોતાના સેવ્ય પગ પર બીજા ગુરુભાઈનો સેવ્ય પગ પડ્યો. તેણે ડંડો લઈ તે પગ પર ઘડ દઈને માર્યો ! ગુરુએ કહ્યું, 'અરે દુષ્ટ ! તેં આ શું કર્યું ?' ચેલો બોલ્યો, 'મારા સેવ્ય પગ ઉપર, આ પગ કેમ આવી ચઢ્યો?' એટલામાં બીજો ચેલો જે બજારમાં ગયો હતો, તે આવી પહોંચ્યો. તે પણ પોતાના સેવ્ય પગની સેવા કરવા બેઠો પણ જોયું તો પગ સૂજી ગયો હતો. તે ચેલો બોલ્યો, 'ગુરુજી ! આ મારા સેવ્ય પગમાં શું થયું ?' ગુરુએ સર્વ વૃતાન્ત સંભળાવ્યો. વળી તે પણ મૂર્ખ ! એટલે ન બોલ્યો ન ચાલ્યો અને ચુપચાપ ડંડો ઉપાડીને ઘણા બળથી ગુરુના બીજા પગમાં માર્યો. એટલે ગુરુએ ઉંચા સ્વરે બૂમ પાડી ત્યારે બન્ને ચેલા ડંડા લઈને મંડ્યા, અને ગુરુના પગને પીટવા લાગ્યા. ત્યારે તો બહુ કોલાહલ મચ્યો અને લોકો તે સાંભળીને આવ્યા, અને કહેવા લાગ્યે કે સાધુજી શું થયું ? તેમાંથી કોઈ બુદ્ધિમાન પુરુષે સાધુજીને છોડાવીને પછી પેલા મૂર્ખ ચેલાઓને ઉપદેશ કર્યો કે જુઓ ! એ બન્ને પગ તમારા ગુરુના છે. એ બન્નેની સેવા કરવાથી એમને સુખ પહોંચે છે, અને દુઃખ દેવાથી એમને જ દુઃખ થાય છે.

જેમ એક ગુરુની સેવામાં આ ચેલાઓએ લીલા કરી તે જ પ્રકારે જે એક અખંડ, સચ્ચિદાનન્દ, અનન્તસ્વરૂપ પરમાત્માના વિષ્ણુ, રુદ્રાદિ અનેક નામ છે, એ નામોના અર્થ જેવા કે પ્રથમ સમુલ્લાસમાં પ્રકાશિત કરી આવ્યા છીએ તેનો સત્યાર્થ ન જાણીને શૈવ, શાક્ત, વૈષ્ણવાદિ સમ્પ્રદાયી લોકો પરસ્પર એકબીજાના નામની નિન્દા કરે છે. પણ મન્દમતિ જરા પણ પોતાની બુદ્ધિ ચલાવીને વિચારતા નથી કે આ સર્વ વિષ્ણુ, રુદ્ર, શિવ આદિ નામ એક અદ્વિતીય, સર્વનિયન્તા, સર્વાન્તર્યામી જગદીશ્વરનાં છે અને તે પરમાત્મા અનેક ગુણ,કર્મ, સ્વભાવયુક્ત હોવાથી તેનાં તે વાચક છે. આવા લોકો પર શું ઈશ્વરી કોપ નહીં થતો હોય ? હવે જુઓ ! ચક્રાંકિત વૈષ્ણવોની અદ્દ્ભુત માયા :-

**तापः पुण्ड्रं तथा नाम माला मन्त्रस्तथैव च । अमी हि पञ्च संस्काराः परमैकान्तहेतवः ॥१॥**
**अतप्ततनूर्न तदामो अश्नुते । इति श्रुतेः ॥**

અર્થાત્ ( **तापः** ) શંખ, ચક્ર, ગદા અને પદ્મના ચિહ્નોને અગ્નિમાં તપાવીને ભુજાનાં મૂલમાં દામ દઈને પછી તેને દુગ્ધયુક્ત પાત્રમાં બુઝાવે છે અને કોઈ તે દૂધ પી પણ જાય છે. હવે જુઓ ! કે પ્રત્યક્ષ જ મનુષ્યના માંસનો પણ સ્વાદ તેમાં આવતો હશે. એવાં એવાં કર્મોથી પરમેશ્વરને પ્રાપ્ત થવાની આશા કરે છે અને કહે છે કે શંખ, ચક્રાદિથી શરીર તપાવ્યા વિના જીવ પરમેશ્વરને પ્રાપ્ત નથી થતો, કેમકે તે ( **आमः** ) અર્થાત્ કાચો છે.

અને જેમ રાજ્યના સીલ પટો આદિ ચિહ્નો - હોવાથી રાજપુરુષ જાણી તેનાથી સર્વ લોક ડરે છે, તેમ વિષ્ણુના શંખ, ચક્રાદિ આયુધોનાં ચિહ્ન જોઈને યમરાજ અને તેના ગણ ડરે છે. અને કહે છે કે :-

*दोहा* - **बाना बडा दयाल का, तिलक छाप और माल ।**
**यम डरपै कालू कहे, भय माने भूपाल ॥१॥**

અર્થાત્ ભગવાનનાં ચિહ્ન જે તિલક, છાપ અને માળા એ ધારણ કરવાં તે ઉત્તમ છે, જેનાથી યમરાજ અને રાજા પણ ડરે છે. (**पुण्ड्रम्**) ત્રિશૂલના જેવું લલાટમાં ચિત્ર કઢાડવું (**नाम**) નારાયણદાસ, વિષ્ણુદાસ, અર્થાત્ દાસ શબ્દાન્ત નામ રાખવાં (**माला**) કમલગટ્ટાની રાખવી, અને પાંચમું ચિહ્ન (**मन्त्र**) જેમકે :-

**ओं नमो नारायणाय ॥१॥**

આ એમણે સાધારણ મનુષ્યોને માટે મન્ત્ર બનાવી રાખ્યો છે, તથા :-

**श्रीमन्नारायणचरणं शरणं प्रपद्ये ॥१॥ श्रीमते नारायणाय नमः ॥२॥**
**श्रीमते रामानुजाय नमः ॥३॥**

ઈત્યાદિ મન્ત્ર ધનાઢ્ય અને માનનીયોને માટે બનાવી રાખ્યા છે. જુઓ, આ પણ એક દુકાન ઠરી ! જેવું મુખ તેવું તિલક ! એ પાંચ સંસ્કારોને ચક્રાંકિત લોકો મુક્તિના હેતુ માને છે. હવે એ મન્ત્રોના અર્થ :- હું નારાયણને નમસ્કાર કરું છું ।૧। તથા હું લક્ષ્મીયુક્ત નારાયણના ચરણારવિન્દના શરણને પ્રાપ્ત થાઉં છું. ।૧। શ્રીયુક્ત નારાયણને નમસ્કાર કરું છું અર્થાત્ જે શોભાયુક્ત નારાયણ છે, તેને મારા નમસ્કાર છે. ।।૨। (અને શ્રીયુત રામાનુજને મારા નમસ્કાર થાઓ ।।૩।।)

જેમ વામમાર્ગીઓ પાંચ મકાર માને છે, તેમ ચક્રાંકિતો પાંચ સંસ્કાર માને છે અને પોતાના શંખ, ચક્રથી ડામ દેવાને માટે વેદમન્ત્રનું પ્રમાણ રાખ્યું છે. તેનો આ પ્રકારે પાઠ અને અર્થ છે.

**पवित्रं ते विततं ब्रह्मणस्पते प्रभुर्गात्राणि पर्येषि विश्वतः ।**
**अतप्ततनूर्न तदामो अश्नुते शृतास इद्वहन्तस्तत्समाशत ॥१॥**
**तपोष्पवित्रं विततं दिवस्पदे ॥२॥** - ऋ० मं० ९. सू० ८३. मं० १-२ ॥

હે બ્રહ્માણ્ડ અને વેદોના પાલન કરનારા પ્રભુ, સર્વસામર્થ્યયુક્ત સર્વશક્તિમાન ! આપે પોતાની વ્યાપ્તિથી સંસારના સર્વ અવયવોને વ્યાપ્ત કરી રાખ્યા છે, તે આપનું જ વ્યાપક પવિત્ર સ્વરૂપ છે, તેને બ્રહ્મચર્ય, સત્યભાષણ, શમ, દમ, યોગાભ્યાસ, જિતેન્દ્રિય, સત્સંગાદિ તપશ્ચર્યાથી રહિત જે અપરિપક્વ આત્મા અન્તઃકરણયુક્ત છે, તે તે તારા સ્વરૂપને પ્રાપ્ત થતો નથી અને જે પૂર્વોક્ત તપથી શુદ્ધ છે, તેઓ જ એ તપનું આચરણ કરતા-કરતા તારા શુદ્ધ સ્વરૂપને સારી રીતે પ્રાપ્ત થાય છે. ।૧।।

જે પ્રકાશસ્વરૂપ પરમેશ્વરની સૃષ્ટિમાં વિસ્તૃત પવિત્રાચરણરૂપ તપ કરે છે, તેઓ જ પરમાત્માને પ્રાપ્ત કરવામાં યોગ્ય બને છે. ।૨।।

હવે વિચાર કરો કે રામાનુજ આદિ લોકો આ મન્ત્રથી "ચક્રાંકિત" થવું, કેમ કરી સિદ્ધ કરે છે ? વારુ, કહો કે તે વિદ્વાન્ હતા કે અવિદ્વાન ? જો કહો કે વિદ્વાન હતા તો આવા અસમ્ભવિત અર્થ એ મન્ત્રના કેમ કરે છે ? કેમકે આ મન્ત્રમાં "**अतप्ततनूः** " શબ્દ છે, કિન્તુ "**अतप्तभुजैकदेशः**" નહીં, પુનઃ "**अतप्ततनूः**" એ નખશિખાપર્યન્ત સમુદાય અર્થક છે. એ પ્રમાણે કરીને અગ્નિથી તપાવવું ચક્રાંકિત લોક સ્વીકાર કરે છે તો પોતપોતાના શરીરને ભાડભુજાની ભાડમાં નાખીને સર્વ શરીરને બાળે, તો પણ આ મન્ત્રના અર્થથી

વિરુદ્ધ છે, કેમકે એ મન્ત્રમાં સત્યભાષણાદિ પવિત્ર કર્મ કરવું એને તપ સ્વીકાર્યું છે.

**ऋतं तपः सत्यं तपो दमस्तपः स्वाध्यायस्तपः ॥ -तैत्तिरीय० (प्र० १. अ० ८)**

ઇત્યાદિ તપ કહેવાય છે. અર્થાત્ (**ऋतं तपः**) યથાર્થ શુદ્ધભાવ, સત્ય માનવું, સત્ય બોલવું, સત્ય કરવું, મનને અધર્મમાં ન જવા દેવું, બાહ્યેન્દ્રિયોને અન્યાયાચરણોમાં જવાથી રોકવી અર્થાત્ શરીર, ઇન્દ્રિય અને મનથી શુભ કર્મોનાં આચરણ કરવાં, વેદાદિ સત્ય વિદ્યાઓ ભણવી-ભણાવવી, વેદાનુસાર આચરણ કરવું, આદિ ઉત્તમ ધર્મયુક્ત કર્મોનું નામ તપ છે. ધાતુને તપાવીને ચામડી બાળવી, એ તપ નથી કહેવાતું.

જુઓ ! ચક્રાંકિત લોકો પોતાને મોટા વૈષ્ણવ માને છે, પરન્તુ પોતાની પરમ્પરા અને કુકર્મો તરફ ધ્યાન નથી આપતા, કે પ્રથમ તેનો મૂળ પુરુષ "શઠકોપ" થયો કે જે ચક્રાંકિતના જ ગ્રન્થો અને ભક્તમાલ ગ્રન્થ કે જે નાભા ડૂમે બનાવ્યો છે, તેમાં લખ્યું છે કે :- **विक्रीय शूर्पं विचचार योगी** ॥ ઇત્યાદિ વચનો ચક્રાંકિતોના ગ્રન્થોમાં લખ્યાં છે. શઠકોપ યોગી સૂપડાં બનાવી, વેચી, વિચરતો હતો અર્થાત્ કંજર જાતિમાં ઉત્પન્ન થયો હતો. જ્યારે તેણે બ્રાહ્મણોથી ભણવા કે સાંભળવાનું ઇચ્છ્યું હશે, ત્યારે બ્રાહ્મણોએ તિરસ્કાર કર્યો હશે. તેથી એણે બ્રાહ્મણો વિરુદ્ધ સમ્પ્રદાય તિલક, ચક્રાંકિત આદિ શાસ્ત્રવિરુદ્ધ મનમાની વાતો ચલાવી હશે. એનો ચેલો "મુનિવાહન" જે ચાણ્ડાલ વર્ણમાં ઉત્પન્ન થયો હતો. એનો ચેલો "યાવનાચાર્ય" કે જે યવનકુલોત્પન્ન હતો, જેનું નામ બદલીને કોઈ કોઈ તેને "યામુનાચાર્ય" પણ કહે છે. તેની પશ્ચાત્ "રામાનુજ" જે બ્રાહ્મણ કુલોત્પન્ન હતો, તે ચક્રાંકિત થયો. તેની પૂર્વે ભાષાના ગ્રન્થો બનાવેલા હતા. રામામુજે થોડુંક સંસ્કૃત ભણીને સંસ્કૃતમાં શ્લોકબદ્ધ ગ્રન્થ, શારીરક સૂત્ર અને ઉપનિષદોની ટીકા શંકરાચાર્યની ટીકાથી વિરુદ્ધ બનાવી અને શંકરાચાર્યની ઘણી જ નિન્દા કરી.

જેવો શંકરાચાર્યનો મત છે કે અદ્વૈત અર્થાત્ જીવ બ્રહ્મ એક જ છે, અન્ય કોઈ વસ્તુ વાસ્તવિક નથી. જગત્ પ્રપંચ, સર્વ મિથ્યા માયારૂપ અનિત્ય છે. એથી વિરુદ્ધ રામાનુજનો મત છે કે જીવ બ્રહ્મ અને માયા ત્રણેય નિત્ય છે. અહીં શંકરાચાર્યના મત પ્રમાણે બ્રહ્મથી અતિરિક્ત જીવ અને કારણ વસ્તુનું ન માનવું બરાબર નથી. અને રામાનુજનું એટલા અંશમાં જ કે વિશિષ્ટાદ્વૈત અર્થાત્ જીવ અને માયા સહિત પરમેશ્વર એક છે, એ ત્રણનું માનવું અને અદ્વૈત કહેવું સર્વથા વ્યર્થ છે. એ પ્રમાણે સર્વથા ઈશ્વરને આધીન પરતન્ત્ર જીવને માનવો, કણ્ઠી, તિલક, માળા, મૂર્તિપૂજનાદિ પાખંડમત ચલાવવો, આદિ અનર્થ વાતો ચક્રાંકિત આદિમાં છે. જેવા ચક્રાંકિત આદિ વેદવિરોધી છે, તેવા શંકરાચાર્યના મતના નથી !

પ્રશ્ન - મૂર્તિપૂજા ક્યાંથી ચાલી ? ઉત્તર - જૈનીઓથી.

પ્રશ્ન - જૈનીઓએ ક્યાંથી ચલાવી ? ઉત્તર - પોતાની મૂર્ખતાથી.

પ્રશ્ન - જૈનીઓ કહે છે કે શાન્ત ધ્યાનાવસ્થિત બેઠેલી મૂર્તિ જોઈને પોતાના જીવનું પણ શુભ પરિણામ તેવું જ થાય છે.

ઉત્તર - જીવ ચેતન અને મૂર્તિ જડ, તો શું મૂર્તિની જેમ જીવ પણ જડ થઈ જશે ? એ મૂર્તિપૂજા કેવળ પાખંડ મત છે, જૈનીઓએ ચલાવી છે એટલા માટે એનું ખંડન ૧૨મા સમુલ્લાસમાં કરીશું.

પ્રશ્ન - (વૈષ્ણવ) શાક્તાદિઓએ મૂર્તિઓમાં જૈનીઓનું અનુકરણ નથી કર્યું. કેમકે જૈનીઓની મૂર્તિઓની સદૃશ વૈષ્ણવ વગેરેની મૂર્તિઓ નથી.

ઉત્તર - હા, એ ઠીક છે. જો જૈનીઓ જેવી બનાવત તો તે જૈનમતમાં મળી જાત. તેથી જૈનીઓની મૂર્તિઓથી વિરુદ્ધ બનાવી ! કેમકે જૈનીઓનો વિરોધ કરવો, એ એમનું કામ અને એમનો વિરોધ કરવો એ

તેમનું મુખ્ય કામ હતું. જેમ જૈનીઓએ મૂર્તિઓ નગ્ન, ધ્યાનાવસ્થિત અને વિરક્ત મનુષ્યની સમાન બનાવી છે, તેમ તેમનાથી વિરુદ્ધ વૈષ્ણવ વગેરેએ યથેષ્ટ શૃંગારિત સ્ત્રીસહિત રંગરાગ ભોગવિષયાસક્તિસહિતાકાર ઊભી અને બેઠી એવી બનાવી છે. જૈન લોકો ઘણાખરા શંખ, ઘંટા, ઘડિયાલાદિ વાજાં નથી વગાડતા અને આ લોકો (વૈષ્ણવો) ખૂબ કોલાહલ કરે છે. ત્યારે તો આવી લીલા રચાવાથી વૈષ્ણવ વગેરે સમ્પ્રદાયી પોપોના ચેલા જૈનીઓની જાળથી બચીને એમની લીલામાં આવી ફસ્યા અને વ્યાસાદિ મહર્ષિઓના નામથી મનમાન્યા અસમ્ભવ ગાથાયુક્ત ગ્રન્થો બનાવ્યા. તેમનું નામ "પુરાણ" રાખીને કથા પણ સંભળાવવા લાગ્યા. પછી એવી એવી વિચિત્ર માયા રચવા લાગ્યા કે પાષાણની મૂર્તિઓ બનાવીને ગુપ્ત કહી પહાડ કે જંગલમાં મૂકી આવ્યા, કે ભૂમિમાં દાટી દીધી. પશ્ચાત્ પોતાના ચેલામાં પ્રસિદ્ધ કર્યું કે મને રાત્રિના સ્વપ્નમાં મહાદેવ, પાર્વતી, રાધા, કૃષ્ણ, સીતા, રામ વા લક્ષ્મી નારાયણ અને ભૈરવ, હનુમાન આદિએ કહ્યું કે અમે અમુક અમુક સ્થળે છીએ, અમને ત્યાંથી લાવીને મન્દિરમાં સ્થાપન કરો અને તું જ અમારો પૂજારી થા, તો અમે મનોવાંછિત ફલ દઈએ.

જ્યારે આંખના આંધળા અને ગાંઠના પૂરા લોકોએ પોપજીની લીલા સાંભળી ત્યારે તે સાચી જ માની લીધી. અને તેમને પૂછ્યું કે એવી તે મૂર્તિ ક્યાં છે ? ત્યારે તો પોપજી બોલ્યા કે અમુક પહાડ વા જંગલમાં છે, ચાલો મારી સાથે હું દેખાડી દઉં. ત્યારે તો તે આંધળાઓ પેલા ધૂર્તની સાથે જઈને ત્યાં પહોંચીને જોયું તો આશ્ચર્ય ચકિત થઈ પેલા પોપને પગે પડીને કહ્યું કે આપના ઉપર એ દેવતાની મોટી કૃપા છે. હવે આપ એને લઈને ચાલો, અને અમે મન્દિર બનાવી આપીશું, તેમાં એ દેવની સ્થાપના કરીને આપ જ પૂજા કરો. અને અમે પણ એ પ્રતાપી દેવતાનાં દર્શન-સ્પર્શન કરીને મનોવાંછિત ફળ પામીશું. આ પ્રકારે જ્યારે એકે લીલા રચી, ત્યારે તો તેનું જોઈને સર્વ પોપ લોકોએ પોતાની જીવિકાર્થે છલ કપટથી મૂર્તિઓ સ્થાપન કરી.

પ્રશ્ન - પરમેશ્વર નિરાકાર છે, તે ધ્યાનમાં નથી આવી શકતો એટલા માટે મૂર્તિ અવશ્ય હોવી જોઈએ. ભલા, કાંઈ પણ ન કરે, તે કરતાં મૂર્તિની સન્મુખ જઈને હાથ જોડી, પરમેશ્વરનું સ્મરણ કરે છે અને નામ લે છે, તેમાં શી હાનિ છે ?

**ઉત્તર** - જ્યારે પરમેશ્વર નિરાકાર, સર્વવ્યાપક છે ત્યારે તેની મૂર્તિ જ નથી બની શકતી અને જો મૂર્તિના દર્શનમાત્રથી જ પરમેશ્વરનું સ્મરણ થાય તો, પરમેશ્વરના બનાવેલા પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ આદિ અનેક પદાર્થ, જેમાં ઈશ્વરે અદ્ભૂત રચના કરેલી છે તો શું એવી રચનાયુક્ત પૃથ્વી, પહાડ આદિ પરમેશ્વર રચિત જે મહામૂર્તિઓ કે જે પહાડ આદિ છે અને જેમાંથી મનુષ્યકૃત નાની મૂર્તિઓ બને છે, તે જોઈને પરમેશ્વરનું સ્મરણ નથી થઈ શકતું ? તમે કહો છો કે મૂર્તિને જોવાથી પરમેશ્વરનું સ્મરણ થાય છે, એ તમારું કથન સર્વથા મિથ્યા છે. અને જ્યારે એ મૂર્તિ સામે નહીં હોય, ત્યારે પરમેશ્વરનું સ્મરણ ન થવાથી મનુષ્ય એકાન્ત જાણીને ચોરી જારી આદિ કુકર્મ કરવામાં પ્રવૃત્ત પણ થઈ શકે છે. કેમકે તે જાણે છે કે આ સમયે અહીં મને કોઈ દેખતું નથી. તેથી તે અનર્થ કર્યા વિના ચૂકતો નથી. ઈત્યાદિ અનેક દોષો પાષાણાદિ મૂર્તિપૂજા કરવાથી સિદ્ધ થાય છે.

હવે જુઓ ! પાષાણાદિ મૂર્તિઓને ન માની જે મનુષ્ય સર્વદા, સર્વવ્યાપક, અન્તર્યામી, ન્યાયકારી, પરમાત્માને સર્વત્ર જાણે છે તથા માને છે, તે સર્વત્ર સર્વદા પરમેશ્વરને સર્વનાં સારાં ખોટાં કર્મોનો દ્રષ્ટા જાણી, એક ક્ષણ માત્ર પણ પરમાત્માથી પોતાને પૃથક્ ન જાણીને કુકર્મ કરવું તો ક્યાંય રહ્યું, કિન્તુ મનમાં કુચેષ્ટા પણ નથી કરી શકતો. કેમકે તે જાણે છે કે જો હું મન, વચન અને કર્મથી પણ કાંઈ પાપનું કામ કરીશ

તો આ અન્તર્યામીના ન્યાયના દણ્ડ પામ્યા વિના કદાપિ બચીશ નહીં. અને તેમના નામસ્મરણ માત્રથી કાંઈ પણ ફલ નથી થતું, જેમકે સાકર સાકર કરવાથી મોં મીઠું અને લીમડો લીમડો કહેવાથી કડવું નથી થતું. જીભથી ચાખવાથી જ મીઠું કે કડવું જાણવામાં આવે છે.

**પ્રશ્ન** - શું નામ લેવું સર્વથા મિથ્યા છે ? સર્વત્ર પુરાણોમાં નામસ્મરણનું તો મોટું મહાત્મ્ય લખ્યું છે.

**ઉત્તર** - નામ લેવાની તમારી રીતિ ઉત્તમ નથી, જે પ્રકારે તમે નામસ્મરણ કરો છો તે રીતિ જૂઠી છે.

**પ્રશ્ન** - અમારી કેવી રીતિ છે ? **ઉત્તર** - વેદવિરુદ્ધ.

**પ્રશ્ન** - ભલે ત્યારે, હવે અમને વેદોક્ત નામસ્મરણની રીતિ બતાવો.

**ઉત્તર** - નામસ્મરણ આ પ્રકારે કરવું જોઈએ, જેમકે "ન્યાયકારી" ઈશ્વરનું એક નામ છે. એ નામથી જે એનો અર્થ છે, કે જેમ પક્ષપાત રહિત રહીને પરમાત્મા સર્વનો યથાવત્ ન્યાય કરે છે, તેમ મનુષ્યે તેને ગ્રહણ કરીને ન્યાયયુક્ત વ્યવહાર સર્વદા કરવો અને અન્યાય કદી ન કરવો. એ પ્રકારે એક નામથી પણ મનુષ્યનું કલ્યાણ થઈ શકે છે.

**પ્રશ્ન** - અમે પણ જાણીએ છીએ કે પરમેશ્વર નિરાકાર છે, પરન્તુ તેણે શિવ, વિષ્ણુ, ગણેશ, સૂર્ય અને દેવી આદિનું શરીર ધારણ કરીને રામ-કૃષ્ણાદિ અવતાર લીધા. તેથી તેમની મૂર્તિ બને છે. શું એ વાત પણ જૂઠી છે ?

**ઉત્તર** - હા, હા, જૂઠી. કેમકે "**अज एकपात्**, "**अकायम्**" ઈત્યાદિ વિશેષણોથી પરમેશ્વરને જન્મ-મરણ અને શરીરધારણરહિત વેદોમાં વર્ણવ્યો છે. તથા યુક્તિથી પણ પરમેશ્વરનો અવતાર કદી નથી થઈ શકતો.કેમકે જે આકાશવત્ સર્વત્ર વ્યાપક, અનન્ત અને સુખ, દુઃખ, દશ્યાદિ ગુણરહિત છે, તે એક નાનાં સરખાં વીર્ય, ગર્ભાશય અને શરીરમાં કેમ કરી આવી શકે ? જે એકદેશીય હોય તે આવતો જતો હોઈ શકે અને જે અચલ, અદશ્ય, જેના વિના એક પરમાણુ પણ ખાલી નથી, તેનો અવતાર કહેવો જાણે વન્ધ્યા-વાંઝણીના પુત્રનો વિવાહ કરીને તેના પૌત્રનું દર્શન કરવાની વાત કહેવા જેવું છે !!

**પ્રશ્ન** - જ્યારે પરમેશ્વર વ્યાપક છે, ત્યારે તો મૂર્તિમાં પણ છે. તો પછી ગમે તે કોઈ પણ પદાર્થની ભાવના કરીને પૂજા કરવી એ સારું કેમ નહીં ? જુઓ :-

**न काष्ठे विद्यते देवो न पाषाणे न मृण्मये । भावे हि विद्यते देवस्तस्माद्भावो हि कारणम् ॥१॥**

પરમેશ્વર દેવ, કાષ્ઠ, પાષાણ કે મૃત્તિકાના બનાવેલા પદાર્થોમાં નથી, કિન્તુ તે તો માત્ર ભાવમાં વિદ્યમાન છે. જ્યાં ભાવ કરે ત્યાં જ પરમેશ્વર સિદ્ધ થાય છે ?

**ઉત્તર** - જ્યારે પરમેશ્વર સર્વત્ર વ્યાપક છે, તો કોઈ એક જ વસ્તુમાં પરમેશ્વરની ભાવના કરવી અને અન્યત્ર ન કરવી, એ તો એવી વાત છે કે જેમ ચક્રવર્તી રાજાને સઘળી રાજ્યસત્તાથી છોડાવીને એક નાની સરખી ઝુંપડીનો સ્વામી માનવો. જુઓ ! એ કેટલું મોટું અપમાન છે ? તેમ તમે પરમેશ્વરનું પણ અપમાન કરો છો. જ્યારે વ્યાપક માનો છો, ત્યારે વાટિકામાંથી પુષ્પ, પત્ર તોડીને કેમ ચઢાવો છો ? ચન્દન ઘસીને કેમ લગાડો છો ? ધુપને કેમ બાળો છો ? ઘંટા, ઘડિયાલ, ઝાંઝ અને પખાજને લાકડીથી કૂટવું પીટવું કેમ કરો છો ? તમારા હાથમાં છે, તો હાથ કેમ જોડો છો ? શિરમાં છે તો કેમ શિર નમાવો છો ? અન્ન-જલાદિમાં છે, તો પછી કેમ નૈવેદ્ય ધરો છો ? જલમાં છે તો સ્નાન કેમ કરાવો છો ? કેમ કે તે સર્વ પદાર્થમાં પરમાત્મા તો વ્યાપક છે.

અને તમે વ્યાપકની પૂજા કરો છો કે વ્યાપ્યની ? જો વ્યાપકની કરતા હો તો પાષાણ, લાકડું વગેરે ઉપર ચન્દન પુષ્પાદિ કેમ ચઢાવો છો ? અને જો વ્યાપ્યની કરો છો તો અમે પરમેશ્વરની પૂજા કરીએ છીએ એવું જૂઠું શા માટે બોલો છો ? અમે પાષાણાદિના પૂજારી છીએ, એમ સત્ય શા માટે નથી બોલતા ?

હવે કહો "ભાવ" સત્ય છે કે અસત્ય ? જો કહો સત્ય છે તો તમારા ભાવને આધીન થઈને પરમેશ્વર બદ્ધ થઈ જશે, અને તમે મૃત્તિકામાં સુવર્ણ, ચાંદી વગેરે, પાષાણમાં હીરા પન્નાદિ, સમુદ્ર ફેનમાં મોતી, જલમાં ઘૃત, દુગ્ધ, દહીં આદિ અને ધૂળમાં મેંદો-સાકર આદિની ભાવના કરીને તેમને તેવા કેમ બનાવતા નથી ? તમે લોકો દુઃખની ભાવના કદી કરતા નથી, છતાં તે કેમ થાય છે ? અને સુખની ભાવના સદૈવ કરો છો, તે કેમ પ્રાપ્ત નથી થતું ? આંધળો પુરુષ નેત્રની ભાવના કરીને દેખતો કેમ થતો નથી ? મરવાની ભાવના નથી કરતાં, છતાં કેમ મરી જાઓ છો ? એટલા માટે તમારી ભાવના સાચી નથી. કેમકે જે વસ્તુ જેવી હોય, તેને તેવી જ માનવી તેનું નામ ભાવના કહેવાય છે. જેમ અગ્નિમાં અગ્નિ, જલમાં જલ જાણવું એ ભાવના છે. અને જલમાં અગ્નિ, અને અગ્નિમાં જલ સમજવું તે અભાવના છે. કેમકે જે જેવું છે, તેને તેવું જ જાણવું એ જ્ઞાન અને અન્યથા જાણવું એ અજ્ઞાન છે. એટલા માટે તમે અભાવનાને ભાવના અને ભાવનાને અભાવના કહો છો, એ ઠીક નથી.

**પ્રશ્ન** - અરે ભાઈ ! જ્યાં સુધી વેદમન્ત્રોથી આવાહન નથી કરતા, ત્યાં સુધી દેવતા આવતા નથી અને આવાહન કરવાથી ઝટ આવે છે. અને વિસર્જન કરવાથી ઝટ ચાલ્યા જાય છે.

**ઉત્તર** - જો મન્ત્રોને ભણીને આવાહન કરવાથી દેવતા આવી પહોંચે છે, તો મૂર્તિ ચેતન કેમ નથી થઈ જતી ? અને વિસર્જન કરવાથી તે ચાલી કેમ નથી જતી ? અને તે ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે ?

સાંભળો ભાઈ ! પૂર્ણ પરમાત્મા નથી આવતો અને નથી જતો. જો તમે મન્ત્રબળથી પરમેશ્વરને બોલાવો છો, તો તે જ મન્ત્રો વડે પોતાના મરેલા પુત્રના શરીરમાં તેના જીવને કેમ નથી બોલાવી લેતા ? અને શત્રુના શરીરમાં જીવાત્માનું વિસર્જન કરીને કેમ તેને નથી મારી શકતા ?

સાંભળો ભાઈ ! ભોળા ભાલા લોકો ! એ પોપજી તો તમને ઠગીને પોતાનું પ્રયોજન સિદ્ધ કરે છે. વેદોમાં પાષાણાદિ મૂર્તિપૂજા અને પરમેશ્વરનું આવાહન વિસર્જન કરવાનો એક અક્ષર પણ નથી.

**પ્રશ્ન** - **प्राणा इहागच्छन्तु सुखं चिरं तिष्ठन्तु स्वाहा ।**
**आत्मेहागच्छतु सुखं चिरं तिष्ठन्तु स्वाहा ।**
**इन्द्रियाणीहागच्छन्तु सुखं चिरं तिष्ठन्तु स्वाहा ॥**

ઈત્યાદિ વેદમન્ત્રો છે. શા માટે કહો છો કે નથી ?

**ઉત્તર** - અરે ભાઈ ! બુદ્ધિને થોડીક તો પોતાના કામમાં લાવો ! એ સર્વ કપોલકલ્પિત વામમાર્ગીઓના વેદવિરુદ્ધ તન્ત્ર ગ્રન્થોની પોપરચિત પંક્તિઓ છે. વેદવચન નથી.

**પ્રશ્ન** - શું તન્ત્ર જૂઠાં છે ?

**ઉત્તર** - હા, સર્વથા જૂઠાં છે. જેમ આવાહન, પ્રાણપ્રતિષ્ઠાદિ, પાષાણાદિ મૂર્તિવિષયક વેદોમાં એક મન્ત્ર પણ નથી, તેમ "**स्नानं समर्पयामि**" ઈત્યાદિ વચન પણ નથી, અર્થાત્ એટલું પણ નથી કે "**पाषाणादिमूर्तिं रचयित्वा मन्दिरेषु संस्थाप्य गन्धादिभिरर्चयेत् ।**" અર્થાત્ પાષાણની મૂર્તિ બનાવીને મન્દિરોમાં સ્થાપન કરવી, ચન્દન અક્ષતાદિથી પૂજવી, એવું લેશમાત્ર પણ વેદમાં નથી.

**પ્રશ્ન** - જો વેદોમાં વિધિ નથી તો ખંડન પણ નથી. અને જો ખંડન છે તો "**प्राप्तौ सत्यां निषेधः**"

મૂર્તિનું અસ્તિત્વ હોવાથી જ ખંડન સંગત થઈ શકે છે.

**ઉત્તર** - વિધિ તો નથી, પરન્તુ પરમેશ્વરના સ્થાનમાં કોઈ અન્ય પદાર્થને પૂજનીય ન માનવાનું વિધાન અને (મૂર્તિનો), સર્વથા નિષેધ કર્યો છે. શું અપૂર્વવિધિ નથી હોતો ? સાંભળો આ છે :-

**अन्धन्तमः प्र विशन्ति येऽसम्भूतिमुपासते ।**
**ततो भूयऽ इव ते तमो यऽ उ सम्भूत्या ँ रताः ॥१॥** यजुः० अ० ४. मं० ९ ॥
**न तस्य प्रतिमाऽ अस्ति ॥२॥** यजुः० अ० ३२. मं०३ ॥

**यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते । तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥१॥**
**यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् । तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥२॥**
**यच्चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यन्ति । तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥३॥**
**यच्छ्रोत्रेण न शृणोति येन श्रोत्रमिदं श्रुतम् । तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥४॥**
**यत्प्राणेन न प्राणिति येन प्राणः प्रणीयते । तदैव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥५॥** -केनोपनि॥

જે અસમ્ભૂતિ અર્થાત્ અનુત્પન્ન અનાદિ પ્રકૃતિ-કારણની બ્રહ્મના સ્થાનમાં ઉપાસના કરે છે તે અન્ધકાર અર્થાત્ અજ્ઞાન અને દુઃખસાગરમાં ડૂબે છે. અને સમ્ભૂતિ અર્થાત્ જે કારણથી ઉત્પન્ન થયેલા કાર્યરૂપ પૃથ્વી આદિ ભૂત, પાષાણ અને વૃક્ષાદિ અવયવ અને મનુષ્યાદિના શરીરની ઉપાસના બ્રહ્મના સ્થાનમાં કરે છે, તેને અન્ધકારથી પણ અધિક અન્ધકાર અર્થાત્ ચિરકાલ ઘોર દુઃખરૂપ નરકમાં પડીને તે મહામૂર્ખ મહાકલેશ ભોગવે છે. ।૧।।

જે સર્વ જગતમાં વ્યાપક છે, તે નિરાકાર પરમાત્માની પ્રતિમા, પરિમાણ, સાદશ્ય કે મૂર્તિ નથી. ।।૨।

જે વાણીની "ઇદન્તા" અર્થાત્ વાણીમાં નથી આવતો અર્થાત્ આ જલ છે, લો; એવો વિષય નથી અને જેના ધારણથી અને સત્તાથી વાણીની પ્રવૃત્તિ થાય છે, તેને જ બ્રહ્મ જાણ અને તેની ઉપસાના કર; અને જે તેનાથી ભિન્ન છે તે ઉપાસનીય નથી. ।૧। જે મનથી "'ઇયત્તા' કરીને મનમાં નથી આવતો, જે મનને જાણે છે, તે બ્રહ્મને તું જાણ અને તેની જ ઉપાસના કર. જે તેનાથી ભિન્ન જીવ અને અન્તઃકરણ છે, તેની ઉપાસના બ્રહ્મને સ્થાને કરીશ નહીં. ।।૨।। જે આંખથી દેખાતો નથી, અને જેના આધારે સર્વ આંખો દેખી શકે છે, તેને તું બ્રહ્મ જાણ, અને તેની જ ઉપાસના કર; અને જે તેનાથી ભિન્ન સૂર્ય, વિદ્યુત અને અગ્નિ આદિ જડ પદાર્થ છે તેની ઉપાસના કરીશ નહીં. ।।૩।। જે શ્રોત્રથી સાંભળવામાં આવતો નથી પણ જેને આધારે શ્રોત્ર સાંભળે છે, તેને તું બ્રહ્મ જાણ અને તેની ઉપાસના કર; અને તેનાથી ભિન્ન શબ્દાદિની ઉપાસના તેને સ્થાને કરીશ નહીં. ।।૪। જે પ્રાણોથી ચલાયમાન થતો નથી પણ જેના આધારે પ્રાણ ગમનને પ્રાપ્ત થાય છે, તે બ્રહ્મને તું જાણ અને તેની ઉપાસના કર; જે તેનાથી ભિન્ન આ વાયુ છે, તેની ઉપાસના કરીશ નહીં. ।।૫।।

ઇત્યાદિ ઘણો નિષેધ છે. નિષેધ પ્રાપ્ત અને અપ્રાપ્તનો પણ થાય છે. જેમ કોઈ કહીં બેઠો હોય તેને ત્યાંથી ઉઠાડી મૂકવો; એ "પ્રાપ્ત" નો તથા જેમ કે, "હે પુત્ર ! તું ચોરી કદી કરતો નહીં, કુવામાં પડતો નહીં, દુષ્ટોની સંગત કરતો નહીં, વિદ્યાહીન રહેતો નહીં" ઇત્યાદિ અપ્રાપ્તનો નિષેધ થાય છે. તેમ મનુષ્યોના જ્ઞાનમાં અપ્રાપ્તનો અને પરમેશ્વરના જ્ઞાનમાં પ્રાપ્તનો નિષેધ કર્યો છે, એટલા માટે પાષાણાદિ મૂર્તિપૂજા અત્યન્ત નિષિદ્ધ છે.

**પ્રશ્ન** - મૂર્તિપૂજામાં પુણ્ય નથી તો પાપ પણ નથી.

**ઉત્તર** - કર્મ બે પ્રકારનાં થાય છે :- એક વિહિત - જે કર્તવ્યતાથી વેદમાં સત્યભાષણાદિ પ્રતિપાદિત છે. બીજું નિષેધ - જે અકર્તવ્યતાથી મિથ્યાભાષણાદિ વેદમાં નિષિદ્ધ છે. જેમ વિહિતનું અનુષ્ઠાન કરવું તે ધર્મ અને તેનું ન કરવું એ અધર્મ છે, તેમ જ નિષિદ્ધ કર્મનું કરવું અધર્મ અને ન કરવું એ ધર્મ છે. જ્યારે વેદોથી નિષિદ્ધ મૂર્તિપૂજાદિ કર્મોને તમે કરો છો, તો પાપી કેમ નહીં ?

**પ્રશ્ન** - જુઓ ! વેદ અનાદિ છે. તે સમયે મૂર્તિનું શું કામ હતું ? કેમકે પ્રથમ તો દેવતા પ્રત્યક્ષ હતા. આ રીતિ તો પાછળથી તન્ત્ર અને પુરાણોથી ચાલી છે. જ્યારે મનુષ્યનું જ્ઞાન અને સામર્થ્ય ન્યૂન થઈ ગયા, ત્યારે પરમેશ્વરને ધ્યાનમાં લાવી શક્યા નહીં, અને મૂર્તિનું ધ્યાન તો કરી શકે છે. એ કારણથી અજ્ઞાનીઓને માટે મૂર્તિપૂજા છે. કેમકે પગથિયે પગથિયે ચઢીએ, તો ધાબા પર પહોંચી જવાય. પહેલું પગથિયું છોડીને ઉપર જવા કોઈ ચાહે, તો તે જઈ શકતો નથી. એટલા માટે મૂર્તિ પ્રથમ પગથિયું છે. એને પૂજતાં પૂજતાં જ્યારે જ્ઞાન થશે અને અન્તઃકરણ પવિત્ર થશે, ત્યારે પરમાત્માનું ધ્યાન કરી શકશે. જેમ લક્ષ્યને મારનાર પ્રથમ સ્થૂલ લક્ષ્યમાં તીર, ગોળી કે ગોળા આદિ મારતાં મારતાં પશ્ચાત્ સૂક્ષ્મમાં પણ નિશાન મારી શકે છે, તેમ સ્થૂલ મૂર્તિની પૂજા કરતાં કરતાં પુનઃસૂક્ષ્મ બ્રહ્મને પણ પ્રાપ્ત થાય છે. જેમ બાળાઓ ઢિંગલીઓની રમત ત્યાં સુધી રમે છે, કે જ્યાં સુધી સાચા પતિને પ્રાપ્ત થતી નથી. ઇત્યાદિ પ્રકારથી મૂર્તિપૂજા કરવી એ દુષ્ટ કામ નથી.

**ઉત્તર** - જ્યારે વેદવિહિત આચરણમાં ધર્મ અને વેદવિરુદ્ધ આચરણમાં અધર્મ છે, તો પછી તમારા કહેવાથી પણ મૂર્તિપૂજા કરવી એ અધર્મ ઠર્યો. જે જે ગ્રન્થ વેદથી વિરુદ્ધ છે, તેનું તેનું પ્રમાણ કરવું એ જાણો નાસ્તિક થવું છે. સાંભળોઃ-

**नास्तिको वेदनिन्दकः** ॥१॥ ( मनु० अ०२.११ ॥)

**या वेदबाह्याः स्मृतयो याश्च काश्च कुदृष्टयः ।**

**सर्वास्ता निष्फलाः प्रेत्य तमोनिष्ठा हि ताः स्मृताः** ॥२॥

**उत्पद्यन्ते च्यवन्ते च यान्यतोऽन्यानि कानिचित् ।**

**तान्यर्वाक्कालिकतया निष्फलान्यनृतानि च** ॥३॥ -मनु० अ० १२ ( १५.१६ ) ॥

મનુજી કહે છે કે જે વેદોની નિન્દા અર્થાત્ અપમાન, ત્યાગ અને તેથી વિરુદ્ધાચરણ કરે છે, તે નાસ્તિક કહેવાય છે. ॥૧॥ જે ગ્રન્થ વેદબાહ્ય કુત્સિત પુરુષોના બનાવેલા, સંસારને દુઃખસાગરમાં ડુબાડનારા છે, તે સર્વ નિષ્ફળ, અસત્ય, અન્ધકારરૂપ, આ લોક અને પરલોકમાં દુઃખદાયક છે. ॥૨॥ જે આ વેદોથી વિરુદ્ધ ગ્રન્થ ઉત્પન્ન થાય છે, તે આધુનિક હોવાથી શીઘ્ર નષ્ટ થઈ જાય છે. તે ગ્રન્થોનું માનવું એ નિષ્ફળ અને જૂઠું છે. ॥૩॥

આ પ્રકારે બ્રહ્માથી લઈને જૈમિનિ મહર્ષિ પર્યન્તનો મત છે કે વેદવિરુદ્ધ ન માનવું કિન્તુ વેદાનુકુલ જે હોય તેનું જ આચરણ કરવું, તે ધર્મ છે. કેમકે વેદ સત્યાર્થનો પ્રતિપાદક છે, એથી વિરુદ્ધ જેટલાં તન્ત્ર અને પુરાણ છે, તે વેદવિરુદ્ધ હોવાથી જૂઠાં છે. અને જે વેદથી વિરુદ્ધ પુસ્તક છે, તેમાં કહેલી મૂર્તિપૂજા પણ અધર્મરૂપ છે. મનુષ્યનું જ્ઞાન જડની પૂજાથી વધી શકતું નથી, કિન્તુ જે કાંઈ જ્ઞાન છે તે પણ નષ્ટ થઈ જાય છે. એટલા માટે જ્ઞાનીઓની સેવા, સંગથી જ્ઞાન વધે છે; પાષાણાદિથી નહીં. શું પાષાણાદિ મૂર્તિપૂજાથી પરમેશ્વરને ધ્યાનમાં કદી લાવી શકો છો ? નહીં, નહીં, મૂર્તિપૂજા એ સીડી નથી કિન્તુ તે એક મોટી ખાઈ છે, જેમાં પડીને લોકો એવા તો ગરક થઈ જાય છે કે પુનઃ તે ખાઈમાંથી તેઓ નીકળી શકતા

નથી; કિન્તુ તેમાં જ મરી જાય છે. હા, નાના ધાર્મિક વિદ્વાનોથી લઈને પરમ વિદ્વાન યોગીઓના સંગથી સદ્વિદ્યા અને સત્યભાષણાદિ એ પરમેશ્વરની પ્રાપ્તિની સીડીઓ છે. જેમ ઉપર ઘરમાં જવાની નિસરણી હોય છે. કિન્તુ મૂર્તિપૂજા કરતાં કરતાં જ્ઞાની તો કોઈ થયું નથી, પ્રત્યુત સર્વ મૂર્તિપૂજક અજ્ઞાની રહીને મનુષ્ય જન્મ વ્યર્થ ખોઈ, ઘણા બધા મરી ગયા અને જે હજી છે કે થશે તે પણ મનુષ્ય જન્મના ધર્મ, અર્થ, કામ અને મોક્ષના પ્રાપ્તિરૂપ ફળોથી વિમુખ થઈને નિરર્થક નષ્ટ થઈ જશે. મૂર્તિપૂજા બ્રહ્મની પ્રાપ્તિમાં સ્થૂલ લક્ષ્યવત્ નથી, કિન્તુ જે ધાર્મિક વિદ્વાન્ અને સૃષ્ટિવિદ્યા છે, તે વધારતાં વધારતાં બ્રહ્મને પણ પામે છે. વળી મૂર્તિ ઢિંગલીના ખેલ જેવી નથી. કિન્તુ પ્રથમ અક્ષરાભ્યાસથી સુશિક્ષાનું થવું, એ ઢિંગલીના ખેલ જેવું બ્રહ્મની પ્રાપ્તિનું સાધન છે. સાંભળો ! જ્યારે સારી શિક્ષા અને વિદ્યાને પ્રાપ્ત થશે, ત્યારે સાચા સ્વામી પરમાત્માને પણ પ્રાપ્ત થઈ જશે.

**પ્રશ્ન** - સાકારમાં મન સ્થિર થાય છે અને નિરાકારમાં સ્થિર થવું કઠણ છે, એટલા માટે મૂર્તિપૂજા રહેવી જોઈએ.

ઉત્તર - સાકારમાં મન કદી સ્થિર થઈ શકતું નથી. કેમકે તેને મન ઝટ ગ્રહણ કરીને તેના એક એક અવયવમાં ફરી અને બીજામાં દોડી જાય છે, અને નિરાકાર અનન્ત પરમાત્માના ગ્રહણમાં યાવત્સામર્થ્ય મન અત્યન્ત દોડે છે, તો પણ અન્ત પામતું નથી. નિરવયવ હોવાથી ચંચલ પણ રહેતું નથી. કિન્તુ તેના ગુણ, કર્મ, સ્વભાવનો વિચાર કરતાં કરતાં આનન્દમાં મગ્ન થઈ સ્થિર થઈ જાય છે. અને જો સાકારમાં સ્થિર થતું હોત, તો સર્વ જગતનું મન સ્થિર થઈ જાત. કેમકે જગતમાં મનુષ્ય, સ્ત્રી, પુત્ર, ધન, મિત્રાદિ સાકારમાં ફસાઈ રહે છે, પરન્તુ કોઈનું મન જ્યાં સુધી નિરાકારમાં ન લગાડે ત્યાં સુધી સ્થિર થતું નથી. કેમકે નિરવયવ હોવાથી તેની અન્દર મન સ્થિર થઈ જાય છે, એટલા માટે મૂર્તિપૂજા કરવી અધર્મ છે.

**બીજો** - તેમાં કરોડો રૂપિયા મન્દિરોમાં વ્યય કરીને દરિદ્ર થાય છે, અને તેમાં પ્રમાદ થાય છે. **ત્રીજો**- સ્ત્રી પુરુષોનો મન્દિરોમાં મેળાવડો થવાથી વ્યભિચાર, લડાઈ, બખેડા અને રોગાદિ ઉત્પન્ન થાય છે. **ચોથો** - તેને જ ધર્મ, અર્થ, કામ અને મુક્તિનું સાધન માનીને પુરુષાર્થ રહિત થઈને મનુષ્ય પોતાનો જન્મ વ્યર્થ ગુમાવે છે. **પાંચમો** - નાના પ્રકારની વિરુદ્ધ સ્વરૂપ, નામ, ચરિત્રયુક્ત મૂર્તિના પૂજારીઓનો ઐક્ય મત નષ્ટ થઈને વિરુદ્ધ મતમાં ચાલી, આપસમાં ફૂટ વધારીને દેશનો નાશ કરે છે. **છઠો** - તેના ભરોસામાં શત્રુનો પરાજય અને પોતાનો વિજય માની બેસી રહે છે. તેથી ઊલટો તેમનો પરાજય થઈને રાજ્ય, સ્વાતન્ત્ર્ય અને ધનનું સુખ તેમના શત્રુઓને સ્વાધીન થાય છે, અને પોતે પરાધીન ભઠિયારાના ટટ્ટુ અને કુમ્ભારના ગધેડા સમાન શત્રુઓના વશમાં થઈને અનેકવિધ દુઃખ પામે છે. **સાતમો** - જ્યારે કોઈ કોઈને કહે કે અમે તારા બેસવાના આસન કે નામ ઉપર પથ્થર રાખીએ, તો તેથી જેમ તે તેના પર ક્રોધિત થઈ તેને મારે છે કે ગાલીપ્રદાન કરે છે, તેમ પરમેશ્વરની ઉપાસનાના સ્થાન, હૃદય અને નામ પર પાષણાદિ મૂર્તિઓ ધરે છે તે દુષ્ટબુદ્ધિવાળાઓનું સત્યાનાશ પરમેશ્વર કેમ ન કરે ? **આઠમો** - ભ્રાન્ત થઈને મન્દિર અને દેશ-દેશાન્તરમાં ઘૂમતાં ઘૂમતાં દુઃખ પામતાં ધર્મ, સંસાર અને પરમાર્થનું કામ નષ્ટ કરતા અને ચોરાદિથી પીડિત થતા, ઠગોથી ઠગાતા રહે છે.

**નવમો** - દુષ્ટ પૂજારીઓને ધન આપે છે, તે એ ધનને વેશ્યા, પરસ્ત્રીગમન, મદ્ય-માંસાહાર અને લડાઈ બખેડામાં વ્યય કરે છે, જેથી દાતાના સુખનું મૂળ નષ્ટ થઈને તેને દુઃખ થાય છે. **દશમો** - માતા પિતા વગેરે માનનીયનું અપમાન કરીને પાષાણાદિ મૂર્તિઓનું માન કરીને કૃતઘ્ન થઈ જાય છે. **અગિયારમો** - એ

મૂર્તિઓને કોઈ તોડી નાખે કે ચોર લઈ જાય, ત્યારે હાય હાય કરી રડતા રહે છે. **બારમો** - પૂજારી, પરસ્ત્રીઓનો સંગ અને પૂજારણ પરપુરુષના સંગથી પ્રાયઃ દૂષિત થઈને સ્ત્રી-પુરુષના પ્રેમના આનન્દને તેઓ હાથથી ખોઈ બેસે છે. **તેરમો** - સ્વામી સેવકની આજ્ઞાનું પાલન યથાવત્ ન થવાથી પરસ્પર વિરુદ્ધ ભાવ થઈને નષ્ટભ્રષ્ટ થઈ જાય છે.

**ચૌદમો** - જડનું ધ્યાન કરનારનો આત્મા પણ જડ બુદ્ધિ થઈ જાય છે કેમકે ધ્યેયનો જડત્વ ધર્મ અન્તઃકરણ દ્વારા આત્મામાં અવશ્ય આવે છે. **પંદરમો** - પરમેશ્વરે સુગન્ધિયુક્ત પુષ્પાદિ પદાર્થ વાયુ જલના દુર્ગન્ધ નિવારણાર્થે અને આરોગ્યતા માટે બનાવ્યાં છે, તેને પૂજારી તોડી-તોડાવીને, શી ખબર એ પુષ્પોની સુગંધી કેટલાય દિવસ સુધી આકાશમાં ચઢીને વાયુ જલની શુદ્ધિ કરત અને પૂર્ણ સુગન્ધીના સમય સુધી સુગન્ધ થાત, તે પહેલાં જ વચ્ચે તેનો નાશ કરી નાખે છે. અને તે પુષ્પાદિ કાદવ સાથે મળીને સડીને ઊલટી દુર્ગન્ધ ઉત્પન્ન કરે છે. શું પરમાત્માએ પથ્થર પર ચઢાવવા માટે પુષ્પાદિ સુગન્ધિયુક્ત પદાર્થ રચ્યા છે ? **સોળમો** - પથ્થર પર ચઢાવેલાં પુષ્પ, ચન્દન અને અક્ષતાદિ સર્વનો સંયોગ જલ અને મૃત્તિકા સાથે થવાથી તે મોરી કે કુણ્ડમાં આવી, સડીને એટલી તો દુર્ગન્ધ આકાશમાં ચઢે છે કે જેટલી મનુષ્યના મલની હોય છે. વળી હજારો જીવ તેમાં પડે છે, તેમાં જ મરે છે અને સડે છે. આવા આવા અનેક દોષ મૂર્તિપૂજા કરવામાં આવે છે. એટલા માટે પાષાણાદિ મૂર્તિપૂજા સજ્જન લોકોને સર્વથા ત્યક્તવ્ય છે. અને જેઓએ પાષાણમય મૂર્તિની પૂજા કરી છે, જેઓ કરે છે અને કરશે તે પૂર્વોક્ત દોષોથી બચ્યા નથી, બચતા નથી અને બચવાના પણ નથી.

**પ્રશ્ન** - કોઈ પ્રકારની મૂર્તિપૂજા કરવી કરાવવી નહીં ? અને જે આપણા આર્યાવર્ત્તમાં **પંચદેવપૂજા** શબ્દ પ્રાચીન પરમ્પરાથી ચાલ્યો આવે છે તેની આ જ પંચાયતનપૂજા છે કે જે શિવ, વિષ્ણુ, અમ્બિકા ગણેશ અને સૂર્યની મૂર્તિ બનાવીને પૂજે છે. માટે એ પંચાયતનપૂજા છે કે નહીં ?

**ઉત્તર** - કોઈ પ્રકારની મૂર્તિપૂજા ન કરવી, કિન્તુ "મૂર્તિમાન" જે નીચે કહીશું તેની પૂજા અર્થાત્ સત્કાર કરવો જોઈએ. તે પંચદેવની પૂજા છે. 'પંચાયતન પૂજા' શબ્દ બહુ જ ઉત્તમ અર્થવાળો છે, પરન્તુ વિદ્યાહીન મૂઢોએ એના ઉત્તમ અર્થને છોડી દઈને નિકૃષ્ટ અર્થ પકડી લીધો. જે આજ કાલ શિવાદિ પાંચની મૂર્તિઓ બનાવીને પૂજે છે, તેનું ખંડન તો હમણાં જ કરી ચૂક્યા છીએ, પણ જે સાચી **પંચાયતન** વેદોક્ત અને વેદાનુકૂલોક્ત દેવપૂજા અને મૂર્તિપૂજા તો આ છે. સાંભળો :-

**मा नो वधीः पितरं मोत मातरम् ॥१॥** -यजुः० (अ०१६ मं०१५)

**आचार्यऽ उपनयमानो ब्रह्मचारिणमिच्छते ॥२॥** (अथर्व० कां० ११ सू०५ मं० ३, १७)

**अतिथिर्गृहानुपगच्छेत् ॥३॥ अथर्व ॥** (कां०१५ सू०१३ मं० ६)

**अर्चत प्रार्चत प्रियमेधासो अर्चत ॥४॥** - ऋग्वेद (८.६९.८)

**त्वमेव प्रत्यक्षं ब्रह्मासि त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि ॥५॥** तैत्तिरीयोपनि० (व० १ अ० १)

**कतम एको देव इति स ब्रह्म त्यदित्याचक्षते ॥६॥** -शतपथ० प्रपा० ६. ब्राह्म०७, कंडिका० १०॥

**मातृदेवो भव पितृदेवो भव आचार्यदेवो भव अतिथिदेवो भव ॥७॥** -तैत्तिरीयोपनि० (व० १ अनु०११)

**पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।**

**पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥८॥** (-मनु० अ० ३. ५५)

**पूज्यो (हि) देववत्पतिः ॥९॥** मनुस्मृतौ (५. १५४)

**પ્રથમ-માતા** મૂર્તિમતી પૂજનીય દેવતા છે; અર્થાત્ સન્તાનોએ તન, મન, ધનથી સેવા કરી માતાને પ્રસન્ન રાખવી, હિંસા અર્થાત્ તાડન- કદી ન કરવું ; **બીજો-પિતા** સત્કર્તવ્ય દેવ છે. તેની પણ માતાની સમાન સેવા કરવી. ।૧। **ત્રીજો**-આચાર્ય જે વિદ્યાનો આપનાર છે. તેની તન, મન, ધનથી સેવા કરવી. ।૨। **ચોથો**-અતિથિ જે વિદ્વાન, ધાર્મિક, નિષ્કપટી, સર્વની ઉન્નતિ ઇચ્છનાર, જગતમાં ભ્રમણ કરતો, સત્યોપદેશથી સર્વને સુખી કરે છે તેની સેવા કરવી. ।૩।

**પાંચમો**-સ્ત્રીને માટે પતિ અને પુરુષને માટે સ્વપત્ની પૂજનીય છે.।।૪-૯।।

એ પાંચ મૂર્તિમાન દેવ, જેના સંગથી મનુષ્યદેહની ઉત્પત્તિ, પાલન, સત્યશિક્ષા, વિદ્યા અને સત્યોપદેશની પ્રાપ્તિ થાય છે એ જ પરમેશ્વરને પ્રાપ્ત થવાની સીડી છે, એમની સેવા ન કરીને જે પાષાણાદિ મૂર્તિને પૂજે છે, એ અતીવ વેદવિરોધી છે.

**પ્રશ્ન** - માતા-પિતાની સેવા કરે અને મૂર્તિપૂજા પણ કરે ત્યારે તો કાંઈ દોષ નથી ?

**ઉત્તર** - પાષાણાદિ મૂર્તિપૂજા તો સર્વથા છોડવામાં અને માતા વગેરે મૂર્તિમાનોની સેવા કરવામાં જ કલ્યાણ છે. મોટા અનર્થની વાત છે કે સાક્ષાત્ માતા આદિ પ્રત્યક્ષ સુખદાયક દેવોને છોડીને અદેવ પાષાણાદિમાં શિર મારવું સ્વીકાર કર્યું છે ! અને લોકોએ એટલા માટે સ્વીકાર્યું છે કે જો માતા-પિતા આદિની સામે નૈવેદ્ય કે ભેટ પૂજા ધરીશું, તો તે સ્વયં ખાઈ જશે અને ભેટ પૂજા લેશે, તો અમારા મુખ કે હાથમાં કાંઈ નહીં રહે. માટે પાષાણાદિની મૂર્તિ બનાવી, તેની આગળ નૈવેદ્ય ધરી, ઘંટાનાદ, ટંટં પૂંપૂં અને શંખ વગાડી તથા કોલાહલ કરી, તેને અંગૂઠો દેખાડી અર્થાત્ **"त्वमङ्गुष्ठं गृहाण भोजनं पदार्थं वाऽहं ग्रहीष्यामि"** જેમ અંગૂઠો દેખાડીને કોઈ કોઈને છળે કે ચીઢવે કે તું ઘણ્ટ લે અને અંગૂઠો દેખાડી પોતે તેની પાસેથી સર્વ પદાર્થ લઈ ચટ કરી જાય, તેવી જ લીલા આ પૂજારી અર્થાત્ 'પૂજા' એટલે સત્કર્મના "અરિ" એટલે શત્રુઓની છે. આ લોકો ચટક-મટક, ચળક-ઝળક મૂર્તિઓને બનાવી-ઠનાવીને,પોતે ઠગોની માફક બની-ઠનીને બિચારા નિર્બુદ્ધિ અનાથોના માલ મારીને મોજ કરે છે. જો કોઈ ધાર્મિક રાજા હોત તો એ પાષાણપ્રિયોને પથ્થર તોડવા, ઘડવા અને ઘર ચણવા આદિ કામોમાં લગાડીને ખાવા પીવાનું આપત અને તેમનો નિર્વાહ કરાવત.

**પ્રશ્ન** - જેમ સ્ત્રી આદિની પાષાણાદિ મૂર્તિ જોવાથી કામોત્પત્તિ થાય છે, તેમ વીતરાગ અને શાન્તની મૂર્તિ જોવાથી વૈરાગ્ય અને શાન્તિની પ્રાપ્તિ કેમ ન થઈ શકે ?

**ઉત્તર** - નથી થઈ શકતી. કેમકે તે મૂર્તિનો જડત્વ ધર્મ આત્મામાં આવવાથી વિચાર શક્તિ ઘટી જાય છે. વિવેક વિના વૈરાગ્ય, વૈરાગ્ય વિના વિજ્ઞાન અને વિજ્ઞાન વિના શાન્તિ થતી નથી. અને જે કાંઈ થાય છે તે એના સંગ, ઉપદેશ અને તેમના ઇતિહાસાદિને જોવાથી થાય છે, કેમકે જેના ગુણ કે દોષ ન જાણીને તેની મૂર્તિમાત્ર જોવાથી પ્રીતિ થતી નથી. પ્રીતિ થવાનું કારણ તો ગુણજ્ઞાન છે. આવાં મૂર્તિપૂજા આદિ બૂરાં કારણોથી જ આર્યાવર્તમાં નકામા પૂજારી, ભિક્ષુક, આળસી, પુરુષાર્થ રહિત કરોડો મનુષ્ય થયા છે. સર્વ સંસારમાં મૂઢતા તેમણે જ ફેલાવી દીધી છે. છલ પણ બહુ જ ફેલાઈ ગયાં છે.

**પ્રશ્ન** - જુઓ, કાશીમાં ઔરંગજેબ બાદશાહને "લાટભૈરવ" આદિએ મોટા મોટા ચમત્કાર દેખાડ્યા હતા. જ્યારે મુસલમાન એમને તોડવા ગયા અને તેમણે જ્યારે તેમના ઉપર તોપ ગોળા આદિ માર્યા ત્યારે મોટા મોટા ભમરા નીકળીને સર્વ ફોજને વ્યાકુલ કરી ભગાડી દીધી.

**ઉત્તર** - એ પાષાણનો ચમત્કાર નથી પણ ત્યાં ભમરાના છત્ર બાઝી રહ્યા હશે અને તેમનો સ્વભાવ જ ક્રૂર હોય છે, તેથી જ્યારે કોઈ તેમને છેડે, ત્યારે તેઓ કરડવાને દોડે છે. અને જે દૂધની ધારાનો ચમત્કાર

થતો હતો તે તો પૂજારીજી લીલા હતી.

**પ્રશ્ન** - જુઓ, મહાદેવ મ્લેચ્છને દર્શન ન આપવા માટે કૂપમાં પડ્યા અને વેણીમાધવ એક બ્રાહ્મણના ઘરમાં જઈ સન્તાયો, શું એ પણ ચમત્કાર નથી ?

**ઉત્તર** - ભલા, જેના કોટવાલ, કાલભૈરવ, લાટભૈરવ આદિ ભૂત પ્રેત અને ગરુડ આદિ ગણ છે, એમણે મુસલમાનોને લડીને કેમ ન હરાવ્યા ? જ્યારે મહાદેવ અને વિષ્ણુની પુરાણોમાં કથા છે કે, અનેક ત્રિપુરાસુર આદિ મોટા મોટા ભયંકર દુષ્ટોને જેણે ભસ્મ કરી દીધા, તો પછી મુસલમાનોને ભસ્મ કેમ ન કર્યા ? એથી એ સિદ્ધ થાય છે કે તે બિચારા પાષાણ શું લડે-લડાવે ? જ્યારે મુસલમાન મન્દિર અને મૂર્તિઓને તોડતા, ફોડતા, કાશી પાસે આવ્યા; ત્યારે પૂજારીઓએ એ પાષાણના લિંગને કૂવામાં નાખ્યું અને વેણીમાધવને બ્રાહ્મણના ઘરમાં સંતાડી દીધો. જ્યારે કાશીમાં કાલભૈરવના ડરના માર્યા યમદૂત નથી જતા અને પ્રલય સમયમાં પણ કાશીનો નાશ થવા નથી દેતા, તો મ્લેચ્છોના દૂતોને કેમ નહીં ડરાવ્યા ? અને પોતાના રાજાના મન્દિરનો નાશ કેમ થવા દીધો ? એ સર્વ પોપ માયા છે !!

**પ્રશ્ન** - "ગયા"માં શ્રાદ્ધ કરવાથી પિતરોના પાપ છૂટીને ત્યાંના શ્રાદ્ધના પુણ્ય પ્રભાવે કરીને પિતર સ્વર્ગમાં જાય છે અને પિતર પોતાનો હાથ કહાડીને પિંડ લે છે, શું એ વાત પણ જૂઠી છે ?

**ઉત્તર** - સર્વથા જૂઠું છે. જો ત્યાં પિંડ દેવાનો તેવો જ પ્રભાવ છે, તો પિતરોના સુખને માટે જે પંડાઓને લાખો રૂપિયા આપે છે, તેનો વ્યય ગયાવાળા વેશ્યાગમનાદિ પાપમાં કરે છે તે પાપ કેમ નથી છૂટતું ? અને પંડાઓના હાથ વગરના બીજા હાથ નીકળતા આજ કાલ ક્યાંય દેખાતા નથી. એ કદી કોઈ ધૂર્તે પૃથ્વીમાં ગુફા ખોદીને તેમાં એક મનુષ્યને બેસાડી દીધો હશે, પશ્ચાત્ તેના મુખ પર કુશ પાથરીને પિંડ આપ્યો હશે અને પેલા કપટીએ તે લઈ લીધો હશે. કોઈ આંખના આંધળા અને ગાંઠના પૂરાને એ પ્રકારે ઠગ્યો હોય, તો તેમાં આશ્ચર્ય નથી. તેમ વૈજનાથને રાવણ લાવ્યો હતો, તે વાત પણ મિથ્યા છે.

**પ્રશ્ન** - જુઓ ! "કલકત્તાની કાલી" અને "કામાક્ષા" આદિ દેવીને લાખો મનુષ્ય માને છે. શું તે ચમત્કાર નથી ?

**ઉત્તર** - કાંઈ પણ નથી. એ આંધળા લોકો ઘેટાની માફક એકની પછવાડે બીજા ચાલ્યા જાય છે. કુવા કે ખાડામાં પડે છે, પણ હઠી શકતા નથી, તેમ એક મૂર્ખની પછવાડે બીજો ચાલીને મૂર્તિપૂજારૂપ ખાડામાં ફસાઈને દુઃખ પામે છે.

**પ્રશ્ન** - ભલે ત્યારે, એ તો જવા દો, પરન્તુ **"જગન્નાથજી"**માં તો પ્રત્યક્ષ ચમત્કાર છે. એક કલેવર બદલતી વખતે ચન્દનનું લાકડું સમુદ્રમાંથી સ્વયમેવ તણાઈ આવે છે. ચૂલા ઉપર ઉપરા ઉપરી સાત હાંડી મૂકવાથી ઉપરથી એક પછી એક હાંડી પાકે છે અને જો કોઈ ત્યાં જગન્નાથની પ્રસાદી ન ખાય તો કુષ્ઠી થઈ જાય છે, અને રથ આપોઆપ ચાલે છે. પાપીને દર્શન નથી થતાં. ઈન્દ્રદમનના રાજ્યમાં દેવતાઓએ મન્દિર બનાવ્યું છે. કલેવર બદલતી વખતે એક રાજા, એક પણ્ડો અને એક સુથારનું મરી જવું આદિ જે ચમત્કારો થાય છે, તેને તમે જુઠા નહીં કરી શકો ?

**ઉત્તર** - જેણે બાર વર્ષ પર્યન્ત જગન્નાથજીની પૂજા કરી હતી, તે વિરક્ત થઈને મથુરામાં આવ્યો હતો, તે મને મળ્યો હતો. મેં આ વાતોના ઉત્તર પૂછ્યા હતા, તેણે આ સર્વ વાત જૂઠી બતાવી. કિન્તુ વિચારથી નિશ્ચય એ છે કે જ્યારે કલેવર બદલવાનો સમય આવે છે, ત્યારે નૌકામાં ચન્દનનું લાકડું લઈને સમુદ્રમાં નાખે છે.

તે સમુદ્રની લહેરોથી કિનારે આવી પહોંચે છે, તેને લઈને સુથારલોકો મૂર્તિ બનાવે છે. જ્યારે રસોઈ બને છે ત્યારે દરવાજા બન્ધ કરીને રસોઈયા વિના બીજા કોઈને આવવા કે જવા દેતા નથી. ભૂમિ પર ચારે તરફ ફરતો છ અને વચ્ચે એક એવા ચક્રાકાર ચૂલા બનાવે છે. પેલી હાંડીઓની નીચે ઘી, માટી અને રાખ લગાડી, છ ચૂલા પર ચોખા રાંધી તે હાંડીના તળિયાં માંજી પછી પેલી વચલી હાંડીમાં તે જ સમયે ચોખા નાખી તે પર પેલી હાંડી ઉપરા ઉપરા ચઢાવીને પછી છ ચૂલાનાં મુખ લોઢાના તવાથી બંધ કરીને દર્શન કરનાર જે ધનાઢ્ય હોય છે, તેને બોલાવીને દેખાડે છે. ઉપર ઉપરની હાંડીમાંથી ચોખા કાઢીને તે સીજેલા ચોખા દેખાડ્યા પછી નીચેના કાચા ચોખા કાઢીને દેખાડી તેને કહે છે કે કાંઈ હાંડીઓ માટે ભેટ મૂકો. આંખના આંધળા અને ગાંઠના પૂરા રૂપિયા, અશર્ફી ધરે છે અને કોઈ કોઈ તો કાંઈ માસિક પણ બાંધી આપે છે.

શૂદ્ર નીચ લોકો મન્દિરમાં નૈવેદ્ય લાવે છે. જ્યારે નૈવેદ્ય થઈ ચૂકે છે ત્યારે તે શૂદ્ર નીચ લોક તેને એંઠું કરે છે, પશ્ચાત્ જો કોઈ રૂપિયા આપી તે હાંડી લે તો તેને ઘેર પહોંચાડે છે. અને દીન ગૃહસ્થ તથા સાધુ સન્તોને લઈને શૂદ્ર અને અન્ત્યજ પર્યન્ત એક પંક્તિએ બેસીને એક બીજાનું એંઠું ભોજન કરે છે. જ્યારે તે પંક્તિ ઊઠે છે ત્યારે તે જ પત્તલો પર બીજાને બેસાડતા જાય છે. આ મહા અનાચાર છે. અને ઘણાખરા મનુષ્યો ત્યાં જઈને તેમનું એંઠું ન ખાતાં પોતાને હાથે બનાવી ખાઈને ચાલ્યા આવે છે, તેમને કાંઈ પણ કુષ્ઠાદિ રોગ થતો નથી, અને એ જગન્નાથપુરીમાં પણ ઘણા બધા પ્રસાદી નથી ખાતા, તેમને પણ એ કુષ્ઠાદિ રોગ થતો નથી, અને એ જગન્નાથપુરીમાં પણ ઘણાખરા કુષ્ઠી છે, જે નિત્ય પ્રતિ એંઠું ખાવાથી પણ તેમનો એ રોગ મટતો નથી.

વળી, એ જગન્નાથમાં વામમાર્ગીઓએ ભૈરવીચક્ર બનાવ્યું છે, કેમકે સુભદ્રા, શ્રીકૃષ્ણ અને બળદેવની બહેન થાય છે. તેને બન્ને ભાઈઓની વચમાં સ્ત્રી અને માતાના સ્થાનમાં બેસાડી છે. જો ભૈરવીચક્ર ન હોત તો એ વાત કદી પણ હોત નહીં.

તથા રથનાં પૈડાંની સાથે કળ બનાવી છે. જ્યારે તેને સીધી ફેરવે છે ત્યારે રથ ચાલે છે, જ્યારે મેળાની વચ્ચે પહોંચે છે ત્યારે તેની કળને ઊલટી ફેરવવાથી રથ ઊભો રહી જાય છે. પૂજારીઓ પોકારે છે કે દાન આપો, પુણ્ય કરો, જેથી જગન્નાથ પ્રસન્ન થઈને પોતાનો રથ ચલાવે અને આપણો ધર્મ રહે. એ પ્રમાણે જ્યાં સુધી તેને ભેટ આવતી જાય છે ત્યાં સુધી એમ પોકારે છે. જ્યારે આવી ચૂકે છે ત્યારે એક વ્રજવાસી સારાં કપડાં અને દુશાલો ઓઢીને આગળ ઊભો રહી, હાથ જોડી, સ્તુતિ કરે છે કે, "હે જગન્નાથ સ્વામિન્ ! આપ કૃપા કરીને રથ ચલાવો અને અમારો ધર્મ રાખો" ઇત્યાદિ બોલીને સાષ્ટાંગ દણ્ડવત્ પ્રણામ કરી, તે રથ ઉપર ચઢે છે. તે જ સમયે કળ સીધી ફેરવી દે છે અને પછી જય જય શબ્દ બોલી હજારો મનુષ્યો દોરડાને ખેંચે છે, રથ ચાલે છે.

જ્યારે ઘણા લોકો દર્શને જાય છે ત્યારે એટલું મોટું મંદિર છે તે જેમાં દિવસે પણ અંધારું રહે છે અને દીવા બાળવા પડે છે. એ મૂર્તિઓની આગળ બન્ને બાજુએ પડદા ખેંચી લગાડવાના હોય છે. ત્યાં પણ્ડા,પૂજારી અંદર ઊભા રહે છે. જ્યારે એક તરફનાએ પડદો ખેંચ્યો કે મૂર્તિ ઝટ આડમાં આવી જાય છે. ત્યારે સર્વ પણ્ડા અને પૂજારીઓ પોકારે છે કે "તમે ભેટ ધરો, તમારાં પાપો છૂટી જશે, ત્યારે દર્શન થશે, ઉતાવળ કરો." તે બિચારા ભોળા મનુષ્યો આ ધૂર્તોને હાથે લૂંટાઈ જાય છે અને પછી ઝટ બીજો પડદો ખેંચી લે છે ત્યારે દર્શન થાય છે, પછી જય શબ્દ બોલીને, પ્રસન્ન થઈ, ધક્કા મુક્કા ખાઈ અને તિરસ્કૃત થઈને ચાલ્યા આવે છે.

ઇન્દ્રદમન તે જ છે કે જેના કુલના લોકો આજ સુધી કલકત્તામાં વસે છે. તે ધનાઢ્ય રાજા દેવીનો

ઉપાસક હતો. તેણે લાખો રૂપિયા ખર્ચીને મન્દિર બંધાવ્યું હતું. તે એટલા માટે કે આ આર્યાવર્ત દેશનો ભોજનનો બખેડો આ રીતિથી છૂટે, પરન્તુ એ મૂર્ખાઓ ક્યાં છોડવાના છે ? દેવ માનો તો તે કારીગરોને જ માનો કે જે કારીગરોએ મંદિર બનાવ્યું.

રાજા, પણ્ડા તથા સુથાર કંઈ તે સમયે મરતા નથી, પરન્તુ તેઓ ત્યાં મુખ્ય હોય છે. તેઓ પોતાનાથી નાના લોકોને દુઃખ દેતા હશે ત્યારે તે લોકોએ સમ્મતિ કરીને તે વખતે કલેવર બદલાતી વેળાએ પેલા ત્રણે જણ હાજર રહે છે; અર્થાત્ મૂર્તિનું હૃદય પોલું રાખ્યું છે. અને તેમાં સોનાના સમ્પુટમાં એક શાલિગ્રામ રાખે છે અને દરરોજ જેને ધોઈને ચરણામૃત બનાવે છે, તેની ઉપર રાત્રે શયન આરતીની વેળાએ તે લોકોએ ઝેરી તેજાબ લગાડી મુક્યું હશે. તે ધોઈને તે ત્રણે જણને તે ઝેરી ચરણામૃત પાયું હશે, તેથી તેઓ અગાઉ કોઈ વાર મરણ પામ્યા હશે. મરી તો આ પ્રમાણે ગયા, પરન્તુ ભોજનભટ્ટોએ પ્રસિદ્ધ કર્યું હશે કે જગન્નાથજી પોતાનું શરીર બદલતી વખતે ત્રણેય ભક્તોને પણ સાથે લેતા ગયા. આવી જૂઠી વાતો પારકાનું ધન ઠગી લેવા માટે ઘણી થયા કરે છે.

**પ્રશ્ન** -"રામેશ્વર"માં ગંગોતરીનું જલ ચઢાવતી વખતે લિંગ વધી જાય છે, શું તે પણ વાત જૂઠી છે ?

**ઉત્તર** - જૂઠી, કેમકે તે મંદિરમાં પણ દિવસે અંધારું રહે છે. દીવો રાતદિવસ બળ્યા કરે છે. જ્યારે જળની ધારા છોડે છે ત્યારે તે જલમાં વિજળીની સમાન દીપકનું પ્રતિબિમ્બ ચળકે છે, બીજું કાંઈ પણ નથી. ન પાષાણ ઘટે ન વધે ! જેટલો ને તેટલો રહે છે. એવી લીલા કરીને બિચારા નિર્બુદ્ધિઓને ઠગે છે.

**પ્રશ્ન** - રામેશ્વરને રામચન્દ્રે સ્થાપન કર્યા છે, જો મૂર્તિપૂજા વેદવિરુદ્ધ હોત, તો રામચન્દ્ર આ મૂર્તિ સ્થાપન કેમ કરત ? અને વાલ્મીકિજી રામાયણમાં કેમ લખત ?

**ઉત્તર** - રામચન્દ્રના સમયમાં તે લિંગ કે મન્દિરનું નામ-નિશાન પણ ન હતું. પણ એ તો ઠીક છે કે દક્ષિણ દેશસ્થ રામ નામક કોઈ રાજાએ એ મન્દિર બંધાવી, તે લિંગનું નામ રામેશ્વર રાખ્યું છે. જ્યારે રામચન્દ્રજી સીતાજીને લઈ, હનુમાનાદિની સાથે લંકાથી ચાલ્યા અને આકાશમાર્ગે વિમાન પર બેસી અયોધ્યા તરફ આવતા હતા, ત્યારે સીતાજીને કહ્યું છે કે :-

**अत्र पूर्वं महादेवः प्रसादमकरोद्विभुः ।**

**सेतुबन्ध इति विख्यातम् ॥ वाल्मीकिरा० । लंका कां० ( सर्ग० १२५ श्लो० २२, २१ )**

હે સીતા ! તારા વિયોગે અમે વ્યાકુલ થઈ ઘૂમતા હતા અને આ જ સ્થાનમાં ચાતુર્માસ કર્યો હતો અને પરમેશ્વરની ઉપાસના, ધ્યાન પણ કરતા હતા. તે જે સર્વત્ર વિભુ (વ્યાપક) દેવોનો દેવ મહાદેવ પરમાત્મા છે, તેની કૃપાથી અહીં અમને સર્વ સામગ્રી પ્રાપ્ત થઈ અને જો આ સેતુ અમે બાંધી, લંકામાં આવીને, તે રાવણને મારી, તને લઈ આવ્યા. આ સિવાય ત્યાં વાલ્મીકિએ અન્ય કાંઈ પણ લખ્યું નથી.

**પ્રશ્ન** -"**रङ्ग है कलियाकन्त को । जिसने हुक्का पिलाया सन्त को ॥**"

દક્ષિણમાં એક **કાલિયાકન્ત**ની મૂર્તિ છે. તે આજ સુધી હુક્કો જ પીધા કરે છે. જો મૂર્તિપૂજા જૂઠી હોય, તો આ ચમત્કાર પણ જૂઠો થઈ જાય.

**ઉત્તર** - જૂઠી, સાવ જૂઠી. એ સર્વ પોપ લીલા છે કેમકે તે મૂર્તિનું મુખ પોલું હશે, તેનું છિદ્ર પાછળ પાડીને ભીંતની પાર બીજા મકાનમાં નળ લગાડ્યો હશે, જ્યારે પૂજારી હુક્કો ભરવામાટે પેચ લગાવી, મુખમાં

નળી ગોઠવીને પડદો નાખી, નીકળી આવતો હશે, ત્યારે કોઈ પાછળ રાખેલો મનુષ્ય મુખથી ખેંચતો હશે, તેથી અહીં હુક્કો ગડગડ બોલતો હશે. બીજું છિદ્ર નાક અને મુખની સાથે લગાડ્યું હશે કે જ્યારે પાછી ફૂંક મારી દેતો હશે ત્યારે નાક અને મુખનાં છિદ્રોથી ધૂમાડો નીકળતો હશે. તે સમયે ઘણા મૂઢોને ધનાદિ પદાર્થોથી લૂંટીને ધનરહિત કરતા હશે.

**પ્રશ્ન** - જુઓ "ડાકોરજી"ની મૂર્તિ દ્વારિકાથી ભગતની સાથે ચાલી આવી. એક સવા રત્તી સોનામાં કેટલાય મણની મૂર્તિ તોળાઈ ગઈ ! શું એ પણ ચમત્કાર નથી ?

**ઉત્તર** - નથી. તે ભક્ત મૂર્તિને ચોરી લાવ્યો હશે અને સવા રત્તીની બરાબર મૂર્તિની તુલના થઈ એ કોઈ ભગોડ મનુષ્યે ગપ્પ મારી હશે.

**પ્રશ્ન** - જુઓ ! "**સોમનાથજી**" પૃથ્વીથી અદ્ધર રહેતા હતા અને એ મોટો ચમત્કાર હતો. શું એ પણ મિથ્યા વાત છે ?

**ઉત્તર** - હા, મિથ્યા છે. સાંભળો ! ઉપર અને નીચે ચુમ્બક પાષાણ ચણી રાખ્યા હતા. તો તેના આકર્ષણથી તે મૂર્તિ અદ્ધર ઊભી રહી હતી, જ્યારે મહમુદ ગજનવી આવી લડ્યો, ત્યારે એ ચમત્કાર થયો કે તેનું મન્દિર તોડી નાખવામાં આવ્યું અને પૂજારી તથા ભક્તોની દુર્દશા થઈ ગઈ અને લાખોની ફોજ દશ હજાર ફોજથી ભાગી ગઈ. જે પોપ પૂજારી પૂજા, પુરશ્ચરણ, સ્તુતિ, પ્રાર્થના કરતા હતા કે "હે મહાદેવ ! આ મ્લેચ્છને તું મારી નાખ અને અમારી રક્ષા કર" અને તે પોતાના ચેલા રાજાઓને સમજાવતા હતા કે "આપ નિશ્ચિન્ત રહો, મહાદેવજી ભૈરવ અથવા વીરભદ્રને મોકલી દેશે. તે સર્વ મ્લેચ્છોને મારી નાખશે કે આંધળા કરી નાખશે. હમણાં જ અમારાં દેવ પ્રસિદ્ધ થાય છે. હનુમાન, દુર્ગા અને ભૈરવે સ્વપ્ન આપ્યું છે કે અમે સર્વ કામ કરી આપીશું." તે બિચારા ભોળા રાજા અને ક્ષત્રિયો પોપોના બહેકાવ્યાથી વિશ્વાસમાં રહ્યા. કેટલાક જ્યોતિષી પોપોએ કહ્યું કે હમણાં તમારી ચઢાઈનું મુહૂર્ત નથી. એકે આઠમો ચન્દ્રમા બતાવ્યો, બીજાએ યોગિની સામે દેખાડી, ઈત્યાદિ બહેકાવટમાં રહ્યા. જ્યારે મ્લેચ્છોની ફોજે આવી ઘેરી લીધા, ત્યારે દુર્દશાથી ભાગ્યા. કેટલાક પોપ પૂજારી અને તેના ચેલા પકડાયા. ત્યારે પૂજારીઓએ હાથ જોડી એમ પણ કહ્યું કે ત્રણ કરોડ રૂપિયા લઈ લો અને મન્દિર તથા મૂર્તિ તોડો નહીં. મુસલમાનોએ કહ્યું કે અમે "બુતપરસ્ત" (મૂર્તિપૂજક) નથી, કિન્તુ "બુતશિકન્" અર્થાત્ મૂર્તિભંજક છીએ; એમ કહી ઝટ મન્દિર તોડી નાખ્યું. જ્યારે ઉપરની છત તૂટી ત્યારે ચુમ્બક પાષાણ પૃથક્ થવાથી મૂર્તિ નીચે પડી. જ્યારે મૂર્તિ તોડી ત્યારે તેમાંથી અઢાર કરોડના રત્ન નીકળ્યાં એવું સંભળાય છે. જ્યારે પૂજારી અને પોપો પર કોરડા પડ્યા ત્યારે રડવા લાગ્યા, કહ્યું કે કોષ બતાવો ત્યારે મારના માર્યા ઝટ દેખાડી દીધો. ત્યારે સઘળો કોષ લૂંટી મારપીટ કરીને પોપ અને તેમના ચેલાઓને "ગુલામ" મજુર બનાવી, દળણું દળાવ્યું, ઘાસ ખોદાવ્યું, મલમૂત્રાદિ ઊંચકાવ્યું અને ચણા ખાવા આપ્યા. હાય ! પથ્થરની પૂજા કરી કેમ સત્યાનાશને પ્રાપ્ત થયા ? કેમ પરમેશ્વરની ભક્તિ ન કરી ? કે જે મ્લેચ્છોના દાંત તોડી નાખત ! અને પોતાનો વિજય કરત. જુઓ ! જેટલી મૂર્તિઓ છે તેટલા શૂરવીરોની પૂજા કરત, તો પણ કેટલી રક્ષા થાત ? પૂજારીઓએ આટલી ભક્તિ એ પાષાણોની કરી, પરન્તુ મૂર્તિ એક પણ તે શત્રુઓના શિર પર ઊઠીને ન વાગી. જો કોઈ એકાદ શૂરવીર પુરુષની મૂર્તિના જેવી સેવા કરત, તો તે પોતાના સેવકોને યથાશક્તિ બચાવત અને તે શત્રુઓને મારત.

**પ્રશ્ન** - દ્વારિકાજીના રણછોડજી જેણે નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી અને તેનું ઋણ ચૂકવી આપ્યું ઈત્યાદિ વાત પણ શું જૂઠી છે ?

**ઉત્તર** - કોઈ શાહુકારે રૂપિયા આપી દીધા હશે. કોઈએ જૂઠું નામ ઉડાવી દીધું હશે કે શ્રીકૃષ્ણે મોકલ્યા. જ્યારે સંવત્ ૧૯૧૪ના વર્ષમાં તોપોના મારથી મન્દિર, મૂર્તિઓ અંગ્રજોએ ઉડાવી દીધાં હતાં ત્યારે મૂર્તિ ક્યાં ગઈ હતી ? પ્રત્યુત વાઘેર લોકોએ જેટલી વીરતા બતાવી લડ્યા, અને શત્રુઓને માર્યા. પરન્તુ મૂર્તિ તો એક માખીની ટાંગ પણ તોડી ન શકી. જો શ્રીકૃષ્ણની સદૃશ કોઈ હોત, તો એમના ફુરચા ઉડાવી દેત અને એ ભાગતા ફરત. ભલા, એ તો કહો કે જેનો રક્ષક માર ખાય તેના શરણાગત કેમ ન માર ખાય?

**પ્રશ્ન** - "જ્વાલામુખી" તો પ્રત્યક્ષ દેવી છે, સર્વને ખાઈ જાય છે. અને પ્રસાદ આપે તો અડધો ખાય છે અને અડધો રહેવા દે છે. મુસલમાન બાદશાહે તે ઉપર જલની નહેર છોડાવી અને લોઢાના તવા જડાવ્યા હતા તો પણ જ્વાલા ન ઓલવાઈ અને ન અટકી.

તેમજ હિંગળાજ પણ અર્ધરાત્રે સવારી કરીને પહાડ પર દેખા દે છે; પહાડને ગર્જના કરાવે છે; ચન્દ્રકૂપ બોલે છે અને યોનિયન્ત્રમાંથી નીકળવાથી પુનર્જન્મ થતો નથી. ઠૂમરા બાંધવાથી પૂરો મહાપુરુષ કહેવાય છે. જ્યાં સુધી હિંગળાજ નહીં જઈ આવે, ત્યાં સુધી અર્ધો મહાપુરુષ બજે છે, ઇત્યાદિ સર્વ વાતો શું માનવા યોગ્ય નથી ?

**ઉત્તર** - નથી. કેમકે તે જ્વાલામુખી પહાડમાંથી આગ નીકળે છે. તેમાં પૂજારી લોકોની વિચિત્ર લીલા છે. જેમ વઘારના ઘીની કડછીમાં જ્વાળા આવી જાય છે, તે અલગ કરેવાથી કે ફૂંક મારવાથી ઓલવાઈ જાય છે અને થોડું એક ઘી ખાઈ જાય છે અને શેષ રાખી દે છે, તે જ પ્રમાણે ત્યાં પણ છે. જેમ ચૂલાની જ્વાળામાં જે નાખવામાં આવે, તે સર્વ ભસ્મ થઈ જાય છે. જંગલ કે ઘરમાં આગ લાગવાથી સર્વને ખાઈ જાય છે. એથી ત્યાં એક મન્દિર કુણ્ડ અને અહીં તહીં નળ રચના સિવાય શું વિશેષ છે ?

હિંગળાજમાં ન તો કોઈ સવારી હોય છે અને જે કાંઈ થાય છે તે સર્વ પોપ પૂજારીઓની લીલાથી થાય છે, બીજું કાંઈ પણ નથી. એક જલ અને દલદલનો કુંડ બનાવી રાખ્યો છે જેથી નીચેથી પરપોટા ઊઠે છે, તેને મૂઢ લોકો યાત્રા સફળ થવી માને છે. યોનિનું યન્ત્ર એ લોકોએ ધન હરવા માટે બનાવી રાખ્યું છે અને ઠુમરા પણ એ જ પ્રકારે પોપલીલાના છે. એનાથી મહાપુરુષ થાય, તો એક પશુ પર ઠુમરાનો બોજો લાદી દે તો શું તે મહાપુરુષ થઈ જશે ? મહાપુરુષ તો મોટા ઉત્તમ ધર્મયુક્ત પુરુષાર્થથી થાય છે.

**પ્રશ્ન** - અમૃતસરનું તળાવ અમૃતરૂપ, એક અરીઠાનું ફળ અડધું મીઠું અને એક ભીંત નમે છે પણ પડતી નથી. રેવાલસરમાં બેડા તરે છે, અમરનાથમાં આપોઆપ લિંગ બની જાય છે, હિમાલયથી કબૂતરનું જોડું આવીને સર્વને દર્શન દઈને ચાલ્યું જાય છે. શું એ પણ માનવા યોગ્ય નથી ?

**ઉત્તર** - નહીં. તે તળાવનું નામ માત્ર અમૃતસર છે. જ્યારે કદી જંગલ હશે ત્યારે એનું જલ સારું હશે, તેથી એનું નામ અમૃતસર રાખ્યું હશે. જો અમૃત હોત તો પુરાણીઓના માનવા પ્રમાણે કોઈ કેમ મરશે ?

ભીંતની કાંઈ બનાવટ એવી હશે, જેથી નમતી હશે પણ પડતી નહીં હોય. અરીઠામાં બીજી કલમ હશે અથવા ગપોડા હશે. રેવાલસરમાં બેડા તરવામાં કાંઈ કારીગરી હશે. અમરનાથમાં બરફનાં પહાડ બને છે, તો જલ જામીને નાના લિંગનું બનવું એમાં શુ આશ્ચર્ય છે ? અને કબૂતરનું જોડું પાળેલું હશે જે પહાડની આડમાંથી મનુષ્ય છોડતા હશે, દેખાડીને ટકા હરતા હશે.

**પ્રશ્ન** - હરદ્વાર - સ્વર્ગના દ્વાર, પૈડીમાં સ્નાન કરે તો પાપ છૂટી જાય છે, અને તપોવનમાં રહેવાથી તપસ્વી થાય છે. દેવપ્રયાગ, ગંગોતરીમાં ગૌમુખ, ઉત્તરકાશીમાં ગુપ્તકાશી, ત્રિયુગી નારાયણનાં દર્શન થાય છે. કેદાર અને બદ્રીનારાયણની પૂજા છ મહિના સુધી મનુષ્ય અને છ મહિના સુધી દેવતા કરે છે. મહાદેવનું મુખ

નેપાલમાં પશુપતિ, નિતમ્બ કેદાર અને તુઙ્ગનાથમાં જાનુ અને પગ અમરનાથમાં છે. તેનાં દર્શન, સ્પર્શન અને સ્નાન કરવાથી મુક્તિ થઈ જાય છે. ત્યાં કેદાર અને બદ્રીથી સ્વર્ગ જવા ચાહે તો જઈ શકે છે. ઇત્યાદિ વાતો કેવી છે ?

**ઉત્તર** - ઉત્તરથી પહાડોમાં જવાના એક માર્ગનો આરમ્ભ એ હરદ્વાર છે. હરની પૈડી એ માત્ર સ્નાનને માટે કુણ્ડનાં પગથિયાં બનાવ્યાં છે. સાચું પૂછો તો તે "હાડપૈડી" છે, કેમકે દેશદેશાન્તરના મૃતકોના હાડ એમાં પડ્યા કરે છે. પાપ કદી પણ કહીં ભોગવ્યા વિના છૂટી શકતાં નથી અને કપાતાં નથી.

તપોવન જ્યારે હશે ત્યારે હશે, હાલ તો તે "ભિક્ષુકવન" છે. તપોવનમાં જવાથી અને રહેવાથી કંઇ તપ નથી થતું, કિન્તુ તપ તો કરવાથી થાય છે, કેમકે ત્યાં ઘણા દુકાનદારો અસત્ય બોલનારા પણ રહે છે.

"**हिमवतः प्रभवति गङ्गा**" પહાડની ઉપરથી જલ પડે છે. ગોમુખનો આકાર તો ટકા લેનારાઓએ બનાવ્યો હશે. તે જ પહાડ પોપ લોકોનું સ્વર્ગ છે. ત્યાં ઉત્તરકાશી આદિ સ્થાન ધ્યાનીઓ માટે ઠીક છે, પરન્તુ દુકાનદારોને માટે તો ત્યાં પણ દુકાનદારી છે.

દેવપ્રયાગ પુરાણોના ગપોડાની લીલા છે. અર્થાત્ જ્યાં અલખનન્દા અને ગંગા મળી છે, તેથી ત્યાં દેવતા વસે છે, એવો ગપોડો ન મારે તો ત્યાં કોણ જાય ? અને ટકા કોણ આપે ? ગુમકાશી તો નથી, તે તો પ્રસિદ્ધ કાશી છે. ત્રણ યુગની ધૂણી તો નથી દેખાતી પરન્તુ પોપોની દશ-વીસ પેઢીની હશે. જેવી ખાખીઓની ધૂણી અને પારસીઓની અગિયારી સદૈવ બળતી રહે છે.

તપ્તકુણ્ડ પણ પહાડોની અંદર ઉષ્મા =ગરમી થાય છે તેમાં તપીને જળ આવે છે. તેની પાસેના બીજા કુણ્ડમાં ઉપરનું જળ અથવા જ્યાં ગરમી નથી, ત્યાંનું જળ આવે છે તેથી ઠંડું છે.

કેદારનું સ્થાન એ ભૂમિ બહુ જ સારી છે, પરન્તુ ત્યાં પણ એક જામી ગયેલા પથ્થર પર પૂજારી કે તેના ચેલાઓએ મન્દિર બનાવી રાખ્યું છે. ત્યાં મહન્ત, પૂજારી, પંડા, આંખના આંધળા અને ગાંઠના પૂરા પાસેથી માલ લઈને વિષયાનન્દ કરે છે. તેવી જ રીતે બદ્રીનારાયણમાં ઠગ વિદ્યાવાળા ઘણા બેઠેલા છે. "**રાવલજી**" ત્યાંના મુખ્ય છે. તે એક સ્ત્રી છોડી અનેક સ્ત્રી રાખી બેઠા છે. પશુપતિ એક મન્દિરનું અને પંચમુખી મૂર્તિનું નામ આપી રાખ્યું છે. જ્યારે કોઈ ન પૂછે ત્યારે એવી લીલા બલવતી થાય છે, પરન્તુ જેવા તીર્થના લોક ધૂર્ત ધન હરનારા હોય છે, તેવા પહાડી લોક નથી હોતા. ત્યાંની ભૂમિ બહુ રમણીય અને પવિત્ર છે.

**પ્રશ્ન** - વિન્ધ્યાચલમાં વિન્ધ્યેશ્વરી કાલી અષ્ટભૂજા પ્રત્યક્ષ સત્ય છે. વિન્ધ્યેશ્વરી ત્રણ સમયમાં ત્રણ રૂપ બદલે છે, અને તેના વાડામાં એક પણ માખી હોતી નથી. પ્રયાગ તીર્થરાજમાં માથું બોડાવેથી સિદ્ધિ અને ગંગા યમુનાના સઙ્ગમમાં સ્નાન કરવાથી ઇચ્છાસિદ્ધિ થાય છે; તેમ અયોધ્યા ઘણી વખત ઉડીને સઘળી વસ્તી સહિત સ્વર્ગમાં ચાલી ગઈ. મથુરા સર્વ તીર્થોથી અધિક; વૃન્દાવન લીલા સ્થાન અને ગોવર્ધન વ્રજયાત્રા એ સર્વ યાત્રા મોટા ભાગ્યોથી થાય છે; સૂર્યગ્રહણ પ્રસંગે કુરુક્ષેત્રમાં લાખો મનુષ્યોનો મેળો ભરાય છે. શું એ સર્વ વાતો મિથ્યા છે ?

**ઉત્તર** - પ્રત્યક્ષ તો આંખોથી ત્રણ મૂર્તિ દેખાય છે, કે જે પાષાણની મૂર્તિઓ છે અને ત્રણ કાળમાં ત્રણ પ્રકારના રૂપ હોવાનું કારણ પૂજારી લોકોની વસ્ત્રાદિ આભૂષણ પહેરાવવાની ચતુરાઈ છે. અને માખીઓ સહસ્ત્રો કે લાખો હોય છે એ મેં મારી આંખોએ જોયું છે.

પ્રયાગમાં કોઈ વાળંદે શ્લોક બનાવનાર અથવા પોપજીને કાંઈક ધન આપીને મુંડન કરાવવાનું મહાત્મ્ય બનાવ્યું વા બનાવરાવ્યું હશે. પ્રયાગમાં સ્નાન કરી સ્વર્ગમાં જાય, તો ત્યાંથી પાછા ફરી ઘેર આવતો કોઈ પણ

દેખાત નહીં. કિન્તુ ઘેર સર્વ આવતા જણાય છે. અથવા જે કોઈ ત્યાં ડૂબી મરતો હશે તેનો જીવ પણ આકાશમાં વાયુ સાથે ઘૂમીને જન્મ લેતો હશે. 'તીર્થરાજ' નામ પણ ટકા લેનારાઓએ રાખ્યું છે. જડમાં રાજા પ્રજાભાવ કદી પણ થઈ શકતો નથી.

એ મોટી અસમ્ભવ વાત છે કે અયોધ્યા નગરી તેની વસ્તી કૂતરાં, ગધેડાં, ભંગી, ચમાર અને જાજરૂ આદિ સહિત ત્રણ વાર સ્વર્ગમાં ગઈ. સ્વર્ગમાં તો નથી ગઈ, પણ ત્યાંની ત્યાં તો છે, પરન્તુ પોપજીના મુખ ગપોડામાં અયોધ્યા સ્વર્ગમાં ઊડી ગઈ. આ ગપોડા શબ્દરૂપે ઉડતા ફરે છે. એમ જ નૈમિષારણ્ય આદિની પણ પોપ લીલા જાણવી.

"મથુરા ત્રણ લોકથી નિરાળી" તો નથી, પરન્તુ એમાં ત્રણ જન્તુ મોટા લીલાધારી છે, કે જેને માટે જળ, સ્થળ અને અન્તરિક્ષમાં કોઈને સુખ મળવું કઠિન છે. એક - **ચોબા**; જે કોઈ સ્નાન કરવા જાય તો પોતાનો કર લેવાને ઊભા રહીને બકતા રહે છે. "લાવો યજમાન ! ભાંગ, મર્ચી અને લાડુ. ખાઈ, પીને યજમાનની જય મનાવીએ." **બીજા** - જળમાં **કાચબા**, જે કરડી ખાય છે, જેથી ઘાટ પર સ્નાન કરવું પણ કઠિન થઈ પડે છે. **ત્રીજા** - ઉપર આકાશમાં **લાલ મુખના વાંદરા.** જે પાઘડી, ટોપી, ઘરેણાં અને જોડાં સુદ્ધાં પણ છોડતા નથી. કરડી ખાય છે, ધક્કા દે છે અને પાડીને મારી પણ નાખે છે. આ ત્રણે પોપ અને પોપજીના ચેલાઓના પૂજનીય છે. કાચબાની અનેકમણ ચણા આદિ અન્નથી, અને વાંદરાની ચણા અને ગોળ આદિથી તથા ચોબાઓની દક્ષિણા અને લાડુઓથી તેમના સેવકો સેવા કર્યા કરે છે. તથા વૃન્દાવન જ્યારે હતું ત્યારે હતું હમણાં તો વેશ્યાવનવત્ છે. તેમાં લલ્લા-લલ્લી અને ગુરુચેલી આદિની લીલા ફેલાઈ રહી છે. તેમજ દીપમાલિકાના મેળામાં ગોવર્ધન અને વ્રજયાત્રામાં પણ પોપોને તાલ પડે છે. કુરુક્ષેત્રમાં પણ એ જ જીવિકાની લીલા સમજી લો. એમાં જે કોઈ ધાર્મિક પરોપકારી પુરુષ છે, તે આ પોપ લીલાથી પૃથક્ થઈ જાય છે.

**પ્રશ્ન** - આ મૂર્તિપૂજા અને તીર્થ સનાતનથી ચાલ્યાં આવે છે, તે જૂઠાં કેમ કરી હોઈ શકે છે ?

**ઉત્તર** - તમે સનાતન કોને કહો છો ? જે સદાથી ચાલ્યું આવે છે તેને ? જો એ સદાથી છે તો વેદ અને બ્રાહ્મણાદિ ઋષિ-મુનિ કૃત પુસ્તકોમાં એનાં નામ કેમ નથી ? કે મૂર્તિપૂજા અઢી કે ત્રણ હજાર વર્ષની અન્દર અન્દર વામમાર્ગી અને જૈનીઓથી ચાલી છે. પ્રથમ આર્યાવર્તમાં ન હતી. અને આ તીર્થ પણ ન હતાં. જ્યારે જૈનીઓએ ગિરનાર, પાલીતાણા, શિખર, શત્રુંજય અને આબુ આદિ તીર્થ સ્થાપ્યાં તે જોઈને તેમની પેઠે આ લોકોએ પણ બનાવી લીધું. જો કોઈ એના આરંભની પરીક્ષા કરવા ચાહે, તો પંડાની જૂનામાં જૂની વહી અને તામ્બાના પત્રાદિ લેખ જુએ, તો નિશ્ચય થઈ જશે કે આ સઘળાં તીર્થ પાંચસો અથવા એક હજાર વર્ષની અંદર જ થયાં છે. સહસ્ર વર્ષથી પૂર્વના લેખ કોઈ પાસેથી નીકળતા નથી. એથી તે આધુનિક છે.

**પ્રશ્ન** - જે જે તીર્થ કે નામનું માહાત્મ્ય અર્થાત્ જેમ **"अन्यक्षेत्रे कृतं पापं काशीक्षेत्रे विनश्यति"** ઇત્યાદિ વાતો છે, તે સાચી છે કે નહીં ?

**ઉત્તર** - નહીં. કેમકે જો પાપ છૂટી જતાં હોય, તો દરિદ્રોને ધન, રાજપાટ અને આંધળાને આંખ મળી જાય અને કોઢિયાના કોઢ આદિ રોગ છૂટી જાત, પણ એમ થતું નથી. તેથી પાપ કે પુણ્ય કોઈનાં છૂટતાં નથી.

**પ્રશ્ન** - **गङ्गा गङ्गेति यो ब्रूयाद्योजनानां शतैरपि । मुच्यते सर्वपापेभ्यो विष्णुलोकं स गच्छति ॥१॥**

**हरिर्हरति पापानि हरिरित्यक्षरद्वयम् ॥२॥**

**प्रातःकाले शिवं दृष्ट्वा निशि पापं विनश्यति । आजन्मकृतं मध्याह्ने सायाह्ने सप्तजन्मनाम् ॥३॥**

-ઇત્યાદિ શ્લોકો પોપ પુરાણનાં છે.

જે સેંકડો હજારો કોશ દૂરથી પણ ગઙ્ગા-ગઙ્ગા કહે તો તેના પાપ નષ્ટ થઈને વિષ્ણુલોક અર્થાત્ વૈકુણ્ઠે જાય છે. ।૧।। "હરિ" આ બે અક્ષરોનું નામોચ્ચારણ સર્વ પાપને હરી લે છે. તેવી જ રીતે રામ, કૃષ્ણ, શિવ, ભગવતી આદિ નામોનું માહાત્મ્ય છે. ।૨।। અને જે મનુષ્ય પ્રાતઃકાલમાં શિવ અર્થાત્ લિંગ કે તેની મૂર્તિનું દર્શન કરે, તો રાત્રિએ કરેલું પાપ, મધ્યાહ્નમાં દર્શન કરે તો જન્મભરનું અને સાયંકાલે દર્શન કરે તો સાત જન્મોનું પાપ છૂટી જાય છે. ।।૩।। એ દર્શનનું માહાત્મ્ય છે. ।।૩।। એ શું જૂઠું થઈ જશે ?

**ઉત્તર** - મિથ્યા હોવામાં શી શંકા ? કેમકે ગંગા-ગંગા કે હરે રામ, કૃષ્ણ, નારાયણ, શિવ અને ભગવતીના નામ સ્મરણથી પાપ કદી પણ છૂટતાં નથી. જો છૂટતાં હોય, તો દુઃખી કોઈ રહે નહીં ! અને વળી પાપ કરવાથી કોઈ પણ ડરે નહીં. જેમકે આજ કાલ પોપલીલામાં પાપ વૃદ્ધિ પામતું રહ્યું છે. મૂઢોને એવો વિશ્વાસ છે કે અમે પાપ કરી નામસ્મરણ કે તીર્થયાત્રા કરીશું, તો પાપોની નિવૃત્તિ થઈ જશે. એ જ વિશ્વાસ પર પાપ કરીને આ લોક અને પરલોકનો નાશ કરે છે. પરન્તુ કરેલું પાપ તો ભોગવવું જ પડે છે.

**પ્રશ્ન** - તો કોઈ તીર્થ, નામસ્મરણ સત્ય છે કે નહીં ?

**ઉત્તર** - છે. વેદાદિ, સત્યશાસ્ત્રોનું ભણવું-ભણાવવું, ધાર્મિક વિદ્વાનોનો સંગ, પરોપકાર, ધર્માનુષ્ઠાન, યોગાભ્યાસ, નિર્વૈર, નિષ્કપટ, સત્યભાષણ, સત્યનું માનવું, સત્ય કરવું, બ્રહ્મચર્ય સેવન, આચાર્ય, અતિથિ અને માતા-પિતાની સેવા, પરમેશ્વરની સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના, શાન્તિ, જિતેન્દ્રિયતા, સુશીલતા, ધર્મયુક્તપુરુષાર્થ, જ્ઞાન-વિજ્ઞાન આદિ શુભ ગુણકર્મ દુઃખોથી તારનાર હોવાથી એ તીર્થ છે. અને જે જળ અને સ્થળમય છે તે તીર્થ કદી થઈ શકતાં નથી. કેમકે "**जना यैस्तरन्ति तानि तीर्थानि**" મનુષ્ય જેણે કરીને દુઃખોથી તરે, તેનું નામ તીર્થ છે. જળ સ્થળ તારનાર નથી કિન્તુ ડુબાવી મારનાર છે. પ્રત્યુત નૌકા આદિનું નામ તીર્થ થઈ શકે છે, કેમકે એનાથી પણ સમુદ્ર વગેરેને તરાય છે.

**समानतीर्थे वासी ।।१।। पा० अ० ४.४.१०७ ।।**

**नमस्तीर्थाय च ।।२।। यजुः० अ० १६ ( मं० ४२ ) ।।**

જે બ્રહ્મચારી એક આચાર્યથી અને શાસ્ત્રને સાથે સાથે ભણતા હોય, તે સર્વ સતીર્થ્ય - અર્થાત્ સમાનતીર્થસેવી હોય છે. જે વેદાદિ શાસ્ત્ર અને સત્યભાષણાદિ ધર્મલક્ષણોમાં સાધુ હોય, તેને અન્નાદિ પદાર્થ આપવા અને તેમની પાસેથી વિદ્યા લેવી, ઇત્યાદિ તીર્થ કહેવાય છે. નામસ્મરણ તેને કહે છે :-

**यस्य नाम महद्यशः ।। यजु० ( अ० ३२ मं०३ ) ।।**

પરમેશ્વરનું નામ મોટા યશ અર્થાત્ ધર્મયુક્ત કામોનું કરવું છે. જેમકે - બ્રહ્મ, પરમેશ્વર, ઈશ્વર, ન્યાયકારી, દયાળુ, સર્વશક્તિમાન, આદિ નામ પરમેશ્વરના ગુણ, કર્મ, સ્વભાવથી છે. જેમ બ્રહ્મ=સર્વથી મોટો - શ્રેષ્ઠ; પરમેશ્વર=ઈશ્વરોનો ઈશ્વર; ઈશ્વર=સામર્થ્યયુક્ત; ન્યાયકારી=કદી અન્યાય નથી કરતો; દયાળુ=સર્વ પર કૃપાદષ્ટિ રાખે છે; સર્વશક્તિમાન=પોતાના સામર્થ્યથી સર્વ જગતની ઉત્પત્તિ સ્થિતિ પ્રલય કરવામાં કોઈની સહાય નથી લેતો; બ્રહ્મા=વિવિધ જગતના પદાર્થોનો બનાવનાર; વિષ્ણુ=સર્વમાં વ્યાપક થઈને રક્ષા કરનાર; મહાદેવ=સર્વ દેવોનો દેવ; રુદ્ર=પ્રલય કરનાર આદિ નામોના અર્થોને પોતાનામાં ધારણ કરે. અર્થાત્ મોટા કામોમાં મોટો થાય, સમર્થોમાં સમર્થ થાય, સામર્થ્યને વધારતો જાય. અધર્મ કદી કરે નહીં. સર્વ ઉપર દયા રાખે. સર્વ પ્રકારનાં સાધનોને સમર્થ કરે. શિલ્પવિદ્યાથી નાના પ્રકારના પદાર્થોને બનાવે. સર્વ સંસારમાં પોતાના આત્મા તુલ્ય સુખ-દુઃખ સમજે. સર્વની રક્ષા કરે. વિદ્વાનોમાં વિદ્વાન્ થાય. દુષ્ટ કર્મ અને દુષ્ટ કર્મો કરનારને પ્રયત્નથી દણ્ડ કરે. અને સજ્જનોની રક્ષા કરે. એ પ્રકારે પરમેશ્વરનાં નામોના અર્થ જાણીને પરમેશ્વરના

ગુણ, કર્મ, સ્વભાવને અનુકૂળ પોતાના ગુણ, કર્મ, સ્વભાવને કરતાં જવું, તે જ પરમેશ્વરનું નામ સ્મરણ છે.

**પ્રશ્ન** - **गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः । गुरुरेव परं ब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥**

ઇત્યાદિ "**ગુરુમાહાત્મ્ય**" તો સાચું છે ? ગુરુના પગ ધોઈને પીવા, જેવી આજ્ઞા કરે તેવું કરવું, ગુરુ લોભી હોય તો વામનની સમાન, ક્રોધી હોય તો નરસિંહની સદૃશ, મોહી હોય તો રામને તુલ્ય અને કામી હોય તો કૃષ્ણને તુલ્ય ગુરુને જાણવો. ચાહે ગુરુજી કેવુંય પાપ કરે, તો પણ અશ્રદ્ધા ન કરવી. સન્ત કે ગુરુના દર્શને જવામાં ડગલે-પગલે અશ્વમેધનું ફળ મળે છે, એ વાત ઠીક છે કે નહીં ?

**ઉત્તર** - ઠીક નથી. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને પરબ્રહ્મ- આ પરમેશ્વરનાં નામ છે. તેની તુલ્ય ગુરુ કદી થઈ શકતો નથી. આ ગુરુમાહાત્મ્ય, ગુરુગીતા પણ એક મોટી પોપલીલા છે. ગુરુ તો માતા, પિતા, આચાર્ય અને અતિથિ હોય છે. એમની સેવા કરવી, એમની પાસે વિદ્યા, શિક્ષા, લેવી-દેવી શિષ્ય અને ગુરુનું કામ છે. પરન્તુ ગુરુ લોભી, ક્રોધી, મોહી અને કામી હોય, તો તેને સર્વથા છોડી દેવો અને શિક્ષા કરવી. સહજ શિક્ષાથી ન માને તો અર્ધ્ય, પાદ્ય અર્થાત્ તાડન, દણ્ડ, પ્રાણહરણ સુધી પણ કરવામાં કાંઈ દોષ નથી. જેનું વિદ્યાદિ સદ્ગુણોમાં ગુરુત્વ નથી, જે જૂઠ-મૂઠ કણ્ઠી તિલક વેદવિરુદ્ધ મન્ત્રોપદેશ કરનારા છે, તે ગુરુ જ નથી, કિન્તુ ગડરિયા એટલે ભરવાડ જેવા છે. જેમ ભરવાડ પોતાના ઘેટાં, બકરાંઓથી દૂધ આદિનું પ્રયોજન સિદ્ધ કરે છે, તેમ શિષ્યોના એટલે ચેલા-ચેલીઓનું ધન હરીને પોતાનું પ્રયોજન સિદ્ધ કરે છે. તેઓ -

*दोहा* - **गुरु लोभी चेला लालची, दोनों खेले दाव ।**
**भवसागर में डूबते, बैठ पत्थर की नाव ॥**

ગુરુ સમજે કે ચેલા-ચેલી કાંઈને કાંઈ પણ આપશે જ અને ચેલા સમજે કે ચાલો ગુરુ જૂઠા સોગન્દ ખાવા, પાપ છોડાવા (ના કામમાં આવશે) આદિ લાલચથી એ બન્ને કપટમુનિ ભવસાગરના દુઃખમાં ડૂબે છે, જેમ પથ્થરની નૌકામાં બેસનાર સમુદ્રમાં ડૂબી મરે છે. એવા ગુરુ અને ચેલાના મુખ પર ધૂળ, રાખ પડો. તેમની પાસે કોઈ પણ ઊભું ન રહે. જે રહે તે દુઃખસાગરમાં પડશે. જેવી પોપ લીલા પૂજારી, પુરાણીઓએ ચલાવી છે, તેવી જ એ ગડરિયા ગુરુઓએ પણ લીલા મચાવી છે. આ સઘળાં કામો સ્વાર્થી લોકોનાં છે. જે પરમાર્થી લોકો છે, તે પોતે દુઃખ પામે તો જગતનો ઉપકાર કરવો છોડતા નથી અને ગુરુમાહાત્મ્ય અને ગુરુગીતા આદિ પણ એ જ કુકર્મી ગુરુઓએ બનાવી છે.

**પ્રશ્ન** - **अष्टादशपुराणानां कर्ता सत्यवतीसुतः ॥१॥**
**इतिहासपुराणाभ्यां वेदार्थमुपबृंहयेत् ॥२॥ महाभारते० ( आदि० ३.२. ६७ )**
**पुराणानि खिलानि च ॥३॥ मनु० ( ३.२३२ )**
**इतिहासपुराणः पञ्चमो वेदानां वेदः ॥४॥ छान्दोग्य० ( ७. १. ४ )**
**दशमेऽहनि किञ्चित्पुराणमाचक्षीत ॥५॥ पुराणविद्या वेदः ॥६॥ सूत्रम् ॥**

અઢારેય પુરાણોના કર્તા વ્યાસજી છે. વ્યાસવચનનું પ્રમાણ અવશ્ય કરવું જોઈએ. ।૧।। ઇતિહાસ, મહાભારત અને અઢાર પુરાણોથી વેદના અર્થ ભણે ભણાવે. કેમકે ઇતિહાસ અને પુરાણ વેદોના જ અર્થને અનુકૂળ છે. ।।૨।। પિતૃકર્મમાં પુરાણ અને હરિવંશની કથા સાંભળવી. ।।૩।। ઇતિહાસ અને પુરાણ પાંચમો વેદ કહેવાય છે. ।।૪।। અશ્વમેધની સમાપ્તિમાં દશમે દિવસે થોડાક પુરાણની કથા સાંભળવી. ।।૫।। પુરાણ વિદ્યા વેદાર્થના જાણવાથી વેદ છે.।।૬।। ઇત્યાદિ પ્રમાણોથી પુરાણનાં પ્રમાણ અને એના પ્રમાણોથી મૂર્તિપૂજા અને તીર્થોનું પણ પ્રમાણ છે, કેમકે પુરાણોમાં મૂર્તિપૂજા અને તીર્થોનું વિધાન છે.

**ઉત્તર** - જો અઢારેય પુરાણોના કર્તા વ્યાસજી હોત, તો તેમાં એટલા ગપોડા ન હોત. કેમકે વ્યાસોક્ત

શારીરકસૂત્ર, યોગશાસ્ત્રનાં ભાષ્ય આદિ ગ્રન્થોના જોવાથી વિદિત થાય છે કે વ્યાસજી મોટા વિદ્વાન, સત્યવાદી, ધાર્મિક અને યોગી હતા. તે આવી મિથ્યા કથા કદી લખે નહીં. અને એથી એ સિદ્ધ થાય છે કે જે સમ્પ્રદાયી પરસ્પર વિરોધી લોકોએ ભાગવતાદિ નવીન કપોલકલ્પિત ગ્રન્થો બનાવ્યા છે, તેમાં વ્યાસજીના ગુણોનો લેશ પણ નથી અને વેદશાસ્ત્રવિરુદ્ધ અસત્યવાદ લખવું એ વ્યાસ સદશ વિદ્વાનોનું કામ નથી; કિન્તુ એ કામ વિરોધી, સ્વાર્થી અને અવિદ્વાન્ લોકોનું છે. ઇતિહાસ અને પુરાણ શિવપુરાણ આદિનું નામ નથી, કિન્તુ :

**ब्राह्मणानीतिहासान् पुराणानि कल्पान् गाथा नाराशंसीरिति ॥**

આ બ્રાહ્મણ અને સૂત્રોનું વચન છે. ઐતરેય, શતપથ, સામ અને ગોપથ બ્રાહ્મણ ગ્રન્થોનાં જ ઇતિહાસ, પુરાણ, કલ્પ, ગાથા અને નારાશંસી એ પાંચ નામ છે. (**इतिहास**) - જેમ જનક અને યાજ્ઞવલ્ક્યનો સંવાદ. (**पुराण**) જગદુત્પત્તિ આદિનું વર્ણન. (**कल्प**) વેદ શબ્દોના સામર્થ્યનું વર્ણન અને અર્થ નિરૂપણ કરવું. (**गाथा**) કોઈના દૃષ્ટાન્ત દ્રાષ્ટાન્તરૂપ કથા પ્રસંગ કહેવા. (**नाराशंसीः**) મનુષ્યોનાં પ્રશંસનીય કે અપ્રશંસનીય કર્મોનું કથન કરવું. આથી જ વેદાર્થનો બોધ થાય છે.

પિતૃકર્મ અર્થાત્ જ્ઞાનીઓની પ્રશંસામાં કાંઈ સાંભળવું, અશ્વમેધના અન્તમાં પણ એનું જ સાંભળવું લખ્યું છે, કેમકે જે વ્યાસકૃત ગ્રન્થ છે તેનું સાંભળવું-સંભળાવવું વ્યાસજીના જન્મ પશ્ચાત્ થઈ શકે છે, પૂર્વે નહીં. જ્યારે વ્યાસજીનો જન્મ પણ થયો ન હતો, ત્યારે પણ વેદાર્થને ભણતા-ભણાવતા, સાંભળતા-સંભળાવતા હતા. એથી સર્વથી પ્રાચીન બ્રાહ્મણ ગ્રન્થોમાં જ આ સર્વ ઘટના થઈ શકે છે. આ નવીન કપોલકલ્પિત શ્રીમદ્ભાગવત, શિવપુરાણાદિ મિથ્યા વા દુષિત ગ્રન્થોમાં તે ઘટી શકતી નથી.

જ્યારે વ્યાસજી વેદ ભણ્યા અને ભણીને વેદાર્થ ફેલાવ્યો, એથી જ તેમનું નામ "વેદવ્યાસ" પડ્યું છે. કેમકે આર-પારની મધ્ય રેખાને વ્યાસ કહે છે, અર્થાત્ ઋગ્વેદના આરમ્ભથી લઈને અથર્વવેદના પાર પર્યન્ત ચારે વેદ ભણ્યા હતા અને શુકદેવ તથા જૈમિની આદિ શિષ્યોને ભણાવ્યા પણ હતા. નહીં તો તેમના જન્મનું નામ તો **कृष्णद्वैपायन** હતું. જો કોઈ એમ કહે કે વેદોને વ્યાસજીએ એકઠા કર્યા, તો એ વાત જૂઠી છે. કેમકે વ્યાસજીના પિતા, પિતામહ, પ્રપિતામહ, પરાશર, શક્તિ, વસિષ્ઠ અને બ્રહ્મા આદિ પણ ચારે વેદ ભણ્યા હતા. તો પછી એ વાત કેમ ઘટી શકે ?

**પ્રશ્ન** - પુરાણોમાં બધી વાતો જૂઠી છે કે કોઈ સાચી પણ છે ?

**ઉત્તર** - ઘણી વાતો જૂઠી છે અને કોઈ ઘુણાક્ષરન્યાયથી સાચી પણ છે. જે સાચી છે તે વેદાદિ શાસ્ત્રોની છે અને જે જૂઠી છે તે આ પોપોનાં પુરાણરૂપ ઘરની છે. જેમ શિવપુરાણમાં શૈવોએ શિવને પરમેશ્વર માનીને વિષ્ણુ, બ્રહ્મા, ઇન્દ્ર, ગણેશ અને સૂર્યાદિને તેમના દાસ ઠરાવ્યા; વૈષ્ણવોએ વિષ્ણુપુરાણ આદિમાં વિષ્ણુને પરમાત્મા માન્યા અને શિવ આદિને વિષ્ણુના દાસ બનાવ્યા; દેવી ભાગવતમાં દેવીએ પરમેશ્વરી અને શિવ, વિષ્ણુ આદિને તેના કિંકર બનાવ્યા; ગણેશ ખંડમાં ગણેશને ઈશ્વર અને શેષ સર્વને દાસ બનાવ્યા. ભલા ! એ વાત સમ્પ્રદાયી લોકોની નહીં તો કોની છે ? એક મનુષ્યની આ રચનામાં એવી પરસ્પર વિરુદ્ધ વાત નથી હોતી, તો વિદ્વાનની રચનામાં કદી આવી શકતી નથી. એમાં એક વાતને સાચી માનીએ તો બીજી જૂઠી અને જો બીજીને સાચી માનીએ, તો ત્રીજી જૂઠી અને ત્રીજીને સાચી માનીએ તો અન્ય સઘળી જૂઠી થાય છે.

શિવપુરાણવાળા શિવથી, વિષ્ણુપુરાણવાળા વિષ્ણુથી, દેવીપુરાણવાળા દેવીથી, ગણેશખંડવાળા ગણેશથી, સૂર્યપુરાણવાળા સૂર્યથી અને વાયુપુરાણવાળા વાયુથી સૃષ્ટિની ઉત્પત્તિ અને પ્રલય લખીને પછી એક-એકથી એક-એક જે જગતનું કારણ લખ્યું, તેની ઉત્પત્તિ એક-એકથી લખી છે. કોઈ પૂછે કે જે જગતની

ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરનાર છે તે ઉત્પન્ન થઈ શકે છે ? અને જે ઉત્પન્ન થાય છે તે સૃષ્ટિનું કારણ કદી થઈ શકે છે કે નહીં ? તો કેવલ ચૂપ રહ્યા સિવાય કાંઈ પણ કહી શકતા નથી. અને એ સર્વના શરીરની ઉત્પત્તિ પણ એનાથી થઈ હશે, તો પછી તે પોતે સૃષ્ટિ-પદાર્થ અને પરિચ્છિન્ન હોઈને સંસારની ઉત્પત્તિના કર્તા કેમ કરી થઈ શકે ? વળી ઉત્પત્તિ પણ વિલક્ષણ પ્રકારથી માની છે, કે જે સર્વથા અસમ્ભવ છે. જેમકે :-

"શિવપુરાણ"માં શિવે ઇચ્છા કરી કે હું સૃષ્ટિ કરું, ત્યારે એક નારાયણ જળાશયને ઉત્પન્ન કરી, તેની નાભિથી કમળ અને કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા. તેણે જોયું કે સર્વ જળમય છે. જળની અંજલિ ઉઠાવી જોઈને જળમાં નાખી દીધી. તેનાથી એક પરપોટો થયો, અને તે પરપોટામાંથી એક પુરુષ ઉત્પન્ન થયો. તેણે બ્રહ્માને કહ્યું કે 'હે પુત્ર ! સૃષ્ટિ ઉત્પન્ન કર'. બ્રહ્માએ તેને કહ્યું કે 'હું તારો પુત્ર નથી, કિન્તુ તું મારો પુત્ર છે'. તેમનામાં વિવાદ થયો અને દિવ્યસહસ્રવર્ષ પર્યન્ત બન્ને જળ પર લડતા રહ્યા. ત્યારે મહાદેવે વિચાર કર્યો કે જેમને મેં સૃષ્ટિ કરવા મોકલ્યા હતા તે બન્ને આપસમાં લડી-ઝઘડી રહ્યા છે. ત્યારે એ બન્નેના વચમાંથી એક તેજોમય લિંગ ઉત્પન્ન થયું અને તે શીઘ્ર આકાશમાં ચાલ્યું ગયું. તેને જોઈને બન્ને સાશ્ચર્ય થઈ ગયા. અને વિચાર્યું કે એનો આદિ-અન્ત લેવો જોઈએ. જે આદિ-અન્ત લઈને શીઘ્ર આવે તે પિતા અને પછી આવે કે પત્તો લઈ ન આવે તે પુત્ર કહેવાય. વિષ્ણુ કૂર્મ(કાચબા)નું સ્વરૂપ ધરીને નીચે ચાલ્યા અને બ્રહ્મા હંસનું શરીર ધારણ કરીને ઉપર ઊડ્યા. બન્ને મનોવેગથી ચાલ્યા. દિવ્યસહસ્રવર્ષ પર્યન્ત બન્ને ચાલતા રહ્યા, તો પણ તેનો અન્ત ન પામ્યા. ત્યારે વિષ્ણુ નીચેથી ઉપર તરફ અને બ્રહ્મા ઉપરથી નીચે તરફ ચાલ્યા. બ્રહ્માએ વિચાર્યું કે જો તે અન્ત લઈ આવ્યો હશે તો મારે પુત્ર બનવું પડશે; એમ વિચાર કરતા હતા એટલામાં એક ગાય અને એક કેતકીનું વૃક્ષ ઉપરથી ઉતરી આવ્યું. તેમને બ્રહ્માએ પૂછ્યું કે તમે ક્યાંથી આવ્યા ? તેમણે કહ્યું અમે હજાર વર્ષ થયા, આ લિંગના આધારે ચાલ્યાં આવીએ છીએ. બ્રહ્માએ પૂછ્યું કે એ લિંગનો છેડો છે કે નહીં ? તેમણે કહ્યું કે નથી. બ્રહ્માએ તેમને કહ્યું કે તમે મારી સાથે ચાલો અને એવી સાક્ષી આપો કે હું એ લિંગના શિર પર દૂધની ધારા વર્ષાવતી હતી અને વૃક્ષે કહેવું કે હું ફૂલ વર્ષાવતો હતો. એવી સાક્ષી આપો તો હું તમને ઠેકાણે લઈ જાઉં. તેમણે કહ્યું કે અમે જૂઠી સાક્ષી આપીશું નહીં. ત્યારે બ્રહ્મા કુપિત થઈને બોલ્યા કે જો સાક્ષી નહીં આપો, તો હું તમને હમણાં ભસ્મ કરી નાખું છું. ત્યારે બન્નેએ ડરીને કહ્યું કે અમે જેવી તમે કહો છો, તેવી સાક્ષી આપીશું. ત્યારે ત્રણે નીચલી બાજુ તરફ ચાલ્યા.

વિષ્ણુ પ્રથમ જ આવી ગયા હતા. બ્રહ્મા પણ આવી પહોંચ્યા. વિષ્ણુને પૂછ્યું કે તું અન્ત લાવ્યો કે નહીં ? ત્યારે વિષ્ણુ બોલ્યો, મને એનો અન્ત મળ્યો નથી. બ્રહ્માએ કહ્યું કે હું લઈ આવ્યો. વિષ્ણુએ કહ્યું કે કોઈ સાક્ષી આપો. ત્યારે ગાય અને વૃક્ષે સાક્ષી આપી. અમે બન્ને લિંગના શિર પર હતા. ત્યારે લિંગમાંથી શબ્દ નીકળ્યો અને વૃક્ષને શાપ દીધો કે જેથી તું જૂઠું બોલ્યું તે કારણથી તારું ફુલ મારી અથવા અન્ય દેવના ઉપર જગતમાં કોઈ સ્થળે ચડશે નહીં, અને જે કોઈ ચડાવશે તેનો સત્યાનાશ થશે. ગાયને શાપ દીધો કે જે મુખથી તું જૂઠું બોલી, તે મુખથી વિષ્ટા ખાયા કરજે, તારા મુખની પૂજા કોઈ નહીં કરે કિન્તુ પૂંછડાની કરશે. તથા બ્રહ્માને શાપ દીધો કે તું મિથ્યા બોલ્યો તે માટે તારી પૂજા સંસારમાં કોઈ સ્થળે થશે નહીં. અને વિષ્ણુને વરદાન આપ્યું કે તું સત્ય બોલ્યો, તેથી તારી પૂજા સર્વત્ર થશે.

પુનઃ બન્નેએ લિંગની સ્તુતિ કરી. તેથી પ્રસન્ન થઈને એ લિંગમાંથી એક જટા જૂટ મૂર્તિ નીકળી આવી અને કહ્યું કે તમને મેં સૃષ્ટિ કરવા માટે મોકલ્યા હતા અને તમે ઝઘડામાં કેમ પડ્યા ? બ્રહ્મા અને વિષ્ણુએ કહ્યું કે અમે સામગ્રી વિના સૃષ્ટિ ક્યાંથી કરીએ ? ત્યારે મહાદેવે પોતાની જટામાંથી એક ભસ્મનો ગોળો કાઢીને

આપ્યો અને કહ્યું કે જાઓ એમાંથી સર્વ સૃષ્ટિ બનાવો, ઈત્યાદિ.

ભલા કોઈ એ પુરાણોના બનાવનારને પૂછે કે જ્યારે સૃષ્ટિ તત્ત્વ અને પંચમહાભૂત પણ ન હતા, ત્યારે બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવના શરીર, જળ, કમળ, લિંગ, ગાય, કેતકીનું વૃક્ષ તથા ભસ્મનો ગોળો એ શું તમારા દાદાના ઘરમાંથી આવી પડ્યાં ?

આ જ રીતે **"ભાગવત"**માં વિષ્ણુની નાભિથી કમળ, કમળથી બ્રહ્મા અને બ્રહ્માના જમણા પગના અંગૂઠાથી સ્વાયમ્ભુવ અને ડાબા પગના અંગૂઠાથી સત્યરૂપા રાણી; લલાટથી રુદ્ર અને મરીચિ આદિ દશ પુત્ર તથા તેનાથી દશ પ્રજાપતિ થયા. તેમની તેર પુત્રીઓના વિવાહ કશ્યપ સાથે થયા. તેમાંથી દિતિથી દૈત્ય, દનુથી દાનવ, અદિતિથી આદિત્ય, વિનતાથી પક્ષી, કદ્રુથી સર્પ, સરમાથી કુતરાં, શિયાળ આદિ અને અન્ય સ્ત્રીઓથી હાથી, ઘોડા, ઊંટ, ગધેડાં, ભેંસ, પાડા, ઘાસ, ફૂસ અને બાવળ વગેરે વૃક્ષ કાંટાસહિત ઉત્પન્ન થઈ ગયાં.

વાહ રે વાહ ! ભાગવતના બનાવનાર લાલ બુઝક્કડ !! શું કહેવું ? આવી આવી મિથ્યા વાતો લખવામાં તને જરા પણ લજ્જા અને શરમ ન આવી ? કેવળ આંધળો જ બની ગયો ? સ્ત્રી-પુરુષના રજવીર્યના સંયોગથી મનુષ્ય તો બને જ છે, પરન્તુ પરમેશ્વરની સૃષ્ટિક્રમથી વિરુદ્ધ પશુ, પક્ષી, સર્પાદિ કદી પણ ઉત્પન્ન થઈ શકતાં નથી. વળી હાથી, ઊંટ, સિંહ, કુતરાં, ગધેડાં અને વૃક્ષાદિનો સ્ત્રીના ગર્ભાશયમાં સ્થિત થવાનો અવકાશ ક્યાં હોઈ શકે છે ? તથા સિંહ આદિ ઉત્પન્ન થઈને પોતાના મા-બાપને કેમ ન ખાઈ ગયા. અને વળી મનુષ્ય શરીરથી પશુ, પક્ષી અને વૃક્ષાદિનું ઉત્પન્ન થવું, એ કેમ કરી સમ્ભવ થઈ શકે છે ?

શોક છે એ લોકોની રચેલી આ મહા અસમ્ભવ લીલા પર, કે જેણે સંસારને હજી સુધી ભરમાવી રાખ્યો છે ! ભલા આ મહાજૂઠ વાતોને પેલા આંધળા પોપ અને બહાર-અંદરની ફૂટેલી આંખોવાળા એમના ચેલા સાંભળે છે અને માને છે. મોટા આશ્ચર્યની વાત છે કે એ મનુષ્ય છે કે અન્ય કોઈ ? !! આ ભાગવતાદિ પુરાણોના બનાવનારા ગર્ભમાં જ કેમ નષ્ટ ન થઈ ગયા ? કે જન્મ સમયે કેમ ન મરી ગયા ? કેમકે એ પાપોથી બચત, તો આ આર્યાવર્ત્ત દેશ દુઃખોથી બચી જાત.

**પ્રશ્ન** - આ વાતોમાં વિરોધ આવી શકતો નથી. કેમકે "જેનો વિવાહ તેનાં ગીત" જ્યારે વિષ્ણુની સ્તુતિ કરવા લાગ્યા, ત્યારે વિષ્ણુને પરમેશ્વર અને અન્યને દાસ, જ્યારે શિવના ગુણ ગાવા લાગ્યા, ત્યારે શિવને પરમાત્મા અને અન્યને કિંકર બનાવ્યા. અને પરમેશ્વરની માયામાં એ સર્વ બની શકે છે. મનુષ્યથી પશુ આદિ અને પશુ આદિથી મનુષ્ય આદિની ઉત્પત્તિ પરમેશ્વર કરી શકે છે. જુઓ ! વિના કારણ પોતાની માયાથી સર્વ સૃષ્ટિ ખડી કરી દીધી છે. એમાં કઈ વાત અઘટિત છે ? જે કરવા ચાહે, તે સર્વ કરી શકે છે.

**ઉત્તર** - અરે ભોળા લોકો ! વિવાહમાં જેના ગીત ગાવ છો, તેને સર્વથી મોટો અને બીજાને નાના, કે તેમની નિન્દા અથવા તેને સૌનો બાપ તો નથી બનાવતા ને ? કહો પોપજી ! તમે ભાટ અને ખુશામતી ચારણોથી પણ વધારે ગપ્પી થયા કે નહીં ? કે જેની પાછળ લાગો તેને સર્વથી શ્રેષ્ઠ બનાવો અને જેની સાથે વિરોધ કરો, તેને સર્વથી નીચ ઠરાવો. તમારે સત્ય અને ધર્મ સાથે શું પ્રયોજન ? કિન્તુ તમને તો તમારા સ્વાર્થની સાથે જ કામ છે. માયા મનુષ્યમાં હોઈ શકે છે. છલી-કપટી છે, તેને જ માયાવી કહે છે. પણ પરમેશ્વરમાં છલ-કપટાદિ દોષ ન હોવાથી તેને માયાવી કહી શકાય નહીં. જો આદિ સૃષ્ટિમાં કશ્યપ અને કશ્યપની સ્ત્રીઓથી પશુ, પક્ષી, સર્પ, વૃક્ષાદિ થયાં હતાં, તો આજકાલ પણ એવાં સન્તાન કેમ નથી થતાં ? સૃષ્ટિક્રમ કે જે પ્રથમ લખી આવ્યા છીએ, તે જ ઠીક છે. અને અનુમાન છે કે પોપજી આ નીચેના મન્ત્ર ઉપરથી જ વગર સમજે બકયા હશે :-

**तस्मात्काश्यप्य इमाः प्रजाः** ॥ (शत० ७. ५. १. ५)

શતપથમાં આ લખ્યું છે કે આ સઘળી સૃષ્ટિ કશ્યપની બનાવેલી છે.

**कश्यपः कस्मात् पश्यको भवतीति** ॥ निरु० (अ० ३ खं० २)

સૃષ્ટિ કર્તા પરમેશ્વરનું નામ કશ્યપ એટલા માટે છે કે પશ્યક અર્થાત્ "**पश्यतीति पश्यः, पश्य एव पश्यकः**"। જે નિર્ભ્રમ હોઈને ચરાચર જગત્, સર્વ જીવ અને તેનાં કર્મો તથા સકલ વિદ્યાઓને યથાવત્ જુએ છે અને "**आद्यन्तविपर्य्यश्च**"। આ મહાભાષ્યનાં વચનથી આદિનો અક્ષર અન્ત અને અન્તનો વર્ણ આદિમાં આવવાથી **पश्यक** ઉપરથી **कश्यप** શબ્દ થઈ ગયો છે. એનો અર્થ ન જાણીને ભાંગના લોટા ચઢાવી પોપોએ પોતાનો જન્મ સૃષ્ટિ વિરુદ્ધ કથન કરવામાં નષ્ટ કર્યો.

જેમ **માર્કણ્ડેય** પુરાણના દુર્ગાપાઠમાં દેવોના શરીરોથી તેજ નીકળીને એક દેવી બની. તેણે મહિષાસુરને માર્યો. રક્તબીજના શરીરમાંથી એક બિન્દુ ભૂમિમાં પડવાથી તેના સદૃશ રક્તબીજ ઉત્પન્ન થવાથી સર્વ જગતમાં રક્તબીજનું ભરાઈ જવું, રુધિરની નદીનો પ્રવાહ ચાલવો-આદિ ગપોડાં બહુ જ લખી રાખ્યાં છે. જ્યારે રક્તબીજથી સર્વ જગત ભરાઈ ગયું હતું ત્યારે દેવી અને દેવીનો સિંહ અને તેની સેના ક્યાં રહી હતી? જો કહો કે દેવીથી દૂર-દૂર રક્તબીજ હતાં, તો સર્વ જગત્ રક્તબીજથી ભરાયું ન હતું. જો ભરાઈ જાત તો પશુ, પક્ષી, મનુષ્યાદિ પ્રાણી અને જલસ્થ મગરમચ્છ, કચ્છપ, મત્સ્ય વગેરે અને વનસ્પત્યાદિ વૃક્ષ ક્યાં રહેત? અહીં એ જ નિશ્ચિત જાણવું કે દુર્ગાપાઠ બનાવનારના ઘરમાં ભાગીને તેઓ ચાલ્યાં ગયાં હશે !!! જુઓ, કેવા તો અસમ્ભવ કથાના ગપોડાં ભાંગની લહેરમાં ઉડાવ્યા કે જેનું થડ કે ઠેકાણું જ નથી !!

હવે જેને શ્રીમદ્ભાગવત કહે છે, તેની લીલા સાંભળો.

બ્રહ્માજીને નારાયણે ચતુઃશ્લોકી ભાગવતનો ઉપદેશ કર્યો :-

**ज्ञानं परमगुह्यं मे यद्विज्ञानसमन्वितम् । सरहस्यं तदङ्गञ्च गृहाण गदितं मया ॥**

– भागवत० (स्कं०, २ अ० ९०. श्लो० ३०)

હે બ્રહ્માજી! તું મારું પરમગુહ્ય જ્ઞાન જે વિજ્ઞાન અને રહસ્યયુક્ત અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું અંગ છે, તેનું મારી પાસેથી ગ્રહણ કર. જ્યારે વિજ્ઞાનયુક્ત જ્ઞાન કહ્યું ત્યારે જ્ઞાનનું વિશેષણ પરમ રાખવું વ્યર્થ છે. અને વળી ગુહ્ય વિશેષણથી રહસ્ય પણ પુનરુક્ત છે. જ્યારે મૂળ શ્લોક અનર્થક છે, તો ગ્રન્થ અનર્થક કેમ નહીં? જ્યારે ભાગવતનું મૂળ જ જૂઠું છે, તો તેનું વૃક્ષ કેમ જૂઠું નહીં હોય? બ્રહ્માજીએ વરદાન આપ્યું કે :-

**भवान् कल्पविकल्पेषु न विमुह्यति कर्हिचित्** ॥ – भाग० (२. ९. ३६)

આપ કલ્પ=સૃષ્ટિ અને વિકલ્પ=પ્રલયમાં પણ મોહને કદી ન પ્રાપ્ત થશો. એમ લખીને પુનઃ દશમસ્કન્ધમાં 'મોહિત થઈને વત્સહરણ કર્યું', તો એ બેમાંથી એક વાત સાચી અને બીજી જૂઠી એમ થઈને બન્ને વાત જૂઠી. જ્યારે વૈકુણ્ઠમાં રાગ, દ્વેષ, ક્રોધ, ઈર્ષ્યા અને દુઃખ નથી ત્યારે સનકાદિકોને વૈકુણ્ઠના દ્વારમાં ક્રોધ કેમ થયો? જો ક્રોધ થયો તો તે સ્વર્ગ જ નહીં. ત્યારે જય, વિજય દ્વારપાળ હતા, સ્વામીની આજ્ઞા પાળવી જરૂર હતી. તેમણે સનકાદિકોને રોક્યા, તો તેમાં શું અપરાધ કર્યો? તેમના ઉપર અપરાધ વિના શાપ જ લાગી શકતો નથી. જ્યારે શાપ લાગ્યો કે તમે પૃથિવી પર પડો- તો આમ કહેવાથી એ સિદ્ધ થાય છે કે ત્યાં પૃથ્વી નહીં હોય. આકાશ, વાયુ, અગ્નિ અને જળ હશે; તો એવાં દ્વાર, મન્દિર અને જળ કોને આધારે હતાં? પછી જય, વિજયે સનકાદિકોની સ્તુતિ કરી કે મહારાજ! ફરી અમે વૈકુણ્ઠમાં ક્યારે આવીશું? તેમણે તેમને કહ્યું કે જો પ્રેમથી નારાયણની ભક્તિ કરશો, તો સાતમે જન્મે અને જો વિરોધથી ભક્તિ કરશો, તો ત્રીજે જન્મે વૈકુણ્ઠને પ્રાપ્ત થશો !!

આમાં વિચારવું જોઈએ કે જય, વિજય નારાયણનાં નોકર હતા. તેમની રક્ષા અને સહાય કરવી એ નારાયણનું કર્તવ્ય કર્મ હતું. જો પોતાના નોકરને વિના અપરાધ કોઈ દુઃખ આપે, તેને તેમનો સ્વામી દણ્ડ ન દે તો તેના નોકરોની દુર્દશા સર્વ કોઈ કરી નાખે. નારાયણને ઉચિત હતું કે જય, વિજયનો સત્કાર અને સનકાદિકોને ખૂબ દણ્ડ દેવો જોઈતો હતો, કેમકે તેમણે અંદર આવવા માટે હઠ કેમ કરી ? અને નોકરો સાથે કેમ લડ્યા ? કેમ શાપ આપ્યો ? તેના બદલામાં સનકાદિકોને પૃથ્વીમાં નાખી દેવા એ નારાયણનો ન્યાય હતો. જ્યારે આટલું અંધેર નારાયણના ઘરમાં છે, તો તેમના સેવકો જે વૈષ્ણવો કહેવાય છે, તેમની જેટલી દુર્દશા થાય તેટલી થોડી છે. પછી તે હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપ ઉત્પન્ન થયા. તેમાંથી હિરણ્યાક્ષને વરાહે માર્યો. તેની કથા આ પ્રકારે લખી છે કે તે પૃથ્વીને ચટાઈ-સાદડીની માફક લપેટીને શિર નીચે રાખી સુઈ ગયો. વિષ્ણુએ વરાહનું સ્વરૂપ ધારણ કરીને તેના શિરની નીચેથી પૃથ્વીને મુખમાં પકડી લીધી. ત્યારે તે ઉઠ્યો અને બન્નેની લડાઈ થઈ. તેમાં વરાહે હિરણ્યાક્ષને મારી નાંખ્યો.

એમને કોઈ પૂછે કે પૃથ્વી ગોળ છે કે ચટાઈના જેવી ? તો કાંઈ પણ કહી શકે નહીં . કેમકે પૌરાણિક લોકો ભૂગોળવિદ્યાના શત્રુ છે. ભલા જ્યારે લપેટીને શિર નીચે મૂકી, તો તે પોતે શેના ઉપર સુતો ? અને વરાહજી કોના ઉપર પગ મૂકીને દોડી આવ્યા અને લડ્યા ? પૃથ્વીને તો વરાહજીએ મુખમાં રાખી હતી તો બન્ને કોના ઉપર ઊભા રહીને લડ્યા ? ત્યાં તો બીજી કોઈ ઊભા રહેવાની જગ્યા ન હતી, કિન્તુ ભાગવતાદિ પુરાણ બનાવનાર પોપજીની છાતી પર ઊભા રહીને લડ્યા હશે ? પરન્તુ તે પોપજી શેના ઉપર સુતા હશે ? આ વાત એવા પ્રકારની છે કે જેમ "ગપ્પીને ઘેર ગપ્પી આવ્યો બોલ્યા ગપ્પીજી". જ્યારે મિથ્યાવાદીઓનાં ઘરમાં બીજા ગપ્પી લોકો આવે છે, તો પછી ગપ્પ મારવામાં શું બાકી રહે !

હવે રહ્યો હિરણ્યકશ્યપ ! તેનો છોકરો જે પ્રહ્લાદ હતો, તે ભક્ત થયો હતો. તેનો પિતા તેને ભણાવવાને પાઠશાળામાં મોકલતો હતો. ત્યારે ત્યાં તે અધ્યાપકોને કહેતો હતો કે "મારી પાટીમાં રામ-રામ લખી આપો." જ્યારે તેના બાપે તે સાંભળ્યું ત્યારે તેને કહ્યું કે તું અમારા શત્રુનું ભજન કરે છે ? પણ પુત્રે ન માન્યું. ત્યારે તેના બાપે તેને બાંધીને પહાડ પરથી નીચે ફેંક્યો, કૂવામાં નાંખ્યો, પરન્તુ તેને કાંઈ થયું નહીં, ત્યારે તેણે એક લોઢાનો થાંભલો અગ્નિમાં તપાવીને તેને કહ્યું, જો તારો ઇષ્ટદેવ રામ સાચો હોય તો તું આને પકડવાથી બળીશ નહીં. પ્રહ્લાદ પકડવાને ચાલ્યો. પણ મનમાં શંકા થઈ, કે બળવાથી બચીશ કે નહીં ? ત્યારે નારાયણે તે થાંભલા પર નાની નાની કીડીઓની હાર ચલાવી. તે જોઈ તેને નિશ્ચય થયો, એટલે ઝટ જઈ થાંભલાને પકડ્યો. એટલે તે ફાટ્યો. અને તેમાંથી નૃસિંહ નીકળ્યા અને તેણે તેના બાપને પકડીને તેનું પેટ ફાડી નાખ્યું. પશ્ચાત્ પ્રહ્લાદને લાડથી ચાટવા લાગ્યા. અને પ્રહ્લાદને કહ્યું, વર માંગ. તેણે પોતાના પિતાની સદ્ગતિ થાય એમ માગ્યું. નૃસિંહે વર આપ્યું કે તારી એકવીશ પેઢીના પુરુષો સદ્ગતિએ ગયા.

હવે જુઓ ! એ પણ બીજા ગપોડાનો ભાઈ ગપોડો છે. કોઈ ભાગવત સાંભળનાર કે વાંચનારને પકડી પહાડ ઉપરથી ફેંકે તો કોઈ નહીં બચાવે. પણ ચૂરેચૂરા થઈને મરી જ જાય. પ્રહ્લાદને તેનો પિતા ભણવા માટે મોકલતો હતો, શું એ ખરાબ કામ હતું ? અને તે પ્રહ્લાદ એવો મૂર્ખ કે ભણવું છોડી વૈરાગી થવા ચાહતો હતો. બળતા થાંભલા પર કીડી ચઢવા લાગી અને પ્રહ્લાદ તેનો સ્પર્શ કરવાથી પણ ન બળ્યો, એ વાતને જે સાચી માને તેને પણ થાંભલાની સાથે ચોંટાડી દેવો જોઈએ અને જો તે ન બળે તો જાણે કે તે પણ ન બળ્યો હોય. વળી, નૃસિંહ પણ કેમ ન બળ્યો ?

પ્રથમ ત્રીજે જન્મે વૈકુણ્ઠમાં આવવાનું વર સનકાદિકોનું હતું, શું તેને તમારા નારાયણ ભૂલી ગયા ?

ભાગવતની રીતિથી બ્રહ્મા, પ્રજાપતિ, કશ્યપ, હિરણ્યાક્ષ, અને હિરણ્યકશ્યપ ચોથી પેઢીમાં થાય છે. એકવીસ પેઢીઓ પ્રહ્લાદથી થઈ પણ નથી, તો પછી એકવીસ પેઢીના પુરુષો સદ્‌ગતિએ ગયા, એમ કહી દેવું એ કેટલો પ્રમાદ છે !! તથા પછી તે જ હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપ તથા રાવણ અને કુમ્ભકર્ણ થયા, પુનઃ શિશુપાલ અને દન્તવક્ર રૂપે ઉત્પન્ન થયા. તો નરસિંહનું વર ક્યાં ઉડી ગયું ? આવી પ્રમાદની વાતો પ્રમાદીઓ જ કરે, સાંભળે અને માને છે, વિદ્વાન્ નહીં.

પૂતના અને અક્રૂરજીના વિષયમાં જુઓ :-

**'रथेन वायुवेगेनः जगाम गोकुलं प्रति ॥** (ભા૦ ૧. ૩૧. ૩૮ અને ભા૦ ૧૦. ૩૮.૨૪)

અક્રૂરજી કંસના મોકલવાથી વાયુના વેગ સમાન દોડનારા ઘોડાના રથ પર બેસીને સૂર્યોદય થતાં ચાલ્યા અને ચાર માઈલ ગોકુલમાં સૂર્યાસ્ત સમયે પહોંચ્યા ! ઘોડા ભાગવત બનાવનારની પરિક્રમા કરતા રહ્યા હશે ? અથવા માર્ગ ભૂલી ઘોડા હાંકનાર અને અક્રૂરજી ભાગવત બનાવનારના ઘરમાં આવીને સૂઈ ગયા હશે ?

પૂતનાનું શરીર છ કોશ પહોળું અને ઘણું જ લાંબુ લખ્યું છે. મથુરા અને ગોકુલની વચ્ચે તેને મારીને શ્રીકૃષ્ણજીએ નાંખી દીધી. જો એમ થયું હોત તો મથુરા અને ગોકુલ બન્ને દબાઈ જાત અને એ પોપજીનું ઘર પણ દબાઈ ગયું હોત !

વળી અજામેલની કથા ઉટપટાંગ લખી છે. તેણે નારદના કહેવાથી પોતાના પુત્રનું નામ નારાયણ રાખ્યું હતું. મરણ સમયે પોતાના પુત્રને બોલાવ્યો, તો વચમાં નારાયણ કૂદી પડ્યા. તો શું નારાયણ તેના અન્તઃકરણના ભાવને નહીં જાણતા હોય કે તે પોતાના પુત્રને બોલાવે છે, મને નહીં ? જો એવું જ નામ માહાત્મ્ય છે તો આજ કાલ પણ નારાયણનું સ્મરણ કરનારના દુઃખ છોડાવવાને તે કેમ નથી આવતા ? જો એ વાત સાચી હોય તો કેદી લોક નારાયણ નારાયણ કરીને કેમ છૂટી નથી જતા ?

એવી જ રીતે જ્યોતિષ શાસ્ત્રથી વિરુદ્ધ સુમેરુ પર્વતનું પરિણામ લખ્યું છે અને પ્રિયવ્રત રાજાના રથના ચક્રના લસરકાથી સમુદ્ર થયો ! ઓગણપચાસ કોટી યોજન પૃથ્વી છે,ઇત્યાદિ મિથ્યા વાતોનાં ગપોડાં ભાગવતમાં લખ્યાં છે જેનો કોઈ પારાવાર નથી !

અને આ ભાગવત "બોપદેવ"નું બનાવેલું છે. જેના ભાઈ જયદેવે ગીતગોવિન્દ બનાવ્યું છે. જુઓ ! તેણે આ શ્લોક પોતાના બનાવેલા હિમાદ્રિ નામક ગ્રન્થમાં લખ્યા છે કે શ્રીમદ્‌ભાગવત પુરાણ મેં બનાવ્યું છે. તે લેખના ત્રણ પત્ર અમારી પાસે હતા. તેમાંથી એક પત્ર ખોવાઈ ગયું છે. તે પત્રમાં શ્લોકોનો જે આશય હતો. તે આશયના અમે બે શ્લોક બનાવીને નીચે લખ્યા છે. જેણે જોવા હોય તેણે હિમાદ્રિ ગ્રન્થમાં જોઈ લેવું -

**हिमाद्रेः सचिवस्यार्थे सूचना क्रियतेऽधुना । स्कन्धाऽध्यायकथानां च यत्प्रमाणं समासतः ॥१॥**
**श्रीमद्भागवतं नाम पुराणं च मयेरितम् । विदुषा बोपदेवेन श्रीकृष्णस्य यशोन्वितम् ॥२॥**

એવા પ્રકારના શ્લોકો નષ્ટપત્રમાં હતા. અર્થાત્ રાજાના સચિવ હિમાદ્રિએ બોપદેવ પણ્ડિતને કહ્યું કે મને તમારા બનાવેલા શ્રીમદ્‌ભાગવતને સમ્પૂર્ણ સાંભળવાનો અવકાશ નથી, એટલા માટે તમે સંક્ષેપથી શ્લોક-બદ્ધ સૂચિપત્ર બનાવો. જેને જોઈને હું શ્રીમદ્‌ભાગવતની કથાને સંક્ષેપથી જાણી લઉં. તે ઉપરથી નીચે લખેલું સૂચિપત્ર તે બોપદેવે બનાવ્યું. તેમાંથી તે નષ્ટપત્રમાં દસ ૧૦ શ્લોક ખોવાઈ ગયા છે. માટે અગિયારમા શ્લોકથી લખીએ છીએ. આ નીચે લખેલા શ્લોક સર્વ બોપદેવના બનાવેલા છે. જેમકે -

**बोधयन्तीति हि प्राहुः श्रीमद्भागवतं पुनः । पञ्च प्रश्नाः शौनकस्य सूतस्यात्रोत्तरं त्रिषु ॥११॥**
**प्रश्नाऽवतारयोश्चैव व्यासस्यानिर्वृतिः कृतात् । नारदस्यात्र हेतूक्तिः प्रतीत्यर्थं स्वजन्म च ॥१२॥**

सुमध्नं द्रोण्यभिभवस्तदस्त्रात्पाण्डवा वनम् । भीष्मस्य स्वपदप्राप्तिः कृष्णस्य द्वारकागमः ॥१३॥
श्रोतुः परीक्षितो जन्म धृतराष्ट्रस्य निर्गमः । कृष्णमर्त्यत्यागसूचा ततः पार्थमहापथः ॥१४॥
इत्यष्टादशभिः पादैरध्यायार्थः क्रमात्स्मृतः । स्वपरप्रतिबन्धोनं स्फीतं राज्यं जहौ नृपः ॥१५॥
इति वै राज्ञो दाढर्योक्तौ प्रोक्ताः द्रौणिजयादयः । इति प्रथमस्कन्धः ॥१॥

ઇત્યાદિ બાર સ્કંધનું સૂચિપત્ર આ પ્રકારે બોપદેવ પંડિતે બનાવી હિમાદ્રિ સચિવને આપ્યું, જે વિસ્તારથી જોવા ચાહે તે બોપદેવના બનાવેલા હિમાદ્રિ ગ્રન્થમાં જોઈ લે. એ જ પ્રકારે અન્ય પ્રમાણોની પણ લીલા સમજવી, પરન્તુ ઓગણીસ, વીસ અને એકવીસ તે એકબીજાથી ચઢતા છે.

જુઓ ! શ્રીકૃષ્ણજીનો ઇતિહાસ મહાભારતમાં અત્યુત્તમ છે. એમના ગુણ, કર્મ, સ્વભાવ અને ચરિત્ર આપ્ત પુરુષોની સદૃશ છે. જેમાં કોઈ અધર્મનું આચરણ કે શ્રીકૃષ્ણજીએ જન્મથી મરણ પર્યન્ત કોઈ પણ નઠારું કામ કર્યું હોય, એમ લખ્યું નથી. અને આ ભાગવતવાળાએ અનુચિત મનમાન્યા દોષો લગાડ્યા છે. દૂધ, દહીં, માખણ આદિની ચોરી લગાડી, કુબજા દાસી સાથે સમાગમ તથા પરસ્ત્રીઓ સાથે રાસ મંડળમાં ક્રીડા કરી આદિ મિથ્યા દોષો શ્રીકૃષ્ણજી પર લગાડ્યા છે. એ વાંચી-વંચાવીને, સાંભળી-સંભળાવીને અન્ય મતવાળા શ્રીકૃષ્ણજીની બહુ જ નિન્દા કરે છે. જો આ ભાગવત ન હોત તો શ્રીકૃષ્ણજી સદૃશ મહાત્માઓની આવી જૂઠી નિન્દા કેમ કરી થાત ?

"શિવપુરાણ"માં બાર જ્યોર્તિલિંગ લખ્યાં છે. તેમની કથા સર્વથા અસમ્ભવ છે. નામ રાખ્યું છે જ્યોર્તિલિંગ અને તેમાં પ્રકાશતો લેશ પણ નથી. રાતે દીપ કર્યા વિના લિંગ પણ અંધારામાં દેખાતું નથી, એ સર્વ લીલા પોપજીની છે.

**પ્રશ્ન** - જ્યારે વેદ ભણવાનું સામર્થ્ય રહ્યું નહીં ત્યારે સ્મૃતિ (જ્યારે સ્મૃતિને ભણવાની બુદ્ધિ ન રહી, ત્યારે શાસ્ત્ર, જ્યારે શાસ્ત્ર ભણવાનું સામર્થ્ય ન રહ્યું ત્યારે પુરાણ બનાવ્યાં. તે કેવલ સ્ત્રી અને શૂદ્ર માટે; કેમકે એમને વેદ ભણવા-સાંભળવાનો અધિકાર નથી.

**ઉત્તર** - એ વાત મિથ્યા છે, કેમકે સામર્થ્ય ભણવા-ભણાવવાથી જ થાય છે અને વેદ ભણવા-સાંભળવાનો અધિકાર સર્વને છે. જુઓ ! ગાર્ગી આદિ સ્ત્રીઓ અને છાન્દોગ્યમાં જાનશ્રુતિ શૂદ્ર પણ રૈક્વમુનિની પાસે વેદ ભણ્યા હતા. અને યજુર્વેદના ૨૬ મા અધ્યાયના બીજા મન્ત્રમાં સ્પષ્ટ લખ્યું છે કે વેદોને ભણવા સાંભળવાનો અધિકાર મનુષ્યમાત્રને છે. પુનઃ જે એવા એવા મિથ્યા ગ્રન્થ બનાવી, લોકોને સત્ય ગ્રન્થોથી વિમુખ કરી, જાળમાં ફસાવી પોતાના પ્રયોજનને સાધે છે, તે મહાપાપી કેમ નહીં ?

જુઓ ! "ગ્રહો"નાં ચક્ર કેવાં ચલાવ્યાં છે કે જેણે વિદ્યાહીન મનુષ્યોને ગ્રસી લીધા છે.

**आ कृष्णेन रजसा०** ॥१॥ સૂર્યનો મન્ત્ર.

**इमं देवाऽअसपत्न ँ सुवध्वम्०** ॥२॥ ચન્દ્રનો મન્ત્ર.

**अग्निर्मूर्द्धा दिवः ककुत्पतिः०** ॥३॥ મંગળનો મન્ત્ર.

**उद्बुध्यस्वाग्ने०** ॥४॥ બુધનો મન્ત્ર.

**बृहस्पतेऽअति यदर्यो०** ॥५॥ બૃહસ્પતિનો મન્ત્ર.

**शुक्र मन्थसः०** ॥६॥ શુક્રનો મન્ત્ર.

**शन्नो देवीरभिष्टय०** ॥७॥ શનિનો મન્ત્ર.

**कया नश्चित्र आ भुव०** ॥८॥ રાહુનો મન્ત્ર.

**केतुं कृण्वन्न केतवे०** ॥૯॥ આને કેતુની કણ્ડિકા કહે છે.

(**आकृष्णे**) એ સૂર્યનો અને ભૂમિના આકર્ષણનો ॥૧॥ બીજો રાજગુણનો વિધાયક ॥૨॥ ત્રીજો અગ્નિનો ॥૩॥ ચોથો યજમાનનો ॥૪॥ પાંચમો વિદ્વાનનો ॥૫॥ છઠ્ઠો વીર્ય-અન્નનો ॥૬॥ સાતમો જળ, પ્રાણ અને પરમેશ્વરનો ॥૭॥ આઠમો મિત્રનો ॥૮॥ નવમો જ્ઞાન ગ્રહણનો વિધાયક મન્ત્ર છે. એ ગ્રહોના વાચક નથી. અર્થ ન જાણવાથી ભ્રમજાળમાં પડ્યા છે.

**પ્રશ્ન** – ગ્રહોનું ફળ થાય છે કે નહીં ?

**ઉત્તર** – જેવું પોપલીલાનું છે તેવું નહીં, કિન્તુ સૂર્ય ચન્દ્રમાના કિરણ દ્વારા ઉષ્ણતા, શીતળતા અથવા ઋતુવત્કાલચક્રના સમ્બન્ધમાત્રથી પોતાની પ્રકૃતિને અનુકૂળ પ્રતિકૂળ સુખદુઃખના નિમિત્ત બને છે. પરન્તુ જે પોપલીલાવાળા કહે છે કે "સાંભળો મહારાજ, શેઠજી ! યજમાનો ! આજ તમારો આઠમો ચન્દ્ર સૂર્યાદિ ક્રૂર ઘરમાં આવ્યો છે. અઢી વર્ષનો શનૈશ્વર પગે આવ્યો છે. તમને મોટું વિઘ્ન આવશે. ઘરબાર છોડાવીને પરદેશમાં રખડાવશે. પરન્તુ જો તમે ગ્રહોનું દાન, જપ, પાઠ, પૂજા કરાવશો તો દુઃખથી બચશો."

એમને કહેવું જોઈએ કે સાંભળો પોપજી ! તમારો અને ગ્રહોનો શો સમ્બન્ધ છે ? અને ગ્રહ શી વસ્તુ છે ?

(પોપજી) – **दैवाधीनं जगत्सर्वं मन्त्राधीनाश्च देवताः ।**
**ते मन्त्रा ब्राह्मणाधीनास्तस्माद् ब्राह्मणदैवतम् ॥**

જુઓ ! કેવું પ્રમાણ છે – દેવતાઓને આધીન સર્વજગત્, મન્ત્રને આધીન સર્વ દેવતા અને તે મન્ત્રો બ્રાહ્મણને આધીન છે, એટલા માટે બ્રાહ્મણ દેવતા કહેવાય છે. કેમકે – ગમે તે દેવતાને મન્ત્ર બળથી બોલાવી પ્રસન્ન કરી, કામ સિદ્ધ કરાવવાનો અમારો જ અધિકાર છે. જો અમારામાં મન્ત્રશક્તિ ન હોત તો તમારા સરખા નાસ્તિક અમને સંસારમાં રહેવા જ ન દેત.

(સત્યવાદી) – જે ચોર, ડાકૂ-લૂંટારા, કુકર્મી લોકો છે તે પણ તમારા દેવતાઓને આધીન હશે ? દેવતા જ તેમની પાસે દુષ્ટ કામ કરાવતા હશે ? જો એમ જ છે તો પછી તમારા દેવતા અને રાક્ષસો વચ્ચે કશો ભેદ રહેશે નહીં. જો તમારે આધીન મન્ત્ર છે, તેથી તમે જે ચાહો તે કરાવી શકો છો તો તે મન્ત્રોથી દેવતાઓને વશ કરીને, રાજાઓનો કોષ ઉપડાવી પોતાના ઘરમાં ભરી, પછી બેસીને આનન્દ કેમ નથી ભોગવતા ? ઘેર ઘેર શનૈશ્ચરાદિના તેલ વગેરેનું છાયાદાન લેવાને માટે માર્યા માર્યા કેમ ફરો છો ? અને જેને તમે કુબેર માનો છો, તેને વશ કરીને ચાહે તેટલું ધન લીધા કરો, બિચારા ગરીબોને કેમ લૂંટો છો ?

તમને દાન દેવાથી ગ્રહ પ્રસન્ન અને ન દેવાથી અપ્રસન્ન થતા હોય, તો અમને સૂર્યાદિ ગ્રહોની પ્રસન્નતા-અપ્રસન્નતા પ્રત્યક્ષ દેખાડો. જેને ૮ મો સૂર્ય કે ચન્દ્ર અને બીજાને ત્રીજો હોય, તે બન્નેને જેઠ મહીનામાં જોડા પહેર્યા વિના તપેલી ભૂમિ પર ચલાવો, જેના પર પ્રસન્ન છે તેના પગ અને શરીર ન બળવા જોઈએ અને જેના ઉપર ક્રોધિત છે, તેના બળી જવા જોઈએ. તથા પોષ માસમાં બન્નેને ઉઘાડા કરીને પૂર્ણિમાની આખી રાત મેદાનમાં રાખે, ત્યારે એકને શીત લાગે અને બીજાને નહીં; તો જાણો કે ચન્દ્ર ગ્રહ ક્રૂર અને સૌમ્ય દૃષ્ટિવાળા હોય છે.

વળી, ગ્રહ શું તમારા સમ્બન્ધી છે ? અને શું તમારી ટપાલ કે તાર તેમની પાસે આવે-જાય છે ? અથવા તે તમારી કે તમે તેની પાસે આવો-જાઓ છો ? જો તમારામાં મન્ત્રશક્તિ હોય, તો તમે સ્વયં રાજા કે ધનાઢ્ય કેમ નથી બની જતા ? અથવા શત્રુઓને પોતાને વશ કેમ નથી કરી લેતા ?

"નાસ્તિક" તે હોય છે કે જે વેદ અને ઈશ્વરની આજ્ઞા-વિરુદ્ધ પોપલીલા ચલાવે છે. જો તમને ગ્રહદાન ન દે, અને જેના પર ગ્રહ છે તે જ ગ્રહદાન ભોગવે તો શી ચિન્તા ? જો તમે કહો કે નહીં, અમને આપવાથી જ તે પ્રસન્ન થાય છે, અન્યને આપવાથી નહીં, તો શું તમે ગ્રહોનો ઈજારો લીધો છે ? જો ઈજારો લીધો હોય, તો સૂર્યાદિને પોતાના ઘરમાં બોલાવી બળી મરો !

સાચું તો એ છે કે સૂર્યાદિ લોક જડ છે, તે કોઈને સુખ કે દુઃખ દેવાની ચેષ્ટા કરી શકતા નથી, કિન્તુ જેટલા તમે ગ્રહદાનોપજીવી છો, તે સર્વ તમે ગ્રહોની મૂર્તિઓ છો, કેમકે ગ્રહશબ્દનો અર્થ પણ તમારામાં જ ઘટિત થાય છે – "**ये गृह्णन्ति ते ग्रहाः**" જે ગ્રહણ કરે છે તેનું નામ "ગ્રહ" છે. જ્યાં સુધી તમારાં પગલાં રાજા, રહીશ, શેઠ, શાહુકાર અને દરિદ્રોની પાસે નથી પહોંચતા ત્યાં સુધી કોઈને નવગ્રહનું સ્મરણ પણ થતું નથી. જ્યારે તમે સાક્ષાત સૂર્ય શનૈશ્ચરાદિ મૂર્તિમાન ક્રૂર રૂપ ધરીને તેમના ઉપર જઈ ચઢો છો, ત્યારે તમે ગ્રહણ કર્યા વિના તેમને કદી છોડતા નથી અને જે કોઈ તમારા ગ્રાસ-પાશમાં ન આવે, તેની નાસ્તિકાદિ શબ્દોથી નિન્દા કરતા ફરો છો.

**(પોપજી)** જુઓ, જ્યોતિષનું પ્રત્યક્ષ ફળ આકાશમાં રહેનારા સૂર્ય, ચન્દ્ર અને રાહુ, કેતુના સંયોગ રૂપ ગ્રહણને પ્રથમથી જ કહી દે છે. જેમ એ પ્રત્યક્ષ થાય છે, તેમ ગ્રહોનું ફળ પણ પ્રત્યક્ષ થઈ જાય છે. જુઓ ! ધનાઢ્ય, દરિદ્ર, રાજા, રંક, સુખી, દુઃખી એ બધુ ગ્રહોથી જ થાય છે.

**(સત્યવાદી)** જે આ ગ્રહણરૂપ પ્રત્યક્ષ ફળ છે, તે ગણિત વિદ્યાનું છે, ફલિતનું નહીં. જે ગણિત વિદ્યા છે તે સાચી છે, અને ફલિત વિદ્યા સ્વાભાવિક સમ્બન્ધજન્યને છોડીને જૂઠી છે. જેમ અનુલોમ-પ્રતિલોમ ઘૂમનારી પૃથ્વી અને ચન્દ્રના ગણિતથી સ્પષ્ટ વિદિત થાય છે કે અમુક સમયે, અમુક દેશ, અમુક અવયવમાં સૂર્ય કે ચન્દ્રનું ગ્રહણ થશે. જેમકે –

**छादयत्यर्कमिन्दुर्विधुं भूमिभाः ॥**

આ સિદ્ધાન્ત-શિરોમણિનું વચન છે. એ જ પ્રમાણે સૂર્ય સિદ્ધાન્તાદિમાં પણ છે કે જ્યારે સૂર્ય અને ભૂમિની મધ્યમાં ચન્દ્રમા આવે છે, ત્યારે સૂર્યગ્રહણ, અને જ્યારે સૂર્ય અને ચન્દ્રની વચ્ચે ભૂમિ આવે છે, અર્થાત્ ચન્દ્રમાની છાયા ભૂમિ પર અને ભૂમિની છાયા ચન્દ્રમા પર પડે છે, ત્યારે ચન્દ્રગ્રહણ થાય છે. સૂર્ય પ્રકાશરૂપ હોવાથી તેની ઉપર છાયા કોઈની નથી પડતી, કિન્તુ જેમ પ્રકાશમાન સૂર્ય કે દીપકથી દેહાદિની છાયા ઊલટી જાય છે, તેમ ગ્રહણમાં સમજવું.

જે ધનાઢ્ય, દરિદ્ર, પ્રજા, રાજા અને રંક થાય છે, તે પોતપોતાનાં કર્મોથી થાય છે, ગ્રહોથી નહીં. ઘણા બધા જ્યોતિષી લોકો પોતાના પુત્ર-પુત્રીના વિવાહ ગ્રહોની ગણિતવિદ્યા મુજબ કરે છે, પુનઃ તેઓમાં વિરોધ કે વિધવા અથવા વિધુર થઈ જાય છે. જો ફળ સાચું હોય, તો એમ કેમ બને ? એટલા માટે કર્મની ગતિ સાચી અને ગ્રહોની ગતિ સુખ-દુઃખ કે ભોગમાં કારણ નથી.

ભલા, ગ્રહ આકાશમાં છે અને પૃથ્વી પણ આકાશમાં બહુ દૂર-દૂર સ્થળે છે, એનો સંબંધ, કર્તા અને કર્મો સાથે સાક્ષાત્ નથી. કર્મ અને કર્મના ફળના કર્તા, ભોક્તા જીવ અને તે કર્મોનાં ફળ ભોગવનાર પરમાત્મા છે.

જો તમે ગ્રહોનું ફળ માનો તો આનો ઉત્તર આપો કે જે ક્ષણમાં એક મનુષ્યનો જન્મ થાય છે, જેને તમે ધ્રુવત્રુટિ માનીને જન્મપત્ર બનાવો છો, તે જ સમયમાં ભૂગોળ પર બીજાનો જન્મ થાય છે કે નહીં ? જો કહો કે નહીં, તો તો જૂઠું છે અને જો કહો કે થાય છે તો એક ચક્રવર્તીની માફક બીજો ચક્રવર્તી રાજા કેમ નથી

થતો ? હા, એટલું તમે કહી શકો છો કે આ લીલા અમારા ઉદર ભરવાની છે, તો તે કોઈ માની પણ લે.

**પ્રશ્ન** - શું ગરુડપુરાણ પણ જૂઠું છે ? **ઉત્તર** - હા અસત્ય છે.

**પ્રશ્ન** - પછી મરી ગયેલા જીવની શી ગતિ થાય છે ? **ઉત્તર** - જેવાં તેનાં કર્મ છે તેવી.

**પ્રશ્ન** - જે યમરાજ રાજા, ચિત્રગુપ્ત મન્ત્રી તેમના કાજળના પર્વત તુલ્ય શરીરવાળા મોટા ભયંકર ગણ જીવને પકડીને લઈ જાય છે. પાપ-પુણ્ય મુજબ નરક-સ્વર્ગમાં નાંખે છે, તેને વૈતરણી નદી તરવા માટે દાન, પુણ્ય, શ્રાદ્ધ, તર્પણ અને ગોદાન વગેરે કરે છે, એ સર્વ વાત જૂઠી કેમ કરી હોઈ શકે છે ?

**ઉત્તર** - એ સર્વ વાતો પોપલીલાના ગપોડા છે. જો બીજી જગ્યાના જીવ ત્યાં જાય છે, તેનો ધર્મરાજ, ચિત્રગુપ્ત આદિ ન્યાય કરે છે, તો એ યમલોકના જીવ પાપ કરે, તો બીજું યમલોક માનવું જોઈએ, કે ત્યાંનો ન્યાયાધીશ તેમનો ન્યાય કરે અને પર્વત સમાન યમગણોનાં શરીર હોય તો તે દેખાતાં કેમ નથી ? તે રસ્તા કે ગલીમાં અટકી કેમ જતા નથી ? નાના દરવાજામાં તેમની એક આંગળી પણ નહીં જઈ શકે, તો મરનારનો જીવ લેવા માટે ઘરમાં કે શરીરમાં તેઓ શી રીતે પ્રવેશ કરી શકશે ? જો કહો કે તે સૂક્ષ્મ દેહ પણ ધારણ કરી લે છે તો પ્રથમ પર્વતવત્ શરીરનાં મોટાં મોટાં જે હાડકાં હતાં, તે પોતાના ઘર વિના પોપજી ક્યાં મૂકી રાખશે ?

જ્યારે જંગલમાં આગ લાગે છે ત્યારે પિપીલિકા-કીડી આદિ જીવોનાં શરીર એકદમ છૂટે છે, તેમને પકડવા માટે યમના અસંખ્ય ગણ આવે, તો ત્યાં અંધકાર થઈ જવો જોઈએ અને જ્યારે આપસમાં જીવોને પકડવા દોડશે ત્યારે કદી તેમના શરીર પણ ઠોકર ખાઈ જશે, તો પછી જેમ પહાડનાં મોટાં મોટાં શિખર તૂટીને પૃથ્વી ઉપર પડે છે, તેમ તેમના મોટાં મોટાં અવયવ ગરુડપુરાણના વાંચનાર અને સાંભળનારના આંગણામાં આવી પડશે, તો તે બિચારા દબાઈ મરશે કે ઘરનું દ્વાર તથા સડક રોકાઈ જશે, તો તેઓ કેમ નીકળી અને ચાલી શકશે.

શ્રાદ્ધ, તર્પણ, પિણ્ડદાન એ મરેલા જીવોને તો નથી પહોંચતા, કિન્તુ મૃતકોના પ્રતિનિધિ પોપજીના ઘર, હાથ અને ઉદરમાં પહોંચે છે. જે વૈતરણીને માટે ગોદાન લે છે, તે તો પોપજીનાં ઘરમાં રહે છે અથવા કસાઈ આદિના ઘરમાં પહોંચે છે. વૈતરણી પર તે ગાય નથી જતી, તો પછી કોનું પૂછડું પકડીને તરશે અને તેના હાથ તો અહીં બાળી કે દાટી દીધા છે તો પછી પૂછડું કેમ પકડશે ? અહીં આ વાતમાં એક ઉપયોગી દૃષ્ટાન્ત છે કે :-

એક જાટ હતો. તેના ઘરમાં એક ગાય ઘણી સારી અને વીસ શેર દૂધ દેનારી હતી. તેનું દૂધ બહુ સ્વાદિષ્ટ હતું, કોઈ કોઈવાર પોપજીના મુખમાં પણ પડતું હતું. તેનો પુરોહિત એ જ ધ્યાન રાખી રહ્યો હતો કે જ્યારે જાટનો બુઢ્ઢો બાપ મરવા પડશે ત્યારે એ જ ગાયનો સંકલ્પ કરાવી લઈશ. કેટલાક દિવસો પછી દૈવયોગે તેના બાપના મરણનો સમય આવ્યો. જીભ બન્ધ થઈ ગઈ અને ખાટલા પરથી ભૂમિ પર લીધો અર્થાત્ પ્રાણ છોડવાનો સમય આવી પહોંચ્યો. તે સમયે જાટના ઇષ્ટ, મિત્ર અને સમ્બન્ધી પણ ત્યાં ઉપસ્થિત થયાં હતાં. ત્યારે પોપજીએ પોકારીને કહ્યું કે યજમાન ! હવે તું એના હાથથી ગોદાન કરાવ. જાટે રૂ.૧૦/- કાઢીને પિતાના હાથમાં મૂકી કહ્યું કે બોલો સંકલ્પ. પોપજી બોલ્યો, વાહ વાહ ! શું બાપ વારંવાર મરે છે ? આ સમયે તો સાક્ષાત્ ગાયને લાવો જે દૂધ દેતી હોય, બુઢ્ઢી ન હોય અને સર્વ પ્રકારે ઉત્તમ હોય. એવી ગાયનું દાન કરવું જોઈએ.

**(જાટજી)** અમારી પાસે તો એક જ ગાય છે તેના વિના અમારા બચ્ચાં-છોકરાનો નિર્વાહ થઈ શકશે નહીં, તેથી તે તો આપીશું નહીં. લો રૂ. ૨૦/- નો સંકલ્પ ભણો અને એ રૂપિયાથી બીજી દુઝણી ગાય લઈ લેજો.

(પોપજી) વાહજી વાહ ! તમે પોતાના બાપથી પણ ગાયને અધિક સમજો છો ? શું પોતાના બાપને વૈતરણી નદીમાં ડુબાવીને દુઃખ દેવા ચાહો છો ? તમે સારા સુપુત્ર થયા ? ત્યારે તો પોપજીની તરફ સર્વ કુટુંબી થઈ ગયા, કેમકે તે સર્વને પોપજીએ પ્રથમથી જ બહેકાવી રાખ્યા હતા અને તે સમયે પણ ઇશારો કરી દીધો. સૌએ મળીને હઠથી તે જ ગાયનું દાન તે જ પોપજીને અપાવી દીધું. તે સમયે જાટ કાંઈ પણ બોલ્યો નહીં. તેનો પિતા મરી ગયો અને પોપજી વાછરડા સહિત ગાય અને દોહવાની તાંબડી લઈ, પોતાના ઘરમાં ગાયને બાંધી અને તાંબડી મૂકીને પુનઃ તે જાટને ઘેર આવ્યા અને મૃતકની સાથે સ્મશાનભૂમિમાં જઈને દાહ કર્મ કરાવ્યું. ત્યાં પણ કાંઈ કાંઈ પોપલીલા ચલાવી. પછી દશગાત્ર સપિંડી કરાવવા આદિમાં પણ તેને મૂંડ્યો, મહાબ્રાહ્મણોએ પણ લૂંટ્યો અને ભૂખડાઓએ પણ બહુ માલ પેટમાં ભર્યો અર્થાત્ જ્યારે સર્વ ક્રિયા થઈ ચૂકી, ત્યારે જાટે જેને તેને ઘેરથી દૂધ માંગી માંગીને નિર્વાહ કર્યો. ચૌદમે દિને પ્રાતઃકાલે પોપજીને ઘેર પહોંચ્યો. જુએ છે તો ગાયદોહી દોણી ભરી, ઉઠવાની તૈયારીમાં પોપજી હતા. એટલામાં જાટ આવી પહોંચ્યા. તેને જોઈ પોપજી બોલ્યો, આવો ! યજમાન બેસો.

(જાટજી) પુરોહિતજી તમે પણ અહીં આવો. (પોપજી) ઠીક, દૂધ મૂકી આવું.

(જાટજી) નહીં નહીં, દૂધની તાંબડી અહીં લાવો. પોપજી બેચારા જઈ બેઠા અને તાંબડી સામે મૂકી દીધી.

(જાટજી) તમે બહુ જૂઠા છો ! (પોપજી) શું જૂઠું કર્યું ?

(જાટજી) કહો કે તમે ગાય શા માટે લીધી હતી ? (પોપજી) તમારા પિતાને વૈતરણી તરવા માટે.

(જાટજી) ઠીક, તો તમે ત્યાં વૈતરણીને કિનારે ગાય કેમ ન પહોંચાડી ? હું તો તમારા ભરોસા પર રહ્યો અને તમે પોતાના ઘરમાં બાંધી બેઠા. ન જાણે મારા બાપે તે વૈતરણીમાં કેટલાં ગોથાં ખાધાં હશે ?

(પોપજી) નહીં, નહીં, ત્યાં એ દાનના પુણ્યના પ્રભાવથી બીજી ગાય બનીને તેમને ઉતારી દીધા હશે.

(જાટજી) વૈતરણી નદી અહીંથી કેટલી દૂર અને કઈ તરફ છે ?

(પોપજી) અનુમાનથી કાંઈક ત્રીસ કરોડ ગાઉ દૂર છે, કેમકે ઓગણપચાસ કોટિ યોજન પૃથ્વી છે અને દક્ષિણ, નૈર્ઋત્ય દિશામાં વૈતરણી નદી છે.

(જાટજી) એટલે દૂર તમારી ચિઠ્ઠી કે તારના સમાચાર ગયા હોય, અને તેનો ઉત્તર આવ્યો હોય કે ત્યાં પુણ્યની ગાય બની ગઈ, અને અમુકના પિતાને પાર ઉતારી દીધા, તે દેખાડો.

(પોપજી) અમારી પાસે ગરુડપુરાણના લેખ વિના ડાક કે તાર જેવું બીજું કાંઈ નથી.

(જાટજી) એ ગરુડપુરાણને હું સાચું કેમ માનું ?

(પોપજી) જેમ સર્વ માને છે.

(જાટજી) એ પુસ્તક તમારા પુરુષોએ તમારી જીવિકાર્થે બનાવ્યાં છે, કેમકે પિતાને પોતાના પુત્રો વિના કોઈ પ્રિય નથી. જ્યારે મારા પિતા મારી પાસે ચિઠ્ઠી પત્રી કે તાર મોકલશે, ત્યારે હું વૈતરણીના કિનારે ગાય પહોંચાડી દઈશ, અને તેને પાર ઉતારીને, પુનઃ ગાયને ઘેર લાવી, દૂધ હું અને મારાં બાળકો પીધાં કરીશું. લાવો ! દૂધની ભરેલી તાંબડી, ગાય અને વાછરડું અને તે લઈ જાટ પોતાને ઘેર ગયો.

(પોપજી) તમે દાન દઈ પાછું લો છો, તમારું સત્યાનાશ વળી જશે.

(જાટજી) ચૂપ રહો ! નહીં તો તેર દિવસ સુધી દૂધ વિના જેટલું દુઃખ અમે ભોગવ્યું છે, તેની સઘળી કસર કાઢી નાખીશ. ત્યારે પોપજી ચૂપ રહ્યા, અને જાટ ગાય અને વાછરડું લઈ પોતાને ઘેર ગયો.

જો આવા જાટ જેવા પુરુષો થાય, તો પોપલીલા સંસારમાં ન ચાલે. જે એ લોકો કહે છે કે દશગાત્રના

પિંડોથી, દશ અંગ સપિણ્ડી કરવાથી શરીરની સાથે જીવનો મેળ થઈ અંગુષ્ઠમાત્ર શરીર બનીને પછી યમલોકમાં જાય છે, તો મરણ સમયે યમદૂતોનું આવવું વ્યર્થ છે. તેર દિવસ પછી આવવું જોઈએ. જો શરીર બની જતું હોય, તો પોતાની સ્ત્રી, સન્તાન અને ઈષ્ટમિત્રના મોહથી કેમ પાછો નથી આવતો ?

**પ્રશ્ન** - સ્વર્ગમાં કાંઈ મળતું નથી, જે દાન કરવામાં આવે છે તે જ ત્યાં મળે છે, એટલા માટે બધાં દાન કરવાં જોઈએ.

**ઉત્તર** - એ તમારા સ્વર્ગ કરતાં તો આ લોક સારો છે. જેમાં ધર્મશાળા છે, લોકો દાન આપે છે, ઈષ્ટમિત્ર અને જાતિમાં ઘણાં નિમન્ત્રણ મળે છે, સારાં સારાં વસ્ત્રો મળે છે. તમારા કહેવા પ્રમાણે સ્વર્ગમાં કશું મળતું નથી. એવા નિર્દય, કૃપણ અને કંગાળ સ્વર્ગમાં ભલે પોપજી જઈને ખરાબ થાય, ત્યાં ભલા મનુષ્યોનું શું કામ છે ?

**પ્રશ્ન** - જ્યારે તમારા કહેવા પ્રમાણે યમલોક અને યમ નથી, તો મૃત્યુ પછી જીવ ક્યાં જાય છે ? અને એનો ન્યાય કોણ કરે છે ?

**ઉત્તર** - તમારા ગરુડપુરાણનું કહ્યું તો અપ્રમાણ છે, પરન્તુ જે વેદોક્ત છે કે :-

**यमेन । वायुना । सत्यराजन् ॥**

ઈત્યાદિ વેદવચનોથી નિશ્ચય છે કે "**यम**" વાયુનું નામ છે. જીવ શરીર છોડી વાયુની સાથે અન્તરિક્ષમાં રહે છે. અને જે સત્યકર્તા પક્ષપાતરહિત પરમાત્મા "ધર્મરાજ" છે, તે જ સર્વનો ન્યાય કરે છે.

**પ્રશ્ન** - તમારા કહેવાથી ગોદાનાદિ દાન કોઈને ન આપવું અને ન કાંઈ દાન પુણ્ય કરવું, એમ સિદ્ધ થાય છે.

**ઉત્તર** - એ તમારું કહેવું સર્વથા વ્યર્થ છે, કેમકે સુપાત્રોને, પરોપકારીઓએ પરોપકારને માટે સોનું, ચાંદી, હીરા, મોતી, માણેક, અન્ન, જળ, સ્થાન, વસ્ત્રાદિ દાન અવશ્ય કરવું ઉચિત છે, કિન્તુ કુપાત્રોને કદી ન આપવું જોઈએ.

**પ્રશ્ન** - "કુપાત્ર" અને "સુપાત્ર"નાં લક્ષણ શાં છે ?

**ઉત્તર** - જે છલી, કપટી, સ્વાર્થી, વિષયી, કામ-ક્રોધ-લોભ-મોહથી યુક્ત, પરહાનિ કરનાર, લમ્પટી, મિથ્યાવાદી, અવિદ્વાન્, કુસંગી, આળસી, જે કોઈ દાતા હોય તેની પાસે વારંવાર માંગવું, ધરણાં કરવા, ના કહ્યા પછી પણ હઠતાથી માંગતા જ જવું, સન્તોષ ન થવો, જે ન આપે તેની નિન્દા કરવી, શાપ અને ગાલિપ્રદાનાદિ દેવાં (ગાળો ભાંડવી), અનેક વાર સેવા કરે અને એક વાર સેવા ન કરે, તો તેના શત્રુ થઈ જવું, ઉપરથી સાધુનો વેશ કરી લોકોને બહેકાવીને ઠગવા, અને પોતાની પાસે પદાર્થ હોય તો પણ મારી પાસે કાંઈ પણ નથી એમ કહેવું, સર્વને ફોસલાવીને સ્વાર્થ સિદ્ધ કરવો, રાત્ર-દિવસ ભીખ માંગવામાં જ પ્રવૃત્ત રહેવું, નિમન્ત્રણ મળે એટલે યથેષ્ટ ભાંગાદિ માદક દ્રવ્ય ખાઈ પીને પરાયો પદાર્થ ઘણો ખાવો, પછી ઉન્મત્ત થઈને પ્રમાદી થવું, સત્યમાર્ગનો વિરોધ અને જૂઠા માર્ગમાં સ્વપ્રયોજનાર્થે ચાલવું, તેમજ પોતાના ચેલાને કેવળ પોતાની જ સેવા કરવાનો ઉપદેશ કરવો, સદ્વિદ્યાદિ પ્રવૃત્તિના વિરોધી, જગતનો વ્યવહાર અર્થાત્ સ્ત્રી-પુરુષ, માતા-પિતા, સન્તાન, રાજા-પ્રજા અને ઈષ્ટમિત્રોમાં અપ્રીતિ કરાવવી કે આ સર્વ અસત્ય છે અને જગત્ પણ મિથ્યા છે-ઈત્યાદિ દુષ્ટ ઉપદેશ કરવો-આદિ કુપાત્રોનાં લક્ષણ છે.

અને જે બ્રહ્મચારી, જિતેન્દ્રિય, વેદવિદ્યાનો ભણનાર-ભણાવનાર, સુશીલ, સત્યવાદી, પરોપકારપ્રિય, પુરુષાર્થી, ઉદાર, વિદ્યા-ધર્મની નિરન્તર ઉન્નતિ કરનાર, ધર્માત્મા, શાન્ત, નિન્દા- સ્તુતિમાં હર્ષ-શોકરહિત,

નિર્ભય, ઉત્સાહી, યોગી, જ્ઞાની, સૃષ્ટિક્રમ, વેદાજ્ઞા, ઈશ્વરના ગુણ-કર્મ-સ્વભાવ મુજબ વર્તન કરનાર, ન્યાયની રીતિયુક્ત, પક્ષપાતરહિત સત્યોપદેશ કરે અને સત્યશાસ્ત્રોના ભણનાર-ભણાવનારનો પરીક્ષક, કોઈને લલ્લો પત્તો અર્થાત્ પક્ષપાત ન કરે, પ્રશ્નોનો યથાર્થ સમાધાન કર્તા, પોતાના આત્મા પ્રમાણે અન્યના પણ સુખ-દુઃખ, હાનિ-લાભને સમજનાર, અવિદ્યાદિ ક્લેશ, હઠ, દુરાગ્રહાભિમાનરહિત, અપમાનને અમૃત સમાન અને માનને વિષ સમાન સમજનારો, સન્તોષી જે કોઈ પ્રીતિથી જેટલું આપે તેટલાંથી જ પ્રસન્ન, એક વાર આપત્કાલમાં માંગ્યા છતાં પણ ન આપીએ કે ત્યાગ કરીએ છતાં પણ દુઃખ કે ખરાબ ચેષ્ટા ન કરનાર, ત્યાંથી ઝટ પાછા ફરવું અને તેની નિન્દા ન કરવી, સુખી પુરુષોની સાથે મિત્રતા, દુઃખીઓ પર કરુણા, પુણ્યાત્મા સાથે આનન્દ અને પાપીઓની સાથે ઉપેક્ષા અર્થાત્ રાગ-દ્વેષરહિત રહેવું, સત્યમાની, સત્યવાદી, સત્યકારી, નિષ્કપટ, ઈર્ષ્યા-દ્વેષરહિત, ગમ્ભીર આશયવાળા, સત્પુરુષ, ધર્મયુક્ત અને સર્વથા દુષ્ટાચારથી રહિત, પોતાના તન-મન-ધનને પરોપકાર કરવામાં લગાડનાર, પરાયા સુખને માટે પોતાના પ્રાણોને પણ સમર્પિત કરનાર ઇત્યાદિ શુભલક્ષણયુક્ત સુપાત્ર હોય છે. પરન્તુ દુકાળ આદિ આપત્કાલમાં અન્ન, જળ, વસ્ત્ર, ઔષધિ, પથ્ય અને સ્થાનના અધિકારી સર્વ પ્રાણીમાત્ર થઈ શકે છે.

પ્રશ્ન - દાતા કેટલા પ્રકારના હોય છે ?

ઉત્તર - ત્રણ પ્રકારના ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ. "ઉત્તમ દાતા" તેને કહે છે કે જે દેશ, કાલ અને પાત્રને જાણીને સત્યવિદ્યા, ધર્મની ઉન્નતિરૂપ પરોપકારાર્થે આપે. "મધ્યમ" તે છે કે જે કીર્તિ કે સ્વાર્થને માટે દાન કરે. નીચ તે છે જે પોતાનો કે પરાયાનો કાંઈ ઉપકાર ન કરી શકે, કિન્તુ વેશ્યાગમનાદિ કે ભાંડ, ભાટો આદિને આપે. આપતી વખતે તિરસ્કાર અપમાનાદિ પણ કુચેષ્ટા કરે, પાત્રકુપાત્રનો કાંઈ પણ ભેદ ન જાણે, કિન્તુ "સઘળું અન્ન બાર પાંચસેરી" વેચનારની માફક વિવાદ, લડાઈમાં કે અન્ય ધર્માત્માને દુઃખ દઈને સુખી થવાને માટે આપ્યા કરે, તે અધમ દાતા છે. અર્થાત્ જે પરીક્ષાપૂર્વક વિદ્વાન્ ધર્માત્માઓનો સત્કાર કરે તે ઉત્તમ અને જે કાંઈ પણ કરે કે ન કરે પરન્તુ જેમાં પોતાની પ્રશંસા થાય ત્યાં આપે તેને મધ્યમ અને જે અન્ધાધુન્ધ પરીક્ષારહિત નિષ્ફળ દાન આપ્યા કરે, તે નીચ દાતા કહેવાય છે.

પ્રશ્ન - દાનનું ફળ અહીં મળે છે કે પરલોકમાં ? ઉત્તર - સર્વત્ર મળે છે.

પ્રશ્ન - તે સ્વયં મળે છે કે કોઈ ફળ આપનાર છે ?

ઉત્તર - ફળ આપનાર ઈશ્વર છે. જેમ કોઈ ચોર, લૂંટારો સ્વયં જેલમાં જવા નથી ઇચ્છતો પણ રાજા તેમને અવશ્ય મોકલે છે. ધર્માત્માઓના સુખની રક્ષા કરતાં, ભોગવાવતાં, લૂંટારા આદિથી બચાવીને તેમને સુખમાં રાખે છે, તેમજ પરમાત્મા સર્વને પાપ-પુણ્યનાં દુઃખ અને સુખરૂપ ફળોને યથાવત્ ભોગવાવે છે.

પ્રશ્ન - જે આ ગરુડપુરાણાદિ ગ્રન્થો છે; તે વેદાર્થ કે વેદની પુષ્ટિ કરનારા છે કે નહીં ?

ઉત્તર - નથી, કિન્તુ વેદના વિરોધી અને ઊલટા ચાલનારા છે. તથા તન્ત્ર પણ તેવાં જ છે. જેમ કોઈ મનુષ્ય એકનો મિત્ર અને સર્વ સંસારનો શત્રુ હોય, તેમ પુરાણ અને તન્ત્રને માનનારો પુરુષ હોય છે, કેમકે એક બીજાની સાથે વિરોધ કરાવનારા એ ગ્રન્થો છે. એમને માનવા એ કોઈ વિદ્વાનનું કામ નથી. પરન્તુ એમને માનવા એ અવિદ્વત્તા છે.

જુઓ ! શિવપુરાણમાં ત્રયોદશી, સોમવાર; આદિત્યપુરાણમાં રવિ; ચન્દ્રખણ્ડમાં સોમગ્રહવાળા મંગળ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, શનૈશ્ચર, રાહુ અને કેતુના; વૈષ્ણવની એકાદશી, વામનની દ્વાદશી, નરસિંહ કે અનન્તની ચતુર્દશી, ચન્દ્રમાની પૌર્ણમાસી, દિગ્પાલોની દશમી, દુર્ગાની નવમી, વસુઓની અષ્ટમી, મુનિઓની સપ્તમી,

કાર્તિક સ્વામીની ષષ્ઠી, નાદની પંચમી, ગણેશની ચતુર્થી, ગૌરીની તૃતીયા, અશ્વિનીકુમારની દ્વિતીયા, આદ્યાદેવીની પ્રતિપદા અને પિતરોની અમાવાસ્યા - આ દિવસો પુરાણરીતિથી ઉપવાસ કરવાના છે.

અને સર્વત્ર એ જ લખ્યું છે કે જે મનુષ્ય આ વાર અને તિથિઓમાં અન્ન, પાન ગ્રહણ કરશે, તે નરકગામી થશે.

હવે પોપ અને પોપજીના ચેલાઓને યોગ્ય છે કે કોઈ વાર અથવા કોઈ તિથિએ ભોજન કરે નહીં. કેમકે જો ભોજન કે પાન કરશે તો તે નરકગામી થશે.

હવે નિર્ણયસિન્ધુ, ધર્મસિન્ધુ, વ્રતાર્ક આદિ ગ્રન્થો કે જે પ્રમાદી લોકોએ બનાવ્યા છે તેમાં એક-એક વ્રતની એવી દુર્દશા કરી છે કે જેમ એકાદશીને શૈવ, દશમી વિદ્ધા અને કોઈ દ્વાદશીમાં એકાદશી વ્રત કરે છે અર્થાત્ કેવી મોટી વિચિત્ર પોપલીલા છે કે ભૂખે મરવામાં પણ વાદવિવાદ જ કરે છે. જે એકાદશીનું વ્રત ચલાવ્યું છે તેમાં પોતાનું સ્વાર્થપણું જ છે અને દયા કાંઈ પણ નથી. તેઓ કહે છે કે :-

**एकादश्यामन्ने पापानि वसन्ति ॥**

જેટલાં પાપ છે તેટલાં એકદાશીના દિવસે અન્નમાં વસે છે. એ પોપજીને પૂછવું જોઈએ કે કોનાં પાપ એમાં વસે છે ? તારાં કે તારા પિતા વગેરેનાં ? જો સર્વનાં સર્વ પાપ એકદાશીમાં જઈ વસે તો એકાદશીને દિવસે કોઈને દુઃખ ન રહેવું જોઈએ. એવું તો થતું નથી કિન્તુ ઊલટું ક્ષુધાદિથી દુઃખ થાય છે. દુઃખ પાપનું ફળ છે. એથી ભુખે મરવું પાપ છે. એનું મોટું માહાત્મ્ય બનાવ્યું છે, જેની કથા વાંચીને ઘણા ઠગાઈ જાય છે. તેમાં એક ગાથા છે કે :-

બ્રહ્મલોકમાં એક વેશ્યા હતી. તેણે કંઈક અપરાધ કર્યો. તેને શાપ થયો. તે પૃથ્વી પર પડી. તેણે સ્તુતિ કરીને કહ્યું હું પુનઃ સ્વર્ગમાં કેમ કરી આવી શકીશ ? તેણીને કહ્યું કે જ્યારે કદી એકાદશીના વ્રતનું ફળ તને કોઈ આપશે ત્યારે તું સ્વર્ગમાં આવી પહોંચીશ. તે વિમાનસહિત કોઈ નગરમાં જઈ પડી. ત્યાંના રાજાએ તેને પૂછ્યું કે તું કોણ છે ? ત્યારે તેણે સર્વ વૃતાન્ત કહી સંભળાવ્યું અને કહ્યું કે જે કોઈ મને એકાદશીનું ફળ અર્પણ કરે તો પુનઃ સ્વર્ગમાં જઈ શકું છું. રાજાએ નગરમાં તપાસ કરાવી, પણ કોઈ એકાદશીનું વ્રત કરનાર ન મળ્યું. કિન્તુ એક દિવસ કોઈ શૂદ્ર સ્ત્રી-પુરુષમાં લડાઈ થઈ હતી. ક્રોધથી સ્ત્રી દિવસ-રાત ભૂખી રહી હતી. દૈવયોગે તે દિવસે એકાદશી જ હતી. તેણે કહ્યું કે મેં એકાદશી જાણીને તો નથી કરી, અકસ્માત તે દિવસે ભૂખી રહી ગઈ હતી. એમ રાજાના ભૃત્યો-સેવકોને કહ્યું ત્યારે તો તેઓ એને રાજા સામે લઈ આવ્યા. તેને રાજાએ કહ્યું કે તું આ વિમાનને અડક, તે અડકી, તો તે જ સમયે વિમાન ઉપર ઊડી ગયું. આ તો જાણ્યા વિના એકાદશીના વ્રતનું ફળ છે. તો જો જાણીને કરે તો તેના ફળનો શો પારાવાર !!

વાહ રે આંખના આંધળા લોકો ! જો એ વાત સાચી હોય તો અમે એક પાનનું બીડું, કે જે સ્વર્ગમાં નથી હોતું, તે મોકલવા ઈચ્છીએ છીએ. સર્વ એકાદશીવાળા પોતપોતાનું ફળ આપી દો. જો એક આ પાનનું બીડું ઉપર ચાલ્યું જશે તો પુનઃ લાખો કરોડો પાન ત્યાં મોકલીશું અને અમે પણ એકાદશી કર્યા કરીશું. અને જો એમ ન થશે, તો તમને લોકોને આ ભૂખમરારૂપ આપત્કાલથી બચાવીશું.

એ ચોવીસ એકાદશીઓનાં નામ પૃથક્ પૃથક્ રાખ્યાં છે. કોઈનું 'ધનદા,' કોઈનું "કામદા," કોઈનું "પુત્રદા" અને કોઈનું "નિર્જલા". ઘણા દરિદ્રો, ઘણા કામી લોકો અને ઘણા નિર્વંશી લોકો એકાદશી કરી કરીને બુઢ્ઢા થઈ ગયા અને મરી પણ ગયા પરન્તુ ધન, કામના અને પુત્ર પ્રાપ્ત ન થયાં. અને જ્યેષ્ઠ મહિનામાં શુક્લપક્ષમાં કે જે સમય એક ઘડી ભર જળ ન મળે તો મનુષ્ય વ્યાકુળ બની જાય છે, વ્રત કરનારને મહાદુઃખ

પ્રાપ્ત થાય છે. વિશેષે કરીને બંગાળમાં સર્વ વિધવા સ્ત્રીઓની એકાદશીને દિવસે બહુ દુર્દશા થાય છે. એ નિર્દયી કસાઈને લખતી વખતે મનમાં કાંઈ પણ દયા ન આવી, નહીં તો એ નિર્જલાનું નામ સજલા અને પોષ મહિનાની શુક્લપક્ષની એકાદશીનું નામ નિર્જલા રાખી દેત, તો કાંઈ પણ સારું હતું. પરન્તુ એ પોપજીને દયા સાથે શું કામ છે ? કોઈ જીવો કે મરો પણ પોપજીનું પેટ પૂરું ભરો.

ગર્ભવતી કે સદ્યોવિવાહિતા સ્ત્રી, બાળક કે યુવા પુરુષોએ તો કદી ઉપવાસ ન કરવો જોઈએ. પરન્તુ કોઈએ કરવો પણ હોય તો જે દિવસે અજીર્ણ થયું હોય અને ક્ષુધા ન લાગે તે દિવસે શર્કરાવત્ (શર્બત) કે દૂધ પીને રહેવું જોઈએ. જે ભૂખમાં નથી ખાતા અને ભૂખ વિના ભોજન કરે છે તે બન્ને રોગ સાગરમાં ગોથાં ખાઈને દુઃખ પામે છે. માટે એ પ્રમાદીઓનાં કથન-લેખનને કોઈએ પ્રમાણ પણ ન ગણવાં.

હવે ગુરુ-શિષ્ય મન્ત્રોપદેશ અને મતમતાન્તરના ચરિત્રનું વર્તમાન કહીએ છીએ. મૂર્તિપૂજક સમ્પ્રદાયી લોકો પ્રશ્ન કરે છે કે વેદ અનન્ત છે. ઋગ્વેદની ૨૧, યજુર્વેદની ૧૦૧, સામવેદની ૧૦૦૦ અને અથર્વવેદની ૯ શાખાઓ છે. એમાંથી થોડીક શાખાઓ મળે છે, શેષ લોપ થઈ ગઈ છે. તેમાં જ પૂજા અને તીર્થોનાં પ્રમાણો હશે. જો ન હોત તો પુરાણોમાં ક્યાંથી આવત ? જ્યારે કાર્યને જોઈને કારણનું અનુમાન થાય છે ત્યારે પુરાણોને જોઈને મૂર્તિપૂજામાં શી શંકા છે ?

**ઉત્તર** - જેમ શાખા જે વૃક્ષની હોય છે તે તેની સદૃશ હોય છે, વિરુદ્ધ નહીં. ભલે તે શાખા મોટી કે નાની હોય, પરન્તુ તેમાં વિરોધ હોઈ શકતો નથી. તેવી જ રીતે જેટલી શાખાઓ મળે છે તેમાં જ્યારે પાષાણાદિ મૂર્તિ અને જળ, સ્થળ વગેરે વિશેષ તીર્થોનાં પ્રમાણ નથી મળતાં, તો એ લુપ્ત શાખાઓમાં પણ ન હતાં. અને ચાર વેદ પૂર્ણ મળે છે, તેનાથી વિરુદ્ધ શાખા કદી પણ થઈ શકતી નથી અને જે વિરુદ્ધ છે તેને શાખા કોઈ પણ સિદ્ધ કરી શકતા નથી. જ્યારે આ વાત છે તો પુરાણ વેદોની શાખા નથી કિન્તુ સમ્પ્રદાયી લોકોએ પરસ્પર વિરુદ્ધરૂપ ગ્રન્થ બનાવી રાખ્યા છે.

વેદોને તમે પરમેશ્વરકૃત માનો છો કે મનુષ્યકૃત ? પરમેશ્વરકૃત ! જ્યારે પરમેશ્વરકૃત માનો છો તો "આશ્વલાયનાદિ" ઋષિ-મુનિઓનાં નામથી પ્રસિદ્ધ ગ્રન્થોને વેદ કેમ માનો છો ? જેમ ડાળી અને પાંદડાંને જોવાથી પીપળો, વડ અને આમ્રાદિ વૃક્ષોની ઓળખ થાય છે, તે જ રીતે ઋષિમુનિઓના કરેલા વેદાંગ ચારો બ્રાહ્મણ, અંગ, ઉપાંગ અને ઉપવેદ આદિથી વેદાર્થ ઓળખાય છે. એટલા માટે એ ગ્રન્થોને 'શાખા' માની છે.

જે વેદોથી વિરુદ્ધ છે તેનું પ્રમાણ અને અનુકૂળનું અપ્રમાણ થઈ શકતું નથી. જો તમે અદૃષ્ટ શાખાઓમાં મૂર્તિ આદિના પ્રમાણોની કલ્પના કરશો તો જ્યારે કોઈ એવો પક્ષ કરશે કે લુપ્ત શાખાઓમાં વર્ણાશ્રમ વ્યવસ્થા ઊલટી અર્થાત્ અન્ત્યજ અને શૂદ્રનું નામ બ્રાહ્મણાદિ અને બ્રાહ્મણાદિના નામ શૂદ્ર અન્ત્યજાદિ, અગમનીયાગમન, અકર્તવ્યને કર્તવ્ય, મિથ્યાભાષણાદિને ધર્મ, સત્યભાષણાદિને અધર્મ, આદિ લખ્યું હશે, તો તમે તેને એ જ ઉત્તર આપશો કે જે અમે આપ્યો. અર્થાત્ વેદ અને પ્રસિદ્ધ શાખાઓમાં જેમ બ્રાહ્મણાદિનું નામ બ્રાહ્મણાદિ અને શૂદ્રાદિનું નામ શૂદ્રાદિ લખ્યાં છે તેમ અદૃષ્ટ શાખાઓમાં પણ માનવું જોઈએ. નહીં તો વર્ણાશ્રમવ્યવસ્થા આદિ સર્વ અન્યથા થઈ જશે.

ભલા, જૈમિનિ, વ્યાસ અને પતંજલિના સમય સુધી તો સર્વ શાખાઓ વિદ્યમાન હતી કે નહીં ? જો હતી તો તમે કદી પણ નિષેધ કરી શકશો નહીં અને જો કહો કે ન હતી, તો પછી શાખાઓના હોવાનું શું પ્રમાણ છે ? જુઓ ! જૈમિનિએ મીમાંસામાં સર્વ કર્મકાણ્ડ, પતંજલિમુનિએ યોગશાસ્ત્રમાં સર્વ ઉપાસનાકાણ્ડ અને વ્યાસમુનિએ શારીરક સૂત્રોમાં સર્વ જ્ઞાનકાણ્ડ વેદાનુકૂલ લખ્યા છે. તેમાં પાષાણાદિ મૂર્તિપૂજા કે પ્રયાગાદિ તીર્થોનાં નામ સુદ્ધાં પણ લખ્યાં નથી. લખે ક્યાંથી ? જો વેદોમાં ક્યાંક હોત તો લખ્યા વિના કદી ન છોડત

એટલા માટે લુપ્ત શાખાઓમાં પણ આ મૂર્તિપૂજા વગેરેનાં પ્રમાણ ન હતાં.

એ સર્વ શાખાઓ વેદ નથી, કેમકે એમાં ઈશ્વરકૃત વેદોના પ્રતીક લખીને વ્યાખ્યા અને સંસારીજનોના ઇતિહાસાદિ લખ્યા છે. એટલા માટે વેદમાં એ કદી પણ હોઈ શકે નહીં. વેદોમાં તો કેવલ મનુષ્યોને વિદ્યાનો ઉપદેશ કર્યો છે. કોઈ મનુષ્યનું નામ માત્ર પણ નથી. એટલા માટે મૂર્તિપૂજાનું સર્વથા ખંડન છે.

જુઓ ! મૂર્તિપૂજાથી શ્રીરામચન્દ્ર, શ્રીકૃષ્ણ, નારાયણ અને શિવાદિની ઘણી નિન્દા અને ઉપહાસ થાય છે. સર્વ કોઈ જાણે છે કે તેઓ મોટા મહારાજાધિરાજ અને તેમની સ્ત્રી સીતા તથા રુકિમણી, લક્ષ્મી અને પાર્વતી આદિ મહારાણીઓ હતી. પરન્તુ જ્યારે તેમની મૂર્તિઓ મન્દિર વગેરેમાં ગોઠવી, પૂજારી લોકો તેમને નામે ભીખ માંગે છે અર્થાત્ તેમને ભિખારી બનાવે છે કે આવો મહારાજી ! મહારાજા ! શેઠ ! શાહુકારો ! દર્શન કરો, બેસો, ચરણામૃત લો અને કાંઈ ભેટ ચઢાવો. મહારાજ ! સીતા-રામ, કૃષ્ણ-રુકિમણી કે રાધા-કૃષ્ણ, લક્ષ્મી-નારાયણ અને મહાદેવ પાર્વતીજીને ત્રણ દિવસ થયાં બાળભોગ કે રાજભોગ અર્થાત્ જળપાન કે ખાનપાન પણ નથી મળ્યાં. આજે એમની પાસે કાંઈ પણ નથી. સીતા આદિની નથની આદિ રાણીજી કે શેઠાણીજી આપ બનાવી આપો. અન્ન આદિ મોકલો, તો રામકૃષ્ણાદિને ભોગ ધરાવીએ. બધા વસ્ત્રો ફાટી ગયાં છે. મંદિરના સર્વ ખૂણા ખરી પડ્યા છે. ઉપરથી ગળે છે અને દુષ્ટ ચોર જે કાંઈ હતું કે ઉઠાવી ગયા છે. કેટલુંક ઉંદરોએ પણ કરડી કુટી નાખ્યું છે. જુઓ ! એક દિવસે ઉંદરોએ એવો અનર્થ કર્યો કે એમની આંખ પણ કાઢીને નાસી ગયા. પછી હવે અમે ચાંદીની આંખ બનાવી શકતા નથી, એટલા માટે કોડીની લગાવી દીધી છે.

રામલીલા અને રાસમંડળ પણ કરાવીએ છીએ. સીતા-રામ, રાધા-કૃષ્ણ નાચી રહ્યાં છે અને મહન્ત આદિ તેમના સેવક આનન્દમાં બેઠા છે. મન્દિરમાં સીતા રામાદિ ઊભા અને પૂજારી કે મહન્તજી આસન અથવા ગાદી પર તકિયા નાખીને બેઠા છે. મહાગરમીમાં પણ તાળું લગાવી અંદર બન્ધ કરી દે છે અને પોતે સુંદર વાયુમાં પલંગ પાથરીને સુવે છે. ઘણા ખરા પૂજારી પોતાના નારાયણને દાબડીમાં બન્ધ કરી ઉપરથી કપડું આદિ બાંધીને ગળામાં લટકાવી લે છે. જેમકે વાંદરી પોતાનાં બચ્ચાંને ગળામાં લટકાવી લે છે, તેમ પૂજારીઓના ગળામાં પણ લટકે છે. જ્યારે કોઈ મૂર્તિને તોડે છે ત્યારે હાય ! હાય ! કરી છાતી પીટી બકે છે કે સીતા રામજી, રાધા કૃષ્ણજી અને શિવ પાર્વતીને દુષ્ટોએ ભાંગી નાખ્યા ! હવે બીજી મૂર્તિ કે જે સારા શિલ્પીએ સંગેમરમરની બનાવી હોય, તે મંગાવીને સ્થાપન કરી પૂજવી જોઈએ.

નારાયણને ઘી વિના ભોગ ધરાવાતો નથી. ઘણું નહીં તો થોડું તો અવશ્ય મોકલી દેજો. ઇત્યાદિ વાતો તેમની ઉપર ઠરાવે છે. વળી રાસમંડળ વા રામલીલાના અન્તમાં સીતા રામ કે રાધા કૃષ્ણ પાસે ભીખ મંગાવે છે. જ્યાં મેળો હોય છે, ત્યાં છોકરાના માથા પર મુકુટ ધરી કન્હૈયો બનાવી, માર્ગમાં બેસાડીને, ભીખ મંગાવે છે.

ઇત્યાદિ વાતોને આપ લોકો વિચારો કે કેટલા મોટા શોકની વાત છે ! ભલા ! કહો કે સીતા રામાદિ એવા દરિદ્ર અને ભિક્ષુક હતા ? આ એમનો ઉપહાસ અને નિન્દા નહીં તો શું છે ? આથી તો આપણા મોટા માનનીય પુરુષોની નિન્દા થાય છે. ભલા ! જે સમયે એ વિદ્યમાન હતા, તે સમયે સીતા, રુકિમણી, લક્ષ્મી અને પાર્વતીને સડક ઉપર કે કોઈ મકાનમાં ઊભી કરી, પૂજારી કહેત કે આવો એમનાં દર્શન કરો અને કાંઈ ભેટ પૂજા ધરો તો સીતા રામાદિ એ મૂર્ખોના કહેવાથી એવાં કામ કદી પણ ન કરત અને ન કરવા દેત. જો કોઈ તેમનો એવો ઉપહાસ કરત, તો તેમને દણ્ડ દીધા વિના કદી ન છોડત ? હા, જ્યારે તેમનાથી દણ્ડ ન મળ્યા ત્યારે તો તેમના કર્મોએ પૂજારીઓને ઘણી પ્રસાદી મૂર્તિવિરોધીઓથી અપાવી દીધી અને વર્તમાનમાં પણ મળે

છે અને જ્યાં સુધી આ કુકર્મો છોડશો નહીં ત્યાં સુધી મળશે.

એમાં શો સન્દેહ છે કે જે આર્યાવર્ત્તની પ્રતિદિન મહાહાનિ અને પાષાણાદિ મૂર્તિપૂજકોનો પરાજય આવાં જ કર્મોથી થાય છે, કેમકે પાપનું ફળ દુઃખ છે. આ જ પાષાણાદિ મૂર્તિઓના વિશ્વાસથી ઘણી જ હાનિ થઈ ગઈ અને જો છોડીશું નહીં તો પ્રતિદિન અધિક ને અધિક થતી જશે. આમાંથી પણ વામમાર્ગીઓ મોટા ભારે અપરાધી છે. જ્યારે તેઓ ચેલા કરે છે ત્યારે સાધારણને :-

**दं दुर्गायै नमः ॥ भं भैरवाय नमः । ऐं ह्रीं क्लीं चामुण्डायै विच्चे ॥**

ઈત્યાદિ મન્ત્રોનો ઉપદેશ કરી દે છે અને બંગાળમાં વિશેષે કરીને એકાક્ષરી મન્ત્રનો ઉપદેશ કરે છે. જેમકે :-

**ह्रीं, श्रीं, क्लीं ॥**

ઈત્યાદિ અને ધનાઢ્યોનો પૂર્ણાભિષેક કરે છે. એવા જ દસ મહાવિદ્યાઓના મન્ત્ર -

**ह्रां, ह्रीं, ह्रूं, बगलामुख्यै फट् स्वाहा ॥**

ક્યાંક ક્યાંક તો -

**हूं फट् स्वाहा ॥**

અને મારણ, મોહન, ઉચ્ચાટન, વિદ્વેષણ વશીકરણ આદિ પ્રયોગ કરે છે. એ મન્ત્રોથી તો કાંઈ પણ નથી થતું કિન્તુ ક્રિયાથી સર્વ કાંઈ કરે છે. જ્યારે કોઈને મારવાનો પ્રયોગ કરે છે ત્યારે આ બાજુ કરાવનાર પાસેથી ધન લઈને લોટ કે માટીનું પૂતળું જેને મારવા ચાહે છે તેનું બનાવી લે છે ! તેની છાતી, નાભિ, કણ્ઠમાં છરીનો પ્રવેશ કરી દે છે. આંખ, હાથ, પગમાં ખીલા ઠોકે છે. તેના ઉપર ભૈરવ કે દુર્ગાની મૂર્તિ બનાવી હાથમાં ત્રિશૂળ આપી તેના હૃદય ઉપર લગાડે છે. એક વેદી બનાવીને માંસાદિનો હોમ કરવા માંડે છે અને પેલી બાજુ દૂતાદિ મોકલીને તેને વિષાદિથી મારવાનો ઉપાય કરે છે. જો પોતાના પુરશ્ચરણની વચમાં તેને મારી નાખ્યો, તો પોતાને ભૈરવ દેવીનો સિદ્ધ જણાવે છે. **भैरवो भूतनाथश्च** ઈત્યાદિનો પાઠ કરે છે.

**मारय मारय, उच्चाटय उच्चाटय, विद्वेषय विद्वेषय, छिन्धि छिन्धि, भिन्धि, भिन्धि, वशीकुरु, वशीकुरु, खादय खादय, भक्षय भक्षय, त्रोटय त्रोटय, नाशय नाशय, मम शत्रून् वशीकुरु मम शत्रून् वशीकुरु, हूं फट् स्वाहा**

ઈત્યાદિ મન્ત્ર જપે છે. મદ્ય માંસાદિ યથેષ્ટ ખાય-પીએ છે, ભ્રૂકુટીની વચ્ચે સિન્દૂરની રેખા કરે છે. કોઈક કોઈકવાર કાલી આદિ માટે કોઈ આદમીને પકડી મારી હોમીને થોડુંક થોડુંક તેનું માંસ ખાય પણ છે. જો કોઈ ભૈરવી ચક્રમાં જાય, મદ્ય, માંસ ન ખાય પીએ, તો તેને મારી હોમ કરી દે છે. એમાંથી જે અઘોરી હોય છે તે મૃત મનુષ્યનું પણ માંસ ખાય છે. અજરી, બજરી કરનારા તો વિષ્ટા અને મૂત્ર પણ ખાય પીએ છે.

એક ચોળીમાર્ગી અને બીજા બીજમાર્ગી પણ હોય છે. ચોળી માર્ગીવાળા એક ગુપ્ત સ્થાન કે ભૂમિમાં એક સ્થાન બનાવે છે. ત્યાં સર્વની સ્ત્રીઓ, પુરુષો, બાળકો, બાળકીઓ, બહેનો, માતા, પુત્રવધૂ આદિ સર્વ એકઠા થઈને સર્વ લોકો હળી-મળીને માંસ ખાય છે. મદ્ય પીએ છે. એક સ્ત્રીને નાગી કરીને સર્વ પુરુષો તેની ગુપ્ત ઈન્દ્રિયની પૂજા કરે છે અને તેનું નામ દુર્ગાદેવી રાખે છે. પછી એક પુરુષને નાગો કરી સર્વ સ્ત્રીઓ તેની ગુપ્તેન્દ્રિયની પૂજા કરે છે. જ્યારે મદ્ય પી-પીને ઉન્મત્ત થઈ જાય છે ત્યારે સર્વ સ્ત્રીઓની છાતીનું વસ્ત્ર જેને ચોળી કહે છે, તેને લઈને એક માટીની ગાગરમાં (માટલામાં) સઘળી એકઠી મેળવીને નાંખે છે. પછી એક એક પુરુષ તેમાં હાથ નાખીને જેના હાથમાં જેનું વસ્ત્ર આવે તે માતા, બહેન, કન્યા અને પુત્રવધૂ કેમ ન હોય પણ તે સમયને માટે તો તેની સ્ત્રી થઈ જાય છે ! આપસમાં કુકર્મ કરવાથી અને બહુ જ નશો ચઢવાથી જોડાં આદિથી

લડે-વઢે છે. પ્રાતઃકાળે જ્યારે થોડુંક અંધારું હોય છે ત્યારે પોતપોતાને ઘેર ચાલ્યા જાય છે. ત્યારે માતા એ માતા, કન્યા એ કન્યા, બહેન એ બહેન અને પુત્રવધૂ એ પુત્રવધૂ બની જાય છે. અને બીજમાર્ગી સ્ત્રી-પુરુષ સમાગમ કરીને જળમાં વીર્ય નાખી, મેળવી, પીએ છે. એ પામર એવાં કર્મોને મુક્તિનાં સાધન માને છે અને વિદ્યા, વિચાર, સજ્જનતા આદિ રહિત બને છે.

**પ્રશ્ન** - **શૈવમતવાળા** તો સારા હોય છે ?

**ઉત્તર** - સારા ક્યાંથી હોય છે. " જેવા પ્રેતનાથ તેવા ભૂતનાથ." જેમ વામમાર્ગી મન્ત્રોપદેશાદિથી તેમનું ધન હરે છે, તેમ શૈવ પણ "**ओं नमः शिवाय**" ઇત્યાદિ પંચાક્ષરાદિ મન્ત્રોનો ઉપદેશ કરે છે. રુદ્રાક્ષ અને ભસ્મ ધારણ કરે છે. માટી અને પાષાણાદિના લિંગ બનાવીને પૂજે છે.

અને હર-હર, બં-બં અને મુખથી બકરાના શબ્દની સમાન બડ, બડ, બડ શબ્દ કરે છે. એનું કારણ એ કહે છે કે તાળી વગાડવાથી અને બં બં બોલવાથી પાર્વતી પ્રસન્ન અને મહાદેવ અપ્રસન્ન થાય છે. કેમકે જ્યારે ભસ્માસુરની આગળથી મહાદેવ નાઠા હતા, ત્યારે બં બં અને મશ્કરી-ઠઠ્ઠાની તાળીઓ વાગી હતી. અને ગાલ બજાવવાથી પાર્વતી અપ્રસન્ન અને મહાદેવ પ્રસન્ન થાય છે. કેમકે પાર્વતીના પિતા દક્ષ પ્રજાપતિનું માથું કાપી અગ્નિમાં નાખી, તેના ધડ પર બકરાનું શિર લગાડી દીધું હતું, તેના ઉચ્ચારણનું તેવું અનુકરણ કરવા માટે ગાલ બજાવવો તે બકરાનો શબ્દ માને છે. શિવરાત્રી પ્રદોષનું વ્રત કરે છે. ઇત્યાદિથી મુક્તિ માને છે. એટલા માટે જેવા વામમાર્ગી ભ્રાન્ત છે તેવા શૈવ પણ છે. એમાં વિશેષે કરીને કાનફટા, નાથ, ગિરી, પુરી, વન, આરણ્ય, પર્વત અને સાગર તથા ગૃહસ્થ પણ શૈવ થાય છે. કોઈ કોઈ "બન્ને ઘોડા ઉપર ચઢે છે" અર્થાત્ વામ અને શૈવ બન્ને મતોને માને છે અને કેટલાક વૈષ્ણવ પણ રહે છે. તેમનો :-

**अन्तः शाक्ता बहिश्शैवा सभामध्ये च वैष्णवाः ।**
**नानारूपधराः कौला विचरन्तीह महीतले ॥१॥**

આ તન્ત્રનો શ્લોક છે. "અંદરથી શાક્ત અર્થાત્ વામમાર્ગી, બહારથી શૈવ અર્થાત્ રુદ્રાક્ષ ભસ્મ ધારણ કરે છે અને સભામાં વૈષ્ણવ અર્થાત્ વિષ્ણુના ઉપાસક છીએ એમ કહે છે. એવાં નાના પ્રકારનાં રૂપ ધારણ કરીને, વામમાર્ગી લોકો પૃથ્વીમાં વિચરે-ફરે છે."

**પ્રશ્ન** - વૈષ્ણવ તો સારા છે ?

**ઉત્તર** - શું ધૂળ સારા છે ? જેવા પેલા, તેવા આ છે. જોઈ લો વૈષ્ણવોની લીલા ! પોતાને વિષ્ણુના દાસ માને છે. તેમાંથી શ્રીવૈષ્ણવ કે જે "ચક્રાક્કિત" હોય છે તે પોતાને સર્વોપરિ માને છે, તેમાં પણ કાંઈ નથી.

**પ્રશ્ન** - કેમ ? કાંઈ નથી ? સઘળું છે. જુઓ ! કપાળમાં નારાયણનાં ચરણારવિન્દ જેવું તિલક અને વચમાં પીળી રેખા **શ્રી** હોય છે. એટલા માટે શ્રીવૈષ્ણવ કહેવાઈએ છીએ. એક નારાયણને છોડી અન્ય કોઈને માનતા નથી. મહાદેવના લિંગનું દર્શન પણ નથી કરતા, કેમકે અમારા લલાટમાં શ્રી વિરાજમાન છે, તે લજ્જિત થાય છે. આલમન્દારાદિ સ્તોત્રોનો પાઠ કરીએ છીએ. નારાયણની મન્ત્રપૂર્વક પૂજા કરીએ છીએ. માંસ નથી ખાતા, મદ્ય નથી પીતા, તો પછી સારા કેમ નહીં ?

**ઉત્તર** - આ તમારા તિલકને હરિપદાકૃતિ અને આ પીળી રેખાને શ્રી માનવી એ વ્યર્થ છે. કેમકે એ તો તમારા હાથની કારીગરી અને કપાળનું ચિત્ર છે, જેવું કે હાથીનું કપાળ ચિત્ર વિચિત્ર કરવામાં આવે છે. તમારા કપાળમાં વિષ્ણુના પદનું ચિહ્ન ક્યાંથી આવ્યું ? શું કોઈ વૈકુણ્ઠમાં જઈને વિષ્ણુના પગનું ચિહ્ન લલાટમાં કરાવી આવ્યું છે.

**(વિવેકી)** અને શ્રી જડ છે કે ચેતન ? **(વૈષ્ણવ)** ચેતન છે.

**(વિવેકી)** તો આ રેખા જડ હોવાથી **શ્રી** નથી. અમે પૂછીએ છીએ કે **શ્રી બનાવેલી છે કે બનાવ્યા વિનાની** ? જો બનાવ્યા વિનાની છે તો એ **શ્રી** નથી, કેમકે એને તો તમે નિત્ય પોતાના હાથથી બનાવો છો, માટે તે **શ્રી** હોઈ શકે નહીં. જો તમારા કપાળમાં **શ્રી** હોય તો ઘણાખરાં વૈષ્ણવોનાં ખરાબ મુખ- અર્થાત્ શોભારહિત કેમ દેખાય છે ? કપાળમાં **શ્રી** અને ઘેરઘેર ભીખ માંગે છે અને સદાવ્રત માંગીને પેટ ભરતા કેમ ફરે છે ? એ વાત દુરાગ્રહી અને નિર્લજ્જોની છે, કે કપાળમાં **શ્રી** અને મહાદરિદ્રોનાં કામ કરે છે.

એમાં એક "પરિકાલ" નામક વૈષ્ણવ ભક્ત હતો. તે ચોરી, લૂંટ મારી, છલ, કપટ કરી પરાયું ધન હરી, વૈષ્ણવોની પાસે મુકી પ્રસન્ન થતો હતો. એક સમયે તેને ચોરીમાં કોઈ પદાર્થ ન મળ્યો કે જેને લૂંટે, ત્યારે વ્યાકુળ થઈને ફરતો હતો. નારાયણ સમજ્યા કે અમારો ભક્ત દુઃખ પામે છે. તેથી શેઠજીનું સ્વરૂપ ધરીને વીંટી આદિ ઘરેણાં પહેરી રથમાં બેસીને સામે આવ્યા. ત્યારે એ પરિકાલ રથની પાસે ગયો. શેઠને કહ્યું કે સર્વ વસ્તુ શીઘ્ર ઉતારી આપો, નહીં તો મારી નાખીશ. ઉતારતાં ઉતારતાં વીંટી ઉતારવામાં વાર લાગી. પરિકાલે નારાયણની આંગળી કાપીને વીંટી લઈ લીધી.

નારાયણે ઘણા પ્રસન્ન થઈને ચતુર્ભુજ શરીર બનાવી દર્શન આપ્યું અને કહ્યું કે તું મારો મોટો પ્રિય ભક્ત છે. કેમકે સર્વ ધન, મારી-લૂંટી, ચોરી કરીને વૈષ્ણવોની સેવા કરે છે. એટલા માટે તું ધન્ય છે. પછી તેણે જઈને વૈષ્ણવોની પાસે સર્વ ઘરેણાં મૂકી દીધાં.

એક સમયે પરિકાલને કોઈ શાહુકાર નોકર રાખી જહાજમાં બેસાડીને દેશાન્તરે લઈ ગયો. ત્યાંથી જહાજમાં સોપારી ભરી. **પરિકાલે** એક સોપારી ભાંગીને અડધો ટુકડો કરી વાણિયાને કહ્યું, આ મારી અડધી સોપારી જહાજમાં મૂકી દો અને લખી આપો કે જહાજમાં અડધી સોપારી પરિકાલની છે. વાણિયાએ કહ્યું કે ચાહે તું હજારો સોપારી લઈ લેજે. **પરિકાલે** કહ્યું કે નહીં હું અધર્મી નથી કે ખોટી રીતે લઉં ? મારે તો અડધી જોઈએ. વાણિયો બિચારો ભોળો ભલો હતો, તેણે લખી આપ્યું. જ્યારે પોતાના દેશનાં બન્દર પર જહાજ આવ્યું, અને સોપારી ઉતારવાની તૈયારી થઈ, ત્યારે પરિકાલે કહ્યું કે મારી અડધી સોપારી આપી દો. વાણિયો તે અડધી સોપારી આપવા લાગ્યો. ત્યારે પરિકાલ લડવા લાગ્યો કે મારી તો જહાજમાં અડધી સોપારી છે. અડધી વહેંચી લઈશ. રાજપુરુષો સુધી ઝઘડો ગયો. પરિકાલે વાણિયાનો લેખ દેખાડ્યો કે એણે અડધી સોપારી આપવી લખી છે. વાણિયો ઘણુંએ કહેતો રહ્યો, પરન્તુ તેણે માન્યું નહીં અને અડધી સોપારી લઈને વૈષ્ણવોને અર્પણ કરી દીધી, ત્યારે તો વૈષ્ણવ ઘણા પ્રસન્ન થયા. આજ સુધી તે લૂંટારા ચોર પરિકારની મૂર્તિ મંદિરોમાં રાખે છે. આ કથા ભક્તમાળમાં લખી છે. બુદ્ધિમાનો જોઈ લો કે વૈષ્ણવ, **તેમના** સેવકો અને નારાયણ ત્રણે ચોર મંડળી છે કે નહીં ?

જો કે મતમતાન્તરોમાં કોઈ થોડા સારા પણ હોય છે તથાપિ તે મતમાં રહીને સર્વથા સારો થઈ શકતો નથી. હવે જેમ ! વૈષ્ણવોમાં ફૂટ-ટૂટ, ભિન્ન-ભિન્ન તિલક, કંઠી ધારણ કરે છે. **રામાનન્દી** બે બાજુમાં ગોપીચન્દ અને વચમાં લાલ, **નિમાવત** બન્ને બાજુ પાતળી રેખા અને વચમાં કાળું બિન્દુ, **માધવ** કાળી રેખા અને **ગૌડબંગાલી** કટારીના જેવી અને **રામપ્રસાદી** બન્ને ચાંલ્લા રેખાની વચમાં એક સફેદ ગોળ ટીકો ઈત્યાદિ. આનું કથન વિલક્ષણ-વિલક્ષણ છે. રામાનન્દી લાલ રેખાને લક્ષ્મીનું ચિહ્ન અને નારાયણના હૃદયમાં શ્રી, કૃષ્ણચન્દ્રજીના હૃદયમાં રાધા વિરાજમાન છે, ઈત્યાદિ કથન કરે છે.

એક કથા **ભક્તમાળમાં** લખી છે. કોઈ એક **મનુષ્ય** વૃક્ષ નીચે સૂતો હતો. સૂતો સૂતો જ મરી ગયો.

ઉપરથી કાગડાએ વિષ્ટા કરી દીધી. તે પેલાના કપાળ પર તિલકાકાર થઈ ગઈ હતી. ત્યાં જ યમનો દૂત તેને લેવા આવ્યા. એટલામાં વિષ્ણુના દૂત પણ પહોંચી ગયા. બન્ને વિવાદ કરતા હતા. યમદૂતે કહ્યું કે અમારા સ્વામીની આજ્ઞા છે અમે એને યમલોકમાં લઈ જઈશું. વિષ્ણુના દૂતો એ કહ્યું કે અમારા સ્વામીની આજ્ઞા વૈકુણ્ઠમાં લઈ જવાની છે, જુઓ એના કપાળમાં વૈષ્ણવી તિલક છે. તમે કેવી રીતે લઈ જશો ? ત્યારે તો યમના દૂત ચૂપ થઈ ચાલ્યા ગયા. વિષ્ણુના દૂત સુખથી તેને વૈકુણ્ઠમાં લઈ ગયા અને નારાયણે તેને વૈકુણ્ઠમાં રાખ્યો.

જુઓ, જ્યારે અકસ્માત્ તિલક બની જવાનું આવું મહાત્મ્ય છે તો જે પોતાની પ્રીતિથી અને હાથથી તિલક કરે છે, તે નરકથી છૂટી વૈકુંઠમાં જાય તો તેમાં શું આશ્ચર્ય છે ?

અમે પૂછીએ છીએ કે જ્યારે નાનું સરખું તિલક કરવાથી વૈકુણ્ઠમાં જાય, તો આખા મુખ પર લેપન કરવાથી કે કાળું મુખ કરવાથી કે શરીર પર લેપન કરવાથી વૈકુણ્ઠથી પણ આગળ સિધાવી જાય છે કે નહીં ? આથી આવી સર્વ વાતો વ્યર્થ છે. હવે એમાં ઘણા ખાખી લાકડાંની લંગોટી લગાવી, ધૂણી તાપતા જટા વધારે છે અને સિદ્ધનો વેશ કરી લે છે. બગલાની સમાન ધ્યાનાવસ્થિત થાય છે. ગાંજો, ભાંગ અને ચરસનાં દમ લગાવે છે અને લાલ નેત્રો કરી રાખે છે. સર્વની પાસે ચપટી-ચપટી અન્ન, લોટ અને કોડી પૈસા માંગે છે. ગૃહસ્થોના બાળકોને બહેકાવીને ચેલા બનાવી લે છે. ઘણું કરીને મજૂર લોકો એમાં હોય છે. કોઈ વિદ્યા ભણતો હોય તો તેને ભણવા દેતા નથી, કિન્તુ કહે છે કે :-

**पठितव्यं तदपि मर्त्तव्यं दन्तकटाकटेति किं कर्तव्यम् ॥**

સન્તોને વિદ્યા ભણવાથી શું કામ છે ? કેમકે વિદ્યા ભણનાર પણ મરી જાય છે. તો પછી આ દન્ત-કટાકટ શું કામ કરવી ? સાધુઓને તો ચાર ધામ ફરી આવવું, સન્તોની સેવા કરવી અને રામજીનું ભજન કરવું.

જે કોઈએ મૂર્ખ એટલે અવિદ્યાની મૂર્તિ ન જોઈ હોય, તો ખાખીજીનાં તેણે દર્શન કરવાં. તેની પાસે જે કોઈ જાય છે તેને બચ્ચા-બચ્ચી કહે છે, ચાહે તે ખાખીજીના બાપ, મા સમાન કેમ ન હોય ! જેવા એ ખાખીજી છે તેવા રૂંખડ સૂંખડ, ગોદડિયા અને જમાતવાળા, સુતરેસાઈ અને અકાલી, કાનફટા, જોગી અને ઔઘડ આદિ સર્વ એક સરખા છે.

એક ખાખીનો ચેલો "**श्री गणेशाय नमः**" ગોખતો ગોખતો કુવા પર જળ ભરવા ગયો. ત્યાં પણ્ડિત બેઠો હતો. તેણે તે ચેલાને "**स्त्रीगनेसाजनमें**" ગોખતો જોઈને કહ્યું, અરે સાધુ ! અશુદ્ધ ગોખે છે ! "**श्री गणेशाय नमः**" એમ ગોખ. તેણે ઝટ લોટો ભરી ગુરુજીની પાસે જઈને કહ્યું કે 'એક "**बम्मन**" મારા ગોખવાને અસુદ્ધ કહે છે.' એવું સાંભળીને ઝટ ખાખીજી ઉઠ્યા. કુવા પર ગયા, અને પણ્ડિતને કહ્યું કે તું મારા ચેલાને બહેકાવે છે ? તું ગુરુની લંડી શું ભણ્યો છે ? જો તું એક પ્રકારનો પાઠ જાણે છે, હું ત્રણ પ્રકારનો જાણું છું - "**स्त्रीगनेसाजन्नमें; स्त्रीगनेसायन्नमें**"; "**श्रीगनेसायनमें**" ॥

(પણ્ડિત) સાંભળો સાધુજી ! વિદ્યાની વાત ઘણી કઠણ છે. તે ભણ્યા વિના આવડતી નથી.

(ખાખી) ચલ બે, સબ વિદ્વાન કો હમને રગડ મારે, ભાંગ કે ઘોટ મેં એકદમ સબ ઉડા દિયે, સન્તો કા ઘર બડા હૈ તું બાબુડા ક્યા જાને ?

(પણ્ડિત) જુઓ ! તમે વિદ્યા ભણી હોત, તો આવા અપશબ્દો કેમ બોલત ? બધા પ્રકારનું તમને જ્ઞાન હોત.

(ખાખી) અબે તૂ હમારા ગુરુ બનતા હૈ ? તેરા ઉપદેશ હમ નહીં સુનતે.

(પણ્ડિત) સાંભળો ક્યાંથી ? બુદ્ધિ જ નથી. ઉપદેશ સાંભળવા સમજવા માટે વિદ્યા જોઈએ.

(ખાખ) જો સબ વેદશાસ્ત્ર પઢે ઔર સન્તો કો ન માને તો જાનો કે વહ કુછ ભી નહીં પઢા.

(પણ્ડિત) હા ! અમે સન્તોની સેવા કરીએ છીએ, પરન્તુ તમારા જેવા હુડદંગોની નહીં. કેમકે 'સન્ત' સજ્જન, વિદ્વાન, ધાર્મિક, પરોપકારી પુરુષોને કહે છે.

(ખાખી) દેખ, હમ રાત-દિન નંગે રહતે, ધૂની તાપતે, ગાંજા, ચરસ કે સૈંકડો દમ લગાતે, તીન-તીન લોટા ભાંગ પીતે, ગાંજે, ભાંગ ધતૂરા કી પત્તી કી ભાજી-શાક બના ખાતે, સંખિયા ઔર અફિમ ભી ચટ નિગલ જાતે, નશા મેં ગર્ક રાત-દિન બેગમ રહતે, દુનિયા કો કુછ નહીં સમજતે, ભીખ માંગ કર ટિક્કડ બના ખાતે, રાતભર ઐસી ખાંસી ઉઠતી, જો પાસ મેં સોવે ઉસકો ભી નીંદ કભી ન આવે ઇત્યાદિ સિદ્ધિયાં ઔર સાધુપન હમ મેં હૈં. ફિર તૂ હમારી નિન્દા ક્યોં કરતા હૈ ?

(પણ્ડિત) આ બધાં લક્ષણો અસાધુ મૂર્ખ અને ગબર્ગણ્ડોના છે, સાધુઓના નહીં. સાંભળો - "**સાધ્નોતિ પરાણિ ધર્મકાર્યાણિ સ સાધુઃ**" જે ધર્મયુક્ત ઉત્તમ કાર્ય કરે, હંમેશા પરોપકારમાં પ્રવૃત્ત રહે, કોઈ દુર્ગુણ જેમાં ન હોય, વિદ્વાન, સત્યોપદેશથી સૌનો ઉપકાર કરે, તેને સાધુ કહે છે.

(ખાખી) ચલ બે, તું સાધુ કે કર્મ ક્યા જાને ? સન્તો કા ઘર બડા હૈ, કિસી સન્ત સે અટકના નહીં, નહીં તો દેખ એક ચીમટા ઉઠા કર મારેગા. કપાલ ફુડવા લેગા.

(પણ્ડિત) અચ્છા ખાખી ! જાઓ, પોતાના આસન ઉપર, અમારા ઉપર બહુ ગુસ્સો ન કરો, જાણો છો રાજ્ય કેવું છે ? કોઈને મારશો તો પકડાઈ જશો, જેલ ભોગવશો, ડંડા ખાશો અથવા કોઈ તમને પણ મારી બેસશે, પછી શું કરશો ? આ સાધુનું લક્ષણ નથી.

(ખાખી) ચલ બે ચેલે ! કિસ રાક્ષસ કા મુખ દિખલાયા ?

(પણ્ડિત) તમે કદી કોઈ મહાત્માનો સંગ નથી કર્યો, નહીં તો આવા જડ મૂર્ખ રહેત નહીં.

(ખાખી) હમ આપ હી મહાત્મા હૈં, હમકો કિસી દૂસરે કી ગર્જ નહીં.

(પણ્ડિત) જેના ભાગ્ય નાશ પામે છે; તેમની તમારા જેવી બુદ્ધિ અને અભિમાન થાય છે.

પછી ખાખી આસન પર ચાલ્યો ગયો અને પણ્ડિત ઘેર ગયો. જ્યારે સન્ધ્યા આરતી થઈ ગઈ, ત્યારે તે ખાખીને બુઢ્ઢો સમજીને ઘણા ખાખી ડંડોત ડંડોત કહેતા સાષ્ટાંગ કરીને બેઠા. તે ખાખીએ પૂછ્યું "અબે રામદાસિયા ! તૂ ક્યા પઢા હૈ ?"

(રામદાસ) મહારાજ ! હું "બેસ્નુસહસરનામ" ભણ્યો છું.

(ખાખી) "'અબે ગોવિન્દદાસિયે ! તું ક્યા પઢા હૈ ?'

(ગોવિન્દદાસ) હું "રામસતવરાજ" ભણ્યો છું, અમુક ખાખીજીની પાસેથી.

ત્યારે રામદાસ બોલ્યો કે "આપ શું ભણ્યા છો ?"

(ખાખી) "હમ ગીતા પઢે હૈં". (રામદાસ) કોની પાસે ?

(ખાખી) "ચલ બે છોકરે ! હમ કિસીકો ગુરુ નહીં કરતે. દેખ ! હમ "પરાગરાજ" મેં રહતે થે. હમકો અક્ખર નહીં આતા થા. જબ કિસી લમ્બી ધોતીવાલે પણ્ડિત કો દેખતા થા, તબ ગીતા કે ગોટકે મેં પૂછતા થા ઇસ કલંગી વાલે અક્ખર કા ક્યા નામ હૈ ? ઐસે પૂછતા પૂછતા અઠારા અધ્યાય ગીતા રગડ મારી. ગુરુ એક ભી નહીં કિયા.

ભલા આવા વિદ્યાના શત્રુઓમાં અવિદ્યા ઘર કરી ન રહે તો ક્યાં જાય ? એ લોક નશા, પ્રમાદ,

લડવું, ખાવું, પીવું, સૂવું, ઝાંઝ પીટવા, ઘણ્ટા, ઘડિયાલ, શંખ વગાડવા, ધૂણી ચેતાવવી, નહાવું ધોવું, સર્વ દિશાઓમાં વ્યર્થ ઘૂમતા ફરવું - એ વિના અન્ય કાંઈ પણ સારું કામ કરતા નથી. ચાહે કોઈ પથ્થરને પણ પિગળાવી લે, પરન્તુ આ ખાખીઓના આત્માને બોધ કરાવવો કઠિન છે, કેમકે બહુધા એ શૂદ્રવર્ણના અર્થાત્ મજૂર, ખેડૂત, ભોઈ આદિ પોતાની મજૂરી છોડી કેવલ રાખ લગાડીને વૈરાગી-ખાખી આદિ થાય છે. તેમને વિદ્યા કે સત્સંગ આદિનું મહાત્મ્ય જાણમાં આવી શકતું નથી.

એમનામાંથી નાથોનો મન્ત્ર "**नमः शिवाय**",ખાખીઓનો "**नृसिंहाय नमः**", રામાવતોનો "**श्रीरामचन्द्राय नमः**", અથવા "**सीतारामाभ्यां नमः**", કૃષ્ણોપાસકોના "**श्री राधाकृष्णाभ्यां नमः**", "**नमो भगवते वासुदेवाय**" અને બંગાલીઓના "**गोविंदाय नमः**". આ મન્ત્રોને કાનમાં ભણવા માત્રથી શિષ્ય કરી લે છે અને એવી શિક્ષા આપે છે કે બચ્ચા તૂમ્બાનો મન્ત્ર ભણી લે :-

**जल पवितर सथल पवितर और पवितर कुआ ।**
**शिव कहे सुन पार्वती तूंबा पवितर हुआ ॥**

ભલા, આવાની યોગ્યતા સાધુ કે વિદ્વાન્ હોવા અથવા જગતના ઉપકાર કરવા જેવી કદી પણ હોઈ શકે છે ? ખાખી રાત-દિન લાકડાં, છાણા (અડાયા) બાળ્યા કરે છે, એક મહિનામાં કેટલાય રૂપિયાના લાકડાં ફૂંકી દે છે. જો એક મહિનાના લાકડાના મૂલ્યથી ધાબળી વગેરે વસ્ત્ર લઈ લે, તો શતાંશ ધન વડે આનન્દમાં રહે, પણ તેમને એટલી બુદ્ધિ ક્યાંથી આવે ? અને એ લોકો એ ધૂણીમાં તાપવાથી જ પોતાનું નામ તપસ્વી ધારણ કરી રાખ્યું છે. જો એ પ્રકારે તપસ્વી થઈ શકાય, તો જંગલી મનુષ્ય એનાથી પણ અધિક તપસ્વી થઈ જાય. જો જટા વધારવાથી, રાખ લગાડવાથી અને તિલક કરવાથી તપસ્વી થઈ જવાય, તો સર્વ કોઈ તેમ કરી શકે. આ તો ઉપરના ત્યાગસ્વરૂપ અને અંદરના મહાસંગ્રહી હોય છે.

**(પ્રશ્ન)** કબીરપંથી તો સારા છે ? **(ઉત્તર)** નહીં.

**(પ્રશ્ન)** કેમ સારા નહીં ? પાષાણાદિ મૂર્તિપૂજાનું ખંડન કરે છે. કબીર સાહેબ ફૂલોમાંથી ઉત્પન્ન થયા છે અને અન્તમાં પણ ફૂલ થઈ ગયા. બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવનો જ્યારે જન્મ ન હતો, ત્યારે પણ કબીર સાહેબ હતા. તે મોટા સિદ્ધ એવા કે જે વાતને વેદ પુરાણ પણ નથી જાણી શકતા, તેને કબીર જાણે છે. સાચો રસ્તો છે તે કબીરે જ દેખાડ્યો છે. એમનો મન્ત્ર **"સત્યનામ કબીર"** આદિ છે.

**(ઉત્તર)** પાષાણાદિને છોડીને પલંગ, ગાદી, તકિયા, ચાખડી, જ્યોતિ અર્થાત્ દીપ આદિનું પૂજન પાષાણમૂર્તિથી ન્યૂન નથી. શું કબીર સાહેબ ભમરા હતા કે કળીરૂપે હતા કે જે ફૂલોમાંથી ઉત્પન્ન થયા ? અને અન્તમાં ફૂલ થઈ ગયા ?

અહીં જે વાત સાંભળવામાં આવે છે તે જ સાચી હશે કે કોઈ વણકર કાશીમાં રહેતો હતો તેને બચ્ચાં-છોકરાં ન હતાં. એક સમયે થોડીક રાત્રિ હતી, તે વખતે એક ગલીમાં ચાલ્યો જતો હતો, તો જોયું કે સડકના કિનાર પર એક ટોપલીમાં ફૂલોની વચમાં તે જ રાત્રિનું જન્મેલું બાળક હતું. તેને તે લઈ ગયો અને પોતાની સ્ત્રીને આપ્યું. તેણે પાલન કર્યું. જ્યારે તે મોટો થયો ત્યારે તે વણકરનું કામ કરતો હતો. પછી કોઈ પણ્ડિત પાસે સંસ્કૃત ભણવા માટે ગયો. તેણે એનું અપમાન કર્યું અને કહ્યું કે અમે વણકરને ભણાવતા નથી. એ પ્રકારે ઘણા પણ્ડિતો પાસે ભટક્યો, પરન્તુ કોઈએ ન ભણાવ્યો. ત્યારે ઉટપટાંગ ભાષા બનાવીને વણકરાદિ નીચ લોકોને સમજાવવા લાગ્યો. તમ્બૂરો લઈને ગાતો હતો, ભજન બનાવતો હતો. વિશેષ કરી પણ્ડિત, શાસ્ત્ર અને વેદોની નિન્દા કર્યા કરતો હતો. પછી કેટલાક મૂર્ખ લોકો તેની જાળમાં ફસાઈ ગયા. જ્યારે મરી ગયો, ત્યારે

લોકોએ એને સિદ્ધ બનાવી લીધો. જે જે તેણે જીવતાં બનાવ્યું હતું તેને તેના ચેલા ભણતા રહ્યા. કાનનું છિદ્ર આંગળીથી બંધ કરવાથી જે શબ્દ સાંભળવામાં આવે તેને **અનહત શબ્દ** સિદ્ધાન્ત ઠરાવ્યો. મનની વૃત્તિને "સુરતિ" કહે છે, તેને એ શબ્દ સાંભળવા લગાડવી, તેને સન્ત અને પરમેશ્વરનું ધ્યાન બતાવે છે. ત્યાં કાલ નથી પહોંચતો કે જ્યાં બર્છી સમાન તિલક કરે છે અને ચન્દનાદિ લાકડાની કણ્ઠી બાંધે છે. ભલા વિચારીને જુઓ કે એમાં આત્માની ઉન્નતિ અને જ્ઞાન શું વધી શકે છે ? આ કેવળ બાળકોના ખેલ સમાન લીલા છે.

(પ્રશ્ન) પંજાબ દેશમાં "નાનકજી" એ એક માર્ગ ચલાવ્યો છે, કેમકે તે પણ મૂર્તિનું ખંડન કરતા હતા. મુસલમાન થવાથી બચાવ્યા. તે સાધુ પણ ન થયા કિન્તુ ગૃહસ્થ બન્યા રહ્યા. જુઓ એમણે આ મન્ત્રોપદેશ કર્યો છે. એથી વિદિત થાય છે કે એમનો આશય સારો હતો :-

**ओं सत्यनाम कर्ता पुरुष निर्भो निर्वैर अकालमूर्त्त अजोनि सहभं गुरुप्रसाद जप । आदि सच, जुगादि सच, है भी सच, नानक होसी भी सच ॥** -(जपजी पौड़ी ॥१॥)

**ओ३म्** જેનું સત્ય નામ છે, તે કર્તા પુરુષ, ભય અને વૈર રહિત, અકાલ મૂર્તિ, જે કાલમાં અને યોનિમાં નથી આવતો. પ્રકાશમાન છે, તેનો જપ ગુરુની કૃપાથી કર. તે પરમાત્મા આદિમાં સચ (સત્ય) હતો, યુગોના આદિમાં સચ, વર્ત્તમાનમાં સચ અને આગળ પણ સચ રહેશે.

(ઉત્તર) નાનકજીનો આશય તો સારો હતો, પણ વિદ્યા કાંઈ પણ ન હતી. હા, ભાષા તે દેશની કે જે ગ્રામોની છે, તે જાણતા હતા. વેદાદિ શાસ્ત્ર અને સંસ્કૃત કાંઈ પણ જાણતા ન હતા, જો જાણતા હોત તો નિર્ભય શબ્દને "નિર્ભો" કેમ લખત ? અને એનું દૃષ્ટાંત એમનું બનાવેલું "સંસ્કૃતી સ્તોત્ર" છે. તે ચાહતા હતા કે હું સંસ્કૃતમાં પણ પગ અડાવું, પરન્તુ ભણ્યા વિના સંસ્કૃત કેમ આવડી શકે ? હા, તે ગ્રામીણોની સામે કે જેમણે સંસ્કૃત કદી સાંભળ્યું પણ ન હતું, 'સંસ્કૃતી' બનાવીને સંસ્કૃતના પણ પંડિત બની ગયા હશે. આ વાત પોતાના માન-પ્રતિષ્ઠાની અને પોતાની પ્રખ્યાતિની ઇચ્છા વિના કદી ન કરત. તેમને પોતાની પ્રતિષ્ઠાની ઇચ્છા અવશ્ય હતી. નહીં તો જેવી ભાષા જાણતા હતા તેવી ભાષામાં કહેતા રહેત. અને એ પણ કહી દેત કે હું સંસ્કૃત નથી ભણ્યો. જ્યારે કાંઈ અભિમાન હતું તો માન-પ્રતિષ્ઠાને માટે કાંઈ દમ્ભ પણ કર્યો હશે. એટલા માટે એમના ગ્રન્થમાં જ્યાં-ત્યાં વેદોની નિન્દા અને સ્તુતિ પણ છે. કેમકે જો એમ ન કરત તો તેમને પણ કોઈ વેદના અર્થ પૂછતા અને જ્યારે ન આવડત ત્યારે પ્રતિષ્ઠા નષ્ટ થાત, એટલા માટે પ્રથમ જ પોતાના શિષ્યોની સન્મુખ કોઈ કોઈ જગ્યાએ વેદ વિરુદ્ધ બોલતા હતા અને કોઈ કોઈ જગ્યાએ વેદને માટે સારું પણ કહ્યું છે. કેમકે જો ક્યાંક સારું ન કહેત તો લોકો તેમને નાસ્તિક ઠરાવત. જેમકે :-

**वेद पढत ब्रह्मा मरे चारों वेद कहानि । सन्त कि महिमा वेद न जानी ॥** -(सुख मनी पौड़ी ७ । पद० ८॥)

**नामक ब्रह्मज्ञानी आप परमेश्वर ॥** -(सु०पौ०८ । पद० ६॥)

શું વેદ ભણનારા મરી ગયા અને નાનકજી આદિ પોતાને અમર સમજતા હતા ? શું તેઓ નથી મર્યા ? વેદ તો સર્વ વિદ્યાઓનો ભંડાર છે, પરન્તુ જે ચારો વેદને કહાણી કહે તેની સર્વ વાત કહાણી છે ! જે મૂર્ખોના નામ સાધુ હોય છે તે બિચારા વેદોની મહિમા કદી પણ નથી જાણી શકતા. જો નાનકજી વેદોનું જ માન કરત તો એમનો સમ્પ્રદાય ન ચાલત અને ન તે ગુરુ બની શકત, કેમકે સંસ્કૃત વિદ્યા તો ભણ્યા જ ન હતા, તો બીજાને ભણાવીને શિષ્ય કેમ બનાવી શકત ?

એ સત્ય છે કે જે સમયે નાનકજી પંજાબમાં હતા તે સમયે પંજાબ સંસ્કૃત વિદ્યાથી સર્વથા રહિત, મુસલમાનોથી પીડિત હતું. તે સમયે તેમણે લોકોને કાંઈક બચાવ્યા. નાનકજીની હયાતીમાં એમનો કોઈ

સમ્પ્રદાય કે ઘણા શિષ્યો થયા ન હતા. કેમકે અવિદ્વાનોમાં એ ચાલ છે કે મૂઆ પછી તેને સિદ્ધ બનાવી લે છે, અને પશ્ચાત્ બહુ જ માહાત્મ્ય વધારીને ઈશ્વર સમાન તેને માની લે છે.

હા નાનકજી મોટા ધનાઢ્ય અને રઈસ-શ્રીમાન ગૃહસ્થ પણ ન હતા, પરન્તુ એમના ચેલાઓએ "નાનકચન્દ્રોદય" અને "જન્મશાખી" આદિમાં મોટા સિદ્ધ અને ઘણા ઐશ્વર્યવાન હતા, એમ લખ્યું છે. નાનકજી બ્રહ્મા આદિને મળ્યા, ઘણી વાતચીત કરી, સર્વેએ એમનું માન્ય કર્યું; નાનકજીના વિવાહમાં ઘણા બધા ઘોડા, રથ, હાથી સોના, ચાંદી, મોતી, પન્ના, આદિ રત્નોથી સજેલાં હતાં અને અમૂલ્ય રત્નોનો પારાવાર ન હતો એમ લખ્યું છે. ભલા એ ગપોડા નહીં તો શું છે ? એમાં એમના ચેલાઓનો દોષ છે, નાનકજીનો નથી.

બીજું - જે એમની પાછળ એમના પુત્રથી ઉદાસી ચેલા અને રામદાસ આદિથી નિર્મલા થયા. કેટલાક ગાદીવાળાઓએ ભાષા બનાવીને ગ્રન્થમાં રાખી છે અર્થાત્ એમના ગુરુ ગોવિન્દસિંહજી દસમા થયા. તેમના પછી તે ગ્રન્થમાં કોઈની ભાષા ભેળવવામાં આવી ન હતી, કિન્તુ ત્યાં સુધીના જેટલાં નાના નાના પુસ્તકો હતાં તે સર્વને એકઠાં કરીને પુસ્તક બંધાવી દીધું. એ લોકોએ પણ નાનકજીની પાછળ ઘણી ખરી ભાષા બનાવી. કેટલાક લોકોએ નાના પ્રકારનાં; પુરાણોની મિથ્યા કથાની પેઠે પુસ્તકો બનાવી દીધાં, પરન્તુ બ્રહ્મજ્ઞાની આપ પરમેશ્વર બનીને તેની તરફ કર્મ ઉપાસના છોડીને એમના શિષ્યો ઝુકતા આવ્યા. એથી તેણે બહુ બગાડ કરી દીધો. નહીં તો જે નાનકજીએ ઈશ્વરની વિશેષ ભક્તિ લખી હતી, તે જ કરતા આવ્યા હોત તો સારું હતું. હવે ઉદાસી કહે છે કે અમે મોટા, નિર્મળા કહે છે અમે મોટા, અકાલી તથા સૂતરહસાઈ કહે છે કે અમે સર્વોપરી છીએ.

એમાં ગોવિન્દસિંહજી શૂરવીર થયા. જે મુસલમાનોએ એમના પુરુષાઓને બહુ જ દુઃખ દીધું હતું, તેનું વેર લેવા ઈચ્છતા હતા. પરન્તુ એમની પાસે કશી સામગ્રી ન હતી. અને સામે ત્યાં મુસલમાનોની બાદશાહી પ્રજ્વલિત થઈ રહી હતી. એમણે એક પુરશ્ચરણ કરાવ્યું અને પ્રસિદ્ધ કર્યું કે મને દેવીએ વર અને ખડ્ગ આપ્યું છે કે તમે મુસલમાનો સાથે લડો, તમારો વિજય થશે. આથી ઘણા લોકો તેમના સાથી બની ગયા. અને તેમણે જેમ વામમાર્ગીઓએ "પાંચ મકાર" અને ચક્રાંકિતોએ "પાંચ સંસ્કાર " ચલાવ્યા હતા, તેમ "પાંચ કકાર" ચલાવ્યા અર્થાત્ એમના "પાંચ કકાર" યુદ્ધના ઉપયોગી હતા. એક "કેશ", જે રાખવાથી લડાઈમાં લાકડી અને તલવારથી કાંઈક બચાવ થાય. બીજું "કંકણ" જે માથાની ઉપર પાઘડીમાં અકલી લોકો રાખે છે અને હાથમાં "કડાં," જેથી હાથ અને શિર બચી શકે. ત્રીજુ "કચ્છો" જે જાનુની ઉપર એક જાંઘિયો કે જેથી દોડવા અને કૂદવામાં ઠીક ફાવે છે, ઘણું કરીને અખાડામાં મલ્લ અને નટ પણ એને એટલા માટે ધારણ કરે છે જેથી શરીરનું મર્મસ્થાન બચી રહે અને કાંઈ અટકાવ ન થાય. ચોથું "કંગો" (કાંસકી) કે જેથી કેશ સુધરે છે. પાંચમું "કર્દ" (કટાર) જેથી શત્રુ સાથે ભેટ, ભટક્કા થવાથી લડાઈમાં કામ આવે. એટલા માટે આ રીતિ ગોવિન્દસિંહે પોતાની બુદ્ધિમત્તાથી તે સમયને માટે કરી હતી. હવે આ સમયમાં તેમનું રાખવું કાંઈ ઉપયોગી નથી. પરન્તુ હવે યુદ્ધના પ્રયોજનાર્થે જે વાતો કર્તવ્ય હતી; તેને ધર્મ સાથે માની લીધી છે.

તેઓ મૂર્તિપૂજા તો નથી કરતા પણ તેથી વિશેષ "ગ્રન્થો"ની પૂજા કરે છે. શું એ મૂર્તિપૂજા નથી ? કોઈ જડ પદાર્થની સામે શિર નમાવવું કે તેની પૂજા કરવી, તે સર્વ મૂર્તિપૂજા છે. જેમ મૂર્તિવાળાએ પોતાની દુકાન જમાવીને જીવિકા ઊભી કરી છે, તેમ તે લોકોએ પણ કરી લીધી છે. જેમ પૂજારી લોકો મૂર્તિનાં દર્શન કરાવે છે, ભેટ ચઢાવરાવે છે, તેમ નાનકપન્થી લોકો ગ્રન્થની પૂજા કરે-કરાવે છે, ભેટ પણ ચઢાવરાવે છે. અર્થાત્ મૂર્તિપૂજાવાળા વેદનું જેટલું માન્ય કરે છે તેટલું એ ગ્રન્થસાહેબવાળા લોકો કરતા નથી. હા, એ કહી

શકાય છે કે એમણે વેદો ન સાંભળ્યા, ન દીઠા તો તેઓ શું કરે ? જો સાંભળવા અને જોવામાં આવે તે બુદ્ધિમાન લોકો જે હઠી, દુરાગ્રહી નથી તે સર્વ સમ્પ્રદાયી લોકો વેદમતમાં આવી જાય છે. પરન્તુ એ સર્વેએ ભોજનનો બખેડો ઘણો ખરો હઠાવી દીધો છે. જેમ એને હઠાવ્યો તેમ વિષયાસક્તિ, દુરભિમાનને પણ હઠાવીને, વેદમતની ઉન્નતિ કરે તો બહુ સારી વાત છે.

(પ્રશ્ન) "દાદૂપન્થી" નો માર્ગ તો સારો છે ?

(ઉત્તર) સારો તો વેદમાર્ગ છે. જો પકડાય તો પકડો, નહીં તો સદા ગોતાં ખાતા રહેશો. એમના મતમાં દાદૂજીનો જન્મ ગુજરાતમાં થયો હતો. પછી જયપુર પાસે "આમેર"માં રહેતા હતા. ઘાંચીનું કામ કરતા હતા. ઈશ્વરની સૃષ્ટિની વિચિત્ર લીલા છે, કે દાદૂજી પણ પૂજાવા લાગી ગયા. હવે વેદાદિ શાસ્ત્રોની જ સર્વ વાતો છોડીને "દાદૂરામ-દાદૂરામ" માં જ મુક્તિ માની લીધી છે. જ્યારે સત્યોપદેશક નથી હોતા ત્યારે આવા આવા જ બખેડા ચાલ્યા કરે છે.

થોડાક દિવસ થયા એક "રામસનેહી" મત શાહપુરાથી ચાલ્યો છે. તેમણે સર્વવેદોક્તધર્મ છોડીને "રામ રામ" પોકારવું જ સારું માન્યું છે. તેમાં જ્ઞાન, ધ્યાન અને મુક્તિ માની છે; પરન્તુ જ્યારે ભૂખ લાગે છે ત્યારે "રામનામ"માંથી રોટલી-શાક નથી નીકળતાં, કેમકે ખાન, પાન, આદિ તો ગૃહસ્થોનાં ઘરમાં જ મળે છે. એ લોકો પણ મૂર્તિપૂજાને ધિક્કારે છે, પરન્તુ પોતે સ્વયં મૂર્તિ બની રહ્યા છે. સ્ત્રીઓના સંગમાં બહુ જ રહે છે, કેમકે રામજીને "રામકી" વિના આનન્દ જ નથી મળી શકતો.

એક "રામચરણ" નામક સાધુ થયો છે, જેનો મત મુખ્ય કરી "શાહપુરા" સ્થાન મેવાડથી ચાલ્યો છે, તે "રામ-રામ" કહેવાને જ પરમમન્ત્ર અને તેને જ સિદ્ધાન્ત માને છે. તેનો એક ગ્રન્થ કે જેમાં સન્તદાસજી આદિની વાણી છે; એમ લખે છે :- તેમનું વચન -

**भरम रोग तब ही मिटया, रटया निरंजन राइ ।**
**तब जम का कागज फटया कटया कर्म तब जाइ ॥१॥** - साखी ॥६॥

હવે બુદ્ધિમાન લોક વિચારી લે કે "રામ રામ" કહેવાથી ભ્રમ કે જે અજ્ઞાન છે તે અથવા યમરાજનું પાપાનુકૂળ શાસન, અથવા કર્યાં કર્મ, કદી છૂટી શકે છે કે નહીં ? એ કેવલ મનુષ્યોને પાપોમાં ફસાવવા અને મનુષ્ય જન્મને નષ્ટ કરી દેવા જેવું છે. હવે એમનો જે મુખ્ય ગુરુ "રામચરણ" થયા છે તેમનાં વચન :-

**महमा नांव प्रताप की, सुणौ सरवण चित लाइ । रामचरण रसना रटौ, क्रम सकल झड़ जाइ ॥१॥**
**जिन जिन सुमरया नांव कूं, सो सब उतरया पार । रामचरण जो विसरया, सो ही जम के द्वार ॥२॥**
**राम विना सब झूठ बतायो ।**
**राम भजत छूटया सब क्रम्मा । चन्द्र अरु सूर देइ परकम्मा ॥**
**राम कहे तिन कूं भै नाही । तीन लोक में कीरति गाहीं ॥**
**राम रटत जम जोर न लागै ॥**
**राम नाम लिख पथर तराई । भगति हेति औतार ही धरही ॥**
**ऊंच नीच कुल भेद विचारै । सो तो जनम आपणो हारै ॥**
**सन्तां कै कुल दीसै नाहीं । राम राम कह राम सम्हांहीं ॥**
**ऐसो कुण जो कीरति गावै । हरि हरिजन कौ पार न पावै ॥**
**राम सन्तां का अन्त न आवै । आप आपकी बुद्धि सम गावै ॥**

આમનું ખંડન - પ્રથમ તો રામચરણ આદિ ગ્રન્થ જોવાથી વિદિત થાય છે કે તે એક સીધો સાદો

ગ્રામીણ મનુષ્ય હતો. તે કાંઈ ભણ્યો ન હતો. નહીં તો આવી ગપડ ચોથ કેમ લખત ? એ કેવલ એનો ભ્રમ છે કે "રામ-રામ" કહેવાથી કર્મ છૂટી જાય છે. કેવળ એ પોતાનો અને બીજાઓનો જન્મ ગુમાવે છે. જમનો ભય તો બહુ ભારે છે પરન્તુ રાજસિપાઈ, ચોર, ડાકૂ, વાઘ, સાંપ, વીંછી અને મચ્છર આદિનો ભય કદી છૂટતો નથી. ચાહે રાત-દિવસ રામ-રામ કર્યા કરે કાંઈ પણ વળવાનું નથી. જેમ "સાકર-સાકર" કહેવાથી મુખ મીઠું નથી થતું, તેમ સત્યભાષણ આદિ કર્મ કર્યા વિના "રામ-રામ" જપવાથી કાંઈ પણ નથી થવાનું. અને જો રામ-રામ કહેવાથી એમનો રામ નથી સાંભળતો તો જન્મભર કહેવાથી પણ નહીં સાંભળે અને જો સાંભળે છે તો બીજી વાર પણ રામ-રામ કહેવું વ્યર્થ છે. એ લોકોએ પોતાનું પેટ ભરવા અને બીજાઓનો પણ જન્મ નષ્ટ કરવા માટે એક પાખંડ ઊભું કર્યું છે. આ મોટું આશ્ચર્ય અમે સાંભળીએ અને જોઈએ છીએ કે નામ તો ધર્યું રામસ્નેહી અને કામ કરે છે "રાંડસનેહી"નું. જ્યાં જુઓ ત્યાં રાંડ જ રાંડ સન્તોને ઘેરી રહી છે.

જો એવાં એવાં પાખંડ ન ચાલત, તો આ આર્યાવર્ત્ત દેશની દુર્દશા કેમ થાત ? એ લોકો પોતાના ચેલાઓને એંઠું-ઉચ્છિષ્ટ ખવડાવે છે અને સ્ત્રીઓ પણ લાંબી પડી દણ્ડવત્ પ્રણામ કરે છે. એકાન્તમાં પણ સ્ત્રીઓ અને સાધુઓની બેઠક થતી રહે છે.

હવે એમની બીજી શાખા મારવાડ દેશના "ખેડાપા" ગ્રામથી ચાલી છે. તેનો ઇતિહાસ - એક "રામદાસ" નામનો જાતનો ઢેઢ બહુ ચાલાક હતો. તેને બે સ્ત્રીઓ હતી. તે પ્રથમ બહુ દિવસ સુધી ઓઘડ-ગાંડો થઈ કૂતરાઓ સાથે ખાતો રહ્યો. પછી વામી "કૂંડાપન્થી" અને પછી 'રામદેવનો કામડિયો' બન્યો. પોતાની બન્ને સ્ત્રીઓની સાથે ગાતો હતો. એમ ફરતો ફરતો "સીથલ"*માં ઢેઢોનો ગુરુ રામદાસ હતો, તેને મળ્યો. તેણે એને રામદેવનો પન્થ બતાવીને પોતાનો ચેલો બનાવ્યો. તે રામદાસે 'ખેડાપા' ગામમાં જગ્યા બનાવી અને તેનો ત્યાં મત ચાલ્યો. પેલી બીજુ શાહપુરમાં વળી રામચરણનો મત ચાલ્યો. તેનો પણ ઇતિહાસ એવો સાંભળ્યો છે કે તે જયપુરનો વાણિયો હતો. તેણે 'દાંતડા' ગ્રામમાં એક સાધુ પાસે વેષ લીધો અને તેને ગુરુ કર્યો અને શાહપુરમાં આવી "ટિક્કી" જમાવી, ભોળા મનુષ્યોમાં પાખંડની જડ શીઘ્ર જામી જાય છે, તેમ જામી ગઈ !

એ બધામાં ઉપરનાં રામચરણનાં વચનોનાં પ્રમાણથી ચેલા કરીને ઊંચ નીચનો કાંઈ ભેદ નથી રાખતા. બ્રાહ્મણથી અન્ત્યજ પર્યન્ત એમાં ચેલા બને છે. અત્યારે પણ "કૂંડાપન્થી" જેવા જ છે. કેમકે માટીનાં કૂંડામાં ખાય છે અને સાધુઓનું એંઠું ખાય છે, વેદ ધર્મથી અને માતા, પિતા તથા સંસારના વ્યવહારથી બહેકાવીને તેને સંસાર છોડાવી દે છે અને ચેલા બનાવી લે છે. તથા રામનામને 'મહામન્ત્ર' માને છે અને એને 'છુચ્છમ' (અર્થાત્ સૂક્ષ્મ) વેદ પણ કહે છે. રામ-રામ કહેવાથી અનન્ત જન્મોનાં પાપ છૂટી જાય છે, એ વિના કોઈની મુક્તિ થતી નથી. જે શ્વાસ અને પ્રશ્વાસ સાથે રામ-રામ કહેવું બતાવે તેને સત્યગુરુ કહે છે. અને તે સત્યગુરુને પરમેશ્વરથી પણ મોટો માને છે, અને તેની મૂર્તિનું ધ્યાન કરે છે; સાધુઓનાં ચરણ ધોઈને પીએ છે. જ્યારે ગુરુથી ચેલો દૂર જાય ત્યારે તે ગુરુના નખ અને દાઢીના વાળ પોતાની પાસે રાખી ને તેનું ચરણામૃત નિત્ય લે છે. રામદાસ અને હરરામદાસની વાણીના પુસ્તકને વેદથી અધિક માને છે. તેની પરિક્રમા અને આઠ દણ્ડવત્ પ્રણામ કરે છે અને જો ગુરુ સમીપ હોય તો ગુરુને દણ્ડવત્ પ્રણામ કરી લે છે. સ્ત્રી વા

---

× રાજપૂતાનામાં "ચમાર" લોક ભગવાં વસ્ત્ર રંગીને "રામદેવ" આદિના ગીત ગાય છે જેને તેઓ "શબ્દ" કહે છે. તે ચમારો અને અન્ય જાતિઓને સંભળાવે છે તે કામડિયા કહેવાય છે. - द.स.

* સીથલ જોધપુરના રાજ્યમાં એક મોટું ગ્રામ છે. - द.स.

પુરુષને રામ-રામ એ એક સરખો મન્ત્રોપદેશ કરે છે અને રામસ્મરણથી જ કલ્યાણ માને છે. પુનઃ ભણવામાં પાપ સમજે છે. તેમની સાખી :-

**पंडताई पाने पडी, ओ पूरब लो पाप ।**
**राम राम सुमरयां विना । रइग्यौ रीतो आप ॥१॥**
**वेद पुराण पढे पढ गीता, रामभजन बिन रइ गये रीता ।**

એવાં એવાં પુસ્તકો બનાવ્યાં છે. સ્ત્રીને પતિની સેવા કરવામાં પાપ અને ગુરુ-સાધુની સેવામાં ધર્મ બતાવે છે. વર્ણાશ્રમને માનતા નથી. જો કોઈ બ્રાહ્મણ રામસ્નેહી ન હોય, તો તેને નીચ અને ચાણ્ડાલ. જો રામસ્નેહી હોય તો તેને ઉત્તમ જાણે છે. હવે ઈશ્વરનો અવતાર નથી માનતા અને રામચરણનું વચન જે ઉપર લખી આવ્યા કે :-

**भगति हेति औतार ही धरही ॥**

એમાં ભક્તિ અને સન્તોના હિત અવતારને પણ માને છે. ઇત્યાદિ પાખંડ પ્રપંચ એમના જેટલા છે તે સર્વ આર્યાવર્ત્ત દેશ માટે અહિતકારક છે. એટલાથી જ બુદ્ધિમાન ઘણું સમજી લેશે.

**(પ્રશ્ન)** ગોકુળીઆ ગુંસાઈઓનો મત તો બહુ જ સારો છે. જુઓ, કેવું ઐશ્વર્ય ભોગવે છે. શું ઐશ્વર્ય લીલા વિના એવું થઈ શકે છે ?

**(ઉત્તર)** એ ઐશ્વર્ય ગૃહસ્થ લોકોનું છે, ગુંસાઈઓનું કાંઈ નથી.

**(પ્રશ્ન)** વાહ વાહ !! ગુંસાઈઓના પ્રતાપથી છે, કેમકે એવું ઐશ્વર્ય બીજાને કેમ નથી મળતું ?

**(ઉત્તર)** બીજા પણ એવા જ પ્રકારના છળ-પ્રપંચ રચે તો ઐશ્વર્ય મળવામાં શો સન્દેહ છે ? અને જો એનાથી અધિક ધૂર્તતા કરે તો અધિક પણ ઐશ્વર્ય મળી શકે છે.

**(પ્રશ્ન)** વાહજી વાહ ! એમાં શી ધૂર્તતા છે ? એ તો સર્વ ગોલોકની લીલા છે.

**(ઉત્તર)** ગોલોકની લીલા નહીં, કિન્તુ ગુંસાઈઓની લીલા છે. જો ગોલોકની લીલા હોય, તો ગોલોક પણ એવો જ હશે. એ મત તૈલંગ દેશથી ચાલ્યો છે. કેમકે એક તૈલંગી **લક્ષ્મણ ભટ્ટ** નામે બ્રાહ્મણ પ્રથમ વિવાહ કરીને પછી કોઈ કારણથી માતા, પિતા અને સ્ત્રીને છોડી, કાશીમાં જઈને, સંન્યાસ લઈ લીધો હતો અને જૂઠું બોલ્યો હતો કે "મારો વિવાહ થયો નથી." દૈવયોગે એના માતા, પિતા અને સ્ત્રીએ સાંભળ્યું કે કાશીમાં સંન્યાસી થઈ ગયો છે. તે ઉપરથી તેના માતા, પિતા અને સ્ત્રી કાશીમાં જઈને જેણે એને સંન્યાસ આપ્યો હતો, તેને કહ્યું કે એને સંન્યાસી કેમ કર્યો ? જુઓ આ એની યુવાન સ્ત્રી છે. અને સ્ત્રીએ કહ્યું કે જો આપ મારા પતિને મારી સાથે ન મોકલો તો મને પણ સંન્યાસ આપી દો. ત્યારે તો તે (લક્ષ્મણ)ને બોલાવીને કહ્યું તું મોટો મિથ્યાવાદી છે. સંન્યાસ છોડ અને ગૃહસ્થાશ્રમ કર; કેમકે તેં જૂઠું બોલીને સંન્યાસ લીધો. તેને પુનઃ એમ જ કર્યું. સંન્યાસ છોડીને તેમની સાથે ચાલ્યો !

જુઓ ! એ મતનું મૂળ જ જૂઠ-કપટથી જામ્યું. જ્યારે તેઓ તૈલંગ દેશમાં ગયા ત્યારે કોઈએ જાતિમાં ન લીધા. ત્યારે ત્યાંથી નિકળીને ઘૂમવા લાગ્યો "ચરણાર્ગઢ" કે જે કાશીની પાસે છે તેની સમીપમાં "ચંપારણ્ય" નામના જંગલમાં ચાલ્યા જતા હતાં. ત્યાં કોઈ એક બાળકને જંગલમાં મુકીને ચારે તરફ દૂર-દૂર આગ સળગાવીને ચાલ્યો ગયો હતો, કમકે મૂકી જનાર એમ સમજ્યો હતો કે જો આગ ન સળગાવીશ તો હમણાં કોઈ જીવ મારી નાખશે. તે બાળકને જોઈ લક્ષ્મણ ભટ્ટ અને તેની સ્ત્રીએ તે બાળકને લઈ લીધો અને પોતાનો પુત્ર કરી લીધો. પછી કાશીમાં જઈ રહ્યા. જ્યારે તે છોકરો મોટો થયો, ત્યારે તેના માતા-પિતા મરી ગયાં.

કાશીમાં બાલ્યાવસ્થાથી યુવાવસ્થા સુધી થોડુંક ભણતો પણ રહ્યો, પછી બીજે ક્યાંક જઈ આખરે એક વિષ્ણુસ્વામીના મંદિરમાં ચેલો થઈ ગયો. ત્યાથી પણ કાંઈ ખટપટ થવાથી કાશીમાં પાછો ચાલ્યો ગયો અને સંન્યાસ લઈ લીધો.

તે પછી કોઈ તેવો જ જાતિ બહિષ્કૃત બ્રાહ્મણ કાશીમાં રહેતો હતો. તેની છોકરી યુવતી હતી. તેણે એને કહ્યું કે તું સંન્યાસ છોડી, મારી પુત્રી સાથે વિવાહ કરી લે. તેમ જ થયું. જેના બાપે જેવી લીલા કરી હતી, તેવી પુત્ર પણ કેમ ન કરે ?

તે સ્ત્રીને લઈ ત્યાં ચાલ્યો ગયો કે જ્યાં પ્રથમ વિષ્ણુસ્વામીના મન્દિરમાં ચેલો થયો હતો. પણ વિવાહ કરવાથી તેને ત્યાંથી કાઢી મૂક્યો. પછી વ્રજદેશમાં, કે જ્યાં અવિદ્યાએ ઘર કરી રાખ્યું છે, ત્યાં જઈ પોતાનો પ્રપંચ અનેક પ્રકારની છળ યુક્તિઓથી ફેલાવવા લાગ્યો અને મિથ્યા વાતોની પ્રસિદ્ધિ કરવા લાગ્યો કે શ્રીકૃષ્ણ મને મળ્યા અને કહ્યું કે ગોલોકથી **"દૈવીજીવ"** મર્ત્યલોકમાં આવ્યા છે, તેમને બ્રહ્મ સમ્બન્ધ આદિથી પવિત્ર કરીને ગોલોકમાં મોકલો. ઈત્યાદિ મૂર્ખોને પ્રલોભનની વાતો સંભળાવીને થોડાક લોકોને અર્થાત્ ૮૪ ચોર્યાસી માણસોને વૈષ્ણવ બનાવ્યા, અને આ નિમ્નલિખિત મન્ત્રો બનાવી લીધા ; અને તેમાં પણ ભેદ રાખ્યો. જેમ કે :-

**श्री कृष्णः शरणं मम ॥१॥**

**क्लीं कृष्णाय गोपीजनवल्लभाय स्वाहा ॥२॥**

આ બન્ને સાધારણ મન્ત્ર છે. પરન્તુ આગલો મન્ત્ર બ્રહ્મસમ્બન્ધ અને સમર્પણ કરવાનો છે.

**श्रीकृष्णः शरणं मम सहस्त्रपरिवत्सरमितकालजातकृष्णवियोगजनिततापक्लेशानन्ततिरोभावोऽहं भगवते कृष्णाय देहेन्द्रियप्राणान्तःकरणतद्धर्मांश्च दारागारपुत्राप्तवित्तेहपराण्यात्मना सह समर्पयामि, दासोऽहं कृष्ण तवास्मि ॥**

આ મન્ત્રનો ઉપદેશ કરીને શિષ્ય-શિષ્યાઓને સમર્પણ કરાવે છે. "**क्लीं कृष्णायेति**" આ '**क्लीं**' તન્ત્ર ગ્રન્થનો છે. એથી વિદિત થાય છે કે આ વલ્લભમત પણ વામમાર્ગીઓનો જ ભેદ છે અને એથી જ ગુંસાઈ લોકો સ્ત્રીસંગ બહુધા કરે છે.

**गोपीवल्लभेति** - શું કૃષ્ણ ગોપીઓને જ પ્રિય હતા અન્યને નહીં ? સ્ત્રીઓને પ્રિય તે હોય છે, જે સ્ત્રૈણ અર્થાત્ - સ્ત્રીભોગમાં ફસ્યો હોય. શું શ્રીકૃષ્ણજી એવા હતા ?

હવે **सहस्त्रपरिवत्सरेति** - સહસ્ત્ર વર્ષોની ગણના વ્યર્થ છે કેમકે વલ્લભ અને તેના શિષ્ય કાંઈ સર્વજ્ઞ નથી. શું કૃષ્ણનો વિયોગ સહસ્ત્રો વર્ષોથી થયો અને આજ સુધી અર્થાત્ જ્યાં સુધી વલ્લભનો મત ન હતો અને વલ્લભ જન્મ્યો ન હતો, તેની પૂર્વે પોતાના દૈવી જીવોનો ઉદ્ધાર કરવા માટે કેમ ન આવ્યો ?

"તાપ" અને "ક્લેશ" એ બન્ને પર્યાયવાચી છે. એમાંથી એકનું ગ્રહણ કરવું ઉચિત હતું. બન્નેનું નહીં. "અનન્ત"શબ્દનો પાઠ કરવો વ્યર્થ છે. કેમકે જો "અનન્ત" શબ્દ રાખો, તો "સહસ્ત્ર" શબ્દનો પાઠ ન રાખવો જોઈએ. અને જો "સહસ્ત્ર" શબ્દનો પાઠ રાખો તો "અનન્ત" શબ્દનો પાઠ રાખવો સર્વથા વ્યર્થ છે. અને જો "અનન્ત" કાળ લો, તો "તિરોહિત" અર્થાત્ - આચ્છાદિત રહે, તેમની મુક્તિને માટે વલ્લભનું હોવું પણ વ્યર્થ છે, કેમકે "અનન્ત"નો અન્ત હોતો નથી.

ભલા ! દેહેન્દ્રિય, પ્રાણાન્તઃકરણ અને તેના ધર્મ, સ્ત્રી, સ્થાન, પુત્ર અને પ્રાપ્તધનનું અર્પણ કૃષ્ણને શા માટે કરવું ? કેમકે કૃષ્ણ પૂર્ણકામ હોવાથી કોઈના દેહાદિની ઈચ્છા કરી શકતા નથી અને દેહાદિનું અર્પણ કરવું પણ થઈ શકતું નથી કેમકે દેહના અર્પણથી તો નખશિખાગ્રપર્યન્ત દેહ કહેવાય છે, તેમાં જે કાંઈ સારી-

ખરાબ વસ્તુ છે, તેમાં મલ-મૂત્રાદિ પણ છે, તો તેનું અર્પણ કેવી રીતે કરી શકશો ?

અને જે પાપ-પુણ્યરૂપ કર્મ થાય છે તેને કૃષ્ણાર્પણ કરવાથી તેમના ફલભાગી પણ કૃષ્ણ જ થાય અર્થાત્ નામ તો કૃષ્ણનું લે છે અને સમર્પણ પોતાને માટે કરાવે છે. જે કાંઈ દેહમાં મળ-મૂત્રાદિ છે તે પણ ગુંસાઈજીને અર્પણ કેમ નથી થતું ? **શું મીઠું-મીઠું ગડપ અને કડવું-કડવું થું ?**

અને એ પણ લખ્યું છે કે ગુંસાઈજીને અર્પણ કરવું અન્ય મતવાળાને નહીં, એ સર્વ સ્વાર્થસિન્ધુપણું અને પારકા ધન વગેરે પદાર્થ લૂંટવાની તથા વેદોક્ત ધર્મના નાશ કરવાની લીલા રચી છે.

જુઓ આ વલ્લભનો પ્રપંચ :-

**श्रावणस्यामले पक्षे एकादश्यां महानिशि । साक्षाद्भगवता प्रोक्तं तदक्षरश उच्यते ॥१॥**
**ब्रह्मसम्बन्धकरणात्सर्वेषां देहजीवयोः ॥ सर्वदोषनिवृत्तिर्हि दोषाः पञ्चविधाः स्मृताः ॥२॥**
**सहजा देशकालोत्था लोकवेदनिरूपिताः ॥ संयोगजाः स्पर्शजाश्च न मन्तव्याः कदाचन ॥३॥**
**अन्यथा सर्वदोषाणां न निवृत्तः कथञ्चन । असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् ॥४॥**
**निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादिति स्थितिः । न मतं देवदेवस्य स्वामिभुक्तिसमर्प्पणम् ॥५॥**
**तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्प्पणम् । दत्तापहारवचनं तथा च सकलं हरेः ॥६॥**
**न ग्राह्यमिति वाक्यं हि भिन्नमार्गपरं मतम् । सेवकानां यथा लोके व्यवहारः प्रसिध्यति ॥७॥**
**तथा कार्य्यं समर्प्यैव सर्वेषां ब्रह्मता ततः । गङ्गात्वे गुणदोषाणां गुणदोषादिवर्णनम् ॥८॥**

ઇત્યાદિ શ્લોક ગુંસાઈઓના સિદ્ધાન્ત રહસ્યાદિ ગ્રન્થોમાં લખ્યા છે. આ જ ગુંસાઈઓના મતનું મૂળતત્ત્વ છે. ભલા એમને કોઈ પૂછે કે શ્રીકૃષ્ણના દેહાન્ત થયાને લગભગ પાંચ સહસ્ર વર્ષ વીત્યાં છે, તે કૃષ્ણ વલ્લભની સાથે શ્રાવણ માસની અર્ધી રાતે કેવી રીતે મળી શક્યા ? ।૧।

જે ગુંસાઈનો ચેલો થાય છે અને તેને સર્વ પદાર્થોનું સમર્પણ કરે છે તેના શરીર અને જીવના સર્વ દોષોની નિવૃત્તિ થઈ જાય છે. આ જ વલ્લભનો પ્રપંચ મૂર્ખોને બહેકાવીને પોતાના મતમાં લાવવાનો છે. જો ગુંસાઈના ચેલા-ચેલીઓના સર્વ દોષો નિવૃત્ત થઈ જાય તો તે રોગ દારિદ્ર વગેરે દુઃખોથી પીડિત કેમ રહે ? અને તે દોષ પાંચ પ્રકારના થાય છે. ॥૨॥

**એક** - સહજ દોષ કે જે સ્વાભાવિક અર્થાત્ કામ ક્રોધાદિથી ઉત્પન્ન થાય છે. **બીજો** - કોઈ દેશ કાલમાં નાના પ્રકારનાં પાપ કરવામાં આવે. **ત્રીજો** - લોકમાં જેને ભક્ષ્યાભક્ષ્ય કહે છે અને વેદોક્ત કે જે મિથ્યાભાષણાદિ છે. **ચોથો** - સંયોગજ કે જે ન્હારા સંગથી અર્થાત્ ચોરી, જારી, માતા, ભગિની, કન્યા, પુત્રવધૂ, ગુરુપત્ની આદિ સાથે સંયોગ કરવો. **પાંચમો** - સ્પર્શજ, અસ્પૃશ્યનો સ્પર્શ કરવો. એ પાંચ દોષોને ગુંસાઈ લોકોના મતવાળા કદી પણ ન માને અર્થાત્ યથેષ્ઠાચાર કરે. ॥૩॥

આ દોષોની નિવૃત્તિને માટે ગુંસાઈજીના મત વિના અન્ય કોઈ પ્રકાર નથી. એટલા માટે સમર્પણ કર્યા વિના પદાર્થોને ગુંસાઈજીના ચેલા ન ભોગવે. આ ઉપરથી એના ચેલા પોતાની સ્ત્રી, કન્યા, પુત્રવધૂ અને ધનાદિ પદાર્થોને પણ સમર્પિત કરે છે. પરન્તુ સમર્પણનો નિયમ એ છે કે જ્યાં સુધી ગુંસાઈજીની ચરણ સેવામાં સમર્પિત ન થાય ત્યાં સુધી તેનો સ્વામી સ્વસ્ત્રીને સ્પર્શ ન કરે. ॥૪॥

એથી ગુસાંઈઓના ચેલા સમર્પણ કરીને પશ્ચાત્ પોત-પોતાના પદાર્થનો ભોગ કરે, કેમકે સ્વામીના ભોગ કર્યા પછી સમર્પણ થઈ શકતું નથી. ॥૫॥

એથી પ્રથમ સર્વકામોમાં સર્વ વસ્તુઓનું સમર્પણ કરે; પ્રથમ ગુસાંઈજીને ભાર્યા વગેરે સમર્પણ કરીને પછી પોતે ગ્રહણ કરે. તેમજ હરિને સમ્પૂર્ણ પદાર્થ સમર્પણ કરીને ગ્રહણ કરે. ॥૬।

ગુસાંઈજીના મતથી ભિન્ન માર્ગના વાક્યમાત્રને પણ ગુસાંઈઓના ચેલા-ચેલી કદી ન સાંભળે, ન ગ્રહણ કરે. એ જ એમના શિષ્યોનો વ્યવહાર પ્રસિદ્ધ છે. ।૭।

તેમજ સર્વ વસ્તુઓનું સમર્પણ કરીને સર્વની વચમાં બ્રહ્મ બુદ્ધિ કરે. તે પછી જેમ ગંગામાં અન્ય જળ મળીને ગંગારૂપ થઈ જાય છે તેમ પોતાના મતમાં ગુણ અને બીજાના મતમાં દોષ છે, એટલા માટે પોતાના મતમાં ગુણોનું વર્ણન કર્યા કરે. ।૮।

હવે જુઓ ! આ ગુંસાઈઓનો મત સર્વ મતોથી અધિક પોતાનું પ્રયોજન સિદ્ધ કરવાવાળો છે. ભલા, એ ગુસાંઈઓને કોઈ પૂછે, કે બ્રહ્મનું એક લક્ષણ પણ તમે નથી જાણતા, તો શિષ્ય શિષ્યાઓને બ્રહ્મસમ્બન્ધ કેમ કરાવી શકશો ? જો કહો કે અમે જ બ્રહ્મ છીએ અને અમારી સાથે સમ્બન્ધ થવાથી સમ્બન્ધ થઈ જાય છે, તો તમારામાં બ્રહ્મના એક પણ ગુણકર્મ સ્વભાવ નથી. પછી શું તમે માત્ર ભોગવિલાસને માટે બ્રહ્મ બની બેઠા છો ? ભલા ! શિષ્ય અને શિષ્યાઓને તમે પોતાની સાથે સમર્પિત કરીને શુદ્ધ કરો છો, પરન્તુ તમે અને તમારી સ્ત્રી, કન્યા તથા પુત્રવધૂ આદિ અસમર્પિત રહી જવાથી અશુદ્ધ રહી ગયા કે નહીં ? અને તમે અસમર્પિત વસ્તુને અશુદ્ધ માનો છો તો પછી તેનાથી ઉત્પન્ન થયેલા તમે લોકો અશુદ્ધ કેમ નહીં ? એટલા માટે તમને પણ ઉચિત છે કે પોતાની સ્ત્રી, કન્યા તથા પુત્રવધૂ આદિને અન્ય મતવાળાની સાથે સમર્પિત કરાવ્યા કરો.

જો કહો કે નહીં-નહીં, તો તમે પણ અન્ય સ્ત્રી પુરુષ તથા ધનાદિ પદાર્થોને સમર્પિત કરવા-કરાવવાનું છોડી દો. હશે, આજ સુધી તો જે બન્યું તે બન્યું, પરંતુ હવે તો પોતાની મિથ્યા પ્રપંચાદિ બુરાઈઓને છોડો અને સુન્દર ઈશ્વરોક્ત વેદવિહિત સુપથમાં આવીને પોતાના મનુષ્યરૂપી જન્મને સફળ કરીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુષ્ટય ફળને પ્રાપ્ત કરી આનન્દ ભોગવો.

વળી જુઓ ! એ ગુસાંઈ લોકો પોતાના સમ્પ્રદાયને "પુષ્ટિમાર્ગ" કહે છે અર્થાત્ ખાવું પીવું, પુષ્ટ થવું અને સર્વ સ્ત્રીઓની સાથે યથેષ્ટ ભોગ વિલાસ કરવો, એને પુષ્ટિમાર્ગ કહે છે. પરન્તુ એમને પૂછવું જોઈએ કે જ્યારે મોટા દુ:ખદાયી, ભગંદરાદિ રોગગ્રસ્ત થઈને એટલા હેરાન થઈ મરે છે કે જેને તે જ જાણતા હશે. સાચું પૂછો તો એ પુષ્ટિમાર્ગ નહીં પણ 'કુષ્ઠિમાર્ગ' છે. જેમ કુષ્ઠીના શરીરની સર્વ ધાતુ પીગળી-પીગળીને નિકળી જાય છે અને વિલાપ કરતો-કરતો શરીર છોડે છે, એવી જ લીલા એમની પણ જોવામાં આવે છે. એટલા માટે 'નરકમાર્ગ' પણ એને કહેવો સંઘટિત થઈ શકે છે, કેમકે દુ:ખનું નામ નરક અને સુખનું નામ સ્વર્ગ છે. આ પ્રકારે મિથ્યા જાળ રચીને બિચારા ભોળા-ભલા મનુષ્યોને જાળમાં ફસાવ્યા અને પોતે પોતાને શ્રીકૃષ્ણ માનીને સર્વના સ્વામી બને છે.

એ કહે છે કે જેટલા દૈવીજીવ ગોલોકથી અહીં આવ્યા છે તેમનો ઉદ્ધાર કરવા માટે અમે લીલા પુરુષોત્તમ જન્મ્યા છીએ. જ્યાં સુધી અમારો ઉપદેશ ન લે, ત્યાં સુધી ગોલોકની પ્રાપ્તિ થતી નથી. ત્યાં એક શ્રીકૃષ્ણ પુરુષ છે અને બીજી સર્વ સ્ત્રીઓ છે. વાહ જી વાહ ! ભલો તમારો મત છે ! ગુસાંઈઓના જેટલા ચેલા છે તે સઘળી ગોપીઓ બની જશે. હવે વિચારો કે જે પુરુષને બે સ્ત્રી હોય છે, તેની બહુ દુર્દશા થઈ જાય છે, તો જ્યાં એક પુરુષ અને કરોડો સ્ત્રીઓ એકના પાછળ લાગેલી છે, તેના દુ:ખનો શો પારાવાર હશે ? જો કહો કે શ્રીકૃષ્ણમાં બહુ ભારે સામર્થ્ય છે, સર્વને પ્રસન્ન કરે છે, તો જે સ્ત્રી જેને સ્વામિનીજી કહે છે, તેમાં પણ શ્રીકૃષ્ણની સમાન સામર્થ્ય હશે, કેમકે તે એમની અર્ધાંગના છે. જેમ અહીં સ્ત્રી-પુરુષની કામચેષ્ટા સરખી અથવા પુરુષથી સ્ત્રીની અધિક હોય છે, તો ગોલોકમાં કેમ નહીં ? જો એમ છે તો અન્ય સ્ત્રીઓની સાથે સ્વામીનીજીને અત્યન્ત લડાઈ બખેડા મચતા હશે, કેમકે સપત્નીભાવ બહુ બુરો હોય છે. પછી તો ગોલોક

સ્વર્ગની અપેક્ષા નરકવત્ થઈ ગયું હશે અથવા જેમ બહુ જ સ્ત્રીગામી પુરુષ ભંગદરાદિ રોગોથી પીડિત રહે છે, તેમજ ગોલોકમાં પણ હશે. છિ ! છિ ! છિ !!! આવા ગોલોકથી બિચારું મર્ત્યલોક સારું છે.

જુઓ ! જેમ અહીં ગુસાંઈજી પોતાને શ્રીકૃષ્ણ માને છે; અને બહુ સ્ત્રીઓની સાથે લીલા કરવાથી ભગન્દર તથા પ્રમેહાદિ રોગોથી પીડિત થઈને મહાદુઃખ ભોગવે છે. હવે કહો કે જેનું "ગોસાંઈ" સ્વરૂપ પીડિત થાય છે તો ગોલોકનો સ્વામી શ્રીકૃષ્ણ એ રોગોથી પીડિત કેમ ન હશે ? અને જો નથી, તો તેમનું "ગોસાંઈજી" સ્વરૂપ કેમ પીડિત થાય છે ?

(પ્રશ્ન) મર્ત્યલોકમાં લીલાવતાર ધારણ કરવાથી રોગ-દોષ થાય છે, ગોલોકમાં નહીં, કેમકે ત્યાં રોગ-દોષ જ નથી.

(ઉત્તર) "**भोगे रोगभयम्**" જ્યાં રોગ છે ત્યાં ભોગ અવશ્ય હોય છે. અને શ્રીકૃષ્ણની કરોડ-કરોડ સ્ત્રીઓથી સન્તાન થાય છે કે નહીં ? જો થાય તો પુત્ર જ પુત્ર થાય છે કે પુત્ર જ પુત્રી ? અથવા બન્ને ? જો કહો કે પુત્રી જ પુત્રી થાય છે તો તેમનો વિવાહ કોની સાથે થતો હશે ? કેમકે ત્યાં શ્રીકૃષ્ણ વિના બીજો કોઈ પુરુષ નથી. અને જો બીજો છે એમ કહો તો તમારી પ્રતિજ્ઞા હાનિ થઈ. જો કહો કે પુત્ર જ પુત્ર થાય છે તો પણ એ જ દોષ આવી પડશે કે તેમનાં વિવાહ ક્યાં અને કોની સાથે થાય છે ? અથવા ઘરમાંને ઘરમાં જ ગટપટ કરી લે છે, અથવા અન્ય કોઈના પુત્રી કે પુત્ર છે. જો એમ હોય તો પણ તમારી પ્રતિજ્ઞા "ગોલોકમાં એક શ્રીકૃષ્ણ જ પુરુષ" તે નષ્ટ થઈ જશે. અને જો કહો કે સન્તાન થતાં જ નથી તો શ્રીકૃષ્ણમાં નપુંસકત્વ અને સ્ત્રીઓમાં વન્ધ્યાપણાનો દોષ આવશે. ભલા એ ગોલોક શું થયું ? જાણે કે દિલ્લીના બાદશાહની બીબીઓની સેના થઈ !

હવે જે ગુસાંઈ લોકો શિષ્ય અને શિષ્યાઓના તન, મન તથા ધન પોતાને અર્પણ કરાવી લે છે, તે પણ ઠીક નથી. કેમકે તન તો વિવાહ સમયે સ્ત્રી અને પતિને સમર્પણ થઈ જાય છે, પછી મન પણ બીજાને સમર્પણ થઈ શકતું નથી. કેમકે મનની સાથે જ તનનું પણ સમર્પણ કરવું બની શકે છે અને જો તેમ છે તો એમ કરવાથી વ્યભિચારી કહેવાશે. હવે રહ્યું ધન, તેની પણ તેવી જ લીલા સમજો અર્થાત્ મન વિના કાંઈ પણ અર્પણ નથી થઈ શકતું.

એ ગુસાંઈઓનો અભિપ્રાય એ છે કે કમાય ચેલો અને આનન્દ કરીએ આપણે ! જેટલા વલ્લભ સમ્પ્રદાયી ગુસાંઈ લોક છે, તે અત્યાર સુધી તૈલંગી જાતિમાં નથી અને જે કોઈ એને ભૂલે-ચૂકે કન્યા આપે છે, તે પણ જાતિબાહ્ય થઈને ભ્રષ્ટ થઈ જાય છે, કેમકે તેઓને જાતિમાંથી પતિત કરવામાં આવેલ છે અને વિદ્યાહીન હોઈ રાત-દિવસ પ્રમાદમાં રહે છે.

વળી જુઓ, જ્યારે કોઈ ગુસાંઈજીની પધરામણી કરે છે ત્યારે તેને ત્યાં જઈને ચુપ-ચાપ લાકડાની પુતળી સમાન બેસી રહે છે. ત્યાં કાંઈ બોલતા કે ચાલતા નથી. બિચારો બોલે તો મૂર્ખમાં ખપે. માટે "**मूर्खाणां बलं मौनम्**" કેમકે મૂર્ખોનું બળ મૌન છે. જો બોલે તો તેની પોલ ખુલી જાય. પરન્તુ સ્ત્રીઓની તરફ ખૂબ ધ્યાન લગાડીને તાકી રહે છે અને જેની તરફ ગુસાંઈજી જુએ, તો જાણે મોટા ભાગ્યની વાત છે. વળી તેનો પતિ, ભાઈ, બન્ધુ, માતા, પિતા ઘણા પ્રસન્ન થાય છે. ત્યાં સર્વ સ્ત્રીઓ ગુસાંઈજીનાં પગને અડકે છે. જેના પર ગુસાંઈજીનું મન લાગે, કે કૃપા થાય, તેની આંગળી પગેથી દબાવી દે છે તે સ્ત્રી અને તેનો પતિ આદિ પોતાના ધન્ય ભાગ્ય સમજે છે. અને તે સ્ત્રીને પતિ આદિ સર્વ કહે છે કે તું ગુસાંઈજીની ચરણ સેવામાં જા. અને જ્યાં-જ્યાં તેના પતિ આદિ પ્રસન્ન નથી થતા, ત્યાં દૂતી અને કુટણીઓથી કામ સિદ્ધિ કરાવી લે છે. સાચું પૂછો તો

એવાં કામ કરનાર તેમના મંદિરોમાં અને તેમની સમીપમાં બહુ રહ્યા કરે છે.

હવે એમની દક્ષિણાની લીલા અર્થાત્ એ પ્રકારે માંગે છે કે - લાવો ભેટ ગુસાંઈજીની, વહુજીની, લાલજીની, બેટીજીની, મુખિયાજીની, બાહરિયાજી(દ્વારપાળ)ની, ગવૈયાજીની અને ઠાકુરજીની. આ સાત દુકાનોથી યથેષ્ટ માલ મારે છે. જ્યારે કોઈ ગુસાંઈજીનો સેવક મરવા પડે છે ત્યારે ગુસાંઈજી તેની છાતી પર પગ મૂકે છે અને જે કાંઈ મળે છે, તે ગુસાંઈજી ગડપ કરી જાય છે. શું એ કામ મહાબ્રાહ્મણ અને કરટિયા (કારટિયા) કે મુર્દાવલીની સમાન નથી ?

કોઈ કોઈ ચેલા વિવાહમાં ગુસાંઈજીને બોલાવીને તેમની પાસે વર-કન્યાનું પાણિગ્રહણ કરાવે છે અને કોઈ કોઈ સેવક જ્યારે કેસરિયા સ્નાન કરાવે છે અર્થાત્ ગુસાંઈજીના શરીર પર સ્ત્રી લોકો કેસરનું લેપન કરીને પછી એક મોટાં પાત્રમાં પાટલો મૂકીને ગુસાંઈજીને સ્ત્રી પુરુષ બન્ને મળીને સ્નાન કરાવે છે. પરન્તુ વિશેષ કરીને સ્ત્રી જન સ્નાન કરાવે છે. પછી જ્યારે ગુસાંઈજી પિતામ્બર પહેરીને ખડાઉ=પાવડી પર ચઢીને બહાર નિકળી આવે છે અને ધોતી તેમાં જ પટકી દે છે, ત્યારે પછી તે જળનું આચમન તેના સેવક કરે છે. અને સારો મસાલો મૂકીને પાન-બીડું ગુસાંઈજીને આપે છે, તે ચાવીને કાંઈક ગળી જાય છે અને શેષ એક ચાંદીના વાટકામાં જેને તેમના સેવક મુખ આગળ ધરી દે છે તેમાં થૂંક ઓગાળી દે છે. તેની પણ પ્રસાદી વહેંચાય છે, જેને "ખાસ પ્રસાદી" કહે છે. હવે વિચારો કે એ લોકો ક્યા પ્રકારના મનુષ્ય છે ? જો મૂર્ખાઈ અને અનાચારની સીમા હશે તો એટલી જ હશે. ઘણા-ખરા સમર્પણ લે છે. તેમાંથી કેટલાક વૈષ્ણવોના હાથનું ખાય છે, અન્યનું નહીં. કેટલાક વૈષ્ણવોના હાથનું પણ નથી ખાતા. લાકડાં સરખાં પણ ધોઈ લે છે. પરન્તુ આટો, ગોળ, ખાંડ, ઘી આદિ ધોવાથી તેમનો સ્પર્શ બગડી જાય છે. પણ શું કરે બિચારા ! જો એને ધોવે તો પદાર્થ જ હાથથી ખોઈ બેસે.

તે લોકો કહે છે કે અમે ઠાકુરજીના રંગ, રાગ, ભોગમાં બહુ ધન લગાડી દઈએ છીએ. પરન્તુ એ રંગ, રાગ, ભોગ પોતે જ કરે છે. અને સાચું પૂછો તો માટો મોટા અનર્થ થાય છે. અર્થાત્ હોળી વખતે પિચકારીઓ ભરીને સ્ત્રીઓના અસ્પર્શનીય અવયવ અર્થાત્ જે ગુપ્ત સ્થાન છે તે પર મારે છે, અને રસવિક્રય કે જે બ્રાહ્મણો માટે નિષિદ્ધ કર્મ છે, તે પણ કરે છે.

(પ્રશ્ન) ગુસાંઈજી રોટલી, દાળ, કઢી, ભાત, શાક, મઠરી તથા લાડુ આદિ પ્રત્યક્ષ દુકાનમાં બેસીને તો નથી વેચતા, પણ પોતાના નોકર ચાકરોને 'પત્તલો' વહેંચી આપે છે. તે લોકો વેચે છે, ગુસાંઈજી નહીં.

(ઉત્તર) જો ગુસાંઈજી તેમને માસિક રૂપિયા આપે, તો તે 'પત્તલો' શું કામ લે ? ગુસાંઈજી પોતાના નોકરો હસ્તક દાળ, ભાત આદિને નોકરીના બદલમાં વેચી દે છે. તેઓ લઈ જઈને હાટ કે બજારમાં વેચે છે. જો ગુસાંઈજી સ્વયં બહાર વેચત તો નોકર જે બ્રાહ્મણ આદિ છે તેઓ તો રસવિક્રય દોષથી બચી જાત, અને એકલા ગુસાંઈજી રસવિક્રયરૂપી પાપના ભાગી થાત. પ્રથમ તો એ પાપમાં પોતે ડૂબ્યા, પછી બીજાઓને પણ સમેટ્યા અને કહીં કહીં નાથદ્વારા આદિમાં ગુસાંઈજી પણ વેચે છે ! રસવિક્રય કરવો નીચોનું કામ છે, ઉત્તમોનું નહીં. આવા આવા લોકોએ આર્યાવર્ત્તની અધોગતિ કરી દીધી છે.

(પ્રશ્ન) સ્વામી નારાયણનો મત કેવો છે ?

(ઉત્તર) "**यादृशी शीतला देवी तादृशो वाहनः खरः ।**" જેવી ગુસાંઈજીની ધન હરણાદિમાં વિચિત્ર લીલા છે, તેવી જ સ્વામીનારાયણની પણ છે. જુઓ ! એક "સહજાનન્દ" નામક મનુષ્ય અયોધ્યાની સમીપ એક ગ્રામમાં જન્મ્યો હતો. તે બ્રહ્મચારી બનીને ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ-ભુજ આદિ દેશોમાં ફરતો હતો.

તેણે જોયું કે આ દેશ મૂર્ખ અને ભોળો ભલો છે. કોઈ પણ એમને પોતાના મતમાં ગમે તેવી રીતે ફસાવે, તેમ એ લોકો ફસી શકે છે. ત્યાં તેણે બે-ચાર શિષ્યો બનાવ્યા. તેમણે આપસમાં સમ્મતિ કરી પ્રસિદ્ધ કર્યું કે સહજાનન્દ નારાયણનો અવતાર અને મોટો સિદ્ધ છે. અને ભક્તોને ચતુર્ભુજ મૂર્તિ ધારણ કરી સાક્ષાત્ દર્શન પણ દે છે.

એક વાર કાઠિયાવાડમાં કોઈ કાઠી અર્થાત્ જેનું નામ "દાદાખાચર" હતું, તે ગઢડાનો જમીનદાર હતો. તેને શિષ્યોએ કહ્યું કે તમે ચતુર્ભુજ નારાયણનાં દર્શન કરવાં ચાહો તો અમે સહજાનન્દજીને પ્રાર્થના કરીએ. તેણે કહ્યું ઘણી જ સારી વાત છે.તે ભોળો આદમી હતો. એક ઓરડીમાં સહજાનન્દે શિર પર મુકુટ ધારણ કર્યો અને શંખ, ચક્ર પોતાના હાથમાં ઉપરથી ધારણ કર્યા, અને એક બીજો આદમી તેની પાછળ ઊભો રહીને ગદા, પદ્મ પોતાના હાથમાં લઈને સહજાનન્દની બગલમાંથી આગળ હાથ કાઢીને ચતુર્ભુજ જેવા બની-ઠની ગયા. દાદાખાચરને તેના ચેલાઓએ કહ્યું કે એક વાર આંખ ઉઘાડી જોઈને પછી તરત આંખ મીચી લેવી અને ઝટ અહીં ચાલ્યા આવવું. જો વધારે વાર જોશો તો નારાયણ કોપ કરશે, અર્થાત્ ચેલાઓના મનમાં તો એમ હતું કે અમારા કપટની પરીક્ષા ન કરી લે. તેને લઈ ગયા. તે સહજાનન્દ જરીના અને ચળકતાં રેશમી કપડાં ધારણ કરી રહ્યો હતો. અંધારી કોટડીમાં ઊભો હતો. તેના ચેલાઓએ એકદમ ફાણસથી તે ઓરડીમાં એક તરફ અજવાળું કર્યું. દાદાખાચરે જોયું તો ચતુર્ભુજ મૂર્તિ જોવામાં આવી. પછી ઝટ દીપકને ઓથમાં કરી દીધો. તે સઘળા નીચે નમી નમસ્કાર કરીને બીજી તરફ ચાલ્યા આવ્યા. અને તે જ સમયે વચમાં વાત કરી કે તમારું ધન્ય ભાગ્ય છે. હવે તમે મહારાજના ચેલા થઈ જાવ. તેણે કહ્યું ઘણી સારી વાત છે. જ્યાં લગી ફરીને અન્ય સ્થાનમાં ગયા ત્યાં લગીમાં તો સહજાનન્દને બીજાં વસ્ત્ર ધારણ કરીને ત્યાં ગાદી પર જઈ બેઠેલા દીઠા. ત્યારે ચેલાઓએ કહ્યું કે જુઓ હવે બીજું સ્વરૂપ ધારણ કરીને અહીં બિરાજમાન છે. તે દાદાખાચર તેની જાળમાં ફસાઈ ગયો. ત્યારથી જ તેના મતની જડ જામી. કેમકે તે એક મોટો જમીનદાર હતો. ત્યાં જ પોતાની જડ જમાવી લીધી. પછી અહીં તહીં ફરતો રહ્યો. સર્વને ઉપદેશ કરતો હતો. ઘણાઓને સાધુ પણ બનાવતો હતો. કોઈક કોઈક વાર સાધુના કંઠની નાડીને મસળીને તેને મૂર્છિત પણ કરી દેતો હતો અને સર્વને કહેતો હતો કે મેં એને સમાધિ ચઢાવી દીધી છે. એવી-એવી ધૂર્તતામાં કાઠિયાવાડના ભોળા-ભલા લોકો એના પેચમાં ફસાઈ ગયા. જ્યારે તે મરી ગયો ત્યારે તેના ચેલાઓએ બહુ જ પાખંડ ફેલાવ્યું.

એમાં એક દૃષ્ટાન્ત કહેવું ઉચિત થશે. કોઈ એક માણસ ચોરી કરતાં પકડાઈ ગયો હતો. ન્યાયાધીશે તેના નાક અને કાન કાપવાનો દંડ કર્યો. જ્યારે તેનું નાક કપાઈ ગયું ત્યારે તે ધૂર્ત નાચવા, ગાવા અને હસવા લાગ્યો. લોકોએ પૂછ્યું કે, "તું કેમ હસે છે ?" તેણે કહ્યું કે "કાંઈ કહેવા જેવી વાત નથી ?" લોકોએ પૂછ્યું, "એવી શી વાત છે ?" તેણે કહ્યું, "બહુ ભારે આશ્ચર્યની વાત છે, મેં એવી કદી જોઈ નથી !" લોકોએ કહ્યું, "કહો શી વાત છે ?" તેણે કહ્યું કે "મારી સામે સાક્ષાત્ ચતુર્ભુજ નારાયણ ઊભા છે. હું જોઈને ઘણો પ્રસન્ન થઈ, નાચતો ગાતો મારા ભાગ્યને ધન્યવાદ દઉં છું, કેમકે હું નારાયણનું સાક્ષાત્ દર્શન કરી રહ્યો છું. લોકોએ કહ્યું કે, "અમને કેમ દર્શન નથી થતાં ?" તે બોલ્યા કે, "નાકની આડ થઈ રહી છે. જો નાક કપાવી નાખો તો નારાયણ દેખાય, નહીં તો નહીં." તેમાંથી કોઈ મૂર્ખે ચાહ્યું કે નાક જાય તો ભલે જાય, પરન્તુ નારાયણનું દર્શન તો અવશ્ય કરવું જોઈએ. તેણે કહ્યું કે, "મારું પણ નાક કાપો અને નારાયણને દેખાડો" તેણે પેલાનું નાક કાપીને કાનમાં કહ્યું કે તું પણ હવે એમ જ કર, નહીં તો તારો અને મારો ઉપહાસ થશે. તે પણ સમજ્યો કે હવે નાક તો આવવાનું નથી, તેથી એમ જ કહેવું ઠીક છે. ત્યારે તો તે પણ ત્યાં તેની માફક નાચવા, કુદવા, ગાવા, વગાડવા, હસવા અને કહેવા લાગ્યો કે, "મને પણ નારાયણ દેખાય છે." એમ થતાં થતાં એક હજાર

મનુષ્યનું ટોળું થઈ ગયું અને મોટો કોલાહલ મચ્યો અને પોતાના સમ્પ્રદાયનું નામ "નારાયણદર્શી" રાખ્યું. કોઈ મૂર્ખ રાજાએ સાંભળ્યું. તેણે તેમને બોલાવ્યા. જ્યારે રાજા તેમની પાસે ગયો ત્યારે તો ઘણું નાચવા, કૂદવા અને હસવા લાગ્યા. ત્યારે રાજાએ પૂછ્યું કે, "આ શી વાત છે ?" તેણે કહ્યુ કે, "સાક્ષાત્ નારાયણ અમને દેખાય છે."

**રાજા** -અમને કેમ નથી દેખાતા ?

**નારાયણદર્શી** - જ્યાં સુધી નાક છે ત્યાં સુધી દેખાશે નહીં. જ્યારે નાક કપાવી લેશો ત્યારે નારાયણ પ્રત્યક્ષ દેખાશે. તે રાજાએ વિચાર્યું કે આ વાત સારી છે.

રાજાએ કહ્યું કે જ્યોતિષીજી મુહૂર્ત જુઓ. જ્યોતિષીજીએ ઉત્તર આપ્યો, જે હુકમ અન્નદાતા ! દસમીને દિવસે પ્રાતઃકાલે આઠ વાગે નાક કપાવવાનું અને નારાયણનાં દર્શન કરવાનું ઘણું સારું મુહૂર્ત છે. વાહ રે પોપજી ! તમારી પોથીમાં નાક કાપવા-કપાવવાનું પણ મુહૂર્ત લખેલું છે ? જ્યારે રાજાની ઇચ્છા થઈ અને એ હજાર નકટાઓનાં સીધાં-પાણી બાંધી આપ્યાં, ત્યારે તો તે ઘણાં જ પ્રસન્ન થઈ નાચવા, કૂદવા અને ગાવા લાગ્યા. એ વાત રાજાના દીવાન આદિ કોઈ કોઈ બુદ્ધિમાનોને સારી ન લાગી. રાજાની ચાર પેઢીનો એક ૯૦ વર્ષનો વૃદ્ધ દીવાન હતો. તેની પાસે તેનો પ્રપૌત્ર કે જે તે સમયે દીવાન હતો, તેણે જઈને તે વાત સંભળાવી. ત્યારે તે વૃદ્ધે કહ્યું કે, "તે ધૂર્ત છે, તું મને રાજાની પાસે લઈ જા." તે લઈ ગયો. બેસતી વખતે રાજાએ બહુ હર્ષિત થઈને પેલા નકટાઓની વાત સંભળાવી. દીવાને કહ્યું કે, "સાંભળો ! મહારાજ ! આવી શીઘ્રતા ન કરવી જોઈએ. પરીક્ષા કર્યા વિનાના કાર્યથી પશ્ચાત્તાપ થાય છે.

**(રાજા)** શું આ હજાર પુરુષો જૂઠું બોલતા હશે ?

**(દિવાન)** જૂઠું બોલે કે સાચું, પરીક્ષા વિના સાચું-જૂઠું કેમ કહી શકો છો ?

**(રાજા)** પરીક્ષા કેવી રીતે કરવી જોઈએ ?

**(દિવાન)** વિદ્યા, સૃષ્ટિક્રમ અને પ્રત્યક્ષાદિ પ્રમાણોથી.

**(રાજા)** જે ભણ્યો ન હોય તે પરીક્ષા કેમ કરે ?

**(દિવાન)** વિદ્વાનોના સંગથી જ્ઞાનની વૃદ્ધિ કરીને.

**(રાજા)** જો વિદ્વાન ન મળે તો ?

**(દિવાન)** પુરુષાર્થીને કોઈ વાત દુર્લભ નથી.

**(રાજા)** તો આપ જ કહો, કેમ કરીએ ?

**(દિવાન)** હું વૃદ્ધ છું અને ઘરમાં બેસી રહું છું અને હવે થોડા દિવસ જીવીશ. એટલા માટે પ્રથમ પરીક્ષા હું કરી લઉં તત્પશ્ચાત્ જેમ ઉચિત સમજો તેમ કરજો.

**(રાજા)** ઘણી જ સારી વાત છે. જ્યોતિષીજી દીવાનજી માટે મુહૂર્ત જુઓ.

**(જ્યોતિષી)** જેવી મહારાજની આજ્ઞા. આ જ શુક્લ પંચમીમાં ૧૦ વાગ્યાનું મુહૂર્ત સારું છે. જ્યારે પંચમી થઈ, ત્યારે રાજાજીની પાસે આઠ વાગે, વૃદ્ધ દીવાનજીએ આવી રાજાજીને કહ્યું કે હજાર, બે હજાર સેના લઈને ચાલવું જોઈએ.

**(રાજા)** ત્યાં સેનાનું શું કામ છે ?

**(દિવાન)** આપને રાજ્યવ્યવસ્થાની સમજ નથી. જેમ હું કહું છું તેમ કરો.

**(રાજા)** સારું ! જાઓ ભાઈ, સેનાને તૈયાર કરો.

સાડા નવ વાગે સવારી કાઢીને રાજા સર્વને લઈને ગયો. તેમને જોઈને તે નકટાઓ નાચવા, કૂદવા

લાગ્યા. પછી જઈને બેઠા એટલે તેમના મહન્તજી જેણે આ સંપ્રદાય ચલાવ્યો હતો અને જેનું પ્રથમ નાક કપાયું હતું તેને બોલાવીને કહ્યું કે, "આજે અમારા દિવાનજીને નારાયણનું દર્શન કરાવો." તેણે કહ્યું, "સારું" પછી દશ વાગ્યાનો સમય જ્યારે આવ્યો ત્યારે એક થાળી એક મનુષ્યે નાકની નીચે પકડી રાખી, તેણે તીક્ષ્ણ ચાકૂ લઈને નાક કાપી, થાળીમાં નાંખી દીધું અને દીવનાજીના નાકથી રુધિરની ધારા છુટવા લાગી. દીવાનજીનું મુખ મલીન પડી ગયું. પછી તે ધૂર્તે દીવાનજીના કાનમાં મન્ત્રોપદેશ કર્યો કે, "આપ પણ હસીને સર્વને કહો કે મને નારાયણ દેખાય છે. હવે નાક કપાઈ ગયેલું કાંઈ આવશે નહીં. જો એમ નહીં કહો તો તમારી ઘણી મશ્કરી થશે, બધા લોકો હાંસી કરશે." તે એટલું કહીને અલગ થયો અને દીવાનજીએ અંગોછો હાથમાં લઈને નાકની આડમાં લગાવી દીધો. જ્યારે દીવાનજીને રાજાએ પૂછ્યું કે, "કહો નારાયણ દેખાય છે કે નહીં ?" દીવાનજીએ રાજાના કાનમાં કહ્યું કે, 'કાંઈ દેખાતું નથી. વૃથા એ ધૂર્તે હજારો મનુષ્યોને ભ્રષ્ટ કર્યા." રાજાએ દીવાનને કહ્યું કે, "હવે શું કરવું જોઈએ ?" દીવાને કહ્યું કે, "એને પકડીને સખત દંડ દેવો જોઈએ. જ્યાં સુધી જીવે ત્યાં સુધી કેદખાનામાં રાખવા જોઈએ. આ દુષ્ટને કે જેણે સર્વને ખરાબ કર્યા છે તેને ગધેડા પર ચઢાવી, ઘણી દુર્દશા કરી મારવો જોઈએ.

જ્યારે રાજા અને દિવાન કાનમાં વાતો કરવા લાગ્યા, ત્યારે તેમણે ડરીને નાસવાની તૈયારી કરવા માંડી. પરન્તુ ચારે તરફ સેનાએ ઘેરો રાખ્યો હતો, તેથી નાસી શક્યા નહીં. રાજાએ આજ્ઞા કરી કે સર્વને પકડીને બેડીઓ પહેરાવી દો અને આ દુષ્ટનું મોઢું કાળું કરીને ગધેડા પર ચઢાવી એના કણ્ઠમાં ફાટેલા જોડાનો હાર પહેરાવી સર્વત્ર ફેરવી, છોકરાઓ પાસે એના પર ધૂળ, રાખ નંખાવી, ચોક-ચોકમાં ખાસડાં મરાવી, કૂતરાં પાસે કરડાવીને મરાવી નાખો, જો એમ ન કરવામાં આવે તો પુનઃ બીજાઓ પણ આવાં કામ કરતાં ડરશે નહીં. જ્યારે આમ થયું ત્યારે નાકટાઓનો સમ્પ્રદાય બન્ધ થયો.

એ જ પ્રકારે સર્વ વેદવિરોધી બીજાઓનાં ધન હરવામાં ઘણા ચતુર છે. એ સમ્પ્રદાયોની લીલા છે. આ સ્વામિનારાયણમતવાળા ધન હરી, છળ-કપટયુક્ત કામો કરે છે. કેટલાક મૂર્ખાઓને બહેકાવવા માટે મરતી વખતે કહે છે કે સફેદ ઘોડા પર બેસીને સહજાનન્દજી મુક્તિમાં લઈ જવા માટે આવ્યા છે અને નિત્ય આ મંદિરમાં એક વાર આવ્યા કરે છે.

જ્યારે મેળો થાય છે ત્યારે મન્દિરની અંદરની બાજુ પૂજારી રહે છે અને નીચે દુકાન માંડી રાખી છે. મન્દિરમાંથી દુકાનમાં જવાને છિદ્ર રાખે છે. જો કોઈએ નારિયેળ ચઢાવ્યું તો તે જ દુકાનમાં ફેંકી દીધું અર્થાત્ એ પ્રકારે એક નારિયેળ દિવસમાં હજાર વાર વેચાય છે. એમ જ સર્વ પદાર્થોને વેચે છે.

જે જાતિનો સાધુ હોય, તેની પાસે તેવું જ કામ કરાવે છે. જેમકે વાળંદ હોય તો તેની પાસે હજામતનું, કુમ્ભાર પાસે કુમ્ભારનું, શિલ્પી પાસે શિલ્પીનું, વાણિયા પાસે વાણિયાનું અને શૂદ્ર પાસે શૂદ્રનું કામ લે છે.

પોતાના ચેલાઓ ઉપર એક કર (ટિક્સ) બાંધી રાખ્યો છે. લાખો-કરોડો રૂપિયા ઠગીને એકત્ર કરી લીધા છે અને કર્યે જાય છે. જે ગાદી પર બેસે છે તે ગૃહસ્થ (વિવાહ) કરે છે, આભૂષણાદિ પહેરે છે. જ્યાં કહીં પધરામણી થાય છે, ત્યાં ગોકુળિયા ગુસાંઈજીની માફક વહુજી, બેટીજી આદિનાં નામથી ભેટ પૂજા લે છે. પોતાને "સત્સંગી" અને બીજા મતવાળાને "કુસંગી" કહે છે. પોતાના સિવાય બીજો ગમે તેવો ઉત્તમ ધાર્મિક, વિદ્વાન્, પુરુષ કેમ ન હોય, પરન્તુ તેનું માન અને સેવા કદી કરતા નથી. કેમકે અન્ય મતસ્થની સેવા કરવામાં પાપ ગણે છે. પ્રસિદ્ધિમાં એના સાધુ સ્ત્રીજનોનાં મુખ જોતા નથી, પરન્તુ ગુપ્તમાં ન જાણે શી લીલા થતી હશે ? એની પ્રસિદ્ધિ બધે ઓછી થઈ છે. કહીં કહીં સાધુઓની પરસ્ત્રીગમનાદિ લીલા પ્રસિદ્ધ થઈ ગઈ છે.

અને એમાં જે જે મોટા મોટા છે તે જ્યારે મરે છે, ત્યારે તેમને ગુપ્ત કુવામાં ફેંકી દઈને પ્રસિદ્ધ કરે

છે કે અમુક મહારાજ સદેહ વૈકુણ્ઠે ચાલ્યા ગયા. સહજાનન્દજી આવીને લઈ ગયા. અમે બહુ જ પ્રાર્થના કરી કે મહારાજ એને ન લઈ જાઓ, કેમકે એ મહાત્માનું અહીં રહેવું સારું છે. સહજાનન્દજીએ કહ્યું કે નહીં, હવે એની વૈકુણ્ઠમાં બહુ જ આવશ્યકતા છે. એટલા માટે લઈ જઈએ છીએ. અને અમારી આંખોથી સહજાનન્દજીને અને વિમાનને જોયાં તથા જે મરનાર હતો તેને વિમાનમાં બેસાડી દઈ ઉપર લઈ ગયા અને પુષ્પોની વર્ષા કરતા ગયા.

અને જ્યારે કોઈ સાધુ બિમાર પડે છે અને તેની બચવાની આશા રહેતી નથી, ત્યારે કહે છે કે હું કાલે રાતે વૈકુણ્ઠમાં જઈશ. સાંભળ્યું છે કે તે રાતે જો તેનો પ્રાણ ન છૂટે અને મૂર્છિત થઈ ગયો હોય તો પણ કુવામાં ફેંકી દે છે, કેમકે જો તે રાતે ફેંકી ન દે, તો જૂઠા પડે. એટલા માટે એમ કરતા હશે. એમ જ જ્યારે ગોકુલિયા ગુસાંઈ મરે છે ત્યારે તેના ચેલા કહે છે કે, "ગુસાંઈજી લીલા વિસ્તાર કરી ગયા."

જે આ ગુસાંઈઓનો અને સ્વામિનારાયણવાળાઓનો ઉપદેશ કરવાનો મન્ત્ર છે, તે એક જ છે. **श्रीकृष्णः शरणं मम ।** એનો અર્થ એમ કરે છે કે શ્રીકૃષ્ણ મારું શરણ છે. અર્થાત્ હું શ્રીકૃષ્ણને શરણાગત છું. પરન્તુ એનો અર્થ શ્રીકૃષ્ણ મારા શરણને પ્રાપ્ત અર્થાત્ મારે શરણાગત થાય, એમ પણ થઈ શકે છે. એ સર્વ જેટલાં મત છે તે ઉટપટાંગ શાસ્ત્રવિરુદ્ધ વાક્યરચના કરે છે, કેમકે તેમને વિદ્યાહીન હોવાથી વિદ્યાના નિયમનું જ્ઞાન નથી.

**(પ્રશ્ન)** "માધ્વમત" તો સારો છે ?

**(ઉત્તર)** જેવા અન્ય મતાવલમ્બી છે તેવા જ માધ્વ છે, કેમકે એ પણ ચક્રાંકિત હોય છે. એમાં ચક્રાંકિતોથી એટલું વિશેષ છે કે રામાનુજીય એક વાર ચક્રાંકિત થાય છે અને માધ્વ વર્ષે-વર્ષે પુનઃ પુનઃ ચક્રાંકિત થતા જાય છે. ચક્રાંકિત કપાળે પીળી રેખા અને માધ્વ કાળી રેખા લગાવે છે. એક માધ્વ પણ્ડિત સાથે કોઈ એક મહાત્માનો શાસ્ત્રાર્થ થયો હતો.

**મહાત્મા** - તમે આ કાળી રેખા અને ચાંદલો-તિલક કેમ લગાવ્યું ?

**શાસ્ત્રી** - એ લગાડવાથી અમે વૈકુણ્ઠ જઈશું અને શ્રીકૃષ્ણનું શરીર પણ શ્યામ રંગનું હતું, એટલા માટે અમે કાળું તિલક કરીએ છીએ.

**મહાત્મા** - જો કાળી રેખા અને ચાંદલો લગાડવાથી વૈકુણ્ઠમાં જાઓ છો તો સઘળું મુખ કાળું કરી લો તો ક્યાં જશો ? શું વૈકુણ્ઠની પણ પાર ઉતરી જશો ? અને જેવું શ્રીકૃષ્ણનું સઘળું શરીર કાળું હતું તેમ તમે પણ સર્વ શરીર કાળું કર્યા કરો, તો શ્રીકૃષ્ણના જેવા થઈ શકો ? એથી એ પણ અગાઉ કહેલા મતો જેવો જ આ મત છે.

**(પ્રશ્ન) લિંગાંકિતોનો મત કેવો છે ?**

**(ઉત્તર)** જેવો ચક્રાંકિતનો, તેવો લિંગાંકિતો પણ મત છે. જેમ ચક્રાંકિત ચક્રથી ડામ દે છે અને નારાયણ વિના કોઈને માનતા નથી તેમ લિંગાંકિત લિંગાંકિતથી ડામ દે છે અને મહાદેવ સિવાય બીજા કોઈને માનતા નથી. તેમાં વિશેષ એ છે કે લિંગાંકિત પાષાણનું એક લિંગ સોના અથાવ ચાંદીમાં મઢાવીને ગળામાં લટકાવી રાખે છે જ્યારે પાણી પીએ છે, ત્યારે તેને દેખાડીને પીએ છે. તેમનો પણ મન્ત્ર શૈવ તુલ્ય રહે છે.

**બ્રાહ્મસમાજ અને પ્રાર્થનાસમાજ**

(પ્રશ્ન) બ્રાહ્મસમાજ અને પ્રાર્થનાસમાજ તો સારા છે કે નહીં ?

(ઉત્તર) કાંઈ કાંઈ વાતો સારી અને ઘણી વાતો ખરાબ પણ છે.

(પ્રશ્ન) બ્રાહ્મસમાજ અને પ્રાર્થનાસમાજ સૌથી સારા છે કેમકે એના નિયમ બહુ સારા છે.

(ઉત્તર) નિયમ સર્વાંશમાં સારા નથી. કેમકે વેદવિદ્યાહીન લોકોની કલ્પના સર્વથા સત્ય કેમ કરી થઈ શકે ? જે કાંઈ બ્રાહ્મસમાજીઓએ અને પ્રાર્થનાસમાજીઓએ ઈસાઈ મતમાં મળી જવાથી થોડાક મનુષ્યોને બચાવ્યા, અને થોડીક થોડીક પાષાણાદિ મૂર્તિપૂજાને હઠાવી તથા અન્ય જાળ ગ્રન્થોના ફન્દથી પણ કેટલાકને બચાવ્યા, ઇત્યાદિ સારી વાતો છે.

૧. પરન્તુ એ લોકોમાં સ્વદેશભક્તિ બહુ જ ઓછી છે. ઈસાઈઓનાં આચરણ ઘણાં ખરાં લઈ લીધાં છે. ખાન-પાન, વિવાહ વગેરેના નિયમ પણ બદલી નાખ્યા છે.

૨. પોતાના દેશની પ્રશંસા કે પૂર્વજોની મોટાઈ-બડાઈ કરવી તો દૂર રહી પણ તેને સ્થાને પેટ ભરીને નિન્દા કરે છે. વ્યાખ્યાનોમાં ઈસાઈ આદિ અંગ્રેજોની પ્રશંસા પેટભરીને કરે છે. બ્રહ્માદિ મહર્ષિઓનાં નામ પણ નથી લેતા. બલ્કે એમ કહે છે કે અંગ્રેજો વિના સૃષ્ટિમાં આજ પર્યન્ત કોઈ પણ વિદ્વાન્ નથી થયા. આર્યાવર્ત્તી લોકો હંમેશાથી મૂરખ ચાલ્યા આવ્યા છે, એમની ઉન્નતિ કદી થઈ નથી.

૩. વેદ વગેરેની પ્રતિષ્ઠા તો દૂર રહી પરન્તુ નિન્દા કરવાથી પણ પૃથક્ નથી રહેતા. બ્રાહ્મસમાજના ઉદ્દેશ્યના પુસ્તકમાં સાધુઓની સંખ્યામાં "ઈસા, મુસા, મહમ્મદ, નાનક અને ચૈતન્ય" લખ્યા છે. કોઈ ઋષિ, મહર્ષિનાં નામ પણ નથી લખ્યાં. એથી જણાય છે કે એ લોકોએ જેનાં નામ લખ્યાં છે તેમના મતાનુસારી મતવાળા તેઓ છે. ભલા, જ્યારે આર્યાવર્તમાં ઉત્પન્ન થયા છો અને આ જ દેશનું અન્ન જલ ખાધું પીધું અને અત્યારે પણ ખાઓ પીઓ છો, તો પછી પોતાના માતા, પિતા, પિતામહાદિના માર્ગને છોડીને બીજા વિદેશી મતો પર અધિક ઝુકી જવું તથા દેશથી સમ્બન્ધ રહીત થઈ બ્રાહ્મસમાજીઓએ અને પ્રાર્થનાસમાજીઓએ પોતાને હાથે વિદ્વાન્ તરીકે પ્રકાશિત કરી અંગ્રેજી ભાષા શીખીને પણ્ડિતાભિમાની થઈને એકદમ એકમત ચલાવવામાં પ્રવૃત્ત થયા છે, એ રીતે મનુષ્યોનું સ્થિર અને વૃદ્ધિકારક કામ કેમ કરી થઈ શકે છે ?

૪. તેઓ એ અંગ્રેજ, યવન, અન્ત્યજ વગેરે સાથે પણ ખાવા પીવાનો ભેદ નથી રાખ્યો. તેઓ એમ જ સમજ્યા હશે કે ખાવા પીવાથી અને જાતિભેદ તોડવાથી અમે અને અમારો દેશ સુધરી જશે. પરન્તુ એવી વાતોથી સુધારો તો ક્યાં પણ ઊલટો બગાડ થાય છે.

૫. (પ્રશ્ન) જાતિભેદ ઈશ્વરકૃત છે કે મનુષ્યકૃત ?

(ઉત્તર) ઈશ્વરકૃત અને મનુષ્યકૃત પણ જાતિભેદ છે.

(પ્રશ્ન) ઈશ્વરકૃત ક્યો અને મનુષ્યકૃત ક્યો ?

(ઉત્તર) મનુષ્ય, પશુ, પક્ષી, વૃક્ષ, જલજન્તુ વગેરે જાતિઓ પરમેશ્વરકૃત છે. જેમ પશુઓમાં ગૌ, અશ્વ, હસ્તિ આદિ જાતિઓ; વૃક્ષોમાં પીપળ, વડ આંબો વગેરે; પક્ષીઓમાં હંસ, કાગડા, બગલા વગેરે; જલજન્તુઓમાં માછલી, મગર વગેરે જાતિભેદ છે, તેમ મનુષ્યોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, અન્ત્યજ એ જાતિભેદ છે, એ ઈશ્વરકૃત છે. પરન્તુ મનુષ્યોમાં બ્રાહ્મણાદિને સામાન્ય જાતિમાં નહીં કિન્તુ સામાન્ય વિશેષાત્મક જાતિમાં ગણેલ છે. જેમ પૂર્વે વર્ણાશ્રમવ્યવસ્થામાં લખી આવ્યા છીએ, તેમ ગુણ-કર્મ-સ્વભાવથી વર્ણવ્યવસ્થા માનવી જરૂરી છે. એમાં મનુષ્યકૃતત્વ તેના ગુણ-કર્મ-સ્વભાવથી પૂર્વે કહ્યા મુજબ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રાદિ વર્ણોની પરીક્ષાપૂર્વક વ્યવસ્થા કરવી રાજા અને વિદ્વાનોનું કામ છે. ભોજનભેદ પણ ઈશ્વરકૃત અને મનુષ્યકૃત છે. જેમ સિંહ માંસાહારી અને બળદ, પાડો વગેરે ઘાસ વગેરેનો આહાર કરે છે, એ ઈશ્વરકૃત અને દેશ કાલ વસ્તુ ભેદે કરીને જે ભોજનભેદ તે મનુષ્યકૃત છે.

(પ્રશ્ન) જુઓ, યુરોપિયન લોકો મુંડા જોડા, કોટ, પાટલૂન પહેરે છે. હોટલમાં સર્વના હાથનું ખાય છે. એટલા માટે પોતાની ઉન્નતિ કરતા જાય છે.

(ઉત્તર) એ તમારી ભૂલ છે, કેમકે મુસલમાન અને અન્ત્યજ લોકો સર્વના હાથનું ખાય છે, છતાં તેમની ઉન્નતિ કેમ થતી નથી ? યુરોપિયનોમાં બાલ્યાવસ્થામાં વિવાહ ન કરવો, પુત્ર-પુત્રીને વિદ્યા, સુશિક્ષા આપવી-અપાવવી, સ્વયંવર વિવાહ થવો, ખરાબ-ખરાબ મનુષ્યોના ઉપદેશ ન લેવા, તે વિદ્વાન થઈને જેના તેના પાખંડમાં નથી ફસાતા, જે કાંઈ કરે છે તે સર્વ પરસ્પર વિચારથી અને સભાથી નિશ્ચિત કરીને કરે છે. પોતાની સ્વજાતિની ઉન્નતિ માટે તન-મન-ધન વ્યય કરે છે, આલસ્ય છોડીને ઉદ્યોગ કર્યા કરે છે.

જુઓ ! પોતાના દેશના બનેલા જોડા પહેરીને કાર્યાલય-ઓફિસ અને કચેરીમાં જવા દે છે, આ દેશના જોડાને નહીં, એટલામાં સમજી લો કે પોતાનાં દેશમાં બનેલાં જોડાનું પણ કેટલું માન અને પ્રતિષ્ઠા કરે છે, એટલું અન્ય દેશસ્થ મનુષ્યોનું પણ નથી કરતા. જુઓ ! યુરોપિયનોને આ દેશમાં આવ્યાને કંઈક સો વર્ષોથી ઉપર થયા અને એ લોકો આજ સુધી એવાં જ જોડાં, કપડાં આદિ પહેરે છે, જેવાં કે સ્વદેશનાં પહેરતા હતા. પરન્તુ તેઓએ પોતાના દેશનું ચાલચલન છોડ્યું નથી. એને તમારામાંથી ઘણા લોકોએ તેમનું ખોટું અનુકરણ કરી લીધું. એથી તમે નિર્બુદ્ધિ અને તે બુદ્ધિમાન ઠરે છે, અનુકરણ કરવું એ કોઈ બુદ્ધિમાનનું કામ નથી.

અને જે જે કામ પર રહે છે તેને તે યથોચિત કરે છે, આજ્ઞાનુવર્તી બરાબર રહે છે. પોતાના દેશવાળાઓને વેપાર આદિમાં સહાય આપે છે; ઇત્યાદિ ગુણો અને સારાં-સારાં કર્મોથી તેમની ઉન્નતિ થાય છે. મૂંડા જોડા, કોટ, પાટલુન પહેરવાથી અને હોટલમાં ખાવું પીવું આદિ સાધારણ અને બુરાં કામોથી તેઓ નથી વધ્યા.

વળી, એમનામાં જાતિભેદ પણ છે. જુઓ ! કોઈ યુરોપિયન ચાહે કેટલાય મોટા અધિકાર પર અને પ્રતિષ્ઠિત હોય તો પણ કોઈ અન્ય દેશ, અન્ય મતવાળાની પુત્રી સાથે તથા યુરોપિયનની પુત્રી અન્ય દેશવાળા સાથે વિવાહ કરી લે છે તો તે જ સમયે તેનું નિમન્ત્રણ, સાથે બેસી ખાવું અને વિવાહ આદિ વ્યવહાર અન્ય લોક બન્ધ કરી દે છે, એ જાતિભેદ નહીં તો બીજું શું ? અને તમે ભોળા-ભલાને બહેકાવો છો કે અમારામાં જાતિભેદ નથી. તમે પોતાની મૂર્ખતાથી તે માની પણ લો છો. એટલા માટે જે કાંઈ કરવું તે સોચી-વિચારીને કરવું જોઈએ કે જેમાં પુનઃ પશ્ચાત્તાપ ન કરવો પડે.

જુઓ ! વૈદ્ય અને ઔષધોની આવશ્યકતા રોગીને માટે છે; નીરોગીને માટે નહીં. વિદ્યાવાન નીરોગ અને વિદ્યારહિત અવિદ્યારોગથી ગ્રસિત રહે છે. એ રોગને છોડાવવા માટે સત્યવિદ્યા અને સત્યોપદેશ છે. તેમને અવિદ્યાથી એ રોગ લાગ્યો છે કે ખાવા પીવામાં જ ધર્મ રહે છે અને જાય છે એમ સમજો છો. જ્યારે કોઈને ખાવા પીવામાં અનાચાર કરતા દેખો છો, ત્યારે કહો છો અને જાણો છો કે તે ધર્મભ્રષ્ટ થઈ ગયો. એની વાત સાંભળતા નથી અને તેની પાસે બેસતા નથી અને તેને પોતાની પાસે બેસવા દેતા નથી.

ત્યારે હવે કહો કે તમારી વિદ્યા સ્વાર્થને માટે છે અથવા પરમાર્થ માટે ? પરમાર્થ તો ત્યારે જ કહેવાય કે જ્યારે તમારી વિદ્યાથી તે અજ્ઞાનીઓને લાભ થાય; જો કહો કે તે લાભ નથી લેતા, અમે શું કરીએ ? તો એ તમારો દોષ છે, તેમનો નહીં. કેમકે તમે જો પોતાનાં આચરણ સારાં રાખત તો તમારી સાથે પ્રેમ કરીને ઉપકૃત થાત, પણ તમે હજારોના ઉપકારનો નાશ કરી પોતાનું જ સુખ કર્યું ! એ તમને મોટો અપરાધ લાગ્યો, કેમકે પરોપકાર કરવો "ધર્મ" અને પરહાનિ કરવી "અધર્મ" કહેવાય છે. એટલા માટે વિદ્વાને યથાયોગ્ય વ્યવહાર કરીને અજ્ઞાનીઓને દુઃખસાગરથી તારવા માટે નૌકારૂપ થવું જોઈએ. સર્વથા મૂર્ખોનાં જેવાં કર્મ ન કરવાં જોઈએ, કિન્તુ જેમાં તેમની અને પોતાની દિન-પ્રતિદિન ઉન્નતિ થાય, તેવાં કર્મ કરવાં ઉચિત છે.

(પ્રશ્ન) અમે કોઈ પુસ્તક ઈશ્વર પ્રણીત કે સર્વાંશ સત્ય માનતા નથી. કેમકે મનુષ્યોની બુદ્ધિ નિર્ભ્રાન્ત હોતી નથી. એથી તેમના બનાવેલા ગ્રન્થ સર્વ ભ્રાન્ત હોય છે. એટલા માટે અમે સર્વમાંથી સત્ય ગ્રહણ કરીએ

છીએ અને અસત્યને છોડીએ છીએ. પછી ચાહે સત્ય વેદમાં, બાઈબલમાં કે કુરાનમાં કે અન્ય કોઈ પણ ગ્રન્થમાં હોય, અમને તે ગ્રાહ્ય છે, અસત્ય કોઈનું ગ્રાહ્ય નથી.

(ઉત્તર) જે વાતથી તમે સત્યગ્રાહી થવા ચાહો છો, તે જ વાતથી અસત્યગ્રાહી પણ ઠરો છો. કેમકે જ્યારે સર્વ મનુષ્ય ભ્રાન્તિરહિત થઈ શકતા નથી, તો તમે પણ મનુષ્ય હોવાથી ભ્રાન્તિસહિત છો. જ્યારે ભ્રાન્તિસહિતના વચન સર્વાંશમાં પ્રામાણિક નથી હોતા, તો તમારાં વચનનો પણ વિશ્વાસ નહીં થાય. પછી તમારાં વચનો ઉપર પણ સર્વથા વિશ્વાસ ન કરવો જોઈએ. જ્યારે એમ છે તો વિષયુક્ત અન્ન સમાન ત્યાગવાને યોગ્ય છે.

પછી તો તમારાં વ્યાખ્યાન પુસ્તક બનાવ્યાનું પ્રમાણ કોઈએ પણ ન કરવું જોઈએ. **"चले तो चौबेजी छब्बेजी बनने को, गांठ के दो खो कर दुबेजी बन गये"** । કાંઈ તમે સર્વજ્ઞ નથી જેમકે અન્ય મનુષ્ય સર્વજ્ઞ નથી. તમે કદાચિત્ ભ્રમથી અસત્યનું ગ્રહણ કરી, સત્યને છોડી પણ દેતા હશો. એટલા માટે સર્વજ્ઞ પરમાત્માનાં વચનની સહાય આપણા જેવા અલ્પજ્ઞોને અવશ્ય હોવી જોઈએ.

જેવું કે વેદના વ્યાખ્યાનમાં લખી આવ્યા છીએ, તેવું તમારે અવશ્ય માનવું જોઈએ. નહીં તો **"यतो भ्रष्टस्ततो भ्रष्टः** થઈ જવા જેવું છે. જ્યારે સર્વ સત્ય વેદોથી પ્રાપ્ત થાય છે અને જેમાં અસત્ય કાંઈ પણ નથી તો તેનું ગ્રહણ કરવામાં શંકા કરવી, એ પોતાની અને બીજાની હાનિમાત્ર કરી લેવા સમાન છે. એ વાત ઉપરથી આર્યાવર્તીય લોકો તમને પોતાના સમજતા નથી. અને તમે આર્યાવર્ત્તની ઉન્નતિના કારણ પણ બની શકતા નથી. કેમકે તમે સર્વ ઘરના ભિક્ષુક ઠર્યા છો; તમે સમજ્યા છો કે આ વાતથી અમે પોતાનો અને બીજાનો ઉપકાર કરી શકીશું તો તે કરી શકશો નહીં.

જેમ કોઈનાં બે જ માતા-પિતા સર્વ સંસારનાં બાળકોનું પાલન કરવા લાગે, તો સર્વનું પાલન કરવું તો અસંભવ છે, કિન્તુ એમ કરવાથી પોતાનાં સન્તાનોને પણ નષ્ટ કરી બેસે છે. તેમ આપ લોકોની ગતિ છે. ભલા ! વેદાદિ સત્ય શાસ્ત્રોને માન્યા વિના તમે પોતાનાં વચનોની સત્યતા અને અસત્યતાની પરીક્ષા અને આર્યાવર્ત્તની ઉન્નતિ પણ કદી કરી શકો છો ?

દેશને જે રોગ થયો છે તેની ઔષધિ તમારી પાસે નથી. અને યુરોપિયન લોકો તમારી અપેક્ષા કરતા નથી અને આર્યાવર્તીઓ તમને અન્ય મતવાળા જેવા સમજે છે. હજી પણ સમજીને વેદાદિના માનથી દેશોન્નતિ કરવા લાગો, તો પણ સારું છે. તમે જે એમ કહો છો કે સર્વ સત્ય પરમેશ્વરથી પ્રકાશિત થાય છે, તો પછી ઋષિઓના આત્મામાં ઈશ્વરથી પ્રકાશિત સત્યાર્થ વેદોને કેમ નથી માનતા ? હા, એ જ કારણ છે કે તમે લોકો વેદ ભણ્યા નથી, ભણવાની ઈચ્છા પણ કરતા નથી, તો પછી તમને વેદોક્તજ્ઞાન કેમ કરીને થઈ શકશે ?

૬. બીજું, જગતના ઉપાદાન કારણ વિના જગતની ઉત્પત્તિ અને જીવને પણ ઉત્પન્ન માનો છો, જેમ ઈસાઈ અને મુસલમાનો આદિ માને છે. પણ એનો ઉત્તર સૃષ્ટ્યુત્પત્તિ અને જીવ-ઈશ્વરની વ્યાખ્યામાં જોઈ લેજો. કારણ વિના કાર્યનું થવું સર્વથા અસમ્ભવ છે અને ઉત્પન્ન વસ્તુનો નાશ ન થવો, એ પણ તેવું જ અસમ્ભવ છે.

૭. એક એ પણ તમારો દોષ છે કે પશ્ચાત્તાપ અને પ્રાર્થનાથી પાપોની નિવૃત્તિ માનો છો. એ વાતથી તો જગતમાં બહુ પાપ વધી ગયાં છે, કેમકે પુરાણી તીર્થાદિ યાત્રાથી, જૈનીઓ પણ નવકાર મન્ત્ર જપ અને તીર્થાદિથી, ઈસાઈ લોકો ઈસા પર વિશ્વાસ કરવાથી અને મુસલમાનો તોબા કરવાથી વિના ભોગવે પાપનું છૂટી જવું માને છે. એથી પાપોથી ભય ન રહીને પાપમાં પ્રવૃત્તિ બહુ જ થઈ ગઈ છે. આ વાતમાં બ્રાહ્મ અને પ્રાર્થનાસમાજી પણ પુરાણી આદિની સમાન છે. જો વેદોને સાંભળત, તો પાપ-પુણ્ય ભોગવ્યા વિના તેની

નિવૃત્તિ થતી નથી, એમ જાણવાથી તેઓ પાપથી ડરત અને ધર્મમાં સદા પ્રવૃત્ત રહેત. જો ભોગ વિના નિવૃત્તિ માનીએ તો ઈશ્વર અન્યાયકારી થઈ જાય છે.

૮. વળી જે તમે જીવની અનન્ત ઉન્નતિ માનો છો, તે કદી પણ થઈ શકતી નથી. કેમકે સસીમ જીવના ગુણ-કર્મ-સ્વભાવનું ફળ પણ સસીમ હોવું જરૂરી છે.

**(પ્રશ્ન)** પરમેશ્વર દયાળુ છે, સસીમ કર્મોનું ફળ અનન્ત આપી દેશે.

**(ઉત્તર)** એમ કરે, તો પરમેશ્વરનો ન્યાય નષ્ટ થઈ જાય અને સત્કર્મોની ઉન્નતિ પણ કોઈ નહીં કરે. કેમકે થોડાં સત્કર્મોનું પણ અનન્ત ફળ પરમેશ્વર આપી દેશે અને પશ્ચાત્તાપ કે પ્રાર્થનાથી પાપ ચાહે તેટલું હોય, તે છૂટી જશે, એવી વાતોથી તો ધર્મની હાનિ અને પાપકર્મોની વૃદ્ધિ થાય છે.

**(પ્રશ્ન)** અમે સ્વાભાવિક જ્ઞાનને વેદથી પણ મોટું માનીએ છીએ, નૈમિત્તિકને નહીં. કેમકે જો સ્વાભાવિક જ્ઞાન પરમેશ્વરે આપેલું અમારામાં ન હોત, તો વેદોને પણ કેવી રીતે ભણી-ભણાવી, સમજી-સમજાવી શકત ? એટલા માટે અમારા લોકોનો મત બહુ સારો છે.

**(ઉત્તર)** તમારી એ વાત નિરર્થક છે. કેમકે જે કોઈનું આપેલું જ્ઞાન હોય છે તે સ્વાભાવિક હોતું નથી. જે સ્વાભાવિક છે તે સહજ જ્ઞાન હોય છે અને તે વધી-ઘટી શકતું નથી. તેના થકી કોઈ ઉન્નતિ પણ કરી શકતું નથી. કેમકે જંગલી મનુષ્યોમાં પણ સ્વાભાવિક જ્ઞાન છે, તો પણ તે પોતાની ઉન્નતિ કરી શકતા નથી. અને જે નૈમિત્તિક જ્ઞાન છે તે જ ઉન્નતિનું કારણ છે. જુઓ ! તમે અને અમે બાલ્યાવસ્થામાં કર્તવ્યાકર્તવ્ય અને ધર્માધર્મ કાંઈ પણ ઠીક-ઠીક જાણતા ન હતા, જ્યારે તમે અને અમે વિદ્વાનો પાસે શીખ્યા, ત્યારે જ કર્તવ્યાકર્તવ્ય અને ધર્માધર્મને સમજવા લાગ્યા. એટલા માટે સ્વાભાવિક જ્ઞાનને સર્વોપરી માનવું ઠીક નથી.

૯. આપ લોકો પૂર્વ અને પુનર્જન્મને માનતા નથી, તે ઈસાઈ અને મુસલમાનોથી લીધું હશે, તથાપિ એનો ઉત્તર પણ પુનર્જન્મની વ્યાખ્યામાં સમજી લેવો. પરન્તુ એટલું સમજો કે જીવ શાશ્વત અર્થાત્ નિત્ય છે અને તેનાં કર્મ પણ પ્રવાહરૂપ નિત્ય છે, કર્મ અને કર્મવાનનો નિત્ય સમ્બન્ધ હોય છે. શું એ જીવ ક્યાંક નકામો બેસી રહ્યો હતો ? કે બેસી રહેશે ? અને તમારા કહેવાથી પરમેશ્વર પણ નકામો બને છે ? પૂર્વાપર જન્મ ન માનવાથી કૃતહાનિ અને અકૃતાભ્યાગમ, નૈર્ઘૃણ્ય અને વૈષમ્ય દોષ પણ ઈશ્વરમાં આવે છે, કેમકે જન્મ ન હોત તો પાપ-પુણ્યનાં ફળ - ભોગની હાનિ થઈ જાય. કારણ કે બીજાને સુખ, દુઃખ, હાનિ, લાભ પહોંચાડ્યું હોય છે, તેવું તેનું ફળ શરીર ધારણ કર્યા વિના થતું નથી.

બીજું, પૂર્વજન્મનાં પાપ-પુણ્ય વિના સુખ-દુઃખની પ્રાપ્તિ આ જન્મમાં કેમ કરીને થાય ? જો પૂર્વજન્મમાં પાપ-પુણ્ય અનુસાર ન થાય તો પરમેશ્વર અન્યાયકારી થઈ જાય, અને કર્મનું ફળ ભોગવ્યા વિના નાશ સમાન બની જાય. એટલા માટે આપ લોકોની એ વાત પણ સારી નથી.

૧૦. વળી, એક એ છે કે ઈશ્વર સિવાયના દિવ્ય ગુણવાળા પદાર્થો અને વિદ્વાનોને પણ દેવ ન માનવા એ ઠીક નથી. કેમકે પરમેશ્વર, (સર્વ દેવોનો સ્વામી હોવાથી) મહાદેવ (કહેવાય છે, તે) જો અન્ય દેવ ન હોત તો કેમ કરી કહેવાત ?

૧૧. એક અગ્નિહોત્રાદિ પરોપકારક કર્મો છે, તેને કર્તવ્ય ન સમજવાં એ સારું નથી.

૧૨. ઋષિ, મહર્ષિઓના કરેલા ઉપકારોને ન માનીને ઈસા આદિની પાછળ ઝૂકી પડવું સારું નથી.

૧૩. અને વિના કારણ વિદ્યા વેદોના અન્ય કાર્યવિદ્યાઓની પ્રવૃત્તિ માનવી સર્વથા અસમ્ભવ છે.

૧૪. તથા વિદ્યાનું ચિહ્ન જે યજ્ઞોપવીત અને શિખા છે, તેને છોડી મુસલમાન અને ઈસાઈઓના જેવા

બની બેસવું એ પણ વ્યર્થ છે. જ્યારે પાટલૂન વગેરે વસ્ત્ર પહેરો છો તો યજ્ઞોપવીત આદિનો શું મોટો ભાર થઈ પડે છે ?

૧૫. વળી, બ્રહ્માથી લઈને તેમના પછી આર્યાવર્ત્તમાં ઘણા વિદ્વાનો થઈ ગયા છે. તેમની પ્રશંસા ન કરીને યુરોપિયનોની જ સ્તુતિમાં ઊતરી પડવું તે પક્ષપાત અને ખુશામદ વિના બીજું શું કહેવાય ?

૧૬. અને બીજાંકુર સમાન જડચેતનના યોગથી જીવોત્પત્તિ માનવી, ઉત્પત્તિની પૂર્વે જીવતત્ત્વને ન માનવું અને ઉત્પન્નનો નાશ ન માનવો - એ પૂર્વાપર વિરુદ્ધ છે. જો ઉત્પત્તિની પૂર્વે ચેતન અને જડ વસ્તુ ન હતી તો જીવ ક્યાંથી આવ્યો ? અને સંયોગ કોનો થયો ? જો એ બન્નેને સનાતન માનતા હતા તો ઠીક છે, પરન્તુ સૃષ્ટિની પૂર્વે ઈશ્વરના સિવાય બીજા કોઈ તત્ત્વને ન માનવાનો, આપનો પક્ષ વ્યર્થ થઈ જશે. એટલા માટે જો ઉન્નતિ કરવા ઈચ્છતા હોવ તો "આર્યસમાજ"ની સાથે મળીને તેના ઉદ્દેશ્યાનુસાર આચરણ કરવાનું સ્વીકાર કરો, નહીં તો કાંઈ હાથ લાગવાનું નથી. કેમકે અમને તથા આપને અતિ ઉચિત છે કે જે દેશના પદાર્થોથી આપણું શરીર બન્યું, અત્યારે પણ તેનાથી જ પાલન થાય છે અને આગળ પણ થશે, તેની ઉન્નતિ તન, મન અને ધનથી આપણે સર્વ જન મળીને પ્રીતિથી કરીએ. એટલા માટે જેમ આર્યસમાજ આર્યાવર્ત્ત દેશની ઉન્નતિનું કારણ છે તેવો બીજો સમાજ થઈ શકતો નથી. જો આ સમાજને યથાવત્ સહાયતા આપો તો ઘણી સારી વાત છે. કેમકે સમાજનું સૌભાગ્ય વધારવું એ સમુદાયનું કામ છે, એકનું નહીં.

(પ્રશ્ન) આપ સર્વનું ખંડન કરતા જ આવો છો, પરન્તુ પોતપોતાના ધર્મમાં સૌ સારા છે. ખંડન કોઈનું ન કરવું જોઈએ. જો કરો છો તો આપ એમનાથી વિશેષ શું બતાવો છો ? જો બતાવો છો તો શું આપથી અધિક વા તુલ્ય કોઈ પુરુષ થયો નથી ? અને હાલમાં પણ નથી ? એવું અભિમાન કરવું આપને ઉચિત નથી, કેમકે પરમાત્માની સૃષ્ટિમાં એક-એકથી અધિક, તુલ્ય અને ન્યૂન ઘણા હોય છે, કોઈએ ઘમંડ કરવો ઉચિત નથી.

(ઉત્તર) ધર્મ સર્વનો એક હોય છે કે અનેક ? જો કહો કે અનેક હોય છે તો એકબીજાથી વિરુદ્ધ હોય છે કે અવિરુદ્ધ ? જો કહો કે વિરુદ્ધ હોય છે તો એક સિવાય બીજો ધર્મ હોઈ શકતો નથી અને કહો કે અવિરુદ્ધ છે તો પૃથક્-પૃથક્ હોવો વ્યર્થ છે. એટલા માટે ધર્મ અને અધર્મ એક જ છે, અનેક નહીં. આ જ અમે વિશેષ કહીએ છીએ કે જેમ સર્વ સમ્પ્રદાયોના ઉપદેશોને કોઈ રાજા એકઠા કરે, તો તે એક હજારથી પણ ઓછા નહીં થાય. પરન્તુ એના મુખ્ય ભાગ જુઓ તો પુરાની, કિરાની, જૈની અને કુરાની એ ચાર જ છે. કેમકે એ ચારેયમાં સર્વ સમ્પ્રદાયો આવી જાય છે.

કોઈ રાજા એમની સભા કરીને જિજ્ઞાસુ થઈ, પ્રથમ વામમાર્ગીઓને પૂછે કે, "હે મહારાજ ! મેં આજ સુધી કોઈ ગુરુ અને કોઈ ધર્મનું ગ્રહણ નથી કર્યું. આપ કહો કે સર્વ ધર્મોમાંથી ઉત્તમ ધર્મ કોનો છે ? જેને હું ગ્રહણ કરું ?

**વામમાર્ગી** - અમારો છે. **(જિજ્ઞાસુ)** - આ નવસો નવ્વાણું કેવા છે ?

**વામમાર્ગી** - સર્વ જૂઠા અને નરકગામી છે, કેમકે **"कौलात्परतरन्नास्ति"** આ વચનના પ્રમાણથી અમારા ધર્મથી કોઈ ધર્મ પર નથી.

**(જિજ્ઞાસુ)** - આપનો શો ધર્મ છે ?

**વામમાર્ગી** - ભગવતીને માનવી, મદ્ય-માંસાદિ પંચ મકારોનું સેવન કરવું અને રુદ્રયામલ આદિ ચોસઠ તન્ત્રોનું માનવું ઇત્યાદિ. જો તું મુક્તિની ઈચ્છા કરે છે તો અમારો ચેલો થઈ જા.

**(જિજ્ઞાસુ)** - સારુ, પરન્તુ બીજા મહાત્માઓનાં પણ દર્શન કરી પૂછપરછ કરી આવીશ, પછી જેમાં મારી શ્રદ્ધા અને પ્રીતિ થશે તેનો ચેલા થઈ જઈશ.

**વામમાર્ગી** - અરે ! કેમ ભ્રાન્તિમાં પડ્યા છો ? એ લોકો તમને બહેકાવીને પોતાની જાળમાં ફસાવી દેશે. માટે કોઈની પાસે નહીં જાઓ, અમારે જ શરણાગત થઈ જાઓ. નહીં તો પછતાશો. જુઓ અમારા મતમાં ભોગ અને મોક્ષ બન્ને છે.

**(જિજ્ઞાસુ)** - ઠીક, જોઈ તો આવું. આગળ ચાલીને શૈવ પાસે જઈને પૂછ્યું તો તેવો જ ઉત્તર તેણે આપ્યો; એટલું વિશેષ કહ્યું કે શિવ, રુદ્રાક્ષ, ભસ્મ ધારણ અને લિંગાર્ચન વિના મુક્તિ કદી પણ થતી નથી. પછી તે તેને છોડીને નવીન વેદાન્તીજીની પાસે ગયો.

**(જિજ્ઞાસુ)** - કહો મહારાજ ! આપનો ધર્મ ક્યો છે ?

**વેદાન્તી** - અમે ધર્માધર્મ કાંઈ પણ માનતા નથી. અમે સાક્ષાત્ બ્રહ્મ છીએ. અમારામાં ધર્માધર્મ ક્યાં છે ? આ જગત્ બધું મિથ્યા છે. અને જે જ્ઞાની શુદ્ધ ચેતન થવા ચાહે તો પોતાને બ્રહ્મ માનીને, જીવભાવને છોડીને, નિત્યમુક્ત થઈ જશે.

**(જિજ્ઞાસુ)** - જો તમે બ્રહ્મ નિત્ય મુક્ત છો તો બ્રહ્મના ગુણ, કર્મ અને સ્વભાવ તમારામાં કેમ નથી ? અને શરીરમાં કેમ બંધાયા છો ?

**વેદાન્તી** - તને શરીર દેખાય છે એથી તું ભ્રાન્ત છે. અમને બ્રહ્મ વિના કાંઈ દેખાતું નથી.

**(જિજ્ઞાસુ)** - તમે જોનાર કોણ અને કોને જુઓ છો ?

**વેદાન્તી** - જોનાર બ્રહ્મ અને બ્રહ્મને બ્રહ્મ જુએ છે.

**(જિજ્ઞાસુ)** - શું બે બ્રહ્મ છે ? **વેદાન્તી** - નહીં, પોતે પોતાને જુએ છે.

**(જિજ્ઞાસુ)** - શું કોઈ પોતાની કાંધ પર પોતે ચઢી શકે છે ? તમારી વાતમાં કેવલ ગાંડપણ સિવાય બીજું કાંઈ નથી. પછી તેણે આગળ ચાલીને જૈનીઓની પાસે જઈને પૂછ્યું. તેમણે પણ એવું જ કહ્યું, પરન્તુ એટલું વિશેષ કહ્યું કે **"જિન ધર્મ"** વિના સર્વ ધર્મ ખોટા છે. જગતનો કર્તા કોઈ અનાદિ ઈશ્વર નથી. જગત્ અનાદિકાળથી જેવું ને તેવું બનેલું છે અને બન્યું રહેશે. આવ, તું અમારો ચેલો થઈ જા. કેમકે અમે સમ્યક્ત્વી અર્થાત્ સર્વ પ્રકારે સારા છીએ. ઉત્તમ વાતોને માનીએ છીએ. જૈન માર્ગથી ભિન્ન સર્વ મિથ્યાત્વી છે. વળી, આગળ ચાલીને ઈસાઈને પૂછ્યું. તેણે વામમાર્ગીની પેઠે સઘળા સવાલ-જવાબ કર્યા. એટલું વિશેષ બતાવ્યું કે "સર્વ મનુષ્ય પાપી છે, પોતાનાં સામર્થ્યથી પાપ છૂટતું નથી. ઈસા પર વિશ્વાસ કર્યા વિના પવિત્ર થઈને મુક્તિ પામી શકતા નથી. ઈસાએ સર્વના પ્રાયશ્ચિત માટે પોતાનો પ્રાણ આપીને દયા પ્રકાશિત કરી છે, માટે તું અમારો જ ચેલો થઈ જા." જિજ્ઞાસુ તે સાંભળીને મોલવી સાહેબની પાસે ગયો. તેની સાથે પણ એવા જ સવાલ-જવાબ થયા. તેણે એટલું વિશેષ કહ્યું કે, "લાશરીક ખુદા તેના પયગમ્બર અને કુરાન શરીફને માન્યા વિના કોઈ નિજાત પામી શકતું નથી. જે આ મજહબને નથી માનતો તે દોજખી અને કાફિર વાજિબુલ્કત્લ છે." જિજ્ઞાસુ સાંભળીને વૈષ્ણવની પાસે ગયો. ત્યાં પણ એવો જ સંવાદ થયો. તેમણે એટલું વિશેષ કહ્યું કે "અમારાં તિલક અને છાપ જોઈને યમરાજ ડરે છે." જિજ્ઞાસુ મનમાં સમજ્યો કે જ્યારે મચ્છર, માખી, પોલીસના સિપાઈ, ચોર, ડાકુ અને શત્રુ નથી ડરતા તો યમરાજના ગણ કેમ ડરશે ? ફરી પાછો આગળ ચાલ્યો, તો સઘળા મતવાળાઓએ પોતપોતાને સાચા કહ્યા. કોઈએ અમારા કબીર સાચા, કોઈએ નાનક, કોઈએ દાદૂ, કોઈએ વલ્લભ, કોઈએ સહજાનન્દ અને કોઈએ માધવ આદિને મોટા અને તેને અવતાર બતાવતા સાંભળ્યાં. એમ હજારોને પૂછી તેમનો પરસ્પર એકબીજાનો વિરોધ જોઈ વિશેષ

નિશ્ચય કર્યો કે આમાં કોઈ ગુરુ કરવા યોગ્ય નથી. કેમકે એક એક જૂઠામાં નવસો નવાણું તો સાક્ષી થઈ ગયા !! જેમ જૂઠા દુકાનદાર કે વેશ્યા અને દુરાચરણી આદિ પોતપોતાની વસ્તુની બડાઈ અને બીજાની બૂરાઈ કરે છે તેવા જ આ છે. એમ જાણી :-

तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् । समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥१॥
तस्मै स विद्वानुपसन्नाय सम्यक् प्रशान्तचित्ताय शमान्विताय ।
येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तान्तत्त्वतो ब्रह्मविद्याम् ॥२॥

– माण्डूक्य० ( १ । खं० २ । मं० १२ । १३ ) ॥

તે સત્યના વિજ્ઞાનાર્થ પેલો સમિત્પાણિ અર્થાત્ હાથ જોડી, અરિક્તહસ્ત થઈને વેદવિત્ બ્રહ્મનિષ્ઠ પરમાત્માને જાણનારા ગુરુની પાસે જાય. અને આ પાખંડીઓની જાળમાં ન પડે ॥૧॥ જ્યારે એવા જિજ્ઞાસુ, વિદ્વાનની પાસે જાય ત્યારે તે શાન્તચિત્ત, જિતેન્દ્રિય, સમીપ પ્રાપ્ત થયેલા જિજ્ઞાસુને યથાર્થ બ્રહ્મવિદ્યા, અર્થાત્ પરમાત્માના ગુણ-કર્મ-સ્વભાવનો ઉપદેશ કરે, અને જે જે સાધનોથી તે શ્રોતા ધર્માર્થકામમોક્ષ અને પરમાત્માને જાણી શકે એવી શિક્ષા આપ્યા કરે. ॥૨॥

જ્યારે તે એવા પુરુષની પાસે જઈ બોલે કે હે મહારાજ ! હવે આ સમ્પ્રદાયોના બખેડાથી મારું ચિત્ત ભ્રાન્ત થઈ ગયું છે. કેમકે જો હું એમાંથી કોઈ એકનો ચેલો થઈશ, તો નવસો નવ્વાણુથી વિરોધી થવું પડશે. જેના નવસો નવ્વાણુ શત્રુ અને એક મિત્ર હોય, તેને ક્યાંય સુખ મળી શકતું નથી. એટલા માટે આપ મને ઉપદેશ કરો જેને હું ગ્રહણ કરું.

**આપ્તવિદ્વાન્** – એ સર્વ મત અવિદ્યાજન્ય, વિદ્યાવિરોધી છે. મૂર્ખ, પામર અને જંગલી મનુષ્યને બહેકાવીને પોતાની જાળમાં ફસાવીને પોતાનું પ્રયોજન સિદ્ધ કરે છે. તે બિચારા પોતાના મનુષ્યજન્મના ફળથી રહિત થઈને પોતાના મનુષ્યજન્મને વ્યર્થ ગુમાવે છે. જો, જે વાતમાં એ સહસ્ર એક મત હોય, તે વેદમત ગ્રાહ્ય છે. અને જેમાં પરસ્પર વિરોધ હોય, તે કલ્પિત, જૂઠું, અધર્મ અને અગ્રાહ્ય છે.

**(જિજ્ઞાસુ)** – એની પરીક્ષા કેમ થાય ?

**આપ્ત૦**– તું જઈને આવી આવી વાતો પૂછ. સર્વની એક સમ્મતિ થઈ જશે. ત્યારે તે પેલા હજારોની મંડળીની વચમાં ઊભો રહીને બોલ્યો કે, સર્વે લોકો સાંભળો ! સત્ય ભાષણમાં ધર્મ છે કે મિથ્યામાં ? સર્વે એક સ્વર થઈ બોલ્યા કે સત્ય ભાષણમાં ધર્મ અને અસત્ય ભાષણમાં અધર્મ છે. તેમ વિદ્યા ભણવી, બ્રહ્મચર્ય પાળવું, પૂર્ણ યુવાવસ્થામાં વિવાહ કરવો અને સત્સંગ, પુરુષાર્થ અને સત્ય વ્યવહાર આદિ કરવામાં ધર્મ છે કે અવિદ્યાનું ગ્રહણ, બ્રહ્મચર્ય ન પાળવું, વ્યભિચાર કરવો, કુસંગ, અસત્ય વ્યવહાર, છલ, કપટ, હિંસા અને પરહાનિ આદિ કર્મો કરવાં તેમાં ધર્મ છે ? સર્વએ એક મત થઈને કહ્યું કે વિદ્યાદિ ગ્રહણ કરવામાં ધર્મ; અને અવિદ્યાદિનું ગ્રહણ કરવામાં અધર્મ છે.

ત્યારે જિજ્ઞાસુએ સર્વને કહ્યું કે તમે એ જ પ્રકારે સર્વ જન એક મત થઈને સત્ય ધર્મની ઉન્નતિ અને મિથ્યા માર્ગની હાનિ કેમ નથી કરતા ?

તેઓ સર્વે બોલ્યા, જો અમે એમ કરીએ તો અમને કોણ પૂછે ? અમારા ચેલા અમારી આજ્ઞામાં રહે નહીં. જીવિકા નષ્ટ થઈ જાય. પછી જે અમે આનન્દ કરી રહ્યા છીએ, તે સર્વ હાથથી ચાલ્યા જાય. એટલા માટે અમે જાણીએ છીએ છતાં પણ પોતપોતાના મતનો ઉપદેશ અને આગ્રહ કરતા જ રહીએ છીએ. કેમકે "રોટી ખાઈયે શક્કર સે ઔર દુનિયા ઠગિયે મક્કર સે" એવી વાત છે. જુઓ ! સંસારમાં સીધા સાચા

મનુષ્યને કોઈ આપતું નથી અને પૂછતું નથી. જે કોઈ ઢોંગબાજી અને ધૂર્તતા કરે છે, તે જ પદાર્થ પામે છે.

**(જિજ્ઞાસુ)** - જો તમે એવું પાખંડ ચલાવીને અન્ય મનુષ્યોને ઠગો છો, તો તમને રાજા દણ્ડ કેમ નથી દેતા ?

**(મતવાળા)** - અમે રાજાને પણ પોતાના ચેલા બનાવી દીધા છે. અમે પાકો પ્રબન્ધ કર્યો છે; છૂટશે નહીં.

**(જિજ્ઞાસુ)** - જ્યારે તમે છળથી અન્ય મતસ્થ મનુષ્યોને ઠગી તેમની હાનિ કરો છો તો પરમેશ્વરની સામે શો ઉત્તર દેશો ? અને ઘોર નરકમાં પડશો. આમ થોડા જીવન માટે આવડો મોટો અપરાધ કરવો કેમ છોડતા નથી ?

**(મતવાળા)** - જ્યારે તેમ થશે ત્યારે જોઈ લેવાશે. નરક પ્રાપ્તિ અને પરમેશ્વરનો દંડ જ્યારે થશે ત્યારે થશે, અત્યારે તો આનન્દ કરીએ છીએ. અમને પ્રસન્નતાથી ધનાદિ પદાર્થ આપે છે, કાંઈ બળાત્કારે નથી લેતા. પછી રાજા દંડ કેમ કરે ?

**(જિજ્ઞાસુ)** - જેમ કોઈ નાના બાળકને ફોસલાવીને ધનાદિ પદાર્થ પડાવી લે છે, તો તેને દંડ મળે છે, તેમ તમને કેમ મળતો નથી. કેમકે :-

**अज्ञो भवति वै बालः पिता भवति मन्त्रदः ॥ मनु० (अ० २१ । श्लो० ५३) ॥**

જે જ્ઞાનરહિત હોય છે તે બાળક અને જે જ્ઞાનનો આપનાર છે તે પિતા અને વૃદ્ધ કહેવાય છે. જે બુદ્ધિમાન વિદ્વાન છે, તે તો તમારી વાતોમાં નથી ફસાતા, કિન્તુ અજ્ઞાની લોકો કે જે બાળક સમાન છે તેને ઠગવામાં તમને રાજદંડ અવશ્ય થવો જોઈએ.

**(મતવાળા)** - જ્યારે રાજા અને પ્રજા સર્વ અમારા મતમાં છે, તો અમને દંડ કોણ દેનાર છે ? જ્યારે એવી વ્યવસ્થા થશે, ત્યારે એ વાતોને છોડીને બીજી વ્યવસ્થા કરી લઈશું.

**(જિજ્ઞાસુ)** - તમે જે બેઠા બેઠા વ્યર્થ માલ મારો છો, તેના કરતા વિદ્યાભ્યાસ કરીને ગૃહસ્થોનાં બાળક-બાળકીઓને ભણાવો તો તમારું અને ગૃહસ્થોનું પરસ્પર કલ્યાણ થઈ જાય.

**(મતવાળા)** - જ્યારે અમે બાલ્યાવસ્થાથી લઈને મરણ સુધીનાં સુખોને છોડીને અને બાલ્યાવસ્થાથી યુવાવસ્થા પર્યન્ત વિદ્યા ભણવામાં રહીએ, પછી ભણાવવામાં અને ઉપદેશ કરવામાં જન્મભર પરિશ્રમ કરીએ ત્યારે તેમાં અમને શો લાભ ? અમને એમ જ લાખો રૂપિયા મળ્યા કરે છે. બેઠા બેઠા ચેન કરીએ છીએ. તે શા માટે છોડીએ ?

**(જિજ્ઞાસુ)** - એનું પરિણામ તો બૂરું છે. જુઓ ! તમને મોટા રોગો થાય છે. શીઘ્ર મરી જાઓ છો. બુદ્ધિમાનોમાં નિન્દિત થાઓ છો. તેમ છતાં પણ કેમ નથી સમજતા ?

**(મતવાળા)** - અરે ભાઈ

**टका धर्मष्टका कर्म टका हि परमं पदम् । यस्य गृहे टका नास्ति हा ! टका टकटकायते ॥१॥**

**आना अंशकलाः प्रोक्ताः रूप्योऽसौ भगवान्स्वयम् । अतस्तं सर्व इच्छन्ति रूप्यं हि गुणवत्तमम् ॥२॥**

તું બાળક છે, સંસારની વાતો જાણતો નથી. જો ! ટકા વિના ધર્મ, ટકા વિના કર્મ અને ટકા વિના પરમ પદ મળતું નથી. જેના ઘરમાં ટકા નથી તે હાય ! ટકા-ટકા કરતો-કરતો ઉત્તમ પદાર્થોને ટક-ટક જોતો રહે છે, કે હાય ! મારી પાસે ટકા હોત તો આ ઉત્તમ પદાર્થને હું ભોગવત. ।૧॥ કેમકે સર્વ કોઈ સોળ કળાયુક્ત અદૃશ્ય ભગવાનનું કથન-શ્રવણ કરે છે, તે તો નથી દેખાતું. પરન્તુ સોળ આના અને પૈસા કોડીરૂપ

અંશ કળાયુક્ત જે રૂપિયો છે, તે જ સાક્ષાત્ ભગવાન છે. એટલા માટે સર્વ કોઈ રૂપિયાની ખોજમાં લાગ્યા રહે છે, કેમકે સર્વ કામ રૂપિયાથી સિદ્ધ થાય છે. ॥૨॥

**(જિજ્ઞાસુ)** - ઠીક છે. તમારી અન્તરની લીલા બહાર આવી ગઈ. તમે જેટલું આ પાખંડ ઊભું કર્યું છે, તે સર્વ પોતાના સુખ માટે કર્યું છે. પરન્તુ એમાં જગત્‌નો નાશ થાય છે, કેમકે જેવો સત્યોપદેશથી સંસારને લાભ પહોંચે છે, તેવી જ રીતે અસત્યોપદેશથી હાનિ થાય છે. જ્યારે તમને ધનનું જ પ્રયોજન હતું, તો નોકરી અને વ્યાપારાદિ કર્મ કરીને ધનને એકઠું કેમ કરી લેતા નથી ?

**(મતવાળા)** - તેમાં પરિશ્રમ અધિક અને હાનિ પણ થઈ શકે છે, પરન્તુ આ અમારી લીલામાં હાનિ કદી થતી નથી. કિન્તુ સર્વદા લાભ જ થાય છે. જુઓ ! તુલસીદળ નાખી ચરણામૃત આપી, કણ્ઠી બાંધી દઈએ છીએ. ચેલો મુંડવાથી તે જન્મભરનો પશુવત્ થઈ જાય છે, પછી ચાહે જેમ ચલાવીએ તેમ તે ચાલી શકે છે.

**(જિજ્ઞાસુ)** - એ લોકો તમને ઘણું બધું ધન શા માટે આપે છે ?

**(મતવાળા)** - ધર્મ, સ્વર્ગ અને મુક્તિને અર્થે.

**(જિજ્ઞાસુ)** - જ્યારે તમે જ મુક્ત નથી અને મુક્તિનું સ્વરૂપ કે સાધન જાણતા નથી, તો તમારી સેવા કરનારાઓને શું મળશે ?

**(મતવાળા)** - શું આ લોકમાં મળે છે ? નહીં. કિન્તુ મરણ પછી પરલોકમાં મળે છે. જેટલું એ લોકો અમને આપે છે અને સેવા કરે છે, તે સર્વ એ લોકોને પરલોકમાં મળી જાય છે.

**(જિજ્ઞાસુ)** - એમને તો આપેલું મળી જાય છે કે નહીં, એ વાત બાજુ પર છે, પણ તમને લેવાવાળાને શું મળશે ? નરક કે અન્ય કાંઈ ?

**(મતવાળા)** - અમે ભજન કર્યા કરીએ છીએ, તેનું સુખ અમને મળશે.

**(જિજ્ઞાસુ)** - તમારું ભજન તો ટકા માટે જ છે. તે સઘળા ટકા અહીં પડ્યા રહેશે અને જે માંસ પિંડને અહીં પાળો છો, તે પણ ભસ્મ થઈને અહીં જ રહી જશે. જો તમે પરમેશ્વરનું ભજન કર્યું હોત, તો તમારો આત્મા પણ પવિત્ર થાત.

**(મતવાળા)** - શું અમે અશુદ્ધ છીએ ? **(જિજ્ઞાસુ)** - અંતરના બહુ મેલા છો.

**(મતવાળા)** - તમે કેમ જાણ્યું ? **(જિજ્ઞાસુ)** - તમારાં, ચાલ, ચલણ અને વ્યવહારથી.

**(મતવાળા)** - મહાત્માઓના વ્યવહાર હાથીનાં દાંત સમાન હોય છે. જેમ હાથીના દાંત ખાવાના જુદા અને દેખાડવાના જુદા હોય છે તેમજ અન્તરથી અમે પવિત્ર છીએ અને બહારથી લીલા માત્ર કરીએ છીએ.

**(જિજ્ઞાસુ)** - જો તમે અન્તરથી શુદ્ધ હોત, તો તમારાં બહારનાં કામ પણ શુદ્ધ હોત. તે નથી એટલા માટે અન્તરથી પણ મેલા છો.

**(મતવાળા)** - અમે ચાહે તેવા હોઈએ, પરન્તુ અમારા ચેલા તો સારા છે.

**(જિજ્ઞાસુ)** - જેવા તમે ગુરુ છો તેવા તમારા ચેલા પણ હશે.

**(મતવાળા)** - એક મત કદી થઈ શકતા નથી. કેમકે મનુષ્યોના ગુણ, કર્મ અને સ્વભાવ ભિન્ન-ભિન્ન છે.

**(જિજ્ઞાસુ)** - જો બાલ્યાવસ્થામાં એકસરખી શિક્ષા હોય, સત્ય ભાષણાદિ ધર્મનું ગ્રહણ અને મિથ્યા

ભાષણાદિ અધર્મનો ત્યાગ કરે, તો એકમત અવશ્ય થઈ જાય. અને બે મત અર્થાત્ ધર્માત્મા અને અધર્માત્મા સદા રહે છે ; તે તો રહે. પરન્તુ ધર્માત્મા અધિક હોવાથી અને અધર્મી ઓછા હોવાથી સંસારમાં સુખ વધે છે. અને જ્યારે અધર્મી અધિક થાય છે, ત્યારે દુઃખ વધે છે. જ્યારે સર્વ વિદ્વાન એકસરખો ઉપદેશ કરે, તો એકમત થવામાં કાંઈ પણ વિલંબ ન થાય

**(મતવાળા)** - આજકાલ કલિયુગ છે, સત્યયુગની વાતો જવા દો.

**(જિજ્ઞાસુ)** - કલિયુગ નામ કાળનું છે, અને કાળ નિષ્ક્રિય હોવાથી કાંઈ ધર્માધર્મ કરવામાં સાધક-બાધક નથી. કિન્તુ તમે પોતે જ કલિયુગની મૂર્તિઓ બની રહ્યા છો. જો મનુષ્ય જ સત્યયુગ કલિયુગ ન બને, તો સંસારમાં કોઈ પણ ધર્માત્મા થતો નથી. એ સર્વ ગુણદોષ છે, સ્વાભાવિક નથી.

એટલું કહીને તે આપ્ત પાસે ગયો. તેમને કહ્યું કે મહારાજ ! તમે મારો ઉદ્ધાર કર્યો, નહીં તો હું પણ કોઈની જાળમાં ફસીને નષ્ટ-ભ્રષ્ટ થઈ જાત. હવે હું પણ એ પાખંડીઓનું ખંડન અને વેદોક્ત સત્ય મતનું મંડન કર્યા કરીશ.

**આપ્ત** - એ જ સર્વ મનુષ્યોનું તેમાં પણ વિશેષે કરીને વિદ્વાન્ અને સંન્યાસીઓનું કામ છે કે સર્વ મનુષ્યોને સત્યનું મંડન અને અસત્યનું ખંડન ભણાવી-સંભળાવીને સત્યોપદેશી ઉપકાર પહોંચાડવો જોઈએ.

**(પ્રશ્ન)** જે બ્રહ્મચારી અને સંન્યાસી છે, તેઓ તો ઠીક છે?

**(ઉત્તર)** એ આશ્રમ તો ઠીક છે, પરન્તુ આજકાલ એમાં પણ ઘણી જ ગડબડ છે. કેટલાક લોકો નામ "બ્રહ્મચારી" રાખે છે, અને ફોગટમાં જટા વધારી સિદ્ધાઈ કરે છે. અને જપ, પુરશ્ચરણાદિમાં ફસ્યા રહે છે. પણ વિદ્યા ભણવાનું નામ લેતા નથી, કે જે હેતુથી "બ્રહ્મચારી" નામ પ્રાપ્ત થાય છે, તે બ્રહ્મ અર્થાત્ વેદ ભણવામાં પરિશ્રમ કાંઈ પણ કરતા નથી. તે બ્રહ્મચારી બકરીના ગળાના સ્તનની સમાન નિરર્થક છે. અને જે એવા સંન્યાસી વિદ્યાહીન દંડ-કમંડળ લઈને ભિક્ષા માત્ર કરતા ફરે છે અને જે કાંઈ પણ વેદમાર્ગની ઉન્નતિ કરતા નથી, નાની અવસ્થામાં સંન્યાસ લઈને ભમ્યા કરે છે અને વિદ્યાભ્યાસને છોડી દે છે. આવા બ્રહ્મચારી અને સંન્યાસી આમ તેમ જલ, સ્થળ, પાષાણ આદિ મૂર્તિઓનાં દર્શન, પૂજન કરતા ફરે છે. કેટલાક વિદ્યા જાણી કરીને પણ મૌન થઈ રહે છે, એકાન્ત દેશમાં યથેષ્ટ ખાઈ-પીને પડ્યા રહે છે અને ઈર્ષ્યા-દ્વેષમાં ફસાઈને નિન્દા, કુચેષ્ટા કરીને નિર્વાહ કરે છે. કાષાય વસ્ત્ર અને દંડ-ગ્રહણ માત્રથી પોતાને કૃતકૃત્ય સમજે છે અને તેને જ સર્વોત્કૃષ્ટ જાણીને ઉત્તમ કામ કરતા નથી. આવા સંન્યાસી પણ જગતમાં વ્યર્થ વાસ કરે છે. પરન્તુ જે સર્વ જગતનું હિત સાધે છે, તેઓ સારા છે.

**(પ્રશ્ન)** ગિરી, પુરી, ભારતી આદિ ગુસાંઈ લોકો તો સારા છે ? કેમકે મંડળ બાંધીને આમ તેમ ઘૂમે છે. સેંકડો સાધુઓને આનન્દ કરાવે છે અને સર્વત્ર અદ્વૈત મતનો ઉપદેશ કરે છે, અને કાંઈ કાંઈ ભણે-ભણાવે પણ છે, એટલા માટે તે સારા હશે.

**(ઉત્તર)** એ સર્વ દસ નામ પાછળથી કલ્પિત કર્યાં છે, સનાતન નથી. તેની મંડળીઓ કેવળ ભોજનાર્થે છે. ઘણાખરા સાધુ ભોજનને માટે જ મંડળીઓમાં રહે છે. તે દંભી પણ છે. કેમકે એકને મહન્ત બનાવે છે. જે એક મહન્ત તેમનામાં પ્રધાન હોય છે, તે સાંયકાળે ગાદી પર બેસી જાય છે. સર્વ બ્રાહ્મણ અને સાધુ ઊભા થઈને હાથમાં પુષ્પ લઈ :-

**नारायणं पद्मभवं वसिष्ठं शक्तिं च तत्पुत्रपराशरं च ॥**
**व्यासं शुकं गौडपदं महान्तम् ॥**

ઇત્યાદિ શ્લોક ભણી, હર-હર બોલી, તેના ઉપર પુષ્પ વર્ષાવીને સાષ્ટાંગ નમસ્કાર કરે છે. જો કોઈ એમ ન કરે, તો તેને ત્યાં રહેવું પણ કઠણ બને છે. આ દંભ સંસારને દેખાડવા માટે કરે છે. જેથી જગતમાં પ્રતિષ્ઠા થઈને માલ મળે. કેટલાએક વળી મઠધારી ગૃહસ્થ બનીને પણ સંન્યાસનું અભિમાન માત્ર કરે છે, કર્મ કાંઈ નહીં. સંન્યાસનું એ જ કર્મ છે કે જે પાંચમા સમુલ્લાસમાં લખી આવ્યા છીએ; તે ન કરીને વ્યર્થ સમય વેડફે છે. જે કોઈ સારો ઉપદેશ કરે, તેના પણ વિરોધી થાય છે. બહુધા એ લોક ભસ્મ, રુદ્રાક્ષ ધારણ કરે છે અને કોઈ કોઈ શૈવ સમ્પ્રદાયનું અભિમાન રાખે છે. અને જ્યારે કોઈવાર શાસ્ત્રાર્થ કરે છે તો પોતાનો મત અર્થાત્ શંકરાચાર્યોક્તનું સ્થાપન અને ચક્રાંકિત આદિના ખંડનમાં પ્રવૃત્ત રહે છે. પણ વેદમાર્ગની ઉન્નતિમાં અને જ્યાં સુધી પાખંડ માર્ગ છે, ત્યાં સુધી ખંડનમાં પ્રવૃત્ત નથી થતા. એ સંન્યાસી લોકો એમ સમજે છે કે અમને ખંડન-મંડનથી શું પ્રયોજન ? અમે તો મહાત્મા છીએ. આવા લોકો પણ સંસારમાં ભારરૂપ છે. જ્યારે એમ છે ત્યારે તો તે વેદમાર્ગવિરોધી વામમાર્ગાદિ સમ્પ્રદાયી, ઇસાઈ, મુસલમાન અને જૈની આદિ વધી ગયા, અત્યારે પણ વધી રહ્યા છે અને પોતાનો નાશ થતો જાય છે તો પણ એમની આંખ નથી ઊઘડતી ! ઊઘડે ક્યાંથી ? જો કાંઈ તેમના મનમાં પરોપકાર બુદ્ધિ અને કર્તવ્ય-કર્મ કરવામાં ઉત્સાહ હોય તો ને ! કિન્તુ એ લોકો પોતાની પ્રતિષ્ઠા અને ખાવા-પીવા સિવાય અન્ય કાંઈ પણ અધિક સમજતા નથી અને સંસારની નિન્દાથી બહુ ડરે છે. પછી (લોકૈષણા) લોકમાં પ્રતિષ્ઠા, (વિત્તૈષણા) ધન વધારવામાં તત્પર થઈને વિષયભોગ, (પુત્રૈષણા)-પુત્રવત્ શિષ્યો પર મોહિત થવું, એ ત્રણ એષણાઓનો ત્યાગ કરવો તેમને ઉચિત છે. જ્યારે એ એષણા જ નથી છૂટી તો પછી સંન્યાસ કેમ કરી થઈ શકે છે ? અર્થાત્ પક્ષપાત રહિત વેદમાર્ગોપદેશથી જગતનું કલ્યાણ કરવામાં રાત-દિવસ પ્રવૃત્ત રહેવું સંન્યાસીઓનું મુખ્ય કામ છે. જ્યારે પોતપોતાના અધિકાર કર્મોને કરતા નથી તો પછી સંન્યાસાદિ નામ ધરાવવું વ્યર્થ છે. નહીં તો જેમ ગૃહસ્થ વ્યવહાર અને સ્વાર્થમાં પરિશ્રમ કરે છે તેનાથી અધિક પરિશ્રમ પરોપકાર કરવામાં સંન્યાસી પણ તત્પર રહે, ત્યારે જ સર્વ આશ્રમ ઉન્નતિ પર રહે.

જુઓ ! તમારી સામે પાખંડ મત વધતો જાય છે, ઈસાઈ, મુસલમાન સુદ્ધાં થતા જાય છે, શું જરા પણ તમારાથી પોતાના ઘરની રક્ષા કરવી અને બીજાને મેળવવા એ નથી બની શકતું ? બને તો ત્યારે કે જ્યારે તમે કરવા ચાહો ! જ્યાં સુધી વર્તમાન અને ભવિષ્યતમાં સંન્યાસી ઉન્નતિશીલ નથી થતા, ત્યાં સુધી આર્યાવર્ત અને અન્ય દેશસ્થ મનુષ્યોની વૃદ્ધિ થતી નથી. જ્યારે વૃદ્ધિનું કારણ વેદાદિ સત્ય શાસ્ત્રોનું ભણવું-ભણાવવું, બ્રહ્મચર્યાદિ આશ્રમોનું યથાવત્ અનુષ્ઠાન અને સત્યોપદેશ થાય છે, ત્યારે જ દેશોન્નતિ થાય છે.

સાવધ રહો, ઘણી બધી પાખંડની વાતો તમને ખરેખર નજરે પડે છે. જેમ કોઈ દુકાનદાર સાધુ પુત્રાદિ આપવાની સિદ્ધિઓ દેખાડે છે, ત્યારે તેની પાસે ઘણી સ્ત્રીઓ જાય છે અને હાથ જોડીને પુત્ર માંગે છે અને બાવાજી સર્વને પુત્ર થવાનો આશીર્વાદ આપે છે. તેમાંથી જેને જેને પુત્ર થાય છે તે તે સમજે છે કે બાવાજીનાં વચનથી આમ થયું. જ્યારે તેમને કોઈ પૂછે કે ડુકરી, કૂતરી, ગધેડી અને મરઘી આદિનાં બચ્ચાં-કચ્ચાં ક્યા બાવાજીનાં વચનથી થાય છે, ત્યારે કાંઈ પણ ઉત્તર નહીં આપી શકે ? જો કોઈ કહે કે હું બાળકને જીવતો રાખી શકું છું, તો પોતે જ કેમ મરી જાય છે ?

કેટલાક ધૂર્તો એવી માયા રચે છે કે મોટા મોટા બુદ્ધિમાન્ પણ ઠગાઈ જાય છે. જેમકે ધનસારીના ઠગ. એ લોક પાંચ સાત મળીને દૂર દૂર દેશમાં જાય છે. જે શરીરે ડોળ દેખાવમાં સારો હોય છે, તેને સિદ્ધ બનાવી લે છે. જે નગર કે ગામમાં ધનાઢ્ય હોય છે, તેની પાસેના જંગલમાં તે સિદ્ધને બેસાડે છે અને તેના

સાધક નગરમાં જઈને અજાણ્યા બનીને જેને તેને પૂછે છે કે તમે એવા મહાત્માને અહીં ક્યાંય દીઠા કે નહીં? તે આવું સાંભળીને પૂછે છે કે તે મહાત્મા કોણ અને કેવા છે ?

સાધક કહે છે - મોટા સિદ્ધ પુરુષ છે. મનની વાતો કહી આપે છે. જે મુખથી કહે છે તે થઈ જાય છે. મોટા યોગીરાજ છે. તેમનાં દર્શન માટે અમે પોતાનું ઘરબાર છોડીને જોતાં ફરીએ છીએ. મેં કોઈથી સાંભળ્યું હતું કે તે મહાત્મા આ તરફ આવ્યા છે.

ગૃહસ્થ કહે છે કે જ્યારે તે મહાત્મા તમને મળે, ત્યારે અમને પણ કહેજો. દર્શન કરીશું અને મનની વાતો પૂછીશું. આ પ્રકારે આખો દિવસ નગરમાં ફરે છે અને પ્રત્યેકને પેલા સિદ્ધની વાત કહીને પછી રાત્રે સિદ્ધ સાધક એકઠા થઈને ખાય-પીએ છે અને સૂઈ રહે છે. ફરી વળી પ્રાતઃકાળે નગર કે ગામમાં જઈને એ જ પ્રકારે બે-ત્રણ દિવસ કહીને પછી ચારેય સાધક કોઈ એક એક ધનાઢ્યને કહે છે કે તે મહાત્મા મળી ગયા. તમારે દર્શન કરવાં હોય તો ચાલો. તે જ્યારે તૈયાર થાય છે ત્યારે સાધક તેને પૂછે છે કે તમે શી વાત પૂછવા ચાહો છો ? અમને કહો પછી કોઈ પુત્રની તો કોઈ ધનની, કોઈ રોગ નિવારણની તો કોઈ શત્રુને જીતવાની ઇચ્છા બતાવે છે. તેમને તે સાધક લઈ જાય છે. પછી સિદ્ધ સાધકોએ જેવા સંકેત કરી રાખ્યા હોય છે, અર્થાત્ જેને ધનની ઇચ્છા હોય તેને જમણી બાજુ, જેને પુત્રની ઇચ્છા હોય તેને સમ્મુખ, જેને રોગ નિવારણની ઇચ્છા હોય તેને ડાબી બાજુ, અને જેને શત્રુ જીતવાની ઇચ્છા હોય તેને પાછળથી લઈ જઈને સામે વાળાની વચમાં બેસાડે છે.

જ્યારે નમસ્કાર કરે છે, તે જ સમયે તે સિદ્ધ પોતાની સિદ્ધાઈની ઝપટથી ઉચ્ચસ્વરે બોલે છે, "શું અહીં અમારી પાસે પુત્ર રાખ્યા છે કે તુ પુત્રની ઇચ્છા કરી આવ્યો છે ?" એ જ પ્રકારે ધનની ઇચ્છા કરનારને "શું અહીં થેલીઓ ભરી રાખી છે કે ધનની ઇચ્છા કરીને આવ્યો છે ? ફકીરોની પાસે ધન ક્યાંથી ?" રોગવાળાને " શું અમે વૈદ્ય છીએ, જે તું રોગ છોડાવવાની ઇચ્છાથી આવ્યો છે ? અમે વૈદ્ય નથી, જે તારો રોગ છોડાવીએ. કોઈ વૈદ્યની પાસે જા" પરન્તુ જ્યારે તેના પિતા રોગી હોય તો તેનો સાધક અંગુઠો, જો માતા રોગી હોય તો તર્જની, જો ભાઈ રોગી હોય તો મધ્યમા, જો સ્ત્રી રોગી હોય તો અનામિકા, જો કન્યા રોગી હોય તો કનિષ્ઠિકા આંગળી દેખાડે છે. તે જોઈ પેલો સિદ્ધ કહે છે કે તારો બાપ રોગી છે, કે તારી માતા, કે તારો ભાઈ, કે તારી સ્ત્રી, કે તારી કન્યા રોગી છે. ત્યારે તો તે ચારેય ઘણા મોહિત થઈ જાય છે. સાધક લોક તેમને કહે છે, જુઓ ! જેવું અમે કહ્યું હતું તેમ જ છે કે નહીં ?

ગૃહસ્થ કહે છે કે - હા તમે જેમ કહ્યું હતું તેમ જ છે. તમે અમારા ઉપર મોટો ઉપકાર કર્યો અને અમારો પણ મોટો ભાગ્યોદય હતો કે એવા મહાત્મા મળ્યા, જેમનાં દર્શન કરીને અમે કૃતાર્થ થયા.

સાધક કહે છે - સાંભળો ભાઈ ! એ મહાત્મા મનોગામી છે, અહીં વધુ દિવસો રહેવાના નથી. જો કાંઈ એમનો આશીર્વાદ લેવો હોય તો પોતપોતાના સામર્થ્યને અનુકૂળ એમની તન, મન, ધનથી સેવા કરો; કેમકે "સેવાથી મેવા મળે છે." જો કોઈ પર પ્રસન્ન થઈ ગયા, તો જાણો શુંય વર આપી દે, સન્તોની ગતિ અપાર છે. ગૃહસ્થ આવી લલ્લા-પત્તાની વાતો સાંભળીને ઘણા હર્ષથી તેમની પ્રશંસા કરતાં-કરતાં ઘર તરફ જાય છે. સાધક પણ તેમની સાથે જ ચાલ્યા જાય છે, કેમકે કોઈ તેમનું પાખંડ ઉઘાડું ન પાડી દે. તે ધનાઢ્યોનો જો કોઈ મિત્ર મળ્યો તો તેમની આગળ પ્રશંસા કરે છે. એ જ પ્રકારે જે જે સાધકોની સાથે જાય છે, તેનું તેનું વૃત્તાન્ત સર્વ તે કહી દે છે. જ્યારે નગરમાં વાત પ્રસરે છે કે અમુક સ્થળે એક મોટા ભારે સિદ્ધ આવ્યા છે, ચાલો તેની પાસે ! ત્યારે ટોળે-ટોળાં જઈને ઘણાં લોકો પૂછવા લાગે છે કે - "મહારાજ ! મારા

મનનું વૃત્તાન્ત કહો." ત્યારે તો વ્યવસ્થા બગડી જવાથી ચૂપચાપ થઈને મૌન સાધે છે અને કહે છે કે અમને બહુ નહીં સતાવો, ત્યારે તો ઝટ તેમના સાધકો પણ કહેવા લાગે છે કે - "જો તમે એમને બહુ સતાવશો તો ચાલ્યા જશે." અને જે કોઈ મોટો ધનાઢ્ય હોય છે, તે સાધકને જુદો બોલાવીને પૂછે છે કે, "જો અમારા મનની વાત કહેવડાવી દો, તો અમે સાચું માનીએ. ત્યારે સાધક પૂછે છે કે શી વાત છે ? ધનાઢ્ય તેને કહી દે છે ત્યારે તેને તેવા જ પ્રકારના સંકેતથી લઈ જઈને ત્યાં બેસાડી દે છે. તે તરત જ સિદ્ધ સમજીને ઝટ કહી દે છે. ત્યારે તો આખું ટોળું તે સાંભળીને કહે છે કે અહો ! મોટા સિદ્ધ પુરુષ છે. એ પછી કોઈ મિઠાઈ, કોઈ પૈસા, કોઈ રૂપિયા, કોઈ અશર્ફી, કોઈ કપડાં અને કોઈ સીધું-સામગ્રીની ભેટ ધરે છે. પછી જ્યાં સુધી ઘણી માનતા રહે છે ત્યાં સુધી યથેષ્ટ લૂંટ્યા કરે છે અને કોઈ કોઈ બે-એક આંખના આંધળા અને ગાંઠના પુરાને પુત્ર થવાનો આશીર્વાદ કે રાખ ઉપાડીને આપી દે છે અને તેમની પાસે હજારો રૂપિયા લઈને કહી દે છે કે જો તારી સાચી ભક્તિ હશે, તો પુત્ર થઈ જશે. આવા પ્રકારના ઘણા ઠગ હોય છે, જેમની પરીક્ષા વિદ્વાન જ કરી શકે છે, અન્ય કોઈ નહીં.

એટલા માટે વેદાદિ વિદ્યાનું ભણવું અને સત્સંગ કરવો ઘટે છે કે જેથી કોઈ તેને ઠગાઈમાં ન ફસાવી શકે અને તે બીજાઓને પણ બચાવી શકે. કેમકે મનુષ્યનાં નેત્ર વિદ્યા જ છે. વિદ્યા શીખ્યા વિના જ્ઞાન થતું નથી. જે બાલ્યાવસ્થાથી ઉત્તમ શિક્ષણ પામે છે તે જ મનુષ્ય અને વિદ્વાન થાય છે. જેને કુસંગ છે તે દુષ્ટ, પાપી, મહામૂર્ખ થઈને મોટાં દુ:ખો પામે છે. આથી જ જ્ઞાનને વિશેષ કહ્યું છે, કે જે જાણે છે તે જ માને છે :-

**न वेत्ति यो यस्य गुणप्रकर्षं स तस्य निन्दां सततं करोति ।**
**यथा किराती करिकुम्भजाता मुक्तां परित्यज्य बिभर्ति गुञ्जाः ॥**

આ કોઈ કવિનો (વૃદ્ધ ચાણક્ય અ. ૧૧, શ્લો. ૧૨) શ્લોક છે. જે જેનો ગુણ નથી જાણતો તે તેની નિન્દા નિરન્તર કરે છે, જેમ જંગલી ભીલ ગજમુક્તાઓને છોડીને ચણોઠીનો હાર પહેરી લે છે. તેમ જે પુરુષ વિદ્વાન, જ્ઞાની, ધાર્મિક સત્પુરુષોનો સંગી, યોગી, પુરુષાર્થી, જિતેન્દ્રિય અને સુશીલ હોય છે તે જ ધર્મ-અર્થ-કામ-મોક્ષને પ્રાપ્ત કરીને આ જન્મ અને પરજન્મમાં સદા આનન્દમાં રહે છે.

આ આર્યાવર્ત્તનિવાસી લોકોના મત વિશે સંક્ષેપથી લખ્યું છે. એની આગળ જે થોડાક આર્યરાજાઓનો ઈતિહાસ મળ્યો છે તે સર્વ સજ્જનોને જણાવવા માટે પ્રકાશિત કરવામાં આવે છે.

હવે આર્યાવર્તદેશીય રાજવંશ કે જેમાં શ્રીમાન્ મહારાજા 'યુધિષ્ઠિર'થી લઈને મહારાજ 'યશપાલ' પર્યન્ત જે રાજાઓ થયા છે તે ઈતિહાસ લખીએ છીએ, અને શ્રીમાન મહારાજા 'સ્વાયમ્ભવ મનુજી'થી લઈને મહારાજા 'યુધિષ્ઠિર' પર્યન્તનો ઈતિહાસ મહાભારતાદિમાં લખ્યો જ છે. અને આથી સજ્જન લોકોને તે પછીના કાંઈક ઈતિહાસનું વર્તમાન વિદિત થશે. જો કે આ વિષય, વિદ્યાર્થી સમ્મિલિત 'હરિશ્ચન્દ્ર ચન્દ્રિકા' અને 'મોહનચન્દ્રિકા' કે જે પાક્ષિકપત્ર શ્રીનાથદ્વારાથી નીકળતું હતું જે રાજપુતાના દેશ, મેવાડ રાજ, ઉદયપુર, ચિત્તોડગઢમાં સર્વને વિદિત છે તેની ઉપરથી અમે અનુવાદ કર્યો છે. જો એવી જ રીતે અમારા આર્ય સજ્જન લોકો ઈતિહાસ અને વિદ્યાનાં પુસ્તકોની ખોજ કરી પ્રકાશ કરશે તો દેશને મોટો લાભ પહોંચશે. એ પત્ર-સમ્પાદક મહાશય પોતાના મિત્ર પાસેથી એક પ્રાચીન પુસ્તક કે જે સંવત વિક્રમ ૧૭૮૨ (સત્તરસો બ્યાશી)નું લખેલું હતું તે લઈને પોતાના સંવત્ ૧૯૩૯ માર્ગશીર્ષ શુક્લપક્ષ ૧૯-૨૦ કિરણ અર્થાત્ બે પાક્ષિક પત્રોમાં છાપ્યું છે, જે નિમ્ન લખ્યા પ્રમાણે જાણવું.

## आर्य्यावर्तदेशीय राजवंशावली.

ઇન્દ્રપ્રસ્થમાં આર્યલોકોએ શ્રીમન્મહારાજા યશપાલ પર્યન્ત રાજ્ય કર્યું. જેમાં શ્રીમન્મહારાજ યુધિષ્ઠિરથી મહારાજ યશપાલ સુધી વંશ-પેઢી અનુમાન ૧૨૪ (એકસો ચોવીસ રામ) રાજા, વર્ષ ૪૧૫૭, માસ ૯, દિવસ ૧૪ની મુદતમાં થયા છે. તેમની વિગત :-

| રાજા | શકપેઢી | વર્ષ | માસ | દિન |
|---|---|---|---|---|
| આર્યરાજા | ૧૨૪ | ૪૧૫૭. | ૯ | ૧૪ |

શ્રીમન્મહારાજ યુધિષ્ઠિરાદિ વંશ અનુમાન પેઢી ૩૦, વર્ષ ૧૭૭૦, માસ ૧૧, દિન ૧૦. એનો વિસ્તાર -

| આર્યરાજા | વર્ષ | માસ | દિવસ | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ રાજા યુધિષ્ઠિર | ૩૬ | ૮ | ૨૫ | ૧૬ સુચિરથ | ૪૨ | ૧૧ | ૨ |
| ૨ રાજા પરીક્ષિત | ૬૦ | ૦ | ૦ | ૧૭ શૂરસેન(બીજો) | ૫૮ | ૧૦ | ૮ |
| ૩ રાજા જન્મેજય | ૮૪ | ૭ | ૨૩ | ૧૮ પર્વતસેન | ૫૫ | ૮ | ૧૦ |
| ૪ રાજા અશ્વમેધ | ૮૨ | ૮ | ૨૨ | ૧૯ મેધાવી | ૫૨ | ૧૦ | ૧૦ |
| ૫ દ્વિતીય રામ | ૮૮ | ૨ | ૮ | ૨૦ સોનચીર | ૫૦ | ૮ | ૨૧ |
| ૬ છત્રમલ | ૮૧ | ૧૧ | ૨૭ | ૨૧ ભીમદેવ | ૪૭ | ૯ | ૨૦ |
| ૭ ચિત્રરથ | ૭૫ | ૩ | ૧૮ | ૨૨ નૃહરિદેવ | ૪૫ | ૧૧ | ૨૩ |
| ૮ દુષ્ટશૈલ્ય | ૭૫ | ૧૦ | ૨૪ | ૨૩ પૂર્ણમલ | ૪૪ | ૮ | ૭ |
| ૯ રાજા ઉગ્રસેન | ૭૮ | ૭ | ૨૧ | ૨૪ કરદવી | ૪૪ | ૧૦ | ૮ |
| ૧૦ રાજા શૂરસેન | ૭૮ | ૭ | ૨૧ | ૨૫ અલંમિક | ૫૦ | ૧૧ | ૮ |
| ૧૧ ભુવનપતિ | ૬૯ | ૫ | ૫ | ૨૬ ઉદયપાલ | ૩૮ | ૯ | ૦ |
| ૧૨ રણજીત | ૬૫ | ૧૦ | ૪ | ૨૭ દુવનમલ | ૪૦ | ૧૦ | ૨૬ |
| ૧૩ ઋક્ષક | ૬૪ | ૭ | ૪ | ૨૮ દમાત | ૩૨ | ૦ | ૦ |
| ૧૪ સુખદેવ | ૬૨ | ૦ | ૨૪ | ૨૯ ભીમપાલ | ૫૮ | ૫ | ૮ |
| ૧૫ નરહરિદેવ | ૫૧ | ૧૦ | ૨ | ૩૦ ક્ષેમક | ૪૮ | ૧૧ | ૨૧ |

રાજા ક્ષેમકના પ્રધાન વિશ્રવાએ ક્ષેમક રાજાને મારીને રાજ્ય કર્યું. તેની પેઢી ૧૪, વર્ષ ૫૦૦, માસ ૩ અને દિવસ ૧૭. એનો વિસ્તાર :-

| આર્યરાજા | વર્ષ | માસ | દિવસ | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ વિશ્રવા | ૧૭ | ૩ | ૨૯ | ૮ કદુત | ૪૨ | ૯ | ૨૪ |
| ૨ પુરસેની | ૪૨ | ૮ | ૨૧ | ૯ સજ્જ | ૩૨ | ૨ | ૧૪ |
| ૩ વીરસેની | ૫૨ | ૧૦ | ૭ | ૧૦ અમરચૂડ | ૨૭ | ૩ | ૧૬ |
| ૪ અનંગશાયી | ૪૭ | ૮ | ૨૩ | ૧૧ અમીપાલ | ૨૨ | ૧૧ | ૨૫ |
| ૫ હરિજિત | ૩૫ | ૯ | ૧૭ | ૧૨ દશરથ | ૨૫ | ૪ | ૧૨ |
| ૬ પરમસેની | ૪૪ | ૨ | ૨૩ | ૧૩ વીરસાલ | ૩૧ | ૮ | ૧૧ |
| ૭ સુખપાતાલ | ૩૦ | ૨ | ૨૧ | ૧૪ વીરસાલસેન | ૪૦ | ૦ | ૧૪ |

રાજા વીરસાલસેનને વીરમહા પ્રધાને મારી રાજ્ય કર્યું. વંશ ૧૬, વર્ષ ૪૪૫, માસ ૫ અને દિવસ ૩. એનો વિસ્તાર :-

| | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ | | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | રાજા વીરમહા | ૩૫ | ૧૦ | ૮ | ૯ | તેજપાલ | ૨૮ | ૧૧ | ૧૦ |
| ૨ | અજિતસિંહ | ૨૭ | ૭ | ૧૯ | ૧૦ | માણિકચન્દ | ૩૭ | ૭ | ૨૧ |
| ૩ | સર્વદત્ત | ૨૮ | ૩ | ૧૦ | ૧૧ | કામસેની | ૪૨ | ૫ | ૧૦ |
| ૪ | ભુવનપતિ | ૧૫ | ૪ | ૧૦ | ૧૨ | શત્રુમર્દન | ૮ | ૧૧ | ૧૩ |
| ૫ | વીરસેન(પ્રથમ) | ૨૧ | ૨ | ૧૩ | ૧૩ | જીવનલોક | ૨૮ | ૯ | ૧૭ |
| ૬ | મહીપાલ | ૪૦ | ૮ | ૭ | ૧૪ | હરિરાવ | ૨૬ | ૧૦ | ૨૯ |
| ૭ | શત્રુશાલ | ૨૬ | ૪ | ૩ | ૧૫ | વીરસેન(બીજો) | ૩૫ | ૨ | ૨૦ |
| ૮ | સંઘરાજ | ૧૭ | ૨ | ૧૦ | ૧૬ | આદિત્યકેતુ | ૨૩ | ૧૧ | ૧૩ |

રાજા આદિત્યકેતુને મગધદેશના "ધન્ધર" નામના પ્રયાગના રાજાએ મારી રાજ્ય કર્યું. વંશ = પેઢી ૯, વર્ષ ૩૭૪, માસ ૧૧, દિવસ ૨૬. એનો વિસ્તાર :-

| | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ | | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | રાજા ધન્ધર | ૪૨ | ૭ | ૨૪ | ૬ | જીવનરાજ | ૪૫ | ૨ | ૫ |
| ૨ | મહર્ષિ | ૪૧ | ૨ | ૨૯ | ૭ | રુદ્રસેન | ૪૭ | ૪ | ૨૮ |
| ૩ | સનરચ્ચી | ૫૦ | ૧૦ | ૧૯ | ૮ | આરીલક | ૫૨ | ૧૦ | ૮ |
| ૪ | મહાયુદ્ધ | ૩૦ | ૩ | ૮ | ૯ | રાજપાલ | ૩૬ | ૦ | ૦ |
| ૫ | દુરનાથ | ૨૮ | ૫ | ૨૫ | | | | | |

રાજા રાજપાલને સામન્ત મહાનપાલે મારી રાજ્ય કર્યું. પેઢી ૧, વર્ષ ૧૪, માસ ૦, દિવસ ૦. એનો વિસ્તાર નથી.

રાજા મહાનપાલના રાજ્ય ઉપર રાજા વિક્રમાદિત્યે "અવન્તિકા" - (ઉજ્જૈન)થી આવીને ચઢાઈ કરીને રાજા મહાનપાલને મારી રાજ્ય કર્યું. પેઢી ૧, વર્ષ ૩૯, માસ ૦, દિવસ ૦. એનો વિસ્તાર નથી.

રાજા વિક્રમાદિત્યને શાલિવાહનના ઉમરાવ સમુદ્રપાલ યોગી પૈઠણનાએ મારી રાજ્ય કર્યું. પેઢી ૧૬, વર્ષ ૩૭૨, માસ ૪, દિવસ ૨૭. એનો વિસ્તાર :-

| | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ | | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | સમુદ્રપાલ | ૫૪ | ૨ | ૨૦ | ૯ | અમૃતપાલ | ૩૬ | ૧૦ | ૧૩ |
| ૨ | ચન્દ્રપાલ | ૩૬ | ૫ | ૪ | ૧૦ | બલીપાલ | ૧૨ | ૫ | ૨૭ |
| ૩ | સહાયપાલ | ૧૧ | ૪ | ૧૧ | ૧૧ | મહીપાલ | ૧૩ | ૮ | ૪ |
| ૪ | દેવપાલ | ૨૭ | ૧ | ૨૮ | ૧૨ | હરીપાલ | ૧૪ | ૮ | ૪ |
| ૫ | નરસિંહપાલ | ૧૮ | ૦ | ૨૦ | ૧૩ | સીસપાલ* | ૧૧ | ૧૦ | ૧૩ |
| ૬ | સામપાલ | ૨૭ | ૧ | ૧૭ | ૧૪ | મદનપાલ | ૧૭ | ૧૦ | ૧૯ |
| ૭ | રઘુપાલ | ૨૨ | ૩ | ૨૫ | ૧૫ | કર્મપાલ | ૧૬ | ૨ | ૨ |
| ૮ | ગોવિન્દપાલ | ૨૭ | ૧ | ૧૭ | ૧૬ | વિક્રમપાલ | ૨૪ | ૧૧ | ૧૩ |

* કોઈ ઇતિહાસમાં ભીમપાલ પણ લખ્યું છે.

રાજા વિક્રમપાલે પશ્ચિમ દિશાના રાજા મલુખચન્દ બોહરા હતો, તેના પર ચઢાઈ કરી મેદાનમાં યુદ્ધ કર્યું. તે લડાઈમાં મલુખચન્દ્રે વિક્રમપાલને મારીને ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય કર્યું. પેઢી ૧૦, વર્ષ ૧૯૧, માસ ૧, દિવસ ૧૬. એનો વિસ્તાર :-

| | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ | | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મલુખચન્દ | ૫૪ | ૨ | ૧૦ | ૬ | કલ્યાણચન્દ | ૧૦ | ૫ | ૪ |
| ૨ | વિક્રમચન્દ | ૧૨ | ૭ | ૧૨ | ૭ | ભીમચન્દ | ૧૬ | ૨ | ૯ |
| ૩ | અમીનચન્દ# | ૧૦ | ૦ | ૫૫ | ૮ | લોવચન્દ | ૨૬ | ૩ | ૨૨ |
| ૪ | રામચન્દ | ૧૩ | ૧૧ | ૮ | ૯ | ગોવિન્દચન્દ | ૩૧ | ૭ | ૧૨ |
| ૫ | હરીચન્દ | ૧૪ | ૯ | ૨૪ | ૧૦ | રાની પદ્માવતી+ | ૧ | ૦ | ૦ |

રાણી પદ્માવતી મરી ગઈ. એને પુત્ર પણ કોઈ ન હતો, તેથી સર્વ મુત્સદ્દિઓએ સમ્મતિ કરી હરિપ્રેમ વૈરાગીને ગાદીએ બેસાડીને મુત્સદ્દીઓ રાજ્ય કરવા લાગ્યા. પેઢી ૪, વર્ષ ૫૦, માસ ૦, દિવસ ૨૧. હરિપ્રેમનો વિસ્તાર :-

| | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ | | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | હરિપ્રેમ | ૭ | ૫ | ૧૬ | ૩ | ગોપાલપ્રેમ | ૧૫ | ૭ | ૨૮ |
| ૨ | ગોવિન્દપ્રેમ | ૨૦ | ૨ | ૮ | ૪ | મહાબાહુ | ૬ | ૮ | ૨૯ |

રાજા મહાબાહુ રાજ્ય છોડીને વનમાં તપશ્ચર્યા કરવા ગયા. તે વાત બંગાલના રાજા આધીસેને સાંભળી, ઇન્દ્રપ્રસ્થમાં આવી પોતે રાજ્ય કરવા લાગ્યો. પેઢી ૧૨, વર્ષ ૧૫૧, માસ ૧૧, દિવસ ૨. એમનો વિસ્તાર :-

| | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ | | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | રાજા આધીસેન | ૧૮ | ૫ | ૨૧ | ૭ | કલ્યાણસેન | ૪ | ૮ | ૨૧ |
| ૨ | વિલાવલસેન | ૧૨ | ૪ | ૨ | ૮ | હરીસેન | ૧૨ | ૦ | ૨૫ |
| ૩ | કેશવસેન | ૧૫ | ૭ | ૧૨ | ૯ | ક્ષેમસેન | ૮ | ૧૧ | ૧૫ |
| ૪ | માધસેન | ૧૨ | ૪ | ૨ | ૧૦ | નારાયણસેન | ૨ | ૨ | ૨૯ |
| ૫ | મયૂરસેન | ૨૦ | ૧૧ | ૨૭ | ૧૧ | લક્ષ્મીસેન | ૨૬ | ૧૦ | ૦ |
| ૬ | ભીમસેન | ૫ | ૧૦ | ૯ | ૧૨ | દામોદરસેન | ૧૧ | ૫ | ૧૯ |

રાજા દામોદરસેને પોતાના ઉમરાવને બહુ દુઃખ દીધું. તેથી રાજાના ઉમરાવ દીપસિંહે સેના એકત્ર કરીને રાજા સાથે યુદ્ધ કર્યું. તેમાં રાજાને મારીને દીપસિંહ પોતે રાજ્ય કરવા લાગ્યો. પેઢી ૬, વર્ષ ૧૦૭, માસ ૬, દિવસ ૨૨. એમનો વિસ્તાર :-

| | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ | | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | દીપસિંહ | ૧૭ | ૧ | ૨૬ | ૪ | નરસિંહ | ૪૫ | ૦ | ૧૫ |
| ૨ | રાજસિંહ | ૧૪ | ૫ | ૦ | ૫ | હરિસિંહ | ૧૩ | ૨ | ૨૯ |
| ૩ | રણસિંહ | ૯ | ૮ | ૧૧ | ૬ | જીવનસિંહ | ૮ | ૦ | ૧ |

# એમનું નામ કેટલાકમાં માનકચન્દ પણ લખ્યું છે. + આ પદ્માવતી ગોવિન્દચન્દની રાણી હતી.

રાજા જીવનસિંહે કોઈ કારણ માટે પોતાની સર્વ સેના ઉત્તર દિશામાં મોકલી દીધી. આ ખબર પૃથ્વીરાજ ચૌહાણ વૈરાટના રાજાએ સાંભળીને જીવનસિંહ પર ચઢાઈ કરી. તેને મારીને ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય કર્યું.★ પેઢી ૫, વર્ષ ૮૬, માસ ૦, દિવસ ૨૦. એમનો વિસ્તાર :-

| | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ | | આર્યરાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | પૃથ્વીરાજ | ૧૨ | ૨ | ૧૯ | ૪ | ઉદયપાલ | ૧૧ | ૭ | ૩ |
| ૨ | અભયપાલ | ૧૪ | ૫ | ૧૭ | ૫ | યશપાલ | ૩૬ | ૪ | ૨૭ |
| ૩. | દુર્જનપાલ | ૧૧ | ૪ | ૧૪ | | | | | |

રાજા યશપાલ ઉપર સુલતાન શહાબુદ્દીન ઘોરી ગઢ ગજનીથી ચઢાઈ કરી આવ્યો અને રાજા યશપાલને પ્રયાગના કિલ્લામાં સંવત્ ૧૨૪૯માં પકડ કેદ કર્યો. પછી ઇન્દ્રપ્રસ્થ અર્થાત્ દિલ્લીનું રાજ્ય પોતે કરવા લાગ્યો, પેઢી ૫૩, વર્ષ ૭૪૫, માસ ૧, દિવસ ૧૭. એનો વિસ્તાર ઘણાં ઇતિહાસ-પુસ્તકોમાં લખ્યો છે, તેથી અહીં નથી લખ્યો.

આની આગળ હવે બૌદ્ધ જૈન મત વિષયમાં લખવામાં આવશે.

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते सत्यार्थप्रकाशे सुभाषाविभूषित आर्य्यावर्त्तीयमतखण्डनमण्डन विषय एकादशः समुल्लासः सम्पूर्णः ॥११॥**

★ આની આગળ બીજા ઇતિહાસોમાં આ પ્રકારે છે કે મહારાજ પૃથ્વીરાજની ઉપર સુલતાન શહાબુદ્દીન ઘોરી ચઢી આવ્યો. અને કંઈક વાર હારીને પાછો ગયો; અંતમાં સંવત ૧૨૪૯માં માંહોમાંહેની ફૂટને લીધે મહારાજ પૃથ્વીરાજને જીતી આંધળો કરી પોતાને દેશ લઈ ગયો. પછી દિલ્હી (ઇન્દ્રપ્રસ્થ)નું રાજ્ય પોતે કરવા લાગ્યો. એ મુસલમાનોનું રાજ્ય પેઢી ૪૫, વર્ષ ૬૧૩ રહ્યું.

## ॥ अनुभूमिका ( २ ) ॥

જ્યારે આર્યાવર્તસ્થ મનુષ્યોમાં સત્યાસત્યનો યથાવત્ નિર્ણય કરાવનારી વેદ વિદ્યા છૂટીને અવિદ્યા પ્રસરી ત્યારે મતમતાન્તર ઉત્પન્ન થયા, અને એ જ જૈન આદિના વિદ્યાવિરુદ્ધ મતપ્રચારનું નિમિત્ત બન્યું. કેમકે વાલ્મીકીય અને મહાભારતાદિમાં જૈનીઓનાં નામ માત્ર પણ લખ્યાં નથી. અને જૈનીઓના ગ્રન્થોમાં વાલ્મીકીય અને ભારતમાં કથિત "રામ-કૃષ્ણાદિની"ગાથા ઘણા વિસ્તારપૂર્વક લખી છે. એથી એ સિદ્ધ થાય છે કે એ મત એના પછી ચાલ્યો છે. કેમકે જૈની લોક જેમ પોતાના મતને બહુ પ્રાચીન લખે છે તેમ હોત તો વાલ્મીકીય આદિ ગ્રન્થોમાં એમની કથા અવશ્ય હોત. પણ તે નથી. તેથી કરીને જૈનમત એ ગ્રન્થો પછી નવો ઊભો થયો છે.

કોઈ કહે છે કે જૈનીઓનાં ગ્રન્થોમાંથી કથાઓ લઈને વાલ્મીકીય આદિ ગ્રન્થ બન્યા હશે, તો તેમને પૂછવું જોઈએ કે ત્યારે વાલ્મીકીય આદિમાં તમારા ગ્રન્થોનાં નામ લેખ પણ કેમ નથી ? અને તમારા ગ્રન્થોમાં કેમ છે ? શું પિતાનાં જન્મનું દર્શન પુત્ર કરી શકે છે ? કદી નહીં. એથી એ સિદ્ધ થાય છે કે જૈનમત અને બૌદ્ધમત એ શૈવ-શાક્તાદિ મતોની પછી ચાલ્યો છે.

હવે આ બારમા સમુલ્લાસમાં જૈનીઓના મત વિષે જે કંઈ લખવામાં આવ્યું છે તે તેમના ગ્રન્થોના પ્રમાણપૂર્વક લખ્યું છે. એમાં જૈનીઓએ માઠું ન માનવું જોઈએ, કેમકે જે જે અમે એમના મતવિષયમાં લખ્યું છે તે કેવલ સત્યાસત્યના નિર્ણયાર્થ છે વિરોધ કે હાનિ કરવા અર્થે નહીં. આ લેખને જ્યારે જૈની, બૌદ્ધ કે અન્ય લોક જોશે ત્યારે સર્વને સત્યાસત્યના નિર્ણયમાં વિચાર અને લેખ કરવાનો સમય મળશે અને બોધ પણ થશે. જ્યાં સુધી વાદી-પ્રતિવાદી થઈ પ્રીતિથી વાદ કે લેખ કરવામાં ન આવે, ત્યાં સુધી સત્યાસત્યનો નિર્ણય થઈ શકતો નથી.

જ્યારે વિદ્વાનોમાં સત્યાસત્યનો નિશ્ચય નથી થતો ત્યારે અવિદ્વાનોને મહા-અન્ધકારમાં પડીને બહુ દુઃખ વેઠવું પડે છે. એટલા માટે સત્યના જય અને અસત્યના ક્ષયને માટે મિત્રતાથી વાદ કે લેખ કરવો એ આપણી મનુષ્ય જાતિનું મુખ્ય કામ છે. જો એમ ન હોય તો મનુષ્યોની ઉન્નતિ કદી નહીં થાય.

વળી, આ બૌદ્ધ-જૈન મતનો વિષય, એમના વિના અન્ય મતવાળાને પણ અપૂર્વ લાભ અને બોધ કરવાવાળો થશે. કેમકે એ લોકો પોતાના પુસ્તકોને કોઈ અન્ય મતવાળાને જોવા, શીખવા કે લખવા પણ આપતા નથી. મહા પરિશ્રમથી મારા અને વિશેષે આર્યસમાજ મુંબઈના મન્ત્રી શેઠ સેવકલાલ કૃષ્ણદાસના પુરુષાર્થથી ગ્રન્થ પ્રાપ્ત થયા છે. તથા કાશીસ્થ "જૈન પ્રભાકર" યન્ત્રાલયમાં છપાયાથી અને મુંબઈમાં "પ્રકરણ રત્નાકર" ગ્રન્થના છપાયાથી પણ સર્વ લોકોને જૈનીઓનો મત જોવો સહજ થયો છે.

ભલા, એ ક્યા વિદ્વાનોની વાત છે કે પોતાનાં મતનાં પુસ્તકો પોતે જ જોવાં અને બીજાઓને ન દેખાડવા ! એથી જ સિદ્ધિ થાય છે કે એ ગ્રન્થોના બનાવનારાઓને પ્રથમ જ શંકા થઈ હતી કે આ ગ્રન્થોમાં અસમ્ભવ વાતો છે, તે જો બીજા મતવાળા જોશે તો ખંડન કરશે અને અમારા મતવાળા બીજાના ગ્રન્થોને જોશે, તો પોતાના મતમાં શ્રદ્ધા રહેશે નહીં.

અસ્તુ, જે હોય તે; પરન્તુ ઘણા મનુષ્ય એવા છે કે જેમને પોતાના દોષ તો નથી દેખાતા, કિન્તુ બીજાના દોષો દેખવામાં અતિ ઉદ્યત રહે છે. એ ન્યાયની વાત નથી. કેમકે પ્રથમ પોતાના દોષ જોઈ તે કાઢીને પછી બીજાઓના દોષોમાં દૃષ્ટિ દઈને તે કાઢે. હવે આ બૌદ્ધ, જૈનીઓના મતનો વિષય સર્વ સજ્જનોના સન્મુખ મૂકું છું. જેવો છે તેવો વિચારે.

किमधिकलेखेन बुद्धिमद्वर्येषु ॥

# अथ द्वादशसम्मुल्लासारम्भः ॥

**अथ नास्तिकमतान्तर्गतचारवाक-बौद्ध-जैनमतखण्डनमण्डनविषयान् व्याख्यास्यामः ॥**

કોઈ એક બૃહસ્પતિ નામે પુરુષ થયા હતા, જે વેદ, ઈશ્વર અને યજ્ઞાદિ ઉત્તમ કર્મોને પણ માનતા ન હતા. જુઓ ! તેમનો મત :-

**यावज्जीवं सुखं जीवेन्नास्ति मृत्योरगोचरः । भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥**

કોઈ મનુષ્યાદિ પ્રાણી મૃત્યુને અગોચર નથી અર્થાત્ સર્વને મરવાનું છે એટલા માટે જ્યાં સુધી શરીરમાં જીવ રહે ત્યાં સુધી સુખથી રહેવું. જો કોઈ કહે કે ધર્માચરણથી કષ્ટ થાય છે અને જે ધર્મને છોડે તે પુનર્જન્મમાં મહાદુઃખ પામે છે, તેને "ચારવાક" ઉત્તર દે છે કે - અરે ભોળાભાઈ ! મરણ પછી શરીર ભસ્મ થઈ જાય છે કે જેણે ખાધું પીધું છે, તે પુનઃ સંસારમાં આવશે નહીં. એટલા માટે જેમ બની શકે તેમ આનન્દમાં રહો. લોકમાં નીતિથી ચાલો, ઐશ્વર્યને વધારો અને તેથી ઇચ્છિત ભોગ કરો, આ જ લોક સમજો, કોઈ પરલોક નથી.

જુઓ ! પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ એ ચાર ભૂતોનાં પરિણામથી આ શરીર બન્યું છે. એમાં એના યોગથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે. જેમ માદક દ્રવ્ય ખાવા પીવાથી મદ-નશો ઉત્પન્ન થાય છે. એ જ પ્રકારે જીવ શરીરની સાથે ઉત્પન્ન થઈને શરીરના નાશ સાથે પોતે પણ નષ્ટ થઈ જાય છે. પછી પાપ-પુણ્યનું ફળ કોને મળવાનું ?

**तच्चैतन्यविशिष्टदेह एव आत्मा देहातिरिक्त आत्मनि प्रमाणाभावात् ॥**

આ શરીરમાં ચારેય ભૂતોના સંયોગથી જીવાત્મા ઉત્પન્ન થઈને તેમના વિયોગની સાથે જ નષ્ટ થઈ જાય છે. કેમકે મરણ પછી કોઈ પણ જીવ પ્રત્યક્ષ થતો નથી. અમે તો એક પ્રત્યક્ષને જ માનીએ છીએ, કેમકે પ્રત્યક્ષ વિના અનુમાન વગેરે થતાં નથી. એટલા માટે મુખ્ય પ્રત્યક્ષની સામે અનુમાનાદિ ગૌણ હોવાથી તેમનું ગ્રહણ કરતા નથી. સુન્દર સ્ત્રીના આલિઙ્ગનથી આનન્દ કરવો એ પુરુષાર્થનું ફળ છે.

(ઉત્તર) આ પૃથિવ્યાદિ ભૂત જડ છે. એનાથી ચેતનની ઉત્પત્તિ કદી થઈ શકતી નથી. જેમ વર્તમાનમાં માતા-પિતાના સંયોગથી દેહની ઉત્પત્તિ થાય છે. તેમ આદિ સૃષ્ટિમાં મનુષ્યાદિ શરીરોની આકૃતિ પરમેશ્વર કર્તા વિના કદી પણ થઈ શકતી નથી. મદની માફક ચેતનની ઉત્પત્તિ અને વિનાશ થતો નથી કેમકે મદ ચેતનને થાય છે, જડને નહીં. પદાર્થ નષ્ટ અર્થાત્ અદષ્ટ થાય છે, પરન્તુ કોઈનો અભાવ થતો નથી. એ જ પ્રકારે અદૃશ્ય હોવાથી જીવનો પણ અભાવ ન માનવો જોઈએ. જ્યારે જીવાત્મા સદેહ થાય છે ત્યારે જ તેની પ્રકટતા થાય છે. જ્યારે શરીરને છોડી દે છે ત્યારે તે શરીર જે મૃત્યુને પ્રાપ્ત થયું છે તે જેમ ચેતનયુક્ત પૂર્વ હતું, તેમ નથી થઈ શકતું. આ જ વાત બૃહદારણ્યકમાં કહી છે :-

**नाहं मोहं ब्रवीमि अनुच्छित्तिधर्मायमात्मेति ॥**

યાજ્ઞવલ્ક્ય કહે છે કે હે મૈત્રેયિ ! હું મોહથી વાત નથી કરતો, કિન્તુ આત્મા અવિનાશી છે. જેના યોગથી શરીર ચેષ્ટા કરે છે. જ્યારે જીવ શરીરથી જુદો થઈ જાય છે, ત્યારે શરીરમાં કાંઈ પણ જ્ઞાન રહેતું નથી. જો આત્મા દેહથી જુદો ન હોય, તો જેના સંયોગથી ચેતનતા અને વિયોગથી જડતા થાય છે, તે દેહથી

જુદો છે. જેમ આંખ સર્વને જુએ છે પરન્તુ પોતાને નહીં. એ જ પ્રકારે પ્રત્યક્ષ કરનાર પોતાને ઐન્દ્રિય પ્રત્યક્ષ કરી શકતો નથી. જેમ પોતાની આંખથી સર્વ ઘટ-પટાદિ પદાર્થ જુએ છે તેમ આંખને પોતાના જ્ઞાનથી દેખે છે. જે દ્રષ્ટા છે તે દ્રષ્ટા જ રહે છે, દશ્ય કદી થતો નથી. જેમ આધાર વિના આધેય, કારણ વિના કાર્ય, અવયવી વિના અવયવ અને કર્તા વિના કર્મ રહી શકતાં નથી, તેમ કર્તા વિના પ્રત્યક્ષ કેમ થઈ શકે ?

જો સુન્દર સ્ત્રીની સાથે સમાગમ કરવો તેને જ પુરુષાર્થનું ફળ માનો, તો પ્રથમ ક્ષણિક સુખ અને પછી તેનાથી દુઃખ પણ થાય છે, તે પણ પુરુષાર્થનું જ ફળ થશે. જ્યારે એમ છે ત્યારે સ્વર્ગની હાનિ થવાથી દુઃખ ભોગવવું પડશે. જો કહો કે દુઃખને છોડાવવામાં અને સુખને વધારવામાં યત્ન કરવો જોઈએ, તો મુક્તિ સુખની હાનિ થઈ જાય છે, એટલા માટે તે પુરુષાર્થનું ફળ નથી.

**ચારવાક** - જે દુઃખસંયુક્ત સુખનો ત્યાગ કરે છે તેઓ મૂર્ખ છે. જેમ અનાજની ઇચ્છાવાળો અનાજનું ગ્રહણ અને ફોતરાંનો ત્યાગ કરે છે, તેમ આ સંસારમાં બુદ્ધિમાન સુખનું ગ્રહણ અને દુઃખનો ત્યાગ કરે. કેમકે જે આ લોકનાં ઉપસ્થિત સુખને છોડીને અનુપસ્થિત સ્વર્ગનાં સુખની ઇચ્છા કરીને ધૂર્તકથિત વેદોક્ત અગ્નિહોત્રાદિ કર્મોપાસના અને જ્ઞાનકાણ્ડનું અનુષ્ઠાન પરલોક માટે કરે છે તે અજ્ઞાની છે. જ્યારે પરલોક છે જ નહીં, ત્યારે તેની આશા કરવી એ મૂર્ખતાનું કામ છે. કેમકે :-

**अग्निहोत्रं त्रयो वेदास्त्रिदण्डं भस्मगुण्ठनम् । बुद्धिपौरुषहीनानां जीविकेति बृहस्पतिः ॥**

ચારવાક મત પ્રચારક "બૃહસ્પતિ" કહે છે કે અગ્નિહોત્ર, ત્રણ વેદ, ત્રણ દણ્ડ અને ભસ્મ લગાવવી એ બુદ્ધિ અને પુરુષાર્થ રહિત પુરુષોએ જીવિકા બનાવી લીધી છે. કિન્તુ કાંટા લાગવા ઇત્યાદિથી ઉત્પન્ન થતાં દુઃખનું નામ નરક; લોકસિદ્ધ રાજા 'પરમેશ્વર' અને દેહનો નાશ થવો એ મોક્ષ છે. બીજું કાંઈ પણ નથી.

**(ઉત્તર)** વિષયરૂપી સુખમાત્રને પુરુષાર્થનું ફળ માનીને વિષય દુઃખ નિવારણ માત્રમાં કૃતકૃત્યતા અને સ્વર્ગ માનવું એ મૂર્ખતા છે. અગ્નિહોત્રાદિ યજ્ઞોથી વાયુ, વૃષ્ટિ, જલની શુદ્ધિ દ્વારા આરોગ્યતાનું હોવું અને તેથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ થાય છે. તેને ન જાણીને વેદ, ઈશ્વર અને વેદોક્ત ધર્મની નિન્દા કરવી, એ ધૂર્તોનું કામ છે.

જે ત્રિદણ્ડ અને ભસ્મધારણનું ખંડન છે તે ઠીક છે. જો કણ્ટકાદિથી ઉત્પન્ન થયેલાં દુઃખનું નામ જ નરક હોય તો તેનાથી અધિક મહારોગાદિ નરક કેમ નહીં ?

જો કે રાજાને ઐશ્વર્યવાન્ અને પ્રજાપાલનમાં સમર્થ હોવાથી શ્રેષ્ઠ માને તો ઠીક છે; પરન્તુ જે અન્યાયકારી અને પાપી રાજા હોય, તેને પણ પરમેશ્વરવત્ માનતા હો તો તમારા જેવો કોઈ મૂર્ખ નથી. શરીરનો વિચ્છેદ થવો માત્ર મોક્ષ છે તો ગધેડાં, કૂતરાં આદિ અને તમારામાં શો ભેદ રહ્યો ? કિન્તુ આકૃતિ જ માત્ર ભિન્ન રહી !

**ચારવાક :-**

**अग्निरुष्णो जलं शीतं समस्पर्शस्तथाऽनिलः । केनेदं चित्रितं तस्मात्स्वभावात्तद् व्यवस्थितिः ॥१॥**
**न स्वर्गो नाऽपवर्गो वा नैवात्मा पारलौकिकः । नैव वर्णाश्रमादीनां क्रियाश्च फलदायिकाः ॥२॥**
**पशुश्चेन्निहतः स्वर्गं ज्योतिष्टोमे गमिष्यति । स्वपिता यजमानेन तत्र कस्मान्न हिंस्यते ॥३॥**
**मृतानामपि जन्तूनां श्राद्धं चेत्तृप्तिकारणम् । गच्छतामिह जन्तूनां व्यर्थं पाथेयकल्पनम् ॥४॥**
**स्वर्गस्थिता यदा तृप्तिं गच्छेयुस्तत्र दानतः । प्रासादस्योपरिस्थानामत्र कस्मान्न दीयते ॥५॥**
**यावज्जीवेत्सुखं जीवेदृणं कृत्वा घृतं पिबेत् । भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥६॥**

**यदि गच्छेत्परं लोकं देहादेष विनिर्गतः । कस्माद् भूयो न चायाति बन्धुस्नेहसमाकुलः ॥७॥**
**ततश्च जीवनोपायो ब्राह्मणैर्विहितस्त्विह । मृतानां प्रेतकार्याणि न त्वन्यद्विद्यते क्वचित् ॥८॥**
**त्रयो वेदस्य कर्त्तारो भाण्डधूर्तनिशाचराः । जर्फरीतुर्फरीत्यादि पण्डितानां वचः स्मृतम् ॥९॥**
**अश्वस्यात्र हि शिश्नन्तु पत्नीग्राह्यं प्रकीर्त्तितम् । भण्डैस्तद्वत्परं चैव ग्राह्यजातं प्रकीर्त्तितम् ॥१०॥**
**मांसानां खादनं तद्वन्निशाचरसमीरितम् ॥११॥**

ચારવાક, આભાણક, બૌદ્ધ અને જૈન પણ જગતની ઉત્પત્તિ સ્વભાવથી માને છે. જે જે સ્વાભાવિક ગુણ છે તેથી દ્રવ્ય સંયુક્ત થઈને સઘળા પદાર્થ બને છે, કોઈ જગતનો કર્તા નથી ॥૧॥

પરન્તુ એમાંથી 'ચારવાક' આમ માને છે. કિન્તુ પરલોક અને જીવાત્માને બૌદ્ધ અને જૈન માને છે, ચારવાક નહીં; બાકી તો એ ત્રણના મત કોઈ કોઈ વાત છોડીને એક સરખા છે. કોઈ સ્વર્ગ નથી, કોઈ નરક નથી, કોઈ પરલોકમાં જનારો આત્મા નથી અને કોઈ વર્ણાશ્રમની ક્રિયા ફલદાયક નથી. ॥૨॥

જો યજ્ઞમાં પશુને મારી હોમ કરવાથી તે સ્વર્ગમાં જતું હોય, તો યજમાન પોતાના પિતા આદિને મારી, હોમ કરી, સ્વર્ગમાં કેમ નથી મોકલતા ? ॥૩॥

જો મરેલાં જીવોનાં શ્રાદ્ધ અને તર્પણ તૃપ્તિકારક થાય છે તો પરદેશમાં જનાર, માર્ગમાં નિર્વાહ માટે અન્ન, વસ્ત્ર અને ધનાદિ શા માટે લઈ જાય છે ? કેમકે જેમ મૃતકનાં નામથી અર્પણ કરેલા પદાર્થ સ્વર્ગમાં પહોંચે છે, ત્યારે તો પરદેશમાં જનાર માટે તેમના સમ્બન્ધી પણ ઘરમાં તેના નામથી અર્પણ કરીને દેશાન્તરમાં પહોંચાડી દે. જો એ નથી પહોંચતું તો સ્વર્ગમાં તે શી રીતે પહોંચી શકે છે ? ॥૪॥

જો મર્ત્યલોકમાં દાન કરવાથી સ્વર્ગવાસી તૃપ્ત થાય છે, તો નીચે આપવાથી ઘરની ઉપર સ્થિત પુરુષ તૃપ્ત કેમ નથી થતો ? ॥૫॥

એટલા માટે જ્યાં સુધી જીવે ત્યાં સુધી સુખથી જીવે. જો ઘરમાં પદાર્થ ન હોય તો કરજ કરીને પણ આનન્દ કરે. કરજ આપવું નહીં પડે કેમકે જે શરીરમાં જીવે ખાધું-પીધું છે તે બન્નેનું પુનરાગમન થતું નથી. તો પછી કોની પાસે અને કોણ માંગશે ? અને કોણ આપશે ? ॥૬॥

જે લોકો કહે છે કે મૃત્યુ સમયે જીવ નીકળીને પરલોકમાં જાય છે એ વાત મિથ્યા છે. કેમકે જો એમ હોત તો કુટુમ્બના મોહથી બદ્ધ થઈને પુનઃ ઘરમાં કેમ નથી આવતો ? ॥૭॥

એટલા માટે એ સર્વ બ્રાહ્મણોએ પોતાની જીવિકાનો ઉપાય કર્યો છે. જે દશગાત્રાદિ મૃતક ક્રિયા કરે છે, એ સર્વ તેમની જીવિકાની લીલા છે. ॥૮॥

વેદના બનાવનારા ભાણ્ડ, ધૂર્ત અને નિશાચર અર્થાત્ રાક્ષસ એ ત્રણ છે. **જર્ફરી તુર્ફરી** ઇત્યાદિ પણ્ડિતોનાં ધૂર્તતાયુક્ત વચન છે. ॥૯॥

જુઓ ! ધૂર્તોની રચના !! ઘોડાનાં લિંગને સ્ત્રી ગ્રહણ કરે તેની સાથે યજમાનની સ્ત્રી પાસે સમાગમ કરાવવો, કન્યા સાથે મશ્કરી કરવી આદિ લખવું એ ધૂર્તો વિના થઈ શકતું નથી. ॥૧૦॥

અને જે માંસનું ખાવું લખ્યું છે, તે વેદભાગ રાક્ષસનો બનાવેલો છે. ॥૧૧॥

**(ઉત્તર)** ચેતન પરમેશ્વરે નિર્માણ કર્યા વિના જડ પદાર્થો પોતે સ્વભાવથી નિયમપૂર્વક પરસ્પર મળીને ઉત્પન્ન થઈ શકતા નથી. આથી સૃષ્ટિનો કર્તા અવશ્ય હોવો જોઈએ. જો સ્વભાવથી જ બનતા હોય, તો બીજા સૂર્ય, ચન્દ્ર, પૃથ્વી અને નક્ષત્રાદિ લોક આપોઆપ કેમ ઉત્પન્ન થતા નથી ? ॥૧॥

'સ્વર્ગ' સુખભોગનું અને 'નરક' દુઃખભોગનું નામ છે. જો જીવાત્મા ન હોય તો સુખ-દુઃખનો

ભોક્તા કોણ થઈ શકે ? જેમ આ સમયે સુખ-દુઃખનો ભોક્તા જીવ છે તેમ પરજન્મમાં પણ હોય છે. શું સત્ય ભાષણ અને પરોપકારાદિ ક્રિયા પણ વર્ણાશ્રમીઓની નિષ્ફળ થશે ? કદી નહીં. ।૨।।

પશુ મારીને હોમ કરવો એવું વેદાદિ સત્યશાસ્ત્રોમાં કોઈ પણ સ્થળે લખ્યું નથી અને મૃતકોનાં શ્રાદ્ધ તર્પણ કરવાં એ કપોલકલ્પિત છે. કેમકે એ વેદાદિ સત્યશાસ્ત્રોની વિરુદ્ધ હોવાથી ભાગવતાદિ પુરાણમતવાળાઓનો એ મત છે, તેથી એ વાતનું ખંડન અખંડનીય છે. ।।૩-૫।।

જે વસ્તુ છે તેનો અભાવ કદી થતો નથી. વિદ્યમાન જીવનો અભાવ થઈ શકતો નથી. દેહ ભસ્મ થઈ જાય છે, જીવ નહીં. જીવ તો બીજા શરીરમાં જાય છે. એટલા માટે જે કોઈ ઋણાદિ કરી બીજાના પદાર્થોથી આ લોકમાં ભોગ કરીને તે ઋણ પાછું નથી આપતા, તે નિશ્ચય પાપી થઈને બીજા જન્મમાં દુઃખરૂપી નરક ભોગવે છે, એમાં કાંઈ પણ સન્દેહ નથી. । ૬ ।

દેહથી નીકળીને જીવ સ્થાનાન્તર અને શરીરાન્તરને પ્રાપ્ત થાય છે અને તેને પૂર્વજન્મ તથા કુટુમ્બાદિનું જ્ઞાન પણ કાંઈ નથી રહેતું, તેથી તે પુનઃ કુટુમ્બમાં આવી શકતો નથી. ।। ૭ ।।

હા, બ્રાહ્મણોએ પ્રેતકર્મ પોતાની જીવિકાર્થે બનાવી લીધું છે, પરન્તુ એ વેદોક્ત ન હોવાથી ખંડનીય છે. । ૮ ।।

હવે કહો, કે જો ચારવાક આદિએ વેદાદિ સત્યશાસ્ત્ર જોયાં, સાંભળ્યાં કે શીખ્યાં હોત તો વેદોની નિન્દા કદી ન કરત કે વેદ ભાણ્ડ, ધૂર્ત અને નિશાચરવત્ (પુરુષોએ બનાવ્યા છે, એવાં વચન કદી પણ બોલત નહીં. હા, ભાણ્ડ, ધૂર્ત અને નિશાચરવત્) મહીધરાદિ ટીકાકાર થયા છે; તેમની ધૂર્તતા છે, વેદોની નથી. પરન્તુ શોક છે ચારવાક, આભાણક, બૌદ્ધ અને જૈનીઓ પર કે એમણે મૂળ ચાર વેદોની સંહિતાઓને પણ ન સાંભળી, ન જોઈ અને ન કોઈ વિદ્વાન પાસેથી શીખી લીધી. કેમકે એમ ન કરવાથી નષ્ટ-ભ્રષ્ટ બુદ્ધિ થઈને વેદોની ઊટપટાંગ નિન્દા કરવા લાગ્યા. દુષ્ટ વામમાર્ગીઓની પ્રમાણ શૂન્ય કપોલ કલ્પિત ભ્રષ્ટ ટીકાઓ જોઈને વેદોના વિરોધી થઈ, અવિદ્યા રૂપ અગાધ સમુદ્રમાં જઈ પડ્યા. । ૯ ।।

ભલા, વિચારવું જોઈએ કે સ્ત્રી પાસે અશ્વના લિંગનું ગ્રહણ કરાવી, તેની સાથે સમાગમ કરાવવો અને યજમાનની કન્યા સાથે હાંસી મજાક આદિ કરવાં એ વામમાર્ગી લોકો વિના અન્ય મનુષ્યોનું કામ નથી. એ મહાપાપી વામમાર્ગી સિવાય વેદાર્થથી વિપરીત આવું ભ્રષ્ટ અશુદ્ધ વ્યાખ્યાન કોણ કરે ?

અત્યન્ત શોક તો એ ચારવાક આદિ પર છે, કે જે વિના વિચારે વેદોની નિન્દા કરવા તત્પર થયા. જરા તો પોતાની બુદ્ધિથી કામ લીધું હોત ? શું કરે; બિચારાઓમાં એટલી વિદ્યા જ ન હતી, જે સત્યાસત્યનો વિચાર કરી, સત્યનું મંડન અને અસત્યનું ખંડન કરે. ।। ૧૦ ।।

વળી, જે માંસ ખાવાનું લખ્યું છે, તે પણ એ વામમાર્ગી ટીકાકારોની જ લીલા છે. તેથી તેમને રાક્ષસ કહેવા ઉચિત છે, પરન્તુ વેદોમાં ક્યાંય માંસ ખાવું લખ્યું નથી. એટલા માટે મિથ્યા વાતોનું પાપ એ ટીકાકારોને અને જેમણે વેદોને જાણ્યા, સાંભળ્યા વિના મનમાની નિન્દા કરી છે તેમને નિઃસંદેહ લાગશે. સાચું તો એ છે કે જેમણે વેદોનો વિરોધ કર્યો અને કરે છે અને કરશે, તે અવશ્ય અવિદ્યારૂપી અન્ધકારમાં પડીને સુખને બદલે જેટલું દારુણ દુઃખ પામે તેટલું જ ન્યૂન છે. એટલા માટે મનુષ્યમાત્રને વેદાનુકૂળ ચાલવું સમુચિત છે. ।। ૧૧ ।।

જે વામમાર્ગીઓએ મિથ્યા કપોલકલ્પના કરીને વેદોના નામથી પોતાનું પ્રયોજન સિદ્ધ કરવાનો પ્રયત્ન અર્થાત્ યથેષ્ઠ મદ્યપાન, માંસ ખાવું અને પરસ્ત્રીગમન આદિ દુષ્ટ કામોની પ્રવૃત્તિ કરવા અર્થે વેદોને

કલંક લગાડ્યું છે. તેની એવી એવી વાતોને જોઈને, ચારવાક, બૌદ્ધ અને જૈન લોકો વેદોની નિન્દા કરવા લાગ્યા અને વેદવિરુદ્ધ જુદો એક અનીશ્વરવાદી અર્થાત્ નાસ્તિક મત ચલાવી દીધો. જો ચારવાકાદિ વેદોનો મૂલાર્થ વિચારત, તો આ જૂઠી ટીકાઓને જોઈને સત્ય વેદોક્ત મતથી શા માટે હાથ ધોઈ બેસત ? શું કરે બિચારા ! **विनाशकाले विपरीतबुद्धिः** । જ્યારે નષ્ટ-ભ્રષ્ટ થવાનો વખત આવે છે ત્યારે મનુષ્યની બુદ્ધિ ઊલટી થઈ જાય છે.

હવે જે ચારવાક વગેરેમાં ભેદ છે તે લખવામાં આવે છે. એ ચારવાક વગેરે ઘણી બધી વાતોમાં એક છે. પરન્તુ ચારવાક દેહની ઉત્પત્તિ સાથે જીવોત્પત્તિ અને એના નાશની સાથે જ જીવનો પણ નાશ માને છે. પુનર્જન્મ અને પરલોકને નથી માનતા. એક પ્રત્યક્ષ પ્રમાણ વિના અનુમાનાદિ પ્રમાણોને પણ નથી માનતા. ચારવાક શબ્દનો અર્થ "જે બોલવામાં પ્રગલ્ભ અને વિશેષાર્થ વૈતણ્ડિક હોય છે." અને બૌદ્ધ જૈન પ્રત્યક્ષાદિ ચારેય પ્રમાણોને, અનાદિ જીવ, પુનર્જન્મ, પરલોક અને મુક્તિને પણ માને છે. એટલો જ ચારવાકથી બૌદ્ધ અને જૈનીઓનો ભેદ છે. પરન્તુ નાસ્તિકતા, વેદ અને ઈશ્વરની નિન્દા, પરમતદ્વેષ, છ યતના (છ કર્મ) અને જગતનો કર્તા કોઈ નથી ઈત્યાદિ વાતોમાં એ સઘળા એક જ છે. આ ચારવાકનો મત સંક્ષેપે દર્શાવી દીધો. હવે બૌદ્ધ મતના વિષયમાં સંક્ષેપથી લખવામાં આવે છે -

**कार्य्यकारणभावाद्वा स्वभावाद्वा नियामकात् । अविनाभावनियमो दर्शनान्तरदर्शनात्** ॥ १ ॥

કાર્યકારણભાવ અર્થાત્ કાર્યનાં દર્શનથી કારણ અને કારણનાં દર્શનથી કાર્યાદિનો સાક્ષાત્કાર પ્રત્યક્ષથી શેષમાં અનુમાન થાય છે. એના વિના પ્રાણીઓના સમ્પૂર્ણ વ્યવહાર પૂર્ણ થઈ શકતા નથી, ઈત્યાદિ લક્ષણોથી અનુમાનને અધિક માનીને ચારવાકથી ભિન્ન શાખા બૌદ્ધોની થઈ છે.

બૌદ્ધ ચાર પ્રકારના છે :- એક "માધ્યમિક," બીજા "યોગાચાર," ત્રીજા "સૌત્રાંતિક" અને ચોથા "વૈભાષિક." **बुद्धया निर्वर्त्तते स बौद्धः** । જે બુદ્ધિથી સિદ્ધ થાય અર્થાત્ જે-જે વાત પોતાની બુદ્ધિમાં આવે તેને-તેને માને અને જે-જે બુદ્ધિમાં ન આવે, તેને-તેને ન માને.

એમાંથી પ્રથમ "માધ્યમિક" સર્વશૂન્ય માને છે. અર્થાત્ જેટલા પદાર્થ છે તે સર્વ શૂન્ય અર્થાત્ આદિમાં ન હતા, અન્તમાં નથી રહેતા, મધ્યમાં જે પ્રતીત થાય છે તે પણ પ્રતીતિ સમયમાં છે, પછી શૂન્ય થઈ જાય છે. જેમ ઉત્પત્તિની પૂર્વે ઘટ ન હતો, પ્રધ્વંસ પછી નથી રહેતો અને ઘટજ્ઞાન સમયે ભાસે છે તથા પદાર્થાન્તરમાં જ્ઞાન જવાથી ઘટજ્ઞાન નથી રહેતું. એટલા માટે શૂન્ય જ એક તત્ત્વ છે.

બીજો "યોગાચાર" જે બાહ્ય શૂન્ય માને છે, અર્થાત્ પદાર્થ અંદર જ્ઞાનમાં ભાસે છે, બહાર નહીં. જેમ ઘટજ્ઞાન આત્મામાં છે ત્યારે જ મનુષ્ય કહે છે કે આ ઘટ છે. જો અંદર જ્ઞાન ન હોય તો કહી શકતો નથી; એમ માને છે.

ત્રીજો "સૌત્રાંતિક" જે બહાર અર્થનું અનુમાન માને છે. કેમકે બહાર કોઈ પદાર્થ સાંગોપાંગ પ્રત્યક્ષ થતો નથી કિન્તુ એક દેશ પ્રત્યક્ષ થવાથી શેષમાં અનુમાન કરવામાં આવે છે, એવો એનો મત છે.

ચોથો "વૈભાષિક" છે, તેનો મત બહાર પદાર્થ પ્રત્યક્ષ થાય છે, અંદર નહીં. જેમકે **अयं नीलो घटः** । એ પ્રતીતિમાં નીલયુક્ત ઘટાકૃતિ બહાર પ્રતીત થાય છે, એ એમ માને છે.

જો કે એમના આચાર્ય બુદ્ધ એક છે છતાં શિષ્યોના બુદ્ધિભેદથી ચાર પ્રકારની શાખા થઈ ગઈ છે. જેમ સૂર્યાસ્ત થવાથી જાર પુરુષ પરસ્ત્રીગમન, ચોરો ચોરી કર્મ અને વિદ્વાન્ સત્યભાષણાદિ શ્રેષ્ઠ કર્મ કરે છે. સમય એક પરન્તુ પોતપોતાની બુદ્ધિને અનુસાર ભિન્ન ભિન્ન ચેષ્ટા કરે છે.

હવે આ પૂર્વોક્ત ચારેયમાં "માધ્યમિક" સર્વને ક્ષણિક માને છે. અર્થાત્ ક્ષણ-ક્ષણમાં બુદ્ધિનું પરિણામ થવાથી જે પૂર્વ ક્ષણમાં જ્ઞાત વસ્તુ હતી, તેવી જ બીજી ક્ષણે રહેતી નથી. એટલા માટે સર્વને ક્ષણિક માનવું જોઈએ; એમ માને છે.

બીજો "યોગાચાર" જે પ્રવૃત્તિ છે તે સર્વ દુઃખરૂપ છે કેમકે કોઈ પણ પ્રાણી પ્રાપ્તિથી સન્તુષ્ટ રહેતું નથી. એકની પ્રાપ્તિથી બીજાની ઈચ્છા બની જ રહે છે, એ પ્રકારે માને છે.

ત્રીજો "સૌત્રાંતિક" સર્વ પદાર્થો પોતપોતાના લક્ષણોથી લક્ષિત થાય છે. જેમ ગાયના ચિહ્નોથી ગાય અને ઘોડાના ચિહ્નોથી ઘોડો જ્ઞાત થાય છે. તેમ લક્ષણ લક્ષ્યમાં સદા રહે છે, એમ તે કહે છે.

ચોથો "વૈભાષિક" એક શૂન્યને જ પદાર્થ માને છે. પ્રથમ માધ્યમિક સર્વને શૂન્ય માનતો હતો, તેનો જ પક્ષ વૈભાષિકનો પણ છે. ઇત્યાદિ બૌદ્ધોમાં ઘણા જ વિવાદ પક્ષ છે. આ રીતે ચાર પ્રકારની ભાવના માને છે.

(ઉત્તર) જો સર્વ શૂન્ય હોય, તો શૂન્યને જાણનાર શૂન્ય હોઈ શકે નહીં. અને જો સર્વ શૂન્ય હોય તો શૂન્યને શૂન્ય જાણી શકે નહીં. એટલા માટે શૂન્યનો જ્ઞાતા અને જ્ઞેય બે પદાર્થ સિદ્ધ થાય છે. અને જો 'યોગાચાર' બાહ્યશૂન્યત્વ માને છે, તો પર્વત એની અંદર હોવો જોઈએ. જો કહે કે પર્વત અંદર છે તો તેના હૃદયમાં પર્વત જેટલો અવકાશ ક્યાં છે ? એટલા માટે, પર્વત બહાર છે અને પર્વતજ્ઞાન આત્મામાં રહે છે.

**સૌત્રાન્તિક** કોઈ પદાર્થને પ્રત્યક્ષ નથી માનતા, તો તે પોતે સ્વયં અને તેમનું વચન પણ અનુમેય થવું જોઈએ, પ્રત્યક્ષ નહીં. જો પ્રત્યક્ષ ન હોય તો **अयं घटः** । એ પ્રયોગ પણ ન હોવો જોઈએ, કિન્તુ **अयं घटैकदेशः** । આ ઘટનો એક દેશ છે (એવો પ્રયોગ થવો ઘટે.) અને એક દેશનું નામ ઘટ નહીં. કિન્તુ સમુદાયનું નામ ઘટ છે. "આ ઘટ છે," એ પ્રત્યક્ષ છે, અનુમેય નહીં, કેમકે સર્વ અવયવોમાં અવયવી એક છે. તેનું પ્રત્યક્ષ થવાથી સઘળા ઘટના અવયવો પણ પ્રત્યક્ષ થાય છે. અર્થાત્ સાવયવ ઘટ પ્રત્યક્ષ થાય છે.

ચોથો વૈભાષિક બાહ્ય પદાર્થોને પ્રત્યક્ષ માને છે, તે પણ ઠીક નથી. કેમકે જ્યાં જ્ઞાતા અને જ્ઞાન હોય છે, ત્યાં જ પ્રત્યક્ષ થાય છે, (અર્થાત્ આત્મામાં સર્વનું પ્રત્યક્ષ થાય છે.) જો કે પ્રત્યક્ષ જો વિષય બહાર હોય, તો પણ તદાકાર જ્ઞાન આત્માને થાય છે. તેમ જો ક્ષણિક પદાર્થ અને તેનું જ્ઞાન ક્ષણિક હોય, તો "પ્રત્યભિજ્ઞા" અર્થાત્ "મેં અમુક વાત કહી હતી" એવું સ્મરણ ન થવું જોઈએ, પરન્તુ પૂર્વ દૃષ્ટ-શ્રુતનું સ્મરણ થાય છે, તેટલા માટે ક્ષણિકવાદ પણ ઠીક નથી. જો સર્વ દુઃખ જ હોય અને સુખ કાંઈ પણ ન હોય તો સુખની અપેક્ષા વિના દુઃખ સિદ્ધ નથી થઈ શકતું. જેમ કે રાત્રિની અપેક્ષા દિવસ અને દિવસની અપેક્ષાએ રાત્રિ થાય છે એટલે સર્વ દુઃખ માનવું ઠીક નથી. જો સ્વલક્ષણ જ માનીએ તો નેત્ર રૂપનું લક્ષણ છે અને રૂપ લક્ષ્ય છે. જેમ ઘટનું રૂપ; ઘટના રૂપનું લક્ષણ એ ચક્ષુ લક્ષ્યથી ભિન્ન છે અને ગન્ધ પૃથ્વીથી અભિન્ન છે, એ પ્રમાણે ભિન્નાભિન્ન લક્ષ્યલક્ષણ માનવું જોઈએ. શૂન્યનો જે ઉત્તર પૂર્વે આપ્યો છે, તે જ અર્થાત્ શૂન્યનો જાણનાર શૂન્યથી ભિન્ન હોય છે.

**सर्वस्य संसारस्य दुःखात्मकत्वं सर्वतीर्थङ्करसंमतम्** ॥

જેને બૌદ્ધ તીર્થંકર માને છે તેમને જ જૈન પણ માને છે,એટલા માટે એ બન્ને એક છે. અને પૂર્વોક્ત ભાવનાચતુષ્ટય-અર્થાત્ ચાર ભાવનાઓથી સકલ વાસનાઓની નિવૃત્તિથી શૂન્યરૂપ નિર્વાણ અર્થાત્ મુક્તિ માને છે. પોતાના શિષ્યોને યોગ અને આચારનો ઉપદેશ કરે છે. ગુરુનાં વચનનું પ્રમાણ કરવું. અનાદિ બુદ્ધિમાં વાસના હોવાથી બુદ્ધિ જ અનેકાકાર ભાસે છે અને ચિત્તચૈત્તાત્મક સ્કન્ધ પાંચ પ્રકારના માને છે :-

**रूपविज्ञानवेदनासंज्ञासंस्कारसंज्ञकः ॥**

તેમાંથી (પ્રથમ) જે ઈન્દ્રિયોથી રૂપાદિ વિષય ગ્રહણ કરવામાં આવે છે, તે "રૂપસ્કન્ધ." (દ્વિતીય) આલયવિજ્ઞાન પ્રવૃત્તિના જાણવારૂપ વ્યવહારને "વિજ્ઞાનસ્કન્ધ." (તૃતીય) રૂપસ્કન્ધ અને વિજ્ઞાનસ્કન્ધથી ઉત્પન્ન થયેલાં સુખ-દુઃખાદિના પ્રતીતિરૂપ વ્યવહારને "વેદનાસ્કન્ધ." (ચતુર્થ) ગૌ આદિ સંજ્ઞાનો સમ્બન્ધ નામી સાથે માનવા રૂપને "સંજ્ઞાસ્કન્ધ." (પંચમ) વેદનાસ્કન્ધથી રાગદ્વેષાદિ ક્લેશ અને ક્ષુધા, તૃષાદિ ઉપક્લેશ, મદ, પ્રમાદ, અભિમાન, ધર્મ અને અધર્મરૂપ વ્યવહારને "સંસ્કારસ્કંધ" માને છે. સર્વ સંસારમાં દુઃખરૂપ અર્થાત્ દુઃખનું ઘર, દુઃખના સાધનરૂપ ભાવના કરીને સંસારથી છૂટવું; ચારવાકો કરતાં અધિક મુક્તિ અને અનુમાન તથા જીવને ન માનવું, બૌદ્ધ માને છે.

**देशना लोकनाथानां सत्त्वाशयवशानुगाः भिद्यन्ते बहुधा लोके उपायैर्बहुभिः किल ॥१॥**

**गम्भीरोत्तानभेदेन क्वचिच्चोभयलक्षणा । भिन्ना हि देशनाऽभिन्ना शून्यताऽद्वयलक्षणा ॥२॥**

**द्वादशायतनपूजा श्रेयस्करीति बौद्धा मन्यन्ते :-**

**अर्थानुपार्ज्य बहुशो द्वादशायतनानि वै । परितः पूजनीयानि किमन्यैरिह पूजितैः ॥३॥**

**ज्ञानेन्द्रियाणि पञ्चैव तथा कर्मेन्द्रियाणि च । मनो बुद्धिरिति प्रोक्तं द्वादशायतनं बुधैः ॥४॥**

અર્થાત્ જે જ્ઞાની, વિરક્ત, જીવનમુક્ત લોકોના નાથ બુદ્ધ આદિ તીર્થંકરોના પદાર્થોના સ્વરૂપને જાણનારા, કે જે ભિન્ન ભિન્ન પદાર્થોના ઉપદેશક છે, જેમને ઘણા ભેદો અને ઘણા ઉપાયોથી કહ્યા છે, તેમને માનવા. ।।૧।। મોટા ગમ્ભીર અને પ્રસિદ્ધ ભેદથી ક્યાંક-ક્યાંક ગુપ્ત અને પ્રકટતાથી ભિન્ન-ભિન્ન ગુરુઓના ઉપદેશ કે જે શૂન્ય લક્ષણયુક્ત પૂર્વે કહી આવ્યા છીએ તે માનવા. ।૨।

જે દ્વાદશાયતન પૂજા છે તે જ મોક્ષ આપનારી છે. તે પૂજાને માટે ઘણાં બધા દ્રવ્યાદિ પદાર્થોને પ્રાપ્ત કરીને દ્વાદશાયતન અર્થાત્ બાર પ્રકારનાં સ્થાન વિશેષ બનાવીને સર્વ પ્રકારે પૂજા કરવી જોઈએ, અન્યની પૂજા કરવાનું શું પ્રયોજન ? ।।૩।। એમની "દ્વાદશાયતન" પૂજા આ છે :- પાંચ જ્ઞાનેન્દ્રિય અર્થાત્ શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જિહ્વા, નાસિકા; પાંચ કર્મેન્દ્રિય અર્થાત્ વાક્, હસ્ત, પાદ, ગુદ, ઉપસ્થ; એ ૧૦ ઈન્દ્રિયો અને મન, બુદ્ધિ એમનો જ સત્કાર અર્થાત્ તેમને આનન્દમાં પ્રવૃત્ત રાખવાં ઇત્યાદિ બૌદ્ધનો મત છે. ।।૪।।

(ઉત્તર) જો બધો સંસાર દુઃખરૂપ હોય, તો કોઈ જીવની પ્રવૃત્તિ ન થવી જોઈએ. સંસારમાં જીવોની પ્રવૃત્તિ પ્રત્યક્ષ દેખાય છે, તેથી બધો સંસાર દુઃખરૂપ નથી થઈ શકતો. કિન્તુ એમાં સુખ-દુઃખ બન્ને છે, અને જો બૌદ્ધ લોકો એવો જ સિદ્ધાન્ત માને છે તો ખાનપાનાદિ કરવું અને પથ્ય તથા ઔષધ વગેરે સેવન કરીને શરીર રક્ષણ કરવામાં પ્રવૃત્ત થઈને સુખ કેમ માને છે ? જો કહે કે અમે પ્રવૃત્ત તો થઈએ છીએ, પરન્તુ એને દુઃખ જ માનીએ છીએ, તો એ કથન જ સમ્ભવ નથી. કેમકે જીવ સુખ જાણીને પ્રવૃત્ત અને દુઃખ જાણીને નિવૃત્ત થાય છે. સંસારમાં ધર્મક્રિયા, વિદ્યા, સત્સંગાદિ શ્રેષ્ઠ વ્યવહાર સુખકારક છે, એને બૌદ્ધો વિના અન્ય કોઈ પણ વિદ્વાન્ દુઃખનું લિંગ માની શકે નહીં. જે પાંચ સ્કન્ધ છે તે પણ પૂર્ણ-અપૂર્ણ છે, કેમકે જો એવા સ્કન્ધ વિચારવા લાગીએ તો એક-એકના અનેક ભેદ થઈ શકે છે. જે તીર્થંકરોને ઉપદેશક અને લોકનાથ માને છે અને અનાદિ જે નાથનો પણ નાથ પરમાત્મા છે તેને નથી માનતા, તો એ તીર્થંકરોએ ઉપદેશ કોનાથી મેળવ્યો ? જો કહો કે સ્વયં પ્રાપ્ત થયો, તો એ કથન સમ્ભવ નથી. કેમકે કારણ વિના કાર્ય થઈ શકતું નથી. અથવા તેમના કથનાનુસાર એમ જ હોત, તો અત્યારે પણ એમનામાં પઠન-પાઠન, શ્રવણ-શ્રાવણ અને જ્ઞાનીઓનો સત્સંગ કર્યા વિના જ્ઞાની કેમ નથી થઈ જતા ? જ્યારે નથી થતા, ત્યારે એવું કથન

સર્વથા નિર્મૂળ, યુક્તિશૂન્ય અને સન્નિપાત રોગગ્રસ્ત મનુષ્યના બરાડવા જેવું છે.

જો શૂન્યરૂપ જ અદ્વૈત ઉપદેશ બૌદ્ધનો છે, તો વિદ્યમાન વસ્તુ શૂન્યરૂપ કદી થઈ શકતી નથી. હા, સૂક્ષ્મ કારણરૂપ તો થઈ જાય છે એટલા માટે એ પણ કથન ભ્રમરૂપી છે. જો દ્રવ્યોના ઉપાર્જનથી જ પૂર્વોક્ત દ્વાદશાયતનપૂજા મોક્ષનું સાધન માને છે, તો દશ પ્રાણ અને અગિયારમા જીવાત્માની પૂજા કેમ નથી કરતા? જ્યારે ઈન્દ્રિયો અને અન્તઃકરણની પૂજા પણ મોક્ષપ્રદ છે, તો આ બૌદ્ધો અને વિષયીજનોમાં શો ભેદ રહ્યો? જો આનાથી એ બૌદ્ધ ન બચી શકે, તો ત્યાં મુક્તિ પણ ક્યાં રહી? જ્યાં આવી વાતો છે, ત્યાં મુક્તિનું શું કામ?

વાહ! શી એમણે પોતાની અવિદ્યાની ઉન્નતિ કરી છે. જેનું સાદૃશ્ય એમના વિના બીજા કોઈ સાથે ઘટી શકતું નથી! નિશ્ચય તો એ જ થાય છે કે વેદ-ઈશ્વર સાથે વિરોધ કરવાનું એમને એ જ ફળ મળ્યું. પૂર્વે તો સર્વ સંસારની દુઃખરૂપી ભાવના કરી, પછી વચમાં દ્વાદશાયતન પૂજા લગાડી દીધી. શું એમની દ્વાદશાયતન પૂજા સંસારના પદાર્થોની બહારની છે કે જે મુક્તિને દેનારી થઈ શકે? તો ભલા, કદી આંખ મીચીને કોઈ રત્ન શોધવા ચાહે તો તે કદી પ્રાપ્ત થઈ શકે છે? એવી જ એમની લીલા વેદ તથા ઈશ્વરને ન માનવાથી થઈ છે. હજી પણ સુખ ઇચ્છે તો વેદ તથા ઈશ્વરનો આશ્રય લઈને પોતાનો જન્મ સફળ કરે.

"વિવેકવિલાસ" ગ્રન્થમાં બૌદ્ધોનો મત આ પ્રકારે લખ્યો છે :-

**बौद्धानां सुगतो देवो विश्वं च क्षणभङ्गुरम् । आर्य्यसत्त्वाख्यया तत्त्वचतुष्टयमिदं क्रमात् ॥१॥**
**दुःखमायतनं चैव ततः समुदयो मतः । मार्गश्चेत्यस्य च व्याख्या क्रमेण श्रूयतामतः ॥२॥**
**दुःखं संसारिणः स्कन्धास्ते च पञ्च प्रकीर्तिताः । विज्ञानं वेदना संज्ञा संस्कारो रूपमेव च ॥३॥**
**पञ्चेन्द्रियाणि शब्दाद्या विषयाः पञ्च मानसम् । धर्मायतनमेतानि द्वादशायतनानि तु ॥४॥**
**रागादीनां गणो यः स्यात्समुदेति नृणां हृदि । आत्मात्मीयस्वभावाख्यः स स्यात्समुदयः पुनः ॥५॥**
**क्षणिकाः सर्वसंस्कारा इति या वासना स्थिरा । स मार्ग इति विज्ञेयः स च मोक्षोऽभिधीयते ॥६॥**
**प्रत्यक्षमनुमानञ्च प्रमाणं द्वितयं तथा । चतुःप्रस्थानिका बौद्धाः ख्याता वैभाषिकादयः ॥७॥**
**अर्थो ज्ञानान्वितो वैभाषिकेण बहु मन्यते । सौत्रान्तिकेन प्रत्यक्षग्राह्योऽर्थो न बहिर्मतः ॥८॥**
**आकारसहिता बुद्धिर्योगाचारस्य संमता । केवलां संविदं स्वस्थां मन्यन्ते मध्यमाः पुनः ॥९॥**
**रागादिज्ञानसन्तानवासनाच्छेदसम्भवा । चतुर्णामपि बौद्धानां मुक्तिरेषा प्रकीर्तिता ॥१०॥**
**कृतिः कमण्डलुर्मौण्ड्यं चीरं पूर्वाह्णभोजनम् । संघो रक्ताम्बरत्वं च शिश्रिये बौद्धभिक्षुभिः ॥११॥**

બૌદ્ધોના સુગતદેવ બુદ્ધ ભગવાન પૂજનીય દેવ અને જગત્ ક્ષણભઙ્ગુર, આર્ય પુરુષ અને આર્યા સ્ત્રી, તથા તત્ત્વોની આખ્યા=સંજ્ઞાદિપ્રસિદ્ધિ એ ચાર તત્ત્વ બૌદ્ધોમાં મન્તવ્ય પદાર્થ છે. ॥૧॥

આ વિશ્વને દુઃખ(અને શરીરને દુઃખ)નું ઘર જાણવું, તદનન્તર સમુદય અર્થાત્ (રાગાદિની) ઉન્નતિ થાય છે અને માર્ગ, એની વ્યાખ્યા ક્રમથી સાંભળો. ॥૨॥

સંસારમાં દુઃખ જ છે. જે પંચ સ્કન્ધ પૂર્વે કહી આવ્યા છીએ, તેને જાણવા. ।૩।

પાંચ જ્ઞાનેન્દ્રિય, એના શબ્દાદિ પાંચ વિષયો મન અને બુદ્ધિ = અન્તઃકરણ ધર્મના સ્થાનએ દ્વાદશ (આયતન)છે. ।૪।

જે મનુષ્યના હૃદયમાં રાગદ્વેષાદિ સમૂહની ઉત્પત્તિ થાય છે તે સમુદય કહેવાય છે. જે આત્મા, આત્માના સમ્બન્ધી અને સ્વભાવ છે તે "આખ્યા" કહેવાય છે. એમનાથી પછી સમુદય થાય છે. ।'૫'

સઘળા સંસ્કાર ક્ષણિક છે, જે આ વાસના સ્થિર થવી તે બૌદ્ધોનો માર્ગ છે અને તે જ શૂન્ય તત્ત્વ

શુન્યરૂપ થઈ જવું એ મોક્ષ છે. ॥૬॥

બૌદ્ધ લોકો પ્રત્યક્ષ અને અનુમાન બે જ પ્રમાણ માને છે. ચાર પ્રકારના એનામાં ભેદ છે - વૈભાષિક, સૌત્રાન્તિક, યોગાચાર અને માધ્યમિક. ॥૭॥

એમાં વૈભાષિક-જ્ઞાનમાં જે અર્થ છે તેને વિદ્યમાન માને છે, કેમકે જે જ્ઞાનમાં નથી,તેનું હોવું સિદ્ધ પુરુષ માની શકતા નથી. અને સૌત્રાન્તિક-અન્દરનાને પ્રત્યક્ષ પદાર્થ માને છે, બહારનાને નહીં. ॥૮॥

યોગાચાર-આકાર સહિત વિજ્ઞાનયુક્ત બુદ્ધિને માને છે. અને માધ્યમિક-કેવળ પોતપોતાનામાં પદાર્થોનું જ્ઞાન માત્ર માને છે, પદાર્થોને માનતા નથી. ॥૯॥

અને રાગાદિ જ્ઞાનના પ્રવાહની વાસનાના નાશથી ઉત્પન્ન થતી મુક્તિ ચારેય બૌદ્ધ માને છે. ॥૧૦॥

મૃગાદિનું ચામડું, કમંડળ, માથું મુંડાવવું, વલ્કલ વસ્ત્ર, પૂર્વાહ્ન અર્થાત્ નવ વાગ્યા પહેલા ભોજન, એકલાં ન રહેવું, રક્ત વસ્ત્રનું ધારણ; એ બૌદ્ધના સાધુઓનો વેશ છે. ॥૧૧॥

(ઉત્તર) જો બૌદ્ધોના સુગત બુદ્ધ જ દેવ છે તો તેનો ગુરુ કોણ હતો ? અને જો વિશ્વ ક્ષણભંગુર હોય, તો ચિરદષ્ટ પદાર્થનું "આ તે જ છે" એવું સ્મરણ ન થવું જોઈએ. જો ક્ષણભંગુર હોય તો તે પદાર્થ જ ન રહે, તો પછી સ્મરણ કોનું થાય ? જો ક્ષણિકવાદ જ બૌદ્ધોનો માર્ગ છે તો એનો મોક્ષ પણ ક્ષણભંગુર હશે. જો જ્ઞાનથી યુક્ત અર્થ દ્રવ્ય હોય તો જડ દ્રવ્યમાં પણ જ્ઞાન હોવું જોઈએ. અને તે ચાલનાદિ ક્રિયા કોના પર કરે છે ? ભલા, જે બહાર દેખાય છે તે મિથ્યા કેમ હોઈ શકે છે ? જો આકાર સહિત બુદ્ધિ હોય તો દશ્ય હોવી જોઈએ. જો કેવળ જ્ઞાન જ હૃદયમાં આત્મસ્થ હોય, બાહ્ય પદાર્થોને કેવળ જ્ઞાન જ માનવામાં આવે તો જ્ઞેય પદાર્થ વિના જ્ઞાન જ થઈ શકતું નથી. જો વાસનાચ્છેદ જ મુક્તિ છે, તો સુષુપ્તિમાં પણ મુક્તિ માનવી જોઈએ. એવું માનવું વિદ્યાથી વિરુદ્ધ હોવાને લીધે તિરસ્કરણીય છે. ઈત્યાદિ વાતો સંક્ષેપમાં બૌદ્ધ મતસ્થોની પ્રદર્શિત કરી દીધી છે. હવે બુદ્ધિમાન્ વિચારશીલ પુરુષ અવલોકન કરીને જાણી જશે કે એમની કેવી વિદ્યા અને કેવો મત છે. એને જૈન લોકો પણ માને છે.

અહીંથી આગળ જૈન મતનું વર્ણન છે. પ્રકરણરત્નાકર, ૧ ભાગ, નયચક્રસારમાં નિમ્નલિખિત વાતો લખી છે :

બૌદ્ધ લોકો સમય-સમયમાં નવીનપણાથી (૧) આકાશ, (૨) કાલ, (૩) જીવ, (૪) પુદ્ગલ- એ ચાર દ્રવ્ય માને છે અને જૈની લોકો ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, જીવાસ્તિકાય અને કાલ એ છ દ્રવ્યોને માને છે. એમાં કાલને અસ્તિકાય નથી માનતા, કિન્તુ એવું કહે છે કે કાલ ઉપચારથી દ્રવ્ય છે, વસ્તુતઃ નથી. તેમાંથી "ધર્માસ્તિકાય" જે ગતિપરિણામીપણાથી પરિણામને પ્રાપ્ત થયેલો જીવ અને પુદ્ગલ, એની ગતિની સમીપથી સ્તમ્ભન કરવાનો હેતુ છે, તે ધર્માસ્તિકાય અને તે અસંખ્ય પ્રદેશ પરિમાણ અને લોકમાં વ્યાપક છે. બીજો "અધર્માસ્તિકાય" એ છે કે જે સ્થિરતાથી પરિણામી થયેલા જીવ તથા પુદ્ગલની સ્થિતિના આશ્રયનો હેતુ છે. ત્રીજું "આકાશાસ્તિકાય" તેને કહે છે કે જે સર્વ દ્રવ્યોનો આધાર, જેમાં અવગાહન, પ્રવેશ, નિર્ગમ વગેરે ક્રિયા કરનાર જીવ તથા પુદ્ગલોના અવગાહનનો હેતુ અને સર્વવ્યાપી છે. ચોથું "પુદ્ગલાસ્તિકાય" એ છે કે જે કારણરૂપ સૂક્ષ્મ, નિત્ય, એકરસ, વર્ણ, ગન્ધ, સ્પર્શ, કાર્યનું લિંગ પૂરવા અને ગળવાના સ્વભાવવાળા હોય છે. પાંચમું "જીવાસ્તિકાય" જે ચેતનાલક્ષણ, જ્ઞાન દર્શનમાં ઉપયુક્ત અનન્ત પર્યાયોથી પરિણામી થનાર કર્તા ભોક્તા છે. અને છઠ્ઠું "કાલ" એ છે કે જે પૂર્વોક્ત પંચાસ્તિકાયોના પરત્વ-અપરત્વ નવીન-પ્રાચીનતાના ચિહ્નરૂપ, પ્રસિદ્ધ વર્તમાનરૂપ પર્યાયોથી

યુક્ત છે, તે "કાલ" કહેવાય છે.

**સમીક્ષક** - જે બૌદ્ધોએ ચાર દ્રવ્ય પ્રતિ સમયમાં નવીન નવીન માન્યાં છે, તે જૂઠાં છે. કેમકે આકાશ, કાળ, જીવ અને પરમાણુ એ નવા અગર જૂના કદી થઈ શકતાં નથી. કેમકે એ અનાદિ અને કારણરૂપથી અવિનાશી છે. પછી નવા અને જૂના પણ કેવી રીતે ઘટી શકે છે ? વળી, જૈનીઓનું માનવું પણ ઠીક નથી; કેમકે ધર્માધર્મ દ્રવ્ય નથી કિન્તુ ગુણ છે. એ બન્ને જીવાસ્તિકાયમાં આવી જાય છે. એટલા માટે આકાશ, પરમાણુ, જીવ અને કાળ માનત તો ઠીક હતું. અને જે નવ દ્રવ્ય વૈશેષિકમાં માન્યાં છે. તે જ ઠીક છે. કેમકે પૃથિવ્યાદિ પાંચ તત્ત્વ, કાલ, દિશા, આત્મા અને મન એ નવ પૃથક્-પૃથક્ પદાર્થ નિશ્ચિત છે. એક જીવને ચેતન માનીને ઈશ્વરને ન માનવો, એ જૈન, બૌદ્ધોની મિથ્યા પક્ષપાતની વાતો છે.

હવે બૌદ્ધ અને જૈની જે **સપ્તભંગી** અને **સ્યાદ્વાદ** માને છે તે એ છે કે "**સન્ ઘટઃ**" એને **પ્રથમ ભંગ** કહે છે. કેમકે ઘટ પોતાની વર્તમાનતાથી યુક્ત અર્થાત્ ઘડો છે, એણે અભાવનો વિરોધ કર્યો છે. **બીજો ભંગ** "**असन् घटः**" ઘડો નથી. પ્રથમ ઘટના ભાવથી, આ ઘડાના અસદ્ભાવથી બીજો ભંગ છે. **ત્રીજો ભંગ** એ છે કે "**सन्नसन्नघटः**" અર્થાત્ આ ઘડો તો છે, પરન્તુ પટ નથી, કેમકે એ બન્નેથી પૃથક થઈ ગયો. **ચોથો ભંગ** "**घटोऽघटः**" જેમ **अघटः पटः** બીજા પટના અભાવની અપેક્ષા પોતાનામાં હોવાથી ઘટ અઘટ કહેવાય છે. યુગપત્ એની બે સંજ્ઞા અર્થાત્ ઘટ અને અઘટ પણ છે. **પાંચમો ભંગ** એ છે કે "**ઘટને પટ**" કહેવો અયોગ્ય અર્થાત્ એમાં ઘટપણું વક્તવ્ય છે અને પટપણું અવક્તવ્ય છે. **છઠ્ઠો ભંગ** એ છે કે જે ઘટ નથી તે કહેવા યોગ્ય નથી અને જે છે તે છે અને કહેવા યોગ્ય પણ છે. અને **સાતમો** ભંગ એ છે કે જે કહેવાને ઈષ્ટ છે, પરન્તુ તે છે નહીં અને કહેવાને યોગ્ય પણ ઘટ નથી, એ સપ્તમ ભંગ કહેવાય છે. એ પ્રકારે :-

**स्यादस्ति जीवोऽयं प्रथमो भङ्गः ॥१॥ स्यान्नास्ति जीवो द्वितीयो भङ्गः ॥२॥**
**स्यादवक्तव्यो जीवस्तृतीयो भङ्गः ॥३॥ स्यादस्ति नास्तिरूपो जीवश्चतुर्थो भङ्गः ॥४॥**
**स्यादस्ति अवक्तव्यो जीवः पञ्चमो भङ्गः ॥५॥ स्यान्नास्ति अवक्तव्यो जीवः षष्ठो भङ्गः ॥६॥**
**स्यादस्ति नास्ति अवक्तव्यो जीव इति सप्तमो भङ्गः ॥७॥**

**અર્થાત્**- જીવ છે, એવું કથન હોય તો જીવના વિરોધી જડ પદાર્થોનો જીવમાં અભાવરૂપ **પ્રથમ** ભંગ કહેવાય છે. **બીજો** ભંગ એ છે કે જીવ નથી જડમાં, એવું કથન પણ થાય છે એથી એ બીજો ભંગ કહેવાય છે. જીવ કહેવા યોગ્ય નથી, એ **ત્રીજો ભંગ** છે. જ્યારે જીવ શરીર ધારણ કરે છે ત્યારે પ્રસિદ્ધ અને જ્યારે શરીરથી જુદો થાય છે ત્યારે અપ્રસિદ્ધ રહે છે, એવું કથન થાય તેને **ચતુર્થ** ભંગ કહે છે. જીવ છે, પરન્તુ કહેવા યોગ્ય નથી જે એવું કથન છે તેને **પંચમ ભંગ** કહે છે. જીવ પ્રત્યક્ષ પ્રમાણથી કહેવામાં નથી આવતો, એથી ચક્ષુ પ્રત્યક્ષ નથી એવો વ્યવહાર છે તેને **છઠ્ઠો ભંગ** કહે છે. એક કાળમાં જીવનું અનુમાનથી હોવું અને અદૃશ્યપણામાં ન હોવું અને એક સરખું ન રહેવું કિન્તુ ક્ષણ ક્ષણમાં પરિણામને પ્રાપ્ત થવું, અસ્તિ-નાસ્તિ ન થાય અને નાસ્તિ અસ્તિ વ્યવહાર પણ ન થાય એ **સાતમો** ભંગ કહેવાય છે.

એ જ પ્રકારે નિત્યત્વ સપ્તભંગી અને અનિત્યત્વ સપ્તભંગી તથા સામાન્ય ધર્મ, વિશેષ ધર્મ, ગુણ અને પર્યાયોની પ્રત્યેક વસ્તુમાં સપ્તભંગી થાય છે. તેમ દ્રવ્ય, ગુણ, સ્વભાવ અને પર્યાયોના અનન્ત હોવાથી સપ્તભંગી પણ અનન્ત થાય છે. આવો બૌદ્ધ અને જૈનીઓનો **સ્યાદ્વાદ** અને **સપ્તભંગી** ન્યાય કહેવાય છે.

**સમીક્ષક** - આ કથન એક અન્યોન્યાભાવમાં સાધર્મ્ય અને વૈધર્મ્યમાં ચરિતાર્થ થઈ શકે છે. એ સરળ પ્રકરણને છોડીને કઠણ જાળ રચના કેવળ અજ્ઞાનીઓને ફસાવવા માટે છે. જુઓ ! જીવનો અજીવમાં

અને અજીવનો જીવમાં અભાવ રહે જ છે. જેમ જીવ અને જડનું વર્તમાન હોવાથી સાધર્મ્ય અને ચેતન તથા જડ હોવાથી વૈધર્મ્ય અર્થાત્ જીવમાં ચેતનત્વ (अस्ति)છે અને જડત્વ (नास्ति)નથી. એ જ પ્રકારે જડમાં જડત્વ છે અને ચેતનત્વ નથી. એથી ગુણ, કર્મ, સ્વભાવના સમાન ધર્મ અને વિરુદ્ધ ધર્મના વિચારથી એમના સર્વ સપ્તભંગી અને સ્યાદ્વાદ સહેલાઈથી સમજમાં આવે છે. પછી આટલો પ્રપંચ વધારવો શું કામનો છે? આમાં બૌદ્ધ અને જૈનોનો એક મત છે. થોડા જ જુદા જુદા હોવાથી ભિન્ન ભાવ પણ થઈ જાય છે. હવે આ પછી કેવળ **જૈન મત વિષયમાં** લખવામાં આવે છે :-

**चिदचिद् द्वे परे तत्त्वे विवेकस्तद्विवेचनम् । उपादेयमुपादेयं हेयं हेयं च कुर्वतः ॥१॥**
**हेयं हि कर्तृरागादि तत्कार्य्यमविवेकिनः । उपादेयं परं ज्योतिरुपयोगैकलक्षणम् ॥२॥**

જૈનીઓ "ચિત્" અને "અચિત્" અર્થાત્ ચેતન અને જડ એ બે જ પરતત્ત્વ માને છે. એ બન્નેના વિવેચનનું નામ "વિવેક," જે-જે ગ્રહણને યોગ્ય છે, તેનું-તેનું ગ્રહણ અને જે-જે ત્યાગ કરવા યોગ્ય છે, તેના-તેના ત્યાગ કરનારને "વિવેકી" કહે છે. ।૧।

જગતનો કર્તા અને રાગાદિ, તથા ઈશ્વરે જગત્ કર્યું છે, એ અવિવેકી મતનો ત્યાગ અને યોગથી લક્ષિત પરમજ્યોતિસ્વરૂપ જે જીવ છે, તેનું ગ્રહણ કરવું ઉત્તમ છે. ।।૨।।

અર્થાત્ જીવ વિના બીજું ચેતન તત્ત્વ=ઈશ્વરને માનતા નથી. કોઈ પણ અનાદિ સિદ્ધ ઈશ્વર નથી એમ બૌદ્ધ-જૈન લોકો માને છે.

એ વિષયમાં રાજા શિવપ્રસાદજી "ઈતિહાસ તિમિરનાશક" ગ્રન્થમાં લખે છે કે એમના બે નામ છે, એક જૈન અને બીજું બૌદ્ધ. એ પર્યાયવાચી શબ્દ છે. પરન્તુ બૌદ્ધોમાં વામમાર્ગી મદ્યમાંસાહારી બૌદ્ધ છે, તેમની સાથે જૈનીઓનો વિરોધ છે. પરન્તુ જે મહાવીર અને ગૌતમ ગણધર છે, તેમનું નામ બૌદ્ધોએ બુદ્ધ રાખ્યું છે. અને જૈનીઓએ ગણધર અને જિનવર રાખ્યું છે. એમાં જિનની પરમ્પરા જૈન મત છે, તે રાજા શિવપ્રસાદજીએ પોતાના "ઈતિહાસતિમિરનાશક" ગ્રન્થના ત્રીજા ખંડમાં લખ્યું છે કે "સ્વામી શંકરાચાર્ય"થી પૂર્વે કે જેને થયે કુલ હજાર વર્ષની લગભગ થઈ ગયાં છે, સમ્પૂર્ણ ભારતવર્ષમાં બૌદ્ધ અથવા જૈન ધર્મ પ્રસર્યો હતો." એના પર નોટ :-"....બૌદ્ધ કહેવાથી અમારો આશય તે મત સાથે છે કે જે મહાવીરના ગણધર ગૌતમ સ્વામીના સમયથી શંકર સ્વામીના સમય સુધી વેદ વિરુદ્ધ આખા ભારતવર્ષમાં પ્રસરી રહ્યો અને જેને અશોક અને સમ્પ્રતિ મહારાજાઓએ માન્યો. તેથી જૈન કોઈ પ્રકારે તેમાંથી બહાર ગણી શકાતા નથી. ...જિન, જેનાથી જૈન નિકળ્યો અને બુદ્ધ જેનાથી બૌદ્ધ નિકળ્યો, બન્ને પર્યાયવાચી શબ્દ છે. કોશમાં બન્નેનો અર્થ એક જ લખ્યો છે અને ગૌતમને બન્ને માને છે. અન્યથા "દીપવંશ" ઈત્યાદિ જૂના બૌદ્ધ ગ્રન્થોમાં શાક્યમુનિ ગૌતમ બુદ્ધને પ્રાયઃ મહાવીરના નામથી જ (શા માટે) લખ્યા છે? બસ તેમના સમયમાં તેમનો મત એક જ રહ્યો હશે. ....અમે જે જૈન ન લખીને ગૌતમના મતવાળાઓને બૌદ્ધ લખ્યા, તેનું પ્રયોજન કેવલ આટલું જ છે કે તેમને બીજા દેશવાળાઓ બૌદ્ધના નામથી લખે છે....".

અમરકોશમાં પણ એમ જ લખ્યું છે :-

**सर्वज्ञः सुगतो बुद्धो धर्म्मराजस्तथागतः । समन्तभद्रो भगवान्मारजिल्लोकजिज्जिनः ॥१॥**
**षडभिज्ञो दशबलोऽद्वयवादी विनायकः । मुनीन्द्रः श्रीधनः शास्ता मुनिः शाक्यमुनिस्तु सः ॥२॥**
**स शाक्यसिंहः सर्वार्थः सिद्धश्शौद्धोदनिश्च सः । गौतमश्चार्कबन्धुश्च मायादेवीसुतश्च सः ॥३॥**

-अमरकोश कां० १ । वर्ग १। श्लोक ८ से १० पर्य्यन्त ॥

હવે જુઓ ! બુદ્ધ, જિન અને બૌદ્ધ તથા જૈન એકનું જ નામ છે કે નહીં ? શું "અમરસિંહ" પણ બુદ્ધ જિનને એક લખવામાં ભૂલી ગયા છે ? જે અવિદ્વાન્ જૈન છે તે તો નથી પોતાનું જાણતા અને નથી બીજાનું પણ જાણતા. કેવળ હઠ માત્રથી બરાડ્યા કરે છે, પરન્તુ જે જૈનોમાં વિદ્વાન્ છે તે સર્વ જાણે છે કે "બુદ્ધ" અને "જિન" તથા બૌદ્ધ અને જૈન પર્યાયવાચી છે. એમાં કાંઈ સન્દેહ નથી.

જૈન લોક કહે છે કે જીવ જ પરમેશ્વર થઈ જાય છે. તેઓ પોતાના તીર્થંકરોને જ કેવલી મુક્તિપ્રાપ્ત અને પરમેશ્વર માને છે, અનાદિ પરમેશ્વર કોઈ નથી. સર્વજ્ઞ, વીતરાગ, અર્હન્, કેવલી, તીર્થકૃત અને જિન એ છ નાસ્તિકોના દેવતાઓનાં નામ છે. આદિદેવનું સ્વરૂપ 'ચન્દ્રસૂરિએ આપ્તનિશ્ચયાલંકાર' ગ્રન્થમાં લખ્યું છે :-

**सर्वज्ञो वीतरागादिदोषस्त्रैलोक्यपूजितः । यथास्थितार्थवादी च देवोऽर्हन् परमेश्वरः ॥१॥**

તેમજ "તૌતાતિતો" એ પણ લખ્યું છે કે :-

**सर्वज्ञो दृश्यते तावन्नेदानीमस्मदादिभिः । दृष्टो न चैकदेशोऽस्ति लिङ्गं वा योऽनुमापयेत् ॥२॥**
**न चागमविधिः कश्चिन्नित्यसर्वज्ञबोधकः । न च तत्रार्थवादानां तात्पर्यमपि कल्पते ॥३॥**
**न चान्यार्थप्रधानैस्तैस्तदस्तित्वं विधीयते । न चानुवादितुं शक्यः पूर्वमन्यैरबोधितः ॥४॥**

જે રાગાદિ દોષોથી રહિત, ત્રૈલોક્યમાં પૂજનીય, યથાવત્ પદાર્થોના વક્તા, સર્વજ્ઞ, અર્હન્ દેવ છે તે જ પરમેશ્વર છે. ॥૧॥ જેથી અમે અત્યારે પરમેશ્વરને દેખતા નથી, તેથી કોઈ સર્વજ્ઞ અનાદિ પરમેશ્વર પ્રત્યક્ષ નથી. જ્યારે ઈશ્વરમાં પ્રત્યક્ષ પ્રમાણ નથી તો અનુમાન પણ ઘટી શક્તું નથી. કેમકે એક દેશ પ્રત્યક્ષ વિના અનુમાન થઈ શકતું નથી. ॥૨॥ જ્યારે પ્રત્યક્ષ અને અનુમાન નથી, ત્યારે આગમ અર્થાત્ નિત્ય, અનાદિ, સર્વજ્ઞ પરમાત્માનું બોધક શબ્દ પ્રમાણ થઈ શક્તું નથી. જ્યારે ત્રણે પ્રમાણ નથી, ત્યારે "અર્થવાદ" અર્થાત્ સ્તુતિ, નિન્દા, પરકૃતિ અર્થાત્ પરાયા ચરિત્રનું વર્ણન અને પુરાકલ્પ અર્થાત્ ઈતિહાસનું તાત્પર્ય પણ ઘટી શકતું નથી. ॥૩॥ અને અન્યાર્થપ્રધાન અર્થાત્ બહુવ્રીહિ સમાસ ની જેમ પરોક્ષ પરમાત્માની સિદ્ધિનું વિધાન પણ થઈ શકતું નથી. પછી ઈશ્વરના ઉપદેષ્ટાઓથી સાંભળ્યા વિના અનુવાદ પણ કેમ થઈ શકે છે ? ॥૪॥

**(એનું પ્રત્યાખ્યાન અર્થાત્ ખંડન)** જો અનાદિ ઈશ્વર ન હોત તો "અર્હન" દેવના માતા-પિતા આદિના શરીરના સાંચા કોણ બનાવત ? સંયોગકર્તા વિના યથાયોગ્ય સર્વાવયવસમ્પન્ન, યથોચિત કાર્ય કરવામાં ઉપયુક્ત શરીર બની જ શકતું નથી. અને જે પદાર્થોથી શરીર બન્યું છે, તે જડ હોવાથી સ્વયં આ પ્રકારની ઉત્તમ રચનાથી યુક્ત શરીર રૂપ બની શકતાં નથી. કેમકે તેમાં યથાયોગ્ય બનવાનું જ્ઞાન જ નથી.

અને જે રાગાદિ દોષોથી સહિત થઈ ને પછી દોષરહિત થાય છે તે ઈશ્વર કદી પણ થઈ શકતો નથી. કેમકે જે નિમિત્તથી તે રાગાદિથી મુક્ત થાય છે તે મુક્તિ, તે નિમિત્તના છૂટવાથી તેનું કાર્ય મુક્તિ પણ અનિત્ય થશે. જે અલ્પ અને અલ્પજ્ઞ છે તે સર્વવ્યાપક અને સર્વજ્ઞ કદી થઈ શકતો નથી. કેમકે જીવનું સ્વરૂપ એકદેશી અને પરિમિત ગુણ, કર્મ, સ્વભાવવાળું હોય છે. તે સર્વ વિદ્યાઓમાં સર્વ પ્રકારે યથાર્થ વક્તા થઈ શકતો નથી. એટલા માટે તમારા તીર્થંકરો કદી પણ પરમેશ્વર થઈ શકતા નથી. ॥૧॥

શું તમે જે પ્રત્યક્ષ પદાર્થ છે તેને જ માનો છો ? અપ્રત્યક્ષને નહીં ? જેમ કાનથી રૂપ અને ચક્ષુથી શબ્દનું ગ્રહણ થઈ શકતું નથી, તેમ અનાદિ પરમાત્માને જોવાનાં સાધન શુદ્ધાન્તઃકરણ, વિદ્યા અને યોગાભ્યાસ છે. તેથી કરીને પવિત્રાત્મા પરમાત્માને પ્રત્યક્ષ દેખે છે. જેમ ભણ્યા વિના વિદ્યાના પ્રયોજનોની પ્રાપ્તિ નથી

થતી તેમ યોગાભ્યાસ અને વિજ્ઞાન વિના પરમાત્મા પણ નથી દેખાતો. જેમ ભૂમિના રૂપાદિ ગુણને જ જોઈ-જાણીને ગુણોથી અવ્યવહિત સમ્બન્ધથી પૃથ્વી પ્રત્યક્ષ થાય છે તેમ આ સૃષ્ટિમાં પરમાત્માની રચના વિશેષ લિંગ જોઈને પરમાત્મા પ્રત્યક્ષ થાય છે, અને જે પાપાચરણેચ્છા સમયમાં ભય, શંકા અને લજ્જા ઉત્પન્ન થાય છે, તે અન્તર્યામી પરમાત્માની તરફથી છે. એથી પણ પરમાત્મા પ્રત્યક્ષ થાય છે. તો પછી અનુમાનના હોવામાં શો સન્દેહ થઈ શકે છે.॥૨॥

અને પ્રત્યક્ષ તથા અનુમાનના હોવાથી આગમ પ્રમાણ પણ નિત્ય, અનાદિ, સર્વજ્ઞ ઈશ્વરનું બોધક થાય છે, એટલા માટે શબ્દ પ્રમાણ પણ ઈશ્વરમાં છે. જ્યારે ત્રણે પ્રમાણોથી ઈશ્વરને જીવ જાણી શકે છે ત્યારે અર્થવાદ અર્થાત્ પરમેશ્વરના ગુણોની પ્રશંસા કરવી પણ યથાર્થ ઘટે છે, કેમકે જે નિત્ય પદાર્થ છે તેના ગુણ, કર્મ, સ્વભાવ પણ નિત્ય હોય છે. તેની પ્રશંસા કરવામાં કોઈ પણ પ્રતિબન્ધક નથી. ॥૩॥

જેમ મનુષ્યોમાં કર્તા વિના કોઈ પણ કાર્ય થતું નથી, તેમ આ મહત્કાર્યના કર્તા વિના તે થવું સર્વથા અસમ્ભવ છે. જ્યારે એમ છે ત્યારે ઈશ્વરના હોવામાં મૂઢને પણ સન્દેહ થઈ શકતો નથી. જ્યારે પરમાત્માનો ઉપદેશ કરનારાઓ તરફથી સાંભળીશું ત્યાર બાદ તેનો અનુવાદ કરવો પણ સરળ છે. ॥૪॥ આથી કરીને જૈનો દ્વારા પ્રત્યક્ષાદિ પ્રમાણોથી ઈશ્વરનું ખંડન કરવું વગેરે વ્યવહાર અનુચિત છે.

**પ્રશ્ન - अनादेरागमस्यार्थो न च सर्वज्ञ आदिमान् । कृत्रिमेण त्वसत्येन स कथं प्रतिपाद्यते ॥१॥**

**अथ तद्वचनेनैव सर्वज्ञोऽन्यैः प्रतीयते । प्रकल्प्येत कथं सिद्धिरन्योऽन्याश्रययोस्तयोः ॥२॥**

**सर्वज्ञोक्ततया वाक्यं सत्यं तेन तदस्तिता । कथं तदुभयं सिध्येत् सिद्धमूलान्तरादृते ॥३॥**

વચમાં સર્વજ્ઞ થયેલા, અનાદિ શાસ્ત્રોના અર્થ થઈ શકતા નથી. કેમકે કરેલાં અસત્ય વચનથી તેનું પ્રતિપાદન કેવી રીતે થઈ શકે ? ॥૧॥ અને જો પરમેશ્વરનાં જ વચનથી પરમેશ્વર સિદ્ધ થાય છે, તો અનાદિ ઈશ્વરથી અનાદિ શાસ્ત્રની સિદ્ધિ અને અનાદિ શાસ્ત્રથી અનાદિ ઈશ્વરની સિદ્ધિ એ અન્યોન્યાશ્રય દોષ આવે છે. ॥૨॥

કેમકે સર્વજ્ઞના કથનથી તે વેદવાક્ય સત્ય અને તે વેદવચનથી ઈશ્વરની સિદ્ધિ કરો છો, એ કેવી રીતે સિદ્ધ થઈ શકે છે ? તે શાસ્ત્ર અને પરમેશ્વરની સિદ્ધિ માટે ત્રીજું કોઈ પ્રમાણ જોઈએ. જો એમ માનશો તો અનવસ્થા દોષ આવશે. ॥૩॥

(ઉત્તર) અમે લોકો પરમેશ્વર અને પરમેશ્વરના ગુણ, કર્મ, સ્વભાવને અનાદિ માનીએ છીએ. અનાદિ નિત્ય પદાર્થોમાં અન્યોન્યાશ્રય દોષ આવી શકતો નથી. જેમ કાર્યથી કારણનું જ્ઞાન અને કારણથી કાર્યનો બોધ થાય છે. કાર્યમાં કારણનો સ્વભાવ અને કારણમાં કાર્યનો સ્વભાવ નિત્ય છે, તેમ પરમેશ્વર અને પરમેશ્વરના અનન્ત વિદ્યાદિ ગુણ નિત્ય હોવાથી ઈશ્વરપ્રણીત વેદમાં અનવસ્થા દોષ આવતો નથી. ।૧।૨।૩।

અને તમે તીર્થંકરોને પરમેશ્વર માનો છો, એ કદી પણ ઘટી શકતું નથી. કેમકે માતા-પિતા વિના તેમનું શરીર જ થઈ શકતું નથી, તો તે તપશ્ચર્યા જ્ઞાન અને મુક્તિ કેવી રીતે પામી શકે છે ? તેમજ સંયોગનું આદિ અવશ્ય હોય છે. કેમકે વિયોગ વિના સંયોગ થઈ જ શકતો નથી. એટલા માટે અનાદિ સૃષ્ટિ કર્તા પરમાત્માને માનો.

જુઓ ! ચાહે કેટલો પણ કોઈ સિદ્ધ હોય તો પણ શરીરાદિની રચનાને પૂર્ણતાથી જાણી શકતો નથી. જ્યારે સિદ્ધ જીવ સુષુપ્તિ દશામાં જાય છે ત્યારે તેને કાંઈ પણ ભાન રહેતું નથી. જ્યારે જીવ દુ:ખને

પ્રાપ્ત થાય છે, ત્યારે તેનું જ્ઞાન પણ ન્યૂન થઈ જાય છે. આવા પરિચ્છિન્ન સામર્થ્યવાળા એકદેશમાં રહેનારને ઈશ્વર માનવો, એ ભ્રાન્તિબુદ્ધિયુક્ત જૈનીઓ વિના અન્ય કોઈ પણ માની શકે નહીં. જો તમે કહો કે તીર્થંકર પોતાના માતા-પિતાઓથી થયા તો તે માતા-પિતા કોનાથી ઉત્પન્ન થયા ? અને તેમના માતા-પિતા કોનાથી ? પછી તેમના પણ માતા-પિતા કોનાથી ઉત્પન્ન થયા ? ઈત્યાદિ અનવસ્થા આવશે.

**આસ્તિક અને નાસ્તિકનો સંવાદ**

હવે આની આગળ **"પ્રકરણરત્નાકર"**ના બીજા ભાગમાંથી આસ્તિક, નાસ્તિકના સંવાદના પ્રશ્નોત્તર અહીં લખીએ છીએ. જેને મોટા મોટા જૈનીઓએ પોતાની સંમતિની સાથે માન્યો છે અને મુંબઈમાં છપાવ્યો છે.

**(નાસ્તિક)** - ઈશ્વરની ઈચ્છાથી કાંઈ નથી થતું જે કાંઈ થાય છે તે કર્મથી.

**(આસ્તિક)** - જો સર્વ કાંઈ કર્મથી થાય છે તો કર્મ કોનાથી થાય છે ? જો કહો કે જીવ આદિથી થાય છે, તો જે શ્રોત્રાદિ સાધનોથી જીવ કર્મ કરે છે તે શાથી થયાં ? જો કહો કે અનાદિ કાલ અને સ્વભાવથી થાય છે, તો તે અનાદિનું છૂટવું અસમ્ભવ થઈને તમારા મતમાં મુક્તિનો અભાવ થશે. જો કહો કે પ્રાગભાવવત્ અનાદિ સાન્ત છે, તો યત્ન વિના સર્વના કર્મ નિવૃત્ત થઈ જશે. જો ઈશ્વર ફલપ્રદાતા ન હોય, તો પાપનાં ફળ દુ:ખને જીવ પોતાની ઈચ્છાથી કદી પણ ભોગવશે નહીં. જેમ ચોર વગેરે ચોરીનું ફળ દણ્ડ પોતાની ઈચ્છાથી નથી ભોગવતા, કિન્તુ રાજ્યવ્યવસ્થાથી ભોગવે છે. તેમ પરમેશ્વરના ભોગવવાથી જીવ પાપ અને પુણ્યનાં ફળોને ભોગવે છે. અન્યથા કર્મસંકર થઈ જશે. અને અન્યના કર્મ અન્યને ભોગવવાં પડશે.

**(નાસ્તિક)** - ઈશ્વર અક્રિય છે, કેમકે જો કર્મનો કરનાર હોત તો કર્મનાં ફળ પણ ભોગવવાં પડત. એટલા માટે જેમ અમે કેવલી પ્રાપ્ત મુક્તોને અક્રિય માનીએ છીએ, તેમ તમે પણ માનો.

**(આસ્તિક)** - ઈશ્વર અક્રિય નથી કિન્તુ સક્રિય છે. જ્યારે ચેતન છે, તો કર્તા કેમ નહીં ? અને જો કર્તા છે તો તે ક્રિયાથી પૃથક્ કદી પણ થઈ શકતો નથી. જેમ તમે કૃત્રિમ-બનાવટના ઈશ્વર તીર્થંકરને જીવથી ઈશ્વર બનેલો માનો છો, તેમ એવા પ્રકારના ઈશ્વરને કોઈ પણ વિદ્વાન્ માની શકતા નથી. કેમકે જો નિમિત્તથી ઈશ્વર બને, તો અનિત્ય અને પરાધીન થઈ જાય. કારણકે ઈશ્વર બન્યા પૂર્વે પ્રથમ જીવ હતો, પશ્ચાત્ કોઈ નિમિત્તથી ઈશ્વર બન્યો; તો પાછો જીવ પણ થઈ જશે અને પોતાના જીવત્વ સ્વભાવને કદી પણ છોડી શકતો નથી. કારણકે અનન્તકાળથી જીવ છે એ અનન્તકાળ સુધી રહેશે, એટલા માટે એ અનાદિ સ્વત:સિદ્ધ ઈશ્વરને માનવો યોગ્ય છે.

જુઓ ! જેમ વર્તમાન સમયમાં જીવ પાપ-પુણ્ય કરે છે. સુખ-દુ:ખ ભોગવે છે તેમ ઈશ્વર કદી નથી થતો. જો ઈશ્વર ક્રિયાવાન ન હોત તો આ જગતને કેમ બનાવી શકત ? જો કર્મોને પ્રાગભાવવત્ અનાદિ સાન્ત માનો છો, તો કર્મ સમવાય સમ્બન્ધથી રહેશે નહીં. જે સમવાય સમ્બન્ધથી નથી, તે સંયોગજ હોઈને અનિત્ય હોય છે. જો મુક્તિમાં ક્રિયા જ ન માનતા હો, તો તે મુક્ત જીવ જ્ઞાનવાળા થાય છે કે નહીં ? જો કહો કે થાય છે તો અન્ત:ક્રિયાવાળા થયા. શું મુક્તિમાં પાષાણવત્ જડ થઈ જાય છે, એક ઠેકાણે પડી રહે છે અને કાંઈ પણ ચેષ્ટા નથી કરતા ? જો એમ હોય, તો તે મુક્તિ શું થઈ ? કિન્તુ અન્ધકાર અને બન્ધનમાં પડી ગયા ઠરે.

**(નાસ્તિક)** - ઈશ્વર વ્યાપક નથી, જો વ્યાપક હોય તો સર્વ વસ્તુ ચેતન કેમ થતી નથી ? અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર આદિની ઉત્તમ, મધ્યમ, નિકૃષ્ટ અવસ્થા કેમ થઈ ? કેમકે ઈશ્વર સર્વમાં

એકસરખો વ્યાપ્ત છે, તો નાનાઈ-મોટાઈ ન હોવી જોઈએ.

**(આસ્તિક)** - વ્યાપ્ય અને વ્યાપક એક નથી હોતા, કિન્તુ વ્યાપ્ય એકદેશી અને વ્યાપક સર્વદેશી હોય છે. જેમ આકાશ સર્વમાં વ્યાપક છે અને ભૂગોળ તથા ઘટપટાદિ એ સર્વ વ્યાપ્ય એકદેશી છે. જેમ પૃથ્વી આકાશ એક નથી, તેમ ઈશ્વર અને જગત્ પણ એક નથી. જેમ સર્વ ઘટપટાદિમાં આકાશ વ્યાપક છે અને ઘટપટાદિ આકાશ નથી, તેમ ચેતન પરમેશ્વર સર્વમાં છે પણ સર્વ ચેતન હોતાં નથી. જેમ બધા વિદ્વાન્, અવિદ્વાન્ અને ધર્માત્મા, અધર્માત્મા સર્વ બરાબર હોતા નથી, તેમ વિદ્યાદિ સદ્ગુણ અને સત્યભાષણાદિ કર્મ, સુશીલતાદિ સ્વભાવ ન્યૂનાધિક હોવાથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને અન્ત્યજ મોટા નાના માનવામાં આવે છે. વર્ણોની વ્યાખ્યા જેવી "ચતુર્થ સમુલ્લાસ"માં લખી આવ્યા છીએ, તેવી ત્યાં જોઈ લેવી.

**(નાસ્તિક)** - ઈશ્વરે જગતનું સ્વામીપણું અને જગતરૂપ ઐશ્વર્ય કયા કારણે સ્વીકાર કર્યું ?

**(આસ્તિક)** - ઈશ્વરે કદી પણ સ્વામીપણું છોડ્યું નથી; કે નથી ગ્રહણ કર્યું, કિન્તુ સ્વામિત્વ અને જગત્રૂપ ઐશ્વર્ય ઈશ્વરમાં જ છે. કદી તેનાથી જુદું થઈ શકતું નથી, ત્યારે ગ્રહણ શું કરશે ? કેમકે અપ્રાપ્તનું ગ્રહણ થાય છે. વ્યાપ્યથી વ્યાપક અને વ્યાપકથી વ્યાપ્ય જુદું કદી હોઈ શકે નહીં, એટલા માટે હંમેશાં સ્વામિત્વ અને અનન્ત ઐશ્વર્ય અનાદિ કાળથી ઈશ્વરમાં છે. એનું ગ્રહણ અને ત્યાગ જીવોમાં ઘટી શકે છે; ઈશ્વરમાં નહીં.

**(નાસ્તિક)** - જો ઈશ્વરની રચનાથી સૃષ્ટિ થાય છે તો માતા-પિતાદિનું શું કામ છે ?

**(આસ્તિક)** - ઐશ્વરી સૃષ્ટિના કર્તા ઈશ્વર છે, જૈવી સૃષ્ટિના નહીં. જે જીવોનાં કર્તવ્ય કર્મ છે તેને ઈશ્વર નથી કરતો, કિન્તુ જીવ જ કરે છે. જેમ વૃક્ષ, ફળ, ઔષધિ, અન્નાદિ ઈશ્વરે ઉત્પન્ન કર્યાં છે, તેને લઈને મનુષ્ય દળે નહીં, કૂટે નહીં, રોટલી વગેરે પદાર્થ બનાવે નહીં અને ખાય નહીં, તો શું ઈશ્વર તેને બદલે એ કામોને કદી કરશે ? અને જો ન કરે તો જીવનું જીવન પણ ન થઈ શકે. એટલા માટે આદિ સૃષ્ટિમાં જીવના શરીરોને અને સાંચાને બનાવવાં ઈશ્વરાધીન અને પછી તેનાથી પુત્રાદિની ઉત્પત્તિ કરવી, એ જીવનું કર્તવ્ય કર્મ છે.

**(નાસ્તિક)** - જ્યારે પરમાત્મા શાશ્વત, અનાદિ, ચિદાનન્દ, જ્ઞાનસ્વરૂપ છે તો જગતના પ્રપંચ અને દુઃખમાં કેમ પડ્યો ? આનન્દ છોડી દુઃખનું ગ્રહણ એવું કામ કોઈ સાધારણ મનુષ્ય પણ નથી કરતો, તો ઈશ્વરે કેમ કર્યું ?

**(આસ્તિક)** - પરમાત્મા કોઈ પ્રપંચ અને દુઃખમાં નથી પડતો, નથી પોતાના આનન્દને છોડતો, કેમકે પ્રપંચ અને દુઃખમાં પડવું, જે એકદેશી હોય તેનું થઈ શકે છે, સર્વદેશીનું નહીં. જો અનાદિ, ચિદાનન્દ, જ્ઞાનસ્વરૂપ પરમાત્મા જગતને ન બનાવે, તો અન્ય કોણ બનાવી શકે ? જગત્ બનાવવાનું જીવમાં સામર્થ્ય નથી અને જડમાં સ્વયં બનવાનું પણ સામર્થ્ય નથી. એથી એ સિદ્ધ થયું કે પરમાત્મા જ જગતને બનાવે છે અને સદા આનન્દમાં રહે છે. જેમ પરમાત્મા પરમાણુઓથી સૃષ્ટિ કરે છે, તેમ માતા-પિતારૂપ નિમિત્તકારણથી પણ ઉત્પત્તિના પ્રબન્ધનો નિયમ તેણે જ કર્યો છે.

**(નાસ્તિક)** - ઈશ્વર મુક્તિરૂપ સુખને છોડી, આ જગતના સૃષ્ટિકરણ, ધારણ અને પ્રલય કરવાના બખેડામાં કેમ પડ્યો ?

**(આસ્તિક)** - ઈશ્વર સદા મુક્ત હોવાથી, તમારા સાધનોથી સિદ્ધ થયેલા તીર્થંકરોની માફક એક

દેશમાં રહેનારા બન્ધપૂર્વક મુક્તિથી યુક્ત એ સનાતન પરમાત્મા નથી. જે અનન્તસ્વરૂપ ગુણ, કર્મ, સ્વભાવયુક્ત પરમાત્મા છે, તે આ જગતની રચના, ધારણ અને પ્રલય કરવા છતાં કિઞ્ચિત્ માત્ર પણ બન્ધમાં નથી પડતો. કેમકે બન્ધ અને મોક્ષ સાપેક્ષતાથી છે. જેમ મુક્તિની અપેક્ષાથી બન્ધ અને બન્ધની અપેક્ષાથી મુક્તિ થાય છે. જે કદી પણ બદ્ધ ન હતો તે મુક્ત કેમ કરી કહી શકાય ? અને જે એકદેશી જીવ છે તે જ સદા બદ્ધ અને મુક્ત થયા કરે છે. અનન્ત, સર્વદેશી, સર્વવ્યાપક ઈશ્વર, બન્ધન કે નૈમિત્તિક મુક્તિના ચક્રમાં જેમ તમારા તીર્થંકરો છે, તેમ કદી પડતો નથી. એટલા માટે તે પરમાત્મા સદૈવ મુક્ત કહેવાય છે.

**(નાસ્તિક)** - જીવ કર્મોનાં ફળ પોતાની મેળે જ ભોગવી શકે છે, જેમ ભાંગ પીનાર મદને સ્વયમેવ ભોગવે છે, એમાં ઈશ્વરનું કામ નથી.

**(આસ્તિક)** - જેમ રાજા વિના ડાકૂ, લમ્પટ, ચોરાદિ દુષ્ટ મનુષ્ય સ્વયં ફાંસી, કારાગૃહમાં જતા નથી, ન તેઓ જવા ચાહે છે, કિન્તુ રાજ્યની ન્યાયવ્યવસ્થાનુસાર રાજા બલાત્કારથી પકડાવીને યથોચિત્ દણ્ડ દે છે, તે જ પ્રકારે જીવને પણ ઈશ્વર પોતાની ન્યાયવ્યવસ્થાથી તેના કર્માનુસાર યથાયોગ્ય દણ્ડ દે છે. કેમકે કોઈ પણ જીવ પોતાનાં દુષ્ટ કર્મોનાં ફળ ભોગવવા ચાહતો નથી. માટે ન્યાયાધીશ પરમાત્મા જરૂર હોવો જોઈએ.

**(નાસ્તિક)** - જગતમાં એક ઈશ્વર નથી, કિન્તુ જેટલા મુક્ત જીવ છે, તે સર્વ ઈશ્વર છે.

**(આસ્તિક)** - એ કથન સર્વથા વ્યર્થ છે. કેમકે જે પ્રથમ બદ્ધ હોઈને મુક્ત થાય, તે ફરી બન્ધમાં અવશ્ય પડે. કેમકે તે સ્વાભાવિક સદૈવ મુક્ત નથી. જેમ તમારા ચોવીસ તીર્થંકરો પ્રથમ બદ્ધ હતા, પછી મુક્ત થયા, ફરીથી પણ બંધમાં અવશ્ય પડશે. અને જ્યારે ઘણાં ઈશ્વર છે, તો જેમ જીવ અનેક હોવાથી લડતા-ઝઘડતા ફરે છે તેમ તે અનેક ઈશ્વર પણ લડ્યા-ઝઘડ્યા કરશે.

**(નાસ્તિક)** - અરે મૂઢ ! જગતનો કર્તા કોઈ નથી, કિન્તુ જગત્ સ્વયંસિદ્ધ છે.

**(આસ્તિક)** - આ જૈનીઓની કેવડી મોટી ભૂલ છે. ભલા, કર્તા વિના કોઈ કર્મ અને કર્મ વિના કોઈ કાર્ય આ જગતમાં થતું દેખાય છે ? આ તો એવી વાત છે કે જેમ ઘઉંનાં ખેતરમાં સ્વયંસિદ્ધ દળેલા લોટની રોટલી બનીને જૈનીઓના પેટમાં ચાલી જતી હોય; કપાસ, સૂતર,કપડાં, અંગરખા, દુપટ્ટા, ધોતિયાં, પાઘડી આદિ બનીને પોતે કદી નથી આવતાં; જ્યારે એમ નથી બનતું, તો ઈશ્વર કર્તા વિના આ વિવિધ જગત્ અને તેમાં વિવિધ પ્રકારની રચના વિશેષ કેમ બની શકે ?

જો હઠ ધર્મથી સ્વયંસિદ્ધ જગતને માનો તો સ્વયંસિદ્ધ ઉપર્યુક્ત વસ્ત્રાદિકોને કર્તા વિના પ્રત્યક્ષ કરીને દેખાડો. જ્યારે એમ સિદ્ધ નથી કરી શકતા તો પછી તમારા પ્રમાણશૂન્ય કથનને કયો બુદ્ધિમાન્ માની શકે ?

**(નાસ્તિક)** - ઈશ્વર વિરક્ત છે કે મોહિત ? જો વિરક્ત છે તો જગતના પ્રપંચમાં કેમ પડ્યો ? અને જો મોહિત છે તો જગતને બનાવવામાં સમર્થ થઈ શકશે નહીં.

**(આસ્તિક)** - પરમેશ્વરમાં વૈરાગ્ય કે મોહ કદી પણ નથી ઘટી શકતા, કેમકે જે સર્વ વ્યાપક છે તે કોને છોડે અને કોને ગ્રહણ કરે ? ઈશ્વરથી ઉત્તમ કે તેને અપ્રાપ્ત કોઈ પદાર્થ નથી, એટલા માટે તેને કશામાં મોહ પણ નથી હોતો. વૈરાગ્ય અને મોહનું હોવું જીવમાં ઘટે છે, ઈશ્વરમાં નહીં.

**(નાસ્તિક)** - જો ઈશ્વરને જગતનો કર્તા અને જીવોનાં કર્મોનાં ફળોનો દાતા માનશો, તો ઈશ્વર પ્રપંચી થઈને દુઃખી થઈ જશે.

(આસ્તિક) - ભલા ! અનેકવિધ કર્મોના કર્તા અને પ્રાણીઓનાં ફળોનો દાતા, ધાર્મિક, ન્યાયાધીશ, વિદ્વાન્ કર્મોમાં નથી ફસાતો, અને નથી પ્રપંચી બનતો, તો પરમેશ્વર અનન્ત સામર્થ્યવાળો પ્રપંચી અને દુ:ખી કેમ કરીને થશે ? હા ! તમે પોતાની અને પોતાના તીર્થંકરોની સમાન પરમેશ્વરને પણ પોતાના અજ્ઞાનથી સમજતા હોવ, તો તે તમારી અવિદ્યાની લીલા છે.

જો અવિદ્યાદિ દોષોથી છૂટવા ચાહો તો વેદાદિ સત્ય શાસ્ત્રોનો આશ્રય લો. શા માટે ભ્રમમાં પડ્યા પડ્યા ઠોકરો ખાઓ છો ?

હવે જૈન લોકો જગતને જેવું માને છે તેવું એમના સૂત્રો મુજબ બતાવી અને ટૂંકમાં મૂળાર્થને કર્યા પછી સત્યાસત્યની સમીક્ષા કરીને બતાવીએ છીએ.

**मूल - सामि अणाइ अणन्ते चउगई संसारघोरकान्तारे ।**
**मोहाइ कम्मगुरुठिइ विवागवसउ भमइ जीवो ।**

**प्रकरणरत्नाकर भाग० २ । षष्ठी शतक ६० । सूत्र २ ॥**

આ "પ્રકરણરત્નાકર" નામક ગ્રન્થના "સમ્યક્ત્વપ્રકાશ" પ્રકરણમાં ગૌતમ અને મહાવીરનો સંવાદ છે. એનો સંક્ષેપથી ઉપયોગી અર્થ એ છે કે આ સંસાર અનાદિ અનન્ત છે. ન કદી એની ઉત્પત્તિ થઈ અને ન કદી વિનાશ થાય છે, અર્થાત્ જગત્ કોઈનું રચ્યું નથી. તે જ આસ્તિક નાસ્તિકના સંવાદમાં હે મૂઢ ! જગતનો કર્તા કોઈ નથી, કદી બન્યું નથી અને કદી તેનો નાશ થતો નથી.

**સમીક્ષક** - જે સંયોગથી ઉત્પન્ન થાય છે તે અનાદિ અને અનન્ત કદી થઈ શકતું નથી. અને ઉત્પત્તિ તથા વિનાશ થયા વિના કર્મ રહેતું નથી. જગતમાં જેટલા પદાર્થ ઉત્પન્ન થાય છે તે સર્વ સંયોગજ ઉત્પત્તિ વિનાશવાળા જોવામાં આવે છે. પછી જગત્ ઉત્પન્ન અને વિનાશવાળું કેમ નહીં ? એ ઉપરથી તમારા તીર્થંકરોને સમ્યગ્બોધ ન હતો. જો તેમને સમ્યક્ જ્ઞાન હોત, તો આવી અસમ્ભવ વાતો કેમ લખત ? જેવા તમારા ગુરુ છે તેવા તમે શિષ્યો પણ છો. તમારી વાતો સાંભળનારને પદાર્થ જ્ઞાન કદી થઈ શકતું નથી.

ભલા, જે પ્રત્યક્ષ સંયુક્ત પદાર્થ દેખાય છે, તેની ઉત્પત્તિ અને વિનાશ કેમ માનતા નથી. અર્થાત્ એમના આચાર્ય કે જૈનીઓને ભૂગોળ-ખગોળ વિદ્યા પણ આવડતી ન હતી. અને હાલમાં પણ એ વિદ્યા એમનામાં નથી. નહીં તો નિમ્નલિખિત આવી અસમ્ભવ વાતો કેમ કરી માનત અને કહેત ?

જુઓ ! આ સૃષ્ટિમાં પૃથ્વીકાય અર્થાત્ પૃથ્વી પણ જીવનું શરીર છે અને જળકાયાદિ જીવ પણ માને છે. એને કોઈ પણ માની શકે નહીં. વળી જુઓ ! એમની મિથ્યા વાતો, જે તીર્થંકરોને જૈનીઓ સમ્યક્ જ્ઞાની અને પરમેશ્વર માને છે તેમની મિથ્યા વાતોના આ નમૂના છે.

(રત્નસારભાગ) આ ગ્રન્થને જૈન લોકો માને છે અને એ ઈસવી સન્ ૧૮૭૯ એપ્રિલ તા.૨૮મીએ બનારસ જૈનપ્રભાકર પ્રેસમાં નાનકચન્દ જતીએ છપાવી પ્રસિદ્ધ કર્યો છે. તેના ૧૪૫ પૃષ્ઠમાં કાળની આ પ્રકારે વ્યાખ્યા કરી છે :-

અર્થાત્ સમયનું નામ સૂક્ષ્મ કાળ છે, અને અસંખ્યાત સમયોને "આવલિ" કહે છે. એક કરોડ, સડસઠ લાખ, સિત્તેર હજાર, બસો સોળ આવલિયોનું એક "મુહૂર્ત" થાય છે. એવા તીસ મુહૂર્તનો એક "દિવસ," તેવા પંદર દિવસનો એક "પક્ષ", તેવા બે પક્ષનો એક "માસ" એવા બાર માસનું એક "વર્ષ" થાય છે. એવા સિત્તેર લાખ કરોડ, છપ્પન હજાર કરોડ વર્ષોનો એક "પૂર્વ" થાય છે. એવા અસંખ્યાત પૂર્વોને એક "પલ્યોપમ" કાલ કહે છે.

અસંખ્યાત એને કહે છે કે એક ચાર કોશનો ચોરસ અને તેટલો ઊંડો કૂવો ખોદીને તેને જુગુલિયા મનુષ્યના શરીરના નિમ્નલિખિત વાળોના ટુકડાઓથી ભરવો અર્થાત્ વર્તમાન મનુષ્યનાં વાળથી જુગુલિયા મનુષ્યોના વાળ ચાર હજાર છન્નુ ભાગ સૂક્ષ્મ હોય છે. જ્યારે જુગુલિયા મનુષ્યોના ચાર હજાર છન્નુ વાળોને એકઠા કરે તો અત્યારના મનુષ્યનો એક વાળ થાય છે. એવા જુગુલિયા મનુષ્યોના એક વાળના એક આંગળ ભાગના સાત વાર આઠ-આઠ ટુકડા કરવાથી ૨૦૯૭૧૫૨ અર્થાત્ વીસ લાખ, સત્તાણું હજાર, એકસો બાવન ટુકડા થાય છે. એવા ટુકડાઓથી પૂર્વોક્ત કૂવાને ભરવો. તેમાંથી સો વર્ષને અન્તરે એક એક ટુકડો કહાડવો. જ્યારે સઘળા ટુકડા નિકળી જાય અને કૂવો ખાલી થઈ જાય તો પણ તે સંખ્યાત કાળ છે.

અને જ્યારે તેમાંથી એક એક ટુકડાના અસંખ્યાત ટુકડા કરીને તે ટુકડાઓથી તે જ કૂવાને એવો ઠાંસી ઠાંસીને ભરવો કે તેના ઉપરથી ચક્રવર્તી રાજાની સેના ચાલી જાય તો પણ દબાય નહીં. પછી તે ટુકડાઓમાંથી સો વર્ષને અન્તરે એક ટુકડો કાઢવો. જ્યારે તે કૂવો ખાલી થઈ જાય, ત્યારે તેમાં અસંખ્યાત પૂર્વ પડે, ત્યારે એક એક "પલ્યોપમ" કાલ થાય છે. તે 'પલ્યોપમ' કાલ કૂવાના દષ્ટાન્તથી જાણવો.

જ્યારે દસ કરોડના કરોડ "પલ્યોપમ" કાલ વીતે, ત્યારે એક "સાગરોપમ" કાલ થાય છે. જ્યારે દસ કરોડના કરોડ સાગરોપમ કાળ વીતી જાય, ત્યારે એક "ઉત્સર્પિણી" કાલ થાય છે. અને જ્યારે એક ઉત્સર્પિણી અને એક અપસર્પિણી કાળ વીતી જાય, ત્યારે એક "કાળચક્ર" થાય છે, જ્યારે અનન્ત કાળચક્ર વીતી જાય ત્યારે એક "પુદગલપરાવૃત્ત" થાય છે.

હવે અનન્ત કાળ કોને કહે છે ? જે સિદ્ધાન્ત પુસ્તકોમાં નવ દષ્ટાન્તોથી કાળની સંખ્યા કરી છે તે ઉપરાન્ત "અનન્ત કાળ" કહેવાય છે. તેવા અનન્ત પુદ્ગલપરાવૃત કાળ જીવને ભ્રમણ કરતાં વીત્યા છે; ઈત્યાદિ.

સાંભળો ભાઈઓ ! ગણિત વિદ્યાવાળા લોકો ! જૈનીઓના ગ્રન્થોની કાળ સંખ્યા કરી શકશો કે નહીં ? અને તમે એને સાચી પણ માની શકશો કે નહીં ? જુઓ, એ તીર્થંકરોએ એવી ગણિતવિદ્યા શીખી હતી. એવા એવા તો એમના મતમાં ગુરુ અને શિષ્ય છે, જેમની અવિદ્યાનો કંઈ પારાવાર નથી. બીજું પણ એમનું અંધેર સાંભળો !

**રત્નસાર ભાગ - ૧**, પૃ. ૧૩૪ થી લઈને જે કાંઈ "બૂટાબોલ" અર્થાત્ જૈનીઓના સિદ્ધાન્ત ગ્રન્થ કે જે તેમના તીર્થંકરો અર્થાત્ ઋષભદેવથી લઈને મહાવીર પર્યન્ત ચોવીસ થયા છે, તેમના વચનોનો સાર સંગ્રહ છે; એવા રત્નસાર ભાગ ૧, પૃ. ૧૪૮ માં લખ્યું છે કે - પૃથ્વીકાયના જીવ માટી, પાષાણાદિ પૃથ્વીના ભેદ જાણવા. તેમાં રહેનારા જીવના શરીરનું પરિમાણ એક આંગળનો અસંખ્યાતમો ભાગ સમજવો અર્થાત્ અતીવ સૂક્ષ્મ હોય છે. તેમનું આયુમાન અર્થાત્ તે અધિકથી અધિક ૨૨ હજાર વર્ષ પર્યન્ત જીવે છે.

રત્ન. ભાગ-૧, પૃ. ૧૪૯.- વનસ્પતિના એક શરીરમાં અનન્ત જીવ હોય છે, તે સાધારણ વનસ્પતિ કહેવાય છે. જો કે કન્દમૂળપ્રમુખ અને અનન્તકાયપ્રમુખ હોય છે, તેમને સાધારણ વનસ્પતિના જીવ કહેવા જોઈએ. તેમનું આયુમાન અનન્તમુહૂર્ત હોય છે. પરન્તુ અહીં પૂર્વોક્ત એમના મુહૂર્ત સમજવાં જોઈએ.

અને એક શરીરમાં જે એકેન્દ્રિય અર્થાત્ સ્પર્શેન્દ્રિય એમાં છે અને તેમાં એક જીવ રહે છે. તેને પ્રત્યેક વનસ્પતિ કહે છે. તેનું દેહમાન એક હજાર યોજન અર્થાત્ પુરાણીઓનું યોજન ૪ કોશનું, પરન્તુ

જૈનીઓનું યોજન ૧૦૦૦૦ દશ સહસ્ર કોશોનું થાય છે !! એવાં ચાર સહસ્ર કોશનું શરીર હોય છે. તેનું આયુમાન અધિકથી અધિક દશ સહસ્ર વર્ષનું હોય છે.

હવે બે ઇન્દ્રિયવાળા જીવ અર્થાત્ એક તેનું શરીર અને એક મુખ, જે શંખ, કોડી અને જૂ આદિ થાય છે. તેમનું દેહમાન અધિકથી અધિક અડતાલીસ કોશનું સ્થૂલ શરીર થાય છે. અને તેનું આયુમાન અધિકથી અધિક બાર વર્ષનું હોય છે. અહીં ઘણું જ ભૂલી ગયા ! કેમકે આવડા મોટા શરીરનું આયુ અધિક લખવું હતું અને અડતાલીસ કોશની સ્થૂળ જૂ જૈનીઓના શરીરમાં પડતી હશે અને તેમણે જોઈ પણ હશે. બીજાનું ભાગ્ય એવું ક્યાંથી કે જે આવડી મોટી જૂ જુએ !!!

વળી જુઓ ! એમની અન્ધાધુન્ધ **રત્નસાર ભાગ ૧, પૃ. ૧૫૦.** વીંછી, બગાઈ, કંસારી અને માખી એ એક યોજનના શરીરવાળાં હોય છે. એમનું આયુમાન અધિકથી અધિક છ મહિનાનું હોય છે. જુઓ ભાઈ ! ચાર ચાર કોશના વીંછી અન્ય કોઈએ જોયા નહીં હોય. જે આઠ માઈલ પર્યન્તના શરીરવાળા વીંછી અને માખી પણ જૈનીઓના મતમાં હોય છે. એવા વીંછી અને માખી તેમના ઘરમાં રહેતા હશે અને તેમણે જોયા હશે. અન્ય કોઈએ સંસારમાં નહીં જોયા હોય. કદી એવો વીંછી કોઈ જૈનને કરડે તો તેનું શું થતું હશે ?

જલચર માછલી આદિના શરીરનું માન એક હજાર યોજન અર્થાત્ ૧૦૦૦૦ કોશના યોજનના હિસાબે ૧,૦૦,૦૦,૦૦૦ એક કરોડ કોશનું શરીર હોય છે અને એક કરોડ પૂર્વવર્ષોનું એમનું આયુ હોય છે. આવા સ્થૂલ જલચર જૈનીઓ સિવાય અન્ય કોઈએ નહીં દીઠા હોય. વળી, ચતુષ્પાદ હાથી આદિનું દેહમાન બે કોશથી નવ કોશ પર્યન્ત અને આયુમાન ચોરાસી સહસ્ર વર્ષોનું; ઇત્યાદિ.

**સમીક્ષક** - આવા મોટા મોટા શરીરવાળા જીવ પણ જૈનીઓએ જોયા હશે અને માને છે, પણ બીજા કોઈ બુદ્ધિમાન માની શકે નહીં.

**(રત્નસાર, ભાગ-૧, પૃ. ૧૫૧.)** "જલચર ગર્ભજ જીવોનું દેહમાન ઉત્કૃષ્ટ એક સહસ્ર યોજન અર્થાત્ ૧,૦૦,૦૦,૦૦૦ એક કરોડ કોશનું અને આયુમાન એક કરોડ પૂર્વ-વર્ષોનું હોય છે.

આવડા મોટા શરીર અને આયુવાળા જીવોને પણ એમના આચાર્યોએ સ્વપ્નમાં દીઠા હશે. શું એ મહા જૂઠી વાત નથી કે જેનો કદાપિ સમ્ભવ ન હોઈ શકે.

હવે ભૂમિનું પરિમાણ સાંભળો. **(રત્નસાર, ભા-૧, પૃ. ૧૫૨.)** "આ તિર્યક્ લોકમાં અસંખ્યાત દ્વીપ અને અસંખ્યાત સમુદ્ર છે. એ અસંખ્યાતનું પ્રમાણ અર્થાત્ જે અઢી "સાગરોપમ" કાળમાં જેટલો સમય થાય તેટલા દ્વીપ તથા સમુદ્ર જાણવા. હવે આ પૃથ્વીમાં એક "જમ્બૂદ્વીપ" પ્રથમ સર્વ દ્વીપોની વચમાં છે. એનું પ્રમાણ એક લાખ યોજન અર્થાત્ ચાર લાખ કોશનું છે, એને એની ચારે તરફ "લવણ (ખારો) સમુદ્ર" છે, તેનું પ્રમાણ બે લાખ યોજન છે અર્થાત્ આઠ લાખ કોશનું છે. આ જમ્બૂદ્વીપની ચારે બાજુએ જે "ધાતકીખંડ" નામે દ્વીપ છે, તેનું ચાર લાખ યોજન અર્થાત્ સોળ લાખ કોશનું પ્રમાણ છે અને તેની પાછળ "કાલોદધિ" સમુદ્ર છે, તેનું આઠ લાખ યોજન અર્થાત્ બત્રીસ લાખ કોશનું પ્રમાણ છે અને તેની પાછળ "પુષ્કરાવર્ત્ત" દ્વીપ છે. તેનું પ્રમાણ સોળ કોશનું છે. તે દ્વીપ અંદર કોરા છે. તે દ્વીપના અડધામાં મનુષ્ય વસે છે અને તેની ઉપરાન્ત અસંખ્યાત દ્વીપ સમુદ્ર છે. તેમાં તિર્યક્ યોનિના જીવ રહે છે."

**(રત્નસાર, ભાગ-૧, પૃ. ૧૫૩.)** "જમ્બૂદ્વીપમાં એક હિમવન્ત, એક એરણ્યવન્ત, એક હરિવર્ષ, એક રમ્યક્, એક દેવકુરુ અને એક ઉત્તરકુરુ એ છ ક્ષેત્ર છે."

**સમીક્ષક** - સાંભળો ભાઈ ! ભૂગોળવિદ્યાના જાણનાર લોકો ! ભૂગોળનું પરિમાણ કરવામાં તમે

ભૂલ્યા કે જૈન ? જો જૈન ભૂલી ગયા હોય, તો તમે એમને સમજાવો અને જો તમે ભૂલ્યા હો, તો તેમની પાસે સમજી લો. થોડોક વિચાર કરી જુઓ; તો એ જ નિશ્ચય થાય છે કે જૈનીઓના આચાર્ય અને શિષ્યો ભૂગોળ-ખગોળ અને ગણિતવિદ્યા કાંઈ પણ શીખ્યા ન હતા. જો શીખ્યા હોત, તો આવા મહા અસમ્ભવ ગપોડા કેમ મારત ?

ભલા ! આવા અવિદ્વાન્ પુરુષ જગતને અકર્તૃક અને ઈશ્વરને ન માને તેમાં શું આશ્ચર્ય છે ? એટલા માટે તો જૈની લોકો પોતાના પુસ્તકો કોઈ પણ અન્ય મતસ્થ વિદ્વાનને આપતા નથી. કેમકે જેને એ લોક પ્રમાણિક તીર્થંકરોના બનાવેલા સિદ્ધાન્ત ગ્રન્થો માને છે, તેમાં આવા પ્રકારની અવિદ્યાયુક્ત વાતો ભરેલી પડી છે, અને એટલા માટે જોવા દેતા નથી. જો જોવા આપે, તો પોલ ખુલી જાય. એના વિના જે કોઈ મનુષ્ય કાંઈ પણ બુદ્ધિ રાખતો હશે, તે કદાપિ આ ગપોડાધ્યાયને સત્ય માની શકશે નહીં. આ સર્વ પ્રપંચ જૈનીઓએ જગતને અનાદિ માનવા માટે ઊભો કર્યો છે. પરન્તુ એ તદ્દન જૂઠો છે.

હા, જગતનું કારણ અનાદિ છે કેમકે તે પરમાણુ આદિ તત્ત્વસ્વરૂપ અકર્તૃક છે. પરન્તુ તેમાં નિયમપૂર્વક પોતાની મેળે બનવાનું કે બગડવાનું કોઈ પણ સામર્થ્ય નથી. કેમકે જ્યારે એક પરમાણુ દ્રવ્ય કોઈનું નામ છે અને સ્વભાવથી પૃથક્ પૃથક્ રૂપ અને જડ છે તે પોતાની મેળે યથાયોગ્ય બની શકતા નથી. એટલા માટે તેનો બનાવનાર ચેતન અવશ્ય છે, અને તે બનાવનારો જ્ઞાનસ્વરૂપ છે.

જુઓ ! પૃથ્વી સૂર્યાદિ સર્વ લોકોને નિયમમાં રાખવાં તે અનન્ત, અનાદિ, ચેતન, પરમાત્માનું કામ છે. જેમાં સંયોગ રચના-વિશેષ દેખાય છે, તે સ્થૂલ જગત્ અનાદિ કદી પણ થઈ શકતું નથી. જો કાર્ય જગતને નિત્ય માનશો, તો તેનું કારણ કોઈ બનશે નહીં. કિન્તુ તે જ કાર્ય કારણરૂપ થઈ જશે. જો એમ કહેશો તો પોતાનું કાર્ય અને કારણ પોતે જ હોવાથી અન્યોન્યાશ્રય અને આત્માશ્રય દોષ આવશે. જેમ પોતાના ખભા ઉપર પોતે ચઢવું અને પુત્ર પોતે પોતાનો પિતા બની શકતો નથી. એટલા માટે જગતનો કર્તા અવશ્ય માનવો જ જોઈએ.

**(પ્રશ્ન)** જો ઈશ્વરને જગતનો કર્તા માનો છો તો ઈશ્વરનો કર્તા કોણ છે ?

**(ઉત્તર)** કર્તાનો કર્તા અને કારણનું કારણ કોઈ પણ હોઈ શકતું નથી, કેમકે પ્રથમ કર્તા અને કારણ હોવાથી જ કાર્ય થાય છે. જેમાં સંયોગ વિયોગ નથી હોતો અને જે પ્રથમ સંયોગ વિયોગનું કારણ છે, તેના કર્તા કે કારણ કોઈ પ્રકારે હોઈ શકતા નથી. એની વિશેષ વ્યાખ્યા આઠમા સમુલ્લાસમાં સૃષ્ટિની વ્યાખ્યામાં લખી છે; જોઈ લેવી.

એ જૈનીઓને સ્થૂલ વાતનું પણ યથાવત્ જ્ઞાન નથી, તો પરમ સૂક્ષ્મ સૃષ્ટિવિદ્યાનો બોધ કેમ કરી થઈ શકે ? એટલા માટે જૈનીઓ સૃષ્ટિને અનાદિ-અનન્ત માને છે અને દ્રવ્યપર્યાયોને પણ અનાદિ-અનન્ત માને છે અને પ્રતિગુણ, પ્રતિદેશમાં પર્યાયો અને પ્રતિવસ્તુમાં પણ અનન્ત પર્યાય માને છે. આ પ્રકરણરત્નાકરના પ્રથમ ભાગમાં લખ્યું છે. આ વાત પણ કદી ઘટી શકતી નથી. કેમકે જેનો અન્ત અર્થાત્ મર્યાદા હોય છે તેનાં સઘળાં સમ્બન્ધી અન્તવાન જ હોય છે. જો અનન્તને અસંખ્ય કહેત તો પણ ઘટી શકત નહીં. કિન્તુ જીવાપેક્ષામાં એ વાત ઘટી શકે છે, પરમેશ્વરની સૃષ્ટિમાં નહીં, કેમકે એક-એક દ્રવ્યમાં પોત-પોતના એક-એક કાર્ય-કારણ સામર્થ્યને અવિભાગ પર્યાયોથી અનન્ત સામર્થ્ય માનવું એ કેવળ અવિદ્યાની વાત છે. જ્યારે એક પરમાણુ દ્રવ્યની સીમા છે, તો તેમાં અનન્ત વિભાગરૂપ પર્યાય કેવી રીતે રહી શકે ? એવી જ રીતે એક-એક દ્રવ્યમાં અનન્ત ગુણ અને એક ગુણ પ્રદેશમાં અવિભાગરૂપ અનન્ત પર્યાયોને પણ

અનન્ત માનવા એ કેવળ બાળકપણાની વાત છે. કેમકે જેના અધિકરણનો અન્ત છે તો તેમાં રહેનારાનો અન્ત કેમ નહીં ? આવી જ લાંબી પહોળી મિથ્યા વાતો લખી છે.

હવે જીવ અને અજીવ એ બે પદાર્થોના વિષયમાં જૈનીઓનો નિશ્ચય એવો છે કે :-

**चेतनालक्षणो जीवः स्यादजीवस्तदन्यकः । सत्कर्मपुद्गलाः पुण्यं पापं तस्य विपर्ययः ॥**

આ 'જિનદત્તસૂરિ'નું વચન છે. અને એ જ 'પ્રકરણરત્નાકર' ભાગ પહેલામાં 'નયચક્રસાર'માં પણ લખ્યું છે કે ચેતનાલક્ષણ જીવ અને ચેતનારહિત અજીવ અર્થાત્ જડ છે. સત્કર્મરૂપ પુદ્ગલ પુણ્ય અને પાપકર્મરૂપ પુદ્ગલ પાપ કહેવાય છે.

**સમીક્ષક** - જીવ અને જડનું લક્ષણ તો ઠીક છે, પરન્તુ જે જડરૂપ પુદ્ગલ છે તે પાપ-પુણ્યયુક્ત કદી પણ થઈ શકતું નથી. કેમકે પાપ-પુણ્ય કરવાનો સ્વભાવ ચેતનમાં હોય છે. જુઓ ! આ જેટલા જડ પદાર્થ છે, તે સઘળા પાપ-પુણ્યથી રહિત છે. જે જીવોને અનાદિ માને છે, એ તો ઠીક છે, પરન્તુ તે જ અલ્પ અને અલ્પજ્ઞ જીવને મુક્તિદશામાં સર્વજ્ઞ માનવા એ જૂઠું છે, કેમકે જે અલ્પ અને અલ્પજ્ઞ છે તેનું સામર્થ્ય પણ સર્વદા સસીમ રહેશે.

જૈની લોકો, જગત્, જીવ, જીવનાં કર્મ અને બન્ધ અનાદિ માને છે. અહીં પણ જૈનીઓના તીર્થંકરો ભૂલી ગયા છે. કેમકે સંયુક્ત જગતના કાર્યકારણ, પ્રવાહથી કાર્ય અને જીવનાં કર્મ, બન્ધ પણ અનાદિ હોઈ શકતાં નથી. જ્યારે એમ માનો છો તો પછી કર્મ અને બન્ધનું છૂટવું કેમ માનો છો ? કેમકે જે અનાદિ પદાર્થ છે, તે કદી પણ છૂટી શકતો નથી. જો અનાદિનો પણ નાશ માનશો તો તમારા સર્વ અનાદિ પદાર્થોના નાશનો પ્રસંગ થશે. અને જ્યારે અનાદિને નિત્ય માનશો, તો કર્મ અને બન્ધ પણ નિત્ય થશે. અને જ્યારે સર્વ કર્મોના છૂટવાથી મુક્તિ માનો છો, તો સર્વ કર્મોના છૂટવા રૂપ મુક્તિનું તે નિમિત્ત થયું. અને ત્યારે તે નૈમિત્તિકી મુક્તિ થશે, જે હંમેશા રહી શકશે નહીં. અને કર્મ-કર્તાનો નિત્ય સમ્બન્ધ હોવાથી કર્મ પણ કદી છૂટશે નહીં. પછી જ્યારે તમે પોતાની મુક્તિ અને તીર્થંકરોની મુક્તિ નિત્ય માની છે, તે બની શકશે નહીં.

**(પ્રશ્ન)** જેમ ધાન્યના છોતરાં ઉતારવાથી કે અગ્નિનો સંયોગ થવાથી તે બીજ પુનઃ ઉગતાં નથી, એ જ પ્રકારે મુક્તિમાં ગયેલો જીવ પુનઃજન્મ મરણરૂપ સંસારમાં આવતો નથી.

**(ઉત્તર)** જીવ અને કર્મનો સમ્બન્ધ છોતરાં અને બીજના સમાન નથી કિન્તુ એનો સમવાય સમ્બન્ધ છે. એથી અનાદિ કાળથી જીવ અને તેમાં કર્મ અને કર્તૃત્વ શક્તિનો સમ્બન્ધ છે. જો તેમાં કર્મ કરવાની શક્તિનો પણ અભાવ માનશો, તો સર્વ જીવ પાષાણવત્ થઈ જશે અને મુક્તિને ભોગવવાનું પણ સામર્થ્ય રહેશે નહીં. જેમ અનાદિ કાળનું કર્મ બન્ધન છૂટીને જીવ મુક્ત થાય છે, તો તેમાં તમારી નિત્યમુક્તિથી છૂટીને બન્ધનમાં પડશે. કેમકે જેમ કર્મરૂપ મુક્તિના સાધનોથી પણ છૂટીને જીવનું મુક્ત થવું માનો છો, તેમ નિત્ય મુક્તિથી પણ છૂટીને બન્ધનમાં પડશે. સાધનોથી સિદ્ધ થયેલા પદાર્થ નિત્ય કદી પણ થઈ શકતા નથી. અને જો સાધનસિદ્ધ વિના મુક્તિ માનશો, તો કર્મો વિના જ બન્ધ પ્રાપ્ત થઈ શકશે. જેમ વસ્ત્રોમાં મેલ લાગે છે અને ધોવાથી છૂટી જાય છે, પાછો મેલ લાગી જાય છે, તેમ મિથ્યાત્વાદિ હેતુઓથી રાગ, દ્વેષાદિના આશ્રયથી જીવને કર્મરૂપ ફળ લાગે છે. અને જો સમ્યક્જ્ઞાન દર્શન ચારિત્રથી નિર્મળ થાય છે; અને મળ લાગવાના કારણોથી મળોનું લાગવું માનો છો, તો મુક્ત જીવનું સંસારી અને સંસારી જીવનું મુક્ત થવું અવશ્ય માનવું પડશે. કેમકે જેમ નિમિત્તોથી મલિનતા છૂટે છે તેમ નિમિત્તોથી મલિનતા લાગી પણ જશે.

એટલા માટે જીવના બન્ધ અને મુક્તિ પ્રવાહરૂપથી અનાદિ માનો, અનાદિ અનન્તતાથી નહીં.

(પ્રશ્ન) જીવ નિર્મળ કદી પણ ન હતો કિન્તુ મળસહિત છે.

(ઉત્તર) જે કદી પણ નિર્મળ ન હતો, તે નિર્મળ પણ કદી થઈ શકશે નહીં. જેમ શુદ્ધ વસ્ત્રમાં પાછળથી લાગેલા મેલને ધોઈને છોડાવી દે છે પણ તેના સ્વાભાવિક શ્વેત વર્ણને છોડાવી શકતા નથી અને મેલ તો ફરીને પણ વસ્ત્રમાં લાગી જાય છે, એ પ્રકારે મુક્તિમાં પણ થશે.

(પ્રશ્ન) જીવ પૂર્વોપાર્જિત કર્મથી જ સ્વયં શરીર ધારણ કરી લે છે, ઈશ્વરનું માનવું વ્યર્થ છે.

(ઉત્તર) જો કેવળ કર્મ જ શરીર ધારણમાં નિમિત્ત હોય અને ઈશ્વર કારણ ન હોય, તો તે જીવ ખરાબ જન્મ કે જ્યાં બહુ જ દુઃખ હોય તેને ધારણ કદી પણ ન કરે, કિન્તુ હંમેશા સારા-સારા જન્મ ધારણ કર્યા કરે. જો કહો કે કર્મ પ્રતિબન્ધક છે તો પણ જેમ ચોર પોતે આપોઆપ આવીને બન્દીગૃહમાં જતો નથી. અને સ્વયં ફાંસી પણ ખાતો નથી, કિન્તુ રાજા તેને શિક્ષા આપે છે, એ જ પ્રકારે જીવને શરીર ધારણ કરાવનાર અને તેના કર્માનુસાર ફળ દેનાર પરમેશ્વરને તમે પણ માનો.

(પ્રશ્ન) મદ(નશા)ની માફક કર્મ સ્વયં પ્રાપ્ત થાય છે, ફળ દેવામાં બીજાની આવશ્યકતા નથી.

(ઉત્તર) જો એમ હોય તો જેમ મદપાન કરનાર-અભ્યાસીને મદ ઓછો ચઢે છે અને અનભ્યાસીને બહુ જ ચઢે છે, તેમ નિત્ય બહુ જ પાપ-પુણ્ય કરનારને ન્યૂન અને કદી-કદી થોડાં-થોડાં પાપ-પુણ્ય કરનારને અધિક ફળ હોવું જોઈએ. અને નાના કર્મવાળાને અધિક ફળ પ્રાપ્ત થાય.

(પ્રશ્ન) જેનો જેવો સ્વભાવ હોય છે, તેને તેવું જ ફળ મળ્યા કરે છે.

(ઉત્તર) જો સ્વભાવથી છે તો તેનું છૂટવું કે મળવું થઈ શકતું નથી. હા, જેમ શુદ્ધ વસ્ત્રમાં નિમિત્તથી મેલ લાગે છે, તેને છોડાવવાના નિમિત્તથી છૂટી પણ જાય છે, એમ માનવું ઠીક છે.

(પ્રશ્ન) સંયોગ વિના કર્મ પરિણામને પ્રાપ્ત થતું નથી. જેમ દૂધ અને ખટાઈના સંયોગ વિના દહીં થતું નથી. એ જ પ્રકારે જીવ અને કર્મના યોગથી કર્મનું પરિણામ થાય છે.

(ઉત્તર) જેમ દહીં અને ખટાઈને મેળવનાર ત્રીજો હોય છે, તેમ જીવોને કર્મોનાં ફળ સાથે મેળવનારો ત્રીજો ઈશ્વર હોવો જ જોઈએ. કેમકે જડ પદાર્થ સ્વયં નિયમથી સંયુક્ત થતા નથી અને જીવ પણ અલ્પજ્ઞ હોવાથી સ્વયં પોતાનાં કર્મફળને પ્રાપ્ત થઈ શકતો નથી. એથી એ સિદ્ધ થયું કે ઈશ્વરસ્થાપિત સૃષ્ટિક્રમ વિના કર્મફળવ્યવસ્થા રહી શકતી નથી.

(પ્રશ્ન) જે કર્મથી મુક્ત થાય છે તે જ ઈશ્વર કહેવાય છે.

(ઉત્તર) જ્યારે અનાદિ કાળથી જીવ સાથે કર્મ લાગ્યાં છે, તેનાથી જીવ કદી પણ મુક્ત થઈ શકતો નથી.

(પ્રશ્ન) કર્મનો બન્ધ સાદિ છે.

(ઉત્તર) જો સાદિ છે, તો કર્મનો યોગ અનાદિ બની શકે નહીં અને સંયોગના આદિમાં જીવ નિષ્કર્મ હશે અને જો નિષ્કર્મને કર્મ લાગી ગયું, તો મુક્તોને પણ લાગી જશે. અને કર્મ-કર્તાનો સમવાય અર્થાત્ નિત્ય સમ્બન્ધ હોય છે, તે કદી છૂટતો નથી. એટલા માટે જેમ નવમા સમુલ્લાસમાં લખી આવ્યા છીએ, તેમજ માનવું ઠીક છે.

જીવ ચાહે તેટલું પોતાનું જ્ઞાન અને સામર્થ્ય વધારે, તો પણ તેમાં પરિમિત જ્ઞાન અને સસીમ સામર્થ્ય રહેશે. ઈશ્વરની સમાન કદી પણ થઈ શકે નહીં. હા, જેટલું સામર્થ્ય વધારવું ઉચિત છે, તેટલું

યોગથી વધારી શકે છે.

અને જે જૈનીઓમાં આર્હત લોકો દેહના પરિમાણથી જીવનું પણ પરિમાણ માને છે, તેમને પૂછવું જોઈએ કે જો એમ હોય તો હાથીનો જીવ કીડીમાં અને કીડીનો જીવ હાથીમાં કેમ સમાઈ શકશે ?

એ પણ એક મૂર્ખતાની વાત છે. કેમકે જીવ એક સૂક્ષ્મ પદાર્થ છે, જે એક પરમાણુમાં પણ રહી શકે છે. પરન્તુ તેની શક્તિઓ શરીરમાં પ્રાણ, વીજળી અને નાડી આદિની સાથે સંયુક્ત થઈ રહે છે. તેનાથી સર્વ શરીરનું વર્તમાન તે જાણે છે. સારા સંગથી સારો અને ખરાબના સંગથી ખરાબ થઈ જાય છે.

હવે જૈનીઓ આ પ્રકારનો ધર્મ માને છે :-

**मूल— रे जीव भव दुहाइं, इक्कं चिय हरइ जिणमयं धम्मं ।**
**इयराणं परमंतो, सुहकय्ये मूढ मुसिओसि ॥**

**— प्रकरणरत्ना० भाग० २ । षष्ठीशतक ६०। सूत्राङ्क० ३ ॥**

**સંક્ષેપાર્થ** - રે જીવ ! એક જ જિનમત શ્રીવીતરાગભાષિત ધર્મ, સંસાર સમ્બન્ધી જન્મ, જરા, મરણાદિ દુઃખોનો હરણકર્તા છે. એ જ પ્રકારે સુદેવ અને સુગુરુ પણ જૈન મતવાળાને જાણવા. ઈતર જે વીતરાગ ઋષભદેવથી લઈને મહાવીર પર્યન્ત વીતરાગ દેવોથી ભિન્ન અન્ય હરિ, હર, બ્રહ્માદિ કુદેવ છે, તેમની પોતાના કલ્યાણ માટે જે જીવ પૂજા કરે છે, તે સર્વ મનુષ્ય ઠગાઈ ગયા છે.

આનો ભાવાર્થ એ છે કે જૈનમતના સુદેવ, સુગુરુ તથા સુધર્મને છોડીને અન્ય કુદેવ, કુગુરુ તથા કુધર્મને સેવન કરવાથી કાંઈ પણ કલ્યાણ નથી થતું.

**સમીક્ષક** - હવે વિદ્વાનોએ વિચારવું જોઈએ કે કેવાં નિન્દાયુક્ત એમનાં ધર્મનાં પુસ્તક છે ?

**मूल— अरिहं देवो सुगुरु सुद्धं धम्मं च पंच नवकारो ।**
**धन्नाणं कयच्छाणं निरन्तरं वसइ हियर्यम्मि ॥ — प्रक० भा० २ । षष्ठी० ६० सू० १ ॥**

જે અરિહન્ દેવેન્દ્રકૃત પૂજાદિને યોગ્ય બીજો પદાર્થ ઉત્તમ કોઈ નથી; એવો જે દેવોનો દેવ શોભાયમાન અરિહન્ત દેવ જ્ઞાનક્રિયાવાન્, શાસ્ત્રોના ઉપદેષ્ટા, શુદ્ધ કષાય મલરહિત સમ્યક્ત્વ વિનય દયામૂલ શ્રીજિનભાષિત જે ધર્મ છે, તે જ દુર્ગતિમાં પડનાર પ્રાણીઓનો ઉદ્ધાર કરનાર છે. અને અન્ય હરિ-હરાદિનો ધર્મ સંસારથી ઉદ્ધાર કરનારો નથી. અને પંચ અરિહન્તાદિક પરમેષ્ઠી તત્સમ્બન્ધી તેમને નમસ્કાર, એ ચાર પદાર્થ ધન્ય છે અર્થાત્ શ્રેષ્ઠ છે; અર્થાત્ દયા, ક્ષમા, સમ્યક્ત્વ, જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ જૈનોનો ધર્મ છે.

**સમીક્ષક** - જ્યારે મનુષ્યમાત્ર પર દયા નથી, તે દયા નથી કે ક્ષમા. જ્ઞાનને બદલે અજ્ઞાન, દર્શન(ને બદલે) અંધેર અને ચારિત્રને બદલે ભૂખે મરવું, એ કઈ સારી વાત છે ?

જૈનમતના ધર્મની પ્રશંસા :-

**मूल— जई न कुणसि तव चरणं, न पढसि न गुणेसि देसि नो दाणम् ।**
**ता इत्तियं सक्किसि, जं देवो इक्क अरिहन्तो ॥**

**प्रक० भा० २ । षष्ठी० ६० । सू० २ ॥**

હે મનુષ્ય ! જો તું તપ ચારિત્ર કરી શકતો નથી, સૂત્ર ભણી શકતો નથી, પ્રકરણાદિનો વિચાર કરી શકતો નથી અને સુપાત્રાદિને દાન દઈ શકતો નથી, તો પણ જો તું, દેવતા એક અરિહન્ત જ અમારા આરાધનાને યોગ્ય, સુગુરુ, સુધર્મ જૈનમતમાં શ્રદ્ધા રાખવી, એ સર્વોત્તમ વાત અને તે જ ઉદ્ધારનું કારણ છે.

**સમીક્ષક** - જોકે દયા અને ક્ષમા સારી વસ્તુ છે તો પણ પક્ષપાતમાં ફસાવાથી દયા અદયા અને ક્ષમા અક્ષમા થઈ જાય છે. એનું પ્રયોજન એ છે કે "કોઈ પણ જીવને દુઃખ ન દેવું", એ વાત સર્વથા સમ્ભવ થઈ શકતી નથી. કેમકે દુષ્ટોને દણ્ડ દેવો પણ દયામાં ગણવા યોગ્ય છે.જો એક દુષ્ટને દણ્ડ ન દેવામાં આવે તો હજારો મનુષ્યોને દુઃખ પ્રાપ્ત થાય, એટલા માટે તે દયા અદયા અને ક્ષમા અક્ષમા થઈ જાય.

એ તો ઠીક છે કે સર્વ પ્રાણીઓનાં દુઃખનો નાશ અને સુખની પ્રાપ્તિનો ઉપાય કરવો એ દયા કહેવાય છે. કેવળ જળ ગાળીને પીવું, ક્ષુદ્ર જન્તુઓને બચાવવા એ જ દયા નથી કહેવાતી. કિન્તુ આ પ્રકારની દયા જૈનીઓની કથન માત્ર જ છે. કેમકે તેમ વર્તતા નથી. ચાહે કોઈ પણ મતમાં કેમ ન હોય, તો પણ મનુષ્યાદિ ઉપર દયા કરીને તેનો અન્ન-પાનાદિથી સત્કાર કરવો અને બીજા મતના વિદ્વાનોનું માન અને સેવા કરવી શું દયા નથી ?

જો એમની સાચી દયા હોય, તો **'વિવેકસાર'** પૃષ્ઠ ૨૨૧ માં જુઓ, શું લખ્યું છે ? **એક** "પરમતોની સ્તુતિ" અર્થાત્ તેના ગુણનું કીર્તન કદી ન કરવું. **બીજું** "તેમને નમસ્કાર" અર્થાત્ વન્દના પણ ન કરવી. **ત્રીજું** "આલપન" અર્થાત્ અન્ય મતવાળા સાથે થોડું બોલવું. **ચોથું** "સંલપન" અર્થાત્ તેની સાથે વારંવાર ન બોલવું. **પાંચમું** "તેમને અન્ન વસ્ત્રાદિ દાન" અર્થાત્ તેમને ખાવા પીવાની વસ્તુ પણ ન આપવી. **છઠ્ઠું** "ગન્ધપુષ્પાદિ દાન" અર્થાત્ અન્ય મતની પ્રતિમા પૂજનને માટે ગન્ધપુષ્પાદિ પણ ન આપવાં. એ છ યતના અર્થાત્ એ છ પ્રકારના કર્મોને જૈન લોકો કદી ન કરે.

**સમીક્ષક** - હવે બુદ્ધિમાનોએ વિચારવું જોઈએ કે જૈનીઓની અન્ય મતવાળા મનુષ્યો પર કેટલી અદયા, કુદૃષ્ટિ અને દ્વેષ છે. જ્યારે અન્ય મતસ્થ મનુષ્યો પર એટલી અદયા છે, તો પછી જૈનીઓને દયાહીન કહેવા સમ્ભવ છે. કેમકે પોતાના ઘરવાળાઓની જ સેવા કરવી, એ વિશેષ ધર્મ નથી કહેવાતો. તેમના મતનાં મનુષ્ય તેમનાં ઘરના સમાન છે, એટલા માટે તેમની સેવા કરવી અને અન્ય મતસ્થોની નહીં. પછી તેમને દયાવાન કયો બુદ્ધિમાન્ કહી શકશે ?

વિવેક, પૃષ્ઠ ૧૦૮માં લખ્યું છે કે 'મથુરાના રાજાના નમુચી નામના દિવાનને જૈન મતવાળાઓએ પોતાનો વિરોધી સમજીને મારી નાખ્યો અને આલોચણા (પ્રાયશ્ચિત્ત) કરીને શુદ્ધ થઈ ગયા.' શું આ પણ દયા અને ક્ષમાનું નાશક કર્મ નથી ? જ્યારે અન્ય મતવાળાઓની સાથે તેમનો પ્રાણ લેવા સુધીની વૈરબુદ્ધિ રાખે છે, તો એમને દયાળુને બદલે હિંસક કહેવા એ જ સાર્થક છે.

હવે સમ્યક્ત્વ દર્શનાદિનાં લક્ષણ **"આર્હત્ પ્રવચન સંગ્રહ, પરમાગમનસાર"**માં કથિત છે. સમ્યક્ શ્રદ્ધાન, સમ્યક્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ ચાર મોક્ષ માર્ગનાં સાધન છે. એની વ્યાખ્યા યોગદેવે કરી છે. જે રૂપથી જીવાદિ દ્રવ્ય અવસ્થિત છે તે જ રૂપથી જિનપ્રતિપાદિત ગ્રન્થાનુસાર વિપરીત અભિનિવેશાદિરહિત જે શ્રદ્ધા અર્થાત્ જૈનમતમાં પ્રીતિ છે તે 'સમ્યક્ શ્રદ્ધાન' અને 'સમ્યક્ દર્શન' છે.

**रुचिर्जिनोक्ततत्त्वेषु सम्यक् श्रद्धानमुच्यते ।**

જિને કહેલાં તત્ત્વોમાં સમ્યક્ શ્રદ્ધા કરવી જોઈએ અર્થાત્ અન્યત્ર ક્યાંય નહીં.

**यथावस्थिततत्त्वानां संक्षेपाद्विस्तरेण वा । यो बोधस्तमत्राहुः सम्यग्ज्ञानं मनीषिणः ॥**

જે પ્રકારના જીવાદિ તત્ત્વ છે, તેમનો સંક્ષેપ કે વિસ્તારથી જે બોધ થાય છે તેને જ બુદ્ધિમાનો સમ્યક્જ્ઞાન કહે છે.

**सर्वथाऽवद्ययोगानां त्यागश्चारित्रमुच्यते । कीर्त्तितं तदहिंसादिव्रतभेदेन पञ्चधा ।**

**अहिंसासूनृतास्तेयब्रह्मचर्य्यापरिग्रहाः ॥**

સર્વ પ્રકારે નિન્દનીય અન્ય મત સમ્બન્ધનો ત્યાગ 'ચારિત્ર' કહેવાય છે, અને અહિંસાદિ ભેદથી પાંચ પ્રકારના **વ્રત** છે. **એક**(અહિંસા) કોઈ પ્રાણીમાત્રને ન મારવું. **બીજું**(સૂનૃતા) પ્રિય વાણી બોલવી. **ત્રીજું**(અસ્તેય) ચોરી ન કરવી. **ચોથું**(બ્રહ્મચર્ય) ઉપસ્થેન્દ્રિયનું સંયમન અને **પાંચમું**(અપરિગ્રહ) સર્વ વસ્તુઓનો ત્યાગ કરવો.

એમાં ઘણી ખરી વાતો સારી છે અર્થાત્ અહિંસા અને ચોરી આદિ નિન્દનીય કર્મોનો ત્યાગ એ સારી વાત છે. પરન્તુ એ સર્વ અન્ય મતની નિન્દા કરવી આદિ દોષોથી સર્વ સારી વાતો પણ દોષયુક્ત થઈ ગઈ છે. જેમ પ્રથમ સૂત્રમાં લખ્યું છે કે 'અન્ય હરિ-હરાદિનો ધર્મ, સંસારમાં ઉદ્ધાર કરનારો નથી.' શું એ થોડી નિન્દા છે, કે જેના ગ્રન્થો જોવાથી જ પૂર્ણ વિદ્યા અને ધાર્મિકતા મળી આવે છે તેને ખરાબ કહેવા ? અને પોતાના મહા અસમ્ભવ કે જે પૂર્વે લખી આવ્યા છીએ, તેવી વાતોના કહેનારા પોતાના તીર્થંકરોની સ્તુતિ કરવી, એ કેવળ હઠની વાત છે. ભલા, જો જૈની કાંઈ ચારિત્ર ન કરી શકે, ન ભણી શકે, ન દાન દેવાનું સામર્થ્ય હોય, તો પણ "જૈન મત સારો છે" એટલું કહેવાથી જ શું તે ઉત્તમ થઈ જાય ? અને અન્ય મતસ્થ શ્રેષ્ઠ પણ અશ્રેષ્ઠ થઈ જાય ? આવાં કથન કરનાર મનુષ્યોને ભ્રાન્ત અને બાળબુદ્ધિ કહેવામાં ન આવે તો પછી શું કહેવું ?

એથી એ જ વિદિત થાય છે કે એમના આચાર્ય સ્વાર્થી હતા, પૂર્ણ વિદ્વાન્ નહીં. કેમકે જો સર્વની નિન્દા ન કરત, તો આવી જૂઠી વાતોમાં કોઈ પણ ફસાત નહીં અને તેમનું પ્રયોજન સિદ્ધ થાત નહીં. જુઓ ! એ તો સિદ્ધ થાય છે કે જૈનીઓના મત ડુબાડનાર અને વેદમત સર્વનો ઉદ્ધાર કરનાર હરિ હરાદિ દેવ સુદેવ અને એમના ઋષભદેવાદિ સર્વ કુદેવ, બીજા લોકો કહે, તો શું તેવું જ એમને ખરાબ નહીં લાગે ? વળી, બીજી પણ એમના આચાર્ય અને માનનારાઓની ભૂલ જોઈ લો :-

**मूल – जिणवर आणा भंगं, उमग्ग उस्सुत्त लेस देसणउ ।**

**आणा भगे पावंता जिणमय दुक्करं धम्मम् ॥ प्रक० भा० २ षष्ठीश० ६१ । सू० ११ ॥**

ઉન્માર્ગ(તે માર્ગ) ઉત્સૂત્ર(તે સૂત્ર) લેખ દેખાડવાથી જે જિનવર વીતરાગ તીર્થંકારોની આજ્ઞાનો ભંગ થાય છે, તે દુઃખનો હેતુ પાપ છે. જિનેશ્વરનો કહેલો સમ્યક્ત્વાદિ ધર્મ ગ્રહણ કરવો મહા કઠણ છે, એટલા માટે જે પ્રકારે જિન આજ્ઞાનો ભંગ ન થાય તેમ કરવું જોઈએ.

**સમીક્ષક** - જે પોતાના જ મોઢે પોતાની પ્રશંસા અને પોતાના જ ધર્મને મોટો કહે અને બીજાની નિન્દા કરે તે મૂર્ખતાની વાત છે. કેમકે પ્રશંસા તેની જ ઠીક છે જેની બીજા વિદ્વાન્ કરે. પોતાના મોઢે પોતાની પ્રશંસા તો ચોર પણ કરે છે. તો શું તે પ્રશંસનીય થઈ શકે છે ? એ જ પ્રકારે એમની પણ વાત છે.

**मूल – बहुगुण विज्झा निलओ, उस्सुत्तभासी तहावि मुत्तव्वो ।**

**जह वरमणिजुतो विहु, विग्घकरो विसहरो लोए ॥ – प्रक० भा० २ । षष्ठी० सू० १८ ॥**

જેમ વિષધર સર્પમાં મણિ ત્યાગવા યોગ્ય છે, તેમ જે જૈન મતમાં નથી તે ગમે તેટલો મોટો ધાર્મિક પણ્ડિત હોય, તો પણ તેને ત્યાગી દેવો જ જૈનીઓને ઉચિત છે.

**સમીક્ષક** - જુઓ ! કેવી ભૂલની વાત છે કે જો એમના ચેલા અને આચાર્ય વિદ્વાન્ હોત તો વિદ્વાનો સાથે પ્રેમ કરત. પણ જ્યારે એમના તીર્થંકરો સુદ્ધાં અવિદ્વાન્ છે, તો પછી વિદ્વાનોનું માન કેમ કરે ? શું સુવર્ણ

કે જે મળ કે ધૂળમાં પડેલું હોય, તેને કોઈ છોડી દે છે ? એથી એ સિદ્ધ થયું કે જૈનીઓ વિના, એવા બીજા કોણ પક્ષપાતી, હઠી, દુરાગ્રહી, વિદ્યાહીન હશે ?

**मूल - अइसय पाविय पावा धम्मिअ पव्वेसु तोवि पावरया ।**

**न चलन्ति सुद्ध धम्मा, धन्ना किविपाव पव्वेसु ॥** -प्रक० भा० २ । षष्ठी० सू० २१ ॥

અન્યદર્શની કુલિંગી અર્થાત્ જૈનમત વિરોધી, તેમનું દર્શન પણ જૈનીઓ ન કરે.

**સમીક્ષક** - બુદ્ધિમાન્ લોકો વિચારી લેશે કે આ કેવી પામરપણાની વાત છે ? સત્ય તો એ છે કે જેનો મત સત્ય છે તેને કોઈનો ભય નથી હોતો, પણ એમના આચાર્ય જાણતા હતા કે અમારા મતમાં પોલંપોલ છે. જો અન્યને સંભળાવીશું તો ખંડન થઈ જશે. એટલા માટે સર્વની નિન્દા કરો અને મૂર્ખજનોને ફસાવો !

**मूल - नामंपि तस्स असुहं, जेण निदिठाई मिच्छ पव्वाइ ।**

**जेसिं अणुसंगाड, धम्मीणवि होई पाव मइ ॥** - प्रक० भा० २ । षष्ठी० सूत्र० २७ ॥

જે જૈનધર્મથી વિરુદ્ધ ધર્મ છે તે સર્વ મનુષ્યોને પાપી કરનારા છે. એટલા માટે કોઈનો અન્ય ધર્મ ન માનીને જૈનધર્મને જ માનવો શ્રેષ્ઠ છે.

**સમીક્ષક** - આથી એ સિદ્ધ થાય છે કે સર્વ સાથે વેર, વિરોધ, નિન્દા અને ઈર્ષ્યા આદિ દુષ્ટ કર્મરૂપ સાગરમાં ડુબાડનારો જૈન માર્ગ છે. જેવા જૈનીઓ સર્વના નિન્દક છે તેવા કોઈ પણ બીજા મતવાળા મહાનિન્દક અને અધર્મી નહીં હોય. શું એક તરફથી સર્વની નિન્દા અને પોતાની અતિપ્રશંસા કરવી, એ શઠ મનુષ્યોની વાતો નથી ? વિવેકી લોકો તો ચાહે કોઈ પણ મતના હોય, પણ તેમાં સારાને સારો અને ખરાબને ખરાબ કહે છે.

**मूल - हा हा गुरु अ अकज्झ, सामी न हु अच्छि कस्स पुक्करिमो ।**

**कह जिण वयण कह सुगुरु सावया कह इय अकज्झं ॥** -प्रक० भा० २ । षष्ठी० सू० ३५ ॥

સર્વજ્ઞભાષિત જિન વચન, જૈનના સુગુરુ અને જૈન ધર્મ ક્યાં ? અને તેનાથી વિરુદ્ધ કુગુરુ અન્ય માર્ગોના ઉપદેશક ક્યાં ? અર્થાત્ અમારા સુગુરુ, સુદેવ, સુધર્મ અને અન્યના કુગુરુ, કુદેવ કુધર્મ છે.

**સમીક્ષક** - આ વાત બોર વેચનારી વાઘરણ સ્ત્રીના જેવી છે. જેમ તે પોતાનાં ખાટાં બોરને મીઠાં અને બીજાનાં મીઠાંને ખાટાં અને નકામાં બતાવે છે, એવા જ પ્રકારની આ જૈનીઓની વાતો છે. એ લોકો પોતાના મતથી ભિન્ન મતસ્થોની સેવામાં મહા અકાર્ય અર્થાત્ પાપ ગણે છે.

**मूल - सप्पो इक्क मरणं कुगुरु अणंताइ देइ मरणाई ।**

**तो वरिसप्पं गहियुं मा कुगुरुसेवणं भद्दम् ॥** - प्रक० भा० २ । षष्ठी० सू० ३७ ॥

જેમ પ્રથમ લખી આવ્યા કે સર્પમાં મણિનો પણ ત્યાગ કરવો ઉચિત છે, તેમ અન્યમાર્ગીઓમાં શ્રેષ્ઠ ધાર્મિક પુરુષોનો પણ ત્યાગ કરી દેવો. હવે તેથી પણ વિશેષ નિન્દા અન્ય મતવાળાઓની કરે છે. જૈન મતથી ભિન્ન સર્વ કુગુરુ અર્થાત્ તે સર્પથી પણ ખરાબ છે. તેમનાં દર્શન, સેવા કે સંગ કદી પણ કરવો નહીં, કેમકે સર્પના સંગથી એક વાર મરણ થાય છે અને અન્યમાર્ગી કુગુરુઓના સંગથી અનેક વાર જન્મ-મરણમાં પડવું

પડે છે. એટલા માટે હે ભદ્ર ! અન્યમાર્ગીઓના ગુરુઓ પાસે ઊભા પણ ન રહેવું. કેમકે જો તું અન્યમાર્ગીઓની કાંઈ પણ સેવા કરીશ, તો દુ:ખમાં પડીશ.

**સમીક્ષક** - જુઓ ! આ જૈનીઓની માફક કઠોર, ભ્રાન્ત, દ્વેષી, નિન્દક, ભૂલમાં પડેલા અન્ય મતવાળા કોઈ પણ નહીં હોય. એમણે તો મનથી એ જ વિચાર્યું છે કે જો અમે અન્યની નિન્દા અને પોતાની પ્રશંસા નહીં કરીએ, તો અમારી સેવા અને પ્રતિષ્ઠા નહીં થાય. પરન્તુ એ વાત એમના દુર્ભાગ્યની છે. કેમકે જ્યાં સુધી ઉત્તમ વિદ્વાનોનો સંગ અને સેવા નહીં કરે ત્યાં સુધી એમને યથાર્થ જ્ઞાન અને સત્યધર્મની પ્રાપ્તિ કદી પણ થશે નહીં. એટલા માટે જૈનોને ઉચિત છે કે પોતાની વિદ્યાવિરુદ્ધ મિથ્યા વાતો છોડી, વેદોક્ત સત્ય વાતોનું ગ્રહણ કરે, તો તેમને માટે મહાકલ્યાણની વાત છે.

**मूल** - **किं भणिमो किं करिमो ताण हयासाण धिट्ठ दुट्ठाणं ।**

**जे दंसिऊण लिंगं खिवन्ति न रयम्मि मुद्धजणं ॥** - प्रक० भा० २ । षष्ठी० सू० ४० ॥

જેની કલ્યાણની આશા નષ્ટ થઈ ગઈ, નફફટ, ખરાબ કામ કરવામાં અતિ ચતુર, દુષ્ટ દોષવાળાને શું કહેવું ? અને શું કરવું ? કેમકે જો તેનો ઉપકાર કરો તો તે ઊલટો તેનો જ નાશ કરે છે. જેમ કોઈ દયા કરીને આંધળા સિંહની આંખ ઉઘાડવા જાય, તો તેને જ ખાઈ લે, તેમ કુગુરુ અર્થાત્ અન્યમાર્ગીઓનો ઉપકાર કરવો, એ પોતાનો નાશ કરી લેવા જેવું છે, અર્થાત્ તેમનાથી સદા દૂર જ રહેવું. ॥૪૦॥

**સમીક્ષક** - જેમ જૈનો વિચારે છે, તેમ બીજા મતવાળા પણ વિચારે, તો જૈનોની કેટલી દુર્દશા થાય ? અને વળી તેમનો કોઈ પ્રકારનો કાંઈ પણ ઉપકાર ન કરે, તો તેમના ઘણાં ખરાં કામો નષ્ટ થઈને કેટલું દુ:ખ પ્રાપ્ત થાય ? એવું અન્યને માટે જૈનો કેમ નથી વિચારતા ?

**मूल** - **जह जह तुट्टई धम्मो जह जह दुट्ठाण होइ अइ उदउं ।**

**समदिट्ठि जियाणं तह तह उल्लसइ समत्तं ॥** - प्रक० भा० २ । षष्ठी० सू० ४२ ॥

જેમ જેમ દર્શનભ્રષ્ટ નિહ્નવ, પાસચ્છ, ઉસન્ના તથા કુસીલિયાદિક અને અન્ય દર્શની ત્રિદણ્ડી, પરિવ્રાજક તથા વિપ્રાદિક દુષ્ટ લોકોનું અતિશય બળ, સત્કાર,પૂજાદિક થાય, તેમ-તેમ સમ્યગ્દૃષ્ટિ જીવોનું સમ્યક્ત્વ વિશેષ પ્રકાશિત થાય, એ મોટું આશ્ચર્ય છે.

**સમીક્ષક** - હવે જુઓ ! શું આ જૈનોથી અધિક ઈર્ષ્યા, દ્વેષ, વૈરબુદ્ધિ યુક્ત બીજા કોઈ હશે ખરા ? હા, અન્ય મતમાં પણ ઈર્ષ્યા, દ્વેષ છે, પરન્તુ જેટલો આ જૈનોમાં છે, તેટલો કોઈમાં નથી. અને એ દ્વેષ જ પાપનું મૂળ છે તેટલા માટે જૈનોમાં પાપાચાર કેમ ન હોય ?

**मूल** - **संगो विजाण अहिउ तेसिं धम्माइजे पकुब्वन्ति ।**

**मुत्तूण चोरसंगं करन्ति ते चोरियं पावा ॥** - प्रक० भा० २ । षष्ठी० सू० ७५ ॥

એનું મુખ્ય પ્રયોજન એટલું જ છે કે જેમ મૂઢજન ચોરના સંગથી, નાસિકાછેદાદિ દંડથી ભય નથી પામતો, તેમ જૈનમતથી ભિન્ન ચોર ધર્મોમાં સ્થિત જન પોતાના અકલ્યાણથી ભય નથી કરતો.

**સમીક્ષક** - જે જેવો મનુષ્ય હોય છે તે પ્રાય: પોતાના જેવા જ બીજાને સમજે છે. શું એ વાત સત્ય

થઈ શકે છે કે અન્ય સર્વ ચોરમત અને જૈનનો શાહુકાર-મત છે ? જ્યાં સુધી મનુષ્યમાં અતિ અજ્ઞાન અને કુસંગથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, ત્યાં સુધી અન્યોની સાથેના અતિઈર્ષ્યા, દ્વેષાદિ દુષ્ટતા નથી છૂટતાં. જેવો જૈનમત પારકાનો દ્વેષી છે, એવો અન્ય કોઈ નથી.

**मूल - जच्छ पसुमहिसळरका पव्वं होमन्ति पाव नवमीए ।**

**पूअन्ति तंपि सढ्ढाहा हीलावीयरायस्स ॥ -प्रक० भा० २ । षष्ठी० सू० ७६ ॥**

પૂર્વ સૂત્રમાં જે મિથ્યાત્વી અર્થાત્ જૈનમાર્ગથી ભિન્ન સર્વમિથ્યાત્વી, અને પોતે સમ્યક્ત્વી અર્થાત્ બીજા બધા પાપી અને જૈનો સર્વે પુણ્યાત્મા છે, એટલા માટે જે કોઈ મિથ્યાત્વીના ધર્મનું સ્થાપન કરે, તે પાપી છે.

**સમીક્ષક** - જેમ અન્યના સ્થાનોમાં ચામુણ્ડા, કાલિકા, જ્વાલા, પ્રમુખની આગળ પાપનવમી અર્થાત્ દુર્ગાનવમી તિથિ આદિ સર્વ ખરાબ છે, તેમ શું તમારાં પજુસણ આદિ વ્રત ખરાબ નથી કે જેનાથી મહાકષ્ટ થાય છે ? અહીં વામમાર્ગીઓની લીલાનું ખંડન તો ઠીક છે, પરન્તુ જે શાસનદેવી અને મરુતદેવી આદિને માને છે, તેનું ખંડન સાથે કર્યું હોત, તો સારું થાત. જો કહો કે "અમારી દેવી હિંસક નથી" તો એમનું કહેવું મિથ્યા છે, કેમકે શાસનદેવીએ એક પુરુષ અને બીજા બકરાની આંખો કાઢી લીધી હતી. પછી તે રાક્ષસી અને દુર્ગા કાલિકાની સગી બહેન કેમ નહીં ? અને વળી, પોતાના પચ્ચખાણ આદિ વ્રતોને અતિશ્રેષ્ઠ અને નવમી આદિને દુષ્ટ કહેવાં એ મૂઢતાની વાત છે, કેમકે બીજાના ઉપવાસોની તો નિન્દા અને પોતાના ઉપવાસોની સ્તુતિ કરવી એ મૂર્ખતાની વાત છે. હા, જે સત્યભાષણાદિ વ્રત ધારણ કરવાં છે, તે તો સર્વને માટે ઉત્તમ છે. પણ જૈનીઓ અને બીજા કોઈના ઉપવાસ સત્ય નથી.

**मूल - वेसाण वंदियाणय माहणडुंबाणि जरकसीरकाणम् ।**

**भत्ता भरकठाणं वियाणं जन्ति दूरेणं ॥ -प्रक० भा० २ । षष्ठी० सू० ८२ ॥**

એનું મુખ્ય પ્રયોજન એ છે કે જે વેશ્યા, ચારણ, ભાટાદિ લોકો, બ્રાહ્મણ, યક્ષ, ગણેશાદિ, મિથ્યાદૃષ્ટિ દેવી આદિ દેવતાઓના ભક્ત છે, જે એમના માનનારા છે, તે સર્વ ડૂબનારા અને ડુબાવનારા છે. કેમકે તેમની જ પાસે તે સર્વ વસ્તુઓ માંગે છે અને વીતરાગ પુરુષોથી દૂર રહે છે.

**સમીક્ષક** - અન્ય માર્ગીઓના દેવતાઓને જૂઠા કહેવા અને પોતાના દેવતાઓને સાચા કહેવા એ કેવળ પક્ષપાતની વાત છે. અને વળી, અન્ય વામમાર્ગીઓની દેવી આદિનો નિષેધ કરે છે પરન્તુ જે 'શ્રાદ્ધદિનકૃત્ય'ના પૃષ્ઠ ૪૬ માં લખ્યું છે કે 'શાસનદેવીએ રાતે ભોજન કરવાને કારણે એક પુરુષને તમાચો માર્યો, તેની આંખો કાઢી નાખી. તેને બદલે બકરાની આંખ કાઢીને તે મનુષ્યને લગાડી દીધી.' તો પછી તે દેવીને હિંસક કેમ નથી માનતા ? 'રત્નસાર ભાગ ૧' પૃષ્ઠ ૬૭ માં જુઓ શું લખ્યું છે ?- 'મરુતદેવી પથિકોને પથ્થરની મૂર્તિ થઈને સહાય કરતી હતી'. તેને પણ તેવી કેમ નથી માનતા ?

**मूल - किं सोपि जणणि जाओ जाणो जणणी किं गओ विद्धि ॥**

**जइ मिच्छरओ जाओ गुणेसु हतमच्छरं वहइ ॥ - प्रक० भा० २ । षष्ठी० सू० ८१ ॥**

જે જૈનમત વિરોધી મિથ્યાત્વી અર્થાત્ મિથ્યાધર્મવાળા છે તે કેમ જન્મ્યા ? જો જન્મ્યા તો ઊછર્યા કેમ ? અર્થાત્ જલ્દી જ નષ્ટ થયા હોત તો સારું હતું.

**સમીક્ષક** - જુઓ ! એમના વીતરાગભાષિત દયા, ધર્મ. અન્યમતવાળાઓનું જીવન પણ નથી ઇચ્છતા. કેવળ એમનો દયા-ધર્મ કથન માત્ર છે. અને જે છે તે ક્ષુદ્ર જીવો અને પશુઓને માટે છે, જૈનથી ભિન્ન મનુષ્યોને માટે નથી.

**मूल** **सुद्धे मग्गे जाया सुहेण, गच्छन्ति सुद्ध मग्गंमि ।**
**जे पुण अमग्गजाया मग्गे गच्छंति तं चुय्यं ॥--प्रक० भा० २ । षष्ठी० सू० ८३ ॥**

**સં. અર્થ** - એનું મુખ્ય પ્રયોજન એ છે કે જે જૈનકુળમાં જન્મ લઈને મુક્તિમાં જાય તેમાં કાંઈ આશ્ચર્ય નથી. પરન્તુ જૈનથી ભિન્ન કુળમાં જન્મેલા મિથ્યાત્વી અન્યમાર્ગી મુક્તિને પ્રાપ્ત થાય તેમાં મહા આશ્ચર્ય છે. એનો ફળિતાર્થ એ છે કે જૈનમતવાળા મુક્તિમાં જાય છે અન્ય કોઈ નહીં. જૈનમતનું ગ્રહણ નથી કરતા તેઓ નરકગામી છે.

**સમીક્ષક** - શું જૈનમતમાં કોઈ દુષ્ટ કે નરકગામી નથી થતો ? સઘળા જ મુક્તિમાં જાય છે અને અન્ય કોઈ નહીં ? શું એ ઉન્મત્તપણાની વાત નથી ? ભોળા મનુષ્યો વિના એવી વાત કોણ માની શકે છે ?

**मूल** - **तिच्छयराणं पूआ संमत्त गुणाणकारिणी भणिया ।**
**साविय मिच्छत्तयरी जिण समये देसिया पूआ ॥** -**प्रक० भा० २ । षष्ठी० सू० ९० ॥**

**સં. અર્થ** - એક જિન મૂર્તિઓની પૂજા સાર છે અને એનાથી ભિન્ન માર્ગીઓની પૂજા અસાર છે. જે જૈનમાર્ગની આજ્ઞા પાળે છે તે તત્ત્વજ્ઞાની અને જે નથી પાળતા તે તત્ત્વજ્ઞાની નથી.

**સમીક્ષક** - વાહ જી ! શું કહેવું !! શું તમારી મૂર્તિ પાષાણાદિ જડ પદાર્થોની નથી ? જેવી કે વૈષ્ણવાદિની છે. જેવી તમારી મૂર્તિપૂજા મિથ્યા છે, તેવી જ વૈષ્ણવાદિની પણ મિથ્યા છે. જો તમે તત્ત્વજ્ઞાની બનો છો અને અન્યને અતત્ત્વજ્ઞાની બનાવો છો, તો એથી વિદિત થાય છે કે તમારા મતમાં તત્ત્વજ્ઞાન નથી.

**मूल** - **जिण आणाए धम्मो आणारहिं आण फुडं अहमुत्ति ।**
**इय मुणिऊणय तत्तं जिण आणाए कुणहु धम्मं ॥** -**प्रक० भा० २ । षष्ठी० सू० ९२ ॥**

**સં. અર્થ** - જે જિનદેવની આજ્ઞા દયા ક્ષમાદિ ધર્મ છે, તેનાથી અન્ય આજ્ઞા અધર્મ છે.

**સમીક્ષક** - આ કેટલી મોટી અન્યાયની વાત છે. શું જૈન મતથી ભિન્ન કોઈ પણ પુરુષ સત્યવાદી, ધર્માત્મા નથી ? શું તે ધાર્મિક જનને ન માનવો જોઈએ ? હા, જો જૈનમતસ્થ મનુષ્યનાં મુખ જીહ્વા ચામડાનાં ન હોત અને અન્યનાં જો ચામડાનાં હોત, તો એ વાત ઘટી શકતી હતી. આ પ્રમાણે પોતાના જ મતના ગ્રન્થ વચન અને સાધુ આદિની એવી મોટી બડાઈ છે કે જાણે જૈન લોકો ભાટોના મોટા ભાઈ જ બની રહ્યા છે.

**मूल** **वन्नेमि नारयाउवि जेसिं दुक्काइ संभरं ताणम् ।**
**भव्वाण जणइ हरिहर रिद्धि समिद्धी वि उद्धोसं ॥** --**प्रक० भा० २ । षष्ठी० सू० ९५ ॥**

**સં. અર્થ** - એનું મુખ્ય તાત્પર્ય એ છે કે જે હરિ-હરાદિ દેવોની વિભૂતિ છે, તે નરકનો હેતુ છે. તેને જોઈને જૈનીઓનાં રોમાંચ ઊભાં થઈ જાય છે. જેમ રાજાજ્ઞા ભંગ કરવાથી મનુષ્ય મરણ પર્યન્ત દુઃખ પામે છે, તેમ જિનેન્દ્ર આજ્ઞાભંગથી કેમ જન્મ-મરણ દુઃખ ન પામે ?

**સમીક્ષક** - જુઓ ! જૈનીઓના આચાર્યાદિની માનસિક વૃત્તિ અર્થાત્ ઉપરના કપટ અને ઢોંગની લીલા. હવે, તો એમની અંદરની પણ ખૂલી ગઈ. હરિ-હરાદિ અને તેમના ઉપાસકોનાં ઐશ્વર્ય અને વૃદ્ધિને તેઓ દેખી પણ શકતા નથી. તેમનાં રોમાંચ એટલા માટે જ ઊભાં થાય છે કે બીજાની ચઢતી કેમ થઈ ? ઘણું કરીને એમ જ ચાહતા હશે કે એમનું સર્વ ઐશ્વર્ય અમને મળી જાય અને એ દરિદ્રી થઈ જાય તો સારું. અને રાજાની આજ્ઞાનું દૃષ્ટાન્ત એટલા માટે આપે છે કે એ જૈનીઓ રાજ્યના મોટા ખુશામદી, જૂઠા અને બીકણ છે. શું જૂઠી વાત પણ રાજાની માની લેવી જોઈએ ? જો ઈર્ષ્યાદ્વેષી જોઈએ તો જૈનીઓથી વધારે બીજા કોઈ પણ નહીં હોય.

**मूल** - **जो देई सुद्ध धम्मं सो परमप्पा जयम्मि न हु अन्नो ।**
**किं कप्पद्दुम्म सरिसो इयर तरू होइ कइयावि ॥** -प्रक० भा० २ । षष्ठी० सू० १०१ ॥

**સં. અર્થ** - તે મૂર્ખ લોક છે કે જે જૈન ધર્મથી વિરુદ્ધ છે અને જે જિનેન્દ્રભાષિત ધર્મોપદેષ્ટા સાધુ કે ગૃહસ્થ અથવા ગ્રન્થકર્તા છે, તે તીર્થંકરોના તુલ્ય છે. તેમના તુલ્ય કોઈ પણ નથી. ॥૧૦૧॥

**સમીક્ષક** - કેમ ન હોય ! જો જૈન લોકો છોકરમતિ ન હોત, તો એવી વાતો કેમ માની બેસત ? જેમ વેશ્યા પોતાના વિના અન્યની સ્તુતિ નથી કરતી તેમ એ વાત પણ દેખાય છે.

**मूल** - **जे अमुणिअ गुण दोषा ते कहअ वुहाण-हुंतिम इच्छा ।**
**अह ते विर्हुमइच्छा ता विस अमिआण तुल्लत्तं ॥** – प्रक० भा० २ । षष्ठी० सू० १०२ ॥

**સં. અર્થ** - જિનેન્દ્રદેવ તદુક્ત સિદ્ધાન્ત અને જિનમતના ઉપદેષ્ટાઓનો ત્યાગ કરવો જૈનીઓને ઉચિત નથી. ॥૧૦૩॥

**સમીક્ષક** - આ જૈનીઓની હઠ, પક્ષપાત અને અવિદ્યાનાં ફળ વિના બીજું શું છે ? કિન્તુ જૈનીઓની થોડીક વાતો છોડીને અન્ય સર્વ ત્યક્તવ્ય છે. જેની કાંઈ થોડીક પણ બુદ્ધિ હશે, તે જૈનોના દેવ, સિદ્ધાન્ત ગ્રન્થ અને ઉપદેષ્ટાઓને જુએ, સાંભળે, વિચારે, તો તે જ સમયે નિસ્સંદેહ છોડી દેશે.

**मूल** - **वयणे वि सुगुरु जिणवल्लहस्स केसिन्न उल्लसइ सम्मं ।**
**अह कह दिणमणि तेयं उलुआणं हरइ अन्धत्तं ॥** – प्रक० भा० २ । षष्ठी० सूत्र० १०८ ॥

**સં. અર્થ** - જે જૈનવચનને અનુકૂળ ચાલે છે તે પૂજનીય છે અને જે વિરુદ્ધ ચાલે છે તે અપૂજનીય છે. એટલે જૈન ગુરુઓને માનવા અર્થાત્ અન્ય માર્ગીઓને ન માનવા. ॥૧૦૮॥

**સમીક્ષક** - ભલા જો જૈનીઓ અન્ય અજ્ઞાનીઓને પશુવત્ ચેલા કરીને ન બાંધત, તો તેમની જાળમાંથી છૂટા રહીને પોતાની મુક્તિનાં સાધન શોધીને જન્મ સફળ કરી લેત. ભલા, તમને જો કોઈ કુમાર્ગી, કુગુરુ, મિથ્યાત્વી અને કૂપદેષ્ટા કહે, તો તમને કેટલું દુઃખ લાગે ? તેમ તમે અન્યને દુઃખદાયક છો તે ઉપરથી તમારા મતમાં અસાર વાતો ઘણી જ ભરેલી છે.

**मूल** - **तिहुअण जणं मरंतं दट्ठूण निअन्ति जे न अप्पाणं ।**
**विरमंति न पावाउ विद्धी धिट्ठत्तणं ताणम् ॥** -प्रक० भा० २ । षष्ठी० सू० १०९ ॥

**સં. અર્થ** - જો મૃત્યુપર્યન્ત દુઃખ હોય, તો પણ કૃષિ, વ્યાપારાદિ કર્મ જૈન લોકો ન કરે, કેમકે એ કર્મ નરકમાં લઈ જનારાં છે. ॥૧૦૯॥

**સમીક્ષક** - હવે કોઈ જૈનોને પૂછે કે તમે વ્યાપારાદિ કર્મ કેમ કરો છો ? એ કર્મોને કેમ નથી છોડી દેતા ? જો તે છોડી દો તો તમારા શરીરનું પાલન-પોષણ પણ ન થઈ શકે. અને જો તમારા કહેવાથી સર્વ લોક જૈન બની છોડી દે, તો પછી તમે શી વસ્તુ ખાઈને જીવશો ? એવા અત્યાચારનો ઉપદેશ કરવો સર્વથા વ્યર્થ છે. શું કરે બિચારા ! વિદ્યા અને સત્સંગ વિના જે મનમાં આવ્યું તે બકી દીધું.

**મૂલ** - **तइया हमाण अहमा कारणरहिया अनाणगव्वेण ।**
**जे जपंति उस्सुत्तं तेसिं दिद्धिच्छ पंडिच्चं ॥** — प्रक० भा० २ । षष्ठी० सू० १२१ ॥

**સં. અર્થ** - જે જૈનાગમથી વિરુદ્ધ શાસ્ત્રોના માનનારા છે, તે અધમાધમ છે. ચાહે કોઈ પ્રયોજન પણ સિદ્ધ થતું હોય, તો પણ જૈનમતથી વિરુદ્ધ બોલવું નહીં, માનવું નહીં. તેમ ચાહે કોઈ પ્રયોજન સિદ્ધ થતું હોય, તો પણ અન્ય મતનો તો ત્યાગ કરી દે. ॥૧૨૧॥

**સમીક્ષક** - તમારા મૂળ પુરુષોથી લઈને આજ પર્યન્ત જેટલા થઈ ગયા અને થશે, તેમણે અન્ય મતને ગાલિપ્રદાન વિના અન્ય કાંઈ પણ બીજી વાત કરી નથી અને કરવાના નથી. ભલા ! જ્યાં જ્યાં જૈન લોકો પોતાનું પ્રયોજન સિદ્ધ થતું જુએ છે, ત્યાં-ત્યાં ચેલાના પણ ચેલા બની જાય છે, તો પછી આવી મિથ્યા લાંબી પહોળી વાતોને હાંકવામાં તેમને જરા પણ લજ્જા ન આવી એ મહાશોકની વાત છે.

**મૂલ** - **जं वीरजिणस्स जिओ, मिरई उस्सुत्त लेसदेसणओ ।**
**सागर कोडाकोडिं हिंडइ अइभीमभववरणे ॥** -प्रक० भा० २ । षष्ठी० सूत्र १२२ ॥

**સં. અર્થ** - જો કોઈ એમ કહે કે જૈન સાધુઓમાં ધર્મ છે, અમારા અને અન્યમાં પણ ધર્મ છે; તો તે મનુષ્ય કરોડોના કરોડ વર્ષો પર્યન્ત નરકમાં રહીને પાછો પણ નીચ જન્મ પામે છે. ॥૧૨૨॥

**સમીક્ષક** - વાહ રે ! વાહ !! વિદ્યાઓના શત્રુઓ, તમે એ જ વિચાર્યું હશે કે અમારાં મિથ્યા વચનોનું કોઈ ખંડન ન કરે, એટલા માટે આ ભયંકર વચન લખ્યું છે. તે અસમ્ભવ છે. હવે ક્યાં સુધી તમને સમજાવીએ. તમે તો જૂઠી નિન્દા અને અન્ય મતો સાથે વૈર, વિરોધ કરવા ઉપર જ કટીબદ્ધ થઈને પોતાનું પ્રયોજન સિદ્ધ કરવું, એ તો મોહનભોગ સમાન સમજી લીધું છે.

**મૂલ** - **दूरे करणं दूरम्मि साहणं तह पभावणा दूरे ।**
**जिणधम्म सद्दहाणं पि तिरकदुरकाइ निट्ठवइ ॥** — प्रक० भा० २ । षष्ठी० सूत्र १२७ ॥

**સં. અર્થ** - જે મનુષ્યથી જૈનધર્મનું કાંઈ પણ અનુષ્ઠાન ન થઈ શકે, તો પણ જે જૈનધર્મ સાચો છે, અન્ય કોઈ નથી; એટલી શ્રદ્ધા માત્રથી દુઃખને તરી જાય છે. ।૧૨૭।

**સમીક્ષક** - ભલા, ! આથી અધિક મૂર્ખોને પોતાની મતજાળમાં ફસાવવાની બીજી કઈ વાત હશે ? કેમકે કાંઈ કર્મ ન કરવાં પડે અને મુક્તિ તો થઈ જ જાય ! એવો ભોન્દૂ મત કયો હશે ?

**મૂલ** - **कइया होही दिवसो, जइया सुगुरुण पायमूलम्मि ।**
**उस्सुत्त लेसविसलव रहिओ निसुणेसु जिणधम्मं ॥** -प्रक० भा० २ । षष्ठी० सू० १२८ ॥

**સં. અર્થ** - જે મનુષ્ય જિનાગમ અર્થાત્ જૈનોના શાસ્ત્રોને સાંભળીશ, ઉસ્તૂત્ર અર્થાત્ અન્ય મતના ગ્રન્થોને કદી પણ ન સાંભળીશ, એટલી ઈચ્છા કરે તો તે એટલી ઈચ્છા માત્રથી જ દુઃખસાગરથી તરી જાય છે. ।૧૨૮।

**સમીક્ષક** - એ પણ વાત ભોળા મનુષ્યોને ફસાવવા માટે છે, કેમકે એ પૂર્વોક્ત ઇચ્છાથી અહીંના દુઃખસાગરથી પણ નથી તરતો અને પૂર્વજન્મના પણ સંચિત પોતાના દુઃખરૂપી ફળ ભોગ્યા વિના નથી છૂટી શકતો. જો એવી એવી જૂઠી અર્થાત્ વિદ્યાવિરુદ્ધ વાત ન લખત, તો એમના અવિદ્યારૂપી ગ્રન્થોને વેદાદિ શાસ્ત્ર જોઈ-સાંભળી, સત્યાસત્ય જાણીને તેમનું પોકળ જોઈને છોડી દેત. પરન્તુ એવા જકડીને એ અવિદ્વાનોને બાંધ્યા છે કે હવે એ જાળથી કોઈ એક બુદ્ધિમાન્ સત્સંગી ચાહે તો છૂટી શકે તો તે સમ્ભવ છે, પરન્તુ અન્ય જડ બુદ્ધિઓનું છૂટવું તો અતિ કઠણ છે.

**मूल** - **जम्हा जेणेहिं भणियं, सुय ववहारं विसोहियं तस्स ।**
**जाइय विसुद्ध बोही, जिणआणा राहगत्ताओ ॥** -प्रक० भा० । षष्ठी० सू० १३८ ॥

**સં. અર્થ** - જે જિનાચાર્યોએ કહેલાં સૂત્ર, નિરુક્તિ, વૃત્તિ અને ભાષ્યચૂર્ણી માને છે, તે જ શુભ વ્યવહાર અને દુઃસહ વ્યવહારના કરવાથી ચારિત્રયુક્ત થઈને સુખને પ્રાપ્ત થાય છે; અન્ય મતનાં ગ્રન્થ જોવાથી નહીં.

**સમીક્ષક** - શું અત્યન્ત ભૂખે મરવું આદિ કષ્ટ સહન કરવાને ચારિત્ર કહે છે ? જો ભૂખ્યા-તરસ્યા મરવું આદિ જ ચારિત્ર છે, તો ઘણાં મનુષ્યો દુકાળ પ્રસંગો કે જેને અન્નાદિ નહીં મળતાં ભૂખે મરે છે, તે શુદ્ધ થઈને શુભ ફળોને પ્રાપ્ત થવાં જોઈએ. પણ ન તો તે શુદ્ધ થાય છે અને ન તમે પણ. કિન્તુ પિત્તાદિના પ્રકોપથી રોગી થઈને સુખને બદલે દુઃખ પ્રાપ્ત થાય છે. 'ધર્મ' તો ન્યાયાચરણ, બ્રહ્મચર્ય, સત્યભાષણાદિ છે. અને અસત્યભાષણ, અન્યાયાચરણાદિ 'પાપ' છે. અને સર્વની સાથે પ્રીતિપૂર્વક પરોપકારાર્થ વર્તવું એ 'શુભચરિત્ર' કહેવાય છે. જૈનમતસ્થોના ભૂખ્યા અને તરસ્યા રહેવું આદિ એ ધર્મ નથી. એ સૂત્રાદિને માનવાથી થોડાક સત્યને અને અધિક જૂઠને પ્રાપ્ત થઈને દુઃખ સાગરમાં ડૂબે છે.

**मूल** - **जइ जाणिसि जिणनाहो लोयायारा विपरक्कए भूओ ।**
**ता तं तं मन्नंतो कह मन्नसि लोअ आयारं ॥** – प्रक० भा० २ । षष्ठी० सू० १४८ ॥

**સં. અર્થ** - જે ઉત્તમ પ્રારબ્ધવાન્ મનુષ્ય હોય છે, તે જ જૈન ધર્મનું ગ્રહણ કરે છે અર્થાત્ જે જૈન ધર્મનું ગ્રહણ નથી કરતા તેમનું પ્રારબ્ધ નષ્ટ છે. ।૧૪૮।

**સમીક્ષક** - શું એ વાત ભૂલની અને જૂઠી નથી ? શું અન્ય મતમાં શ્રેષ્ઠ પ્રારબ્ધી અને જૈન મતમાં નષ્ટ પ્રારબ્ધી કોઈ પણ નથી ? વળી જે એમ કહ્યું કે સાધર્મી અર્થાત્ જૈન ધર્મવાળા આપસમાં કલેશ ન કરે કિન્તુ પ્રીતિપૂર્વક વર્તે, એથી એ વાત સિદ્ધ થાય છે કે બીજાની સાથે કલહ કરવામાં જૈનો ખરાબ નહીં માનતા હોય. એ પણ એમની વાત અયુક્ત છે. કેમકે સજ્જન પુરુષ સજ્જનોની સાથે પ્રેમ કરીને અને દુષ્ટોને શિક્ષા દઈને તેમને સુશિક્ષિત કરે છે. અને જે એમ લખ્યું કે 'બ્રાહ્મણ, ત્રિદંડી, પરિવ્રાજકાચાર્ય અર્થાત્ સંન્યાસી અને તાપસાદિ અર્થાત્ વૈરાગી આદિ સર્વ જૈનમતના શત્રુ છે.' હવે જુઓ કે સર્વને શત્રુભાવથી જુએ છે અને નિન્દા કરે છે; તો જૈનોનો દયા અને ક્ષમારૂપ ધર્મ ક્યાં રહ્યો ? કેમકે જ્યારે અન્ય પર દ્વેષ રાખવો એ દયા ક્ષમાનો નાશ છે અને એના સમાન કોઈ અન્ય હિંસારૂપ દોષ નથી, ત્યારે તો જેવા દ્વેષમૂર્તિ જૈનો છે, તેવા બીજા થોડાક જ હશે. ઋષભદેવથી લઈને મહાવીર પર્યન્ત ૨૪ તીર્થંકરોને રાગી, દ્વેષી, મિથ્યાત્વી કહે અને જૈનમત માનનારને સન્નિપાત જ્વરથી ફસેલા માને તથા તેમનો ધર્મ નરક અને વિષ સમાન સમજે, તો જૈનોને કેટલું ખરાબ લાગશે ? એટલા માટે જૈનો નિન્દા અને પરમતદ્વેષરૂપ નરકમાં ડૂબીને મહાકલેશ ભોગવી રહ્યો છે. એ વાતને છોડી દે તો બહુ જ સારું થાય.

**मूल** - **एगो आ गुरू एगो विसावगी चेद अणि विवहाणि ।**

**तच्छ य जं जिणदव्वं परुप्परं तं न विच्चन्ति ॥ - प्रक० भा० २ । षष्ठी० सू० १५० ॥**

**સં. અર્થ** - સર્વ શ્રાવકોના દેવ ગુરુ ધર્મ એક છે, ચૈત્યવન્દન અર્થાત્ જિન પ્રતિબિમ્બ મૂર્તિ, દેવળ અને જિન દ્રવ્યની રક્ષા અને મૂર્તિની પૂજા કરવી એ ધર્મ છે. ॥૧૫૦॥

**સમીક્ષક** - હવે જુઓ ! જેટલો મૂર્તિપૂજાનો ઝઘડો ચાલ્યો છે, તે સર્વ જૈનીઓના ઘેરથી ચાલ્યો છે અને પાખંડોનું મૂળ પણ જૈનમત છે.

શ્રાદ્ધદિનકૃત્ય, પૃષ્ઠ ૧ માં મૂર્તિપૂજાનું પ્રમાણ :-

**नवकारेण विवोहो ॥१॥ अनुसरणं सावउ ॥२॥ वयाइं इमे ॥३॥ जोगो ॥४॥ चिय वन्दणगो ॥५॥ पच्चरखाणं तु विहि पुव्वं ॥६॥** ઈત્યાદિ.

શ્રાવકોએ પ્રથમ દ્વારમાં આ નવકારનો જપ કરી જવો ।૧। બીજા દ્વારમાં નવકાર જપ્યા પછી "હું શ્રાવક છું" એમ સ્મરણ કરવું. ।૨। ત્રીજા દ્વારમાં અણુવ્રતાદિક અમારા કેટલા છે. ॥૩॥ ચોથા દ્વારમાં ચાર વર્ગમાં અગ્રગામી મોક્ષ છે, તેનું કારણ જ્ઞાનાદિક છે તે યોગ, તેના સઘળા અતિચાર નિર્મળ કરવાથી છ આવશ્યક કારણ, તે પણ ઉપચારથી યોગ કહેવાય છે, તે યોગ કહીશું ॥૪॥ પાંચમા દ્વારમાં ચૈત્યવન્દ અર્થાત્ મૂર્તિને નમસ્કાર દ્રવ્યભાવ પૂજા કહીશ ॥૫॥ છઠ્ઠું પ્રત્યાખ્યાન દ્વાર, નવકારસીપ્રમુખ વિધિપૂર્વક કહીશ ।૬। ઈત્યાદિ.

અને એ જ ગ્રન્થમાં આગળ આગળ ઘણી જ વિધિ લખ્યો છે અર્થાત્ સંધ્યાના ભોજન સમયમાં જિનબિમ્બ અર્થાત્ તીર્થંકરોની મૂર્તિ પૂજવી અને દ્વાર પૂજવાં અને દ્વાર પૂજામાં મોટા મોટા બખેડા છે. મંદિર બનાવવાના નિયમ, જૂના મન્દિરો બનાવવાં અને સુધારવાથી મુક્તિ થઈ જાય છે. મંદિરમાં આ પ્રકારે જઈને બેસે. અત્યન્ત ભાવ પ્રીતિથી પૂજા કરે. "**नमो जिनेन्द्रेभ्यः**" ઈત્યાદિ મન્ત્રોથી સ્નાનાદિ કરાવવું અને "**जलचन्दनपुष्पधूपदीपनैः**" ઈત્યાદિથી ગન્ધાદિ ચઢાવવાં. **રત્નસાર** ભાગ(૧)ના ૧૨મા પાને મૂર્તિપૂજાનું ફળ એ લખ્યું છે કે પૂજારીને રાજા કે પ્રજા કોઈ પણ રોકી શકે નહીં.

**સમીક્ષક** - એ વાતો સર્વ કપોલકલ્પિત છે. કેમકે ઘણા જૈન પૂજારીઓને રાજા વગેરે રોકે છે. રત્નસાર(ભા-૧) પૃ. ૩ માં લખ્યું છે કે- 'મૂર્તિપૂજાથી રોગ'પીડા અને મહાદોષ છૂટી જાય છે. એક કોઈએ પાંચ કોડીનાં ફૂલ ચઢાવ્યાં, તેને ૧૮ દેશનું રાજ મળ્યું, તેનું નામ કુમારપાળ હતું, ઈત્યાદિ. સર્વ વાતો જૂઠી અને મૂર્ખોને લોભાવવાની છે. કેમકે અનેક જૈનીઓ પૂજા કરતાં કરતાં રોગી રહે છે અને મૂર્તિપૂજાથી એક વીઘાનું પણ રાજ્ય પાષાણાદિ મૂર્તિપૂજાથી મળતું નથી ! અને જો પાંચ કોડીનાં ફૂલ ચઢાવવાથી રાજ્ય મળે, તો પાંચ પાંચ કોડીનાં ફૂલ ચઢાવી સર્વ ભૂગોળનું રાજ્ય કેમ હાથ નથી કરી લેતા ? અને રાજ્યદંડ શા માટે ભોગવે છે ? અને જો મૂર્તિપૂજા કરી ભવસાગરથી તરી જાઓ છો તો જ્ઞાન સમ્યગ્દર્શન અને ચારિત્ર કેમ કરો છો ? **રત્નસાર** ભાગ ૧, પૃ. ૧૩ માં લખ્યું છે કે ગૌતમના અંગુઠામાં અમૃત છે અને તેના સ્મરણથી મનવાંછિત ફળ મળે છે.

**સમીક્ષક** - જો એમ હોય, તો સર્વ જૈનીઓ અમર થઈ જવા જોઈએ, પણ તેમ થતું નથી. એથી એ એમની કેવળ મૂર્ખોને બહેકાવવાની વાત છે, બીજું એમાં કાંઈ પણ તત્ત્વ નથી. એમનો પૂજા કરવાનો

શ્લોક રત્નસાર (ભાગ-૧) પૃષ્ઠ ૫૨ માં :-

जलचन्दनधूपनैरथ दीपाक्षतकैर्नैवेद्यवस्त्रैः ।
उपचारवरैर्जिनेन्द्रान् रुचिरैरद्य यजामहे ॥

અમે જળ, ચન્દન, ચોખા, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, વસ્ત્ર અને અતિશ્રેષ્ઠ ઉપચારોથી જિનેન્દ્ર અર્થાત્ તીર્થકરોની પૂજા કરીએ. આથી જ અમે કહીએ છીએ કે મૂર્તિપૂજા જૈનીઓથી ચાલી છે. **'વિવેકસાર'** પૃષ્ઠ ૨૧- 'જિનમન્દિરમાં મોહ નથી આવતો અને ભવસાગરની પાર ઉતારનાર છે.' 'વિવેકસાર' પૃષ્ઠ ૫૧-૫૨, 'મૂર્તિપૂજાથી મુક્તિ થાય છે અને જૈન મન્દિરમાં જવાથી સદ્ગુણ આવે છે. જે જળ ચન્દનાદિથી તીર્થકરોની પૂજા કરે તે નરકથી છૂટી સ્વર્ગમાં જાય છે.' **'વિવેકસાર'** પૃષ્ઠ ૫૫,- 'જિનમન્દિરમાં ઋષભદેવાદિની મૂર્તિને પૂજવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ થાય છે.' **'વિવેકસાર'** પૃષ્ઠ ૬૧- જૈન મૂર્તિઓની પૂજા કરે 'તો સર્વ જગતના સર્વ કલેશ છૂટી જાય છે.'

**સમીક્ષક** - હવે જુઓ ! અવિદ્યાયુક્ત અસંભવ વાતો ! જો એ પ્રકારે પાપાદિ ખરાબ કર્મ છૂટી જાય, મોહ ન આવે, ભવસાગરથી પાર ઊતરી જાય, સદ્ગુણ આવી જાય, નરકથી છૂટી સ્વર્ગમાં જાય, ધર્મ, અર્થ, કામ, મોક્ષને પ્રાપ્ત થાય અને સર્વ કલેશ છૂટી જાય તો સર્વ જૈનીઓ સુખી અને સર્વ પદાર્થોની સિદ્ધિને પ્રાપ્ત કેમ થતા નથી ?

એ જ **'વિવેકસાર'**ના પૃષ્ઠ ૩ માં લખ્યું છે કે 'જેમણે જિનમૂર્તિઓનું સ્થાપન કર્યું છે તેમણે પોતાની અને પોતાના કુટુમ્બની જીવિકા ઊભી કરી છે.' 'વિવેકસાર' પૃષ્ઠ ૨૨૫- 'શિવ, વિષ્ણુ આદિની મૂર્તિઓની પૂજા કરવી બહુ જ ખરાબ છે. અર્થાત્ નરકનું સાધન છે.'

**સમીક્ષક** - ભલા ! જ્યારે શિવાદિની મૂર્તિઓ નરકનું સાધન છે, તો જૈનીઓની મૂર્તિઓ શું એવી નથી ? જો કહો કે અમારી મૂર્તિઓ ત્યાગી શાંત અને શુભમુદ્રાયુક્ત છે એટલા માટે સારી અને શિવાદિની મૂર્તિ તેવી નથી, એટલા માટે ખરાબ છે; તો એમને કહેવું જોઈએ કે તમારી મૂર્તિઓ તો લાખો રૂપિયાનાં મન્દિરમાં રહે છે અને ચન્દન કેશરાદિ ચઢે છે, પુનઃ ત્યાગી શી રીતે ? અને શિવાદિની મૂર્તિઓ તો છાયા વિના પણ રહે છે, તે ત્યાગી કેમ નહીં. અને જો શાન્ત કહો તો જડ પદાર્થ સઘળા નિશ્ચળ હોવાથી શાન્ત છે. સર્વ મતોની મૂર્તિપૂજા વ્યર્થ છે.

(પ્રશ્ન) અમારી મૂર્તિઓ વસ્ત્ર આભૂષણાદિ ધારણ નથી કરતી, તેથી સારી છે.

(ઉત્તર) સર્વની સામે નાગી મૂર્તિઓનું રહેવું અને રાખવું એ પશુવત્ લીલા છે.

(પ્રશ્ન) જેમ સ્ત્રીનું ચિત્ર કે મૂર્તિ જોવાથી કામોત્પત્તિ થાય છે તેમ સાધુ અને યોગીઓની મૂર્તિઓને જોવાથી શુભ ગુણ પ્રાપ્ત થાય છે.

(ઉત્તર) જો પાષાણની મૂર્તિઓને જોવાથી શુભ પરિણામ માનો છો, તો તેમના જડત્વાદિ ગુણો પણ તમારામાં આવી જશે. જ્યારે જડ બુદ્ધિ બનશો, ત્યારે તો સર્વથા નષ્ટ થઈ જશો. બીજા જે ઉત્તમ વિદ્વાન્ છે તેમનો સંગ અને સેવાના છૂટવાથી મૂઢતા પણ અધિક થશે, અને જે-જે દોષ અગિયારમા સમુલ્લાસમાં લખ્યા છે, તે સર્વ પાષાણાદિ મૂર્તિપૂજા કરનારાઓને લાગે છે. એટલા માટે જેમ જૈનીઓએ મૂર્તિપૂજામાં જૂઠો કોલાહલ ચલાવ્યો છે, તેમ એમના મન્ત્રોમાં પણ બહુ જ અસંભવ વાતો લખી છે. આ એમનો મન્ત્ર

છે. રત્નસાર ભાગ, ૧ પૃષ્ઠ ૧ માં :-

नमो अरिहन्ताणं नमो सिद्धाणं नमो आयरियाणं नमो उवज्झायाणं नमो लोए सव्वसाहूणं ।

एसो पंच नमुक्कारो सव्व पावप्पणासणो मंगलाचरणं च सव्वेसिं पढमं हवइ मंगलम् ॥१॥

આ મન્ત્રનું મોટું મહાત્મ્ય લખ્યું છે અને સર્વ જૈનીઓનો એ ગુરુમન્ત્ર છે. એનું એવું મહાત્મ્ય રાખ્યું છે કે તન્ત્ર, પુરાણ અને ભાટોની પણ કથાનો પરાજય કરી નાખ્યો છે. શ્રાદ્ધદિનકૃત્ય પૃષ્ઠ ૩ :-

नमुक्कारं तउ पढे ॥९॥ जउ कव्वं मंताणमंतो परमो इमुत्ति धेयाणधेयंथरमं इमुत्ति । तत्ताणतत्तं परमं पवित्तं संसार सत्ताण दुहाइयाणं ॥१०॥ ताणं अन्नं तु नो अत्थि जीवाणं भवसायरे । बुडुं ताणो इमं मुत्तुं । नमुक्कारं सुपोययम् ॥११॥ कव्वं अणेगजम्मंतरसं चिआणं दुहाणं सारीरिअमाणुसाणुसाणं । कत्तोय भव्वाणभिवज्जनासो न जावपत्तो नवकारमन्तो ॥१२॥

આ જે મન્ત્ર છે તે પવિત્ર અને પરમ મન્ત્ર છે. તે ધ્યાનના યોગ્યમાં પરમ ધ્યેય છે. તત્ત્વોમાં પરમ તત્ત્વ છે, દુઃખોથી પીડિત સંસારી જીવોને માટે નવકાર મન્ત્ર એવો છે કે જેવી સમુદ્રને પાર ઉતારવાની નૌકા હોય છે. ॥૧૦॥ જે આ નવકાર મન્ત્ર છે તે નૌકાના સમાન છે. જે એને છોડી દે છે તે ભવસાગરમાં ડૂબે છે અને જે એનું ગ્રહણ કરે છે તે દુઃખોથી તરી જાય છે. જીવોને દુઃખોથી પૃથક્ રાખનાર, સર્વ પાપોનો નાશક અને મુક્તિકારક, એ મન્ત્ર વિના બીજો કોઈ મન્ત્ર નથી. ॥૧૧॥ અનેક ભવાન્તરમાં ઉત્પન્ન થયેલાં શરીર સમ્બન્ધી દુઃખથી ભવ્ય જીવોને ભવસાગરથી તારનાર એ જ છે. જ્યાં સુધી નવકાર મન્ત્ર નથી મળ્યો, ત્યાં સુધી ભવસાગરથી જીવ તરી શકતો નથી. આ અર્થ સૂત્રમાં કહ્યો છે. અને જે અગ્નિપ્રમુખ અષ્ટ મહાભયોમાં સહાય એક નવકાર મન્ત્રને છોડીને બીજો કોઈ નથી. જેમ મહારત્ન વૈદૂર્ય નામક મણિ ગ્રહણ કરવામાં આવે અથવા શત્રુના ભયમાં અમોઘ શસ્ત્રનું ગ્રહણ કરવામાં આવે, તેમ શ્રુત કેવલીનું ગ્રહણ કરે અને સર્વે દ્વાદશાંગી નવકાર મન્ત્ર રહસ્ય છે.

એ મન્ત્રનો અર્થ આ પ્રમાણે છે.

(**नमो अरिहन्ताणं**)-સર્વ તીર્થંકરોને નમસ્કાર. (**नमो सिद्धाणं**)જૈનમતના સર્વ સિદ્ધોને નમસ્કાર. (**नमो आयरियाणं**) જૈનમતના સર્વ આચાર્યોને નમસ્કાર. (**नमो उवज्झायाणं**) જૈનમતના સર્વ ઉપાધ્યાયોને નમસ્કાર. (**नमो लोए सव्वसाहूणं**) આ લોકમાં જેટલા જૈન મતના સાધુ છે તે સર્વને નમસ્કાર. જો કે મન્ત્રમાં જૈન પદ નથી છતાં જૈનીઓના અનેક ગ્રન્થોમાં જૈનમત વિના અન્ય કોઈને નમસ્કાર પણ ન કરવા એમ લખ્યું છે એટલા માટે એ જ અર્થ ઠીક છે. 'તત્ત્વવિવેક' પૃષ્ઠ ૧૬૯ - 'જે મનુષ્ય લાકડી, પથ્થરને દેવ બુદ્ધિ કરી પૂજે છે, તે સારાં ફળોને પ્રાપ્ત થાય છે.'

**સમીક્ષક** - જો એમ હોય તો સર્વ કોઈ દર્શન કરી સુખરૂપ ફળોને પ્રાપ્ત કેમ નથી થતા ? **રત્નસાર** ભાગ-૧, પૃષ્ઠ ૧૦ - 'પાર્શ્વનાથની મૂર્તિનાં દર્શનથી પાપ નષ્ટ થઈ જાય છે.'

**કલ્પભાષ્ય** પૃષ્ઠ ૫૧ માં લખ્યું છે કે 'સવાલાખ મન્દિરોનો જીર્ણોદ્ધાર કર્યો. ઇત્યાદિ મૂર્તિપૂજાવિષયમાં એમના ઘણા લેખો છે, એથી જ સમજાય છે કે મૂર્તિપૂજાનું મૂળ કારણ જૈનમત છે.

હવે એ જૈનીઓના સાધુઓની લીલા (**વિવેકસાર**, પૃ. ૨૨૮). એક જૈનમતનો સાધુ કોશા નામની વેશ્યા સાથે ભોગ કરીને પશ્ચાત્ ત્યાગી થઈને સ્વર્ગલોકમાં ગયો. (**વિવેકસાર**, પૃ. ૧૦૧.) અર્ણકમુનિ

ચારિત્રથી ચૂકીને કેટલાય વર્ષો સુધી દત્તશેઠના ઘરમાં વિષયભોગ કરીને પશ્ચાત્ દેવલોકમાં ગયા. શ્રીકૃષ્ણના પુત્ર ઢંઢણમુનિને શિયાળ ઉઠાવી લઈ ગયો, પછી દેવતા થયા. (**વિવેકસાર**, પૃ. ૧૫૬) જૈનમતના સાધુ લિંગધારી અર્થાત્ વેષધારી માત્ર હોય તો પણ તેનો સત્કાર શ્રાવકો કરે. ભલે સાધુ શુદ્ધ ચરિત્ર હોય, અથવા અશુદ્ધ ચરિત્ર હોય, સર્વ પૂજનીય છે. **વિવેકસાર**, પૃ. ૧૬૮ - જૈનમતના સાધુ ચરિત્રહીન હોય તો પણ અન્ય મતના સાધુઓથી શ્રેષ્ઠ છે. **વિવેકસાર**, પૃ. ૧૭૧- શ્રાવક લોક જૈનમતના સાધુઓને ચરિત્રરહિત ભ્રષ્ટાચારી જુએ, તો પણ તેમની સેવા કરવી જોઈએ.

**વિવેકસાર**, પૃ. ૨૧૬ - એક ચોરે પાંચ મૂઠી લોચ કરીને (માથાના વાળ ખેંચી, તોડીને) ચારિત્ર ગ્રહણ કર્યું. મહાકષ્ટ અને પશ્ચાત્તાપ કર્યા. છઠ્ઠે મહીને કેવલ જ્ઞાન પામીને સિદ્ધ થઈ ગયો.

**સમીક્ષક** - હવે જુઓ ! એમના સાધુ અને ગૃહસ્થોની લીલા ! એમના મતમાં બહુ કુકર્મવાળા સાધુ પણ સદ્ગતિએ ગયા. અને **વિવેકસાર**, પૃ.૧૦૬માં લખ્યું છે કે- 'શ્રીકૃષ્ણ ત્રીજા નરકમાં ગયા.' **વિવેકસાર**, પૃ. ૧૪૫માં લખ્યું છે કે 'ધન્વન્તરિ નરકમાં ગયા.' **વિવેકસાર**, પૃ. ૪૮માં 'જોગી, જંગમ, કાજી, મુલ્લાં કેટલાય અજ્ઞાનથી તપ કષ્ટ કરીને પણ કુગતિને પામે છે.' **રત્નસાર**, ભા. ૧, પૃ. ૧૭૧માં લખ્યું છે કે - નવ વાસુદેવ અર્થાત્ ત્રિપૃષ્ઠ વાસુદેવ, દ્વિપૃષ્ઠ વાસુદેવ, સ્વયમ્ભુ વાસુદેવ, પુરુષોત્તમ વાસુદેવ, સિંહ પુરુષ વાસુદેવ, પુરુષ પુણ્ડરીક વાસુદેવ, દત્ત વાસુદેવ, લક્ષ્મણ વાસુદેવ અને શ્રીકૃષ્ણ વાસુદેવ- એ સર્વ અગિયારમા, બારમા, ચૌદમા, પંદરમા, અઢારમા, વીસમા અને બાવીસમા તીર્થંકરોના સમયમાં નરકમાં ગયા. અને નવપ્રતિ વાસુદેવ અર્થાત્ અશ્વગ્રીવ પ્રતિવાસુદેવ, તારક પ્રતિવાસુદેવ, મોદક પ્રતિવાસુદેવ, મધુ પ્રતિવાસુદેવ, નિશુંભ પ્રતિવાસુદેવ, બલી પ્રતિવાસુદેવ, પ્રહ્લાદ પ્રતિવાસુદેવ, રાવણ પ્રતિવાસુદેવ અને જરાસિન્ધુ પ્રતિવાસુદેવ, એ પણ સર્વે નરકમાં ગયા."

અને કલ્પભાષ્યમાં લખ્યું છે કે - ઋષભદેવથી લઈને મહાવીર પર્યન્ત ૨૪ તીર્થંકરો સર્વ મોક્ષને પ્રાપ્ત થયા."

**સમીક્ષક** - ભલા, કોઈ બુદ્ધિમાન્ પુરુષ વિચારે કે એમના સાધુ ગૃહસ્થ અને તીર્થંકર જેમાં ઘણા બધા વેશ્યાગામી, પરસ્ત્રીગામી, ચોર આદિ સર્વ જૈનમતસ્થ સ્વર્ગમાં અને મુક્તિમાં ગયા. અને શ્રીકૃષ્ણાદિ મહાધાર્મિક મહાત્માદિ તે સર્વ નરકમાં ગયા. આ કેટલી બધી ધૃષ્ટતાની વાત છે ? પ્રત્યુત વિચારીને જોઈએ તો સારા પુરુષોએ જૈનીઓનો સંગ કરવો કે તેમને જોવા એ પણ ખરાબ છે. કેમકે જો એમનો સંગ કરે, તો એવી જ જૂઠી-જૂઠી વાતો તેમના પણ હૃદયમાં સ્થિત થઈ જશે. કેમકે એ મહાહઠી અને દુરાગ્રહી મનુષ્યોના સંગથી બૂરાઈઓ સિવાય અન્ય કાંઈ પણ પલ્લે પડશે નહીં. હા, જે જૈનીઓમાં ઉત્તમ જન* છે તેમની સાથે સત્સંગાદિ કરવામાં કાંઈ પણ દોષ નથી.

**વિવેકસાર**, પૃ. ૫૫ માં લખ્યું છે કે 'ગંગાદિ તીર્થ અને કાશી આદિ ક્ષેત્રોના સેવનથી કાંઈ પણ પરમાર્થ સિદ્ધ થતો નથી અને પોતાના ગિરનાર, પાલીતાણા અને આબુ આદિ તીર્થક્ષેત્ર એ મુક્તિ સુધી આપનારાં છે.'

**સમીક્ષક** - અહીં વિચારવું જોઈએ કે જેવાં શૈવ, વૈષ્ણવાદિનાં તીર્થ અને ક્ષેત્ર, જલ, સ્થલ, જડસ્વરૂપ છે, તેવાં જૈનીઓના પણ છે. એમાંથી એકની નિન્દા અને બીજાની સ્તુતિ કરવા એ મૂર્ખનું કામ છે.

---

★ જે ઉત્તમ જન હશે, તો તે આ અસાર જૈનમતમાં કદી પણ રહેશે નહીં - द. स.

જૈનોની મુક્તિનું વર્ણન

**રત્નસાર** ભા. ૧, પૃ. ૨૩- મહાવીર તીર્થંકર ગૌતમજીને કહે છે કે ઊર્ધ્વલોકમાં એક સિદ્ધશિલા સ્થાન છે. તે સ્વર્ગપુરીની ઉપર પિસ્તાલીસ લાખ યોજન લાંબી અને તેટલી જ પોલી (પહોળી ?) છે તથા ૮ યોજન જાડી છે. જેમ મોતીનો શ્વેત હાર કે ગોદુગ્ધ છે તેથી પણ ઊજળી છે. સોનાની સમાન પ્રકાશમાન અને સ્ફટિકથી પણ નિર્મળ છે. તે સિદ્ધશિલા ચૌદમા લોકની શિખા પર છે અને તે સિદ્ધશિલાની ઉપર શિવપુર ધામ છે. તેમાં પણ મુક્ત પુરુષ અધર રહે છે. ત્યાં જન્મ-મરણાદિ કોઈ દોષ નથી અને આનન્દ કરતા રહે છે. ફરી જન્મ-મરણમાં આવતા નથી. સર્વ કર્મોથી છૂટી જાય છે. આ જૈનીઓની મુક્તિ છે.

**સમીક્ષક** - વિચારવું જોઈએ કે જેમ અન્ય મતમાં વૈકુંઠ, કૈલાશ, ગોલોક, શ્રીપુર આદિ પુરાણીના મતમાં, ચોથા આસમાનમાં ઈસાઈના મતમાં, સાતમા આસમાનમાં મુસલમાનોના મતમાં મુક્તિનાં સ્થાન લખ્યાં છે, તેમ જૈનીઓની સિદ્ધશિલા અને શિવપુર પણ છે. કેમકે જેને જૈનીઓ ઊંચું માને છે તે જ નીચેવાળા કે જે આપણાથી ભૂગોળની નીચે રહે છે, તેમની અપેક્ષાએ નીચું છે. ઊંચા નીચા વ્યવસ્થિત પદાર્થ નથી. જેને આર્યાવર્ત્તવાસી જૈનીઓ ઊંચું માને, તેને જ અમેરિકા વાળા નીચું માને છે અને આર્યાવર્ત્તવાસી જેને નીચું માને છે તેને અમેરિકાવાળા ઊંચું માને છે. ભલે તે શિલા પિસ્તાલીસ લાખથી બમણી નેવું લાખ કોશની હોય તો પણ તે મુક્ત જીવ બન્ધનમાં છે, કેમકે તે શિલા કે શિવપુરની બહાર નીકળવાથી તેમની મુક્તિ છૂટી જતી હશે. અને સદા તેમાં રહેવાની પ્રીતિ અને તેમાંથી બહાર જવામાં અપ્રીતિ પણ રહેતી હશે. જ્યાં અટકાવ પ્રીતિ અને અપ્રીતિ છે તેને મુક્તિ કેમ કરીને કહી શકો ? મુક્તિ તો જેવી નવમા સમુલ્લાસમાં વર્ણન કરી આવ્યા છીએ, તેવી માનવી ઠીક છે. અને આ જૈનીઓની મુક્તિ પણ એક પ્રકારનું બન્ધન છે. એ જૈનીઓ પણ મુક્તિ વિશે ભ્રમમાં ફસ્યા છે. એ સાચું છે કે વેદોના યથાર્થ અર્થ બોધ વિના મુક્તિના સ્વરૂપને કદી પણ જાણી શકતા નથી.

હવે એમની બીજી થોડી અસમ્ભવ વાતો સાંભળો : (વિવેકસાર, પૃ. ૭૮) મહાવીરને જન્મ સમયે એક કરોડ સાઠ લાખ કળશોથી સ્નાન કરાવ્યું.

(વિવેકસાર, પૃ. ૧૩૬) દશાર્ણ રાજા મહાવીરના દર્શને ગયા. ત્યાં કાંઈ અભિમાન કર્યું. તેના નિવારણ માટે ૧૬,૭૭,૭૨,૧૬,૦૦૦ એટલા ઈન્દ્રનાં સ્વરૂપ અને ૧૩,૩૭,૦૫,૭૨,૮૦,૦૦,૦૦,૦૦૦ એટલી ઈન્દ્રાણી ત્યાં આવી હતી. તે જોઈને રાજા આશ્ચર્યમાં પડી ગયો. **સમીક્ષક** - હવે વિચારવું જોઈએ કે ઈન્દ્ર અને ઈન્દ્રાણીઓને ઊભાં રહેવાને માટે આવા આવા કેટલા ભૂગોળ જોઈએ !

**શ્રાદ્ધ દિનકૃત્ય,** આત્મનિન્દા ભાવના, પૃ. ૩૧માં લખ્યું છે કે 'વાવડી, કૂવા અને તળાવ ન બનાવવાં જોઈએ.' **સમીક્ષક** - ભલા, જો બધા મનુષ્ય જૈન મતના થઈ જાય અને કૂવા, તળાવ, વાવડી આદિ કોઈ પણ ન બંધાવે તો બધા લોકો જળ ક્યાંથી પીએ ?

(પ્રશ્ન) તળાવ આદિ બનાવવાથી તેમાં જીવ પડે છે, તેથી બંધાવનારને પાપ લાગે છે, એટલા માટે અમે જૈનીઓ એ કામ કરતા નથી. (ઉત્તર) તમારી બુદ્ધિ નષ્ટ કેમ થઈ ગઈ ? કેમકે જેમ ક્ષુદ્ર ક્ષુદ્ર જીવોના મરવાથી પાપ ગણો છો તો મોટા મોટા ગાય આદિ પશુ અને મનુષ્યાદિ પ્રાણીઓના જળ પીવા આદિથી મહાપુણ્ય થશે, તેને કેમ નથી ગણતા ?

(તત્ત્વવિવેક, પૃ. ૧૯૬) આ નગરીમાં એક નંદમણિકાર શેઠે વાવડી બંધાવી. તેથી ધર્મભ્રષ્ટ થઈને

સોળ મહારોગ થયા અને મરણ પછી તે જ વાવડીમાં તે દેડકો થયો. પછી મહાવીરનાં દર્શનથી તેને જાતિસ્મરણ થઈ ગયું. મહાવીર કહે છે કે મારું આવવું સાંભળીને તે પૂર્વજન્મના ધર્માચાર્ય જાણીને વન્દના કરવાને આવવા લાગ્યો. માર્ગમાં શ્રેણિકના ઘોડાની ઠોકરથી મરીને શુભ ધ્યાનના યોગે કરીને દર્દુરાંક નામક મહર્દ્ધિક દેવતા થયો. અવધિજ્ઞાનથી મને અહીં આવ્યો જાણીને વન્દનાપૂર્વક ઋદ્ધિ દેખાડીને ગયો. **સમીક્ષક** - ઇત્યાદિ વિદ્યાવિરુધ્ધ, અસંભવ મિથ્યા વાતને કહેનાર મહાવીરને સર્વોત્તમ માનવા એ મહાભ્રાન્તિની વાત છે.

**શ્રાદ્ધદિનકૃત્ય,** પૃ. ૩૬ માં લખ્યું છે કે 'મૃતકવસ્ત્ર સાધુ લઈ લે.' **સમીક્ષક** - જુઓ, એમના સાધુ પણ મહા બ્રાહ્મણ સમાન બની ગયા ! વસ્ત્ર તો સાધુ લે પણ મૃતકનાં આભૂષણ કોણ લે ? બહુમુલ્યના હોવાથી ઘરમાં રાખી લેતા હશે તો પોતે કોણ થયા ? (**રત્નસાર**, પૃ. ૧૦૫) શેકવા, કૂટવા, દળવા અને અન્ન રાંધવા આદિમાં પાપ થાય છે. **સમીક્ષક** - હવે જુઓ, એમની વિદ્યાહીનતા ! ભલા ! એ કર્મ ન કરવામાં આવે તો મનુષ્યાદિ પ્રાણી કેમ જીવી શકે ? અને જૈનીઓ પણ પીડિત થઈને મરી જાય. (**રત્નસાર**, પૃ. ૧૦૪) બગીચો બનાવવાથી એક લાખ પાપ માળીને લાગે છે. **સમીક્ષક** - જો માળીને લાખ પાપ લાગે છે તો અનેક જીવ પત્ર, ફળ, ફૂલ અને છાયાથી આનન્દિત થાય છે. તો કરોડો ગણું પુણ્ય પણ થાય જ છે. તેના પર તો કાંઈ ધ્યાન પણ ન દીધું, એ કેટલું અંધેર છે ?

(**તત્ત્વવિવેક**, પૃ. ૨૦૨.) એક દિવસ (નંદિષેણ) સાધુ ભૂલથી વેશ્યાના ઘરમાં ચાલ્યો ગયો અને ધર્મથી ભિક્ષા માગી. વેશ્યા બોલી કે અહીં ધર્મનું કામ નથી. કિન્તુ અર્થનું કામ છે. તો તે લબ્ધિ-સાધુએ સાડાબાર લાખ અશરફી તેના ઘરમાં વર્ષાવી દીધી. **સમીક્ષક** - આ વાતને નષ્ટબુદ્ધિ પુરુષ વિના બીજો કોણ સત્ય માની શકે ?

**રત્નસાર**, ભાગ ૧, પૃ. ૬૭માં લખ્યું છે કે 'એક પાષાણની મૂર્તિ ઘોડા પર ચઢેલી તેનું જ્યાં સ્મરણ કરે, ત્યાં ઉપસ્થિત થઈને રક્ષા કરે છે.' **સમીક્ષક** - કહો જૈનીજી આજ કાલ તમારે ત્યાં ચોરી, લૂંટ આદિથી અને શત્રુથી ભય થાય જ છે, તો તમે તેનું સ્મરણ કરીને પોતાની રક્ષા કેમ નથી કરાવી લેતા ? જ્યાં-ત્યાં પોલીસ આદિ રાજ-સ્થાનોમાં માર્યા માર્યા કેમ ફરો છો ? હવે એમના સાધુઓનાં લક્ષણ :-

**सरजोहरणा भैक्षभुजो लुञ्चितमूर्धजाः । श्वेताम्बराः क्षमाशीला निःसङ्गा जैनसाधवः ॥१॥**

**लुञ्चिताः पिच्छिकाहस्ताः पाणिपात्रा दिगम्बराः । ऊर्ध्वाशिनो गृहे दातुर्द्वितीयाः स्युर्जिनर्षयः ॥२॥**

**भुङ्क्ते न केवली न स्त्री मोक्षमेति दिगम्बरः । प्राहुरेषामयं भेदो महान् श्वेताम्बरैः सह ॥३॥**

જૈનોના સાધુઓનાં લક્ષણો જૈન દત્તસૂરીએ આ શ્લોકોથી કહ્યાં છે.

સરજોહરણ = ચમરી રાખવી, ભિક્ષા માંગીને ખાવું, શિરના વાળ લુંચિત કરી દેવા, શ્વેત વસ્ત્ર ધારણ કરવાં, ક્ષમાયુક્ત રહેવું, કોઈનો સંગ ન કરવો- એવાં લક્ષણયુક્ત જૈનીઓના શ્વેતામ્બરને 'જતી' કહે છે. ।૧। બીજા દિગમ્બર અર્થાત્ વસ્ત્ર ધારણ ન કરવાં, શિરના વાળ ઉખેડી નાંખવા, પિચ્છિકા એક ઊનના રેસાનું - ઝાડુ કહાડવાનું સાધન બગલમાં રાખવું, જો કોઈ ભિક્ષા આપે તો હાથમાં લઈને ખાઈ લેવી; એ દિગમ્બર બીજા પ્રકારના સાધુ હોય છે, અને ભિક્ષા આપનાર ગૃહસ્થ, જ્યારે ભોજન કરી ચૂકે તે પછી ભોજન કરે તે જિનર્ષિ અર્થાત્ ત્રીજા પ્રકારના સાધુ થાય છે. ।।૨।। દિગમ્બરોનો શ્વેતામ્બરોની સાથે એટલો જ ભેદ છે કે, દિગમ્બરો સ્ત્રીનો અપવર્ગ નથી કહેતા અને શ્વેતામ્બરો કહે છે. ઇત્યાદિ વાતોથી મોક્ષને પ્રાપ્ત થાય છે. આ એમના સાધુઓનો ભેદ છે. ।।૩।।

આથી જૈનીઓનું કેશલુંચન સર્વત્ર પ્રસિદ્ધ છે અને પાંચ મુષ્ટિ લુંચન કરવું ઇત્યાદિ પણ લખ્યું છે. **વિવેકસાર,** ભાગ પૃષ્ઠ ૨૧૬માં લખ્યું છે કે 'પાંચ મુષ્ટિ લુંચન કરીને ચારિત્ર ગ્રહણ કર્યું અર્થાત્ પાંચ મુઠ્ઠી શિરના વાળ ઉખેડીને સાધુ થયા.' (કલ્પસૂત્રભાષ્ય, પૃષ્ઠ ૧૦૮) કેશલુંચન કરે અને ગાયના વાળ જેવા રાખે.

**સમીક્ષક** - હવે કહો, જૈન લોકો, તમારો દયા-ધર્મ ક્યાં રહ્યો ? શું એ હિંસા નથી ? અર્થાત્ ભલે પોતાના હાથથી લુંચન કરે કે ભલે તેનો ગુરુ કરે કે અન્ય કોઈ કરે, પરન્તુ કેટલું મહાકષ્ટ તે જીવને થતું હશે ? અને જીવને કષ્ટ આપવું જ હિંસા કહેવાય છે.

**વિવેકસાર,** પૃ. ૭-૮ "સંવત્ ૧૬૩૩ ની સાલમાં શ્વેતામ્બરોમાંથી ઢૂંઢિયા અને ઢૂંઢિયામાંથી તેરહપન્થી આદિ ઢોંગી નીકળ્યા છે. ઢૂંઢિયા લોકો પાષાણાદિ મૂર્તિને માનતા નથી અને તે ભોજન સ્નાનને છોડીને સર્વદા મુખ પર પટ્ટી બાંધી રાખે છે. અને જતી આદિ પણ જ્યારે પુસ્તક વાંચે છે, ત્યારે મુખ પર પટ્ટી બાંધે છે, અન્ય સમયે નહીં.

**(પ્રશ્ન)** મુખ પર પટ્ટી અવશ્ય બાંધવી જોઈએ, કેમકે "વાયુકાય" અર્થાત્ વાયુમાં જે સૂક્ષ્મ શરીરવાળા જીવ રહે છે તે મોઢાની વરાળની ઉષ્ણતાથી મરે છે અને તેનું પાપ મુખ પર પટ્ટી ન બાંધનાર પર લાગે છે, એટલા માટે અમે લોકો મુખ પર પટ્ટી બાંધવી એ સારું સમજીએ છીએ.

**(ઉત્તર)** એ વાત વિદ્યા અને પ્રત્યક્ષાદિ પ્રમાણની રીતિથી અયુક્ત છે. કેમકે જીવ અજર, અમર છે પછી તે મુખની વરાળથી કદી પણ મરી શકતા નથી. અને તમે પણ અજર, અમર માનો છો.

**(પ્રશ્ન)** જીવ તો મરતો નથી, પરન્તુ જે મુખના ઉષ્ણ વાયુથી તેને પીડા પહોંચે છે, તે પીડા પહોંચાડનારને પાપ લાગે છે. એટલા માટે મુખ પર પટ્ટી બાંધવી સારી છે.

**(ઉત્તર)** એ પણ તમારી વાત સર્વથા અસંભવ છે. કેમકે પીડા દીધા વિના કોઈ જીવનો કિંચિત્ પણ નિર્વાહ થઈ શકતો નથી. જ્યારે મુખના વાયુથી તમારા મતમાં જીવોને પીડા પહોંચે છે તો ત્યારે ચાલવા, હાલવા, બેસવા, હાથ ઉઠાવવા અને નેત્રાદિને ચલાવવામાં પણ પીડા અવશ્ય પહોંચતી હશે. એટલા માટે તમે પણ જીવોને પીડા પહોંચાડવાથી પૃથક્ રહી શકતા નથી.

**(પ્રશ્ન)** હા, જ્યાં સુધી બની શકે ત્યાં સુધી જીવોની રક્ષા કરવી જોઈએ, અને જ્યાં અમે નથી બચાવી શકતા, ત્યાં અશક્ત છીએ, કેમકે સર્વ વાયુ આદિ પદાર્થોમાં જીવ ભરેલા છે. જો અમે મુખ પર કપડું ન બાંધીએ તો ઘણા જીવો મરે અને કપડું બાંધવાથી ન્યૂન મરે છે.

**(ઉત્તર)** એ પણ તમારું કથન યુક્તિશૂન્ય છે. કેમકે કપડું બાંધવાથી જીવને અધિક દુઃખ પહોંચે છે. જ્યારે કોઈ મુખ પર કપડું બાંધે છે, ત્યારે તેના મુખનો વાયુ રોકાઈને નીચેથી કે પડખેથી અને મૌન સમયમાં નાસિકા દ્વારા એકઠો થઈને વેગથી નીકળે છે. તેથી અધિક ઉષ્ણતા થઈને જીવોને વિશેષ પીડા તમારા મતાનુસાર પહોંચતી હશે. જુઓ ! જેમ ઘર અથવા ઓરડીના સર્વ દરવાજા બંધ કરવામાં કે પડદા નાખવામાં આવે તો તેમાં ઉષ્ણતા વિશેષ થાય છે, પણ ખુલ્લું રાખવાથી તેટલી થતી નથી. તેમ મુખ પર કપડું બાંધવાથી ઉષ્ણતા વિશેષ થાય છે, પણ ખુલ્લું રાખવાથી ન્યૂન થાય છે. તે પ્રમાણે જોતાં તમે તમારા મતાનુસાર જીવોને અધિક દુઃખદાયક છો. અને જ્યારે મુખ બંધ કરવામાં આવે છે ત્યારે નાસિકાના છિદ્રથી

વાયુ રોકાઈ, એકઠો થઈને વેગથી નીકળતો, જીવોને અધિક ધક્કો આપતો અને પીડા કરતો હશે.

જુઓ ! જેમ કોઈ મનુષ્ય અગ્નિને મુખથી ફૂંકે છે અને કોઈ ભૂંગળીથી, તો મુખનો વાયુ ફેલાવાથી અલ્પ વેગથી અને નળીનો વાયુ એકઠો હોવાથી અધિક વેગથી અગ્નિમાં લાગે છે. તેમ જ મુખ પર પટ્ટી બાંધીને વાયુ રોકવાથી નાસિકા દ્વારા અતિ વેગથી તે નીકળીને જીવોને અધિક દુઃખ દે છે. એ જોતાં મુખ પર પટ્ટી બાંધનારા કરતા નહીં બાંધનારા ધર્માત્મા છે. વળી, મુખ પર પટ્ટી બાંધવાથી અક્ષરોનું યથાયોગ્ય સ્થાન, પ્રયત્ન સાથે ઉચ્ચારણ પણ થતું નથી. નિરનુનાસિક અક્ષરોને સાનુનાસિક બોલવાથી તમને દોષ લાગે છે.

તથા મુખ પર પટ્ટી બાંધવાથી દુર્ગન્ધ પણ અધિક વધે છે, કેમકે શરીરની અંદર દુર્ગન્ધ ભરેલી છે. શરીરમાંથી જેટલો વાયુ નીકળે છે તે દુર્ગન્ધયુક્ત પ્રત્યક્ષ છે. જો તે રોકવામાં આવે તો દુર્ગન્ધ પણ અધિક વધી જાય. જેમ કે બંધિયાળ જાજરૂ અધિક દુર્ગન્ધયુક્ત અને ખુલ્લો હોય તે ઓછું દુર્ગન્ધયુક્ત હોય છે. તેમ મુખ પર પટ્ટી બાંધવાથી દન્તધાવન, મુખપ્રક્ષાલન અને સ્નાન ન કરવાથી તથા વસ્ત્ર ન ધોવાથી તમારા શરીરમાંથી વધારે દુર્ગન્ધ ઉત્પન્ન થઈને સંસારમાં ઘણા રોગોને કરી જીવોને જેટલી પીડા પહોંચાડો છો, તેટલું પાપ તમને અધિક થાય છે. જેમ મેળા, આદિમાં અધિક દુર્ગન્ધ થવાથી વિસૂચિકા અર્થાત્ કોલેરા આદિ બહુ પ્રકારના રોગો ઉત્પન્ન થઈને જીવોને દુઃખદાયક થાય છે અને ઓછી દુર્ગન્ધ હોવાથી રોગ પણ ન્યૂન થઈને જીવોને બહુ દુઃખ પહોંચતું નથી. એ ઉપરથી તમે અધિક દુર્ગન્ધ વધારવામાં અધિક અપરાધી છો. અને જે મુખ પર પટ્ટી નથી બાંધતા, દન્તધાવન, મુખપ્રક્ષાલન અને સ્નાન કરીને સ્થાન અને વસ્ત્રોને શુદ્ધ રાખે છે, તે તમારાથી ઘણા સારા છે.

જેમ કે અન્ત્યજોની દુર્ગન્ધના સહવાસથી પૃથક્ રહેનાર બહુ સારા છે. જેમ અન્ત્યજોની દુર્ગન્ધના સહવાસથી નિર્મળ બુદ્ધિ થતી નથી, તેમ તમે અને તમારા સંગીઓની પણ બુદ્ધિ વધતી નથી. જેમ રોગની અધિકતાથી અને બુદ્ધિની સ્વલ્પતા હોવાથી ધર્માનુષ્ઠાનની બાધા થાય છે, તેમ દુર્ગન્ધયુક્ત તમારા અને સંગીઓના પણ વર્તમાન થતા હશે.

(પ્રશ્ન) જેમ બંધ મકાનમાં સળગાવેલા અગ્નિની જ્વાળા બહાર નીકળીને બહારના જીવોને દુઃખ પહોંચાડી શકતી નથી તેમ અમે મુખપટ્ટી બાંધીને વાયુને રોકીને બહારના જીવોને ન્યૂન દુઃખ પહોંચાડનારા છીએ. મુખપટ્ટી બાંધવાથી બહારના વાયુના જીવોને પીડા પહોંચતી નથી અને જેમ સામે અગ્નિ બળે છે તેને આડો હાથ રાખવાથી તે ન્યૂન લાગે છે. અને વાયુના જીવ શરીરવાળા હોવાથી તેમને પીડા અવશ્ય પહોંચે છે.

(ઉત્તર) એ તમારી વાત બાળકોના જેવી છે. પ્રથમ તો જુઓ જ્યાં છિદ્ર ન હોય અને અંદરના વાયુનો યોગ બહારના વાયુની સાથે ન થાય તો ત્યાં સુધી અગ્નિ સળગી જ શકતો નથી. જો એ પ્રત્યક્ષ જોવા ઇચ્છતા હો તો કોઈ ફાનસમાં દીપ સળગાવીને સર્વ છિદ્ર બન્ધ કરીને જોઈ જુઓ, તો દીવો તે જ સમયે ઓલવાઈ જશે.

જેમ પૃથ્વી પર રહેનારાં મનુષ્યાદિ પ્રાણીઓ બહારના વાયુના યોગ વિના જીવી શકતાં નથી તેમ અગ્નિ પણ બળી શકતો નથી. જેમ એક તરફથી અગ્નિનો વેગ રોકવામાં આવે તો બીજી તરફ અધિક અધિક વેગથી નીકળશે. અને હાથની આડ કરવાથી મુખ પર ઓછો અગ્નિ લાગે છે, પરન્તુ તે અગ્નિ હાથ

પર અધિક લાગી રહ્યો છે. એટલા માટે તમારી એ વાત પણ બરાબર નથી.

(પ્રશ્ન) એ તો સૌ કોઈ જાણે છે કે જ્યારે કોઈ મોટા મનુષ્ય સાથે નાનો મનુષ્ય કાનમાં કે નિકટ રહીને વાત કહે છે ત્યારે મુખ પર કપડાનો છેડો કે હાથ રાખે છે. તે એટલા માટે કે મુખમાંથી થૂંક કે દુર્ગન્ધ ઊડીને તેને ન લાગે અને જ્યારે પુસ્તક વાંચે છે ત્યારે અવશ્ય થૂંક ઊડીને તે ઉપર પડવાથી ઉચ્છિષ્ટ થઈને તે બગડી જાય છે. એટલા માટે મુખ પર પટ્ટીનું બાંધવું સારું છે.

(ઉત્તર) એથી એ સિદ્ધ થયું કે જીવ રક્ષાર્થ મુખપટ્ટી બાંધવી વ્યર્થ છે અને જ્યારે કોઈ મોટા મનુષ્ય સાથે વાત કરે છે ત્યારે મુખ પર હાથ કે કપડું એટલા માટે રાખે છે કે તે ગુપ્ત વાતને બીજો કોઈ ન સાંભળી લે, કેમકે જ્યારે કોઈ પ્રસિદ્ધ વાત કરે ત્યારે કોઈ પણ મુખ પર હાથ કે કપડું ધરતો નથી. એથી એ વિદિત થાય છે કે ગુપ્ત વાત માટેની એ વાત છે.

દાતણ વગેરે ન કરવાથી તમારા મુખાદિ અવયવોથી અત્યન્ત દુર્ગન્ધ નીકળે છે અને જ્યારે તમે કોઈની પાસે કે કોઈ તમારી પાસે બેસતા હશે, ત્યારે તો દુર્ગન્ધ વિના બીજું શું આવતું હશે ? મુખ પર આડો હાથ કે કપડું રાખવાનાં પ્રયોજન બીજાં બહુ છે. જેમ બહુ મનુષ્યોની સામે ગુપ્ત વાત કરવામાં જો હાથ કે કપડાંની આડ કરવામાં ન આવે તો બીજાઓની તરફ વાયુના ફેલાવાથી વાત પણ ફેલાઈ જાય. જ્યારે તે બન્ને એકાન્તમાં વાત કરે છે, ત્યારે મુખ પર હાથ કે કપડું એટલા માટે નથી લગાડતા કે ત્યાં ત્રીજો કોઈ સાંભળનાર હોતો નથી. જો મોટાઓની જ ઉપર થૂંક ન પડે તો એથી શું નાનાની ઉપર પડવું જોઈએ ? વળી તે થૂંકથી બચી પણ શકતા નથી કેમકે દૂર રહી વાત તો કરીએ પણ વાયુ અમારી તરફથી બીજાની તરફ જતો હોય તો તે સૂક્ષ્મ થઈને વાયુની સાથે ત્રસરેણુ જઈને તેના શરીર પર અવશ્ય પડશે. તેનો દોષ ગણવો અવિદ્યાની વાત છે. કેમકે જો મુખની ઉષ્ણતાથી જીવ મરતા હોય અથવા તેમને પીડા પહોંચતી હોય તો વૈશાખ કે જ્યેષ્ઠ મહિનામાં સૂર્યની મહાઉષ્ણતાથી વાયુકાયના જીવોમાંથી મર્યા વિના એક પણ ન બચી શકે. પરન્તુ તે ઉષ્ણતાથી પણ તે જીવ મરી શકતા નથી. એટલા માટે એ તમારો સિદ્ધાન્ત જૂઠો છે. કેમકે જો તમારા તીર્થંકરો પણ પૂર્ણ વિદ્વાન હોત તો એવી વ્યર્થ વાતો કેમ કરત ? જુઓ ! પીડા તે જ જીવોને પહોંચે છે કે જેની વૃત્તિ સર્વ અવયવોની સાથે વિદ્યમાન હોય. તેમાં પ્રમાણ:-

**पञ्चावयवयोगात्सुखसंवित्तिः ॥**

-આ સાંખ્યશાસ્ત્ર (અ૦ ૫ નું ૨૭ મું) સૂત્ર છે. જ્યારે પાંચે ઇન્દ્રિયોનો પાંચે વિષયોની સાથે સમ્બન્ધ થાય છે ત્યારે જીવને સુખ કે દુઃખની પ્રાપ્તિ થાય છે. જેમ બહેરાંને ગાળી પ્રદાન, આંધળાને રૂપ કે તેની આગળથી સર્પ વ્યાઘ્રાદિ ભયદાયક જીવોનું ચાલી જવું, શૂન્ય ત્વચાવાળાને સ્પર્શ, પિન્નસ રોગવાળાને ગન્ધ અને શૂન્ય જિહ્વાવાળાને રસ પ્રાપ્ત થઈ શકતો નથી, તે જ પ્રકારે તે જીવોની પણ વ્યવસ્થા છે.

જુઓ ! જ્યારે મનુષ્યનો જીવ સુષુપ્તિ દશામાં રહે છે ત્યારે તેને સુખ કે દુઃખની કાંઈ પણ પ્રાપ્તિ થતી નથી, કેમકે તે શરીરની અન્દર તો છે, પરન્તુ તેના બહારના અવયવોની સાથે તે સમયે સમ્બન્ધ ન રહેવાથી સુખ-દુઃખની પ્રાપ્તિ કરી શકતો નથી.

વળી, જેમ વૈદ્ય અથવા આજ કાલના ડૉક્ટરો નશાની વસ્તુ ખવડાવી કે સુંઘાડીને રોગી પુરુષના શરીરના અવયવોને કાપે કે ચીરે છે, તેને તે સમયે કાંઈ પણ દુઃખ વિદિત થતું નથી, તેમ "વાયુકાય" કે અન્ય સ્થાવર શરીરવાળા જીવોને સુખ કે દુઃખ પ્રાપ્ત કદી પણ થઈ શકતું નથી. જેમ મૂર્છિત પ્રાણી સુખ-

દુઃખને પ્રાપ્ત થઈ શક્તું નથી, તેમ તે વાયુકાયાદિના જીવો પણ અત્યન્ત મૂર્છિત હોવાથી સુખ-દુઃખને પ્રાપ્ત થઈ શકતા નથી. તો પછી એમને પીડાથી બચાવવાની વાત સિદ્ધ કેવી રીતે થઈ શકે છે ? જો તેમને સુખ-દુઃખની પ્રત્યક્ષ પ્રાપ્તિ જ થતી નથી તો અનુમાનાદિ અહીં કેવી રીતે યુક્ત થઈ શકે છે ?

**(પ્રશ્ન)** જ્યારે તે જીવ છે ત્યારે તેમને સુખ-દુઃખ કેમ નથી થતું ?

**(ઉત્તર)** સાંભળો 'ભોળા ભાઈઓ ! જ્યારે તમે સુષુપ્તિમાં હો છો ત્યારે તમને સુખ-દુઃખ પ્રાપ્ત કેમ નથી થતાં ? સુખ-દુઃખની પ્રાપ્તિનો હેતુ પ્રસિદ્ધ સમ્બન્ધ છે. ઉપર અમે એનો ઉત્તર આપેલ છે કે નશા સુંઘાડીને ડૉક્ટર લોકો અંગો ચીરે, ફાડે અને કાપે છે, ત્યારે તેમને દુઃખ વિદિત નથી થતું, એ જ પ્રકારે અતિ મૂર્છિત જીવોને કેમ કરી સુખ-દુઃખ પ્રાપ્ત થાય ? કેમકે ત્યાં પ્રાપ્તિ થવાનું સાધન કોઈ પણ નથી.

**(પ્રશ્ન)** જુઓ ! લીલોત્રી અર્થાત્ જેટલાં લીલાં શાક, પાન અને કન્દ મૂળ છે તેને અમે ખાતા નથી કેમકે લીલોતરીમાં ઘણા અને કન્દમૂળમાં અનન્ત જીવ છે. જો અમે તેને ખાઈએ, તો તે જીવોને મારવાથી અને પીડા પહોંચવાથી અમે લોકો પાપી બનીએ.

**(ઉત્તર)** આ તમારી ભારે અવિદ્યાની વાત છે, કેમકે લીલાં શાકને ખાવામાં જીવનું મરવું, તેમને પીડા પહોંચવી, એ કેવી રીતે માનો છો ? ભલા, જ્યારે તમને પીડા પ્રાપ્ત થતી પ્રત્યક્ષ દેખાતી નથી અને જો દેખાય છે, તો અમને પણ દેખાડો. તમે કદી નથી પ્રત્યક્ષ દેખી કે અમને દેખાડી શકશો. જ્યારે પ્રત્યક્ષ નથી, તો અનુમાન, ઉપમાન અને શબ્દ પ્રમાણ કદી ઘટી શકતાં નથી. પછી અમે જે ઉપર ઉત્તર આપી આવ્યા છીએ, તે આ વાતનો પણ ઉત્તર છે, કેમકે જે અત્યન્ત અન્ધકાર મહાસુષુપ્તિ અને મહાનશામાં જીવ છે તેને સુખ-દુઃખની પ્રાપ્તિ માનવી એ તમારા તીર્થંકરોની પણ ભૂલ વિદિત થાય છે. જેમણે તમને એવી યુક્તિ અને વિદ્યાવિરુદ્ધ ઉપદેશ કર્યો છે. ભલા ! જ્યારે ઘરનો અન્ત છે ત્યારે તેમાં રહેનારા અનન્ત કેમ કરી થઈ શકે છે ? જ્યારે કન્દનો અન્ત આપણે જોઈએ છીએ, ત્યારે તેમાં રહેનારા જીવોનો અન્ત કેમ નહીં ? એથી એ તમારી વાત મોટી ભૂલની છે.

**(પ્રશ્ન)** જુઓ ! તમે લોકો ગરમ કર્યા વગર કાચું પાણી પીઓ છો તે મોટું પાપ કરો છો. માટે જેમ અમે ઉષ્ણ પાણી પીએ છીએ તેમ તમે લોકો પણ પીઓ.

**(ઉત્તર)** એ પણ તમારી વાત ભ્રમજાળની છે. કેમકે જ્યારે તમે પાણીને ઉષ્ણ કરો છો ત્યારે પાણીના જીવો સઘળા મરતા હશે અને તેનાં શરીર પણ જળમાં રંધાઈ જઈને તે પાણી વરિયાળીના અર્ક તુલ્ય થવાથી જાણો કે તમે તેના શરીરોનો "તેજાબ" પીઓ છો, એમાં તો તમે મોટા પાપી છો. અને જે ઠંડું જળ પીએ છે તે નહીં. કેમકે જ્યારે ઠંડું પાણી પીશે ત્યારે તે ઉદરમાં જવાથી કિંચિત્ ઉષ્ણતા પામીને શ્વાસની સાથે તે જીવ બહાર નીકળી જશે. "જળકાય" જીવોને સુખ-દુઃખ પૂર્વોક્ત રીતિથી પ્રાપ્ત થઈ શકતાં નથી, તો પછી એમાં કોઈને પાપ થશે નહીં.

**(પ્રશ્ન)** જઠરાગ્નિની ઉષ્ણતાની માફક જળથી પણ જીવ બહાર કેમ નહીં નીકળી જાય ?

**(ઉત્તર)** હા, નીકળી તો જાય છે પરન્તુ જ્યારે તમે મુખના વાયુની ઉષ્ણતાથી જીવનું મરવું માનો છો તો જળ ઉષ્ણ કરવાથી તમારા મતાનુસાર જીવ મરી જશે, અથવા અધિક પીડા પામીને નીકળશે અને તેનું શરીર તે જળમાં રંધાઈ જશે, તો તેનાથી તમે અધિક પાપી થશો કે નહીં ?

(પ્રશ્ન) અમે પોતાના હાથથી ઉષ્ણ જળ નથી કરતા અને કોઈ ગૃહસ્થને ઉષ્ણ જળ કરવાને આજ્ઞા કરતા નથી એટલા માટે અમને પાપ લાગતું નથી.

(ઉત્તર) જો તમે ઉષ્ણ જળ લો નહીં અને પીઓ નહીં તો ગૃહસ્થ ઉષ્ણ શું કરવા કરે ? એટલા માટે તે પાપના ભાગી તમે જ છો. બલ્કે વધારે પાપી છો, કેમકે જો તમે કોઈ એક ગૃહસ્થને ઉષ્ણ કરવાને કહો તો એક જ ઠેકાણે ઉષ્ણ થાય. જ્યારે તે ગૃહસ્થ એ ભ્રમમાં રહે છે કે ન જાણે સાધુજી કોને ઘેર આવશે,તે પ્રત્યેક ગૃહસ્થ પોતપોતાના ઘરમાં ઉષ્ણ જળ કરી રાખે છે. તેના પાપના ભાગી મુખ્ય તમે જ છો.

બીજું અધિક કાષ્ઠ અને અગ્નિ બળવા-બળાવવાથી પણ ઉપર લખ્યા પ્રમાણે રસોઈ, ખેતી અને વ્યાપારાદિમાં અધિક પાપ અને નરકગામી થાઓ છો. પછી જ્યારે તમે ઉષ્ણ જળ કરાવવાના મુખ્ય નિમિત્ત છો અને ઉષ્ણ જળ પીવાનો અને ઠંડું જળ ન પીવાનો ઉપદેશ કરવાથી તમે જ મુખ્ય પાપના ભાગી છો અને તે જે તમારો ઉપદેશ માનીને એવી વાતો કરે છે તે પણ પાપી છે.

હવે જુઓ ! કે તમે મહા અવિદ્યામાં છો કે નહીં ? કે નાના નાના જીવો પર દયા કરવી અને અન્ય મતસ્થોની નિન્દા અને અનુપકાર કરવો એ શું થોડું પાપ છે ? જો તમારા તીર્થંકરોનો મત સત્ય હોય તો સૃષ્ટિમાં આટલી વર્ષા, આટલી નદીઓનું વહેવું અને આટલું જળ ઈશ્વરે કેમ ઉત્પન્ન કર્યું ? અને વળી સૂર્યને પણ ઉત્પન્ન ન કરત, કેમકે એમાં તમારા મતાનુસાર કરોડોના કરોડ જીવ મરતા જ હશે. જ્યારે તે વિદ્યમાન હતા, ત્યારે તમે જેને ઈશ્વર માનો છો, તેમણે દયા કરી સૂર્યના તાપ અને મેઘને બન્ધ કેમ ન કર્યા ?

વળી, પૂર્વોક્ત પ્રકારે વિદ્યમાન પ્રાણીઓ વિના સુખ-દુઃખની પ્રાપ્તિ, કન્દમૂળાદિ પદાર્થોમાં રહેનારા જીવોને થતી નથી. સર્વથા સર્વ જીવો પર દયા કરવી એ પણ દુઃખનું કારણ થાય છે. કેમકે જો તમારા મતાનુસાર સર્વ મનુષ્ય થઈ જાય અને ચોર, ડાકુઓને કોઈ પણ દંડ ન દે, તો કેટલું મોટું પાપ ઊભું થઈ જાય ? એટલા માટે દુષ્ટોને યથાવત દંડ દેવામાં અને શ્રેષ્ઠોનું પાલન કરવામાં દયા છે. અને એથી વિપરીત કરવામાં દયા, ક્ષમા રૂપ ધર્મનો નાશ છે. કેટલાય જૈનીઓ દુકાન માંડે છે, તે વ્યવહારોમાં જૂઠું બોલે છે, પરાયું ધન મારે છે અને ગરીબોને ઠગવા આદિ કુકર્મ કરે છે. તેમના નિવારણમાં વિશેષ ઉપદેશ કેમ નથી કરતા ? અને મુખપટ્ટી બાંધવી આદિ ઢોંગમાં કેમ પડ્યા રહો છો ?

જ્યારે તમે ચેલા-ચેલી કરો છો ત્યારે કેશલુંચન કરાવવામાં અને ઘણા દિવસ ભૂખે રહેવામાં પરાયા કે પોતાના આત્માને પીડા દઈને પીડાને પ્રાપ્ત થઈને બીજાઓને દુઃખ દો છો અને આત્મહત્યા એટલે આત્માને દુઃખ દેનારા થઈ હિંસક કેમ બનો છો ? જ્યારે હાથી, ઘોડા, બળદ, ઊંટ પર ચઢવા અને મનુષ્ય પાસે મજૂરી કરાવવામાં જૈનીઓ પાપ કેમ નથી ગણતા ? જ્યારે તમારા ચેલા ઊટપટાંગ વાતોને સત્ય નથી કરી શકતા, તો તમારા તીર્થંકરો પણ સત્ય નથી કરી શકતા. જ્યારે તમે કથા વાંચો છો, ત્યારે માર્ગમાં શ્રોતાઓના અને તમારા મતાનુસાર જીવ મરતા જ હશે. એટલા માટે તમે એ પાપનું મુખ્ય કારણ કેમ બનો છો ? આ થોડા કથનથી બહુ સમજી લેવું કે તે જળ, સ્થળ, વાયુનાં સ્થાવર શરીરવાળા અત્યન્ત મૂર્છિત જીવોને દુઃખ કે સુખ કદી પહોંચી શકતું નથી.

હવે જૈનીઓની બીજી પણ થોડીક અસંભવ કથા લખીએ છીએ. તે સાંભળવી જોઈએ અને એ પણ ધ્યાનમાં રાખવું કે આપણા હાથથી સાડા ત્રણ હાથનું ધનુષ્ય થાય છે અને કાળની સંખ્યા જેવી પૂર્વે લખી આવ્યા છીએ, તેવી જ સમજવી. **રત્નસાગર**, ભાગ-એક, પૃષ્ઠ ૧૬૬-૧૬૭ સુધીમાં લખ્યું છે :-

(૧) ઋષભદેવનું શરીર ૫૦૦ (પાંચસો) ધનુષ લાંબુ અને ૮૪,૦૦,૦૦૦ (ચોરાસી લાખ) પૂર્વનું આયુષ્ય.
(૨) અજિતનાથનું ૪૫૦ ધનુષપરિમાણનું શરીર અને ૭૨,૦૦,૦૦૦ (બોતેર લાખ) પૂર્વ વર્ષનું આયુ.
(૩) સમ્ભવનાથનું ૪૦૦ ચારસો ધનુષ શરીર ૬૦,૦૦,૦૦૦ (સાઠ લાખ) પૂર્વ વર્ષનું આયુ.
(૪) અભિનન્દનનું ૩૫૦ સાડા ત્રણસો ધનુષ પરિમાણનું શરીર અને ૫૦,૦૦,૦૦૦ (પચાસ લાખ) પૂર્વ વર્ષનું આયુ.
(૫) સુમતિનાથનું ૩૦૦ ધનુષ પરિમાણનું શરીર અને ૪૦,૦૦,૦૦૦ (ચાળીસ લાખ) પૂર્વ વર્ષનું આયુ.
(૬) પદ્મપ્રભનું ૧૪૦ ધનુષનું શરીર અને ૩૦,૦૦,૦૦૦ (તીસ લાખ) પૂર્વ વર્ષનું આયુ.
(૭) સુપાર્શ્વનાથનું ૨૦૦ ધનુષનું શરીર અને ૨૦,૦૦,૦૦૦ (વીસ લાખ) પૂર્વ વર્ષનું આયુ.
(૮) ચન્દ્રપ્રભનું ૧૫૦ ધનુષ પરિમાણનું શરીર અને ૧૦,૦૦,૦૦૦ (દશ લાખ) પૂર્વ વર્ષનું આયુ.
(૯) સુવિધિનાથનું ૧૦૦ સો ધનુષનું શરીર અને ૨,૦૦,૦૦૦ (બે લાખ) પૂર્વ વર્ષનું આયુ.
(૧૦) શીતળનાથનું ૯૦ નેવું ધનુષનું શરીર અને ૧,૦૦,૦૦૦ (એક લાખ) પૂર્વ વર્ષનું આયુ.
(૧૧) શ્રેયાંસનાથનું ૮૦ ધનુષનું શરીર અને ૮૪,૦૦,૦૦૦ (ચોરાસી લાખ) વર્ષનું આયુ.
(૧૨) વાસુપૂજ્યસ્વામીનું ૭૦ ધનુષનું શરીર અને ૭૨,૦૦,૦૦૦ (બોત્તેર લાખ) વર્ષનું આયુ.
(૧૩) વિમળનાથનું ૬૦ ધનુષનું શરીર અને ૬૦,૦૦,૦૦૦ (સાઠ લાખ) વર્ષનું આયુ.
(૧૪) અનન્તનાથનું ૫૦ ધનુષનું શરીર અને ૩૦,૦૦,૦૦૦ (ત્રીસ લાખ) વર્ષનું આયુ.
(૧૫) ધર્મનાથનું ૪૫ ધનુષનું શરીર અને ૧૦,૦૦,૦૦૦ (દશ લાખ) વર્ષનું આયુ.
(૧૬)શાન્તિનાથનું ૪૦ ધનુષનું શરીર અને ૧,૦૦,૦૦૦ (એક લાખ) વર્ષનું આયુ.
(૧૭) કુંથુનાથનું ૩૫ ધનુષનું શરીર અને ૯૫,૦૦૦ (પંચાણુ સહસ્ર) વર્ષનું આયુ.
(૧૮) અરનાથનું ૩૦ ધનુષનું શરીર અને ૮૪,૦૦૦ (ચોરાસી સહસ્ર) વર્ષનું આયુ.
(૧૯) મલ્લીનાથનું ૨૫ ધનુષનું શરીર અને ૫૫,૦૦૦ (પંચાવન સહસ્ર) વર્ષનું આયુ.
(૨૦) મુનિસુવ્રતનું ૨૦ ધનુષનું શરીર અને ૩૦,૦૦૦ (ત્રીસ સહસ્ર) વર્ષનું આયુ.
(૨૧) નમિનાથનું ૧૫ ધનુષનું શરીર અને ૧૦,૦૦૦ (દશ સહસ્ર) વર્ષનું આયુ.
(૨૨) નેમિનાથનું ૧૦ ધનુષનું શરીર અને ૧૦૦૦ (એક સહસ્ર) વર્ષનું આયુ.
(૨૩) પાર્શ્વનાથનું ૯ હાથનું શરીર અને ૧૦૦ (સો) વર્ષનું આયુ.
(૨૪) મહાવીર સ્વામીનું ૭ હાથનું શરીર અને ૭૨ (બોત્તેર) વર્ષનું આયુ.

આ ૨૪ ચોવીસ તીર્થંકરો જૈનીઓનો મત ચલાવનારા આચાર્યો અને ગુરુઓ છે. એમને જ જૈનીઓ પરમેશ્વર માને છે, અને એ સર્વ મોક્ષમાં ગયા છે. હવે એમાં બુદ્ધિમાન લોકો વિચારી લે કે આટલાં મોટાં શરીર અને આટલું આયુ મનુષ્ય દેહનું હોવું કદી સંભવ છે ? આ ભૂગોળમાં (આવા) ઘણા જ થોડા મનુષ્ય વસી શકે છે. આ જૈનીઓના ગપોડા લઈને પુરાણીઓએ જે એક લાખ, દશ હજાર અને એક હજાર

સર્પનાં આયુ લખ્યાં છે, તે પણ સંભવિત થઈ શકતાં નથી. તો પછી જૈનીઓનું કથન સંભવિત કેમ કરી થઈ શકે? હવે બીજું પણ સાંભળો !

**કલ્પભાષ્ય,** પૃ. ૪ - નાગકેતે ગામ જેવડી એક શિલા આંગળી પર ધરી લીધી.

**કલ્પભાષ્ય,** પૃ. ૩૫ - મહાવીરે અંગૂઠાથી પૃથ્વી દબાવી, તેથી શેષ નાગ કંપી ગયો !

**કલ્પભાષ્ય,** પૃ. ૪૬ - મહાવીરને સર્પ કરડ્યો તો લોહીને બદલે દૂધ નીકળ્યું અને તે સર્પ ૮ મા સ્વર્ગમાં ગયો !

**કલ્પભાષ્ય,** પૃ. ૪૭ - મહાવીરના પગ પર ખીર બનાવી અને પગ બળ્યો નહીં !

**કલ્પભાષ્ય,** પૃ. ૧૬ - નાના સરખા પાત્રમાં ઊંટ બોલાવ્યું.

**રત્નસાર,** ભાગ ૧ પૃ. ૧૪ - શરીરના મેલને ઉતારવો નહીં અને ખંજવાળવું નહીં.

**વિવેકસાર,** ભા. ૧ પૃ. ૧૫ - જૈનોના એક દમસાર સાધુએ કોપિત થઈને ઉદ્વેગજનક સૂત્ર ભણીને એક શહેરમાં આગ લગાડી દીધી,તે મહાવીર તીર્થંકરનો અતિપ્રિય હતો.

**વિવેકસાર,** ભા. ૧ પૃ. ૨૨૭ - રાજાની આજ્ઞા અવશ્ય માનવી જોઈએ.

**વિવેકસાર** ભા. ૧ પૃ. ૨૨૭ - એક કોશા વેશ્યાએ થાળીમાં સરસવની ઢગલી કરી, તેના ઉપર ફૂલોથી ઢાંકેલી સોય ઊભી કરી, અને તેના ઉપર સારી રીતે નાચ કર્યો. પરન્તુ તે સોય પગમાં પેસવા પામી નહીં અને સરસવની તે ઢગલી પણ વિખરાઈ નહીં !!!

**તત્ત્વવિવેક,** પૃ. ૨૨૮ - એ જ કોશા વેશ્યા સાથે એક સ્થૂળમુનિએ ૧૨ વર્ષ સુધી ભોગ કર્યો અને પછી દીક્ષા લઈને સદ્‌ગતિએ ગયો અને કોશા વેશ્યા પણ જૈન ધર્મ પાળતી હોવાથી સદ્‌ગતિએ ગઈ.

**વિવેકસાર,** ભા. ૧, પૃ. ૧૮૫ - એક સિદ્ધની કન્થા ગળામાં પહેરવામાં આવે છે તે ૫૦ અશરફી એક વેશ્યાને નિત્ય આપતી રહી.

**વિવેકસાર,** ભા. ૧, પૃ. ૨૨૮ - બલવાન પુરુષની આજ્ઞા, દેવની આજ્ઞા, ઘોર વનમાં કષ્ટથી નિર્વાહ, ગુરુ, માતા-પિતા, કુલાચાર્ય, જ્ઞાતીય લોક અને ધર્મોપદેષ્ટા એ છને રોકવાથી ધર્મમાં ન્યૂનતા થાય, તો તેથી ધર્મની હાનિ થતી નથી.

**સમીક્ષક** - હવે જુઓ ! એમની મિથ્યા વાતો. એક મનુષ્ય ગામ જેવડી પાષાણની શિલાને આંગળી પર ધરી શકે છે ? ॥૧॥ અને પૃથ્વી ઉપર અંગૂઠો દાબવાથી પૃથ્વી કદી દબાઈ શકે છે. ॥૨॥ અને જ્યારે શેષ નાગ જ નથી તો કંપશે કોણ ? ।૩। ભલા, શરીરને કાપવાથી દૂધ નીકળતું કોઈએ જોયું નથી, આ ઇન્દ્રજાળ સિવાય બીજી વાત નથી. તેને કરડનાર સર્પ તો સ્વર્ગમાં ગયો અને મહાત્મા શ્રીકૃષ્ણાદિ ત્રીજા નરકમાં ગયા, એ કેટલી મિથ્યા વાતો છે ? ॥૪॥ જ્યારે મહાવીરના પગ પર ખીર રાંધી ત્યારે તેમના પગ બળી કેમ ન ગયા ? ।।૫।। ભલા, નાના સરખા પાત્રમાં કદી ઊંટ આવી શકે છે ? । ૬।। જો શરીરનો મેલ ઉતારતા ન હોય અને ખંજવાળતા ન હોય તો તે દુર્ગન્ધરૂપ મહાનરક ભોગવતા હશે. ।૭। જે સાધુએ નગર બાળ્યું તેની દયા અને ક્ષમા ક્યાં ગઈ ? ।।૮।। જ્યારે મહાવીરના સંગથી પણ તે પવિત્રાત્મા ન થયો, તો હવે મહાવીરના મરવા પછી તેના આશ્રયથી જૈન લોકો કદી પણ પવિત્ર થશે નહીં. ॥૯॥ રાજાની આજ્ઞા

માનવી જોઈએ. પરન્તુ જૈનોએ પોતે વાણિયા હોવાથી રાજાથી ડરીને આ વાત લખી હશે. ॥૧૦॥ કોશા વેશ્યાનું શરીર ગમે તેટલું હલકું હોય, તો પણ સરસવની ઢગલી પર સોય ઊભી કરી તેના ઉપર નાચવું, સોયનું ન ભોંકાવું અને સરસવનું ન વિખરાવું એ અત્યન્ત જૂઠું નહીં તો બીજું શું છે ? ॥૧૧॥ ધર્મ કોઈએ કોઈ અવસ્થામાં પણ ન છોડવો જોઈએ, ચાહે કંઈ પણ થઈ જાય. ॥૧૨। ભલા, કન્થા તો વસ્ત્રની થાય છે તે નિત્ય પ્રતિ ૫૦૦ અશર્ફી કેવી રીતે આપી શકે ? ॥૧૩।

હવે આવી આવી અસંભવ કહાણી એમની લખીએ તો જૈનોનાં થોથાં-પોથાંની માફક બહુ જ વધી જાય એટલા માટે અધિક લખતા નથી. અર્થાત્ જૈનોની થોડીક વાતો છોડીને બાકી બધી મિથ્યા જાળ ભરી છે. જુઓ :-

**दो ससि दो रवि पढमे । दुगुणा लवणंमि धायई संडे ।**

**वारस ससि वारस रवि । तप्पमि ई निदिठ ससि रविणो ॥**

**तिगुणा पुब्विल्लजया । अणंतराणंतरं मिखित्तमि ।**

**कालो ए बयाला । बिसत्तरी पुस्कर द्वंमि ॥** -प्रकरण भाग ४, संग्रहणीसूत्र ७७, ७८ ॥

જે જમ્બૂદ્વીપ લાખ યોજન અર્થાત્ ચાર લાખ કોશનો લાંબો છે, તેમાં આ પહેલો દ્વીપ કહેવાય છે. એમાં બે ચન્દ્ર અને બે સૂર્ય છે. તેમજ લવણ સમુદ્રમાં તેનાથી બમણાં અર્થાત્ ૪ ચાર ચન્દ્રમા અને ચાર સૂર્ય છે તથા ઘાતકીખંડમાં બાર ચન્દ્રમા અને બાર સૂર્ય છે. ॥૭૭॥ અને તેને ત્રણગણા કરવાથી છત્રીસ થાય છે, તેની સાથે બે જમ્બૂદ્વીપના અને ચાર લવણ સમુદ્રના મળીને બેતાળીસ ચન્દ્રમા અને બેતાળીસ સૂર્ય કાલોદધિ સમુદ્રમાં છે. એ જ પ્રકારે આગળ આગળના દ્વીપ અને સમુદ્રમાં પૂર્વોક્ત બેતાળીસને ત્રણ ગણા કરીએ તો એક સો છવ્વીસ થાય છે. તેમાં ઘાતકીખંડના બાર, લવણ સમુદ્રના ચાર અને જમ્બૂદ્વીપના બે બે, એ રીતે ગણતાં ૧૪૪ એકસો ચુમાળીસ ચન્દ્ર અને ૧૪૪ સૂર્ય પુષ્કરદ્વીપમાં છે. એ પણ અડધા મનુષ્ય ક્ષેત્રની ગણના છે, પરન્તુ જ્યાં સુધી મનુષ્ય નથી રહેતાં ત્યાં ઘણા સૂર્ય અને ઘણા ચન્દ્ર છે અને જે પાછલા અર્ધ પુષ્કરદ્વીપમાં બહુ ચન્દ્ર અને બહુ સૂર્ય છે તે સ્થિર છે. પૂર્વોક્ત એકસો ચુમાળીસને ત્રણ ગણા કરવાથી ૪૩૨ થાય અને તેમાં પૂર્વોક્ત જમ્બૂદ્વીપના બે ચન્દ્રમા, બે સૂર્ય, ચાર-ચાર લવણ સમુદ્રના અને બાર-બાર ઘાતકીખંડના અને બેતાળીસ કાલોદધિના મેળવવાથી ૪૯૨ ચન્દ્ર અને ૪૯૨ સૂર્ય પુષ્કર સમુદ્રમાં છે. આ બધી વાતો શ્રીજિનભદ્રગણીક્ષમા ક્ષમણે મોટી "સંઘયણી"માં તથા "યોતીસકરણ્ડક પયન્ના" મધ્યે અને "ચન્દ્રપન્નતિ" તથા "સૂરપન્નતિ" પ્રમુખ સિદ્ધાન્ત ગ્રન્થોમાં એ જ પ્રકારે કહ્યું છે. ॥૭૭॥

**સમીક્ષક** - હવે સાંભળો ! ભૂગોળ-ખગોળના જાણનારાઓ ! આ એક ભૂગોળમાં એક પ્રકારે ૪૯૨ ચારસો બાણુ અને બીજે પ્રકારે અસંખ્ય ચન્દ્ર અને સૂર્ય જૈનો માને છે. આપ લોકોનું મહાભાગ્ય છે કે વેદમતાનુયાયી સૂર્ય સિદ્ધાન્તાદિ જ્યોતિષ ગ્રન્થોના અધ્યયનથી ઠીક ઠીક ભૂગોળ-ખગોળ વિદિત થયાં. જો જૈનોના મહાઅંધેરમતમાં હોત, તો જન્મભર અંધારામાં રહેત. જેવા કે જૈની લોકો આજ કાલ છે. એ અવિદ્વાનોને એ શંકા થઈ કે જમ્બૂદ્વીપમાં એક સૂર્ય અને એક ચન્દ્રથી કામ નથી ચાલતું. કેમકે આટલી મોટી પૃથ્વીને ત્રીસ ઘડીમાં ચન્દ્ર સૂર્ય કેમ પહોંચી શકે ? કેમકે પૃથ્વીને એ લોકો સૂર્યાદિથી પણ મોટી માને છે એ જ એમની મોટી ભૂલ છે.

**दो ससि दो रवि पंती एगंतरिया छसटि संखाया ।**

**मेरुं पयाहिणंता माणुसखित्ते परि अडंति ॥** -प्रकरण भाग ४, संग्रहणी सू० ७९ ॥

મનુષ્યલોકમાં ચન્દ્રમા અને સૂર્યની પંક્તિની સંખ્યા કહે છે. બે ચન્દ્ર અને બે સૂર્યની પંક્તિ (શ્રેણી) છે, તે એક એક લાખ યોજન અર્થાત્ ચાર લાખ કોશના અન્તરથી ચાલે છે. જેમ સૂર્યની પંક્તિને અન્તરે એક પંક્તિ ચન્દ્રની છે, એ જ પ્રકારે ચન્દ્રમાની પંક્તિને અંતરે સૂર્યની પંક્તિ છે. એ પ્રકારે ચાર પંક્તિ છે, તે એક એક ચન્દ્રપંક્તિમાં ૬૬ ચન્દ્રમા અને એક એક સૂર્યપંક્તિમાં ૬૬ સૂર્ય છે. તે ચારેય પંક્તિ જમ્બૂદ્વીપના મેરુપર્વતની પ્રદક્ષિણા કરતી કરતી મનુષ્યક્ષેત્રમાં પરિભ્રમણ કરે છે અર્થાત્ જે સમયે જમ્બૂદ્વીપના મેરુથી એક સૂર્ય દક્ષિણ દિશામાં વિચરે છે તે સમયે બીજો સૂર્ય ઉત્તર દિશામાં ફરે છે, તેમ જ લવણ સમુદ્રની એક-એક દિશામાં બે-બે ચાલે છે, ફરે છે. ઘાતકીખંડના ૬, કાલોદધિના ૨૧, પુષ્કરાર્દ્ધના ૩૬-એ પ્રકારે સર્વ મળીને ૬૬ સૂર્ય દક્ષિણ દિશા અને ૬૬ સૂર્ય ઉત્તર દિશામાં પોતપોતાના ક્રમથી ફરે છે. અને જ્યારે એ બન્ને દિશાના સર્વ સૂર્ય એકત્ર કરવામાં આવે તો ૧૩૨ સૂર્ય અને એમ જ છાસઠ-છાસઠ ચન્દ્રમાની બન્ને દિશાઓમાંની પંક્તિઓ મેળવવામાં આવે તો ૧૩૨ ચન્દ્રમા મનુષ્ય લોકમાં ચાલ ચાલે છે. એ જ પ્રકારે ચન્દ્રમાની સાથે નક્ષત્રાદિની પણ પંક્તિઓ ઘણી જ જાણવી. ॥૭૯॥

**સમીક્ષક** - હવે જુઓ ભાઈ ! આ ભૂગોળમાં ૧૩૨ સૂર્ય અને ૧૩૨ ચન્દ્રમા જૈનોનાં ઘર ઉપર તપતા હશે ? ભલા જો તપતા હશે તો તે જીવે છે કેમ ? અને વળી રાત્રિએ તો શીતના માર્યા જૈનો જકડાઈ જતા હશે ? આવી અસંભવ વાતમાં તો ભૂગોળ-ખગોળના ન જાણનારા ફસાય છે; અન્ય નહીં. જ્યારે એક સૂર્ય આ ભૂગોળની માફક અન્ય અનેક ભૂગોળોમાં પ્રકાશે છે, ત્યારે આ નાની સરખી ભૂગોળની તો શી કથા કહેવી ?

વળી જો પૃથ્વી ઘૂમે નહીં, સૂર્ય પૃથ્વીની ચારે બાજુ ઘૂમે નહીં, તો કેટલાએક વર્ષોના દિવસ અને રાત થઈ જાય. વળી સુમેરુ હિમાલય સિવાય બીજો કોઈ નથી. એ સૂર્યની સામે એવો છે કે જેમ ઘડાની સામે રાઈનો દાણો પણ નહીં. એ વાતને જૈન લોકો જ્યાં સુધી એ મતમાં રહેશે ત્યાં સુધી જાણી શકશે નહીં, કિન્તુ સદા અંધારામાં જ રહેશે.

**सम्मत्तचरण सहिया सव्वं लोगं फुसे निरवसेसं ।**

**सत्तय चउदसभाए पंचय सुयदेसविरईए ॥**--प्रकरण भा० ४ । संग्रहणी सू० १३५ ॥

સમ્યક્ચારિત્ર સહિત જે કેવલી, તે કેવલ સમુદ્ઘાત અવસ્થાથી સર્વ ચૌદ રાજ્યલોક પોતાના આત્મપ્રદેશે કરીને ફરશે. ॥૧૩૫॥

**સમીક્ષક** - જૈનો ચૌદ રાજ્ય માને છે. તેમાંથી ચૌદમાની શિખા પર સર્વાર્થસિદ્ધિ વિમાનની ધ્વજાથી ઉપર થોડી દૂર સિદ્ધશિલા તથા દિવ્ય આકાશને શિવપુર કહે છે. તેમાં કેવલી અર્થાત્ જેને કેવલજ્ઞાન સર્વજ્ઞતા અને પૂર્ણ પવિત્રતા પ્રાપ્ત થઈ છે, તે એ લોકમાં જાય છે. એ પોતાના આત્મપ્રદેશથી સર્વજ્ઞ રહે છે. જેનો પ્રદેશ હોય છે તે વિભુ નહીં, જે વિભુ નહીં તે સર્વજ્ઞ કેવળજ્ઞાની કદી થઈ શકતા નથી. કેમકે જેનો આત્મા એકદેશી છે, તેનું આવાગમન થાય છે, અને બદ્ધ-મુક્ત, જ્ઞાની-અજ્ઞાની થાય છે, સર્વવ્યાપી અને સર્વજ્ઞ જેવા કદી પણ થઈ શકતા નથી. જો જૈનોના તીર્થંકર જીવરૂપ અલ્પ, અલ્પજ્ઞ હોઈને સ્થિત હતા, તે સર્વવ્યાપક, સર્વજ્ઞ કદી પણ થઈ શકતા નથી. કિન્તુ જે પરમાત્મા અનાદ્યનન્ત, સર્વવ્યાપક, સર્વજ્ઞ, પવિત્ર, જ્ઞાનસ્વરૂપ છે, તેને જૈનો માનતા નથી કે જેમાં સર્વજ્ઞાદિ ગુણ યાથાતથ્ય ઘટે છે.

**गब्भनर तिपलियाऊ । तिगाउ उक्कोस ते जहन्नेणं ।**

**मुच्छिम दुहावि अन्तमुहु । अंगुल असंख भागतणू ॥ ( संग्रहणी० २४१ ) ॥**

**સં. અર્થ :-** અહીં મનુષ્ય બે પ્રકારના છે. એક ગર્ભજ અને બીજા ગર્ભ વિના ઉત્પન્ન થયેલા. તેમાં ગર્ભજ મનુષ્યનું ઉત્કૃષ્ટ આયુ ત્રણ પલ્યોપમનું જાણવું અને શરીર ત્રણ કોશનું જાણવું. ।૨૪૧।

**સમીક્ષક** - ભલા, ત્રણ પલ્યોપમનું આયુ અને ત્રણ કોશના શરીરવાળા મનુષ્ય આ ભૂગોળમાં બહુ થોડા સમાઈ શકે અને વળી ત્રણ પલ્યોપમનું આયુ જેવું કે પૂર્વે લખી આવ્યા છીએ, તેટલા સમય સુધી જીવે તો તેવાં જ તેમનાં સન્તાન પણ ત્રણ કોશનાં શરીરવાળા થવાં જોઈએ. જેમ મુંબઈ સરખા શહેરમાં બે અને કલકત્તા જેવા શહેરમાં ત્રણ કે ચાર મનુષ્ય નિવાસ કરી શકે છે. જો એમ હોય તો જૈનોએ એક નગરમાં લાખો મનુષ્ય લખ્યાં છે, તો તેમને રહેવાનું નગરપણ લાખો કોશનું જોઈએ, તો સર્વ ભૂગોળમાં એવું એક નગર પણ નહીં વસી શકે !

**पणयाल लरकजोयण । विरकम्भा सिद्धिसिल फलिह विमला ।**

**तदुवरि गजोयणंते लोगन्तो तच्छ सिद्धठिई ॥ २५८ ॥**

જે સર્વાર્થસિદ્ધિ વિમાનની ધ્વજાથી ઉપર બાર યોજન સિદ્ધશિલા છે તે પહોળાઈ, લંબાઈ અને પોલાણમાં ૪૫ પિસ્તાલીસ લાખ યોજન પ્રમાણે છે. તે સર્વ ધોળા અર્જુન સુવર્ણમય સ્ફટિકની સમાન નિર્મળ સિદ્ધશિલાની સિદ્ધભૂમિ છે. તેને કોઈ "ઈપત્", "પ્રાગ્ભરા" એવાં નામે કહે છે. એ સર્વાર્થસિદ્ધશિલા વિમાનથી ૧૨ યોજન અલોક પણ છે. એ પરમાર્થ કેવલી શ્રુત જાણે છે. એ સિદ્ધશિલા સર્વાર્થ મધ્ય ભાગમાં ૮ આઠ યોજન સ્થૂલ છે. ત્યાંથી ૪ દિશા અને ૪ ઉપદિશામાં ઘટતી ઘટતી માખીની પાંખ સમાન પાતળી ઉત્તાન-છત્ર આકારે કરીને સિદ્ધશિલાની સ્થાપના છે, તે શિલાની ઉપર ૧ એક યોજનને અન્તરે લોકાન્ત છે.ત્યાં સિદ્ધોની સ્થિતિ છે. ।૨૫૮।

**સમીક્ષક** - હવે વિચારવું જોઈએ કે જૈનોનું મુક્તિસ્થાન સર્વાર્થસિદ્ધિ વિમાનની ધ્વજા ઉપર ૪૫ પિસ્તાલીસ લાખ યોજનની શિલા છે, તે ભલે ગમે તેટલી સારી અને નિર્મળ હોય, છતાં પણ તેમાં રહેનારા મુક્ત જીવ એક પ્રકારે બદ્ધ છે. કેમકે તે શિલાથી બહાર નીકળવામાં મુક્તિના સુખથી છૂટી જતા હશે અને જો અંદર જ રહેતા હશે તો તેમને વાયુ પણ નહીં મળતો હોય ! આ કેવળ કલ્પનામાત્ર અવિદ્વાનોને ફસાવવા માટેની ભ્રમજાળ છે.

**विति चउरिंदिस सरीयं । वारस जोयणं तिकोस चउक्कोसं ।**

**जोयण सहस्सपणिंदिय । उहे वुच्छंत विसेसंतु ॥ – प्रकरण० भा० ४ । संग्रह० सू० २६७ ॥**

સામાન્ય રીતે એકેન્દ્રિયનું શરીર ૧ હજાર યોજન શરીરવાળું ઉત્કૃષ્ટ જાણવું અને બે ઇન્દ્રિયવાળા જે શંખાદિ, તેમનું શરીર ૧૨ યોજનનું જાણવું. એ જ પ્રમાણે ચતુરિન્દ્રિય ભ્રમરાદિનું શરીર ૪ કોશનું અને પંચેન્દ્રિયનું એક હજાર યોજન અર્થાત્ ૪ હજાર કોશના શરીરવાળું જાણવું.

**સમીક્ષક** - ચાર ચાર હજારકોશના પ્રમાણવાળા શરીરધારી હોય, તો ભૂગોળમાં તો બહુ જ થોડા મનુષ્ય અર્થાત્ સેંકડો મનુષ્યથી ભૂગોળ ઠસ ભરાઈ જાય. કોઈને ચાલવાની જગ્યા પણ ન રહે. પછી તે જૈનોને રહેવાનું ઠેકાણું અને માર્ગ પૂછે ત્યારે જે એમણે લખ્યું છે તે તો પોતાના ઘરમાં રાખી લે. પરન્તુ

ચાર હજાર કોશના શરીરવાળાને નિવાસાર્થ કોઈ એકને માટે ૩૨ બત્રીસ હજાર કોશનું ઘર તો જોઈએ. એવું એક ઘર બનાવવામાં જૈનોનું સર્વ ધન પૂરું થઈ જાય, તો પણ ઘર નહીં બની શકે. આટલું મોટું આઠ હજાર કોશનું ધાબું બનાવવા માટે લાકડું-વળિયો ક્યાંથી લાવશે ? અને જો એમાં થાંભલા મુકે તો તે અંદર પ્રવેશ પણ કરી શકશે નહીં. એટલા માટે આવી વાતો મિથ્યા છે.

**ते थूला पल्ले विहु संखिज्जाचे वहुंति सव्वेवि ।**

**ते इक्किक्क असंखे । सुहुमे खंम्मे पकप्पेह ॥** —प्रक० भा० ४ । लघुक्षेत्रसमासप्रक० सूत्र ४ ॥

પૂર્વોક્ત એક આંગળ લોમ(વાળ)ના ખંડો (કટકા)થી ૪ કોશનો ચોરસ અને તેટલો જ ઊંડો કૂવો ભર્યો હોય, આંગળ પ્રમાણ વાળના કટકા સર્વ મળીને વીસ લાખ સત્તાવન હજાર એકસો બાવન થાય છે. અને અધિકથી અધિક (૩૩૦૭૬૨૧૦૪,) ૨૪૬૫૬૨૫, ૪૨૧૯૯૬૦, ૯૭૫૩૬૦૦,૦૦૦૦૦૦૦) તેત્રીસ કરોડોના કરોડ, સાત લાખ બાસઠ હજાર એકસો ચાર, કરોડોના કરોડ, ચોવીસ લાખ પાંસઠ હજાર છસો પચીસ એટલા કરોડોના કરોડ તથા બેંતાળીસ લાખ ઓગણીસ હજાર નવસો સાઠ એટલા કરોડોના કરોડ તથા સત્તાણું લાખ ત્રેપન હજાર છસો કરોડોના કરોડ એટલા પહોળા ઘન યોજન પલ્યોપમમાં સર્વ સ્થૂલ રોમ ખંડની સંખ્યા હોય છે. એ પણ સંખ્યાત કાળ હોય છે. પૂર્વોક્ત એક વાળના કટકાના અસંખ્યાત કટકા મનથી કલ્પે ત્યારે અસંખ્યાત સૂક્ષ્મ રોમાણુ થાય.

**સમીક્ષક** - હવે જુઓ ! એમની ગણવાની રીતિ ! એક આંગળ પ્રમાણ લોમના કેટલા ખંડ કર્યા તે કદી પણ કોઈની ગણત્રીમાં આવી શકે છે ? વળી તે ઉપરાન્ત મનથી અસંખ્ય કટકા કલ્પે છે. એથી એ પણ સિદ્ધ થાય છે કે પૂર્વોક્ત કટકા હાથથી કર્યા હશે. જ્યારે હાથથી ન થઈ શકે ત્યારે મનથી કર્યા હશે. ભલા ! એ વાત કદી સંભવ થઈ શકે છે કે એક એક આંગળ રોમના અસંખ્ય ખંડ થઈ શકે ?

**जम्वूद्वीपपमाणं गुलजोयणलक्ख वट्टविक्कंभी ।**

**लवणाई यासेसा । बलयाभा दुगुण दुगुणाय ॥** -प्रक० भा० ४ । लघुक्षेत्र समा० सू० १२ ॥

પ્રથમ જમ્બૂદ્વીપનું લાખ યોજનનું પ્રમાણ છે અને તે પોલો છે અને બાકી લવણાદિ સાત સમુદ્ર, સાત દ્વીપ, જમ્બૂદ્વીપના પ્રમાણથી બમણા બમણા છે. આ એક પૃથ્વીમાં જમ્બૂદ્વીપાદિ સાત દ્વીપ અને સાત સમુદ્ર છે. જેવું કે પૂર્વે લખી આવ્યા છીએ. ॥૧૨॥

**સમીક્ષક** - હવે જમ્બૂદ્વીપથી બીજો દ્વીપ બે લાખ યોજન, ત્રીજો ચાર લાખ યોજન, ચોથો આઠ લાખ યોજન, પાંચમો સોળ લાખ યોજન, છઠ્ઠો બત્રીસ લાખ યોજન અને સાતમો ચોસઠ લાખ યોજન અને એટલા પ્રમાણથી કે તેનાથી અધિક સમુદ્રના પ્રમાણથી એ પંદર હજાર પરિધિવાળા ભૂગોળમાં કેમ કરીને સમાઈ શકે છે ? એથી એ વાત કેવળ મિથ્યા છે.

**कुरु नइ चुलसी सहसा । छच्चेवन्तरनई पइ विजयं ।**

**दो दो महा नईउ । चउदस सहसाउ पत्तेयं ॥** —प्रकरण रत्ना-भाग ४ लघुक्षेत्रसमा० सू० ६३ ॥

કુરુક્ષેત્રમાં ૮૪ ચોરાસી હજાર નદી છે. ॥૬૩॥

**સમીક્ષક** - ભલા, કુરુક્ષેત્ર બહુ જ નાનો દેશ છે, તેને ન જોઈને એક મિથ્યા વાત લખવામાં એમને લજ્જા પણ ન આવી ?

**जामुत्तरा ताउ । इगेग सिंहासणा अइपुव्वं ।**

**चउसुवि तासुं नियासण, दिसि भवजिण मज्जणं होई ॥** -प्रक० रत्ना० भा० ४, लघुक्षेत्र स० सू० ११९॥

તે શિલાની વિશેષ દક્ષિણ અને ઉત્તર દિશામાં એક એક સિંહાસન જાણવું જોઈએ. તે શિલાઓના નામ દક્ષિણ દિશામાં "અતિ પાણ્ડુ કમ્બલા", ઉત્તર દિશામાં "અતિરક્ત કમ્બલા" શિલા છે. તે સિંહાસનો પર તીર્થંકરો બેસે છે. ।૧૧૯।

**સમીક્ષક** - જુઓ ! એમના તીર્થંકરોના જન્મોત્સવાદિ કરવાની શિલાને. તે પણ મુક્તિની સિદ્ધશિલા જેવી જ છે. એવી એમની ઘણી ખરી વાતો ગોલમાલ છે. ક્યાં સુધી લખીએ ? કિન્તુ જળ ગાળીને પીવું અને સૂક્ષ્મ જીવો પર નામ માત્ર દયા કરવી, રાત્રે ભોજન ન કરવું એ ત્રણ વાતો સારી છે. બાકી બીજું જેટલું એમનું કથન છે, તે સર્વ અસંભવગ્રસ્ત છે.

આટલા જ લેખથી બુદ્ધિમાન્ લોકો ઘણુંખરું જાણી લેશે. થોડુંક આ માત્ર દૃષ્ટાન્તરૂપે લખ્યું છે. જો એમની અસંભવ વાતો સર્વ લખીએ તો એવડું મોટું પુસ્તક થઈ જાય કે એક પુરુષ આયુ ભરમાં વાંચી પણ ન શકે. એટલા માટે એક તપેલીમાં રાંધવા મૂકેલા ચોખામાંના એક ચોખાની પરીક્ષા કરવાથી બધા ચોખા કાચા કે પાકા છે તે જણાઈ જાય છે, તેમ આ થોડાક લેખથી સજ્જન લોકો ઘણી ખરી વાતો સમજી લેશે. બુદ્ધિમાનોની આગળ બહુ લખવું આવશ્યક નથી, કેમકે દિગ્દર્શનવત્ સમ્પૂર્ણ આશયને બુદ્ધિમાન લોકો જાણી જ લે છે. હવે આ પછી ઈસાઈયોના મત વિષે લખવામાં આવશે.

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामीनिर्मिते सत्यार्थप्रकाशे**
**सुभाषाविभूषिते नास्तिकमतान्तर्गत-चार्वाकबौद्धजैनमतखण्डनमण्डनविषये**
**द्वादशः समुल्लासः सम्पूर्णः ॥ १२ ॥**

॥ ओ३म् ॥

## अनुभूमिका ( ३ )

જે આ બાઈબલનો મત છે, તે કેવળ ઈસાઈયોનો છે એમ નથી. પરન્તુ એથી યહૂદી વગેરે પણ એમાં આવી જાય છે. જે અહીં (૧૩) તેરમા સમુલ્લાસમાં ઈસાઈ મતના વિષયમાં લખ્યું છે, એનો એ જ અભિપ્રાય છે કે આજ કાલ બાઈબલના મતમાં ઈસાઈ મુખ્ય થઈ રહ્યા છે અને યહૂદી આદિ ગૌણ છે. મુખ્યના ગ્રહણથી ગૌણનું ગ્રહણ થઈ જાય છે. એથી યહૂદીઓનું પણ ગ્રહણ સમજી લેવું. એનો જે વિષય અહીં લખ્યો છે, તે કેવળ બાઈબલમાંથી કે જેને ઈસાઈ અને યહૂદી આદિ સર્વ માને છે, અને એ જ પુસ્તકને પોતાના ધર્મનું મૂળ કારણ સમજે છે.

એ પુસ્તકનાં ભાષાન્તર ઘણાં થયાં છે, કે જે એમના મતમાં મોટા મોટા પાદરી છે તેમણે કર્યાં છે. તેમાંથી દેવનાગરી કે સંસ્કૃત ભાષાન્તર જોઈને મને બાઈબલમાં ઘણી બધી શંકાઓ થઈ છે, તેમાંથી થોડી આ ૧૩મા સમુલ્લાસમાં સર્વના વિચારાર્થે લખી છે.

આ લેખ કેવળ સત્યની વૃદ્ધિ અને અસત્યનો હ્રાસ થવાને માટે છે. કોઈને દુઃખ લગાડવા કે હાનિ કરવા અથવા મિથ્યા દોષ લગાડવા અર્થે નથી. એનો અભિપ્રાય ઉત્તર લેખમાં સર્વ કોઈ સમજી લેશે, કે એ પુસ્તક કેવું છે ? અને મત પણ કેવો છે. આ લેખનું એ જ પ્રયોજન છે કે સર્વ મનુષ્યમાત્રને જોવું, સાંભળવું, લખવું આદિ કરવું સહજ થશે અને પક્ષી, પ્રતિપક્ષી થઈને વિચાર કરી. ઈસાઈ મતનું આન્દોલન સર્વ કોઈ કરી શકશે. એથી એક એ પ્રયોજન સિદ્ધ થશે કે મનુષ્યોને ધર્મવિષયક જ્ઞાન વધીને યથાયોગ્ય "સત્યાસત્ય" મત અને "કર્તવ્યાકર્તવ્ય" કર્મસમ્બન્ધી વિષય વિદિત થઈ "સત્ય" અને "કર્તવ્યકર્મ"નો સ્વીકાર તથા અસત્ય અને અકર્તવ્ય કર્મનો પરિત્યાગ કરવો સહજતાથી થઈ શકશે.

સર્વ મનુષ્યોને ઉચિત છે કે સર્વના મતવિષયક પુસ્તકોને જોઈ-સમજીને કાંઈ સમ્મતિ કે અસમ્મતિ આપે કે લખે, નહીં તો સાંભળ્યા કરે. કેમકે જેમ ભણવાથી પંડિત થાય છે, તેમ સાંભળવાથી બહુશ્રુત થાય છે. જો શ્રોતા બીજાને ન સમજાવી શકે, તો પણ પોતે સ્વયં તો સમજી જ જાય છે. જે કોઈ પક્ષપાતરૂપ યાનારૂઢ થઈને જુએ છે, તેને પોતાના અને પરાયા "ગુણદોષ" વિદિત થઈ શકતા નથી.

મનુષ્યનો આત્મા યથાયોગ્ય સત્યાસત્યનો નિર્ણય કરવાનું સામર્થ્ય ધરાવે છે. જેટલું પોતાનું વાંચેલું કે સાંભળેલું છે તેટલું નિશ્ચય કરી શકે છે. જો એક મતવાલા બીજા મતવાળાના વિષયો જાણે અને અન્ય ન જાણે તો યથાવત્ સંવાદ થઈ શકતો નથી, કિન્તુ અજ્ઞાની કોઈક ભ્રમરૂપ વાડામાં પડી જાય છે.

એવું ન થાય એટલા માટે આ ગ્રન્થમાં પ્રચલિત સર્વ મતોના વિષયો થોડા-થોડા લખ્યા છે, એટલાથી જ શેષ વિષયોમાં અનુમાન કરી શકે છે કે તે સાચા છે કે જૂઠા ?

જે જે સર્વમાન્ય સત્ય વિષય છે તે તો સર્વમાં એકસરખા છે. ઝઘડો જૂઠા વિષયોમાં થાય છે અથવા એક સાચો અને બીજો જૂઠો હોય, તો પણ કાંઈક થોડોક વિવાદ ચાલે છે. જો વાદી અને પ્રતિવાદી સત્યાસત્યના નિશ્ચયને માટે વાદ-પ્રતિવાદ કરે, તો અવશ્ય નિશ્ચય થઈ જાય.

હવે હું આ ૧૩ મા સમુલ્લાસમાં ઈસાઈ મત વિષયક થોડુંક લખીને સર્વની સન્મુખ સ્થાપિત કરું છું, વિચારો કે એ કેવું છે. **अलमतिलेखेन विचक्षणवरेषु** ॥

★ ★ ★

## ॥ अथ त्रयोदशसमुल्लासारम्भः ॥

### अथ कृश्चीनमतविषयं व्याख्यास्यामः ॥

હવે આગળ ઈસાઈયોના મત વિષે લખીએ છીએ, જેથી સર્વને વિદિત થઈ જાય કે એમનાં મત નિર્દોષ અને એમનું બાઈબલ પુસ્તક ઈશ્વરકૃત છે કે નહીં ? પ્રથમ બાઈબલના તૌરેતનો વિષય લખવામાં આવે છે :-

૧. આરમ્ભમાં ઈશ્વરે આકાશ અને પૃથ્વીને સર્જ્યાં અને પૃથ્વી બેડોળ અને સૂની હતી, અને સપાટી પર અંધારું હતું અને ઈશ્વરનો આત્મા જળની ઉપર ડોલતો હતો. ॥ -પર્વ. ૧, આયત ૧-૨. ॥

**સમીક્ષક** - આરમ્ભ કોને કહો છો ? **ઈસાઈ** - સૃષ્ટિની પ્રથમોત્પત્તિને.

**સમીક્ષક** - શું આ જ સૃષ્ટિ પ્રથમ થઈ ? એની પૂર્વે કદી નહોતી બની ?

**ઈસાઈ** - અમે નથી જાણતા, થઈ હતી કે નહીં, ઈશ્વર જાણે.

**સમીક્ષક** - જ્યારે નથી જાણતા તો આ પુસ્તક ઉપર વિશ્વાસ કેમ કર્યો કે જેથી સન્દેહનું નિવારણ થઈ શકતું નથી અને એના જ ભરોસે લોકોને ઉપદેશ કરી, આ સન્દેહભર્યા મતમાં કેમ ફસાવો છો ? અને નિસ્સન્દેહ સર્વશંકા નિવારક વેદમતનો સ્વીકાર કેમ નથી કરતા ? જ્યારે તમે ઈશ્વરની સૃષ્ટિનો હાલ નથી જાણતા, તો ઈશ્વરને કેમ જાણતા હશો ? આકાશ કોને માનો છો ?

**ઈસાઈ** - પોલ અને અવકાશને.

**સમીક્ષક** - પોલની ઉત્પત્તિ કેવી રીતે થઈ ? કેમકે એ વિભુ પદાર્થ છે અને અતિસૂક્ષ્મ છે અને ઉપર નીચે એકસરખું છે. જ્યારે આકાશ સર્જ્યું ન હતું, ત્યારે પોલ અને અવકાશ હતાં કે નહીં ? જો ન હતાં તો ઈશ્વર, જગતનું કારણ અને જીવ ક્યાં રહેતાં હતાં ? અવકાશ વિના કોઈ પદાર્થ સ્થિત થઈ શકતો નથી, એટલા માટે તમારા બાઈબલનું કથન યુક્ત નથી. ઈશ્વર બેડોળ અને તેનાં જ્ઞાન કર્મ બેડોળ હોય છે કે સર્વ ડોળવાળાં ?

**ઈસાઈ** - ડોળવાળા હોય છે.

**સમીક્ષક** - તો અહીં ઈશ્વરની બનાવેલી આ પૃથ્વી બેડોળ હતી એમ કેમ લખ્યું ?

**ઈસાઈ** - બેડોળનો અર્થ એ છે કે ઊંચી નીચી હતી, બરાબર ન હતી.

**સમીક્ષક** - પછી બરાબર કોણે કરી ? અને શું આજે પણ ઊંચી નીચી નથી ? એટલા માટે ઈશ્વરનું કામ બેડોળ નથી થઈ શકતું, કેમકે તે સર્વજ્ઞ છે. તેના કામમાં ભૂલચૂક કદી પણ થઈ શકતી નથી અને બાઈબલમાં ઈશ્વરની સૃષ્ટિ બેડોળ લખી, એટલા માટે એ પુસ્તક ઈશ્વરકૃત થઈ શકતું નથી. પ્રથમ ઈશ્વરનો આત્મા શો પદાર્થ છે ?

**ઈસાઈ** - ચેતન.

**સમીક્ષક** - તે સાકાર છે કે નિરાકાર તથા વ્યાપક છે કે એકદેશી ?

**ઈસાઈ** - નિરાકાર, ચેતન અને વ્યાપક છે, પરન્તુ કોઈ એક 'સનાઈ પર્વત', 'ચોથા આસમાન' આદિ સ્થાનોમાં વિશેષ કરીને રહે છે.

**સમીક્ષક** - જો નિરાકાર છે તો તેને કોણે જોયો અને વ્યાપકનું જળ ઉપર ડોલવું કદી થઈ શકતું નથી. ભલા, જ્યારે ઈશ્વરનો આત્મા જળ પર ડોલતો હતો, ત્યારે ઈશ્વર ક્યાં હતો ? એથી એ સિદ્ધ થાય છે કે ઈશ્વરનું શરીર ક્યાંક અન્યત્ર સ્થિત હશે અથવા પોતાના આત્માના કોઈ એક ટુકડાને જળ ઉપર ડોલાવ્યો હશે. જો એમ હોય તો વિભુ અને સર્વજ્ઞ તે કદી હોઈ શકે નહીં. જો વિભુ નથી, તો જગતની રચના, ધારણ, પાલન અને જીવોનાં કર્મોની વ્યવસ્થા કે પ્રલય કદી કરી શકે નહીં, કેમકે જે પદાર્થનું સ્વરૂપ એકદેશી છે તેનાં ગુણ, કર્મ, સ્વભાવ પણ એકદેશી હોય છે. જો એમ છે તો તે ઈશ્વર હોઈ શકે નહીં. કેમકે ઈશ્વર સર્વવ્યાપક, અનન્ત ગુણ, કર્મ, સ્વભાવયુક્ત, સચ્ચિદાનન્દસ્વરૂપ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્તસ્વભાવ, અનાદિ, અનન્તાદિ લક્ષણયુક્ત વેદોમાં કહ્યો છે. તેને માનો, ત્યારે જ તમારું કલ્યાણ થશે, અન્યથા નહીં. । ૧ ।

૨. - અને ઈશ્વરે કહ્યું કે અજવાળું થાઓ અને અજવાળું થઈ ગયું. અને ઈશ્વરે અજવાળાને જોયું કે તે સારું છે. ॥ -પર્વ. ૧. આ૦ ૩-૪ ॥

**સમીક્ષક** - શું ઈશ્વરની વાત જડ રૂપ અજવાળાએ સાંભળી લીધી ? જો સાંભળી હોય, તો અત્યારે પણ સૂર્ય અને દીપ તથા અગ્નિનો પ્રકાશ અમારી-તમારી વાત કેમ નથી સાંભળતા ? પ્રકાશ જડ હોય છે, તે કદી કોઈની વાત સાંભળી શકતો નથી. શું ઈશ્વરે જ્યારે અજવાળાને જોયું ત્યારે જ જાણ્યું કે અજવાળું સારું છે ? પહેલાં જાણતો ન હતો ? જો જાણતો હતો, તો જોઈને સારું કેમ કહ્યું ? જો જાણતો ન હતો તો તે ઈશ્વર જ નહીં. એટલા માટે તમારું બાઈબલ ઈશ્વરોક્ત નથી અને તેમાં કહેલો ઈશ્વર સર્વજ્ઞ નથી. । ૨।

૩. - અને ઈશ્વરે કહ્યું કે પાણીની મધ્યમાં આકાશ થાઓ અને પાણીઓનો પાણીઓથી વિભાગ થાઓ. પછી ઈશ્વરે આકાશને બનાવ્યું અને આકાશની નીચેનાં પાણીઓનો આકાશની ઉપરનાં પાણીઓથી વિભાગ કર્યો અને તેમ થઈ ગયું. પછી ઈશ્વરે આકાશને સ્વર્ગ કહ્યું અને સાંજ અને બિહાન (સવાર) થઈને બીજો દિવસ થયો ॥ - પર્વ. ૧. આ૦ ૬-૭-૮ ॥

**સમીક્ષક** - શું આકાશ અને જળે પણ ઈશ્વરની વાત સાંભળી લીધી ? અને જો જળની વચ્ચે આકાશ ન હોત, તો જળ રહેત જ ક્યાં ? પ્રથમ આયતમાં આકાશને સર્જ્યું હતું. પછી ફરી આકાશનું બનાવવું વ્યર્થ થયું. જો આકાશને સ્વર્ગ કહ્યું, તો તે સર્વવ્યાપક છે એટલા માટે સર્વત્ર સ્વર્ગ થયું. પછી ઉપર સ્વર્ગ છે એમ કહેવું વ્યર્થ છે. જ્યારે સૂર્ય ઉત્પન્ન જ થયો ન હતો, તો પછી દિવસ અને રાત ક્યાંથી થઈ ગયાં ? આવી અસંભવ વાતો આગળની આયતોમાં ભરી છે. । ૩ ।

૪. - ત્યારે ઈશ્વરે કહ્યું કે આદમને પોતાના સ્વરૂપમાં પોતાના સમાન બનાવું, ત્યારે ઈશ્વરે આદમને પોતાના સ્વરૂપમાં ઉત્પન્ન કર્યો; તેણે તેને ઈશ્વરના સ્વરૂપમાંથી નર અને નારી બનાવ્યાં અને ઈશ્વરે તેમને આશિષ આપ્યા. । -પર્વ. ૧. આ૦ ૨૬-૨૭-૨૮ ।

**સમીક્ષક** - જો આદમને ઈશ્વરે પોતાના સ્વરૂપમાં બનાવ્યો, તો ઈશ્વરનું સ્વરૂપ, પવિત્ર, જ્ઞાનસ્વરૂપ, આનન્દમય આદિ લક્ષણયુક્ત છે, તેના જેવો આદમ કેમ ન થયો ? જો ન થયો, તો તેના સ્વરૂપમાં ન બન્યો અને આદમને ઉત્પન્ન કર્યો તો ઈશ્વરે પોતાના સ્વરૂપને જ ઉત્પત્તિવાળું કર્યું, પછી તે અનિત્ય કેમ નહીં ? અને આદમને શેમાંથી ઉત્પન્ન કર્યો ?

**ઈસાઈ** - માટીથી બનાવ્યો.

**સમીક્ષક** - માટી ક્યાંથી બનાવી ?

**ઈસાઈ** - પોતાની કુદરત અર્થાત્ સામર્થ્યથી.

**સમીક્ષક** - ઈશ્વરનું સામર્થ્ય અનાદિ છે કે નવીન ?

**ઈસાઈ** - અનાદિ છે.

**સમીક્ષક** - જો અનાદિ છે, તો જગતનું કારણ સનાતન થયું, પછી અભાવથી ભાવ કેમ માનો છો ?

**ઈસાઈ** - સૃષ્ટિની પૂર્વે, ઈશ્વર સિવાય કોઈ વસ્તુ ન હતી.

**સમીક્ષક** - જો ન હતી તો આ જગત ક્યાંથી બન્યું ? અને ઈશ્વરનું સામર્થ્ય દ્રવ્ય છે કે ગુણ ? જો દ્રવ્ય છે, તો ઈશ્વરથી ભિન્ન બીજો પદાર્થ હતો અને જો ગુણ છે તો ગુણથી દ્રવ્ય કદી બની શકતું નથી. જેમ રૂપથી અગ્નિ અને રસથી જળ બની શકતું નથી. અને જો ઈશ્વરથી જગત બન્યું હોત, તો ઈશ્વરની સદશ ગુણ, કર્મ, સ્વભાવવાળું હોત. તેના ગુણ, કર્મ, સ્વભાવની સદશ ન હોવાથી, એ જ નિશ્ચય છે કે ઈશ્વરમાંથી બન્યું નથી, કિન્તુ જગતનું કારણ અર્થાત્ પરમાણુ આદિ નામવાળા જડ પદાર્થથી બન્યું છે. જેવી કે જગતની ઉત્પત્તિ વેદાદિ શાસ્ત્રોમાં લખી છે, તેવી જ માની લો. જેથી ઈશ્વર જગતને બનાવે છે. જો આદમની અંદરનું સ્વરૂપ જીવની અને બહારનું મનુષ્યની સદશ છે; તો તેવું ઈશ્વરનું સ્વરૂપ કેમ નહીં ? કેમકે જો આદમ, ઈશ્વરની સદશ બન્યો તો ઈશ્વર આદમની સદશ અવશ્ય હોવો જોઈએ. ॥ ૪ ॥

૫. - ત્યારે પરમેશ્વર ઈશ્વરે ભૂમિની ધૂળથી આદમને બનાવ્યો, અને તેના નસ્કોરામાં જીવનનો શ્વાસ ફૂંક્યો અને આદમ જીવતો પ્રાણ થયો. ॥ અને પરમેશ્વર ઈશ્વરે 'અદન'માં પૂર્વ તરફ એક વાડી બનાવી અને જે આદમને તેણે બનાવ્યો હતો તેને તેમાં રાખ્યો. ॥ અને તે વાડીની મધ્યમાં જીવનનું ઝાડ અને ભલા-બૂરાના જ્ઞાનનું ઝાડ ભૂમિથી ઉગાડ્યું. ॥ -પર્વ ૨. આ. ૭-૮-૯ ॥

**સમીક્ષક** - જ્યારે ઈશ્વરે અદનમાં વાડી બનાવીને તેમાં આદમને રાખ્યો, ત્યારે ઈશ્વર જાણતો ન હતો કે એને ફરી અહીંથી કાઢવો પડશે ? અને જ્યારે ઈશ્વરે આદમને ધૂળથી બનાવ્યો, તો તે ઈશ્વરનું સ્વરૂપ ન થયું અને જો થયું તો ઈશ્વર પણ ધૂળથી બન્યો હશે ? જ્યારે તેનાં નસ્કોરામાં ઈશ્વરે શ્વાસ ફૂંક્યો તો તે શ્વાસ ઈશ્વરનું સ્વરૂપ હતું કે ભિન્ન ? જો ભિન્ન હતું તો ઈશ્વર આદમના સ્વરૂપમાં ન બન્યો. જો એક છે તો આદમ અને ઈશ્વર એક જ જેવા થયા. અને જો એકસરખા છે તો આદમની પેઠે જન્મ, મરણ, વૃદ્ધિ, ક્ષય, ક્ષુધા, તૃષા આદિ દોષો ઈશ્વરમાં આવ્યા. તે ઈશ્વર કેમ કરીને હોઈ શકે છે ? એટલા માટે આ તૌરેતની વાત ઠીક જણાતી નથી અને એ પુસ્તક પણ ઈશ્વરકૃત નથી. । ૫ ।

૬. - અને પરમેશ્વર ઈશ્વરે આદમને મહાનિદ્રામાં નાખ્યો. અને તે સૂઈ ગયો ત્યારે તેની પાંસળીઓમાંથી એક પાંસળી કાઢી અને તેની જગ્યાએ માંસ ભરી દીધું. ॥ અને પરમેશ્વર ઈશ્વરે આદમની

તે પાંસળીથી એક નારી બનાવી અને તેને આદમની પાસે લાવ્યો. ॥ - પર્વ. ૨ આ. ૨૧-૨૨ ।

**સમીક્ષક** - જો ઈશ્વરે આદમને ધૂળથી બનાવ્યો, તો તેની સ્ત્રીને ધૂળથી કેમ ન બનાવી ? અને જો નારીને હાડકાથી બનાવી તો આદમને હાડકાથી કેમ ન બનાવ્યો ? અને જેમ નરમાંથી નીકળવાથી નારી નામ થયું, તો નારીથી નર નામ પણ થવુ જોઈએ અને તેઓમાં પરસ્પર પ્રેમ પણ રહે, જેમ સ્ત્રીની સાથે પુરુષ પ્રેમ કરે, તેમ પુરુષની સાથે સ્ત્રી પણ પ્રેમ કરે. જુઓ વિદ્વાનૂ લોકો ! ઈશ્વરની કેવી પદાર્થવિદ્યા-અર્થાત્ "ફિલોસોફી" ઝળકે છે ! જો આદમની એક પાંસળી કાઢીને નારી બનાવી તો સર્વ મનુષ્યોની એક પાંસળી ઓછી કેમ નથી હોતી ? અને સ્ત્રીના શરીરમાં એક પાંસળી હોવી જોઈએ, કેમકે તે એક પાંસળીથી બની છે.

શું જે સામગ્રીથી સર્વજગત્ બનાવ્યું તે સામગ્રીથી સ્ત્રીનું શરીર બની શકતું ન હતું ? એટલા માટે આ બાઈબલનો સૃષ્ટિક્રમ સૃષ્ટિવિદ્યાથી વિરુદ્ધ છે. ॥ ૬ ।

૭. - હવે ભૂમિના દરેક પશુ કે જેને પરમેશ્વરે બનાવ્યાં હતાં તે સર્વમાં સાપ ધૂર્ત હતો અને તેણે સ્ત્રીને કહ્યું કે ઈશ્વરે નિશ્ચય કહ્યું છે તે તારે આ વાડીનાં સર્વ ઝાડ ઉપરનું ખાવું નહીં ॥ ત્યારે સ્ત્રીએ સર્પને કહ્યું કે અમે તો આ વાડીનાં ઝાડનાં ફળો ખાઈએ છીએ. ॥ પરન્તુ તે ઝાડનું ફળ કે જે વાડીના મધ્ય ભાગમાં છે તે વિષે ઈશ્વરે કહ્યું કે તારે તે ન ખાવું અને ન તેને અડકવું, નહીં તો મરી જશો. ॥ ત્યારે સર્પે સ્ત્રીને કહ્યું કે તમે નિશ્ચય મરશો નહીં. કેમકે ઈશ્વર જાણે છે કે જે દિવસે તમે તે ખાશો, તમારી આંખો ઊઘડી જશે અને તમે સારા અને બૂરાની ઓળખમાં ઈશ્વરની સમાન થઈ જશો. ।। અને જ્યારે સ્ત્રીએ જાણ્યું કે ઝાડનાં ફળ ખાવામાં, સુસ્વાદુ, દૃષ્ટિમાં સુન્દર અને બુદ્ધિ આપવાને યોગ્ય છે તો તેનાં ફળમાંથી એક લીધું અને ખાધું અને પોતાના પતિને પણ આપ્યું, અને તેણે પણ ખાધું. ॥ ત્યારે તે બન્નેની આંખો ઊઘડી ગઈ અને તેઓ જાણી ગયાં કે અમે નગ્ન છીએ, તેથી તેઓએ ગૂલરનાં પાંદડાઓને એકઠાં કરીને સીવ્યાં અને પોતાને માટે ઓઢણાં બનાવ્યાં. ।

ત્યારે પરમેશ્વર ઈશ્વરે સર્પને કહ્યું કે જે આ તેં કર્યું છે તે કારણ માટે તું બધાં ઢોર અને દરેક વનનાં પશુથી અધિક શાપિત થઈશ. પોતાના પેટના બળથી ચાલીશ અને જીવનભર ધૂળ ખાયા કરીશ. ।

અને હું તારામાં અને સ્ત્રીમાં અને તારા વંશમાં અને તેના વંશમાં વેર નાખીશ. તે તારા શરીરને કચડશે અને તું તેની એડીને કરડીશ. ।. અને તેણે સ્ત્રીને કહ્યું કે હું તારી પીડા અને ગર્ભધારણને બહુ જ વધારીશ. તું બાળક જણશે અને તારી ઈચ્છા તારા પતિ પર થશે અને તે તારા પર પ્રભુતા કરશે. ॥

તેણે આદમને કહ્યું કે તેં જ પોતાની પત્નીનો શબ્દ માન્યો છે અને જે ઝાડને મેં તારા ખાવાથી વર્જ્ય કર્યું હતું તે તેં ખાધું છે એ કારણને લીધે ભૂમિ તારે ... શાપિત છે. પોતાના જીવનભર તું તેને પીડાની સાથે ખાઈશ. ॥ અને તે કાંટા અને ઊંટકંટોર તારે માટે ઉગાડશે અને તું ખેતરનાં શાકપાન ખાઈશ. । - તૌરેત ઉત્પત્તિ, પર્વ૦ ૩. આ૦ ૧ થી ૭ અને ૧૪ થી ૧૮.

**સમીક્ષક** - જો ઈસાઈયોનો ઈશ્વર સર્વજ્ઞ હોત, તો એ ધૂર્ત સર્પ અર્થાત્ શેતાનને કેમ બનાવત ? અને જો બનાવ્યો, તો તે જ ઈશ્વર અપરાધનો ભાગી છે કેમકે જો તે તેને દુષ્ટ ન બનાવત, તો તે દુષ્ટતા કેમ કરત ? અને જો તે પુર્વ જન્મ નથી માનતા, તો વિના અપરાધ તેને પાપી કેમ બનાવ્યો ? અને સાચું પૂછો તો તે સર્પ ન હતો, કિન્તુ મનુષ્ય હતો. કેમકે જો મનુષ્ય ન હોત તો મનુષ્યની ભાષા કેમ કરી બોલી શકત ? અને જો પોતે જૂઠો અને અન્યને જૂઠામાં ચલાવે તેને શેતાન કહેવો જોઈએ. પણ અહીં શેતાન

સત્યવાદી છે અને તેથી તેણે તે સ્ત્રીને બહેકાવી નથી, કિન્તુ સાચું કહ્યું છે અને ઈશ્વરે આદમ અને હવ્વાને જૂઠું કહ્યું કે એ ખાવાથી તમે મરી જશો. જ્યારે તે વૃક્ષ જ્ઞાનદાતા અને અમર કરનાર હતું તો તેનું ફળ ખાવાથી તેમને કેમ રોક્યા. અને જો રોક્યા તો તે ઈશ્વર જૂઠો અને બહેકાવનાર ઠર્યો. કેમકે તે વૃક્ષનું ફળ મનુષ્યોને જ્ઞાન અને સુખકારક હતું, અજ્ઞાન અને મૃત્યુકારક નહીં. જ્યારે ઈશ્વરે ફળ ખાવાથી રોક્યાં. તો તે વૃક્ષની ઉત્પત્તિ શા માટે કરી હતી ? જો પોતાને માટે કરી તો શું પોતે અજ્ઞાની અને મૃત્યુ ધર્મવાળો હતો અને જો બીજાને માટે બનાવ્યું તો ફળ ખાવામાં અપરાધ કાંઈ પણ ન થયો. અને આજકાલ કોઈ પણ વૃક્ષ જ્ઞાનકારક અને મૃત્યુનિવારક જોવામાં આવતું નથી. શું ઈશ્વરે તેનું બીજ પણ નષ્ટ કરી દીધું ? આવી વાતોથી મનુષ્ય છલી-કપટી થાય છે તો ઈશ્વર એવો કેમ ન થયો. કેમકે જે કોઈ બીજા સાથે છલ-કપટ કરે, તો તે છલી-કપટી કેમ ન થાય ? અને આ ત્રણેને જે શાપ દીધો તે વિના અપરાધથી છે, પછી તે ઈશ્વર અન્યાયકારી પણ થયો અને એ શાપ ઈશ્વરને થવો જોઈએ, કેમકે તે જૂઠું બોલ્યો અને તેમને બહેકાવ્યા. આ ફિલોસોફી જુઓ ! શું વિના પીડા ગર્ભધારણ અને બાળકનો જન્મ થઈ શકતો હતો ? અને વિના શ્રમ કોઈ પોતાની જીવિકા કરી શકે છે ? શું પ્રથમ કાંટા આદિનાં વૃક્ષો ન હતાં ? અને જ્યારે શાક-પાન ખાવું એ સર્વ મનુષ્યોને ઈશ્વરના કહેવાથી ઉચિત થયું, તો જે ઉત્તરમાં માંસ ખાવું બાઈબલમાં લખ્યું તે જૂઠું કેમ નહીં ? અને જો તે સાચું હોય તો આ જૂઠું છે. જ્યારે આદમનો કાંઈ પણ અપરાધ સિદ્ધ નથી થતો, તો ઈસાઈ લોકો સર્વ મનુષ્યોને આદમના અપરાધથી સન્તાન થવા પર અપરાધી કેમ કહે છે ? ભલા એવું પુસ્તક અને એવો ઈશ્વર કદી બુદ્ધિમાનોના માનવાને યોગ્ય થઈ શકે છે ? ॥ ૭ ॥

૮. - અને પરમેશ્વર ઈશ્વરે કહ્યું કે જુઓ ! આદમ સારું-ખોટું જાણવામાં અમારામાંથી એકના જેવો થયો અને હવે એમ ન થાય કે તે પોતાના હાથ નાંખે અને જીવનનાં વૃક્ષમાંથી પણ લઈને ખાય અને અમર થઈ જાય. ॥ તેથી તેણે આદમને કાઢી મૂક્યો અને અદનની વાડીની પૂર્વ તરફ કરોબીમ ઊભા રાખ્યા; ચમકતાં ખડ્ગ મૂકી દીધાં; જે ચારે બાજુ ઘૂમતાં હતાં, જેથી જીવનના ઝાડના માર્ગની રક્ષા કરે ! ॥ - પર્વ૦ ૩. આ૦ ૨૨-૨૪.

**સમીક્ષક** - ભલા ! ઈશ્વરને એવી ઈર્ષ્યા અને ભ્રમ કેમ થયો કે જ્ઞાનમાં અમારા તુલ્ય થયો ? શું એ ખરાબ વાત હતી ? એ શંકા જ કેમ પડી ? કેમકે ઈશ્વર તુલ્ય કદી કોઈ પણ થઈ શકતો નથી ? કિન્તુ આ લેખથી એમ પણ સિદ્ધ થઈ શકે છે કે તે ઈશ્વર ન હતો, કિન્તુ મનુષ્ય વિશેષ હતો. બાઈબલમાં જ્યાં ક્યાંક ઈશ્વરની વાત આવે છે, ત્યાં મનુષ્યની માફક જ લખવામાં આવે છે. હવે જુઓ ! આદમના જ્ઞાનના વધવાથી ઈશ્વર કેટલો દુઃખી થયો, અને પછી અમર વૃક્ષનું ફળ ખાવામાં કેટલી ઈર્ષ્યા કરી અને પ્રથમ જ્યારે તેને વાડીમાં રાખ્યો, ત્યારે તેને ભવિષ્યનું જ્ઞાન ન હતું કે એને ફરી કાઢવો પડશે ! એટલા માટે ઈસાઈઓનો ઈશ્વર સર્વજ્ઞ ન હતો અને ચમકતા ખડ્ગનો જે પહેરો રાખ્યો, એ પણ મનુષ્યનું કામ છે ઈશ્વરનું નહીં. ॥ ૮ ॥

૯. - અને કેટલાક દિવસ પછી એમ થયું કે 'કાઈન' ભૂમિનાં ફળોમાંથી પરમેશ્વરને માટે ભેટ લાવ્યો. અને હાબીલ પણ પોતાના બકરાં-મેંઢાંના ઝુંડમાંથી પુષ્ટ અને મોટાં-મોટાં ઘેટાં લાવ્યો, અને પરમેશ્વરે હાબીલનો તથા તેની ભેટનો આદર કર્યો. પરન્તુ કાઈનનો અને તેની ભેટનો આદર ન કર્યો. એટલા માટે કાઈન અતિ કુપિત થયો અને પોતાનું મોં ફુલાવ્યું. ત્યારે પરમેશ્વરે કાઈનને કહ્યું કે તું કેમ કોપિત છે અને તારું મોં કેમ ફુલી ગયું ? ॥ - તૌરેત૦ પર્વ૦ ૪. આ૦ ૩ થી ૬ ॥

**સમીક્ષક** - જો ઈશ્વર માંસાહારી ન હોત તો ઘેટાંની ભેટ અને હાબીલનો સત્કાર અને કાઈનનો અને તેની ભેટનો તિરસ્કાર કેમ કરત ? અને એવો ઝઘડો લગાવવાનું અને હાબીલના મૃત્યુનું કારણ પણ ઈશ્વર જ થયો. અને જેમ આપસમાં મનુષ્ય લોકો એકબીજા સાથે વાતો કરે છે, તેવી જ રીતે ઈસાઈઓના ઈશ્વરની વાતો છે. બગીચામાં આવવું-જવું અને તેનું બનાવવું પણ મનુષ્યોનાં કર્મ છે, એથી વિદિત થાય છે કે આ બાઈબલ મનુષ્યોનું બનાવેલું છે, ઈશ્વરનું નહીં. ॥ ૯ ॥

૧૦. - જ્યારે પરમેશ્વરે કાઈનને કહ્યું, તારો ભાઈ હાબીલ ક્યાં છે ? અને તે બોલ્યો, હું નથી જાણતો. શું હું મારા ભાઈનો રખેવાળ છું. ત્યારે તેણે કહ્યું કે તેં શું કર્યું ? તારા ભાઈના લોહીનો શબ્દ ભૂમિમાંથી મને પોકારે છે. અને હવે તું પૃથ્વીથી શાપિત છે. । -તૌ૦ પર્વ૦ ૪, આ૦ ૯-૧૦-૧૧ ॥

**સમીક્ષક** - શું ઈશ્વર કાઈનને પૂછ્યા વિના હાબીલનો હાલ જાણતો ન હતો ? અને લોહીનો શબ્દ ભૂમિમાંથી કદી કોઈને પોકારી શકે છે ? આ સર્વ વાતો અવિદ્વાનોની છે એટલા માટે એ પુસ્તક ઈશ્વર કે કોઈ વિદ્વાનનું પણ બનાવેલું હોઈ શકે નહીં. । ૧૦ ।

૧૧. - અને હનૂક મતૂસિલહની ઉત્પત્તિ પછી ત્રણસો વર્ષ પર્યન્ત ઈશ્વરની સાથે સાથે ચાલતો હતો. ॥ -તૌ૦ પર્વ૦ ૫. આ૦ ૨૨ ॥

**સમીક્ષક** - ભલા, ઈસાઈયોનો ઈશ્વર મનુષ્ય ન હોત, તો હનૂકની સાથે સાથે કેમ ચાલત ? માટે જે વેદોક્ત નિરાકાર વ્યાપક ઈશ્વર છે તેને જ ઈસાઈ લોકો માને, તો તેમનું કલ્યાણ થઈ જાય. ॥ ૧૧ ।

૧૨. - અને એમ થયું કે જ્યારે આદમી પૃથ્વી ઉપર વધવા લાગ્યા અને તેનાથી પુત્રીઓ ઉત્પન્ન થઈ. તો ઈશ્વરના પુત્રોએ આદમની પુત્રીઓને જોઈ કે તે સુંદરી છે અને તેમાંથી જેણે જેને ચાહી તેનો તેની સાથે વિવાહ કર્યો. અને તે દિવસોમાં પૃથ્વી પર દાનવ હતા. અને તે પછી પણ જ્યારે ઈશ્વરના પુત્ર આદમની પુત્રીઓ સાથે મળ્યા, તો તેમનાથી બાળક ઉત્પન્ન થયાં. જે બળવાન થયાં. જે આગળથી નામી હતાં. અને ઈશ્વરે જોયું કે આદમની દુષ્ટતા પૃથ્વી ઉપર બહુ જ થઈ અને તેના મનની ચિન્તા અને ભાવના પ્રતિદિન કેવળ બૂરી થતી જાય છે. ત્યારે આદમીને પૃથ્વી ઉપર ઉત્પન્ન કરવાથી પરમેશ્વર પસ્તાયો અને તેને અતિશોક થયો. ત્યારે ઈશ્વરે કહ્યું કે આદમી કે જેને મેં ઉત્પન્ન કર્યા, તે આદમીથી લઈને પશુ પર્યન્તને, અને રેંગનારાંને અને આકાશનાં પક્ષીઓને પૃથ્વી પરથી નષ્ટ કરીશ. કેમકે તેમને બનાવવાથી હું પસ્તાઉં છું. ॥ -તૌ૦ પર્વ૦ ૬. આ૦ ૧ થી ૭ ॥

**સમીક્ષક** - ઈસાઈયોને પૂછવું જોઈએ કે ઈશ્વરના બેટા કોણ છે ? અને ઈશ્વરની સ્ત્રી, સાસુ, શ્વસુર, સાળા અને સમ્બન્ધી કોણ છે ? કેમકે હવે તો આદમની પુત્રીઓ સાથે વિવાહ થવાથી, ઈશ્વર એમનો સમ્બન્ધી થયો, અને જે તેનાથી ઉત્પન્ન થાય છે, તે પુત્ર અને પ્રપૌત્ર થયા. શું એવી વાત ઈશ્વર અને ઈશ્વરના પુસ્તકની હોઈ શકે છે ? કિન્તુ એ સિદ્ધ થાય છે કે તે જંગલી મનુષ્યોએ એ પુસ્તક બનાવ્યું છે. તે ઈશ્વર જ ન થઈ શકે જે સર્વજ્ઞ ન હોય, અને ન ભવિષ્યત્‌ની વાત જાણતો હોય. તે જીવ છે. જે સર્વજ્ઞ ન હોય તે ઈશ્વર જ નહીં, પણ ભવિષ્યની વાત જાણે નહીં તે જીવ છે. શું જ્યારે સૃષ્ટિ કરી હતી ત્યારે આગળ મનુષ્ય દુષ્ટ થશે, એમ જાણતો ન હતો ? અને પસ્તાવું, અતિ શોકાદિ થવું, ભૂલથી કામ કરીને પછી પશ્ચાત્તાપ કરવો આદિ ઈસાઈયોના ઈશ્વરમાં ઘટી શકે છે, વેદોક્ત ઈશ્વરમાં નહીં. અને એથી એ પણ સિદ્ધ થઈ શકે છે કે ઈસાઈયોનો ઈશ્વર પૂર્ણ વિદ્વાન યોગી પણ ન હતો, નહીં તો શાન્તિ અને વિજ્ઞાનથી, અતિ શોકાદિથી પૃથક્ થઈ શકત. ભલા પશુ-પક્ષી પણ દુષ્ટ થઈ ગયાં ! જો તે ઈશ્વર સર્વજ્ઞ હોત તો આવો

વિષાદી કેમ થાત ? એટલા માટે એ ઈશ્વર અને એ ઈશ્વરકૃત પુસ્તક હોઈ શકે નહીં. જેવો વેદોક્ત પરમેશ્વર સર્વ પાપ, ક્લેશ, દુઃખ શોકાદિથી રહિત "સચ્ચિદાનન્દસ્વરૂપ" છે, તેને ઈસાઈ લોકો માનતા અથવા હવે પણ માને, તો પોતાના મનુષ્ય જન્મને સફળ કરી શકે. ॥ ૧૨ ॥

૧૩. - તે હોડીની લંબાઈ ત્રણસો હાથ અને પહોળાઈ પચાસ હાથ અને ઊંચાઈ ત્રીસ હાથની હોય ત્યારે તારે નાવમાં જવું, તું અને તારા પુત્રો અને તારી પત્ની અને તારા પુત્રોની પત્નીઓ પણ તારી સાથે અને સર્વ શરીરોમાંથી જીવના જન્તુ બે બે પોતાની સાથે નાવમાં લેવા, જેથી તે તારી સાથે જીવતા રહે. તે નર અને નારી હોય. પક્ષીમાંથી તેમની જાત-જાતનાં અને ઢોરમાંથી તેમની જાત-જાતનાં અને પૃથ્વીના દરેક રેંગનારા-જીવધારીઓમાંથી જાત-જાતનાં, એમ દરેકમાંથી બે બે તારી પાસે આવે જેથી તે જીવતાં રહે. અને તું પોતાને માટે ખાવાને સર્વ સામગ્રી પોતાની પાસે એકઠી કર, તે તમારે અને તેમને માટે ભોજન થશે. તે ઈશ્વરની સર્વ આજ્ઞા પ્રમાણે નૂહે કર્યું. ॥ -તૌ૦ પર્વ૦ ૬. આ૦ ૧૫-૧૯ થી ૨૨ ।

**સમીક્ષક** - ભલા, કોઈ પણ વિદ્વાન્ આવી વિદ્યાથી વિરુદ્ધ અસમ્ભવ વાતના વક્તાને ઈશ્વર માની શકે છે ? કેમકે આટલી મોટી, પહોળી, ઊંચી નાવમાં હાથી, હાથણી, ઊંટ, ઊંટણી આદિ કરોડો જન્તુ અને તે સર્વ કુટુમ્બની તેમની ખાવા-પીવાની ચીજો, પણ સમાઈ શકે છે ? એટલા માટે જ એ મનુષ્યકૃત પુસ્તક છે. જેણે એ લેખ લખ્યો છે તે પણ વિદ્વાન્ ન હતો. । ૧૩ ॥

૧૪. - અને નૂહે પરમેશ્વરને માટે એક વેદી બનાવી, અને સઘળાં પવિત્ર પશુ અને દરેક પવિત્ર પક્ષીઓમાંથી લીધાં અને હોમની ભેટ તે વેદી પર ચઢાવી. અને પરમેશ્વરે સુગન્ધી લીધી અને પરમેશ્વરે પોતાના મનમાં કહ્યું કે આદમીને માટે હું પૃથ્વીને ફરીથી કદી શાપ દઈશ નહીં. એનું કારણ એ કે આદમીના મનની ભાવના તેની નાદાની હોવાથી બૂરી છે અને જે રીતિથી મેં સઘળા જીવધારીઓને માર્યા, તે રીતિથી ફરી કદી મારીશ નહીં. ।। -તૌરેત૦ પર્વ૦ ૮. આ૦ ૨૦-૨૧ ॥

**સમીક્ષક** - વેદીના બનાવવાથી અને હોમ કરવાના લેખથી એ જ સિદ્ધ થાય છે કે એ વાતો વેદોમાંથી બાઈબલમાં ગઈ છે. શું પરમેશ્વરને નાક પણ છે કે જેથી સુગન્ધ સૂંઘી ? શું આ ઈસાઈયોનો ઈશ્વર મનુષ્યવત્ અલ્પજ્ઞ નથી ? કે કોઈ વાર શાપ દે છે અને કોઈ વાર પછતાય છે. કોઈ વાર કહે છે કે શાપ દઈશ નહીં. પ્રથમ દીધો હતો અને પાછો પણ દેશે. પ્રથમ સર્વને મારી નાખ્યા અને હવે કહે છે કદી મારીશ નહીં !!! એ વાતો સઘળી બાળકપણાની છે; ઈશ્વરની નથી અને ન કોઈ વિદ્વાનની, કેમકે વિદ્વાનની વાત અને પ્રતિજ્ઞા પણ સ્થિર જ હોય છે. । ૧૪ ।

૧૫. - અને ઈશ્વરે નૂહને અને તેના છોકરાને આશિષ આપી, અને તેમને કહ્યું કે દરેક જીવતા-ચાલતા જન્તુ તમારા ભોજન માટે થશે. મેં લીલાં શાકપાન સમાન સઘળી વસ્તુ તમને આપી. કેવલ માંસ, તેના જીવ અર્થાત્ તેના લોહી સમેત ન ખાવું. । -તૌરેત૦ પર્વ૦ ૯. આ૦ ૧-૩-૪ ।

**સમીક્ષક** - શું એકને પ્રાણકષ્ટ દઈને બીજાને આનન્દ કરાવવાથી ઈસાઈયોનો ઈશ્વર દયાહીન નથી ? જો માતા-પિતા એક બાળકને મરાવીને બીજાને ખવડાવે તો તે મહાપાપી ન થાય ? એવા જ પ્રકારની આ વાત છે. કેમકે ઈશ્વરને તો સર્વ પ્રાણી પુત્રવત્ છે. પણ, એવો નહીં હોવાથી એમનો ઈશ્વર કસાઈવત્ કામ કરે છે અને સર્વ મનુષ્યોને હિંસક પણ એણે જ બનાવ્યા છે. એટલા માટે ઈસાઈયોનો ઈશ્વર નિર્દય હોવાથી પાપી કેમ નહીં ? ॥ ૧૫ ॥

૧૬. - અને સઘળી પૃથ્વી પર એક જ બોલી અને એક જ ભાષા હતી. પછી તેમણે કહ્યું કે આવો આપણે એક નગર અને એક ઘુમ્મટ કે જેની ટોચ સ્વર્ગ સુધી પહોંચે, આપણે માટે બનાવીએ અને આપણું નામ કરીએ. એવું ન થાય કે આપણે આખી પૃથ્વી ઉપર છિન્ન ભિન્ન થઈ જઈએ. ત્યારે ઈશ્વર તે નગર અને તે ઘુમ્મટ કે જેને આદમનાં સન્તાન બનાવતાં હતાં, તે જોવાને ઊતર્યો; ત્યારે પરમેશ્વરે કહ્યું કે જુઓ એ લોકો એક જ છે અને એ સર્વની બોલી એક જ છે, હવે તેઓ એવું એવું કાંઈ કરવા લાગ્યા, તો હવે તેઓ જે ઉપર મન લગાડશે તેનાથી અલગ કરવામાં આવશે નહીં. આવો, આપણે ઊતરીએ અને ત્યાં તેમની ભાષાને ગડબડાવી કે જેથી એકબીજાની બોલી ન સમજે. ત્યારે પરમેશ્વરે તેમને ત્યાંથી આખી પૃથ્વી પર છિન્ન-ભિન્ન કર્યા અને તેઓ નગર બનાવવાથી અલગ રહ્યા ॥ તૌરેત૦ પર્વ૦ ૧૧. આયતો -૧-૪ થી ૮ ॥

**સમીક્ષક** - જ્યારે આખી પૃથ્વી પર એક ભાષા અને બોલી હશે, તે સમય સર્વ મનુષ્યોને પરસ્પર અત્યન્ત આનન્દ પ્રાપ્ત થયો હશે, પરન્તુ શું કરીએ, આ ઈસાઈયોના ઈર્ષ્યા કરનાર ઈશ્વરે સર્વની ભાષા ગડબડાવીને, સર્વનું સત્યાનાશ કર્યું. તેણે એ મોટો અપરાધ કર્યો; શું એ શૈતાનના કામથી પણ બદતર કામ નથી ? અને એથી એ પણ વિદિત થાય છે કે ઈસાઈઓનો ઈશ્વર સનાઈ પહાડ આદિ પર રહેતો હતો અને જીવોની ઉન્નતિ પણ ચાહતો ન હતો. આ એક અવિદ્વાન્ સિવાય ઈશ્વરની વાત અને એ ઈશ્વરોક્ત પુસ્તક કેમ કરી હોઈ શકે ? । ૧૬ ॥

૧૭. - ત્યારે તેણે પોતાની પત્ની 'સરી'ને કહ્યું કે જો હું જાણું છું, તું દેખાવમાં સુન્દર સ્ત્રી છે. એટલા માટે એમ થશે કે જ્યારે 'મિશ્રી' તને જુએ ત્યારે કહેશે કે આ તેની પત્ની છે અને મને મારી નાખશે, પરન્તુ તને જીવતી રાખશે. તું કહેજે કે હું તેની બહેન છું જેથી તારે લીધે મારું ભલું થાય અને મારો પ્રાણ તારે લીધે જીવતો રહે ॥ -તૌરેત૦ પર્વ૦ ૧૨ આ૦ ૧૧, ૧૨, ૧૩ ॥

**સમીક્ષક** - હવે જુઓ ! જે અબિરહામ ઈસાઈ અને મુસલમાનોનો મોટો પયગમ્બર કહેવાય છે, અને તેનાં મિથ્યા ભાષણાદિ કર્મ ખરાબ છે. ભલા જેના એવા પયગમ્બર હોય તેને વિદ્યા કે કલ્યાણનો માર્ગ કેવી રીતે મળી શકે ? । ૧૭ ॥

૧૮. - અને ઈશ્વરે અબિરહામને કહ્યું કે તું અને તારી પાછળ તારો વંશ તેમની પેઢીઓમાં મારા નિયમને માને. મારા નિયમ જે મારાથી અને તારાથી અને તારી પાછળ તારા વંશથી છે, જેને તમે માનશો તે આ છે કે તમારામાંથી દરેક પુરુષનું ખતન-સુન્નત કરવામાં આવે. અને તમે પોતાના શરીરની ખાલડી-ચામડી કાપો અને તે મારા અને તમારામાં નિયમનું ચિહ્ન થશે. અને તમારી પેઢીઓમાં દરેક આઠ દિવસના પુરુષનું ખતન-સુન્નત કરવામાં આવે. જે ઘરમાં ઉત્પન્ન થાય અથવા જે કોઈ પરદેશીથી જે તારા વંશનો ન હોય, રૂપિયાથી વેચાણ લેવામાં આવે. જે તારા ઘરમાં ઉત્પન્ન થયો હોય અને જે તારા રૂપિયાથી વેચાતો લેવામાં આવ્યો હોય, અવશ્ય તેનું ખતન-સુન્નત કરવામાં આવે અને મારો નિયમ તમારા માંસમાં સર્વદા નિયમને માટે રહેશે. અને જે અખતન-સુન્નત ન થયેલું બાળક જેની ખાલડીનું-ચામડીનું ખતન-સુન્નત ન થયું હોય તે પ્રાણીને આપણા લોકોથી કાપી નાખવામાં આવે કે તેણે મારો નિયમ તોડ્યો છે ॥ -તૌરેત૦ પર્વ૦ ૧૭. આ૦ ૯ થી ૧૪ ।

**સમીક્ષક** - હવે જુઓ ! ઈશ્વરની અન્યથા આજ્ઞા, કે જો આ ખતન-સુન્નત કરવું ઈશ્વરને ઈષ્ટ હતું તો તે ચામડીને આદિ સૃષ્ટિમાં બનાવત જ નહીં, અને જે એ બનાવવામાં આવ્યું છે તે રક્ષાર્થ છે; જેમકે આંખોની ઉપરનું ચામડું. કેમકે તે ગુપ્તસ્થાન અતિ કોમળ છે, જો તે ઉપર ચામડી ન હોય, તો કીડીના પણ

કરડવાથી અને જરાક ચોટ લાગવાથી બહુ જ દુઃખ થાય. અને તે લઘુશંકાની પછી મૂત્રાંશ કપડામાં ન લાગે ઈત્યાદિ વાતોને માટે છે. એનું કાપવું ખરાબ છે, અને વર્તમાનમાં ઈસાઈ લોકો એ આજ્ઞાને કેમ નથી પાળતા ? એ આજ્ઞા તો સદાને માટે છે. એને ન પાળવાથી ઈસાની ગવાહી કે જે વ્યવસ્થાના પુસ્તકનું એક બિન્દુ પણ અસત્ય નથી, તે મિથ્યા થઈ ગયું તેનો સમજ, વિચાર ઈસાઈઓ કાંઈ પણ કરતા નથી. ॥ ૧૮ ।

૧૯. - ત્યારે ઈશ્વર અબિરહામની સાથે વાત કરી ચૂક્યો ત્યારે તો ઉપર ચાલ્યો ગયો । તૌ૦ પર્વ૦ ૧૭. આ૦ ૨૨ ।

**સમીક્ષક** - એથી એ સિદ્ધ થાય છે કે ઈશ્વર મનુષ્ય કે પક્ષીવત્ હતો કે જે ઉપરથી નીચે અને નીચેથી ઉપર જતો-આવતો રહેતો હતો. એ તો કોઈ ઈન્દ્રજાળી પુરુષવત્ વિદિત થાય છે. ॥ ૧૯ ।

૨૦. - પછી ઈશ્વરે તેને મમરાના બલુતોમાં દેખાવ દીધો અને તે દિવસે ગરમીના સમયમાં પોતાના તંબૂના દ્વાર પર અબિરહામ બેઠો હતો. અને તેણે પોતાની આંખો ઊંચી કરી અને તેણે જોયું કે ત્રણ મનુષ્ય તેની પાસે ઊભા છે. અને તેમને જોઈને તે તંબૂના દ્વાર ઉપરથી તેમની ભેટ લેવા માટે દોડ્યો અને ભૂમિ પર પડી દંડવત્ કર્યા અને કહ્યું કે હે મારા સ્વામી ! જો હું હવે આપની દૃષ્ટિમાં અનુગ્રહ પામ્યો છું, તો હું આપને વિનંતી કરું છું કે આપના દાસ પાસેથી ચાલ્યા ન જશો. ઈચ્છા હોય તો થોડું જળ લાવવામાં આવે અને આપના ચરણ ધોવામાં આવે અને વૃક્ષ નીચે વિશ્રામ કરો. અને હું એકાદ કટકો રોટલી લાઉં અને આપ તૃપ્ત થાવ. તે પછી આગળ વધ્યો. કેમકે આપ એટલા માટે જ આપના દાસ પાસે આવ્યા છો. ત્યારે તે બોલ્યા કે જેમ તેં કહ્યું તેમ કર. અને અબિરહામ તંબૂમાં ઉતાવળે 'સરઃ' પાસે ગયો અને તેને કહ્યું કે ઝડપ કર અને ત્રણ માપ સ્વચ્છ આટો લઈને ગૂંદીને તેની રોટલી બનાવ. અને પછી અબિરહામ ઝૂંડની તરફ દોડી ગયો અને એક સારો કોમળ વાછરડો લઈને ચાકરને આપ્યો. તેણે પણ તેને સિદ્ધ કરવામાં ત્વરા કરી. અને તેણે માખણ અને દૂધ અને પેલો વાછરડો જે પકાવ્યો હતો તે લીધો અને તેમની આગળ ધર્યો અને પોતે તેમની પાસે વૃક્ષ નીચે ઊભો રહ્યો અને તેમણે ખાધું. ॥ તૌ૦ પર્વ૦ ૧૮. આ૦ ૧ થી ૮ ॥

**સમીક્ષક** - હવે જુઓ સજ્જન લોકો ! જેનો ઈશ્વર વાછરડાનું માંસ ખાય, તેના ઉપાસક ગાય, વાછરડાં આદિ પશુઓને કેમ છોડે ? જેને કાંઈ પણ દયા નથી અને જે માંસને ખાવામાં આતુર હોય, તે હિંસક મનુષ્ય સિવાય ઈશ્વર કદી પણ હોઈ શકે ખરો ? અને ઈશ્વરની સાથે બે મનુષ્ય ન જાણે કોણ હતા ? એથી વિદિત થાય છે કે જંગલી મનુષ્યોની એક મંડળી હતી. તેનો જે પ્રધાન મનુષ્ય હતો તેનું નામ બાઈબલમાં ઈશ્વર રાખ્યું હશે. એવી વાતોથી બુદ્ધિમાન લોકો એમના પુસ્તકને ઈશ્વરકૃત માની શકતા નથી અને એવાને ઈશ્વર સમજતા નથી. । ૨૦ ॥

૨૧. - અને પરમેશ્વરે અબિરહામને કહ્યું કે 'સરઃ' ! કેમ ! આમ કહીને મુસ્કરાઈ (મનમાં હસી) કે જો હું બૂઢી છું તો પણ ખરેખર બાળક જણીશ. શું પરમેશ્વરને માટે કોઈ વાત અસાધ્ય છે. ॥ તૌ૦ પર્વ૦ ૧૮. આ૦ ૧૩-૧૪ ॥

**સમીક્ષક** - હવે જુઓ ! ઈસાઈઓના ઈશ્વરની કેવી-કેવી લીલા છે કે જે બાળક અને સ્ત્રીઓની માફક ચિડાય છે અને મહેણાં મારે છે. ॥ ૨૧ ।

૨૨. - ત્યારે પરમેશ્વરે સદૂમ અને અમૂર પર ગન્ધક અને આગ સ્વર્ગથી વર્ષાવ્યાં. અને તે

નગરોને અને સમ્પૂર્ણ ચોગાનને અને નગરોના સઘળા નિવાસીઓને અને જે કાંઈ ભૂમિ પર ઊગતું હતું તેને, ઊલટાવી દીધું. । -તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૧૯. આ૦ ૨૪-૨૫ ॥

**સમીક્ષક** - હવે આ પણ બાઈબલના ઈશ્વરની લીલા જુઓ કે જેને બાળક આદિ પર પણ કાંઈ દયા ન આવી ! શું તે સર્વ અપરાધી હતા કે સર્વને ભૂમિ ઊલટાવીને દાબી માર્યા ? આ વાત ન્યાય, દયા અને વિવેકથી વિરુદ્ધ છે. જેનો ઈશ્વર એવું કામ કરે તો તેના ઉપાસક કેમ ન કરે ? ॥ ૨૨ ॥

૨૩. - 'આવો આપણે આપણા પિતાને દ્રાક્ષરસ પિવડાવીએ અને તેની સાથે શયન કરીએ ને આપણે આપણા પિતાથી વંશ ચલાવીએ.' ત્યારે તેમણે તે રાત્રે પોતના પિતાને દ્રાક્ષરસ પિવડાવ્યો અને લેટી જઈ પોતાના પિતા સાથે શયન કર્યું. અમે તેને આજ રાત્રે પણ દ્રાક્ષરસ પીવડાવીશું; તું જઈને શયન કર. તેથી લૂતની બન્ને બેટીઓ પોતાના પિતાથી ગર્ભિણી થઈ ॥ -તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૧૯. આ૦ ૩૨-૩૩-૩૪-૩૬ ॥

**સમીક્ષક** - જુઓ ! પિતા-પુત્રી પણ જે મદ્યપાનના નશામાં કુકર્મ કરવાથી ન બચી શક્યાં, એવા દુષ્ટ મદ્યને જે ઈસાઈ આદિ પીવે છે તેની બૂરાઈનો શો પારાવાર છે ? ! એટલા માટે સજ્જન લોકોએ મદ્ય પીવાનું નામ પણ ન લેવું જોઈએ. ॥ ૨૩ ।

૨૪. - અને પોતાના કહેવા પ્રમાણે પરમેશ્વરે 'સરઃ' સાથે ભેટ કરી અને પોતાના વચન પ્રમાણે પરમેશ્વરે સરઃના વિષયમાં કર્યું. અને સરઃ ગર્ભિણી થઈ. ॥ -તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૨૧. આ૦ ૧-૨ ॥

**સમીક્ષક** - હવે વિચારો કે સરઃથી ભેટ કરીને તેને ગર્ભવતી કરી; એ કામ કેવી રીતે થયું ? શું પરમેશ્વર અને સરઃ વિના ત્રીજો કોઈ ગર્ભસ્થાપનનું કારણ દેખાય છે ? એવું વિદિત થાય છે કે સરઃ પરમેશ્વરની કૃપાથી ગર્ભવતી થઈ !!! ॥ ૨૪ ।

૨૫. - ત્યારે અબિરહામે મળસ્કામાં ઊઠીને રોટલી અને એક પખાલમાં જળ લીધું અને 'હાજિરઃ'ની ખાંધ પર મૂક્યું અને બાળકને પણ તેને સોંપીને તેની સાથે વિદાય કર્યો. તેણે તે બાળકને એક ઝાડી તળે નાંખી દીધો, અને તે તેની સન્મુખ બેસીને પોકેપોક મૂકીને રડી. ત્યારે ઈશ્વરે તે બાળકનો શબ્દ સાંભળ્યો ॥ -તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૨૧. આ૦ ૧૪ થી ૧૭ ॥

**સમીક્ષક** - હવે જુઓ ! ઈસાઈઓના ઈશ્વરની લીલા !! કે પ્રથમ તો સરઃનો પક્ષપાત કરીને હાજિરઃને ત્યાંથી કાઢી મુકાવી અને તે જ હાજિરઃ પોક મૂકીને રડી અને શબ્દ સાંભળ્યો બાળકનો ! આ કેવી અદ્ભુત વાત છે ? એ એમ થયું હશે કે ઈશ્વરને ભ્રમ થયો હશે કે આ બાળક જ રડે છે ! તો ભલા, એ ઈશ્વર અને ઈશ્વરના પુસ્તકની વાત કદી પણ હોઈ શકે છે ? સાધારણ મનુષ્યના વચન વિના આ પુસ્તકમાં થોડી વાત સત્ય અને અન્ય સર્વ અસાર ભર્યું છે. । ૨૫ ॥

૨૬. - અને એ વાતો પછી એમ થયું કે ઈશ્વરે અબિરહામની પરીક્ષા કરી અને તેને કહ્યું; હે અબિરહામ ! તું પોતાના એકના એક બેટા ઈજહાક કે જેની સાથે તું પ્યાર કરે છે, તે તારા બેટાને હોમની ભેટ માટે ચઢાવ. અને પોતાના બેટા ઈજહાકને બાંધીને તે વેદીમાં લાકડાં ઉપર ધર.

અને તે અબિરહામે છરી લઈને પોતાના બેટાનો ઘાત કરવા માટે હાથ ઉગામ્યો. ત્યારે પરમેશ્વરના દૂતે સ્વર્ગ ઉપરથી તેને પોકાર્યો કે અબિરહામ ! પોતાનો હાથ બાળક પર ઉગામ નહીં, તેને કાંઈ પણ કર નહીં, કેમકે હવે હું જાણું છું કે તું ઈશ્વરથી ડરે છે । -તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૨૨. આ૦ ૧, ૨, ૯, ૧૦, ૧૧, ૧૨ ॥

**સમીક્ષક** - હવે સ્પષ્ટ થઈ ગયું કે આ બાઈબલનો ઈશ્વર અલ્પજ્ઞ છે, સર્વજ્ઞ નથી. અને અબિરહામ પણ એક ભોળો મનુષ્ય હતો, નહીં તો આવી ચેષ્ટા શું કરવા કરત ? અને જો બાઈબલનો ઈશ્વર સર્વજ્ઞ હોત, તો તેની ભવિષ્યત્ શ્રદ્ધાને પણ સર્વજ્ઞતાથી જાણી લેત. એથી નિશ્ચિત થાય છે કે ઈસાઈઓનો ઈશ્વર સર્વજ્ઞ નથી. । ૨૬ ॥

૨૭. - આપ અમારી કબરમાંથી પસંદ કરી એકમાં પોતાના મૃતકને દાટો, જેથી કરીને તમો તમારાં મૃતકને દાટો ॥ -તૌ૦ ઉત્પત્તિ૦ પર્વ૦ ૨૩. આ૦ ૬ ।

**સમીક્ષક** - મુર્દાને દાટવાથી સંસારની ભારે હાનિ થાય છે, કેમકે તે સડીને વાયુ દુર્ગન્ધમય કરીને રોગ ફેલાવી દે છે.

**(પ્રશ્ન)** જુઓ ! જેની સાથે પ્રીતિ હોય, તેને બાળવું સારી વાત નથી, અને દાટવું, એ જેવું કે તેને સુવાડી દેવું છે, એટલા માટે દાટવું સારું છે.

**(ઉત્તર)** જો મૃતક સાથે પ્રીતિ કરો છો, તો પોતાના ઘરમાં કેમ નથી રાખતા ? અને દાટો છો પણ શા માટે ? જે જીવાત્મા સાથે પ્રીતિ હતી, તે તો નીકળી ગયો, હવે દુર્ગન્ધમય શરીર સાથે શી પ્રીતિ ? અને જો પ્રીતિ કરો છો તો તેને પૃથ્વીમાં કેમ દાટો છો ? કેમકે કોઈને કોઈ કહે કે તને ભૂમિમાં દાટી દઈએ, તો તે સાંભળીને તે કદી પ્રસન્ન થતો નથી. વળી તેનાં મુખ, આંખ અને શરીર પર ધૂળ, પથ્થર, ઈંટ, ચૂનો નાંખવો, છાતી પર પથ્થર મુકવો એ તે કંઈ પ્રીતિનું કામ છે ? અને પેટીમાં નાંખીને દાટવાથી બહુ જ દુર્ગન્ધ થઈને તે પૃથ્વીમાંથી બહાર નીકળી વાયુને બગાડીને દારુણ રોગોત્પત્તિ કરે છે. બીજું, એક મુડદા માટે ઓછામાં ઓછી ૬ હાથ લાંબી અને ૪ હાથ પહોળી ભૂમિ જોઈએ. એ હિસાબથી સો, હજાર, લાખ કે કરોડો મનુષ્યો માટે કેટલી ભૂમિ વ્યર્થ રોકાઈ જાય છે. અને ન તો તે ખેતર, વાડી અને મનુષ્યોને વસવાના ઉપયોગની રહે છે. એટલા માટે સર્વથી ખરાબ દાટવું છે ?

એ કરતાં તો કાંઈક ઓછું ખરાબ જળમાં નાખવું છે, કેમકે તેને જળજન્તુ તે જ સમયે ચીરી-ફાડીને ખાઈ જાય છે. તો પણ કાંઈ હાડ કે મળ, જળમાં રહે છે તે સડીને જગતને દુઃખદાયક થશે. વળી તે કરતાં તો કાંઈક વિશેષ ઓછું ખરાબ જંગલમાં નાખવું છે. કેમકે તેને માંસાહારી પશુ-પક્ષી ટૂંપી ખાશે. તથાપિ જે તેનાં હાડકાં, મજ્જા અને મળ રહી જશે તે સડી જઈને જેટલી દુર્ગન્ધ કરશે તેટલો જગતનો અનુપકાર થશે અને જે બાળવું છે તે તો સર્વોત્તમ છે, કેમકે મૃતકના સર્વ પદાર્થો અણુ આણુ થઈને વાયુમાં ઊડી જશે.

**(પ્રશ્ન)** બાળવાથી પણ દુર્ગન્ધ થાય છે.

**(ઉત્તર)** જો અવિધિથી બાળે, તો થોડીક દુર્ગન્ધ થાય છે તો પણ દાટવા આદિ કરતાં તો ઘણી જ ઓછી થાય છે. અને જો વિધિપૂર્વક બાળે, તો જેમકે વેદમાં લખ્યું છે તેમ મૃતકના ત્રણ હાથ જેટલી ઊંડી સાડાત્રણ હાથ જેટલી પહોળી, પાંચ હાથ જેટલી લાંબી તથા તળિયે દોઢ વેંત જેટલી પહોળી ચડા-ઉતરી વેદી ખોદીને, શરીરના બરાબર ઘી લાવી, એક શેરમાં રત્તીભર કસ્તૂરી અને માસાભર કેસર નાંખી તથા ઓછામાં ઓછું અડધો મણ ચન્દન, અધિક તો ચાહે જેટલું લે; અગર, તગર, કપૂર આદિ સુગન્ધી દ્રવ્ય તથા પલાશ આદિનાં લાકડાં લાવી વેદીમાં ગોઠવ્યા પછી તે ઉપર મૃતક શરીરને મૂકીને પછી ચારે બાજુ અને ઉપર વેદીના મુખથી એક વેંત ઉપર સુધી તે લાકડાં અને સુગન્ધી દ્રવ્ય ભરી પેલા ઘીની આહુતિ પછી મન્ત્રોચ્ચારણ આપીને બાળવાનું લખ્યું છે. એ પ્રકારે દાહ કરે તો કાંઈ પણ દુર્ગન્ધ ન થાય. એ વિધિનું નામ

અન્ત્યેષ્ટિ, નરમેધ, પુરુષમેધ યજ્ઞ છે. અને જો કોઈ દરિદ્ર હોય તો પણ ૨૦ શેરથી ઓછું ઘી ચિતામાં ન હોમે; પછી તે ભીખ માંગવાથી કે જાતિ બન્ધુની સહાયતાથી અથવા તો રાજ્યાશ્રય તરફથી પ્રાપ્ત થાય. પરન્તુ એ જ પ્રકારે દાહ કરે.

અને જો ધૃતાદિ કોઈ પણ પ્રકારે ન મળી શકે, તો પણ દાટવા આદિ વિધિ કરતાં કેવળ લાકડાંથી પણ મૃતકને બાળવું એ ઉત્તમ છે. કેમકે એક વિશ્વામ્ભર ભૂમિમાં અથવા એક વેદીમાં લાખો-કરોડો મૃતક દાહ થઈ શકે છે. અને ભૂમિ પણ દાટવાની માફક અધિક બગડતી નથી ને કબર જોવાથી ભય પણ થાય છે. એથી દાટવું આદિ સર્વથા નિષિદ્ધ છે. । ૨૭ ॥

૨૮. - પરમેશ્વર મારા સ્વામી અબિરહામના ઈશ્વર ધન્ય છે ! કે જેણે મારા સ્વામીને પોતાની દયા અને પોતાની સચ્ચાઈ વિના ન છોડ્યો. માર્ગમાં પરમેશ્વરે મારા સ્વામીના ભાઈઓના ઘર તરફ મારા ભોમિયા તરીકે કામ કર્યું ॥ -તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૨૪. આ૦ ૨૭ ।

**સમીક્ષક** - શું તે અબિરહામનો જ ઈશ્વર હતો ? અને જેમ આજકાલ બિગારી કે ભોમિયા આગળ-આગળ ચાલીને માર્ગ દેખાડે છે, તેમ ઈશ્વરે પણ કર્યું, તો આજકાલ કોઈને માર્ગ કેમ નથી દેખાડતો ? અને મનુષ્યો સાથે વાતો કેમ નથી કરતો ? એટલા માટે એવી વાતો ઈશ્વરની કે ઈશ્વરી પુસ્તકની કદી પણ હોઈ શકતી નથી, કિન્તુ જંગલી માણસની છે. । ૨૮ ॥

૨૯. ઈસમઅએલના બેટાઓના નામ એ છે :- ઈસમઅએલનો પહેલો નબીત અને કીદાર અને અદબિએલ અને મિબસામ. અને મિસમાઅ અને દૂમઃ અને મસ્સા, હદર અને તૈમા, ઈતૂર, નફીસ અને કિદમ. । -તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૨૫. આ૦ ૧૩, ૧૪, ૧૫ ॥

**સમીક્ષક** - આ ઈસમઅએલ અબિરહામથી તેની હાજિરઃ દાસીનો પુત્ર થયો હતો. ॥ ૨૯ ।

૩૦. - હું તારા પિતાની રુચિ પ્રમાણે સ્વાદિષ્ટ ભોજન બનાવીશ. અને તું તારા પિતાની પાસે લઈ જજે, જેને તે ખાય અને પોતાના મરવાથી પહેલાં તને આશિષ આપે. અને રિબકે પોતાના ઘરમાંથી પોતાના મોટા બેટા એસૌનો સારો પહેરવેશ લીધો અને બકરીના મેમનાનું ચામડું તેના હાથ અને ગળાની ચીકણાઈ પર લપેટ્યું. ત્યારે યઅકૂબે પોતાના પિતાને કહ્યું કે હું આપનો પહેલીવારનો એસૌ છું. આપના કહ્યા પ્રમાણે મેં કર્યું છે. ઊઠીને બેસો અને મારા અહેરના માંસમાંથી ખાઓ, જેથી આપનો પ્રાણ મને આશિષ આપે । -તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૨૭. આ૦ ૯, ૧૦, ૧૫, ૧૬, ૧૯ ।

**સમીક્ષક** - જુઓ ! એમ જૂઠ, કપટથી આશીર્વાદ લઈને પશ્ચાત્ સિદ્ધ અને પેગમ્બર બને છે, શું એ આશ્ચર્યની વાત નથી ? અને એવા ઈસાઈયોના પૂર્વજો થયા છે, પછી એમના મતની ગરબડમાં શી ન્યૂનતા હોય ? ॥ ૩૦ ।

૩૧. - અને યઅકૂબ બિહાનને મળસ્કે ઉઠાડી, અને તે પથ્થરને કે જેને તેણે પોતાનું ઓસીકું કર્યું હતું, તેનો થાંભલો ઊભો કર્યો અને તે ઉપર તેલ રેડ્યું અને તે સ્થાનનું નામ બૈતએલ રાખ્યું. અને આ પથ્થર જેનો મેં થાંભલો ઊભો કર્યો, તે ઈશ્વરનું ઘર થશે ॥ -તૌ૦ ઉત્પ૦ પર્વ ૨૮ આ૦ ૧૮, ૧૯, ૨૨ ।

**સમીક્ષક** - હવે જુઓ ! જંગલીઓનાં કામ. એમણે જ પથ્થર પૂજ્યા અને પૂજાવ્યા અને એને મુસલમાન લોકો "બયતલમુકદસ" કહે છે. શું એ જ પથ્થર ઈશ્વરનું ઘર અને એ જ પથ્થર માત્રમાં ઈશ્વર

રહેતો હતો ? વાહ ! વાહ !! શું કહેવું ? ઈસાઈયો ! મહાબુત્પરસ્ત તો તમે જ છો !! ॥ ૩૧ ॥

૩૨. - અને ઈશ્વરે રાખિલને યાદ કર્યો અને ઈશ્વરે તેનું સાંભળ્યું અને તેની કૂખને ખોલી અને તે ગર્ભિણી થઈ અને બેટો જણ્યો અને બોલી કે ઈશ્વરે મારી નિન્દા દૂર કરી । તૌ૦ ઉ૦ પર્વ૦ ૩૦. આ૦ ૨૨, ૨૩ ।

**સમીક્ષક** - વાહ ! ઈસાઈયોનો ઈશ્વર ! કેવો મોટો ડૉક્ટર છે ! સ્ત્રીઓની કૂખ ખોલવાને ક્યા શસ્ત્ર કે ઔષધ હતાં કે જેથી ખોલી ? એ સર્વ વાતો અન્ધાધુન્ધની છે. ! ॥ ૩૨ ।

૩૩. - પરન્તુ ઈશ્વર રાત્રે આરામી લાવન કને સ્વપ્નમાં આવ્યો અને તેને કહ્યું કે ચોક્કસ રહે, તું યઅકૂબને ભલું બુરું કહીશ નહીં. કેમકે તું પોતાના પિતાના ઘરનો નિકટ અભિલાષી છે, તેં શા માટે મારા દેવો ચોર્યા છે ? -તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૩૧. આ૦ ૨૪, ૩૦ ॥

**સમીક્ષક** - આ અમે નમૂનો લખીએ છીએ; હજારો મનુષ્યોને સ્વપ્નમાં આવ્યો, વાતો કરી, જાગૃતમાં સાક્ષાત્ મળ્યો, ખાધું, પીધું, આવ્યો, ગયો આદિ બાઈબલમાં લખ્યું છે પરન્તુ હવે ન જાણે તે છે કે નહીં ? કેમકે હવે કોઈને સ્વપ્ન કે જાગ્રતમાં પણ ઈશ્વર નથી મળતો. અને એ પણ વિદિત થયું કે એ જંગલીઓ પાષાણાદિ મૂર્તિઓને દેવ માનીને પૂજતા હતા, પરન્તુ ઈસાઈયોનો ઈશ્વર પણ પથ્થરને જ દેવ માને છે. નહીં તો દેવોનું ચોરાવું કેમ ઘટે ? ॥ ૩૩ ।

૩૪. - ઔર યઅકૂબ પોતાને માર્ગે ચાલ્યો ગયો અને ઈશ્વરના દૂત તેને આવીને મળ્યા. અને યઅકૂબે તેમને જોઈને કહ્યું કે આ ઈશ્વરની સેના છે ॥ તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૩૨. આ૦ ૧-૨ ।

**સમીક્ષક** - હવે ઈસાઈયોનો ઈશ્વર મનુષ્ય હોવામાં કાંઈ પણ સન્દેહ રહ્યો નહીં. કેમકે તે સેના પણ રાખે છે ! જ્યારે સેના થઈ ત્યારે તો શસ્ત્ર પણ હશે અને જ્યાં ત્યાં ચઢાઈ કરીને લડાઈ પણ કરતો હશે ! નહીં તો સેના રાખવાનું શું પ્રયોજન છે ? । ૩૪ ॥

૩૫. - અને યઅકૂબ એકલો રહી ગયો અને ત્યાં પો ફૂટતા સુધી એક જણ તેની સાથે મલ્લયુદ્ધ કરતો રહ્યો, અને જ્યારે તેણે જોયું કે તે એના ઉપર પ્રબળ ન થયો, ત્યારે તેની જાંઘને અંદરથી અડક્યો. ત્યારે યઅકૂબના જાંઘની નસ તેની સાથે મલ્લયુદ્ધ કરવામાં ચઢી ગઈ. ત્યારે તે બોલ્યો કે મને જવા દે કેમકે પગ ફાટે છે અને તે બોલ્યો હું તને જવા ન દઈશ; જ્યાં સુધી તું મને આશીષ નહીં આપીશ. ત્યારે તેણે તેને કહ્યું કે તારું નામ શું, અને તે બોલ્યો કે યઅકૂબ. ત્યારે તેણે કહ્યું કે તારું નામ હવે આગળ યઅકૂબ રહેશે નહીં પરન્તુ ઈસરાએલ. કેમકે તેં ઈશ્વરની આગળ અને મનુષ્યની આગળ રાજાની પેઠે મલ્લયુદ્ધ કર્યું અને જીત્યો. ત્યારે યઅકૂબે આમ કહ્યું અને તેને પૂછ્યું કે આપનું નામ બતાવો. અને તે બોલ્યો કે તું મારું નામ કેમ પૂછે છે ? અને તેણે તેને ત્યાં આશીષ દીધાં. અને યઅકૂબે તે સ્થાનનું નામ ફનુએલ રાખ્યું, કેમકે મેં ઈશ્વરને પ્રત્યક્ષ જોયો અને મારો પ્રાણ બચ્યો છે. અને જ્યારે તે ફનુએલ પાર ચાલ્યો, તો સૂર્યની જ્યોતિ તેના ઉપર પડી અને તે પોતાની જાંઘથી લંગડાતો હતો. એટલા માટે ઈસરાયલના વંશ તે જાંઘની નસ કે જે ચઢી ગઈ હતી તેને આજ સુધી ખાતા નથી. કેમકે તેણે યઅકૂબની જાંઘની નસ જે ચઢી ગઈ હતી તેને તે અડક્યો હતો ॥ -તૌ૦ ઉત્પ૦ પર્વ ૩૨. આ૦ ૨૩ થી ૩૨ ॥

**સમીક્ષક** - જ્યારે ઈસાઈયોનો ઈશ્વર અખાડાનો મલ્લ છે ત્યારે તો સરઃ અને રાખલ ઉપર પુત્ર થવાની કૃપા કરી ! ભલા એ કદી ઈશ્વર હોઈ શકે છે ?! હવે જુઓ, લીલા ! કે એક જણ નામ પૂછે તો

બીજો પોતાનું નામ જ ન બતાવે. અને ઈશ્વરે તેની નસ ચઢાવી તો દીધી અને જીતી ગયો પરન્તુ જો ડૉક્ટર હોત તો જાંઘની નસને સારી પણ કરત. અને એવા ઈશ્વરની ભક્તિથી, જેમ કે યઅકૂબ લંગડાતો રહ્યો, તેમ અન્ય ભક્તો પણ લંગડાતા હશે ! જ્યારે ઈશ્વરને પ્રત્યક્ષ જોયો અને મલ્લયુદ્ધ કર્યું, એ વાત શરીરવાળા વિના કેવી રીતે થઈ શકે છે ? એ કેવલ બાળકપણાની લીલા છે. ॥ ૩૫ ॥

૩૬. - ઈશ્વરનું મુખ જોયું ॥ -તૌ૦ ઉત્પ૦ પર્વ ૩૩. આ૦ ૧૦ ॥

**સમીક્ષક** - જો ઈશ્વરને મુખ છે તો અન્ય પણ બધા અવયવો હશે અને તે જન્મ-મરણથી યુક્ત પણ હશે. ॥ ૩૬ ॥

૩૭. - અને યહુદાહનો પહેલો પુત્ર એર પરમેશ્વરની દૃષ્ટિમાં દુષ્ટ હતો માટે પરમેશ્વરે તેને મારી નાખ્યો. ત્યારે યહૂદાહે ઓનાનને કહ્યું કે તારા ભાઈની પત્ની પાસે જા અને તેની સાથે વિવાહ કરી, પોતાના ભાઈને માટે વંશ ચલાવ. અને એનાને જાણ્યું કે આ વંશ મારો નહીં હશે, અને એમ થયું કે જ્યારે તે પોતાના ભાઈની પત્ની પાસે ગયો તો વીર્યને ભૂમિ પર નાખી દીધું, અને તેનું તે કાર્ય પરમેશ્વરની દૃષ્ટિમાં ખરાબ હતું, એટલા માટે તેણે તેને પણ મારી નાખ્યો । -તૌ૦ ઉત્પ૦ પર્વ૦ ૩૮. આ૦ ૭ થી ૧૦ ॥

**સમીક્ષક** - હવે જોઈ લ્યો ! એ મનુષ્યોનાં કામ છે ઈશ્વરનાં ? જ્યારે તેની સાથે નિયોગ થયો, તો તેને શા માટે મારી નાખ્યો ? તેની બુદ્ધિ શુદ્ધ કેમ ન કરી દીધી, અને વેદોક્ત નિયોગ પણ પ્રથમ સર્વત્ર ચાલતો હતો. એથી એ નિશ્ચય થયો કે નિયોગની વાતો બધા દેશોમાં ચાલતી હતી. ॥ ૩૭ ॥

## તૌરેત યાત્રાનું પુસ્તક

૩૮. - જ્યારે મૂસો શાણો થયો, અને પોતાના ભાઈઓમાંથી એક ઈબરાનીને જોયો કે મિશ્રી તેને મારી રહ્યો છે. ત્યારે તેણે અહીં તહીં દૃષ્ટિ કરી, જોયું કે, કોઈ નથી ત્યારે તેણે તે મિશ્રીને મારી નાખ્યો અને રેતીમાં તેને સન્તાડી દીધો. જ્યારે તે બીજે દિવસે બહાર ગયો ત્યારે જોયું તો બે ઈબરાની આપસમાં ઝગડી રહ્યા છે ત્યારે તેણે તે અન્યાયીને કહ્યું કે તું પોતાના પડોશીને કેમ મારે છે ? ત્યારે તેણે કહ્યું કે કોણે તને અમારા ઉપર અધ્યક્ષ અથવા સ્વામી ઠરાવ્યો છે ? શું તું ચાહે છે કે જે રીતે તેં મિશ્રીને મારી નાખ્યો, તે જ રીતે મને પણ મારી નાખે ? ત્યારે મૂસા ડર્યો અને ભાગી નીકળ્યો. ॥ -તૌ૦ યાત્રા૦ પર્વ૦ ૨ આ૦ ૧૧ થી ૧૫ ॥

**સમીક્ષક** - હવે જુઓ ! જે બાઈબલનો મુખ્ય સિદ્ધકર્તા મતનો આચાર્ય જે મૂસા કે જેનું ચરિત્ર ક્રોધાદિ દુર્ગુણોથી યુક્ત, મનુષ્યની હત્યા કરનારું અને ચોરવત્ રાજદણ્ડથી બચી જનારું અર્થાત્ જ્યારે વાતને છૂપાવતો હતો, ત્યારે તો જૂઠ બોલનાર પણ અવશ્ય હશે. એવાને પણ જે ઈશ્વર મળ્યો તે પયગમ્બર બન્યા, તેણે યહૂદી આદિનો મત ચલાવ્યો; તે પણ મૂસાના જ સદૃશ થયો. એટલા માટે ઈસાઈયોનાં જે મૂળ પુરુષો થયા છે, તે સર્વ મૂસાથી આદિ લઈને જંગલી અવસ્થામાં હતા, વિદ્યાવસ્થામાં નહીં ! ઈત્યાદિ ॥૩૮॥

૩૯. - જ્યારે પરમેશ્વરે જોયું કે તે જોવા માટે એક અલંગ ફર્યો, તો ઈશ્વરે ઝાડીના મધ્યમાંથી પુકારીને કહ્યું કે - હે મૂસા હે મૂસા ! ત્યારે તે બોલ્યો કે હું અહીં છું. ત્યારે તેણે કહ્યું કે અહીં પાસે ન આવતો. તારા પગના જોડા ઉતાર, કારણકે જે સ્થાન પર તું ઊભો છે તે પવિત્ર ભૂમિ છે. ॥ -તૌ૦ યા૦ પર્વ.

**સમીક્ષક** - જુઓ ! મનુષ્યને મારીને રેતીમાં દાટી દેનાર સાથે એમના ઈશ્વરની મિત્રતા અને તેને પયગમ્બર માને છે. અને જુઓ, જ્યારે તમારા ઈશ્વરે મૂસાને કહ્યું કે પવિત્ર સ્થાનમાં જોડા ન લઈ જવા જોઈએ, તો તમે ઈસાઈઓ એ આજ્ઞાથી વિરુદ્ધ કેમ ચાલો છો ?

(પ્રશ્ન) અમે જોડાને બદલે ટોપી ઉતારીએ છીએ.

(ઉત્તર) આ તમે બીજો અપરાધ કર્યો. કારણકે ટોપી ઉતારવાનું ઈશ્વરે કહ્યું નથી, તમારા પુસ્તકમાં લખ્યું નથી. અને ઉતારવા યોગ્યને ઉતારતા નથી અને જે ન ઊતારવું જોઈએ તેને ઉતારો છો. આ બન્ને વાત તમારા પુસ્તકથી વિરુદ્ધ છે.

(પ્રશ્ન) અમારા યૂરોપ દેશમાં ઠંડી વધારે હોવાથી અમે લોકો જોડા ઉતારતા નથી.

(ઉત્તર) શું શિરમાં ઠંડી નથી લાગતી ? જો એમ છે તો જ્યારે યૂરોપ દેશમાં જાવ, ત્યારે એમ કરજો. પરન્તુ જ્યારે અમારા ઘરમાં અથવા પાથરણામાં આવો, ત્યારે તો જોડા ઉતારી નાખો. અને જો નહીં ઉતારો તો તમારા બાઈબલ પુસ્તકથી વિરુદ્ધ વર્તો છો. તમારે એમ ન કરવું જોઈએ. ॥ ૩૯ ।

૪૦. - ત્યારે પરમેશ્વરે તેને કહ્યું કે તારા હાથમાં આ શું છે ? અને તે બોલ્યો કે છડી. ત્યારે તેને કહ્યું કે તે જમીન પર નાંખી દે અને તેણે તે જમીન પર નાંખી દીધી. અને તે સાપ બની ગઈ, અને મૂસા તેની પાસેથી ભાગ્યો. ત્યારે પરમેશ્વરે મૂસાને કહ્યું કે તારો હાથ લંબાવ અને તેની પૂંછડી પકડી લે. ત્યારે તેણે પોતાનો હાથ લંબાવ્યો અને તેને પકડી લીધો. અને તે તેના હાથમાં છડી બની ગઈ. ત્યારે પરમેશ્વરે તેને કહ્યું કે ફરી તું પોતાના હાથ તારા ખોળામાં રાખ. અને તેણે પોતાના હાથ પોતાના ખોળામાં રાખ્યા. જ્યારે તેણે તેને કાઢ્યા, તો જોયું તો તેના હાથ હિમ સમાન કોઢી હતા. અને તેણે કહ્યું કે તારા હાથ ફરી તારા ખોળામાં રાખ. તેણે ફરી પોતાના હાથ પોતાના ખોળામાં રાખ્યા અને પોતાના ખોળાથી તેને કાઢ્યા, તો જોયું કે જેવું તેનું સંપૂર્ણ શરીર હતું તેવા ફરી થઈ ગયા. તું નીલ નદીનું જળ લઈ સૂખી ઉપર નાખજે. અને તે જળ જો તું નદીમાંથી કાઢીશ તો સૂખી ઉપર લોહી બની જશે. ॥ -તૌ૦ યાત્રા૦ પ. ૪. આ૦ ૨, ૩, ૪, ૬, ૭, ૯ ॥

**સમીક્ષક** : હવે જુઓ ! કેવા જાદુગરના ખેલ છે. ખેલાડી ઈશ્વર, તેનો સેવક મૂસો, અને આ વાતોને માનનારા કેવા છે ? શું વર્તમાનમાં જાદુગર લોકો આથી ઓછી કરામત કરે છે ? આ ઈશ્વર શું, આ તો મોટો ખેલાડી છે. આ વાતોને વિદ્વાનો કેવી રીતે માની શકે ? અને દરેક વાર 'હું પરમેશ્વર છું' અને 'અબિરહામ, ઈજહાક અને યાકૂબનો ઈશ્વર છું' વગેરે દરેકને પોતાના મોઢે પોતાની પ્રશંસા કરતો ફરે છે. એ વાત શ્રેષ્ઠ મનુષ્યની હોઈ શકે નહીં, પરન્તુ દમ્ભી મનુષ્યની હોઈ શકે છે. ॥ ૪૦ ।

૪૧. - અને ફસહના મેમનાને મારો. ॥ અને એક મુઠ્ઠી જૂફા લો, અને તેને પેલું લોહી જે વાસણમાં છે, તેમાં બોળી ઉપરના ચોકટાની તરફ દરવાજાની બન્ને બાજું તેથી છાપો. અને તમારામાંથી કોઈ વિવાહ કરી લો, પોતાના ઘરના દ્વારની બહાર ન જાય. કારણકે પરમેશ્વર મિશ્રને મારવા માટે આરપાર જશે, અને જ્યારે તે ઉપરના ચોકટા પર અને દ્વારની બન્ને બાજુએ લોહીને જોશે, ત્યારે પરમેશ્વર દ્વાર આગળથી વટી જશે. અને નાશક તમારા ઘરોમાં નહીં જવા દેશે કે જેથી તે મારે. ॥ -તૌ૦ યા૦ પર્વ. ૧૨. આ૦ ૨૧, ૨૨, ૨૩ ॥

**સમીક્ષક** - ભલા ! આ જે કામણ-ટુમણ કરવાવાળા સમાન છે તે ઈશ્વર સર્વજ્ઞ કદી પણ થઈ શકે છે ? જ્યારે લોહીના છાપા દેખે ત્યારે ઈસરાયલ કુળનું ઘર જાણે, અન્યથા નહીં. એ કામ તો ક્ષુદ્ર બુદ્ધિવાળા મનુષ્યના જેવું છે. એથી એ વિદિત થાય છે કે એ વાતો કોઈ જંગલી મનુષ્યોની લખેલી છે. । ૪૧ ॥

૪૨. - અને એમ થયું કે પરમેશ્વરે અડધી રાતે મિશ્રના દેશમાં સઘળા યુવાન છોકરાઓને જે ફિરાઊનના યુવાન છોકરાઓથી લઈને જે જે પોતાના સિંહાસન પર બેસતો હતો તે બંધુઆના યુવાન બાળક સુધી જે બન્દીગૃહમાં હતા, તેમનો પશુના છોકરાઓ સમેત નાશ કર્યો. અને રાત્રે ફિરાઊન ઉઠ્યો, અને તેના સર્વ સેવક અને સઘળા મિશ્રી ઉઠ્યા અને મિશ્રમાં મહા વિલાપ હતો કેમકે કોઈ ઘર એવું ન રહ્યું કે જેમાં એક ન મુઓ હોય ॥ -તૌ૦ યા૦ પર્વ. ૧૨. આ૦ ૨૯, ૩૦ ॥

**સમીક્ષક** - વાહ ! ઠીક ! અડધી રાતે ડાકુ સમાન નિર્દયી થઈને ઈસાઈયોના ઈશ્વરે બાળબચ્ચાં, વૃદ્ધ, યુવાન અને પશુ પર્યન્ત પણ અપરાધ વિના મારી નાખ્યાં, અને કાંઈ પણ દયા ન આવી ! અને મિશ્રમાં મહાવિલાપ થતો રહ્યો તો પણ શું ઈસાઈયોના ઈશ્વરના ચિત્તથી નિષ્ઠુરતા નષ્ટ ન થઈ ?

આવાં કામ ઈશ્વરને તો શું પણ કોઈ સાધારણ મનુષ્યને પણ કરવાં યોગ્ય નથી. એમાં આશ્ચર્ય નથી કેમકે લખ્યું છે કે "**मांसाहारिणः कुतो दया**"જ્યારે ઈસાઈયોનો ઈશ્વર માંસાહારી છે, તો ત્યારે તેને દયા કરવાથી શું કામ છે ? । ૪૨ ॥

૪૩. - પરમેશ્વર તમારા માટે યુદ્ધ કરશે. ઈસરાયલના સન્તાનને કહે કે તેઓ આગળ વધે. પરન્તુ તું પોતાની છડી ઉઠાવ અને સમુદ્ર પર પોતાનો હાથ લંબાવ અને તેનાથી બે ભાગ કર અને ઈસરાયલના સન્તાન સમુદ્રની વચ્ચોવચ્ચથી સૂકી ભૂમિમાં થઈને ચાલ્યાં જશે । -તૌ૦ યા૦ પર્વ. ૧૪. આ૦ ૧૪, ૧૫, ૧૬ ॥

**સમીક્ષક** - કેમ ભાઈ ! તો ઈશ્વર બકરાં પાછળ રબારી ભમે તેમ ઈસરાયલ કુલની પાછળ પાછળ દોડ્યા કરતો હતો. હવે ન જાણે ક્યાં અન્તર્ધ્યાન થઈ ગયો ? નહીં તો સમુદ્રની વચ્ચેથી ચારે તરફ રેલ ગાડીઓની સડકો બનાવી લેત !! કે જેથી સઘળા સંસારનો ઉપકાર થાત અને નાવ આદિ બનાવવાનો શ્રમ છૂટી જાત ! પરન્તુ શું કરે ? ઈસાઈયોનો ઈશ્વર કોણ જાણે ક્યાં છૂપાઈ રહ્યો છે ? ઇત્યાદિ ઘણી જ અસમ્ભવ લીલા મૂસા સાથે બાઈબલના ઈશ્વરે કરી છે. પરન્તુ આથી વિદિત થયું કે જેવો ઈસાઈયોનો ઈશ્વર છે તેવા જ તેના સેવકો અને તેવાં જ તેમનાં બનાવેલાં પુસ્તકો છે. એવા પુસ્તકો અને એવો ઈશ્વર આપણા લોકોથી દૂર રહે, એ જ સારું છે. ॥ ૪૩ ॥

૪૪. - કેમકે હું પરમેશ્વર તારો ઈશ્વર જ્વલિત સર્વશક્તિમાન્ છું. પિતરોના અપરાધનો દણ્ડ તેના પુત્રોને, જે મારી સાથે વેર રાખે છે,તેની ત્રીજી અને ચોથી પેઢી પર્યન્ત દેવાવાળો છું ॥ -તૌ૦ યા૦ પર્વ. ૨૦. આ૦ ૫ ॥

**સમીક્ષક** - ભલા આ કોના ઘરનો ન્યાય છે કે જે પિતાના અપરાધથી ચાર પેઢી સુધી દણ્ડ દેવો સારો સમજે. શું સારા પિતાના દુષ્ટ અને દુષ્ટ પિતાના સારાં સન્તાન નથી થતાં ? જો એમ છે તો ચોથી પેઢી પર્યન્ત દણ્ડ કેમ આપી શકશે ? અને જે પાંચમી પેઢીથી આગળ દુષ્ટ નીવડશે, તેને દણ્ડ નહીં દઈ શકશે ? અપરાધ વિના કોઈને દણ્ડ દેવો અન્યાયકારીની વાત છે. ॥ ૪૪ ॥

૪૫. - વિશ્રામના દિવસે તેને પવિત્ર રાખવા માટે સ્મરણ કર. છ દિવસ પર્યન્ત તું પરિશ્રમ કર.

અને સાતમો દિવસ પરમેશ્વર તારા ઈશ્વરનો વિશ્રામ છે. પરમેશ્વરે વિશ્રામ દિવસને આશિષ દીધો। -તૌ૦ યા૦ પર્વ. ૨૦. આ૦ ૮ થી ૧૧ ॥

**સમીક્ષક** - શું રવિવાર એક જ પવિત્ર અને બીજા છ દિવસ અપવિત્ર છે ? અને શું પરમેશ્વરે છ દિવસ સુધી મહાપરિશ્રમ કર્યો હતો ? કે જેથી થાકીને સાતમે દિવસે સૂઈ ગયો ? અને જો રવિવારને આશીર્વાદ દીધો તો સોમવાર આદિ છ દિવસોને શું આપ્યું ? અર્થાત્ શાપ દીધો હશે ? એવું કામ વિદ્વાનનું નહીં, તો ઈશ્વરનું કેમ કરી હોઈ શકે ? ભલા, રવિવારમાં શું ગુણ અને સોમવાર આદિએ શો દોષ કર્યો હતો કે જેથી એકને પવિત્ર તથા વર આપ્યું અને અન્યોને અમસ્તા જ અપવિત્ર કરી દીધા. ! ॥ ૪૫ ।

૪૬. - પોતાના પડોસી ઉપર જૂઠી સાક્ષી આપ નહીં. પોતાના પડોસીની સ્ત્રી, અને તેના દાસ, તેના દાસી અને તેનાં બળદ અને તેનાં ગધેડાં અને કોઈ વસ્તુ જે તારા પડોસીની છે, તેની લાલચ ન કર ॥ -તૌ૦ યા૦ પર્વ. ૨૦. આ૦ ૧૬, ૧૭ ॥

**સમીક્ષક** - વાહ ! ત્યારે જ તો ઈસાઈયો પરદેશીઓના માલ પર એવા ઝૂકે છે કે જાણે તરસ્યો જળ ઉપર, ભૂખ્યો અન્ન ઉપર. જેવી આ કેવળ મતલબ સિન્ધુની અને પક્ષપાતની વાત છે, તેવો જ ઈસાઈયોનો ઈશ્વર અવશ્ય હશે. જો કોઈ કહે કે અમે સર્વ મનુષ્ય માત્રને પડોસી માનીએ છીએ, તો મનુષ્યો વિના અન્ય કોણ સ્ત્રી અને દાસીવાળા છે, તે જેને અપડોસી ગણ્યા ? એટલા માટે એ વાતો સ્વાર્થી મનુષ્યોની છે, ઈશ્વરની નથી. । ૪૬ ॥

૪૭. - જે કોઈ કોઈ મનુષ્યોને મારે અને તે મરી જાય, તેનો નિશ્ચય ઘાત કરવામાં આવે. અને તે મનુષ્ય ઘાતમાં ન લાગ્યો હોય, પરન્તુ ઈશ્વરે તેના હાથમાં સોંપી દીધો હોય, ત્યારે હું તને નાસવાનું સ્થાન બતાવી દઈશ । -તૌ૦ યા૦ પર્વ. ૨૧. આ૦ ૧૨, ૧૩ ॥

**સમીક્ષક** - જો આ ઈશ્વરનો ન્યાય સાચો છે તો મૂસો એક આદમીને મારી, દાટીને નાસી ગયો હતો, તેને એ દણ્ડ કેમ ન થયો ? જો કહો, કે ઈશ્વરે મૂસાને મારવાને નિમિત્તે સોંપ્યો હતો, તો ઈશ્વર પક્ષપાતી થયો કેમકે તે મૂસાનો રાજાથી ન્યાય કેમ ન થવા દીધો ? । ૪૭ ॥

૪૮. - અને કુશળનું બલિદાન બળદોથી પરમેશ્વરને માટે ચઢાવ્યું. અને મૂસાએ અડધું લોહી લઈને પાત્રોમાં રાખ્યું અને અડધું લોહી વેદી પર છાંટ્યું. અને મૂસાએ તે લોહીને લઈને લોકો ઉપર છાટ્યું અને કહ્યું કે આ લોહી તે નિયમનું છે કે જેને પરમેશ્વરે આ વાતોને લીધે તમારો સાથ કર્યો છે. અને પરમેશ્વરે મૂસાને કહ્યું કે પહાડ પર મારી પાસે આવ અને ત્યાં રહે. અને હું તને પથ્થરની પાટી અને વ્યવસ્થા અને આજ્ઞા, જે મેં લખી છે, તે આપીશ ॥ -તૌ૦ યા૦ પર્વ. ૨૪. આ૦ ૫, ૬, ૮, ૧૨ ।

**સમીક્ષક** - હવે જુઓ ! એ સર્વે જંગલી લોકોની વાતો છે કે નહીં ? અને પરમેશ્વર તે બળદોનું બલિદાન લેતો અને વેદી પર લોહી છાંટતો, એ કેવી જંગલીપણા અને અસભ્યતાની વાત છે ? જ્યારે ઈસાઈયોનો ખુદા પણ બળદોનાં બલિદાન લે, તો તેના ભક્ત પણ બળદ, ગાયના બલિદાનના પ્રસાદથી પોતાનું પેટ કેમ ના ભરે ? અને જગતની હાનિ કેમ ના કરે ! આવી આવી બૂરી વાતો બાઈબલમાં ભરી છે. એમનાં જ કુસંસ્કારોથી વેદોમાં પણ એવા જૂઠા દોષ લગાડવા ચાહે છે. પરન્તુ વેદોમાં આવી વાતોનું નામ પણ નથી. અને એ પણ નિશ્ચય થયો કે ઈસાઈયોનો ઈશ્વર એક પહાડી મનુષ્ય હતો. પહાડ પર રહેતો

હતો. જ્યારે તે ખુદા શાહી, કલમ, કાગળ બનાવી જાણતો ન હતો અને તેને તે પ્રાપ્ત થયાં ન હતાં તેટલા માટે પથ્થરની પાટીઓ પર લખી-લખીને આપતો હતો, એને એ જ જંગલીઓ સામે ઈશ્વર પણ બની બેઠો હતો. ॥ ૪૮ ।

૪૯. - અને બોલ્યો કે તું મારું રૂપ જોઈ શકતો નથી કેમકે મને જોઈને કોઈ મનુષ્ય જીવશે નહીં. અને પરમેશ્વરે કહ્યું કે જો એક સ્થાન મારી પાસે છે અને તું તે ટેકરા પર ઊભો રહે.

અને એમ થશે કે જ્યારે મારો વિભવ ચાલી નીકળશે ત્યારે તો હું તને પહાડની ખોમાં રાખીશ, અને જ્યાં સુધી નીકળીશ ત્યાં સુધી તને મારા હાથથી ઢાંકી રાખીશ. અને પોતાનો હાથ ઉઠાવી લઈશ અને તું મારી પીઠ જોઈશ, પરન્તુ મારું રૂપ દેખાશે નહીં. । -તૌ૦ યા૦ પર્વ. ૩૩, આ૦ ૨૦, ૨૧, ૨૨, ૨૩ ।

**સમીક્ષક** - હવે જુઓ ! ઈસાઈયોનો ઈશ્વર કેવળ મનુષ્યવત્ શરીરધારી અને મૂસા સાથે કેવો પ્રપંચ રચીને પોતે સ્વયં ઈશ્વર બની ગયો. જો પાછળ જોશે, રૂપ નહીં જુએ, તો હાથથી તેને ઢાંકી પણ દીધો નહીં હોય. જ્યારે ખુદાએ પોતાના હાથથી મૂસાને ઢાંક્યો હશે ત્યારે શું તેના હાથનું રૂપ તેણે નહીં જોયું હોય ? । ૪૯ ॥

## લૈવ્ય વ્યવસ્થાનું પુસ્તક, તૌ૦

૫૦. - અને પરમેશ્વરે મૂસાને બોલાવ્યો, અને મંડળીના તંબૂમાંથી એ વચન તેને કહ્યું કે. ઈસરાયલનાં સન્તાનમાંથી બોલાવ અને તેમને કહે કે જો કોઈ તમારામાંથી પરમેશ્વર માટે ભેટ લાવે, તો તમે ઢોરમાંથી અર્થાત્ ગાય, બળદ, ઘેટાં, બકરીમાંથી પોતાની ભેટ લાવો ॥ **-તૌ૦ લૈવ્ય૦ વ્યવસ્થાનું પુસ્તક, પર્વ. ૧ આ૦ ૧, ૨ ॥**

**સમીક્ષક** - હવે વિચારો ! ઈસાઈયોનો પરમેશ્વર ગાય બળદાદિની ભેટ લેવાવાળો, કે જે પોતાને માટે બલિદાન કરાવવાને માટે ઉપદેશ કરે છે, તે બળદ, ગાય આદિ પશુઓના લોહી-માંસનો તરસ્યો-ભૂખ્યો છે કે નહીં ? એથી તે અહિંસક અને ઈશ્વર કોટિમાં કદી પણ ગણાઈ શકતો નથી, કિન્તુ માંસાહારી પ્રપંચી મનુષ્યના જેવો છે. ॥ ૫૦ ।

૫૧. - અને તે પેલા બળદને પરમેશ્વરની આગળ બલિ કરે, અને હારૂનનો બેટો યાજક લોહીને નિકટ લાવે અને લોહીને યજ્ઞવેદીની ચારે બાજુ, જે મંડળીના તંબૂના દ્વાર પર છે તે પર છાંટે. ત્યારે તે પેલા ભેટના બલિદાનની ચામડી ઉતારે. અને તેના ટુકડા-ટુકડા કરે. અને હારૂનનો બેટો યાજક યજ્ઞવેદી પર આગ મૂકે અને તેના પર લાકડાં ચણે. અને હારૂનનો બેટો યાજક તેના ટુકડાઓને અને શિર તથા ચરબીને તે લાકડાં પર કે જે યજ્ઞવેદીની આગ પર છે, તે પર વિધિથી ધરે. જેથી તે બલિદાનની ભેટ થાય કે જે આગથી પરમેશ્વરની સુગન્ધને માટે ભેટ કરાઈ છે. ॥ -તૌ૦ લૈ૦ વ્ય૦ પુ૦, પર્વ. ૧, આ૦ ૫, ૬, ૭, ૮, ૯ ।

**સમીક્ષક** - જરા વિચારો ! કે બળદને પરમેશ્વરની આગળ તેના ભક્ત મારે અને તે મરાવે અને લોહીને ચારે તરફ છાંટે, અગ્નિમાં હોમ કરે, ઈશ્વર સુગન્ધ લે, ભલા એ કસાઈઓના ઘર કરતાં કાંઈ ઓછી લીલા છે ? એથી બાઈબલ ઈશ્વરકૃત નથી અને જંગલી મનુષ્ય જેવો તે લીલાધારી ઈશ્વર થઈ શકતો નથી. । ૫૧ ॥

પર. - પછી પરમેશ્વર, મૂસાને એમ કહીને બોલ્યો, કે જો તે અભિષેક કરવામાં આવેલો યાજક લોકોના પાપની સમાન પાપ કરે, તો તે પોતાનાં પાપને કારણે તેણે જે કર્યું છે, પોતાના પાપની ભેટને માટે નિર્દોષ એક વાછરડી પરમેશ્વરને માટે લાવે. અને વાછરડીના શિર પર પોતાનો હાથ રાખે અને વાછરડીને પરમેશ્વરની આગળ બલિ આપે ॥ -તૌ૦ લય૦ વ્ય૦ પર્વ. ૪. આ૦ ૧, ૩, ૪ ।

સમીક્ષક - હવે જુઓ, પાપોને છોડાવવાનાં પ્રાયશ્ચિત માટે સ્વયં પાપ કરે, ગાય આદિ ઉત્તમ પશુઓની હત્યા કરે, અને તે પરમેશ્વર કરાવે. ધન્ય છે ઈસાઈ લોકોને કે આવી વાતો કરનારને પણ ઈશ્વર માનીને પોતાની મુક્તિ આદિની આશા કરે છે. ॥ પર ॥

પ૩. - જ્યારે કોઈ અધ્યક્ષ પાપ કરે. ત્યારે તે નિર્દોષ બકરીના નર જાતિનાં બચ્ચાંને પોતાની ભેટ માટે લાવે, અને તેને પરમેશ્વરની આગળ બલિ આપે, આ પાપની ભેટ છે. ॥ -તૌ૦ લય૦ પર્વ. ૪. આ૦ ૨૨, ૨૩, ૨૪ ॥

સમીક્ષક - વાહજી ! વાહ !! જો એમ છે તો એમના અધ્યક્ષ અર્થાત્ ન્યાયાધીશ તથા સેનાપતિ આદિ પાપ કરવાથી કેમ ડરતા હશે ? પોતે તો યથેષ્ટ પાપ કરે અને પ્રાયશ્ચિત્તના બદલામાં ગાય, વાછરડાં, બકરાં આદિના પ્રાણ લે. તેથી તો ઈસાઈ લોકો કોઈ પશુ કે પક્ષીના પ્રાણ લેવામાં શંકિત નથી થતા. સાંભળો ઈસાઈ લોકો ! હવે તો એ જંગલી મતને છોડીને સુસભ્ય ધર્મમય વેદમતનો સ્વીકાર કરો કે જેથી તમારું કલ્યાણ થાય. ॥ પ૩ ॥

પ૪. - અને જો તેની પાસે ઘેટું લાવવાના પૈસા ન હોય, તો તે પોતાના કરેલા અપરાધ માટે બે પિંડુકિયા અને કબૂતરનાં બે બચ્ચાં પરમેશ્વરને માટે લાવે. અને તેમનું શિર તેમનાં ગળામાંથી મરડી નાખે, પરન્તુ અલગ ન કરે. તેનાં કરેલાં પાપનું પ્રાયશ્ચિત કરે અને તેને માટે ક્ષમા કરવામાં આવશે. પણ જો બે પિંડુકિયા અને કબૂતરનાં બે બચ્ચાં લાવવાની પૂંજી ન હોય, તો શેર ભર દળેલા ચોખાનો દશમો હિસ્સો પાપની ભેટને માટે લાવે*, તે ઉપર તેલ ન નાખે. અને તે ક્ષમા કરવામાં આવશે. ॥ -તૌ૦ લય૦ પર્વ. પ. આ૦ ૭, ૮, ૧૦, ૧૧, ૧૩ ॥

સમીક્ષક - હવે સાંભળો ! ઈસાઈયોમાં પાપ કરવાથી કોઈ ધનાઢ્ય પણ ડરતો નહી હોય, અને ન દરિદ્ર; કેમકે એમના ઈશ્વરે પાપનું પ્રાયશ્ચિત કરવું સહજ કરી રાખ્યું છે. એક એ વાત ઈસાઈયોની બાઈબલમાં મહા અદ્ભુત છે કે કષ્ટ કર્યા વિના પાપથી પાપ છૂટી જાય. કેમકે એક તો પાપ કર્યું અને બીજું જીવોની હિંસા કરીને મહાઆનંદથી માંસ ખાધું અને પાપ પણ છૂટી ગયું. ભલા, કબૂતરના બચ્ચાનું ગળું મરડવાથી બહુ સમય સુધી તરફડતું હશે, તો પણ ઈસાઈયોને દયા આવતી નથી ! દયા કેમ કરીને આવે ?

★ ધન્ય છે એ ઈશ્વરને કે જેણે વાછરડાં, ઘેટાં બકરીનાં બચ્ચાં, કપોત અને દળેલા આટા સુધી લેવાનો નિયમ કર્યો. અદ્ભુત વાત તો એ છે કે કપોતનાં બચ્ચાં "ગરદન મરડાવીને" લેતો હતો; અર્થાત્ ગરદન તોડવાનો પરિશ્રમ ન કરવો પડે. એ સર્વ વાતો જોવાથી વિદિત થાય છે કે જંગલીઓમાં કોઈ ચતુર પુરુષ હતો, તે પહાડ પર જઈ બેઠો અને પોતાને ઈશ્વર પ્રસિદ્ધ કર્યો. જંગલી અજ્ઞાની હતા, તેમણે તેને ઈશ્વર સ્વીકારી લીધો. પોતાની યુક્તિઓથી તે પહાડ પર ખાવાને માટે પશુ, પક્ષી અને અન્નાદિ મંગાવ્યા કરતો હતો, અને મોજ કરતો હતો; તેના દૂત ફિરસ્તા કામ કર્યા કરતા હતા. સજ્જનો ! વિચારો કે ક્યાં તો આ બાઈબલમાં વાછરડાં, ઘેટાં, બકરીનાં બચ્ચાં, કપોત અને દળેલાં અન્નનો ખાનાર ઈશ્વર અને ક્યાં સર્વવ્યાપક, સર્વજ્ઞ, અજન્મા, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી ઈત્યાદિ ઉત્તમ ગુણયુક્ત વેદોક્ત ઈશ્વર ? દ.સ.

એમના ઈશ્વરનો ઉપદેશ જ હિંસા કરવાનો છે. અને જ્યારે સર્વ પાપોનાં આવાં પ્રાયશ્ચિત છે, તો ઈસાના વિશ્વાસથી પાપ છૂટી જાય છે, એવો મોટો આડમ્બર શા માટે કરો છો ? ॥ ૫૪ ।

૫૫. -તે બલિદાનની ચામડી પેલા યાજકની થશે જેણે તેને ચઢાવ્યું, અને સમસ્ત ભોજનની ભેટ કે જે તન્દૂરમાં પકાવવામાં આવે તે અને સર્વ જે કઢાઈમાં અથવા તાવી પર પકાવવામાં આવે, તે પણ તે યાજકની જ થશે. । -તૌ૦ લય૦ પર્વ. ૭. આ૦ ૮, ૯ ।

**સમીક્ષક** - અમે જાણતા હતા કે અહીં દેવીના ભોપા અને મન્દિરોના પૂજારીઓની પોપલીલા વિચિત્ર છે, પરન્તુ ઈસાઈયોના ઈશ્વર અને તેમના પૂજારીઓની પોપ લીલા એનાથી હજારગણી વધારે છે, કેમકે ચામડાના દામ અને ભોજનના પદાર્થ ખાવાના મળે, પછી તો ઈસાઈયોના યાજકોએ ખૂબ મોજ ઉડાવી હશે ? અને હાલમાં પણ ઉડાવતા હશે ?

ભલા, કોઈ મનુષ્ય એક બાળકને મરાવે અને બીજા બાળકને તેનું માંસ ખવડાવે, એમ કદી થઈ શકે છે ? તેમ ઈશ્વરના સર્વ મનુષ્ય અને પશુ, પક્ષી આદિ સર્વ જીવ પુત્રવત્ છે. પરમેશ્વર એવું કામ કદી કરી શકતો નથી. એથી જ એ બાઈબલ ઈશ્વરકૃત અને એમાં લખેલો ઈશ્વર, અને તેના માનનારા ધર્મજ્ઞ, કદી સિદ્ધ થઈ શકતા નથી. એવી જ સર્વ વાતો લૈવ્ય વ્યવસ્થા આદિ પુસ્તકોમાં ભરી છે; ક્યાં સુધી ગણાવીએ. । ૫૫ ॥

## ગણત્રીનું પુસ્તક

૫૬. - ગધેડીએ પરમેશ્વરના દૂતને પોતાના હાથમાં તલવાર ખેંચીને માર્ગમાં ઊભેલો જોયો ત્યારે ગધેડી માર્ગથી અલગ ખેતરમાં ફરી ગઈ. માર્ગમાં ફરવાને માટે બલઆમે ગધેડીને લાકડીથી મારી. ત્યારે પરમેશ્વરે ગધેડીનું મુખ ખોલ્યું અને તેણે બલઆમને કહ્યું કે મેં તારું શું કર્યું છે કે તેં મને હમણાં ત્રણ વાર મારી. ।' -તૌ૦ ગિ૦ પર્વ. ૨૨. આ૦ ૨૩, ૨૮ ।

સમીક્ષક - પ્રથમ તો ગધેડાં સુધી ઈશ્વરના દૂતોને જોતાં હતાં અને આજકાલ બિશપ, પાદરી આદિ શ્રેષ્ઠ વા અશ્રેષ્ઠ મનુષ્યોને પણ ખુદા કે તેના દૂતો નથી દેખાતા ? શું આજકાલ પરમેશ્વર અને તેના દૂત છે કે નહીં ? જો છે તો શું મહાનિદ્રામાં સૂતા છે ? કે રોગી થયા છે અથવા અન્ય ભૂગોળમાં ચાલ્યા ગયા ? કે કોઈ અન્ય ધંધામાં લાગી ગયા ? કે હવે ઈસાઈયોથી રિસાઈ ગયા ? અથવા મરી ગયા ? વિદિત નથી થતું કે શું થયું ? અનુમાન તો એમ થાય છે કે જો અત્યારે નથી અને દેખાતા નથી, તો ત્યારે પણ ન હતા અને દેખાતા નહીં હોય, કિન્તુ એ કેવલ મનમાન્યા ગપોડાં ઉડાવ્યાં છે. । ૫૬ ॥

૫૭. - માટે હવે બાળકોમાંથી દરેક બેટાને અને દરેક સ્ત્રીને કે જે પુરુષ સાથે સંયુક્ત થઈ હોય, (તેમને) પ્રાણથી મારો. પરન્તુ તે છોકરીઓ જે પુરુષ સાથે સંયુક્ત થઈ નથી, તેમને પોતાના માટે જીવતી રાખો ॥ -તૌ૦ ગિનતી૦ ૫. ૩૧. આ૦ ૧૭, ૧૮ ॥

**સમીક્ષક** - વાહ જી ! મૂસા પેગમ્બર અને તમારો ઈશ્વર ધન્ય છે ! કે જે સ્ત્રી, બાળક, વૃદ્ધ અને પશુ વગેરેની હત્યા કરવાથી પણ અલગ રહેતો નથી. અને એથી સ્પષ્ટ નિશ્ચિત થાય છે કે મૂસો વિષયી હતો. કારણકે જો વિષયી ન હોત, તો અક્ષતયોનિ અર્થાત્ પુરુષો સાથે સમાગમ ન કરેલી કન્યાઓને પોતાના માટે મંગાવત ? અથવા તેમને એવી નિર્દય અથવા વિષયીપણાની આજ્ઞા શા માટે આપત ?॥ ૫૭ ।

## સમુએલનું બીજું પુસ્તક

૫૮. - અને તે જ રાત્રે એમ થયું કે પરમેશ્વરનું વચન, એમ કહીને નાતન પહોંચ્યો, કે જા અને મારા સેવક દાઉદને કહે કે પરમેશ્વર એમ કહે છે કે મારા નિવાસને માટે તું એક ઘર બનાવડાવીશ, કેમકે જ્યારથી ઈસરાએલના સન્તાનને મિશ્રથી કાઢી લાવ્યો, ત્યારથી મેં તો આજ દિવસ સુધી ઘરમાં વાસ નથી કર્યો; પરન્તુ તમ્બૂમાં અને ડેરામાં ફર્યા કર્યું. ॥ -તૌ૦ સમુએલ૦ બીજુ પુ., પર્વ. ૭. આ૦ ૪, ૫, ૬ ॥

**સમીક્ષક** - ઈસાઈયોનો ઈશ્વર મનુષ્યવત્ દેહધારી હોવામાં હવે કાંઈ સંદેહ રહ્યો નથી. અને મેણાં-ટોણાં મારે છે કે મેં ઘણો પરિશ્રમ કર્યો, જ્યાં ત્યાં ડોલતો ફર્યો તો હવે દાઉદ ઘર બનાવી આપે તો તેમાં આરામ કરું. ઈસાઈયોને આવો ઈશ્વર અને આવાં પુસ્તકો માનવામાં લજ્જા કેમ નથી આવતી ? પરન્તુ શું કરે બિચારા ફસાઈ જ ગયા, હવે નીકળવા માટે મહાપુરુષાર્થ કરવો ઉચિત છે. ॥ ૫૮ ।

## રાજાઓનું પુસ્તક

૫૯. - અને બાબુલના રાજા નબૂખુદનજરના રાજ્યના ઓગણીસમા વર્ષના પાંચમા માસની સાતમી તિથિમાં બાબુલના રાજાનો એક સેવક નબૂસર અદાન જે પોતાની સેનાનો પ્રધાન અધ્યક્ષ હતો, તે જેરૂસલેમમાં આવ્યો. અને તેણે પરમેશ્વરનું મંદિર અને રાજાનું ભવન અને જેરૂસલમના સઘળાં ઘર અને દરેક મોટાં ઘરને બાળી મૂક્યાં. અને કસદિયોની તમામ સેનાએ કે જે તે સેનાના અધ્યક્ષની સાથે હતી, જેરૂ-સલમની ભીંતોને ચારે તરફથી ઢોળી પાડી. । -તૌ૦ રા૦ પર્વ. ૨૫ આ૦ ૮, ૯, ૧૦ ।

**સમીક્ષક** - શું કરે, ઈસાઈયોના ઈશ્વરે તો પોતાના આરામને માટે દાઉદ આદિથી ઘર બંધાવ્યું હતું. તેમાં આરામ કરતો હશે, પરન્તુ નબૂસરઅદાને ઈશ્વરના તે ઘરને નષ્ટભ્રષ્ટ કરી દીધું અને ઈશ્વર કે તેના દૂતોની સેના કાંઈ પણ ન કરી શકી ! પ્રથમ તો એમનો ઈશ્વર મોટી લડાઈઓ લડતો હતો અને વિજયી થયો હતો, પરન્તુ હવે પોતાનું ઘર બળાવી તોડાવીને બેઠો. કોણ જાણે ચુપચાપ કેમ બેસી રહ્યો ? અને કોણ જાણે તેના દૂત ક્યાં નાસી ગયા ? આવા સમયે કોઈ પણ કામ ન આવ્યા ? અને ઈશ્વરનું પરાક્રમ પણ કોણ જાણે ક્યાં ઊડી ગયું ? જો આ વાત સત્ય હોય, તો જે જે વિજયની વાતો પ્રથમ લખી તે તે સર્વ વ્યર્થ થઈ ગઈ ! શું મિશ્રના બાળક બાળકીઓને મારવામાં જ શૂરવીર બન્યો હતો ? હવે શૂરવીરોની સન્મુખ ચૂપચાપ થઈ બેઠો ? આ તો ઈસાઈયોના ઈશ્વરે પોતાની નિન્દા અને અપ્રતિષ્ઠા કરાવી લીધી. એવી જ આ પુસ્તકમાં હજારો નકામી કહાણીઓ ભરી પડી છે. । ૫૯ ।

## જબૂર બીજો ભાગ

### કાળના સમાચારનું પ્રથમ પુસ્તક

૬૦. - તે પરમેશ્વરે ઈસરાએલ પર મરી (મરકી) મોકલી અને ઈસરાએલમાંથી સત્તર હજાર પુરુષો ગયા. ॥ કાલ૦ દૂ૦ ૨ પર્વ ૨૧. આ૦ ૧૪ ।

**સમીક્ષક** - હવે જુઓ, ઈસરાએલના અને ઈસાઈયોના ઈશ્વરની લીલા ! જે ઈસરાએલ કુળને ઘણા જ વર આપ્યાં હતાં અને રાત-દિવસ જેનાં પાલનમાં ડોલતો હતો, તે હવે ઝટ ક્રોધિત થઈને મરી મોકલીને સત્તર હજાર મનુષ્યોને મારી નાખ્યાં. જે આ કોઈ કવિએ લખ્યું છે તે સત્ય છે કે -

**क्षणे रुष्टः क्षणे तुष्टो रुष्टः तुष्टः क्षणे क्षणे । अव्यवस्थितचित्तस्य प्रसादोऽपि भयङ्करः ॥**

જેમ કોઈ મનુષ્ય ક્ષણમાં પ્રસન્ન અને ક્ષણમાં અપ્રસન્ન થાય છે અર્થાત્ ક્ષણે-ક્ષણે પ્રસન્ન-અપ્રસન્ન થાય છે, તેની પ્રસન્નતા પણ ભયદાયક હોય છે. તેવી જ લીલા ઈસાઈયોના ઈશ્વરની છે. ॥ ૬૦ ॥

## ઐયૂબનું પુસ્તક

૬૧. - અને એક દિવસે એવું થયું કે પરમેશ્વર સન્મુખ ઈશ્વરનો પુત્ર આવી ઊભો રહ્યો અને શેતાન પણ તેની મધ્યમાં પરમેશ્વરની આગળ આવી ઊભો રહ્યો. અને પરમેશ્વરે શેતાનને કહ્યું કે તું ક્યાંથી આવે છે ? ત્યારે શેતાને ઉત્તર આપીને પરમેશ્વરને કહ્યું કે પૃથ્વી પર ઘૂમતો અને અહીં તહીંથી ફરતો ચાલ્યો આવું છું. ત્યારે પરમેશ્વરે શેતાનને પૂછ્યું કે તેં મારા દાસ ઐયૂબને તપાસ્યો છે કે તેના સમાન પૃથ્વીમાં કોઈ નથી, તે સિદ્ધ અને ખરો જન ઈશ્વરથી ડરતો અને પાપથી અલગ રહે છે અને અત્યાર સુધી પોતાની સચ્ચાઈને ધરી રાખી છે, અને તેં મને તેને વિના કારણ નાશ કરવાને ઉશ્કેર્યો છે. ત્યારે શેતાને ઉત્તર આપીને પરમેશ્વરને કહ્યું કે ચામડાંને માટે ચામડું, હાં જે મનુષ્યનું છે, તે પોતાના પ્રાણને માટે આપશે. પરન્તુ હવે હાથ લંબાવ અને તેનાં હાડ-માંસને અડક, ત્યારે તે નિસ્સન્દેહ તને તારી સામે ત્યાગશે.

ત્યારે પરમેશ્વરે શેતાનને કહ્યું કે જો, તે તારા હાથમાં છે, કેવલ તેના પ્રાણને બચાવ. ત્યારે શેતાન પરમેશ્વરની આગળથી ચાલ્યો ગયો અને ઐયૂબને માથાથી તળિયા સુધી ખરાબ ફોડલાઓથી માર્યો । -જબૂર, ઐયુબ૦ પર્વ. ૨. આ૦ ૧ થી ૭. ॥

**સમીક્ષક** - હવે જુઓ, ઈસાઈયોના ઈશ્વરનું સામર્થ્ય ! કે શેતાન તેમની સામે તેમના ભક્તોને દુઃખ દે છે, તો પણ શેતાનને દણ્ડ દઈને પોતાના ભક્તોને બચાવી શકતો નથી, તેમ દૂતોમાંથી પણ કોઈ તેની સામે થઈ શકે એમ નથી. એક શેતાને સર્વને ભયભીત કરી રાખ્યા છે; અને ઈશ્વર પણ સર્વજ્ઞ નથી. જો સર્વજ્ઞ હોત તો શેતાન પાસે પરીક્ષા કેમ કરાવત ? ॥ ૬૧ ॥

## ઉપદેશનું પુસ્તક

૬૨. - હા, મારાં અન્તઃકરણે બુદ્ધિ અને જ્ઞાન બહુ જોયાં છે, અને મેં બુદ્ધિ અને વૃદ્ધાવસ્થા અને મૂઢતા જાણવાને મન લગાડ્યું અને મેં જાણી લીધું કે આ પણ મનનું લોલુપતાપણું છે કેમકે અધિક બુદ્ધિમાં મહાશોક છે, અને જે જ્ઞાનમાં વધે છે તે દુઃખમાં વધે છે ॥ -જ૦ ઉ૦ પર્વ. ૧. આ૦ ૧૬, ૧૭, ૧૮ ॥

**સમીક્ષક** - હવે જુઓ ! જે બુદ્ધિ અને જ્ઞાન પર્યાયવાચી છે, તેને બે માને છે, અને બુદ્ધિ વૃદ્ધિમાં શોક અને દુઃખ માનવાં, એ અવિદ્વાનો વિના એવા લેખ કોણ લખી શકે છે ? એટલા માટે આ બાઈબલ ઈશ્વરનું બનાવેલું તો શું પણ કોઈ વિદ્વાનનું બનાવેલું પણ નથી.

આ થોડુંક તૌરેત અને જબૂરના વિષયમાં લખ્યું. આની આગળ થોડું મત્તી રચિત આદિ ઈંજીલ વિષયમાં લખવામાં આવે છે કે જેને ઈસાઈયો બહુ જ પ્રમાણભૂત માને છે. જેનું નામ ઈંજીલ રાખ્યું છે, તેની પરીક્ષા થોડીક લખીએ છીએ કે એ કેવું છે. । ૬૨ ।

## મત્તી રચિત ઈંજીલ

૬૩. - ઈસુ ખ્રિસ્તનો જન્મ એવી રીતિથી થયો, કે તેની માતા મરિયમનું યૂસુફ સાથે સગપણ થયું હતું, પણ તેમનો સંયોગ થયા પહેલાં જ તે જોવામાં આવી કે પવિત્ર આત્માથી ગર્ભવતી છે. જુઓ, પરમેશ્વરના દૂતે સ્વપ્નમાં તેને દર્શન દઈને કહ્યું, હે ! દાઉદનાં સન્તાન યૂસુફ ! તું તારી સ્ત્રી મરિયમને અહીં

લાવવાથી ડરીશ નહીં, કેમકે તેને જે ગર્ભ રહ્યો છે તે પવિત્ર આત્માથી છે ॥ - ઈ૦ પર્વ. ૧. આ૦ ૧૮, ૨૦॥

**સમીક્ષક** - આ વાતોને કોઈ વિદ્વાન નથી માની શકતો કે જે પ્રત્યક્ષાદિ પ્રમાણ અને સૃષ્ટિક્રમથી વિરુદ્ધ છે. આ વાતોનું માનવું એ મૂર્ખ મનુષ્ય જંગલીઓનું કામ છે, સભ્ય વિદ્વાનોનું નહીં. ભલા, જે પરમેશ્વરનો નિયમ છે, તેને કોઈ તોડી શકે છે ? જો પરમેશ્વર પણ નિયમને ઊલટ-પલટ કરે તો તેની આજ્ઞાને કોઈ ન માને. અને તે પણ સર્વજ્ઞ અને નિર્ભ્રમ રહે નહીં, આવી રીતે તો જે જે કુમારિકાના ગર્ભ રહી જાય,ત્યારે સર્વ કોઈ એમ કહી શકે છે કે એનાં ગર્ભનુ રહેવું ઈશ્વરની તરફથી છે. અને જૂઠ મૂઠ કહી દે કે પરમેશ્વરના દૂતે મને સ્વપ્નમાં કહી દીધું છે કે આ ગર્ભ પરમાત્માની તરફથી છે. જેમ આ અસમ્ભવ પ્રપંચ રચ્યો છે, તેમ સૂર્યથી કુન્તીનું ગર્ભવતી થવું પણ પુરાણોમાં અસમ્ભવ લખ્યું છે. એવી એવી વાતોને "આંખના આંધળા અને ગાંઠના પૂરા" લોકો માનીને ભ્રમજાળમાં પડે છે. આ એવી વાત થઈ હશે, કોઈ પુરુષની સાથે સમાગમ થવાથી મરિયમ ગર્ભવતી થઈ હશે. તેણે કે કોઈ બીજાએ એવી અસમ્ભવ વાત ઉડાવી હશે કે એમાં ગર્ભ ઈશ્વર તરફથી છે. ॥ ૬૩ ॥

૬૪. - ત્યારે આત્મા ઈસુને જંગલમાં લઈ ગયો કે શેતાનથી તેની પરીક્ષા કરવામાં આવે. તે ચાલીસ દિવસ અને ચાલીસ રાત ઉપવાસ કરીને પછી ભૂખ્યો થયો. ત્યારે પરીક્ષા કરનારે કહ્યું કે જો તું ઈશ્વરનો પુત્ર છે તો કહી દે કે આ પથ્થર રોટલીઓ બની જાય । -ઈ૦ પર્વ. ૪. આ૦ ૧, ૨, ૩ ।

**સમીક્ષક** - આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે ઈસાઈઓનો ઈશ્વર સર્વજ્ઞ નથી, કેમકે જો સર્વજ્ઞ હોત તો તેની પરીક્ષા શેતાન પાસે કેમ કરાવત ? પોતે જ જાણી લેત. ભલા, કોઈ ઈસાઈયોને આજકાલ ચાલીસ રાત અને ચાલીસ દિવસ ભૂખ્યો રાખે તો કદી પણ બચી શકશે ? અને એથી એ પણ સિદ્ધ થયું કે ન તે ઈશ્વરનો બેટો અને ન કાંઈ તેમાં કરામત અર્થાત્ સિદ્ધિ હતી. નહીં તો શેતાનની સન્મુખ પથ્થરની રોટલીઓ કેમ ન બનાવી દેત ? અને પોતે ભૂખ્યો કેમ રહેત ? અને સિદ્ધાન્ત એ છે કે પરમેશ્વરે જે પથ્થર બનાવ્યા છે, તેની રોટલી કોઈ પણ બનાવી શકતો નથી અને ઈશ્વર પણ પૂર્વકૃત નિયમને ઊલટો કરી શકતો નથી. કેમકે તે સર્વજ્ઞ અને તેના સર્વ કામ ભૂલચૂક વિનાનાં છે. । ૬૪ ॥

૬૫. - તેણે તેને કહ્યું, મારી પાછળ આવ, હું તમને મનુષ્યોનો માછવો બનાવીશ. તે તરત જાળોને છોડીને તેની પાછળ ચાલ્યા. ॥ -ઈ૦ પર્વ. ૪ આ૦ ૧૯, ૨૦, ૨૧ ॥

**સમીક્ષક** - વિદિત થાય છે કે આ પાપ અર્થાત્ તૌરેતમાં જે દશ આજ્ઞાઓમાં લખ્યું છે કે - 'સન્તાનો પોતના માતા-પિતાની સેવા અને માન્ય કરે કે જેથી તેમની ઉંમર વધે.' તે પ્રમાણે ઈસાએ ન માતા-પિતાની સેવા કરી અને બીજાને પણ માતા-પિતાની સેવાથી છોડાવ્યા. એ જ અપરાધથી ચિરંજીવી ન રહ્યો. અને એ પણ વિદિત થયું કે ઈસાએ મનુષ્યોને ફસાવવા માટે એક મત ચલાવ્યો છે કે જાળમાં માછલીની માફક મનુષ્યોને સ્વમતમાં ફસાવીને પોતાનું પ્રયોજન સાધવું. જ્યારે ઈસુ જ એવો હતો તો આજકાલના પાદરી લોકો પોતાની જાળમાં મનુષ્યોને ફસાવે તો તેમાં શું આશ્ચર્ય છે ? કેમકે જેમ મોટી મોટી અને ઘણી માછલીઓને જાળમાં ફસાવનારની પ્રતિષ્ઠા અને જીવિકા સારી થાય છે તેમ જે ઘણાઓને પોતાના મતમાં ફસાવી લે, તેની અધિક પ્રતિષ્ઠા અને જીવિકા સારી થાય છે. એથી જ એ લોકો જેમણે વેદ અને શાસ્ત્રો નથી ભણ્યા, નથી સાંભળ્યા, તે બિચારાં ભોળાં મનુષ્યોને પોતાની જાળમાં ફસાવીને તેના મા-બાપ કુટુમ્બાદિથી જુદો કરી દે છે.

એ ઉપરથી સર્વ વિદ્વાન આર્યોને ઉચિત છે કે સ્વયં એમની ભ્રમજાળથી બચીને અન્ય પોતાના ભોળા ભાઈઓને બચાવવામાં તત્પર રહે. । ૬૫ ।

૬૬. - ત્યારે ઈસુ આખા ગાલીલ દેશમાં તેમની સભાઓમાં ઉપદેશ કરતો, અને રાજ્યના સુસમાચાર પ્રચાર કરતો, અને લોકોમાં હર એક રોગ અને હર એક વ્યાધિઓને સારા ~~કરતો~~ કર્યા કરતો.

સર્વ રોગીઓ જે નાના પ્રકારના રોગો અને પીડાઓથી દુઃખી હતા અને ભૂતગ્રસ્તો અને અપસ્માર રોગવાળા અને અદ્ધાંગીઓને તેની પાસે લાવ્યા અને તેણે સારા કર્યા. ॥ -ઈ૦ મત્તી૦ પર્વ. ૪. આ૦ ૨૩, ૨૪, ॥

**સમીક્ષક** - જેમ આજકાલ પોપલીલા કાઢવી, મન્ત્ર, પુરશ્ચરણ, આશીર્વાદ, તાવીજ અને ભસ્મની ચુટકી આપવાથી ભૂતો કાઢવા, રોગો છોડાવવા, એ સાચું હોય તો તે ઈંજીલની વાત પણ સાચી હોય. એ કારણથી ભોળા મનુષ્યોને ભ્રમમાં ફસાવવા માટે એ વાતો છે. જો ઈસાઈયો ઈસાની વાતોને માને છે તો પછી અહીંના દેવીના ભોપાઓની વાતો કેમ નથી માનતા ? કેમકે એ વાતો તેમના જેવી છે. ॥ ૬૬ ॥

૬૭. - ધન્ય તે જે મનમાં દીન છે, કેમકે સ્વર્ગનું રાજ્ય તેનું જ છે. કેમકે હું તમને સાચું કહું છું કે જ્યાં સુધી આકાશ અને પૃથ્વી ટળી ન જાય, ત્યાં સુધી વ્યવસ્થાથી એક માત્રા અને એક બિન્દુ વિના પુરું થયે ટળશે નહીં. એટલા માટે આ અતિ નાની આજ્ઞાઓમાંથી એકનો લોપ કરી અને લોકોને તેવું જ શીખાવો કે તે સ્વર્ગના રાજ્યમાં સર્વથી નાનો કહેવાશે. ॥ -ઈ૦ મત્તી૦ પર્વ. ૫. આ૦ ૩, ૪, ૧૮, ૧૯ ॥

**સમીક્ષક** - જો સ્વર્ગ એક છે તો રાજા પણ એક હોવો જોઈએ. એટલા માટે જેટલા દીન છે તે સર્વ સ્વર્ગમાં જશે, તો સ્વર્ગમાં રાજ્યનો અધિકાર કોને થશે ? અર્થાત્ પરસ્પર લડાઈ બખેડા કરશે, અને રાજ્ય વ્યવસ્થા ખણ્ડ બણ્ડ થઈ જશે ?

અને દીનના કહેવાથી જો કંગાલ અર્થ લેશો તો તે ઠીક નથી. જો નિરભિમાની અર્થ લેશો તો પણ ઠીક નથી. કેમકે દીન અને અભિમાનનો એકાર્થ નથી, કિન્તુ જે મનમાં દીન થાય છે, તેને સંતોષ કદી નથી હોતો, એટલા માટે એ વાત ઠીક નથી.

જ્યારે આકાશ પૃથ્વી ટળી જાય ત્યારે વ્યવસ્થા પણ ટળી જશે, એવી અનિત્ય વ્યવસ્થા મનુષ્યોની હોય છે, સર્વજ્ઞ ઈશ્વરની નહીં. અને આ એક પ્રલોભન અને ભયમાત્ર દીધો છે કે જે આ આજ્ઞાને નહીં માને તેને સ્વર્ગમાં સર્વથી નાના ગણવામાં આવશે. ॥ ૬૭ ॥

૬૮. - અમારી દિવસભરની રોટલી આજ અમને આપો. પોતાને માટે પૃથ્વી પર ધનનો સંચય ન કરો. ॥ -ઈ૦ મ૦ પર્વ. ૬. આ૦ ૧૧, ૧૯ ॥

**સમીક્ષક** - એથી વિદિત થાય છે કે જે સમયે ઈસાનો જન્મ થયો છે તે સમયે લોકો જંગલી અને દરિદ્ર હતા તથા ઈસુ પણ તેવો જ દરિદ્ર હતો. તેથી તો દિવસભરની રોટલીની પ્રાપ્તિને માટે ઈશ્વરની પ્રાર્થના કરે છે અને શીખવે છે. જ્યારે એમ છે તો ઈસાઈ લોકો ધન સંચય કેમ કરે છે ? તેમને ઉચિત છે કે ઈસાના વચનથી વિરુદ્ધ ન ચાલીને સર્વ દાન પુણ્ય કરીને દીન થઈ જવું. । ૬૮ ॥

૬૯. - દરેક જે મને હે પ્રભુ ! હે પ્રભુ ! કહે છે, તે સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ નહીં કરે. ॥ -ઈ૦ મ૦ પર્વ. ૭. આ૦ ૨૧ ॥

**સમીક્ષક** - હવે વિચારો કે મોટાં-મોટાં પાદરી બિશપ સાહેબ અને ક્રિશ્ચિયન લોકો, જો આ ઈસાનું

વચન સત્ય છે એમ સમજે, તો ઈસાને પ્રભુ અર્થાત્ ઈશ્વર કદી પણ ન કહે. જો એ વાતને માને નહીં, તો પાપથી કદી પણ બચી શકશે નહીં. ॥ ૬૯ ।

૭૦. - તે દિવસે ઘણા બધા મને કહેશે. ત્યારે હું તેમને ખુલ્લું કરીને કહીશ, કે મેં તમને કદી પણ નથી જાણ્યા. હે કુકર્મ કરનારાઓ ! મારાથી દૂર થાઓ. ॥ -ઈ૦ મ૦ પર્વ. ૭. આ૦ ૨૨, ૨૩ ॥

**સમીક્ષક** - જુઓ ! ઈસુ જંગલી મનુષ્યોને વિશ્વાસ કરાવવા માટે સ્વર્ગમાં ન્યાયાધીશ બનવા ચાહતો હતો, એ કેવલ ભોળા મનુષ્યોને પ્રલોભન આપવાની વાત છે. ॥ ૭૦ ।

૭૧. - અને જુઓ, એક કોઢિયાએ આવીને તેને પ્રણામ કરી કર્યું કે હે પ્રભુ જો આપ ચાહો તો મને શુદ્ધ કરી શકો છો. ઈસુએ હાથ લંબાવી તેને અડીને કહ્યું કે હું તો ચાહું છું શુદ્ધ થઈ જા અને તેનો કોઢ તરત શુદ્ધ થઈ ગયો. ॥ -ઈ૦ મ૦ પર્વ. ૮. આ૦ ૨, ૩ ।

**સમીક્ષક** - એ સર્વ વાતો ભોળા મનુષ્યોને ફસાવવાની છે. કેમકે જ્યારે ઈસાઈ લોકો આ વિદ્યા અને સૃષ્ટિક્રમવિરુદ્ધની વાતોને સત્ય માને છે, તો પછી શુક્રાચાર્ય, ધન્વન્તરિ, કશ્યપ આદિની વાત જે પુરાણ અને ભારતમાં લખી છે કે અનેક દૈત્યોની મરેલી સેનાને જીવતી કરી આપી. બૃહસ્પતિના પુત્ર કચને તેના ટુકડા-ટુકડા કરીને જનાવર અને મત્સ્યોને ખવડાવી દીધો, પછી પાછો પણ શુક્રાચાર્યે જીવતો કરી દીધો. પછી કચને મારીને શુક્રાચાર્યને ખવડાવી દીધો, પછી તેને પેટમાં જીવતો કરીને બહાર કાઢ્યો, પોતે મરી ગયો; તેને કચે જીવતો કર્યો.

કશ્યપ ઋષિએ મનુષ્ય સહિત વૃક્ષને તક્ષકથી ભસ્મ કર્યા પછી ફરી વૃક્ષ અને મનુષ્યને જીવિત કરી આપ્યાં, ધન્વન્તરિએ લાખો મુડદાં જીવાડ્યાં, લાખો કોઢિયા આદિ રોગીઓને સારા કર્યા, લાખો આંધળાં અને બહેરાંઓને આંખ અને કાન આપ્યાં. ઇત્યાદિ કથાને મિથ્યા કેમ કહો છો ? જો ઉક્ત વાતો મિથ્યા છે તો ઈસાની વાત મિથ્યા કેમ નહીં ? જે અન્યની વાતને મિથ્યા અને પોતાની જૂઠી વાતને સાચી કહે છે તે હઠી કેમ નહીં; એટલા માટે ઈસાઈઓની વાતો કેવલ હઠની અને બાળકોના જેવી છે. ॥ ૭૧ ।

૭૨. - ત્યારે બે ભૂતગ્રસ્ત મનુષ્ય કબ્રસ્તાનમાંથી નીકળતાં તેને આવી મળ્યા. જે એટલે સુધી અતિ પ્રચંડ હતો કે તે માર્ગથી કોઈ જઈ શકતું ન હતું. અને જુઓ, તેમણે જોરશોરથી કહ્યું કે ઈસુ ઈશ્વરના પુત્ર ! આપને અમારી સાથે શું કામ છે ? શું આપ સમયની પહેલાં અમને પીડા દેવાને અહીં આવ્યા છો. તે ભૂતોએ તેની વિનંતી કરી કહ્યું જો આપ અમને કાઢો છો તો સૂવરોના ઝૂંડમાં પેસવા દો. તેણે તેને કહ્યું જાઓ અને તેઓ નીકળીને સૂવરોના ઝૂંડમાં પેઠા અને જુઓ સૂવરોનું તમામ ઝૂંડ કરાડાપરથી સમુદ્રમાં દોડી ગયું અને પાણીમાં ડૂબી મર્યું. । - ઈ૦ મ૦ પર્વ. ૮. આ૦ ૨૮, ૨૯, ૩૧, ૩૨ ।

**સમીક્ષક** - ભલા, અહીં જરાક વિચાર કરો તો એ વાતો સર્વે જૂઠી છે, કેમકે મરેલો મનુષ્ય કબ્રસ્થાનમાંથી કદી પણ નીકળી શકતો નથી, તે ક્યાંય જતો નથી. સમ્વાદ કરતો નથી. એ સર્વ વાતો અજ્ઞાનીઓની છે, કે જે મહાજંગલી છે તે એવી વાતો પર વિશ્વાસ લાવે છે. અને પેલા સૂવરોની હત્યા કરાવી તેનું અને સૂવરવાળાની હાનિ કરવાનું પાપ ઈસાને થયું હશે. અને ઈસાઈ લોકો ઈસાને પાપ ક્ષમા અને પવિત્ર કરનાર માને છે તો પેલા ભૂતોને પવિત્ર કેમ ન કરી શક્યા ? અને સૂવરવાળાની હાનિ કેમ ન ભરી આપી ? શું આજ કાલના સુશિક્ષિત ઈસાઈ અંગ્રેજો તે આ ગપોડાને પણ માનતા હશે ? જો માને છે તો હજી ભ્રમજાળમાં પડ્યા છે. ॥ ૭૨ ॥

૭૩. - જુઓ, લોકો એક અર્ધાંગીને જે ખાટલા ઉપર સુતો હતો તેને તેની પાસે લાવ્યા અને ઈસુએ તેનો વિશ્વાસ જોઈને તે અર્ધાંગીને કહ્યું કે પુત્ર ઢાઢસ કર, તારાં પાપ ક્ષમા કરવામાં આવ્યાં છે. હું ધર્મીઓને નહીં પરન્તુ પાપીઓને પશ્ચાત્તાપ માટે બોલાવવાને આવ્યો છું. । -ઈ૦ મ૦ પર્વ. ૯. આ૦ ૨, ૧૩॥

**સમીક્ષક** - આ વાત પણ એવી જ અસમ્ભવ છે કે જેવી પૂર્વે લખી આવ્યા છીએ. અને જે પાપ ક્ષમા કરવાની વાત છે, તે કેવળ ભોળા લોકોને પ્રલોભન દઈને ફસાવવાનું છે. જેમ બીજાએ પીધેલું મદ્ય, ભાંગ અને ખાધેલા અફીણનો નશો અન્યને પ્રાપ્ત થઈ શકતો નથી, તેમ કોઈનું કરેલું પાપ કોઈની પાસે જતું નથી, કિન્તુ જે કરે છે તે જ ભોગવે છે, એ જ ઈશ્વરનો ન્યાય છે. જો અન્યનું કરેલું પાપ-પુણ્ય અન્યને પ્રાપ્ત થાય અથવા ન્યાયાધીશ સ્વયં લઈ લે કે કર્તાઓને યથાયોગ્ય ફળ ઈશ્વર ન આપે, તો તે અન્યાયકારી થઈ જાય. જુઓ ! ધર્મ જ કલ્યાણકારક છે. ઈસુ કે અન્ય કોઈ નહીં. અને ધર્માત્માઓને માટે ઈસા આદિની કાંઈ આવશ્યકતા પણ નથી અને ન પાપીઓને માટે પણ, કેમકે પાપ કોઈનું છૂટી શકતું નથી. । ૭૩ ।

૭૪. - ઈસુએ પોતાના બાર શિષ્યોને પોતાની પાસે બોલાવીને તેમને અશુદ્ધ ભૂતો પર અધિકાર આપ્યો કે તેમને કાઢે અને દરેક રોગ અને દરેક વ્યાધિને સારા કરે. બોલનાર તો તમે નથી પરન્તુ તમારા પિતાનો આત્મા તમારામાં બોલે છે. એમ નહીં સમજતા કે હું પૃથ્વી પર મેળાપ કરાવવા નહીં, પરન્તુ ખડ્ગ ચલાવવાને આવ્યો છું. હું મનુષ્યોને તેના પિતાથી અને બેટીને તેની માથી અને વહુને તેની સાસુથી અલગ કરવાને આવ્યો છું. મનુષ્યના ઘરના જ લોકો તેના વૈરી થશે. ॥ -આ૦ ૩૪, ૩૫, ૩૬. ઈ૦ મ૦ પર્વ. ૧૦. આ૦ ૧૩ ।

**સમીક્ષક** - આ તે જ શિષ્ય છે કે જેમાંથી એક ૩૦ ત્રીસ રૂપિયાના લોભ ઉપર ઈસાને પકડાવશે અને બીજા બદલાઈને અલગ અલગ નાસી જશે. ભલા, એ વાતો જ્યારે વિદ્યાથી જ વિરુદ્ધ છે કે ભૂતોનું આવવું અને કાઢવું, ઔષધિ કે પથ્ય વિના વ્યાધિઓનું છૂટવું, સૃષ્ટિક્રમથી અસમ્ભવ છે. એટલા માટે એવી એવી વાતોને માનવી એ અજ્ઞાનીઓનું કામ છે. જો જીવ બોલનાર નથી, ઈશ્વર બોલનાર છે, તો જીવ શું કામ કરે છે ? અને સત્ય કે મિથ્યાભાષણનું ફળ સુખ કે દુઃખને ઈશ્વર જ ભોગવતો હશે, એ પણ એક મિથ્યા વાત છે. અને જેમ ઈસુ ફૂટ કરાવવાને અને લડાવવાને આવ્યો હતો, તે જ કલહ આજકાલ લોકોમાં ચાલી રહ્યો છે. એ કેટલી બધી ખરાબ વાત છે, કે ફૂટ કરાવવાથી સર્વથા મનુષ્યોને દુઃખ થાય છે, અને ઈસાઈયોએ એને જ ગુરુમન્ત્ર સમજી લીધો હશે, કેમકે એક બીજાની ફૂટ ઈસુ જ સારી માનતો હતો, તો એ કેમ નહીં માનતા હોય ? એ ઈસાનું જ કામ હશે કે ઘરના લોકોને ઘરના લોકોનાં શત્રુ બનાવવાં. શ્રેષ્ઠ પુરુષનું એ કામ નથી. । ૭૪ ॥

૭૫. - ત્યારે ઈશુએ તેમને કહ્યું, તમારી પાસે કેટલી રોટલીઓ છે ? તેણે કહ્યું સાત અને (થોડીક) નાની માછલીઓ. ત્યારે તેણે તે લોકોને ભૂમિ પર બેસવાની આજ્ઞા આપી. ત્યારે તે સાત રોટલીઓને અને માછલીઓને ધન્ય માનીને તોડી અને પોતાના શિષ્યોને આપી. અને શિષ્યોએ લોકોને આપી. તે સર્વ ખાઈને તૃપ્ત થયા અને જે ટૂકડા શેષ રહ્યા, તેના સાત ટોપલા ભરેલા ઉઠાવ્યા. જેણે ખાધું તે સ્ત્રીઓ અને બાળકોને છોડી ચાર સહસ્ર પુરુષો હતા. ॥ -ઈ૦ મ૦ પર્વ૦ ૧૫. આ૦ ૩૪ થી ૩૮ ॥

**સમીક્ષક** - હવે જુઓ ! શું આ આજકાલના જૂઠા સિદ્ધો અને ઈન્દ્રજાળી આદિના સમાન છળની વાતો નથી ? પેલી રોટલીઓમાં બીજી રોટલીઓ ક્યાંથી આવી ગઈ ? જો ઈસામાં એવી સિદ્ધિઓ હતી તો પોતે ભૂખ્યો થયેલો ગુલરનાં ફળ ખાવાને કેમ ભટક્યા કરતો ? પોતાને માટે માટી, પાણી અને પથ્થર

આદિથી મોહન ભોગ, રોટલીઓ કેમ ન બનાવી લીધી ? એ સર્વ વાતો બાળકોના ખેલપણાની છે. જેમ કેટલાક સાધુ વૈરાગી એવી છળની વાતો કરી ભોળા મનુષ્યોને ઠગે છે, તેમ એ પણ છે. ॥ ૭૫ ॥

૭૬. - અને ત્યારે તે દરેક મનુષ્યને તેનાં કાર્યાનુસાર ફળ આપશે. ॥ -ઈ૦ મ૦ પર્વ. ૧૬. આ૦ ૨૭ ॥

**સમીક્ષક** - જ્યારે કર્માનુસાર ફળ આપવામાં આવશે, તો ઈસાઈયોનાં પાપ ક્ષમા થવાનો ઉપદેશ કરવો વ્યર્થ છે અને તે સત્ય હોય, તો આ જૂઠું છે. જો કોઈ કહે કે ક્ષમા કરવા યોગ્ય ક્ષમા કરવામાં આવે છે, અને ક્ષમા ન કરવા યોગ્ય ક્ષમા કરવામાં આવતાં નથી, તો એ પણ ઠીક નથી. કેમકે બધાં કર્મોનાં ફળ યથાયોગ્ય આપવાથી જ ન્યાય અને પૂરી દયા થાય છે. । ૭૬ ।

૭૭. - હે અવિશ્વાસી અને હઠીલા લોકો ! હું તમને સત્ય કહું છું કે જો તમને રાઈના એક દાણા જેટલો વિશ્વાસ હોય, તો તમે આ પહાડને જો કહેશો કે અહીંથી ત્યાં ચાલ્યો જા, તો તે ચાલ્યો જશે, અને તમને કોઈ કામ અસાધ્ય થશે નહીં. ॥ -ઈ. મ. પર્વ. ૧૭. આ. ૧૭, ૨૦ ॥

**સમીક્ષક** - અત્યારે જે ઈસાઈયો ઉપદેશ કરતા ફરે છે કે "આવો અમારા મતમાં, પાપ ક્ષમા કરાવો, મુક્તિ પામો" આદિ, તે બધી જૂઠી વાતો છે, કેમકે જો ઈસામાં પાપ છોડાવવાનું, વિશ્વાસ જમાવવાનું અને પવિત્ર કરવાનું સામર્થ્ય હોત, તો પોતાના શિષ્યોના આત્માઓને નિષ્પાપ, વિશ્વાસી અને પવિત્ર કેમ ન કરી દેત ? જે તે ઈસાની સાથે સાથે ઘૂમતા હતા જ્યારે તેમને શુદ્ધ, વિશ્વાસી અને તેનું કલ્યાણ ન કરી શક્યો, ત્યારે તો તે મરવા પછી, ન જાણે ક્યાં છે ? આ સમયે કોઈને પવિત્ર કરી શકશે નહીં. જ્યારે ઈસાના ચેલા રાઈ ભર વિશ્વાસથી રહિત હતા અને તેણે એ ઈંજીલ પુસ્તક બનાવ્યું છે, ત્યારે એનું પ્રમાણ થઈ શકતું નથી. કેમકે જે અવિશ્વાસી, અપવિત્રાત્મા, અધર્મી મનુષ્યોના લેખ હોય છે તે ઉપર વિશ્વાસ કરવો, એ કલ્યાણની ઈચ્છા કરનાર મનુષ્યોનું કામ નથી. અને એથી એ પણ સિદ્ધ થઈ શકે છે કે જો ઈસાનું વચન સાચું છે, તો કોઈ ઈસાઈમાં એક રાઈના દાણા જેટલો વિશ્વાસ અર્થાત્ ઈમાન નથી. જો કોઈ કહે કે અમારામાં પૂરો કે થોડો વિશ્વાસ છે, તો તેને કહેવું કે આપ આ પહાડને માર્ગમાંથી હઠાવી દો; જો તેના હઠાવવાથી હઠી જાય તો પણ પૂરો વિશ્વાસ નહીં, કિન્તુ એક રાઈના દાણા બરાબર છે અને જો ન હઠાવી શકે, તો સમજો કે એક છાંટો પણ વિશ્વાસ (ઈમાન) અર્થાત્ ધર્મનો, ઈસાઈયોમાં નથી. જો કોઈ કહે કે અહીં અભિમાન આદિ દોષોનું નામ પહાડ છે, તો પણ ઠીક નથી, કેમકે જો એમ હોય તો મુડદાં, આંધળાં, કોઢિયાં, ભૂતગ્રસ્તોને સારા કર્યા એ કહેવું પણ ઠીક નથી; બલ્કે આળસું, અજ્ઞાની, વિષયી અને ભ્રાન્તોને બોધ કરીને સચેત, કુશળ કર્યા હશે. પણ એમ માનવું પણ ઠીક નથી, કેમકે જો એમ હોત, તો સ્વશિષ્યોને એવા કેમ ન કરી શકત ? અટલા માટે અસમ્ભવ વાત કહેવી એ ઈસાની અજ્ઞાનતાનો પ્રકાશ કરે છે. ભલા, ઈસામાં જો કાંઈ પણ વિદ્યા હોત, તો આવી અંધાધુંધ જંગલીપણાની વાતો કેમ કહી દેત ? તેમ છતાં - **यत्र देशे द्रुमो नास्ति तत्रैरण्डोऽपि द्रुमायते** । જે દેશમાં કોઈ પણ વૃક્ષ ન હોય, તો તે દેશમાં એરણ્ડાનું વૃક્ષ જ સર્વથી મોટું અને સારું ગણાય છે, તેમ મહાજંગલી અવિદ્વાનોના દેશમાં ઈસાનું થવું પણ ઠીક હતું. પણ આજકાલ ઈસાની શું ગણના થઈ શકે છે ? ॥ ૭૭ ॥

૭૮. - હું તમને સાચું કહું છું જો તમે મન નહીં ફેરવો અને બાળકોની સમાન નહીં થઈ જાઓ, તો સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ કરવા પામશો નહીં. । -ઈ૦ મ૦ પર્વ. ૧૮. આ૦ ૩ ॥

**સમીક્ષક** - જ્યારે પોતાની ઈચ્છાથી મનને ફેરવવું સ્વર્ગનું કારણ અને ન ફેરવવું નરકનું કારણ

છે, તો કોઈ-કોઈનું પાપ-પુણ્ય કદી પણ લઈ શકતું નથી, એમ સિદ્ધ થાય છે. અને બાળક સમાન હોવાના લેખથી એમ વિદિત થાય છે કે ઈસુની વાતો વિદ્યા અને સૃષ્ટિક્રમથી બહુ જ વિરુદ્ધ હતી અને એ પણ તેના મનમાં હતું કે લોકો મારી વાતોને બાળકની સમાન માની લે, પૂછે-તાછે કાંઈ પણ નહીં, આંખ મીંચીને માની લે. ઘણા ઈસાઈઓની બાળબુદ્ધિ જેવી ચેષ્ટા છે, નહીં તો આવી યુક્તિ અને વિદ્યાથી વિરુદ્ધ વાતો કેમ માનત ? અને એ પણ સિદ્ધ થયું કે જો ઈસુ પોતે વિદ્યાહીન બાળબુદ્ધિ ન હોત, તો અન્યને બાળ જેવા બનવાનો ઉપદેશ કેમ કરત ? કેમકે જે જેવો હોય છે તે અન્યને પણ પોતાના જેવા બનાવવા ઇચ્છે છે. । ૭૮ ॥

૭૯. - હું તમને સાચું કહું છું. ધનવાનોને સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ કરવો કઠિન થશે. ફરીને પણ હું તમને કહું છું કે ઈશ્વરનાં રાજ્યમાં ધનવાનનો પ્રવેશ કરવા કરતાં ઊંટનું સોયના નાકામાંથી જવું સહજ છે. ॥ -ઈ૦ મ૦ પર્વ. ૧૯. આ૦ ૨૩, ૨૪ ।

**સમીક્ષક** - એથી એ સિદ્ધ થાય છે કે ઈસુ દરિદ્ર હતો. ધનવાન લોકો તેની પ્રતિષ્ઠા નહીં કરતા હોય, એટલા માટે આ લખ્યું હશે. પરન્તુ એ વાત સત્ય નથી. કેમકે ધનાઢ્યો અને દરિદ્રોમાં સારા ખરાબ હોય છે, જે કોઈ સારું કામ કરે; તે સારું અને ખરાબ કરે તે ખરાબ ફળ પામે છે. અને એથી એ પણ સિદ્ધ થાય છે કે ઈસુ ઈશ્વરનું રાજ્ય કોઈ એક દેશમાં માનતો હતો, બધે નહીં. જ્યારે એમ છે, તો તે ઈશ્વર જ નથી. જે ઈશ્વર છે તેનું રાજ્ય બધે છે, પછી તેમાં પ્રવેશ કરશે કે નહીં કરે એ કહેવું એ કેવળ અવિદ્યાની વાત છે. અને એથી એ પણ આવ્યું કે જેટલા ઈસાઈ ધનાઢ્ય છે, શું તે સર્વ નરકમાં જ જશે ? અને બધા દરિદ્રો સ્વર્ગમાં જશે ? ભલા, જરાક સરખો વિચાર તો ઈસામસીહ કરત કે જેટલી સામગ્રી ધનાઢ્યો પાસે હોય છે તેટલી દરિદ્રોની પાસે હોતી નથી. જો ધનાઢ્યો વિવેકથી ધર્મમાર્ગમાં વ્યય કરે, તો દરિદ્ર નીચ ગતિમાં પડ્યા રહે અને ધનાઢ્ય ઉત્તમ ગતિને પ્રાપ્ત થઈ શકે છે. । ૭૯ ॥

૮૦. - ઈસુએ તેને કહ્યું, હું તમને સાચું કહું છું કે નવી સૃષ્ટિમાં જ્યારે મનુષ્યનો પુત્ર પોતાના ઐશ્વર્યના સિંહાસન ઉપર બેસશે, ત્યારે તમે પણ જે મારી પાછળ આવી રહ્યા છો, બાર સિંહાસનો પર બેસીને ઈસરાયેલના બાર કુલોનો ન્યાય કરશો. જે કોઈએ મારા નામને માટે ઘરો કે ભાઈઓ કે બહેનો કે પિતા કે માતા કે સ્ત્રી કે બાળકો કે ભૂમિને ત્યાગી છે, તે સો ગણું પામશે અને અનન્ત જીવનનો અધિકારી થશે. ॥ -ઈ૦ મ૦ પર્વ. ૧૯. આ૦ ૨૮, ૨૯ ॥

**સમીક્ષક** - હવે જુઓ ! ઈસાની અન્દરની લીલા કે મારી જાળમાંથી મુઆ પછી પણ લોકો ન નીકળી જાય. અને જેણે ૩૦ ત્રીસ રૂપિયાના લોભથી પોતાના ગુરુને પકડી મરાવ્યો, તેવા પાપી પણ તેની પાસે સિંહાસન ઉપર બેસશે. અને ઈસરાયેલના કુલનો પક્ષપાતથી ન્યાય જ કરવામાં આવશે નહીં, કિન્તુ તેમના સર્વ ગુના માફ અને અન્ય કુલોનો ન્યાય કરશે. અનુમાન થાય છે કે આથી જ ઈસાઈ લોકો ઈસાઈઓનો ઘણો જ પક્ષપાત કરી કોઈ ગોરાએ કાળાને મારી નાખ્યો હોય, તો પણ ઘણું કરીને પક્ષપાતથી નિરપરાધી કરીને છોડી દે છે. આવો જ ઈસાના સ્વર્ગનો પણ ન્યાય હશે. અને એથી મહાદોષ આવે છે, કેમકે એક સૃષ્ટિની આદિમાં મરેલો અને એક 'કયામત'ની રાત્રિની લગભગમાં મરેલો; એક તો આદિથી અન્ત પર્યન્ત આશામાં જ પડ્યો રહ્યો કે ક્યારે ન્યાય થશે અને બીજાનો તે જ સમયે ન્યાય થઈ ગયો, એ કેટલો મોટો અન્યાય છે. અને જે નરકમાં જશે તે અનન્ત કાલ પર્યન્ત નરક ભોગવશે અને જે સ્વર્ગમાં જશે

તે સદા સ્વર્ગ ભોગવશે, એ પણ મહા અન્યાય છે. કેમકે અન્તવાળા સાધન અને કર્મોનાં ફળ અંતવાળાં હોવાં જોઈએ. અને સરખાં પાપ-પુણ્ય બે જીવોનાં પણ નથી થઈ શકતાં. એટલા માટે તારતમ્યથી સુખદુઃખવાળાં અનેક સ્વર્ગ અને નરક હોય, ત્યારે સુખ દુઃખ ભોગવી શકે છે. તે ઈસાઈઓનાં પુસ્તકમાં ક્યાંયે વ્યવસ્થા નથી. એટલા માટે આ પુસ્તક ઈશ્વરકૃત કે ઈસા ઈશ્વરનો બેટો કદી પણ થઈ શકતો નથી.

એ મોટા અનર્થની વાત છે કે કોઈપણ વખત કોઈના સો સો મા-બાપ હોઈ શકતા નથી, કિન્તુ એકની એક મા અને એક જ બાપ હોય છે. અનુમાન છે કે મુસલમાનોએ જે એકને ૭૨ સ્ત્રીઓ બહિશ્તમાં મળે છે, એમ લખ્યું છે. (તે આ પુસ્તકમાંથી જ લીધેલું હોવું જોઈએ). ॥ ૮૦ ॥

૮૧. - મળસ્કે જ્યારે તે નગર પાછો જતો હતો ત્યારે તેને ભૂખ લાગી. અને માર્ગમાં એક ગુલરનું વૃક્ષ જોઈને તે તેની પાસે ગયો. પરન્તુ તેમાં બીજું કાંઈ ન મળ્યું. કેવળ પાંદડાં હતાં. અને તેને કહ્યું કે તારામાં ફરી કદી પણ ફળ લાગશે નહીં. એથી ગુલરનું વૃક્ષ તરત સુકાઈ ગયું. ॥ -ઈ૦ મ૦ પર્વ. ૨૧. આ૦ ૧૮, ૧૯।

**સમીક્ષક** - બધા પાદરી લોકો ઈસાઈ કહે છે કે તે મહાશાન્ત, ક્ષમાન્વિત અને ક્રોધાદિ દોષરહિત હતો. પરન્તુ આ વાતને જોવાથી જ્ઞાત થાય છે કે ઈસુ ક્રોધી અને ઋતુના જ્ઞાન રહિત હતો. અને તે જંગલી મનુષ્યપણાના સ્વભાવયુક્ત વર્તતો હતો. ભલા, જે વૃક્ષ જડ પદાર્થ છે, તેનો શો અપરાધ હતો કે તેને શાપ દીધો અને તે સુકાઈ ગયું. એના શાપથી તો સુકાયું નહીં હોય કિન્તુ કોઈ એવી ઔષધી નાખવાથી સુકાઈ ગયું હોય, તો આશ્ચર્ય નથી. ॥ ૮૧ ॥

૮૨. - તે દિવસોએ કલેશની પછી તરત સૂર્ય ઝાંખો થઈ જશે અને ચન્દ્ર પોતાની જ્યોતિ આપશે નહીં. તારા આકાશથી ખરી પડશે અને આકાશની સેના ડગી જશે. ॥ -ઈ૦ મ૦ પર્વ. ૨૪. આ૦ ૨૯॥

**સમીક્ષક** - વાહજી ઈસા ! તારાઓને ખરી પડવાનું આપે કઈ વિદ્યાથી જાણ્યું અને આકાશની સેના કઈ છે ? જે ડગી જશે ? જો ઈસુ થોડીક પણ વિદ્યા ભણત તો અવશ્ય જાણી લેત કે આ તારા બધા ભૂગોળ છે તે કેમ કરીને ખરશે. એથી વિદિત થાય છે કે ઈસુ સુથાર કુળમાં ઉત્પન્ન થયો હતો. સદા લાકડાં ચીરવાં, છોલવાં, કાપવાં અને જોડવાં એ કામ કરતો રહ્યો હશે, જ્યારે તરંગ ઊઠ્યો કે હું પણ આ જંગલી દેશમાં પેગમ્બર થઈ શકીશ, ત્યારે આવી વાતો કરવા લાગ્યો. કેટલીક વાતો તેના મુખથી સારી પણ નીકળી અને ઘણીક નઠારી પણ. ત્યાંના લોકો જંગલી હતા, તે માની બેઠા. જેવો આજકાલ યુરોપ દેશ ઉન્નતિ યુક્ત છે તેવો પૂર્વે હોત, તો તેની સિદ્ધાઈ કાંઈ પણ ચાલત નહીં. સંપ્રતિ કાંઈ વિદ્યા થયા પછી પણ વ્યવહરાના પેચ અને હઠથી આ પોલ મતને ન છોડીને સર્વથા સત્ય વેદમાર્ગની તરફ નથી ઝુકતા, એ જ એમનામાં ન્યૂનતા છે. ॥ ૮૨ ॥

૮૩. - આકાશ અને પૃથ્વી ટળી જશે પરન્તુ મારી વાતો કદી ટળશે નહીં ॥ -ઈ૦ મ૦ પ. ૨૪. આ૦ ૩૫ ।

**સમીક્ષક** - આ પણ વાત અવિદ્યા અને મૂર્ખતાની છે. ભલા, આકાશ ચાલીને ક્યાં જશે ? જ્યારે આકાશ અતિસૂક્ષ્મ હોવાથી નેત્રથી દેખાતું નથી, તો એનું ચાલવું કોઈ જોઈ શકે છે ? અને પોતાના મુખે પોતાની બડાઈ કરવી સારા મનુષ્યોનું કામ નથી. । ૮૩ ॥

૮૪. - ત્યારે તે તેનાથી જે ડાબી બાજુ છે કહેશે કે, હે શ્રાપિત લોકો ! મારી પાસેથી તે અનન્ત આગમાં જાઓ કે જે શેતાન અને તેના દૂતોને માટે તૈયાર કરવામાં આવી છે. ॥ -ઈ૦ મ૦ પર્વ. ૨૫. આ૦ ૪૧ ॥

**સમીક્ષક** - ભલા એ કેટલી મોટી પક્ષપાતની વાત છે જે પોતાના શિષ્ય છે, તેમને સ્વર્ગ અને જે બીજા છે તેમને અનન્ત આગમાં નાખવા. પરન્તુ જ્યારે આકાશ જ રહેશે નહીં, ત્યારે અનન્ત આગ, નરક, બહિશ્ત એ ક્યાં રહેશે ? જો શેતાન અને તેના દૂતોને ઈશ્વર ન બનાવત, તો આટલી નરકની તૈયારી કેમ કરવી પડત ? અને એક શેતાન જ ઈશ્વરના ભયથી ન ડર્યો, તો તે ઈશ્વર જ શું છે. કેમકે તેનો જ દૂત થઈને બળવાખોર થઈ ગયો અને ઈશ્વર તેને પ્રથમ જ પકડીને બન્દીગૃહમાં ન નાખી શક્યો, ન મારી શક્યો પછી તેની ઈશ્વરતા શું ? જેણે ઈસાને પણ ચાલીસ દિવસ દુઃખ દીધું ! ઈસા પણ તેને કાંઈ ન કરી શક્યો, તો ઈશ્વરના બેટા થવું વ્યર્થ થયું. એટલા માટે ઈસુ ઈશ્વરનો ન બેટો, અને ન તો બાઈબલનો ઈશ્વર, ઈશ્વર થઈ શકે છે. । ૮૪ ॥

૮૫. - ત્યારે બાર શિષ્યોમાંથી એક યહુદાહ, ઈસકરિયોતી નામનો એક શિષ્ય પ્રધાન યાજકોની પાસે ગયો. અને કહ્યું જો હું ઈસુને આપ લોકોને હાથે પકડાવું તો આપ લોકો મને શું આપશો ? તેમણે તેને ત્રીસ રૂપિયા આપવા ઠરાવ્યા ॥ -ઈ૦ મ૦ પર્વ. ૨૬. આ૦ ૧૪, ૧૫ ॥

**સમીક્ષક** - હવે જુઓ ! ઈસાની બધી કરામત અને ઈશ્વરતા અહીં ઉઘડી ગઈ. કેમકે જે તેનો પ્રધાન શિષ્ય હતો તે પણ તેના સાક્ષાત્ સંગથી પવિત્રાત્મા ન થયો તો બીજાઓને તે મર્યા પછી પવિત્રાત્મા શું કરી શકશે ?

અને તેના વિશ્વાસી લોકો તેના ભરોસામાં કેટલા ઠગાતા જાય છે. કેમકે જેણે સાક્ષાત્ સમ્બન્ધમાં શિષ્યનું કાંઈ પણ કલ્યાણ ન કર્યું, તે મર્યા પછી કોઈનું કલ્યાણ શું કરી શકશે ? । ૮૫ ॥

૮૬. - જ્યારે તેઓ ખાતા હતા ત્યારે ઈસુએ રોટલી લઈને ધન્યવાદ કર્યો અને તેને તોડીને શિષ્યોને આપી અને કહ્યું લો, ખાઓ, આ મારો દેહ છે. અને તેણે કટોરો લઈને ધન્યવાદ માન્યો અને તેમને આપીને કહ્યું તમે સર્વ એને પીઓ. કેમકે એ મારું લોહી અર્થાત્ નવા નિયમનું લોહી છે. ॥ -ઈ૦ મ૦ પર્વ. ૨૬. આ૦ ૨૬, ૨૭, ૨૮ ॥

**સમીક્ષક** - ભલા આ આવી વાત કોઈ પણ સભ્ય કરે ? સિવાય અવિદ્વાન, જંગલી મનુષ્યની. શિષ્યોને ખાવાની વસ્તુને પોતાના માંસ અને પીવાની વસ્તુઓને લોહી કહી શકે નહીં.

અને એ જ વાતને આજ કાલના ઈસાઈ લોકો પ્રભુભોજન કહે છે. અર્થાત્ ખાવા પીવાની ચીજમાં ઈસાનું માંસ અને લોહીની ભાવના કરીને ખાય પીએ છે, એ કેટલી બૂરી વાત છે. જેમણે પોતાનાં ગુરુનાં માંસ લોહીને પણ ખાવા પીવાની ભાવનાથી ન છોડ્યું તો અન્યને કેમ છોડી શકે છે ? ॥ ૮૬ ॥

૮૭. - અને તે પિતાને અને જબદીના બે પુત્રોને પોતાની સાથે લઈ ગયો અને શોક કરવા અને મહાઉદાસ થવા લાગ્યો. ત્યારે તેણે તેને કહ્યું કે મારું મન એટલા સુધી અતિ ઉદાસ છે કે હું મરવા પર છું. અને થોડો આગળ ગયો કે તે મોંઢાના બળે પડ્યો અને પ્રાર્થના કરી કે હે મારા પિતા ! જો બની શકે તો આ કટોરો મારી પાસેથી ટળી જાય. ॥ -ઈ૦ મ૦ પર્વ. ૩૬. આ૦ ૩૭, ૩૮, ૩૯ ॥

**સમીક્ષક** - જુઓ ! જો તે કેવળ મનુષ્ય ન હોત, પણ ઈશ્વરનો બેટો અને ત્રિકાળદર્શી અને વિદ્વાન્ હોત, તો આવી અયોગ્ય ચેષ્ટા ન કરત. એથી સ્પષ્ટ વિદિત થાય છે કે એ ઈસાએ અથવા તેના ચેલાઓએ જૂઠમૂઠ પ્રપંચ બનાવ્યો છે કે તે ઈશ્વરનો બેટો ભૂત ભવિષ્યતનો વેત્તા અને પાપ ક્ષમાનો કર્તા છે. એથી સમજવું જોઈએ કે એ કેવળ સાધારણ સીધો સાચો અવિદ્વાન હતો; ન તો વિદ્વાન, ન તો યોગી, ન તો સિદ્ધ હતો. ॥ ૮૭ ॥

૮૮. - તે બોલતો જ હતો કે જુઓ યહૂદાહ જે બાર શિષ્યોમાંથી એક હતો, તે આવી પહોંચ્યો. અને લોકોના પ્રધાન યાજકો અને પ્રાચીનો તરફથી બહુ લોકો ખડ્ગ અને લાકડીઓ લઈને તેની સાથે, ઈસુના પકડાવનારે તેમને એ પત્તો આપ્યો હતો, જેને હું ચૂમી લઉં તેને પકડો. અને તે તરત ઈસુ પાસે આવી બોલ્યો; હે ગુરુ ! પ્રણામ અને તેને ચૂમ્યો. ત્યારે તેમણે ઈસુ પર હાથ નાખીને તેને પકડ્યો. ત્યારે સર્વ શિષ્યો તેને છોડીને નાઠા. અન્તમાં બે જૂઠા સાક્ષી આવી બોલ્યા, એણે કહ્યું કે હું ઈશ્વરનું મન્દિર પાડી શકું છું. તેને ત્રણ દિવસમાં પાછું બનાવી શકું છું. ત્યારે મહાયાજકે ઊભા થઈ ઈસુને કહ્યું કેમ તું કાંઈ ઉત્તર નથી આપતો. આ લોકો તારી વિરુદ્ધ શી સાક્ષી આપે છે ? પરન્તુ ઈસુ ચુપ રહ્યો. એ પર મહાયાજકે તેને કહ્યું હું તને જીવતા ઈશ્વરની કિરિયા દઉં છું. અમને કહે તું ઈશ્વરનો પુત્ર ખ્રિસ્ત છે કે નહીં ? ઈસુએ તેને કહ્યું તું તો કહી ચુક્યો. ત્યારે મહાયાજકે પોતાનું વસ્ત્ર ફાડીને કહ્યું આ ઈશ્વરની નિન્દા કરી ચૂક્યો છે. હવે અમને સાક્ષીઓનું બીજું શું પ્રયોજન ? જુઓ ! તમે હમણાં એના મુખથી ઈશ્વરની નિન્દા સાંભળી છે. હવે શો વિચાર કરો છો ? ત્યારે તેમણે ઉત્તર આપ્યો. એ વધને યોગ્ય છે. ત્યારે તેમણે તેના મુખ ઉપર થૂંક્યું અને તેને મુક્કા માર્યા. બીજાઓએ તમાચા મારીને કહ્યું હે ખ્રિસ્ત ! અમારી સાથે ભવિષ્યત્ વાણી બોલ કોણે તને માર્યો ? પિતર બહાર આંગણામાં બેઠો હતો અને એક દાસી તેની પાસે આવીને બોલી, તું પણ ઈસુ ગાલીલીના સાથે હતો. તેણે સર્વની સમક્ષ ફરી જઈને કહ્યું હું નથી જાણતો તું શું કહે છે ? જ્યારે તે બહાર ડયોઢીમાં ગયો, તો બીજી દાસીએ તેને જોઈને જે લોકો ત્યાં હતા, તેમને કહ્યું આ પણ ઈસુ નાસરીની સાથે હતો.

તેણે કિરિયા ખાઈને ફરી જઈને કહ્યું કે તે મનુષ્યને નથી જાણતો. ત્યારે તે ધિક્કાર આપવા અને કિરિયા ખાવા લાગ્યો કે હું તે મનુષ્યને નથી જાણતો. ॥ -ઈ૦ મ૦ પર્વ. ૨૬. આ૦ ૪૭ થી ૫૦, ૬૧, થી ૭૨, ૭૪ ॥

**સમીક્ષક** - હવે જોઈ લો કે જેનું એટલું પણ સામર્થ્ય કે પ્રતાપ ન હતો કે પોતાના ચેલાને દૃઢ વિશ્વાસ કરાવી શકે અને તે ચેલા ચાહે પ્રાણ કેમ ન જાય તો પણ પોતાના ગુરુને લોભથી ન પકડાવત, ન ફરી જાત, ન મિથ્યાભાષણ કરત, ન જૂઠી કિરિયા ખાત. અને ઈસુ પણ કાંઈ કરામતી ન હતો, જેમ તૌરેતમાં લખ્યું છે કે - લૂતના ઘર પર પાહુનોને ઘણાઓ મારવાને ચઢી આવ્યા હતા. ત્યાં ઈશ્વરના બે દૂત હતા. તેમણે તેમને આંધળા કરી દીધા. જો કે તે પણ વાત અસમ્ભવ છે, છતાં ઈસામાં તો એટલું પણ સામર્થ્ય ન હતું. અને આજકાલ કેટલા ભડવા તેના નામ પર ઈસાઈઓએ વધારી રાખ્યા છે. ભલા એવી દુર્દશાથી મરવા કરતાં પોતે સ્વયં ઘાત કરી કે સમાધિ ચઢાવી અથવા કોઈ પ્રકારથી પ્રાણ છોડત, તો સારું હતું. પરન્તુ તે બુદ્ધિ વિના ક્યાંથી ઉપસ્થિત થાય. ॥ ૮૮ ॥ તે ઈસુ એ પણ કહે છે કે :-

૮૯. - હું હમણાં મારા પિતાને વિનંતી નથી કરતો અને તે મારી પાસે સ્વર્ગ દૂતોની બાર સેનાઓથી અધિક નહીં પહોંચાડશે ? ॥ -ઈ૦ મ૦ પર્વ. ૨૬. આ૦ ૫૩ ॥

**સમીક્ષક** - ધમકાવતો પણ જતો અને પોતાની તથા પોતાના પિતાની બડાઈ પણ કરતો જતો હતો. પણ કાંઈ કરી શકતો ન હતો. જુઓ આશ્ચર્યની વાત ! જ્યારે મહાયાજકે પૂછ્યું હતું કે આ લોકો તારી વિરુદ્ધ સાક્ષી આપે છે. તેનો ઉત્તર આપ, ત્યારે તો ઈસા ચૂપ રહ્યો. એ પણ ઈસાએ સારું ન કર્યું, કેમકે જે સાચું હતું તે ત્યાં અવશ્ય કહી દેત, તો સારું હતું. એવી ઘણી પોતાના ઘમંડની વાતો કરવી ઉચિત ન હતી. અને જેમણે ઈસા ઉપર જૂઠો દોષ લગાડીને માર્યો તેને પણ ઉચિત ન હતું. કેમકે ઈસાનો તેવા પ્રકારનો અપરાધ ન હતો, કે જેમ તેના વિષયમાં તેમણે કર્યું. પરન્તુ તેઓ પણ જંગલી તો હતા, ન્યાયની

વાતોને શું સમજે ?

જો ઈસા જૂઠ-મૂઠ ઈશ્વરનો બેટો ન બનત અને તેઓ તેની સાથે આવી બુરાઈથી ન વર્તત, તો બન્નેને માટે ઉત્તમ કામ હતું. પરન્તુ એટલી વિદ્યા, ધર્માત્મા અને ન્યાયશીલતા ક્યાંથી લાવે ? ॥ ૮૯ ॥

૯૦. - ઈસુ અધ્યક્ષ આગળ ઊભો થયો અને અધ્યક્ષે તેને પૂછ્યું, શું તું યહૂદીઓનો રાજા છે ? ઈસુએ તેને કહ્યું, આપ પોતે જ તો કહો છો. જ્યારે પ્રધાન યાજક અને પ્રાચીન લોકો તેના ઉપર દોષ લગાડતા હતા, ત્યારે તેણે કાંઈ ઉત્તર દીધો નહીં. ત્યારે પિલાતે તેને કહ્યું, શું તું નથી સાંભળતો કે એ લોકો તારા વિરુદ્ધ કેટલી સાક્ષી આપે છે. પરન્તુ તેણે એક વાતનો પણ ઉત્તર આપ્યો નહીં. તે એટલે સુધી કે અધ્યક્ષે ઘણો અચમ્બો કર્યો. પિલાતે તેને કહ્યું, તો હું ઈસુ કે જે ખ્રિસ્ત કહેવડાવે છે તેને શું કરું ? સર્વેએ તેને કહ્યું તે ક્રોસ પર ચઢાવવામાં આવે અને ઈસુને કોરડા મારીને ક્રોસ પર ચઢાવવાને સોંપી દીધો. ત્યારે અધ્યક્ષના યોદ્ધાઓ એ ઈસુને ભુવનમાં લઈ જઈને બધી પલટન તેની પાસે એકઠી કરી અને તેમણે તેના વસ્ત્ર ઉતારીને તેને લાલ વાઘો પહેરાવ્યો અને કાંટાનો મુકુટ ગૂંથીને તેના શિર પર મૂક્યો અને તેના જમણા હાથ પર નર્કટ આપ્યું. અને તેની આગળ ઘુંટણ ટેકીને આમ કહીને તેની સાથે ઠઠ્ઠો કર્યો હે યહૂદીઓના રાજા ! પ્રણામ. અને તેઓ તેના પર થૂક્યાં અને તે નર્કટને લઈને તેના શિર પર માર્યું.

જ્યારે તેઓ તેની સાથે ઠઠ્ઠા મશ્કરી કરી ચૂક્યા ત્યારે તેનો વાઘો ઉતારીને કાળું વસ્ત્ર પહેરાવીને તેને ક્રોસ પર ચઢાવવાને લઈ ગયા. જ્યારે તે એક સ્થાન પર, જે ગલગથા હતું અર્થાત્ ખોપરીનું સ્થાન કહેવાય છે, ત્યાં પહોંચ્યા. ત્યારે તેમણે સરકામાં પિત્ત મેળવીને તેને પીવા આપ્યું, પરંતુ તેણે ચીખીને પીવા ન ચાહ્યું.

ત્યારે તેમણે તેને ક્રોસ પર ચઢાવ્યો. અને તેમણે તેનું દોષ પત્ર તેનાં માથા પર લગાવ્યું. ત્યારે બે ડાકૂને, એક જમણી બાજુએ અને બીજો ડાબી બાજુએ તેની સંગે ક્રોસ પર ચઢાવવામાં આવ્યા.

જે લોકો ત્યાંથી આવતા જતા હતા, તેમણે પોતાનું શિર હલાવીને અને એમ કહીને તેની નિન્દા કરી. હે મંદિરના પાડનારા પોતાનો બચાવ કર. જો તું ઈશ્વરનો પુત્ર છે, તો ક્રોસ પરથી ઉતરી આવ.

એવી જ રીતે પ્રધાન યાજકોએ તથા અધ્યાપકો અને પ્રાચીનોના સંગીઓએ મશ્કરી કરીને કહ્યું. એણે બીજાઓને બચાવ્યા, તે પોતાને બચાવી શકતો નથી. જો તે ઈસરાયેલનો રાજા છે, તો ક્રોસ પરથી હવે ઉતરી આવે અને અમે તેનો વિશ્વાસ કરીશું. તે ઈશ્વર ઉપર ભરોસો રાખે છે, જો ઈશ્વર તેને ચાહે છે તો તેને હવે બચાવે, કેમકે તેણે કહ્યું હું ઈશ્વરનો પુત્ર છું. જે ડાકૂઓ તેની સાથે ચઢાવવામાં આવ્યા હતા તેમણે પણ એ જ રીતે તેની નિન્દા કરી.

બીજા પ્રહરથી ત્રીજા પ્રહર સુધી સારા દેશમાં અન્ધકાર થઈ ગયો. ત્રીજા પ્રહરની નિકટમાં ઈસુએ મોટા શબ્દથી પોકારીને કહ્યું, "એલી"!"એલી ! લામા સબક્તની" અર્થાત્ હે મારા ઈશ્વર ! હે મારા ઈશ્વર ! તેં મને કેમ ત્યાગ્યો છે. જે લોકો ત્યાં ઊભા હતા, તેમાંથી કેટલાકેએ એ સાંભળીને કહ્યું, 'તે એલિયાહને બોલાવે છે.' તેમાંથી એકે તુરત દોડીને સ્પંજ લઈને સરકામાં ભીંજવ્યું અને નળ પર રાખીને તેને પીવા આપ્યું. ત્યારે ઈસુએ ફરીને મોટા શબ્દથી પોકારીને પ્રાણ ત્યાગ્યો. ॥ ઈ૦ મ૦ પર્વ. ૨૭. આ૦ ૧૧ થી ૧૪, ૨૬, ૨૨ થી ૨૪, ૨૬ થી ૩૧, ૩૩, ૩૪, ૩૭ થી ૫૦ ॥

**સમીક્ષક** – બધી રીતે ઈસુની સાથે તે દુષ્ટોએ ખરાબ કામ કર્યું. પરન્તુ ઈસુનો પણ દોષ છે. કેમકે

ઈશ્વરનો ન તો કોઈ પુત્ર અને ન તો તે કોઈનો બાપ છે. કેમકે જો તે કોઈનો બાપ થાય, તો કોઈનો સસરો, સાળો સમ્બન્ધી આદિ પણ થાય. અને જ્યારે અધ્યક્ષે પૂછ્યું હતું ત્યારે જેવું સાચું હતું, તેવો ઉત્તર આપવો હતો. અને એ ઠીક છે કે જે જે આશ્ચર્ય કર્મ પ્રથમ કરેલાં તે સત્ય હોત, તો હજી પણ કોસ પરથી ઉતરીને સર્વને પોતાના શિષ્ય બનાવી લેત અને જો તે ઈશ્વરનો પુત્ર હોત તો ઈશ્વર પણ તેને બચાવી લેત. જો તે ત્રિકાળદર્શી હોત, તો સરકામાં પિત્ત મળેલું ચીખીને કેમ છોડત. તે પહેલેથી જ જાણતો હતો, અને જો તે કરામાતી હોત,તો પોકારી પોકારીને પ્રાણ કેમ ત્યાગત ? એથી જાણવું જોઈએ કે ચાહે કોઈ કેટલી પણ ચતુરાઈ કરે, પરન્તુ અન્તમાં સાચું તે સાચું અને જૂઠું તે જૂઠું થઈ જાય છે. એથી એ પણ સિદ્ધ થયું કે ઈસુ એક તે સમયના જંગલી મનુષ્યોમાં કાંઈક સારો હતો. ન તે કરામતી, ન ઈશ્વરનો પુત્ર અને ન વિદ્વાન હતો. કેમકે જો એમ હોત, તો તે આવું દુઃખ કેમ ભોગવત ? । ૯૦ ॥

૯૧.- અને જુઓ ! મહા ધરતીકંપ થયો કે પરમેશ્વરનો એક દૂત ઉતર્યો અને આવીને કબરના દ્વાર પરથી પથ્થર ખસેડીને તેના પર બેઠો. તે અહીં નથી, જેવું તેણે કહ્યું તેવો જીવતો ઊઠ્યો છે. જ્યારે તે તેના શિષ્યોને સંદેશો આપવા જતી હતી. જુઓ ! ત્યારે ઈસુ તેમને આવી મળ્યો, અને કહ્યું કલ્યાણ થાઓ અને તેઓએ નિકટ આવીને, તેના પગ પકડીને તેને પ્રણામ કર્યા. ત્યારે ઈસુએ કહ્યું ડરો નહીં, જઈને મારા ભાઈઓને કહી દો, કે તે ગાલીલ જાય અને ત્યાં તે મને જોશે. અગિયાર શિષ્ય ગાલીલમાં તે પર્વત ઉપર ગયા, જે ઈસુએ તેમને બતાવ્યો હતો. અને તેમણે તેને જોઈને તેને પ્રણામ કર્યા પણ કેટલાકોને સન્દેહ થયો. ઈસુએ તેમની પાસે આવીને તેમને કહ્યું, સ્વર્ગમાં અને પૃથ્વી પર બધો અધિકાર મને આપવામાં આવ્યો છે અને જુઓ હું જગતના અન્ત સુધી બધા દિવસ તમારી સાથે છું. ॥ -ઈ૦ મ૦ પર્વ. ૨૮. આ૦ ૨, ૬, ૯, ૧૦, ૧૬ થી ૨૦ ॥

**સમીક્ષક** - આ વાત પણ માનવા યોગ્ય નથી, કેમકે સૃષ્ટિક્રમ અને વિદ્યાવિરુદ્ધ છે. પ્રથમ ઈશ્વરની પાસે દૂતોનું હોવું, તેમને જ્યાં ત્યાં મોકલવા, ઉપરથી ઉતરવું, શું તહસીલદારી, કે કલેક્ટરીની સમાન ઈશ્વરને બનાવી દીધો ? શું તે જ શરીરથી સ્વર્ગે ગયો અને જીવતો ઊઠ્યો ? કેમકે પેલી સ્ત્રીઓએ તેનો પગ પકડીને પ્રણામ કર્યા, તો શું તે જ શરીર હતું ? અને તે ત્રણ દિવસ સુધી સડી કેમ ન ગયો ?

અને પોતાના મુખથી બધાના અધિકારી બનવું એ કેવળ દમ્ભની વાત છે. શિષ્યોને મળવું અને તેની સાથે બધી વાતો કરવી અસમ્ભવ છે. કેમકે જો એ વાત સાચી હોય, તો આજકાલ પણ કોઈ કેમ નથી જીવી ઊઠતું ? અને તે જ શરીર સાથે સ્વર્ગે કેમ નથી જતું ?

આ મત્તીરચિત ઈંજીલનો વિષય થઈ ચૂક્યો. હવે માર્ક રચિત ઈંજીલના વિષયમાં લખવામાં આવે છે. ॥ ૯૧ ॥

## માર્ક રચિત ઈંજીલ

૯૨.- આ શું બઢઈ (સુથાર) નથી ? । ઈ૦ મા૦ પર્વ. ૬. આ૦ ૩ ॥

**સમીક્ષક** - વાસ્તવમાં યૂસુફ સુથાર હતો, તેથી ઈસુ પણ સુથાર હતો. કેટલાંક વર્ષો સુધી સુથારનું કામ કરતો હતો. પછી પેગમ્બર બનતો બનતો ઈશ્વરનો બેટો જ બની ગયો. અને જંગલી લોકોએ બનાવી લીધો, ત્યારે ભારે કારીગરી ચલાવી. કાટકુટ, ફુટફાટ કરવી તેનું કામ છે. ॥ ૯૨ ।

## લૂક રચિત ઈંજીલ

૯૩. - ઈસુએ તેને કહ્યું, તું મને ઉત્તમ કેમ કહે છે, કોઈ ઉત્તમ નથી, માત્ર એક અર્થાત્ ઈશ્વર ॥ (ઇં.)લુ૦ પર્વ. ૧૮. આ૦ ૧૯ ॥

**સમીક્ષક** - જ્યારે ઈસુ જ એક અદ્વિતીય ઈશ્વર કહેવાય છે, તો ઈસાઈયોએ પવિત્રાત્મા, પિતા અને પુત્ર, ત્રણ ક્યાંથી બનાવી દીધા ? ॥ ૯૩ ॥

૯૪. - ત્યારે તેને હેરોદની પાસે મોકલ્યો. હેરોદ ઈસુને જોઈને અતિ આનન્દિત થયો. કેમકે તે તેને બહુ દિવસ થયાં જોવા ચાહતો હતો. એટલા માટે કે તેના વિષયમાં બહુ વાતો સાંભળી હતી અને તેનું કાંઈ આશ્ચર્ય કર્મ જોવાની તેને આશા થઈ. તેણે તેને ઘણી વાતો પુછી પરન્તુ તેણે તેને કાંઈ ઉત્તર ન આપ્યો. ॥ -લુક૦ પર્વ. ૨૩. આ૦ ૭, ૯ ॥

**સમીક્ષક** - એ વાત મત્તીરચિતમાં નથી, એટલા માટે એ સાક્ષી બગડી ગયા. કેમકે સાક્ષી એક સરખા હોવા જોઈએ. અને જો ઈસા ચતુર અને કરામતી હોત, તો હેરોદને ઉત્તર આપત અને કારમત પણ દેખાડત. એથી વિદિત થાય છે કે ઈસામાં વિદ્યા અને કરામત કાંઈ પણ ન હતી. ॥ ૯૪ ॥

## યોહન રચિત સુસમાચાર

૯૫. - આદિમાં વચન હતું અને વચન ઈશ્વરની સાથે હતું અને વચન ઈશ્વર હતું. તે આદિમાં ઈશ્વરની સાથે હતું. સર્વ કાંઈ તેના દ્વારા સર્જવામાં આવ્યું અને જે કાંઈ સર્જવામાં આવ્યું છે તે કાંઈ પણ તેના વિના નથી સર્જવામાં આવ્યું. તેમાં જીવન હતું અને તે જીવન મનુષ્યોનું અજવાળું હતું. ॥ (યો.) -પર્વ. ૧. આ૦ ૧ થી ૪ ॥

**સમીક્ષક** - આદિમાં વચન વક્તા વિના હોઈ શકતું નથી અને જો વચન ઈશ્વરની સાથે હતું તો એ કહેવું વ્યર્થ થયું. અને વચન ઈશ્વર કદી નથી થઈ શકતું. કેમકે જ્યારે તે આદિમાં ઈશ્વરની સાથે હતું તો પહેલું વચન કે ઈશ્વર હતો ? એ ઘટી શકતું નથી. વચન દ્વારા સૃષ્ટિ કદી થઈ શકતી નથી. જ્યાં સુધી તેનું કારણ ન હોય અને વચન વિના પણ ચુપચાપ રહીને કર્તા સૃષ્ટિ કરી શકે છે. જીવ તો શામાં હતો. અથવા શું હતો. આ વચનથી જીવ અનાદિ માનશો ? જો અનાદિ છે તો આદમના નસ્કોરામાં શ્વાસ ફૂંકવો એ જૂઠું થયું, અને શું જીવન મનુષ્યોનું જ અજવાળિયું છે, પશુ વગેરેનું નહીં ? । ૯૫ ॥

૯૬. - અને વાળુના સમયમાં જ્યારે શેતાન શિમોનનો પુત્ર યિહૂદા ઈસ્કરિયોતીના મનમાં તેને પકડાવવા મત નાખી ચૂક્યો હતો. ॥ -યો૦ પર્વ. ૧૩. આ૦ ૨ ॥

**સમીક્ષક** - આ વાત સાચી નથી. કેમકે જ્યારે કોઈ ઈસાઈયોને પૂછશે કે શેતાન સર્વને બહેકાવે છે તો શેતાનને કોણ બહેકાવે છે ? જો કહો કે શેતાન આપમેળે બહેકે છે, તો મનુષ્ય પણ આપમેળે બહેકી શકે છે, તો પછી શેતાનનું શું કામ ? અને જો શેતાનને બનાવનાર અને બહેકાવનાર પરમેશ્વર છે, તો તે જ ઈસાઈયોનો ઈશ્વર શેતાનનો શેતાન ઠર્યો. પરમેશ્વરે જ સર્વને તેના દ્વારા બહેકાવ્યા. ભલા એવાં કામ ઈશ્વરનાં થઈ શકે છે ? સાચું તો એ જ છે કે એ ઈસાઈયોનું પુસ્તક અને ઈસાને ઈશ્વરનો બેટો જેમણે બનાવ્યા, તે શેતાન હોય તો હોય, કિન્તુ ન એ ઈશ્વરકૃત પુસ્તક, ન એમાં કહ્યો છે તે ઈશ્વર, અને ન ઈસા ઈશ્વરનો બેટો હોઈ શકે છે. ॥ ૯૬ ।

૯૭. - તમારું મન વ્યાકુલ ન થાય. ઈશ્વર પર વિશ્વાસ કરો અને મારા પર વિશ્વાસ કરો. મારા પિતાના ઘરમાં બહુ રહેવાનું સ્થાન છે. નહીં તો હું તમને કહેત કે હું તમારે માટે સ્થાન તૈયાર કરવા જાઉં છું.

અને જો હું જઈને તમારે માટે સ્થાન તૈયાર કરું તો પછી આવી તમને મારે ત્યાં લઈ જઈશ કે જ્યાં હું રહું ત્યાં તમે પણ રહો. ઈસુએ તેને કહ્યું હું જ માર્ગ અને સત્ય અને જીવન છું. મારાં દ્વાર વિના કોઈ પિતાની પાસે પહોંચતા નથી. જો તમે મને જાણત તો મારા પિતાને પણ જાણત. ॥ -યો૦ પર્વ. ૧૪. આ૦ ૧, ૪, ૬, ૭ ॥

**સમીક્ષક** - હવે જુઓ ! આ ઈસાનાં વચન શું પોપલીલાથી ઓછાં છે ? જો એવો પ્રપંચ ન રચે તો તેના મતમાં કોણ ફસે ? શું ઈસુએ પોતાના પિતાને ઠેકામાં લઈ લીધો છે ? અને જો તે ઈસાને વશ છે તો પરાધીન હોવાથી તે ઈશ્વર જ નહીં ? કેમકે ઈશ્વર કોઈની ભલામણ નથી સાંભળતો. શું ઈસાની પૂર્વે કોઈ પણ ઈશ્વરને પ્રાપ્ત નહીં થયા હોય ? એવું સ્થાન આદિનું પ્રલોભન આપત અને જે પોતાના મુખથી પોતે માર્ગ, સત્ય અને જીવન બને છે તે સર્વ પ્રકારે દમ્ભી કહેવાય છે. એથી એ વાત સત્ય કદી થઈ શકતી નથી. ॥ ૯૭ ॥

૯૮. - હું તમને સત્ય સત્ય કહું છું જે મારા પર વિશ્વાસ કરે. જે કામ હું કરું છું તેને તે પણ કરશે અને એનાથી મોટું કામ કરશે ॥ -યો૦ પર્વ. ૧૪. આ૦ ૧૨ ।

**સમીક્ષક** - હવે જુઓ ! જે ઈસાઈ લોકો ઈસા પર પૂરો વિશ્વાસ રાખે છે, તેમ મુડદાં જીવાડવાં આદિનું કામ કેમ નથી કરી શકતા ? અને જો વિશ્વાસથી પણ આશ્ચર્ય કામ નથી કરી શકતા, તો ઈસાએ પણ આશ્ચર્ય કર્મ કર્યાં ન હતાં, એમ નિશ્ચય જાણવું જોઈએ. કેમકે સ્વયં ઈસા જ કહે છે કે તમે પણ આશ્ચર્ય કામ કરશો. તો પણ આ સમયે ઈસાઈ કોઈ એક પણ નથી કરી શકતા, તો કોના હૈયાની આંખ ફૂટી ગઈ છે કે તે ઈસાને મુડદાં જીવડાવાં આદિનો કામ કરનાર માની લે. ।. ૯૮ ॥

૯૯. - જે અદ્વૈત સત્ય ઈશ્વર છે ॥ -યો૦ પર્વ. ૧૭. આ૦ ૩ ॥

**સમીક્ષક** - જ્યારે અદ્વૈત એક ઈશ્વર છે, તો ઈસાઈયોના ત્રણ કહેવા સર્વથા મિથ્યા છે. । ૯૯ ।

આ પ્રકારે ઘણે સ્થળે ઈંજીલમાં અન્યથા વાતો ભરી પડી છે.

## યોહનના પ્રકાશિત વાક્યો

હવે યોહનની અદ્‌ભુત વાતો સાંભળો :-

૧૦૦. - અને પોત-પોતાનાં શિર પર સોનાના મુકુટ પહેરેલા હતા. અને સાત અગ્નિદીપક સિંહાસનની આગળ બળતા હતા. જે ઈશ્વરના સાતેય આત્મા છે. અને સિંહાસનની આગળ કાચનો સમુદ્ર છે અને સિંહાસનની આસપાસ ચાર પ્રાણી છે, જે આગળ-પાછળ નેત્રોથી ભર્યાં છે । -યો૦ પ્ર૦ પર્વ. ૪. આ૦ ૪, ૫, ૬ ॥

**સમીક્ષક** - હવે જુઓ ! એક નગર જેવું ઈસાઈયોનું સ્વર્ગ છે. અને તેનો ઈશ્વર પણ દીપકની સમાન અગ્નિ છે અને સોનાના મુકુટાદિ આભૂષણ ધારણ કરવાં અને આગળ-પાછળ નેત્રોનું હોવું એ અસમ્ભાવિત છે. આ વાતોને કોણ માની શકે છે ? અને ત્યાં સિંહાદિ ચાર પશુ પણ લખ્યાં છે. ॥ ૧૦૦ ।

૧૦૧. - અને મેં સિંહાસન પર બેસનારના જમણા હાથમાં એક પુસ્તક દીઠું જેની અંદર અને પીઠ પર લખેલું હતું અને સાત છાપોથી તેના ઉપર છાપ આપી હતી. આ પુસ્તક ઉઘાડવાને અને તેની છાપો તોડવાને યોગ્ય કોણ છે ? અને ન સ્વર્ગમાં, ન પૃથ્વી પર અને ન પૃથ્વીની નીચે કોઈ તે પુસ્તક ઉઘાડી અથવા તેને જોઈ શકતો હતો. અને હું બહુ રડવા લાગ્યો. એટલા માટે કે પુસ્તક ઉઘાડવા અને વાંચવા અથવા તેને જોવા યોગ્ય કોઈ મળ્યો નહીં ॥ -યો૦ પ્ર૦ પર્વ૦ ૫. આ૦ ૧ થી ૪ ।

**સમીક્ષક** - હવે જુઓ ! ઈસાઈયોના સ્વર્ગમાં સિંહાસનો અને મનુષ્યોના ઠાઠ અને પુસ્તક કંઈ છાપોથી બંધ કરેલું જેને ઉઘાડવાં આદિ કર્મ કરનાર સ્વર્ગ અને પૃથ્વી પર કોઈ મળ્યું નહીં.

યોહનનું રડવું અને પછી એક પ્રાચીને કહ્યું કે તે જ ઈસા ઉઘાડનારો છે. પ્રયોજન એ કે જેના વિવાહ તેના ગીત! જુઓ! ઈસાના જ ઉપર મહાત્મ્ય ઝુકાવવામાં આવે છે પરન્તુ એ વાતો કેવળ કથન માત્ર છે. ॥ ૧૦૧ ॥

૧૦૨. - અને મેં દૃષ્ટિ કરી અને જોયું તો સિંહાસનની તરફ ચારે પ્રાણીઓની વચમાં અને પ્રાચીનોની વચમાં એક મેમ્ના જેવું વધ કરવામાં આવેલું ઊભું છે. જેને સાત શિંગડાં અને સાત નેત્ર છે જે આખી પૃથ્વીમાં મોકલેલા ઈશ્વરના સાતેય આત્મા છે. । -યો૦ પ્ર૦ પ૦ ૫. આ૦ ૬ ॥

**સમીક્ષક** - હવે જુઓ ! આ યોહનના સ્વપ્નનો મનોવ્યાપાર. તે સ્વર્ગની વચમાં બધા ઈસાઈ અને ચાર પશુ તથા ઈસા પણ છે. અને બીજું કોઈ નહીં. એ મોટી અદ્ભુત વાત થઈ કે અહીં તો ઈસાને બે નેત્ર હતાં અને શિંગડાંનું નામ પણ ન હતું. અને સ્વર્ગમાં જઈને સાત શિંગડાં અને સાત નેત્રવાળો થયો ! અને તે સાતેય ઈશ્વરના આત્મા ઈસાના શિંગડાં અને નેત્ર બની ગયાં હતાં ! હાય એવી વાતોને ઈસાઈયોએ કેમ માની લીધી ? ભલા કાંઈક તો બુદ્ધિ કામમાં લાવ્યા હોત ? । ૧૦૨ ।

૧૦૩. - અને જ્યારે તેણે પુસ્તક લીધું ત્યારે ચારે પ્રાણી અને ચોવીસો પ્રાચીન મેમ્નાની આગળ પડી ગયા અને દરેકની પાસે વીણા(વેણી) હતી અને ધૂપથી ભરેલા સોનાના પ્યાલા જે પવિત્ર લોકોની પ્રાર્થનાઓ છે. ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૫. આ૦ ૮ ॥

**સમીક્ષક** - ભલા જ્યારે ઈસુ સ્વર્ગમાં ન હશે ત્યારે એ બિચારા ધૂપ, દીપ, નૈવેદ્ય, આરતી આદિ પૂજા કોની કરતા હશે ? અને અહીં પ્રોટેસ્ટેન્ટ ઈસાઈયો બુતપરસ્તી (મૂર્તિપૂજા)નું ખંડન કરે છે. અને એમનું સ્વર્ગ બુતપરસ્તીનું ઘર બની રહ્યું છે. । ૧૦૩ ।

૧૦૪. - અને જ્યારે મેમ્નએ છાપોમાંથી એકને ઉઘાડ્યું ત્યારે મેં દૃષ્ટિ કરી ચારે પ્રાણીઓમાંથી એકને મેઘ ગર્જનાના જેવા શબ્દને કહેતા સાંભળ્યો કે આવ અને જો !

અને મેં દૃષ્ટિ કરી અને જોયું તો એક ધોળો ઘોડો છે અને જે તેના ઉપર બેઠો છે,તેની પાસે ધનુષ છે અને તેને મુકુટ આપવામાં આવ્યો અને તે જય કરતો અને જય કરવાને નીકળ્યો.

અને જ્યારે તેણે બીજી છાપ ઉઘાડી, તો બીજો જે લાલ ઘોડો હતો, તે નીકળ્યો. તેને આપવામાં આવ્યું કે પૃથ્વી પરથી મેળ (સંપ) ઉઠાવી દે, અને જ્યારે તેણે ત્રીજી છાપ ઉઘાડી, ત્યારે જોયું તો એક કાળો ઘોડો છે.

અને જ્યારે તેણે ચોથી છાપ ઉઘાડી અને જોયું તો એક પીળા સરખો ઘોડો છે, અને જે તે ઉપર

બેઠો છે તેનું નામ મૃત્યુ છે. ઈત્યાદિ. ।। -યો૦ પ્ર૦ પર્વ. ૬. આ૦ ૧ થી ૫, ૭, ૮ ।।

**સમીક્ષક** - હવે જુઓ, આ પુરાણોથી પણ વધારે મિથ્યા લીલા છે કે નહીં ? ભલા, પુસ્તકોના બન્ધનોના છાપની અંદર ઘોડા અને સવાર કેમ કરીને રહી શક્યા હશે ? આ સ્વપ્નનું બરાડવું જેમણે એ પણ સત્ય માન્યું છે, તેમનામાં અવિદ્યા જેટલી કહીએ તેટલી થોડી જ છે. । ૧૦૪ ।

૧૦૫. - અને તે મોટા શબ્દથી પોકારતા હતા કે હે સ્વામી પવિત્ર અને સત્ય ! ક્યાં સુધી તું ન્યાય નથી કરતો અને પૃથ્વીના નિવાસીઓથી અમારા લોહીનો બદલો નથી લેતો. અને દરેકને ઉજળું વસ્ત્ર આપવામાં આવ્યું અને તેમને કહેવામાં આવ્યું કે જ્યાં સુધી તમારા સંગી દાસ પણ અને તમારા ભાઈ, જે તમારી પેઠે વધ કરવાની તૈયારી પર છે, તે પૂરા ન થાય, ત્યાં સુધી જરા થોડી વાર વિશ્રામ કરો ।। -યો૦ પ્ર૦ પર્વ. ૬. આ૦ ૧૦, ૧૧ ।

**સમીક્ષક** - જે કોઈ ઈસાઈ હશે તે દોડાદોડી કરીને સુપ્રદ થઈને એવો ન્યાય કરાવવાને માટે રડ્યા કરશે. જે વેદમાર્ગનો સ્વીકાર કરશે, તેનો ન્યાય થવામાં કાંઈ પણ ઢીલ નહીં થાય. ઈસાઈયોને પૂછવું જોઈએ કે શું ઈશ્વરની કચેરી આજકાલ બન્ધ છે ? અને ન્યાયનું કામ નથી થતું ? ન્યાયાધીશ નકામા બેઠા છે ? તો કાંઈ પણ ઠીક ઠીક ઉત્તર આપી શકશે નહીં. અને ઈશ્વરને પણ બહેકાવી અને એમનો પરમેશ્વર બહેકી પણ જાય છે કેમકે એમના કહેવાથી ઝટ એમના શત્રુ સાથે બદલો લેવા માંડે છે અને ડંસીલા સ્વભાવવાળા છે કે મર્યા પછી સ્વવેર લીધા કરે છે. શાન્તિ કાંઈ પણ નથી અને જ્યાં શાન્તિ નથી, ત્યાં દુઃખનો શો પારાવાર હશે !! ।। ૧૦૫ ।।

૧૦૬. - અને જેમ ઘણા જ જોરથી હલાવવાથી ગુલરના વૃક્ષ પરથી તેનાં કાચાં ગુલર ખરી પડે છે, તેમ આકાશના તારા પૃથ્વી પર ખરી પડ્યા. અને આકાશ પત્રની માફક જે લપેટવામાં આવે છે,તે અલગ થઈ ગયું ।। -યો૦ પ્ર૦ પર્વ. ૬. આ૦ ૧૩, ૧૪ ।

**સમીક્ષક** - હવે જુઓ, યોહન્ન ભવિષ્યત્ વક્તાને, જ્યારે વિદ્યા નથી ત્યારે તો આવી અંડબંડ કથા ગાઈ. ભલા તારા બધા ભૂગોળ છે, તે એક પૃથ્વી પર કેવી રીતે ખરી શકે છે ? અને સૂર્યાદિનું આકર્ષણ તેને અહીં તહીં કેમ આવવા જવા દેશે ? અને શું આકાશને ચટાઈ-સાદડી સમાન સમજે છે ? આ આકાશ સાકાર પદાર્થ નથી કે જેને કોઈ લપેટે કે એકઠું કરી શકે. એટલા માટે યોહન આદિ બધા જંગલી મનુષ્ય હતા. તેમને આ વાતોની શી ખબર ! ।। ૧૦૬ ।।

૧૦૭. - મેં તેમની સંખ્યા સાંભળી. ઈસરાયેલના સન્તાનોના સમસ્ત કુળમાંથી એક લાખ ચુંમાલીસ હજાર ઉપર છાપ મારવામાં આવી. યહૂદાના કુળમાંની બાર હાજર ઉપર છાપ મારવામાં આવી. ।। -યો૦ પ્ર૦ પર્વ. ૭. આ૦ ૪, ૫ ।

**સમીક્ષક** - શું બાઈબલમાં જે ઈશ્વર લખ્યો છે, તે ઈસરાયેલ આદિ કુળોનો સ્વામી છે કે સર્વ સંસારનો ? એમ ન હોત તો તે જંગલીઓનો સાથ કેમ આપત ? અને તેમને જ સહાય કરતો હતો. અને બીજાનું નામ નિશાન પણ લેતો ન હતો. એથી તે ઈશ્વર નહીં. અને ઈસરાયેલ કુળવગેરેના મનુષ્યો ઉપર છાપ લગાડવી એ અલ્પજ્ઞતા અથવા યોહનની મિથ્યા કલ્પના છે. ।। ૧૦૭ ।

૧૦૮. - એ કારણથી તેઓ ઈશ્વરના સિંહાસનની આગળ છે અને તેનાં મન્દિરમાં રાત-દિવસ તેની સેવા કરે છે ।। -યો. પ્ર. પર્વ. ૭. આ. ૧૫ ।।

**સમીક્ષક** - શું આ મહામૂર્તિપૂજા નથી ? અથવા તેનો ઈશ્વર દેહધારી મનુષ્ય જેવો એકદેશી નથી ? અને ઈસાઈયોનો ઈશ્વર રાતે સૂતો પણ નથી અને જો સૂએ છે, તો રાતે પૂજા કેમ કરતા હશે ? તથા તેની નિદ્રા પણ ઉડી જતી હશે અને જો રાત-દિવસ જાગતો હશે, તો વિક્ષિપ્ત કે અતિરોગી હશે. । ૧૦૮ ।

૧૦૯. - અને બીજો દૂત આવીને વેદીની પાસે ઊભો રહ્યો, જેની પાસે સોનાની ધૂપદાની હતી, અને તેને બહુ જ ધૂપ દેવામાં આવ્યો. અને ધૂપનો ધૂમાડો પવિત્ર લોકોની પ્રાર્થનાઓની સાથે દૂતના હાથમાંથી ઈશ્વરની આગળ ચઢી ગયો. અને દૂતે તે ધૂપદાની લઈને તેમાં વેદીની આગ ભરીને તેને પૃથ્વી પર નાખી અને શબ્દ અને ગર્જના અને વીજળી અને ભૂકંપ થયો. ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૮. આ૦ ૩. ૪. ૫ ।

**સમીક્ષક** - હવે જુઓ, સ્વર્ગ સુધી વેદી, ધૂપ, દીપ, નૈવેદ્ય, તુરઈના શબ્દ થાય છે ? શું વૈરાગીઓનાં મન્દિર કરતાં ઈસાઈયોનું સ્વર્ગ કમ છે ?  કાંઈક ધૂમધામ વધારે જ છે. ॥ ૧૦૯ ॥

૧૧૦. - પહેલા દૂતે તુરઈ ફૂંકી અને લોહીથી મળેલા ઓળા અને અગ્નિ થયાં અને તેને પૃથ્વી પર નાખવામાં આવ્યા અને પૃથ્વીનો એક તૃતીયાંશ ભાગ બળી ગયો. ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૮. આ૦ ૭ ॥

**સમીક્ષક** - વાહ રે ઈસાઈઓના ભવિષ્યત્ વક્તા ! ઈશ્વર, ઈશ્વરના દૂત, તુરઈના શબ્દ અને પ્રલયની લીલા એ કેવળ બાળકોના જ ખેલ દેખાય છે. । ૧૧૦ ।

૧૧૧. - અને પાંચમા દૂતે તુરઈ ફૂંકી અને મેં એક તારાને જોયો, જે સ્વર્ગમાંથી પૃથ્વી પર પડ્યો હતો અને અથાહ કુણ્ડના કૂપની કૂંચી તેને આપવામાં આવી. અને તેણે અથાહ કુણ્ડનો કૂપ ઉઘાડ્યો અને કૂપમાંથી મોટી ભઠ્ઠીના ધૂમાડાની પેઠે ધૂમાડો નીકળ્યો. અને તે ધૂમાડામાંથી ટિડ્ડિયાં (તીડો) પૃથ્વી પર નીકળી આવ્યાં અને જેવો પૃથ્વીના વીંછીઓને અધિકાર હોય છે તેવો તેમને અધિકાર આપવામાં આવ્યો. અને તેમને કહેવામાં આવ્યું કે તે મનુષ્યોને કે જેમના માથા ઉપર ઈશ્વરની છાપ નથી, પાંચ માસ તેમને પીડા દેવામાં આવે ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૯. આ૦ ૧ થી ૫ ॥

**સમીક્ષક** - શું તુરઈનો શબ્દ સાંભળીને તારાઓ તે દૂતો પર અને તે જ સ્વર્ગમાં પડ્યા હશે ? અહીં તો પડ્યા નથી ? ભલા, તે કૂપ અથવા ટિડ્ડિયો પણ ઈશ્વરે પ્રલયને માટે પાળ્યા હશે અને છાપને જોઈને વાંચી પણ લેતી હશે કે છાપવાળાને નહીં કરડવું ?

એ કેવળ ભોળા મનુષ્યોને ડરાવીને ઈસાઈ બનાવી લેવાની ધોખાબાજી જેવું છે, કે જો તમે ઈસાઈ ન થશો તો તેમને તીડો કરડશે. પરન્તુ આવી વાતો વિદ્યાહીન દેશમાં ચાલી શકે છે, આર્યાવર્ત્તમાં નહીં. શું તે પ્રલયની વાત હોઈ શકે છે ?  ॥ ૧૧૧ ॥

૧૧૨. - અને ઘોડેસ્વારોની સેનાઓની સંખ્યા વીસ કરોડ હતી ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૯. આ૦ ૧૬ ॥

**સમીક્ષક** - ભલા ! એટલા ઘોડા સ્વર્ગમાં ક્યાં રહેતા, ક્યાં ચરતા અને કેટલી લાદ કરતા હતા ? અને તેની દુર્ગન્ધ પણ સ્વર્ગમાં કેટલી થઈ હશે ? બસ, એવું સ્વર્ગ, એવો ઈશ્વર અને એવા મતને માટે અમે બધા આર્યોએ તિલાંજલિ આપી દીધી છે. એવા બખેડા ઈસાઈયોના શિર પરથી પણ સર્વશક્તિમાનની કૃપાથી દૂર થઈ જાય, તો બહુ જ સારું થાય. । ૧૧૨ ।

૧૧૩. - અને મેં બીજા પરાક્રમી દૂતને સ્વર્ગથી ઉતરતાં જોયો, જેણે મેઘને ઓઢેલો હતો અને તેના શિર ઉપર મેઘધનુષ હતું અને તેનું મોં સૂર્યના અને તેના પગ આગના થાંભલા જેવા હતા, અને તેણે પોતાનો

જમણો પગ સમુદ્ર પર અને ડાબો પગ પૃથ્વી પર રાખ્યો. ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૧૦. આ૦ ૧, ૨, ૩ ॥

**સમીક્ષક** - હવે જુઓ એ દૂતોની કથા ! કે જે પુરાણોની અથવા ભાટોની કથાઓથી પણ ચઢિયાતી છે !! ॥ ૧૧૩ ॥

૧૧૪. - અને લગ્ગીની માફક એક નર્કટ મને આપવામાં આવ્યું અને કહેવામાં આવ્યું કે ઊઠ, ઈશ્વરનાં મન્દિરને અને વેદી અને તેમાંના ભજન કરનારને માપ. । -યો૦ પ્ર૦ પર્વ. ૧૧. આ૦ ૧ ।

**સમીક્ષક** - અહીં તો શું પરન્તુ ઈસાઈયોનાં તો સ્વર્ગમાં પણ મન્દિર બનાવ્યાં અને માપવામાં આવે છે. સારું, જેવું તેમનું સ્વર્ગ છે તેવી જ વાતો છે, એટલા માટે અહીં પ્રભુભોજનમાં ઈસુના શરીરાવયવ, માંસ, લોહીની ભાવના કરીને ખાય-પીએ છે. અને દેવળમાં પણ ક્રોસ આદિનો આકાર બનાવવો આદિ પણ બુતપરસ્તી છે. । ૧૧૪ ॥

૧૧૫. - અને સ્વર્ગમાં ઈશ્વરનું મન્દિર ખોલવામાં આવ્યું અને તેના નિયમની સન્દૂક (પેટી) તેના મંદિરમાં જોવામાં આવી. ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૧૧. આ૦ ૧૯ ॥

**સમીક્ષક** - સ્વર્ગમાં જે મન્દિર છે, તે હર સમય બન્ધ રહેતું હશે કે કદી કદી ઉઘાડવામાં આવતું હશે. શું પરમેશ્વરનું પણ કોઈ મન્દિર થઈ શકે છે ? જે વેદોક્ત પરમાત્મા સર્વવ્યાપક છે તેનું કોઈ પણ મન્દિર થઈ શકતું નથી. હા, ઈસાઈયોનો જે પરમેશ્વર આકારવાળો છે, તેનું ચાહે સ્વર્ગમાં હોય, ચાહે પૃથ્વીમાં, અને જેવી લીલા ટન્-ટન્ પૂં-પૂંની અહીં થાય છે તેવી જ ઈસાઈયોનાં સ્વર્ગમાં પણ. અને નિયમની સન્દૂક(પેટી) પણ કદી કદી ઈસાઈ લોકો જોતા હશે. તેથી ન જાણે શું પ્રયોજન સિદ્ધ કરતા હશે. સત્ય તો એ છે કે એ સર્વ વાતો મનુષ્યોને લલચાવવાની છે. ॥ ૧૧૫ ॥

૧૧૬. - અને એક મહા આશ્ચર્ય સ્વર્ગમાં જોવામાં આવ્યું અર્થાત્ એક સ્ત્રી જેણે સૂર્ય પહેર્યો છે અને ચન્દ્ર તેના પગ તળે છે અને તેના શિર પર બાર તારાનો મુકુટ છે. અને તે ગર્ભવતી થઈને ચીસો પાડે છે કેમકે પ્રસવની પીડા તેને લાગી છે, અને તે જણવાને પીડિત છે. અને બીજું આશ્ચર્ય સ્વર્ગમાં જોવામાં આવ્યું. અને જુઓ એક મોટો લાલ અજગર છે, જેનાં સાત માથાં અને દસ શિંગડાં છે, અને તેના મસ્તક પર સાત રાજમુકુટ છે. અને તેનાં પૂંછડાંએ આકાશના તારાના એક તૃતીયાંશને ખેંચીને તેને પૃથ્વી પર નાખ્યા. । -યો૦ પ્ર૦ પર્વ. ૧૨. આ૦ ૧ થી ૪ ।

**સમીક્ષક** - હવે જુઓ, લાંબા, પહોળા ગપોડા ! એમનાં સ્વર્ગમાં પણ બેચારી સ્ત્રી ચીસો પાડે છે. તેનું દુઃખ કોઈ સાંભળતું નથી, મટાડી શકતું નથી.

અને તે અજગરની પૂંછડી કેટલી મોટી હતી, જેણે એક તૃતીયાંશ તારાઓને પૃથ્વી ઉપર નાખ્યા. ભલા ! પૃથ્વી તો નાની છે અને તારા તો મોટા-મોટા લોક છે. આ પૃથ્વી ઉપર એક પણ સમાઈ શકે નહીં. કિન્તુ અહીં એ અનુમાન કરવું જોઈએ કે એ તારાનો એક તૃતીયાંશ એ વાતના લખનારના ઘર પર પડ્યો હશે. અને જે અજગરની પૂંછડી એટલી મોટી હતી, જેથી સર્વ તારાઓનો એક તૃતીયાંશ ભાગ લપેટીને તેણે ભૂમિ પર નાખી દીધો,તે અજગર પણ તેમનાં ઘરમાં રહેતો હશે ! । ૧૧૬ ॥

૧૧૭. - અને સ્વર્ગમાં યુદ્ધ થયું, મીખાએલ અને તેના દૂત અજગર સાથે લડ્યા અને અજગર અને તેના દૂત લડ્યા ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૧૨. આ૦ ૭ ॥

**સમીક્ષક** - જે કોઈ ઈસાઈઓનાં સ્વર્ગમાં જતા હશે તે પણ લડાઈમાં દુઃખ પામતા હશે, એવાં સ્વર્ગની તો અહીંથી જ આશા છોડીને હાથ જોડી બેસી રહો. જ્યાં શાન્તિ ભંગ અને ઉપદ્રવ મચી રહે તે ઈસાઈયોને જ યોગ્ય છે. । ૧૧૭ ॥

૧૧૮. - અને તે મોટા અજગરને પાડવામાં આવ્યો. હા, તે પ્રાચીન સાપ જે દિયાબલ અને શેતાન કહેવડાવે છે, તે સારા સંસારને ભરમાવનાર છે ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૧૨. આ૦ ૯ ।

**સમીક્ષક** - શું જ્યારે તે શેતાન સ્વર્ગમાં હતો, ત્યારે લોકોને ભરમાવતો ન હતો ? અને તેને જન્મભર બંદીખાને નાખી અથવા મારી કેમ ન નાખ્યો ? તેને પૃથ્વી પર કેમ નાખી દીધો ? જો સર્વ સંસારને ભરમાવનાર શેતાન છે તો શેતાનને ભરમાવનાર કોણ છે ? જો શેતાન સ્વયં ભરમ્યો છે તો શેતાન વિના ભરમાઈ જનાર ભરમાશે અને જો તેને ભરમાવનાર પરમેશ્વર છે તો તે ઈશ્વર જ ન ઠર્યો. એમ જણાય છે કે ઈસાઈયોનો ઈશ્વર પણ શેતાનથી ડરતો હશે કેમકે જો શેતાનથી પ્રબલ છે તો ઈશ્વરે તેને અપરાધ કરતી સમયે જ દણ્ડ કેમ ન દીધો ? જગતમાં શેતાનનું જેટલું રાજ છે તેની સામે હજારમા ભાગનું પણ ઈસાઈયોના ઈશ્વરનું રાજ્ય નથી. એટલા માટે ઈસાઈયોનો ઈશ્વર તેને હઠાવી નહીં શકતો હોય. એથી એ સિદ્ધ થયું કે જેમ વર્તમાનમાં રાજ્યાધિકારી ઈસાઈ ડાકૂ, ચોર આદિને શીઘ્ર દણ્ડ દે છે તેવો પણ ઈસાઈયોનો ઈશ્વર નથી. પછી કોણ એવો નિર્બુદ્ધિ મનુષ્ય છે જે વૈદિક મતને છોડીને આ કપોલ કલ્પિત પોકળ ઈસાઈ મતનો સ્વીકાર કરે ? ॥ ૧૧૮ ॥

૧૧૯. - હાય ! પૃથ્વી અને સમુદ્રના નિવાસીઓ ! કેમકે શેતાન તમારી પાસે ઉતર્યો છે ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૧૨. આ૦ ૧૨ ।

**સમીક્ષક** - શું તે ઈશ્વર ત્યાંનો જ રક્ષક અને સ્વામી છે ? પૃથ્વી, મનુષ્યાદિ પ્રાણીઓનો રક્ષક અને સ્વામી નથી ? જો ભૂમિનો પણ રાજા છે તો શેતાનને કેમ મારી ન શક્યો ? ઈશ્વર જોતો રહે છે અને શેતાન બહેકાવતો ફરે છે તો પણ તેને વર્જતો નથી. એમ જણાય છે કે એક સારો ઈશ્વર અને એક સમર્થ દુષ્ટ બીજો ઈશ્વર બની રહ્યો છે. । ૧૧૯ ॥

૧૨૦. - અને બેતાળીસ માસ સુધી યુદ્ધ કરવાનો અધિકાર તેને આપવામાં આવ્યો. અને તેણે ઈશ્વરની વિરુદ્ધ નિન્દા કરવાને પોતાનું મોં ઉઘાડ્યું કે તેના નામની અને તેના તંબૂની અને સ્વર્ગમાં વાસ કરનારાની નિન્દા કરે. અને તેને એ આપવામાં આવ્યું કે પવિત્ર લોકો સાથે યુદ્ધ કરે, અને તેમના પર જય કરે અને દરેક કુળ અને ભાષા અને દેશ પર તેને અધિકાર આપવામાં આવ્યો ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૧૩. આ૦ ૫, ૬, ૭ ॥

**સમીક્ષક** - ભલા ! જે પૃથ્વીના લોકોને બહેકાવવા માટે શેતાન અને પશુ આદિને મોકલે અને પવિત્ર મનુષ્યો સાથે યુદ્ધ કરાવે, તેનું કામ ડાકૂઓના સરદાર સમાન છે કે નહીં ? આવું કામ ઈશ્વર કે ઈશ્વરના ભક્તોનું હોઈ શકે નહીં. । ૧૨૦ ॥

૧૨૧. - અને મેં દૃષ્ટિ કરી અને જોયું તો મેમ્ના સિયોન પર્વત પર ઊભો છે અને તેની સાથે એક લાખ ચુંમાળીસ હજાર જણ હતા. જેમનાં માથાં પર તેમનું નામ અને તેના પિતાનું નામ લખ્યું છે. ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૧૪. આ૦ ૧ ।

**સમીક્ષક** - હવે જુઓ, જ્યાં ઈસુનો બાપ રહેતો હતો, ત્યાં તે જ સિયોન પહાડ પર તેનો પુત્ર પણ રહેતો હતો. પરન્તુ એક લાખ ચુંમાળીસ હજાર મનુષ્યોની ગણના કેમ કરીને કરી ? એક લાખ

ચુંમાળીસ હજાર જ સ્વર્ગના વાસી થયા. શું ત્યારે શેષ કરોડો ઈસાઈયોનાં શિર પર મોહર ન લાગી ? શું તે સર્વ નરકમાં ગયા ? ઈસાઈયોને ઘટે છે કે સિયોન પર્વત જઈને જુએ કે ઈસુનો બાપ અને તેની સેના ત્યાં છે કે નહીં ? જો હોય તો આ લેખ ઠીક છે, નહીં તો મિથ્યા છે. જો કોઈ બીજી જગ્યાથી ત્યાં આવ્યા તો તે ક્યાંથી આવ્યા ! જો કહો કે સ્વર્ગથી તો શું તેઓ પક્ષી છે કે એવડી મોટી સેના અને પોતે ઉપર-નીચે ઊડીને આવ-જા કર્યા કરે ? જો તે આવ-જા કર્યા કરે છે તો એક જિલ્લાના ન્યાયાધીશની સમાન થયો અને તે એક, બે કે ત્રણ હોય તો બની શકે નહીં. કિન્તુ ઓછામાં ઓછા એક-એક ભૂગોળમાં એક-એક ઈશ્વર જોઈએ- કેમકે એક, બે, ત્રણ એવાં અનેક બ્રહ્માણ્ડોના ન્યાય કરવાને અને બધે એકી સાથે ફરવામાં સમર્થ કદી પણ થઈ શકતો નથી. । ૧૨૧ ।।

૧૨૨. - આત્મા કહે છે હા, કે તેઓ પોતાના પરિશ્રમથી વિશ્રામ કરશે, પરન્તુ તેનાં કાર્યો તેની સાથે જ થઈ જાય છે. ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૧૪. આ૦ ૧૩ ॥

**સમીક્ષક** - જુઓ ! ઈસાઈયોનો ઈશ્વર તો કહે છે કે તેનાં કર્મ તેની સાથે રહેશે. અર્થાત્ કર્માનુસાર ફળ બધાને આપવામાં આવશે. અને એ લોકો કહે છે કે ઈસુ પાપને લઈ લેશે અને ક્ષમા પણ કરવામાં આવશે. હવે બુદ્ધિમાન વિચારે કે ઈશ્વરનું વચન સાચું કે ઈસાઈયોનું ? એક વાતમાં બન્ને તો સાચા હોઈ જ શકતા નથી. એમાંથી એક જૂઠું અવશ્ય હશે. અમને શું ? ચાહે, તો ઈસાઈયોનો ઈશ્વર જૂઠો હોય કે ઈસાઈ લોકો ! । ૧૨૨ ।।

૧૨૩. - અને તેને ઈશ્વરનાં કોપના મહા રસના કુણ્ડમાં નાખ્યો. અને રસના કુણ્ડનું રૌન્દન નગરની બહાર કરવામાં આવ્યું અને રસના કુણ્ડમાંથી ઘોડાની લગામ સુધી લોહી એકસો કોશ સુધી વહી નીકળ્યું. । -યો૦ પ્ર૦ પર્વ. ૧૪. આ૦ ૧૯, ૨૦ ।

**સમીક્ષક** - હવે જુઓ, એમના ગપોડા પુરાણોથી પણ ચઢીયાતા છે કે નહીં ? ઈસાઈયોનો ઈશ્વર કોપ કરતી વખતે ખૂબ જ દુ:ખિત થઈ જતો હશે અને તેના કોપના કુણ્ડો ભર્યા છે, શું તેનો કોપ જળ છે ? કે અન્ય દ્રવિત પદાર્થ છે કે જેના કુણ્ડ ભર્યા છે ? અને સો કોશ સુધી રુધિરનું વહેવું અસમ્ભવ છે, કેમકે રુધિર વાયુ લાગવાથી ઝટ જામી જાય છે. પછી કેમ કરી વહી શકે ? એટલા માટે એવી વાતો મિથ્યા ઠરે છે. ॥ ૧૨૩ ॥

૧૨૪. - અને જુઓ, સ્વર્ગમાં સાક્ષીના તમ્બૂનું મન્દિર ઉઘાડવામાં આવ્યું. ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૧૫. આ૦ ૫ ॥

**સમીક્ષક** - જો ઈસાઈયોનો ઈશ્વર સર્વજ્ઞ હોય તો સાક્ષીઓનું શું કામ ? કેમકે તે સ્વયં સર્વ કાંઈ જાણતો હોત. એથી બધી રીતે એ જ નિશ્ચય થાય છે કે એમનો ઈશ્વર સર્વજ્ઞ નથી કિન્તુ મનુષ્યવત્ અલ્પજ્ઞ છે. તે ઈશ્વરતાનું શું કામ કરી શકે છે ? નહીં-નહીં-નહીં. અને આ જ પ્રકરણમાં દૂતોની મોટી મોટી અસમ્ભવ વાતો લખી છે, તેને કોઈ સત્ય માની શકતું નથી. ક્યાં સુધી લખીએ આ પ્રકરણમાં સર્વથા આવી જ વાતો ભરી છે. ॥ ૧૨૪ ॥

૧૨૫. - અને ઈશ્વરે તેનાં કુકર્મોનું સ્મરણ કર્યું છે. જેવું તમને તેણે આપ્યું છે, તેવું તેને ભરી આપો, અને તેનાં કર્માનુસાર બમણું તેને આપી દો. ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૧૮. આ૦ ૫, ૬ ॥

**સમીક્ષક** - જુઓ ! પ્રત્યક્ષ ઈસાઈયોનો ઈશ્વર અન્યાયકારી છે. કેમકે ન્યાય તેને જ કહે છે કે જેણે જેવું કે જેટલું કર્મ કર્યું તેને તેવું અને તેટલું જ ફળ આપવું. તેનાથી વધારે ઓછું આપવું અન્યાય છે. જે અન્યાયકારીની ઉપાસના કરે છે તેઓ અન્યાયકારી કેમ ન હોય ? ॥ ૧૨૫ ॥

૧૨૬. - કેમકે મેમ્નાનો વિવાહ આવી પહોંચ્યો છે, અને તેની સ્ત્રીએ પોતાને તૈયાર કરી છે. ॥ યો૦ પ્ર૦ પર્વ. ૧૯. આ૦ ૭ ॥

**સમીક્ષક** - હવે સાંભળો ! ઈસાઈયોના સ્વર્ગમાં વિવાહ પણ થાય છે ! કેમકે ઈસુનો વિવાહ ઈશ્વરે ત્યાં જ કર્યો. પૂછવું જોઈએ કે તેનો સસરો, સાસુ, સાળો વગેરે કોણ હતા ? અને બાળ બચ્ચાં કેટલાં થયાં ? અને વીર્યનો નાશ થવાથી બલ, બુદ્ધિ, પરાક્રમ, આયુ આદિ પણ ઓછાં થવાથી અત્યાર સુધી ઈસુએ ત્યાં શરીર ત્યાગ કર્યો હશે ? કેમકે સંયોગજન્ય પદાર્થનો વિયોગ અવશ્ય થાય છે. આજ સુધી ઈસાઈયોએ તેના વિશ્વાસમાં ધોખો ખાધો અને ન જાણે ક્યાં સુધી ધોખામાં રહેશે. ॥ ૧૨૬ ॥

૧૨૭. - અને તેણે અજગરને અર્થાત્ પ્રાચીન સાપને જે દિયાબલ અને શેતાન છે, તેને પકડીને હજાર વર્ષ સુધી બાંધી રાખ્યો અને તેને અથાહ કુણ્ડમાં નાખ્યો અને બન્ધ કરીને તેને છાપ મારી, જેથી તે જ્યાં સુધી હજાર વર્ષ પૂરાં ન થાય ત્યાં સુધી પાછો દેશોના લોકોને ભરમાવે નહીં. ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૨૦. આ૦ ૨, ૩ ॥

**સમીક્ષક** - જુઓ, મરું-મરું કરીને શેતાનને માંડ પકડ્યો અને હજાર વર્ષ સુધી બન્ધ કર્યો, પાછો પણ છૂટશે. શું પાછો ભરમાવશે નહીં ? એવા દુષ્ટને તો બન્દીગૃહમાં જ રાખવો કે માર્યા વિના છોડવો જ નહીં. પરન્તુ એ શેતાનનું હોવું એ ઈસાઈયોનો ભ્રમમાત્ર છે, વાસ્તવમાં કાંઈ પણ નથી, કેવળ લોકોને ડરાવીને પોતાની જાળમાં લાવવાનો ઉપાય રચ્યો છે.

જેમ કોઈ ધૂર્તે કોઈ ભોળા મનુષ્યોને કહ્યું કે ચાલો, તમને દેવતાનાં દર્શન કરાવું. કોઈ એકાન્ત દેશ-સ્થળમાં લઈ જઈને એક મનુષ્યને ચતુર્ભુજ બનાવીને રાખ્યો. તેને ઝાડીમાં ઊભો કરીને કહ્યું કે આંખ મીંચી લો, જ્યારે હું કહું ત્યારે ઉઘાડવી અને ફરીને જ્યારે કહું ત્યારે પણ મીચી લેવી. જે નહીં મીચશે તે આંધળો થઈ જશે.

એવી આ મતવાળાની વાતો છે, કે જે અમારો મજબહ ન માને, તે શેતાનનો બહેકાવેલો છે. જ્યારે તે સામે આવ્યો ત્યારે કહ્યું, જુઓ ! અને પછી તરત કહ્યું કે મીંચી લો. જ્યારે પાછો ઝાડીમાં સંતાઈ ગયો, ત્યારે કહ્યું ઉઘાડો ! જુઓ નારાયણને જોયા, સર્વેએ દર્શન કર્યા, એવી લીલા મજહબીઓની છે, એટલા માટે એમની માયામાં કોઈએ ન ફસાવું જોઈએ. ॥ ૧૨૭ ॥

૧૨૮. - જેના સન્મુખથી પૃથ્વી અને આકાશ નાસી ગયાં અને તેમના માટે જગ્યા ન મળી. અને મેં શું નાના, શું મોટા, સર્વે મૃતકોને ઈશ્વરની સન્મુખ ઊભેલા જોયા અને પુસ્તકો ઉઘાડવામાં આવ્યાં અને બીજું પુસ્તક અર્થાત્, જીવનનું પુસ્તક ઉઘાડવામાં આવ્યું અને પુસ્તકોમાં લખેલી વાતોથી મૃતકોનો વિચાર તેમનાં કર્માનુસાર કરવામાં આવ્યો. ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૨૦. આ૦ ૧૧, ૧૨ ॥

**સમીક્ષક** - આ જુઓ બાળકપણાની વાત ! ભલા, પૃથ્વી અને આકાશ કેવી રીતે નાસી શકે ? અને તે કોના ઉપર રહ્યા ? જેની સામેથી નાસી ગયાં, તેનું સિંહાસન અને તે ક્યાં ઠરીને રહ્યા ? અને મુડદાં પરમેશ્વરની સામે ઊભાં કરવામાં આવ્યાં તો પરમેશ્વર પણ બેઠો કે ઊભો હશે ? શું અહીંની કચેરી અને દુકાનની સમાન ઈશ્વરનો વ્યવહાર છે કે જે પુસ્તક લેખાનુસાર હોય છે. અને સર્વ જીવોનો હાલ ઈશ્વરે લખ્યો કે તેના ગુમાસ્તાએ ? એવી એવી વાતોથી અનીશ્વરને ઈશ્વર અને ઈશ્વરને અનીશ્વર ઈસાઈ આદિ મતવાળાઓએ બનાવી દીધો છે. ॥ ૧૨૮ ॥

૧૨૯. - તેમાંથી એક મારી પાસે આવ્યો અને મારી સાથે બોલ્યો કે આવ હું દુલહિન અર્થાત્ મેમ્નાની સ્ત્રી તને દેખાડીશ. ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૨૧. આ૦ ૯ ॥

**સમીક્ષક** - ભલા ! ઈસુએ સ્વર્ગમાં દુલહિન અર્થાત્ સ્ત્રી સારી મેળવી; મોજ કરતો હશે ! જે જે ઈસાઈ ત્યાં જતા હશે, તેમને પણ સ્ત્રીઓ મળતી હશે અને છોકરાં-છૈયાં થતાં હશે અને ઘણી ભીડ થઈ જવાથી રોગોત્પત્તિ થઈને મરતા પણ હશે. એવાં સ્વર્ગને દૂરથી જ હાથ જોડવા સારા છે. ॥ ૧૨૯ ॥

૧૩૦. - અને તેણે તે નળથી નગરને માપ્યું કે સાડી સાતસો કોશનું છે. તેની લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈ એક સમાન છે. અને તેણે તેની ભીંતને મનુષ્યના અર્થાત્ દૂતના માપથી માપી, કે તે એકસો ચુંમાળીશ હાથની છે. અને તેની ભીંતની જડાઈ સૂર્યકાન્તની હતી અને નગર નિર્મલ સોનાનું હતું જે નિર્મલ કાચના સમાન હતું. અને નગરની ભીંતના પાયા દરેક બહુમૂલ્ય પથ્થરથી સમારેલા હતા. પહેલી નેવાણી સૂર્યકાન્તની હતી, બીજી નીલમણિની, ત્રીજી લાલડીની, ચોથી મરકતની, પાંચમી ગોમેદકની, છઠ્ઠી માણિક્યની, સાતમી પીતમણિની, આઠમી પીરોજની, નવમી પુખરાજની, દસમી લહસનિયાની, અગિયારમી ધૂમ્રકાન્તની, બારમી મર્ટીષની અને બાર ફાટક (દરવાજા) બાર મોતી હતાં. એક એક મોતીથી એક એક ફાટક બન્યો હતો. અને નગરની સડક સ્વચ્છ કાચના જેવી નિર્મળ સોનાની હતી. ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૨૧, આ૦ ૧૯ થી ૨૧ ॥

**સમીક્ષક** - સાંભળો ઈસાઈયોનાં સ્વર્ગનું વર્ણન ! જો ઈસાઈ મરતા જાય છે અને ત્યાં જન્મતા જાય છે તો આટલા મોટા શહેરમાં કેવી રીતે સમાઈ શકશે ? કેમકે તેમાં મનુષ્યોનું આગમન થાય છે અને ત્યાંથી નીકળતા નથી. અને જે આ બહુમૂલ્ય રત્નોની બનેલી નગરી માની છે અને સર્વ સોનાની છે, ઇત્યાદિ લેખ કેવળ ભોળા-ભોળા મનુષ્યોને બહેકાવીને ફસાવવાની લીલા છે.

ભલા ! લંબાઈ, પહોળાઈ તો તે નગરની લખી તે હોઈ શકે છે પરન્તુ ઊંચાઈ સાડી ત્રણસો કોશ કેમ કરીને હોઈ શકે છે ? એ તો સર્વથા મિથ્યા કપોલ કલ્પનાની વાત છે. અને એવડાં મોટાં મોતી ક્યાંથી આવ્યા હશે ? આ લેખના લખનારના ઘરના ઘડામાંથી ? આ ગપોડું પુરાણનો પણ બાપ છે ! ॥ ૧૩૦ ।

૧૩૧. - અને કોઈ અપવિત્ર વસ્તુ અથવા ઘૃણિત કર્મ કરનારા અથવા અસત્ય પર ચાલનારા, તેમાં કોઈ રીતિથી પ્રવેશ કરશે નહીં ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૨૦. આ૦ ૨૭ ॥

**સમીક્ષક** - જો એવી વાત છે તો ઈસાઈ લોકો કેમ કહે છે કે પાપી લોકો પણ સ્વર્ગમાં ઈસાઈ થવાથી જઈ શકે છે ? એ ઠીક વાત નથી. જો એમ છે, તો યોહનના સ્વપ્નની મિથ્યા વાતોનો કહેનારો સ્વર્ગમાં પ્રવેશ કદી પણ ન કરી શક્યો હશે અને ઈસુ પણ સ્વર્ગમાં ન ગયો હશે, કેમકે જ્યારે એકલો પાપી સ્વર્ગ પ્રાપ્ત નથી કરી શકતો, તો જે અનેક પાપીઓનાં પાપના ભારથી યુક્ત છે, તે કેમ કરી સ્વર્ગવાસી થઈ શકે છે ? ॥૧૩૧॥

૧૩૨. - અને હવે કોઈ શ્રાપ ન હશે અને ઈશ્વરના અને મેમ્નોના સિંહાસન તેમાં હશે અને તેનો દાસ તેની સેવા કરશે. અને ઈશ્વરનું મોં જોશે અને તેનું નામ તેના માથા પર હશે. અને ત્યાં રાત નથી. તેમને દીપકનું અથવા સૂર્યની જ્યોતિનું પ્રયોજન નથી. કેમકે પરમેશ્વર-ઈશ્વર તેમને જ્યોતિ આપશે. તે સદા રાજ્ય કરશે ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૨૨. આ૦ ૩, ૪, ૫ ॥

**સમીક્ષક** - જુઓ આ છે ઈસાઈયોનો સ્વર્ગવાસ ! શું ઈશ્વર અને ઈસુ સિંહાસન પર નિરન્તર બેસી રહેશે ? અને તેમના દાસ તેમની સામે સદા મુખ જોયા કરશે ? હવે એ તો કહો કે તમારા ઈશ્વરનું મુખ યુરોપિયનના જેવું ગોરું કે આફ્રિકાવાળાના જેવું કાળું અથવા અન્ય દેશવાળાના જેવું છે ? આ તમારું સ્વર્ગ પણ બન્ધન છે, કેમકે જ્યાં નાનાઈ-મોટાઈ છે અને તે એક નગરમાં રહેવું જરૂરી છે તો ત્યાં દુઃખ કેમ ન

થતું હશે ? જે મુખવાળો છે તે ઈશ્વર સર્વજ્ઞ કદી થઈ શકતો નથી. ॥ ૧૩૨ ।

૧૩૩. - જો ! હું શીઘ્ર આવું છું અને મારું પ્રતિફલ મારી સાથે છે, જેથી દરેકને જેવું તેનું કાર્ય ઠરશે તેવું ફળ આપીશ. ॥ -યો૦ પ્ર૦ પર્વ. ૨૨. આ૦ ૧૨ ।

**સમીક્ષક** - જ્યારે આ જ વાત છે કે કર્માનુસાર ફળ પામે છે, તો પાપોની ક્ષમા કદી નથી થતી. અને જો ક્ષમા થાય છે તો ઈંજીલની વાતો જૂઠી છે. જો કોઈ કહે કે ક્ષમા કરવી એ પણ ઈંજીલમાં લખ્યું છે, તો પૂર્વાપર વિરુદ્ધ અર્થાત્ "હલફદરોગી" થઈ. તે જૂઠું છે. એનું માનવું છોડી દો. ॥ ૧૩૩ ।

હવે ક્યાં સુધી લખીએ ? એમનાં બાઈબલમાં લાખો વાતો ખંડનીય છે. આ તો થોડાંક ચિહ્ન માત્ર ઈસાઈયોનાં બાઈબલ પુસ્તકનાં દર્શાવ્યાં છે. એટલાંથી જ બુદ્ધિમાન લોકો બધું સમજી લેશે. થોડીક વાતોને છોડીને શેષ સર્વ અસત્ય ભર્યું છે. જેમ અસત્યના સંગથી સત્ય પણ શુદ્ધ નથી રહેતું, તેમ બાઈબલ પુસ્તક પણ માનનીય થઈ શકતું નથી. કિન્તુ તે સત્ય તો વેદોના સ્વીકારમાં ગૃહીત થાય છે.

**इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिनिर्मिते**
**सत्यार्थप्रकाशे सुभाषाविभूषिते कृश्चीनमतविषये**
**त्रयोदशः समुल्लासः सम्पूर्णः ॥ १३ ॥**

॥ ओ३म् ॥

# अनुभूमिका ॥ ( ४ )

જે આ ૧૪ ચૌદમો સમુલ્લાસ મુસલમાનોના મત વિષયમાં લખ્યો છે, તે કેવળ કુરાનના અભિપ્રાયોથી, અન્ય ગ્રંથના મતથી નહીં, કેમકે મુસલમાન કુરાન પર જ પૂરેપૂરો વિશ્વાસ રાખે છે.

યદ્યપિ મતાંતર હોવાના કારણથી, કોઈ શબ્દ અર્થ આદિ વિષયમાં વિરુદ્ધ વાત છે, તથાપિ કુરાન પર સર્વ ઐક્ય મત છે. જે કુરાન અરબી ભાષામાં છે તે ઉપર મૌલવીઓએ ઉર્દૂમાં અર્થ લખ્યા છે, તે અર્થના દેવનાગરી અક્ષર અને આર્યભાષાંતર કરાવીને પછી અરબીના મોટા-મોટા વિદ્વાનો પાસે શુદ્ધ કરાવીને લખવામાં આવ્યું છે.

જો કોઈ કહે કે આ અર્થ ઠીક નથી, તો તેમને ઉચિત છે કે મૌલવી સાહેબોના તરજુમાઓનું પ્રથમ ખંડન કરે પશ્ચાત્ આ વિષય પર લખે.

કેમકે આ લેખ કેવળ મનુષ્યોની ઉન્નતિ અને સત્યાસત્યના નિર્ણયને માટે સર્વ મતોના વિષયોનું થોડું થોડું જ્ઞાન થાય; અને તેથી મનુષ્યોને પરસ્પર વિચાર કરવાનો સમય મળે અને એકબીજાનાં દોષોનું ખંડન કરી, ગુણોનું ગ્રહણ કરે. કોઈ અન્ય મતવાળાને જૂઠમૂઠ સારું કે ખોટું લગાડવાનું પ્રયોજન નથી, કિન્તુ જે જે ભલાઈ છે તે જ ભલાઈ અને જે બુરાઈ છે તે જ બુરાઈ સર્વને વિદિત થાય.

કોઈ કોઈના પર જૂઠ ચલાવી શકે નહીં અને સત્યને રોકી શકે નહીં અને સત્યાસત્ય વિષય પ્રકાશિત કર્યા છતાં પણ જેની ઇચ્છા હોય તે માને કે ન માને, કોઈનાં પર બલાત્કાર કરવામાં આવતો નથી.

અને એ જ સજ્જનોની રીતિ છે કે પોતાના કે પરાયા દોષોને, દોષ અને ગુણોને ગુણ જાણીને ગુણોનું ગ્રહણ તથા દોષોનો ત્યાગ કરે, અને હઠાગ્રહીઓનો હઠ અને દુરાગ્રહ ન્યૂન કરે અને કરાવે. કેમકે પક્ષપાતથી જગતમાં શું શું અનર્થ નથી થયા અને નથી થતા ?

સત્ય તો એ છે કે આ અનિશ્ચિત ક્ષણભંગ જીવનમાં પારકી હાનિ કરીને, લાભની પ્રાપ્તિથી સ્વયં દૂર રહેવું અને અન્યને રાખવો તે મનુષ્યત્વની બહાર છે. એમાં જે કાંઈ વિરુદ્ધ લખવામાં આવ્યું હોય, તો તેને સજ્જન લોકો વિદિત કરી દેશે, તત્પશ્ચાત્ જે ઉચિત હશે તે માનવામાં આવશે.

કેમકે આ લેખ હઠ, દુરાગ્રહ, ઈર્ષ્યા, દ્વેષ, વાદ વિવાદ અને વિરોધ ઘટાડવા માટે કરવામાં આવ્યો છે, એને વધારવા માટે નહીં. કેમકે એક બીજાની હાનિ કરવાથી પૃથક્ રહીને પરસ્પરમાં લાભ પહોંચાડવો અમારું મુખ્ય કર્મ છે.

હવે આ ચૌદમા સમુલ્લાસમાં મુસલમાનોના મત વિષે સર્વ સજ્જનોની સામે નિવદેન કરું છું, કે તેમણે વિચાર કરીને ઈષ્ટનું ગ્રહણ ને અનિષ્ટનો પરિત્યાગ કરવો.

अलमतिविस्तरेण बुद्धिमद्वर्य्येषु ।
इत्यनुभूमिका ॥

## ॥ अथ चतुर्दश-समुल्लासारम्भ ॥

### अथ यवनमतविषयं व्याख्यास्यामः ॥

આની આગળ મુસલમાનોના મત વિષે લખીશું :-

(૧) આરમ્ભ સાથે નામ અલ્લાહના ક્ષમા કરનાર દયાળુ. ॥ -મંજિલ ૧. સિપારા ૧. સૂરત ૧. ॥

**(સમીક્ષક)** મુસલમાન લોકો એમ કહે છે કે આ કુરાન ખુદાનું કહ્યું છે. પરન્તુ આ વચનથી જણાય છે કે એનો બનાવનાર કોઈ બીજો છે. કેમકે જો પરમેશ્વરનું બનાવેલું હોત, તો **'आरम्भ साथ नाम अल्लाह के'** એમ ન કહેત, કિન્તુ **'आरम्भ वास्ते उपदेश मनुष्यों के'** એમ કહેત. જો મનુષ્યોને શિક્ષા કરે છે કે તમે આમ કહો, તો પણ ઠીક નથી. કેમકે એથી પાપનો આરમ્ભ પણ ખુદાના નામથી થઈને તેનું નામ પણ દૂષિત થઈ જશે.

જો તે ક્ષમા અને દયા કરનારો છે, તો તેણે પોતાની સૃષ્ટિમાં મનુષ્યોના સુખને માટે બીજા પ્રાણીઓને મારી, ભયંકર પીડા અપાવી, મરાવીને માંસ ખાવાની આજ્ઞા કેમ આપી ? શું તે પ્રાણીઓ અનપરાધી અને પરમેશ્વરના બનાવેલા નથી ?

અને એ પણ કહેવું (જોઈએ) હતું કે - 'પરમેશ્વરના નામે સારી વાતોનો આરમ્ભ, બુરી વાતોનો નહીં.' આ ઉપર્યુક્ત કથનમાં ગોલમાલ છે. શું ચોરી-જારી, મિથ્યા-ભાષણ વગેરે અધર્મનો પણ આરમ્ભ પરમેશ્વરનાં નામે કરવામાં આવે ? આથી જ જોઈ લો, કસાઈ વગેરે મુસલમાન ગાય વગેરેનું ગળું કાપવામાં પણ **'बिस्मिल्लाह'** આ વચનને ભણે છે. જો આ જ આનો પૂર્વોક્ત અર્થ છે, તો બુરાઈઓનો આરમ્ભ પણ પરમેશ્વરના નામે મુસલમાન કરે છે.

અને મુસલમાનોનો ખુદા દયાળુ પણ નહીં રહે. કેમકે તેની દયા તે પશુઓ ઉપર રહી નહીં. અને જો મુસલમાન લોકો આનો અર્થ નથી જાણતા, તો આ વચનનું પ્રગટ થવું નકામું છે. જો મુસલમાન લોકો આનો અર્થ બીજો કરે છે, તો સીધો અર્થ ક્યો છે ? વગેરે ॥ ૧ ॥

(૨) સર્વ સ્તુતિ પરમેશ્વરને વાસ્તે છે, જે પરવરદિગાર અર્થાત્ પાલન કરનાર છે સર્વ સંસારનો. ક્ષમા કરનાર દયાળુ છે. ॥ મં. ૧. સિ. ૧. સૂરતુલ્ફાતિહા. આ. ૧, ૨ ॥

**(સમીક્ષક)** જો કુરાનનો ખુદા સંસારનું પાલન કરનાર હોત અને સૌ ઉપર ક્ષમા અને દયા કરતો હોત, તો બીજા મતવાળા અને પશુ વગેરેને પણ મુસલમાનોના હાથથી મારવાનો હુકમ ન આપત.

જો ક્ષમા કરનારો છે, તો શું પાપીઓ ઉપર પણ ક્ષમા કરશે ? અને જો તેવો છે, તો આગળ લખીશું કે 'કાફરોને કત્લ કરો' અર્થાત્ જે કુરાન અને પયગમ્બરને ન માને તે કાફર છે, એમ કેમ કહેત ? એટલા માટે કુરાન ઈશ્વરકૃત નથી દેખાતું. ॥ ૨ ॥

(૩) માલિક દિવસ ન્યાયનો. તમારી જ અમે ભક્તિ કરીએ છીએ અને તમારી પાસેથી જ સહાય ચાહીએ છીએ. દર્શાવ અમને સીધો રસ્તો. ॥ - મં. ૧. સિ. ૧. સૂ. ૧. આ. ૩-૫ ॥

**(સમીક્ષક)** શું ખુદા હંમેશા ન્યાય નથી કરતો ? કોઈ એક દિવસ ન્યાય કરે છે ? આથી તો અન્ધેર જણાય છે. તેની જ ભક્તિ કરવી અને તેની પાસેથી જ સહાય ચાહવી તો ઠીક, પરન્તુ શું ખરાબ વાતની પણ સહાય ચાહવી ?

અને સીધો રસ્તો એક મુસલમાનોનો જ છે કે બીજાઓનો પણ ? સીધા રસ્તાનું મુસલમાન કેમ ગ્રહણ કરતા નથી. શું સીધો રસ્તો બૂરાઈ તરફનો તો નથી ચાહતાને ? જો ભલાઈ સૌની એક છે, તો પછી મુસલમાનોમાં જ વિશેષ કાંઈ રહ્યું નહીં. અને જો બીજાઓની ભલાઈ માનતા નથી, તો પક્ષપાતી છે. । ૩ ।

(૪) (દર્શાવ) તે લોકોનો રસ્તો કે જેમના ઉપર તેં નિઆમત કરી. અને તેમનો રસ્તો બતાવીશ નહીં કે જેમના ઉપર તે ગજબ અર્થાત્ અત્યન્ત ક્રોધની દૃષ્ટિ કરી, અને ગુમરાહોનો રસ્તો પણ અમને બતાવીશ નહીં. ॥ -મં. ૧. સિ. ૧ સૂ. ૧. આ. ૬, ૭ ।

**(સમીક્ષક) જ્યારે મુસલમાન લોકો પૂર્વજન્મ અને પહેલાં કરેલાં પાપ-પુણ્ય માનતા નથી, ત્યારે કેટલાક ઉપર નિઆમત અર્થાત્ ફજલ કે દયા કરવા, અને કેટલાક ઉપર ન કરવાથી ખુદા પક્ષપાતી થઈ જશે. કેમકે પાપ-પુણ્ય વિના સુખ-દુઃખ આપવું માત્ર અન્યાયની વાત છે.**

અને કારણ સિવાય કોઈની ઉપર દયા અને કોઈની ઉપર ક્રોધ-દૃષ્ટિ કરવી પણ (ઈશ્વરના) સ્વભાવથી બહાર છે. તે દયા અથવા ક્રોધ કરી શકતો નથી. અને જ્યારે તેમનાં પૂર્વસંચિત પુણ્ય-પાપ જ નથી, ત્યારે કોઈની ઉપર દયા અને કોઈની ઉપર ક્રોધ કરવો થઈ શકતું નથી.

અને આ સૂરતની ટિપ્પણ ઉપર - "**यह सूरः अल्लाह साहेब ने मनुष्यों के मुख से कहलाई कि सदा इस प्रकार से कहा करें ।**" જો આ વાત છે, તો '**अलिफ बे**' વગેરે અક્ષર પણ ખુદાએ જ ભણાવ્યા હશે. જો કહો કે (નહીં, તો) અક્ષરજ્ઞાન વિના આ સૂરઃને કેવી રીતે ભણી શક્યા ? શું કણ્ઠથી જ બોલાવી અને બોલતા ગયા ? જો એમ છે, તો આખુંય કુરાન જ કણ્ઠથી ભણાવ્યું હશે.

આથી એમ સમજવું જોઈએ કે જે પુસ્તકમાં પક્ષપાતની વાતો મળી આવે છે, તે પુસ્તક ઈશ્વરકૃત હોઈ શકતું નથી. જેમકે અરબી ભાષામાં ઉતારવાથી અરબવાળાઓને એનું ભણવું સરળ, બીજી ભાષા બોલનારોઓને કઠિન થાય છે. આથી ખુદામાં પક્ષપાત આવે છે. અને જેમ પરમેશ્વરે સૃષ્ટિમાંના બધા દેશના મનુષ્યો ઉપર ન્યાયદૃષ્ટિથી બધી દેશ-ભાષાઓથી વિલક્ષણ સંસ્કૃતભાષા, કે જે બધા દેશવાળાઓ માટે એકસરખા પરિશ્રમથી વિદિત થાય છે; તેમાં જ વેદોનો પ્રકાશ કર્યો છે; (તેમ) કરત તો આ દોષ બનત નહીં.

(૫) આ પુસ્તક કે જેમાં સન્દેહ નથી, પરહેજગારોને રસ્તો બતાવે છે.કે જે ઈમાન લાવે છે, સાથ ગૈબ(પરોક્ષ)ના (અને) નમાજ પઢે છે અને તે વસ્તુથી, જે અમે આપી, ખર્ચ કરે છે.

અને તે લોકો જે-તે કિતાબ ઉપર ઈમાન લાવે છે, જે રાખે છે તારી તરફ અથવા તારી પહેલાં ઉતારવામાં આવી, અને વિશ્વાસ કયામત ઉપર રાખે છે. આ લોકો પોતાના માલિકની શિક્ષા ઉપર છે, અને એ જ છૂટકારો પામનારા છે.

નિશ્ચય જે કાફર થયા અને તેમના ઉપર તારું ડરવું ન ડરવું સમાન છે, તેઓ ઈમાન લાવશે નહીં. અલ્લાહે તેમના દિલો કાનો ઉપર મોહર કરી દીધી અને તેમની આંખો ઉપર પડદો છે, એ તેમના માટે મોટો અજાબ છે. ॥ - મં. ૧. સિ.૧. સૂરઃ ૨. આ. ૨-૭ ॥

(સમીક્ષક) શું પોતાના જ મુખથી પોતાની કિતાબની પ્રશંસા કરવી ખુદાના દમ્ભની વાત નથી ? જે 'પરહેજગાર' અર્થાત્ ધાર્મિક લોકો છે,તે તો આપમેળે સાચા રસ્તે છે. અને જે જૂઠા રસ્તે છે, તેમને આ કુરાન રસ્તો જ બતાવી શકતું નથી, પછી શું કામનું રહ્યું ?

શું પાપ-પુણ્ય અને પુરુષાર્થ વિના ખુદા પોતાના જ ખજાનામાંથી ખર્ચ કરવાને આપે છે ? જો આપે છે; તો સૌને કેમ આપતો નથી ? અને મુસલમાન લોકો પરિશ્રમ કેમ કરે છે ?

અને જો બાયબલ ઈંજીલ વગેરે ઉપર વિશ્વાસ કરવો યોગ્ય છે, તો મુસલમાન ઈંજીલ વગેરે ઉપર ઈમાન, જેવો કુરાન ઉપર છે, તેવો કેમ લાવતા નથી ? અને જો લાવતા હોય, તો કુરાનનું હોવું શા માટે? જે કહે કે કુરાનમાં વધારે વાતો છે, તો પહેલી કિતાબમાં લખવું ખુદા ભૂલા ગયા હશે. અને જો ભૂલ્યા નહીં હોય,તો કુરાનનું બનાવવું નિષ્પ્રયોજન છે.

અને અમે જોઈએ છીએ, તો બાયબલ અને કુરાનની વાતો કોઈ-કોઈ નથી મળતી; નહીં તો બધી મળે છે. એક જ પુસ્તક જેવું કે વેદ છે કેમ ન બનાવ્યું ? કયામત ઉપર જ વિશ્વાસ રાખવો જોઈએ; અન્ય ઉપર નહીં ?

શું ઈસાઈ અને મુસલમાન જ ખુદાની શિક્ષા ઉપર છે ? તેમનામાં કોઈ પણ પાપી નથી ? શું જે ઈસાઈ અને મુસલમાન અધર્મી છે, તે પણ છુટકારો મેળવે, અને બીજા ધર્માત્મા પણ ન મેળવે, એ તો મોટા અન્યાય અને અન્ધેરની વાત નથી ?

અને શું જે લોકો મુસલમાની મતને માને નહીં, તેમને કાફર કહેવા, તે એકતરફી ડિગ્રી નથી ? જો પરમેશ્વરે જ તેમના અન્તઃકરણ અને કાનોમાં મોહર લગાવી, અને તેને લીધે જ તેઓ પાપ કરે છે,તો તેમનો કંઈ પણ દોષ નથી. આ દોષ ખુદાનો જ છે; પછી તેમની ઉપર સુખ-દુઃખ કે પાપ-પુણ્ય હોઈ શકતું નથી. પછી તેમને સજા-જજા કેમ કરે છે ? કેમકે તેમણે પાપ કે પુણ્ય સ્વતન્ત્રતાથી કર્યું નથી. ॥ ૫ ॥

(૬) તેમના દિલોમાં રોગ છે, અલ્લાહે તેમનો રોગ વધારી દીધો. ॥ -મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૧૦॥

**(સમીક્ષક)** ભલા, અપરાધ વિના ખુદાએ તેમનો રોગ વધાર્યો, દયા ન આવી. તે બિચારાઓને ખૂબ દુઃખ થયું હશે. શું આ શેતાનથી વધીને શેતાનપણાનું કામ નથી ? કોઈના મનમાં મોહર લગાવવી, કોઈનો રોગ વધારવો, એ ખુદાનું કામ હોઈ શકે નહીં. કેમકે રોગનું વધવું પોતાના પાપોથી (થાય) છે. ॥ ૬ ॥

(૭) જેણે તમારા માટે પૃથ્વીને પાથરણું અને આસમાનને છત બનાવી. ॥ - મં૦ ૧. સિ૦ ૧. સૂ૦ ૨. આ૦ ૨૨ ॥

**(સમીક્ષક)** ભલા, આકાશ કોઈની છત(=ધાબું) હોઈ શકે ? આ અવિદ્યાની વાત છે. આકાશને છત જેવું માનવું હાંસીની વાત છે.જો કોઈ પ્રકારની પૃથ્વીને આકાશ માનતા હોય, તો તેમના ઘરની વાત છે. । ૭ ॥

(૮) જો તમે તે વસ્તુથી સન્દેહમાં હોવ, જે અમે અમારા પયગમ્બરની ઉપર ઊતારી, તો તેના જેવી એક સૂરત લઈ આવો અને પોતાના સાક્ષીઓ, પોતાને પોકારો, અલ્લાહ વિના જો તમે સાચા હોવ. જો તમે [કરો નહીં], અને કદી કરશો નહીં, અને તો તે આગથી ડરો કે જેનું બળતણ મનુષ્ય છે, અને કાફરોની વાસ્તે પથ્થર તૈયાર કરવામાં આવ્યા છે. ॥ -મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૨૩, ૨૪ ॥

**(સમીક્ષક)** ભલા એ કોઈ વાત છે કે તેના જેવી કોઈ સૂરત ન બને ? શું અકબર બાદશાહના સમયમાં મૌલવી ફૈજીએ નુકતાનું કુરાન બનાવી લીધું ન હતું ?

તે કઈ દોજખની આગ છે ? શું એ આગથી ડરવું ન જોઈએ ? એનું પણ બળતણ જે કંઈ પડે, તે બધું છે. જેમ કુરાનમાં લખ્યું છે કે કાફરો માટે પથ્થર તૈયાર કરવામાં આવ્યા છે, તેમ પુરાણોમાં લખ્યું

કે મ્લેચ્છો માટે ઘોર નરક બન્યું છે. હવે કહો, કોની વાત સાચી માનવી ?

પોત-પોતાનાં વચનોથી બન્ને સ્વર્ગગામી, અને બીજાના મતથી બન્ને નરકગામી બને છે. એટલા માટે આ બધાનો ઝઘડો જૂઠો છે. કિન્તુ જે ધાર્મિક છે, તે સુખ અને જે પાપી છે, તે બધા મતોમાં દુઃખ પામશે. ॥ ૮ ॥

(૯) અને આનન્દનો સન્દેશો આપ, તે લોકોને કે જે ઈમાન લાવ્યા અને કામ કર્યાં સારાં. એ કે એમની વાસ્તે બહિશ્તો છે જેમની નીચેથી ચાલે છે નહેરો. જ્યારે તેમનામાંથી મેવાઓના ભોજન આપવામાં આવશે ત્યારે કહેશે કે આ તે વસ્તુ છે જે અમે પહેલાં એનાથી આપવામાં આવ્યા હતા, અને તેમના માટે પવિત્ર બીબીઓ હંમેશાં ત્યાં રહેનારી છે. ॥ મં. ૧. સિ. ૧, સૂ. ૨. આ. ૨૫ ॥

**(સમીક્ષક)** ભલા આ કુરાનનું બહિશ્ત સંસારથી કઈ ઉત્તમ વાત વાળું છે ? કેમકે જે પદાર્થ સંસારમાં છે, તે જ મુસલમાનોના સ્વર્ગમાં છે. અને એટલું વિશેષ છે કે અહીં જેમ પુરુષ જન્મે-મરે અને આવે-જાય છે, તેમ સ્વર્ગમાં નથી. કિન્તુ અહીંની સ્રીઓ હંમેશા રહેતી નથી, અને ત્યાં બીબીઓ અર્થાત્ ઉત્તમ સ્રીઓ હંમેશાં રહે છે. તો જ્યાં સુધી કયામતની રાત આવશે નહીં, ત્યાં સુધી તે બેચારીઓના દિવસો કેવી રીતે વ્યતીત થતા હશે ? હા, જો ખુદાની તેમના ઉપર કૃપા થતી હશે, અને ખુદાના જ આશ્રયે સમય ગાળતી હશે, તો ઠીક છે.

કેમકે આ મુસલમાનોનું સ્વર્ગ ગોકુલિયા ગુંસાઈઓના ગૌલોક અને મન્દિર જેવું દેખાય છે. કેમકે ત્યાં સ્રીઓનું માન ખૂબ (હોય છે,) પુરુષોનું નહીં. તેવી જ રીતે ખુદાના ઘરમાં સ્રીઓનું માન વધારે અને તેમના ઉપર ખુદાનો પ્રેમ પણ વધારે છે; તે પુરુષો ઉપર નહીં. કેમકે બીબીઓને ખુદાએ બહિશ્તમાં હંમેશાં રાખી છે અને પુરુષોને નહીં. તે બીબીઓ ખુદાની મરજી વગર સ્વર્ગમાં કેવી રીતે રહી શકત ? જો આ વાત આવી જ હોય, તો ખુદા સ્રીઓમાં ફસાઈ જાય ? ॥ ૯ ।

(૧૦) આદમને બધાં નામ શીખવ્યાં. પછી ફરિશ્તાઓની સામે કરીને કહ્યું જો તમે સાચા હોવ, તો મને તેમનાં નામ બતાવો. કહ્યું કે આદમ ! તેમને તેમનાં નામ બતાવી દે. ત્યારે તેણે બતાવી દીધાં તો ખુદાએ ફરિશ્તાઓને કહ્યું કે શું મેં તમને કહ્યું ન હતું કે નિશ્ચય હું પૃથ્વી અને આસમાનની સંતાયેલી વસ્તુઓને અને પ્રકટ છૂપાયેલાં કર્મોને જાણું છું. ॥ મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૩૧, ૩૩ ॥

**(સમીક્ષક)** ભલા, આવા ફરિશ્તાઓને ધોખો દઈને પોતાની બડાઈ કરવી ખુદાનું કામ હોઈ શકે ? આ તો એક દમ્ભની વાત છે. એને કોઈ વિદ્વાન માની શકે નહીં, અને આવું અભિમાન કરે નહીં. શું આવી વાતોથી જ ખુદા પોતાની સિદ્ધાઈ જમાવવા ઇચ્છે છે ? હા, જંગલી લોકોમાં કોઈ કેવુંય પાખંડ ચલાવે, ચાલી શકે છે, સભ્યજનોમાં નહીં. ॥ ૧૦ ॥

(૧૧) જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું કે બાબા આદમને દંડવત્ કરો, જોયું બધાએ દંડવત્ કર્યા, પરન્તુ શેતાને માન્યું નહીં અને અભિમાન કર્યું, કેમકે તે પણ એક કાફર હતો. ॥ મં. ૧. સિ. ૧. સૂ. ૨, આ. ૩૪ ॥

**(સમીક્ષક)**- આથી ખુદા સર્વજ્ઞ નથી, અર્થાત્ ભૂત - ભવિષ્યત્ અને વર્તમાનની પૂરી વાતો જાણતો નથી. જો જાણતો હોત, તો શેતાનને પૈદા જ કેમ કર્યો ? અને ખુદામાં કાંઈ તેજ પણ નથી, કેમકે શેતાને ખુદાનો હુકમ જ માન્યો નહીં અને ખુદા તેનું કાંઈ પણ કરી શક્યો નહીં.

અને જુઓ, એક શેતાન કાફરે ખુદાના પણ છક્કા છોડાવી દીધા, તો મુસલમાનોના કહ્યા મુજબ

(તેમનાથી) જુદા જ્યાં કરોડો કાફર છે, ત્યાં મુસલમાનોના ખુદા અને મુસલમાનોનું શું ચાલી શકે ?

કોઈ કોઈ વાર ખુદા પણ કોઈનો રોગ વધારી દે છે, કોઈને ગુમરાહ કરી દે છે. ખુદાએ આ વાતો શેતાન પાસેથી શીખી હશે અને શેતાને ખુદા પાસેથી. કેમકે ખુદા સિવાય શેતાનનો ઉસ્તાદ બીજો કોઈ હોઈ શકે નહીં. ॥ ૧૧ ॥

(૧૨) અમે કહ્યું કે ઓ આદમ ! તું અને તારી જોરુ બહિશ્તમાં રહીને આનન્દમાં જ્યાં ઇચ્છો ખાવો, પરન્તુ તે વૃક્ષની પાસે જશો નહીં કે પાપી થઈ જશો. શેતાને તેમને ડગાવ્યા અને તેમને બહિશ્તના આનન્દથી ખોઈ દીધા. ત્યારે અમે કહ્યું કે ઊતરો, તમારામાં કોઈ પરસ્પર શત્રુ છે, તમારું ઠેકાણું પૃથ્વી છે અને એક સમય સુધી લાભ છે. આદમ પોતાના માલિકની કેટલીક વાતો શીખીને પૃથ્વી ઉપર આવી ગયો. ॥ -મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૩૫-૩૭ ॥

**(સમીક્ષક)**- હવે જુઓ ખુદાની અલ્પજ્ઞતા ! હમણાં તો સ્વર્ગમાં રહેવાનો આશીર્વાદ આપ્યો અને પછી થોડી વારમાં કહ્યું કે - નીકળો ! જો ભવિષ્યત્ વાતોને જાણતો હોત, તો વરદાન જ કેમ આપત ? અને બહેકાવનાર શેતાનને દંડ (ન) આપવાથી અસમર્થ પણ દેખાય છે. અને પેલું વૃક્ષ કોના માટે ઉત્પન્ન કર્યું હતું ? શું પોતાને માટે કે બીજાને (માટે) ? જો બીજાને માટે, તો શું કામ રોક્યો ? એથી આવી વાતો ખુદાની નથી અને એના બનાવેલા પુસ્તકમાં હોઈ શકે નહીં.

આદમસાહેબ ખુદા પાસેથી કેટલી વાતો શીખી આવ્યા ? અને જ્યારે પૃથ્વી ઉપર આદમસાહેબ આવ્યા, ત્યારે કેવી રીતે આવ્યા ? શું તે બહિશ્ત ડુંગર ઉપર છે કે આકાશ ઉપર ? તેનાથી કેવી રીતે ઊતરી આવ્યા ? અથવા પક્ષીની માફક આવ્યા, અથવા જેમ ઉપરથી પથ્થર પડ્યા (તેમ) ?

આમાં એમ જણાય છે કે જ્યારે આદમસાહેબ મહી(=માટી)થી બનાવ્યા, તો એમના સ્વર્ગમાં મહી પણ હશે ? અને જેટલા ત્યાં બીજા છે તે પણ તેવા જ ફરિશ્તા વગેરે હશે. કેમકે મહીના શરીર વિના ઈન્દ્રિયભોગ હોઈ શકે નહીં.

જ્યારે પાર્થિવ શરીર છે, તો મૃત્યુ પણ જરૂર હોવું જોઈએ. જો મૃત્યુ થાય છે, તો તેઓ ત્યાંથી ક્યાં જાય છે ? અને મૃત્યુ નથી થતું, તો તેમનો જન્મ પણ ન થયો. જ્યારે જન્મ છે, તો મૃત્યુ અવશ્ય છે. જો એમ છે, તો કુરાનમાં લખ્યું છે કે બીબીઓ હંમેશાં બહિશ્તમાં રહે છે, તે જૂઠું થઈ જશે. કેમકે તેણીઓનું પણ મૃત્યુ જરૂર થશે. જ્યારે એમ છે, તો બહિશ્તમાં જનારાઓનું પણ મૃત્યુ અવશ્ય થશે.॥ ૧૨ ।

(૧૩) તે દિવસથી ડરો કે જ્યારે કોઈ જીવ કોઈ જીવથી ભરોસો રાખશે નહીં, તેની સિફારશ સ્વીકારશે નહીં, તેનાથી બદલો લેવાશે નહીં અને તેઓ સહાય પામશે નહીં. ॥ -મં. ૧. સિ. ૧, સૂ. ૨. આ. ૪૮ ।

**(સમીક્ષક)** શું વર્તમાન દિવસોમાં ડરવું નહીં ? બુરાઈ કરવામાં બધા દિવસોએ ડરવું જોઈએ. જ્યારે સિફારશ માનવામાં આવશે નહીં, તો પછી પયગમ્બરની ગવાહી કે સિફારશથી ખુદા સ્વર્ગ આપશે, એ વાત કેમ સાચી હોઈ શકે ? શું ખુદા બહિશ્તવાળાઓનો જ સહાયક છે, દોજખવાળાઓનો નહીં ? જો એમ છે, તો ખુદા પક્ષપાતી છે. ॥ ૧૩ ॥

(૧૪) અમે મુસાને કિતાબ અને મૌજિજે આપ્યાં. ॥ -મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૫૩ ॥

**(સમીક્ષક)** જો મુસાને કિતાબ આપી, તો કુરાનનું હોવું નિરર્થક છે. અને તેને આશ્ચર્યશક્તિ આપી, એ બાયબલ અને કુરાનમાં પણ લખ્યું છે. પરન્તુ આ વાત માનવા યોગ્ય નથી. કેમકે જો આમ

હોત, તો અત્યારે પણ થાત. જે અત્યારે નથી, તે પહેલાં પણ ન હતું.

જેમ સ્વાર્થી લોકો આજકાલ પણ અવિદ્વાનોની સામે વિદ્વાન બની જાય છે, તેમ તે સમયે પણ કપટ કર્યું હશે. કેમકે ખુદા અને તેમના સેવકો અત્યારે પણ વિદ્યમાન છે. પછી અત્યારે ખુદા આશ્ચર્યશક્તિ કેમ નથી આપતો, અને કરી શકતો નથી ?

જો મુસાને કિતાબ આપી હતી, તો પછી કુરાન આપવું શું જરૂરી હતું ? કેમકે જો ભલાઈ-બુરાઈ કરવા, ન કરવાનો ઉપદેશ બધે એકસરખો હોય, તો પછી જુદાં જુદાં પુસ્તક કરવાથી પુનરુક્ત દોષ થાય છે. શું મુસાજી વગેરેને આપેલાં પુસ્તકમાં ખુદા (કંઈક) ભૂલી ગયા હતા ? ॥ ૧૪ ।

(૧૫) અને કહો કે ક્ષમા માંગે છે, ક્ષમા કરીશું તમારા પાપો અને વધારે ભલાઈ કરનારાઓનાં. ॥ - મં. ૧. સિ. સૂ. ૨. આ. ૫૮ ॥

(સમીક્ષક) ભલા, આ ખુદાનો ઉપદેશ સૌને પાપી બનાવનારો છે કે નહીં ? કેમકે જ્યારે પાપ ક્ષમા થવાનો આશરો મનુષ્યને મળે છે, ત્યારે પાપોથી કોઈ પણ ડરતું નથી. એટલા માટે આવું કહેનાર ખુદા અને તે ખુદાનું બનાવેલું પુસ્તક હોઈ શકે નહીં. કેમકે તે ન્યાયકારી છે, અન્યાય કદી કરતો નથી અને પાપો ક્ષમા કરવામાં અન્યાયકારી થઈ જાય છે. કિન્તુ અપરાધ મુજબ દણ્ડ દેવામાં જ ન્યાયકારી થઈ શકે છે. । ૧૫ ॥

(૧૬) જ્યારે મુસાએ પોતાની કોમ માટે પાણી માગ્યું, અમે કહ્યું કે પોતાનો અસા (દંડ) પથ્થર ઉપર માર, તેમાંથી બાર ચશ્મા(=ઝરણાં) વહી નીકળશે. ॥ -મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૬૦ ॥

(સમીક્ષક) હવે જુઓ, આ અસમ્ભવ વાતો જેવી બીજી કોઈ કહેશે ? એક પથ્થરની શિલામાં દંડો મારવાથી બાર ઝરણાંનું નીકળવું સર્વ રીતે અસમ્ભવ છે. હા, તે પથ્થરને અંદરથી પોલો કરી તેમાં પાણી ભરી બાર કાણાં કરવાથી આ સમ્ભવ છે, એ સિવાય નહીં. ॥ ૧૬ ॥

(૧૭) અમે તેમને કહ્યું કે તમે નિન્દિત વાંદરા થઈ જાઓ. આ એક ભય આપ્યો જે તેમની આગળ અને પાછળ હતા. તેમને અને શિક્ષા ઈમાનદારોને. ॥ -મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૬૫, ૬૬ ॥

(સમીક્ષક) જે ખુદાએ નિન્દિત વાનર થઈ જવાનું, માત્ર ભય આપવા માટે કહ્યું હતું તો તેમનું કહેવું મિથ્યા થયું કે છલ કર્યું હતું. જે આવી વાતો કરતો અને જેમાં આવી વાત છે તે ન તો ખુદા અને ન તો આ પુસ્તક ખુદાનું બનાવેલું હોઈ શકે છે. ॥ ૧૭ ॥

(૧૮) આ રીતે ખુદા મડદાઓને જીવાડે છે, અને તમને પોતાની નિશાનીઓ અપાવે છે કે તમે સમજો. ॥ - મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૭૩ ॥

(સમીક્ષક) શું મડદાઓને ખુદા જીવાડતો હતો તો હવે કેમ નથી જીવાડતો ? શું ક્યામતની રાત સુધી કબરોમાં પડ્યા રહેશે ? આજકાલ દૌડાસુપુર્દ છે ? શું એટલી જ ઈશ્વરની નિશાનીઓ છે. પૃથ્વી, સૂર્ય, ચન્દ્ર વગેરે નિશાનીઓ નથી ? શું સંસારમાં જે વિવિધ રચનાવિશેષ પ્રત્યક્ષ દેખાય છે, તે નિશાનીઓ ઓછી છે ? ॥ ૧૮ ।

(૧૯) તે હંમેશા બહિશ્ત અર્થાત્ વૈકુણ્ઠમાં વાસ કરનારા છે. । -મં. ૧. સિ. ૧, સૂ. ૨.આ. ૮૨ ॥

(સમીક્ષક) કોઈ પણ જીવ અનન્ત પાપ-પુણ્ય કરવાનું સામર્થ્ય રાખતો નથી. એટલા માટે હંમેશાં સ્વર્ગ-નરકમાં રહી શકતો નથી. અને જો ખુદા એવું કરે તો તે અન્યાયકારી અને અવિદ્વાન થઈ જાય. કયામતની રાતે ન્યાય થશે તો મનુષ્યોનાં પાપ-પુણ્ય બરાબર હોવાં ઉચિત છે. જે અનન્ત નથી, તેનું ફલ અનન્ત કેવી રીતે હોઈ શકે છે ? અને સૃષ્ટિ થયે સાત-આઠ હજાર વર્ષો થયા બતાવે છે. શું એની પૂર્વે ખુદા

નિઠલ્લો બેઠો હતો ? અને કયામત પછી પણ નિઠલ્લો રહેશે ? આ વાતો બધી છોકરાઓની સમાન છે કેમકે પરમેશ્વરનું કામ હંમેશાં વર્તમાન રહે છે અને જેટલાં જેના પાપ-પુણ્ય છે તેટલું જ તેને ફળ આપે છે એટલા માટે કુરાનની આ વાત સાચી નથી. ।। ૧૯ ।

(૨૦) જ્યારે અમે તમને પ્રતિજ્ઞા કરાવી કે બહાવશો નહીં લોહી પોતાના પરસ્પરના અને કોઈ પોતાને પરસ્પરને ઘરોમાંથી કાઢશો નહીં, પછી પ્રતિજ્ઞા કરી તમે, એના તમે જ સાક્ષી છો. પછી તમે તે લોક છો કે પોતાના પરસ્પર(ના)ને મારી નાખો છો, એક ફિરકાને પોતાનામાંથી તેમના ઘરમાંથી કાઢી દો છો. ॥ -મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૮૪, ૮૫ ॥

**(સમીક્ષક)** ભલા ! પ્રતિજ્ઞા કરવી અને કરાવવી અલ્પજ્ઞોની વાત છે કે પરમાત્માની. જ્યારે પરમેશ્વર સર્વજ્ઞ છે તો આવી માથાકૂટ સંસારી મનુષ્યોની જેમ શું કામ કરે ? ભલા આ કઈ સારી વાત છે કે પરસ્પરનું લોહી બહાવવું નહીં, પોતાના મતવાળાઓને ઘરથી બહાર કાઢવા નહીં અર્થાત્ બીજા મતવાળાઓનું લોહી બહાવવું અને ઘરથી કાઢી દેવા ! આ મિથ્યા મૂર્ખતા અને પક્ષપાતની વાત છે. શું પરમેશ્વર પહેલાંથી જ જાણતો હતો કે આ પ્રતિજ્ઞાથી વિરુદ્ધ કરશે ! એથી જણાય છે કે મુસલમાનોનો ખુદા પણ ઈસાઈઓની ઘણી બધી ઉપમા ધરાવે છે અને આ કુરાન સ્વતન્ત્ર બની શકતું નથી, કેમકે એમાં થોડીક જ વાતોને છોડી બાકીની બધી વાતો બાયબલની છે. ।। ૨૦ ॥

(૨૧) આ તે લોકો છે કે જેમણે આખરતને બદલે જિંદગી અહીંની ખરીદ કરી. તેમનાથી પાપ કદી હલકું કરવામાં નહીં આવે અને તેમને સહાયતા પણ નહીં આપવામાં આવે. । -મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૮૬ ॥

**(સમીક્ષક)** ભલા, આવી ઈર્ષ્યા-દ્વેષની વાતો કદી ઈશ્વર તરફથી હોઈ શકે છે ? જે લોકોનાં પાપ હલકા કરવામાં આવશે કે જેમને સહાયતા આપવામાં આવશે તે કોણ છે. જો તેઓ પાપી છે અને પાપોનો દંડ આપ્યા વિના હલકા કરવામાં આવશે, તો અન્યાય થશે. જો સજા આપીને હલકા કરવામાં આવશે તો જેમનું બયાન આ આયતમાં છે તે પણ સજા પામીને હલકા થઈ શકે છે અને દંડ આપીને પણ હલકા નહીં કરવામાં આવે, તો પણ અન્યાય થશે. જો પાપોથી હલકા કરવામાં આવનારથી અભિપ્રાય ધર્માત્માઓનો છે, તો તેમના પાપો તો આપમેળે જ હલકાં છે; ખુદા શું કરશે ? આથી આ લેખ વિદ્વાનનો નથી. અને હકીકતમાં ધર્માત્માઓને સુખ અને અધર્મીઓને દુઃખ તેમનાં કર્મો મુજબ હંમેશાં થવું જોઈએ. ॥ ૨૧ ॥

(૨૨) નિશ્ચય અમે મુસાને પુસ્તક આપ્યું અને તેની પાછળ અમે પયગમ્બરને લાવ્યા અને મરિયમના પુત્ર ઈસાને પ્રકટ મૌજિજે અર્થાત્ દૈવીશક્તિ અને સામાર્થ્ય આપ્યાં, તેમની સાથે રુહુલકુદ્દસ* ને. જ્યારે તમારી પાસે તે વસ્તુ સહિત પયગમ્બર આવ્યા કે જેને તમારો જીવ ચાહતો નથી; પછી તમે અભિમાન કર્યું. એક મતને જૂઠો ઠરાવ્યો અને એકને મારી નાખો છો. ॥ -મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૮૭ ॥

**(સમીક્ષક)** જ્યારે કુરાનમાં સાક્ષી છે કે મુસાને પુસ્તક આપ્યું તો તેનું માનવું મુસલમાનો માટે જરૂરી થયું અને જે જે તે પુસ્તકમાં દોષ છે તે પણ મુસલમાનોના મતમાં આવી પડ્યાં અને મૌજિજે અર્થાત્ દૈવીશક્તિની વાતો બધી બેકાર છે. ભોળા-ભાળા મનુષ્યોને બહેકાવવા માટે જુઠાણું ચલાવ્યું છે. કેમકે સૃષ્ટિક્રમ અને વિદ્યાથી વિરુદ્ધ બધી વાતો જૂઠી જ હોય છે. જો તે વખતે મૌજિજે હતા, તો અત્યારે કેમ નથી. જો અત્યારે પણ નથી, તો તે સમયે પણ ન હતા, એમાં કંઈ પણ સન્દેહ નથી. ॥ ૨૨ ॥

★ રૂહુલકુદસ જબરઈલને કહે છે કે જે દરેક વખત મસીહની સાથે રહેતો હતો. द.स.

(૨૩) અને એથી પહેલાં કાફરો પર વિજય ચાહતા હતા. જે કંઈ ઓળખ્યું હતું જ્યારે તેમની પાસે તે આવ્યો કે તરત જ કાફર થઈ ગયા. કાફરો પર લાનત છે અલ્લાહની. । -મં. ૧, સિ. ૧, સૂ. ૨, આ. ૮૮ ॥

**(સમીક્ષક)** શું જેમ તેમ બીજા મતવાળાઓને કાફર કહો છો તેમ તેઓ તમને કાફર નથી કહેતા ? અને તેમના મતના ઈશ્વર તરફથી ધિક્કાર આપે છે. પછી કહો કોણ સાચો અને કોણ જૂઠો. જો વિચારી જોઈએ છીએ તો બધા મતવાલાઓમાં જૂઠ મળી આવે છે. જે સત્ય છે, તે સૌમાં એકસરખું છે. આ બધી લડાઈઓ મૂર્ખતાની છે. ॥ ૨૩ ॥

(૨૪) આનન્દનો સન્દેશો ઈમાનદારોને. અલ્લાહ, ફરિશ્તાઓ, પયગમ્બરો, જિબરઈલ અને મીકાઈલનો જે શત્રુ છે, અલ્લાહ પણ આવા કાફરોનો શત્રુ છે. ॥ -મં. ૧, સિ. ૧, સૂ. ૨, આ. ૯૭, ૯૮ ॥

**(સમીક્ષક)** જ્યારે મુસલમાન કહે છે કે 'ખુદા લાશરીક' છે, પછી આ ફોજની ફોજ 'શરીક' ક્યાંથી કરી દીધી ? શું જે બીજાનો શત્રુ તે ખુદાનો પણ શત્રુ છે. જો એમ છે તો ઠીક નથી, કેમકે ઈશ્વર કોઈનો શત્રુ થઈ શકતો નથી. ॥ ૨૪ ॥

(૨૫) અને અલ્લાહ ખાસ કરે છે જેને ચાહે છે સાથે દયા પોતાનીની. ॥ -મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૧૦૫ ।

**(સમીક્ષક)** શું જે મુખ્ય અને દયા કરવાને યોગ્ય ન હોય, તેને પણ પ્રધાન બનાવે અને તે પર દયા કરે છે ? જો એવું છે તો ખુદા મોટો ગડબડ કરનાર છે કેમકે પછી સારું કામ કોણ કરશે ? અને બુરાં કામોને કોણ છોડશે ? કેમકે ખુદાની પ્રસન્નતા પર નિર્ભર કરે છે, કર્મફળ પર નહીં. એથી સૌને અનાસ્થા થઈને કર્મોચ્છેદ પ્રસંગ થશે. ॥ ૨૫ ॥

(૨૬) એવું ન થાય કે કાફર લોકો ઈર્ષ્યા કરીને તમને ઈમાનથી ફેરવી દે, કેમકે તેમાંથી ઈમાનવાળાઓના ઘણા દોસ્ત છે. ॥ -મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૧૦૯ ॥

**(સમીક્ષક)** હવે જુઓ, ખુદા જ તેમને ચેતવે છે કે તમારા ઈમાનને કાફર લોકો ડગાવી દે નહીં. શું તે સર્વજ્ઞ નથી ? આવી વાતો ખુદાની હોઈ શકતી નથી. ॥ ૨૬ ॥

(૨૭) તમે જે બાજુ મોઢું કરો, તે બાજુ જ મોઢું અલ્લાહનું છે. ॥ મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૧૧૫.॥

**(સમીક્ષક)** જો આ વાત સાચી છે તો મુસલમાન 'કરબલા' તરફ મોઢું કેમ કરે છે ? જો કહો કે અમને 'કરબલા' તરફ મોઢું કરવાનો હુકમ છે, તો એ પણ હુકમ છે કે ચાહે જે બાજુ મોઢું કરો. શું એક વાત સાચી અને બીજી જૂઠી હશે ? અને જે અલ્લાહનું મુખ છે તે તે બધી બાજુ હોઈ જ શકતું નથી. કેમકે એક મુખ એક જ બાજુ રહેશે, બધી બાજુ કેવી રીતે રહી શકશે ? એટલા માટે આ સંગત નથી. ॥ ૨૭ ।

(૨૮) જે આસમાન અને ભૂમિને ઉત્પન્ન કરનાર છે. જ્યારે તે કંઈ કરવા ચાહે છે, એમ નહીં કે તેને કરવું પડે છે બલ્કે તેને કહે છે કે થઈ જા, બસ થઈ જાય છે. ॥ -મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૧૧૭ ॥

**(સમીક્ષક)** ભલા ખુદાએ હુકમ આપ્યો કે થઈ જા, તો હુકમ સાંભળ્યો કોણે ? અને કોને સંભળાવ્યો ? અને કોણ બની ગયું. ક્યા કારણથી બનાવ્યું. જ્યારે આ લખે છે સૃષ્ટિ પૂર્વે ખુદા સિવાય કોઈ બીજી વસ્તુ ન હતી, તો આ સંસાર આવ્યો ક્યાંથી ? કારણ વિના કોઈ પણ કાર્ય થતું નથી, તો આટલું મોટું જગત્ કારણ વિના ક્યાંથી થયું ? આ વાત માત્ર છોકરપણાની છે.

**(પૂર્વપક્ષી)** નહીં, નહીં. ખુદાની ઈચ્છાથી.

**(ઉત્તરપક્ષી)** શું તમારી ઈચ્છાથી એક માંખીની ટાંગ પણ બની જઈ શકે છે ? જો કહો છો કે

ખુદાની ઈચ્છાથી આ બધું જગત્ બની ગયું.

(પૂર્વપક્ષી) ખુદા સર્વશક્તિમાન છે. એથી જે ચાહે તે કરી લે છે.

(ઉત્તરપક્ષી) સર્વશક્તિમાન નો શો અર્થ છે ?

(પૂર્વપક્ષી) જે ચાહે તે કરી શકે.

(ઉત્તરપક્ષી) શું ખુદા બીજો ખુદા પણ બનાવી શકે છે ? આપમેળે મરી શકે છે ? મૂર્ખ રોગી અને અજ્ઞાની પણ બની શકે છે ?

(પૂર્વપક્ષી) આવો કદી બની શકતો નથી.

(ઉત્તરપક્ષી) એટલા માટે પરમેશ્વર પોતાના અને બીજાઓના ગુણ, કર્મ, સ્વભાવની વિરુદ્ધ કંઈ પણ કરી શકતો નથી. જેમ સંસારમાં કોઈ વસ્તુના બનવા - બનાવવામાં ત્રણ પદાર્થ પહેલાં અવશ્ય હોય છે - એક બનાવનાર, જેમકે કુમ્ભાર; બીજો ઘડો બનાવનારી માટી અને ત્રીજું તેનું સાધન, જેથી ઘડો બનાવવામાં આવે છે. જેમ કુમ્ભાર, માટી અને સાધનથી ઘડો બને છે અને બનનાર ઘડાની પૂર્વે કુમ્ભાર માટી અને સાધન હોય છે, તેમ જગત બનતાં પહેલાં પરમેશ્વર, જગત્નું કારણ પ્રકૃતિ અને તેનાં ગુણ, કર્મ, સ્વભાવ અનાદિ છે. આથી આ કુરાનની વાત સર્વથા અસમ્ભવ છે. । ૨૮ ॥

(૨૯) જ્યારે અમે લોકોને માટે કાબાને પવિત્ર સ્થાન સુખ આપનારું બનાવ્યું. તમે નમાજને માટે ઈબરાહીમના સ્થાનને પકડો. ॥ -મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૧૨૫ ॥

(સમીક્ષક) શું કાબાની પહેલાં પવિત્ર સ્થાન ખુદાએ કોઈ પણ બનાવ્યું ન હતું ? જો બનાવ્યું હતું તો કાબાને બનાવવાની કોઈ જરૂરત ન હતી. જો બનાવ્યું ન હતું તો બિચારા પહેલાં જન્મેલાઓને પવિત્ર સ્થાન વિનાના જ રાખ્યા હતા ? પહેલાં ઈશ્વરને પવિત્ર સ્થાન બનાવવાનું સ્મરણ થયું નહીં હોય. ॥ ૨૯ ।

(૩૦) તે કોણ મનુષ્ય છે જે ઈબરાહીમના દીનથી ફરી જાય, પરન્તુ જેણે પોતાની જાનને મૂર્ખ બનાવી ? અને નિશ્ચય અમે દુનિયામાં તેને જ પસન્દ કર્યો અને નિશ્ચય આખરતમાં તે જ નેક છે. ॥ -મં. ૧. સિ. ૧. સૂ. ૨. આ. ૧૩૦ ॥

(સમીક્ષક) એ કેવી રીતે સંભવ છે કે ઈબરાહીમના દીનને જે માનતા નથી, તેઓ સૌ મૂર્ખ છે. ઈબરાહીમને જ ખુદાએ પસન્દ કર્યો, એનું શું કારણ છે. જો ધર્માત્મા હોવાને કારણે કર્યો તો ધર્માત્મા અન્ય પણ ઘણા હોઈ શકે છે. જો ધર્માત્મા હોવા વિના જ પસન્દ કર્યો તો અન્યાય થયો. હા, એ તો ઠીક છે કે જે ધર્માત્મા છે તે જ ઈશ્વરને પ્રિય હોય છે; અધર્મી નહીં. ॥ ૩૦ ॥

(૩૧) નિશ્ચય અમે તારા મોઢાને આસમાનમાં ફરતો જોઈએ છીએ. અવશ્ય અમે તને તે કિબલા પ્રત્યે ફેરવીશું કે પસન્દ કરે તેને, બસ પોતાનું મુખ મસ્જિદુલ્હરામ તરફ ફેરવ, જ્યાં ક્યાંય તમે હોવ, પોતાનું મુખ તેની તરફ ફેરવી લો. ॥ -મં. ૧. સિ. ૨. સૂ. ૨. આ. ૧૪૪ ॥

(સમીક્ષક) શું આ નાનીસરખી બુત્પરસ્તી છે ? ના, મોટી છે.

(પૂર્વપક્ષી) અમે મુસલમાન લોકો બુત્પરસ્ત નથી, કિન્તુ બુત્શિકન અર્થાત્ મૂર્તિઓને તોડનારા છીએ, કેમકે અમે કિબલેને ખુદા સમજતા નથી.

(ઉત્તરપક્ષી) જેને તમે બુત્પરસ્ત સમજો છો, તેઓ પણ તે મૂર્તિને ઈશ્વર સમજતા નથી, કિન્તુ તેની સામે પરમેશ્વરની ભક્તિ કરે છે. જો બુતોના તોડનારા હોવ, તો તે મસ્જિદ કિબલા મોટા બુતને શા માટે તોડ્યું નથી ?

**(પૂર્વપક્ષી)** વાહ ભાઈ, અમારા તો કિબલા તરફ મુખ ફેરવવાનો કુરાનમાં હુકમ છે અને એમને વેદમાં નથી, છતાં તેઓ બુત્પરસ્ત કેમ નથી ? અને અમે કેમ ? કેમકે અમને ખુદાનો હુકમ બજાવવો જરૂરી છે.

**(ઉત્તરપક્ષી)** જેમ તમારા માટે કુરાનમાં હુકમ છે તેમ તેમના માટે પુરાણમાં આજ્ઞા છે. જેમ તમે કુરાનને ખુદાનો કલામ સમજો છો, તેમ પુરાણી પણ પુરાણોને ખુદાના અવતાર વ્યાસજીનું વચન સમજે છે. તમારામાં અને એમનામાં બુત્પરસ્તીનો કંઈ ફરક નથી, બલ્કે તમે મોટા બુત્પરસ્ત અને એ લોકો નાના છે. કેમકે જ્યાં સુધી કોઈ મનુષ્ય પોતાના ઘરમાં પ્રવેશેલી બિલાડીને કાઢવા માટે ત્યાં સુધી તેના ઘરમાં ઊંટ પ્રવિષ્ટ થઈ જાય, તેમ મુહમ્મદસાહેબે નાના બુતને મુસલમાનોના મતમાંથી કાઢ્યું પરન્તુ, મોટું બુત કે જે પર્વત જેવી મક્કાની મસ્જિદ છે, તે બધા મુસલમાનોના મતમાં પ્રવિષ્ટ કરાવી દીધી. શું આ નાની બુત્પરસ્તી છે ? હા, જે અમે લોકો વૈદિક છીએ, તેમ તમે લોકો પણ વૈદિક થઈ જાઓ, તો બુત્પરસ્તી વગેરે બુરાઈઓથી બચી શકો, એ સિવાય નહીં. જ્યાં સુધી પોતાની મોટી બુત્પરસ્તીને દૂર ન કરો, ત્યાં સુધી બીજા નાના બુત્પરસ્તોનું ખંડન કરવાથી તમારે લજ્જિત થઈ નિવૃત્ત રહેવું જોઈએ અને પોતાને બુત્પરસ્તીથી જુદા કરી પવિત્ર કરવા જોઈએ. ॥ ૩૧ ॥

(૩૨) જે લોકો અલ્લાહના માર્ગમાં માર્યા જાય છે તેમના માટે એ ન કહો કે તેઓ મૃતક છે, કિન્તુ તેઓ જીવિત છે. ॥ -મં. ૧. સિ. ૨. સૂ. ૨. આ. ૧૫૪ ॥

**(સમીક્ષક)** ભલા, ઈશ્વરના માર્ગમાં મરવા-મારવાની શી જરૂર છે ? એમ કેમ નથી કહેતા કે આ વાત પોતાનો મતલબ સિદ્ધ કરવાને માટે છે કે આ લોભ આપીશું તો લોકો ખૂબ લડશે, આપણો વિજય થશે, મારવાથી ડરશે નહીં, લૂંટ-માર કરવાથી ઐશ્વર્ય પ્રાપ્ત થશે, પછી વિષયાનન્દ કરીશું, વગેરે પોતાના પ્રયોજનોને માટે આ વિપરીત વ્યવહાર કર્યો છે. ॥ ૩૨ ॥

(૩૩) અને એ કે અલ્લાહ કઠોર દુઃખ આપનાર છે. શેતાનની પાછળ ચાલો નહીં, નિશ્ચય તે તમારો પ્રત્યક્ષ શત્રુ છે. એના વગર બીજું કંઈ નથી કે જે બુરાઈ અને નિર્લજ્જતાની આજ્ઞા આપે અને એ કે તમે કહો અલ્લાહ પર જે નથી જાણતા. ॥ -મં. ૧. સિ. ૨. સૂ. ૨. આ. ૧૬૫, ૧૬૮, ૧૬૯ ॥

**(સમીક્ષક)** શું કઠોર દુઃખ આપનાર દયાળુ ખુદા પાપીઓ-પુણ્યાત્માઓ પર છે કે મુસલમાનો પર દયાળુ અને બીજાઓ પર દયાહીન છે ? જો આમ છે તો તે ઈશ્વર જ હોઈ શકતો નથી. અને પક્ષપાતી નથી, તો જે મનુષ્ય ક્યાંક ધર્મ કરશે તે પર ઈશ્વર દયાળુ અને જે અધર્મ કરશે તે પર દંડ દેનાર થશે, તો પછી વચ્ચે મુહમ્મદસાહેબ અને કુરાનને માનવાં જરૂરી ન રહ્યા. અને જો સૌને બુરાઈ કરાવનાર મનુષ્યમાત્રનો શત્રુ શેતાન છે, તેને ખુદાએ ઉત્પન્ન જ કેમ કર્યો ? શું તે ભવિષ્યની વાત જાણતો ન હતો ? જો કહો કે જાણતો હતો, પરન્તુ પરીક્ષા માટે બનાવ્યો, તો પણ બની શકે નહીં, કેમકે પરીક્ષા કરવી અલ્પજ્ઞનું કામ છે. સર્વજ્ઞ તો બધા જીવોનાં સારાં-ખોટાં કર્મોને હમેશથી ઠીક ઠીક જાણે છે. અને શેતાન સૌને બહકાવે છે, તો શેતાનને કોણે બહેકાવ્યો ? જો કહો કે શેતાન આપમેળે બહેકે છે તો બીજાઓ પણ આપમેળે બહેકી શકે છે; વચ્ચે શેતાનનું શું કામ ? અને જો ખુદા જ શેતાનને બહેકાવે છે, તો ખુદા શેતાનનો પણ શેતાન ઠરશે. આવી વાત ઈશ્વરની હોઈ શકતી નથી. અને જે કોઈ બહેકાવે છે તે કુસંગ અને અવિદ્યાથી ભ્રાન્ત હોય છે. ॥ ૩૩ ॥

(૩૪) તમારા ઉપર મુર્દાર, લોહી અને ગોશ્ત સુઅરનું હરામ છે અને અલ્લાહ વગર જે પર કંઈ પોકારવામાં આવે. ॥ -મં. ૧. સિ. ૨. સૂ. ૨. આ. ૧૭૩ ॥

**(સમીક્ષક)** અહીં વિચારવું જોઈએ કે મડદું ચાહે આપમેળે મરે કે કોઈના મારવાથી બન્ને સરખાં

છે. હા, તેમનામાં કંઈ ભેદ પણ છે તેમ છતાં મૃતકપણામાં કોઈ ભેદ નથી અને જ્યારે એક સૂઅરનો નિષેધ કર્યો, તો શું મનુષ્યનું માંસ ખાવું ઉચિત છે ? શું એ સારી વાત હોઈ શકે કે પરમેશ્વરના નામે શત્રુ વગેરેને અત્યન્ત દુઃખ આપીને પ્રાણહત્યા કરવી ? આથી ઈશ્વરનું નામ કલંકિત થાય છે. હા, ઈશ્વરે વગર પૂર્વજન્મના અપરાધે મુસલામાનોના હાથથી દારુણ દુઃખ શા માટે અપાવ્યું ? શું તેમના ઉપર દયાળુ નથી ? તેમને પુત્ર જેવા નથી માનતો ? જે વસ્તુથી વધારે ઉપકાર થાય, તે ગાય વગેરેને મારવાનો નિષેધ ન કરવો, માનો કે હત્યા કરાવીને ખુદા જગતનો હાનિકારક છે. હિંસારૂપ પાપથી કલંકિત પણ થઈ જાય છે. આવી વાતો ખુદા અને ખુદાના પુસ્તકની કદી હોઈ શકતી નથી. ॥ ૩૪ ॥

(૩૫) રોજાની રાત તમારા માટે હલાલ કરવામાં આવી કે મદનોત્સવ કરજો પોતાની બીબીઓથી. તેણીઓ તમારા વાસ્તે પડદા છે અને તમે તેમના માટે પડદા છો. અલ્લાહે જાણ્યું કે તમે ચોરી કરો છો અર્થાત્ વ્યભિચાર, બસ પછી અલ્લાહે ક્ષમા કર્યા તમને. બસ તેમને મળો અને શોધો જે અલ્લાહે તમારા માટે લખી દીધાં છે અર્થાત્ સન્તાન. ખાવો, પીવો અહીં સુધી કે પ્રકટ થાઓ તમારા માટે કાળા દોરાથી સફેદ દોરો કે રાતથી જ્યારે દિવસ નીકળે. ॥ -મં. ૧. સિ. ૨. સૂ. ૨. આ. ૧૮૭ ॥

**(સમીક્ષક)** અહીં એ નિશ્ચિત થાય છે કે જ્યારે મુસલમાનોનો મત ચાલ્યો કે તે પહેલાં કોઈએ કોઈ પૌરાણિકને પૂછ્યું હશે કે ચાન્દ્રાયણ વ્રત જે એક મહીનાનું હોય છે તેનો વિધિ શો છે ? તે શાસ્ત્રવિધિ કે જે મધ્યાહ્નમાં - ચન્દ્રની કળા ઘટવા-વધવા મુજબ ગ્રાસોને ઘટાડવા-વધારવા અને મધ્યાહ્ન દિવસમાં ખાવાનું લખ્યું છે તેને ન જાણીને કહ્યું હશે કે ચન્દ્રમાનું દર્શન કરીને ખાજો. તેને આ મુસલમાનોએ આ પ્રકારે કરી લીધું. પરન્તુ વ્રતમાં સ્ત્રીસમાગમનો ત્યાગ છે તે એક વાત ખુદાએ વધીને કહી દીધી કે તમે સ્ત્રીઓનો સમાગમ ભલે કર્યા કરો અને રાતમાં ભલે અનેક વાર ખાવ. ભલા આ શું વ્રત થયું ? દિવસે ખાવું નહીં અને રાત્રે ખાતા રહેવું. આ સૃષ્ટિક્રમથી વિપરીત છે કે દિનમાં ન ખાવું, રાતે ખાવું. । ૩૫ ॥

(૩૬) અલ્લાહના માર્ગે લડો તેમનાથી જે તમારાથી લડે છે. મારી નાખો તમે તેમને જ્યાં મળે. કતલથી કુફ્ર ખરાબ છે. ત્યાં સુધી તેમની સાથે લડો કે કુફ્ર રહે નહીં અને થાય દીન અલ્લાહનો. તેમણે જેટલી જબરદસ્તી કરી તમારા ઉપર તેટલી જ તમે તેમની સાથે કરો. ॥ -મં. ૧. સિ. ૨, સૂ. ૨. આ. ૧૯૦, ૧૯૧, ૧૯૩, ૧૯૪ ।

**(સમીક્ષક)** જો કુરાનમાં આવી વાતો ન હોત, તો મુસલમાન લોકો આટલો મોટો અપરાધ કે જે બીજા મતવાળાઓ ઉપર કર્યો છે, કરત નહીં. અને વગર અપરાધીઓને મારવા તેમની ઉપર મોટું પાપ છે. જે મુસલમાનોના મતનું ગ્રહણ ન કરવું છે, તેને કુફ્ર કહે છે અર્થાત્ કુફ્રથી કતલને મુસલામાન લોકો સારી માને છે. અર્થાત્ જે અમારા દીનને માનશે નહીં, તેને અમે કતલ કરીશું. તેથી કરતા જ આવ્યા, મજહબ પર લડતા-લડતા પોતે જ રાજ્ય વગેરેથી નાશ પામ્યા. અને તેમનો મત બીજા મતવાળાઓ પર અત્યન્ત કઠોર રહે છે. શું ચોરીનો બદલો ચોરી છે ? કે જેટલો અપરાધ આપણો ચોર વગેરે ચોરી [થી] કરે, શું આપણે પણ ચોરી કરીએ ? આ સર્વથા અન્યાયની વાત છે. શું કોઈ અજ્ઞાની આપણને ગાળો આપે, તેને શું આપણે પણ ગાળો આપીએ ! આ વાત ન તો ઈશ્વરની અને ન તો ઈશ્વરના ભક્ત વિદ્વાનની અને ન તો ઈશ્વરોક્ત પુસ્તકની હોઈ શકે છે. આ તો માત્ર સ્વાર્થી જ્ઞાનરહિત મનુષ્યની છે. ॥ ૩૬ ॥

(૩૭) અલ્લાહ ઝઘડાને મિત્ર રાખતો નથી. અય લોકો ! જો ઈમાન લાવ્યા છો ઈસ્લામમાં પ્રવેશ કરો. ॥ -મં. ૧. સિ. ૨, સૂ. ૨. આ. ૨૦ ૨૦૫, ૨૦૮ ॥

(સમીક્ષક) જો ઝઘડા કરવાને ખુદા મિત્ર નથી સમજતો, તો શા માટે પોતે મુસલમાનોને ઝઘડા કરવામાં પ્રેરણા કરે છે ? અને ઝઘડાખોર મુસલમાનોની સાથે મિત્રતા કેમ કરે છે ? શું મુસલમાનોના મતમાં મળી જવાથી જ ખુદા રાજી છે ? તો તે મુસલમાનોનો જ પક્ષપાતી છે; આખાય સંસારનો ઈશ્વર નથી. આથી અહીં એમ જણાય છે કે ન તો કુરાન ઈશ્વરકૃત અને ન તો તેમાં કહેલો ઈશ્વર હોઈ શકે. । ૩૭ ।।

(૩૮) ખુદા જેને ચાહે અનન્ત રિજક આપે. ।। -મં. ૧. સિ. ૨, સૂ. ૨, આ. ૨૧૨ ।

(સમીક્ષક) શું પાપ-પુણ્ય વિના ખુદા અમસ્તુ જ રિજક આપે છે ? પછી ભલાઈ-બુરાઈ કરવી સરખી જ થઈ. કેમકે સુખ-દુઃખ પ્રાપ્ત થવું તેની ઇચ્છા પર છે. આથી ધર્મથી વિમુખ થઈ મુસલમાન લોકો ઇચ્છા મુજબ આચાર કરે છે. અને કોઈ કોઈ આ કુરાનમાં કહેલા પર વિશ્વાસ ન કરીને ધર્માત્મા પણ હોય છે. । ૩૮ ।

(૩૯) પ્રશ્ન કરે છે તારાથી, રજસ્વલાને કહે, તે અપવિત્ર છે. જુદા રહો, ઋતુસમયમાં તેની પાસે જાવ નહીં જ્યાં સુધી કે તે પવિત્ર ન થાય. જ્યારે સ્નાન કરી લે તેની પાસે તે જગ્યાએથી જાવ, ખુદાએ આજ્ઞા આપી. તમારી બીબીઓ તમારા માટે ખેતીઓ છે. બસ જાઓ, જે રીતે ચાહો પોતાના ખેતરમાં. તમને અલ્લાહ લગબ (બેકાર, વ્યર્થ) શપથમાં નથી પકડતો. ।। મં. ૧. સિ. ૨. સૂ. ૨. આ. ૨૨૨, ૨૨૩, ૨૨૫. ।।

(સમીક્ષક) જે આ રજસ્વલાનો સ્પર્શ-સંગ ન કરવાનું લખ્યું છે તે સારી વાત છે. પરન્તુ જે આ સ્ત્રીઓને ખેતીસરખી લખી અને જેમ જે રીતથી ચાહો ગમન કરો, એ મનુષ્યોને વિષયી કરવાનું કારણ છે. જો ખુદા બેકાર શપથ પર પકડતો નથી, તો બધા જૂઠ બોલશે, શપથ તોડશે. આથી ખુદા જૂઠનો પ્રવર્તક થશે. ।। ૩૯ ।।

(૪૦) તે કોણ મનુષ્ય છે જે અલ્લાહને ઉધાર આપે છે. અચ્છા બસ અલ્લાહ બમણા કરે તેને તેની વાસ્તે. ।। -મં. ૧. સિ. ૨, સૂ. ૨. આ. ૨૪૫ ।।

(સમીક્ષક) ભલા ખુદાને કર્જ ઉધાર★ લેવાનું શું પ્રયોજન ? જેણે આખોય સંસાર બનાવ્યો તે મનુષ્ય પાસેથી કર્જ લે છે ? કદી નહીં. આવું તો સમજ્યા વિના કહી શકાય. શું તેનો ખજાનો ખાલી થઈ ગયો હતો ? શું તે હુંડી પડીકા વ્યાપાર વગેરેમાં મગ્ન થવાથી નુકસાનીમાં ફસાઈ ગયો હતો. જે ઉધાર લેવા લાગ્યો ? અને એકનું બે-બે આપવું સ્વીકાર કરે છે, શું આ મહાજનોનું કામ છે ? કિન્તુ આવું કામ તો દેવાળીઆઓને કે વધારે ખર્ચો કરનાર અને ઓછી આવક વાળાઓને કરવું પડે છે; ઈશ્વરને નહીં. ।। ૪૦ ।।

(૪૧) તેમાંથી કોઈ ઈમાન લાવ્યું નહીં અને કોઈ કાફર થયો, જો અલ્લાહ ચાહત લડતા નહીં. જે ચાહે છે અલ્લાહ કરે છે. ।। મં.૧, સિ.૩, સૂ.૨, આ.૨૫૩ ।।

(સમીક્ષક) શું જેટલી લડાઈઓ થાય છે, તે ઈશ્વરની ઇચ્છાથી થાય છે. શું તે અધર્મ કરવા ચાહે તો કરી શકે છે ? જો એવી વાત છે તો તે ખુદા જ નથી, કેમકે ભલા માણસોનું એ કામ નથી કે શાન્તિ ભંગ કરાવીને લડાઈ કરાવે. આથી જણાય છે કે આ કુરાન ન તો ઈશ્વરનું બનાવેલું અને ન કોઈ ધાર્મિક વિદ્વાનનું રચેલું છે. ।। ૪૧ ।।

---

★ આ જ આયતના ભાષ્યમાં તફસીર હુસૈનીમાં લખ્યું છે કે એક મનુષ્ય મુહમ્મદસાહેબની પાસે આવ્યો. તેણે કહ્યું કે એ રસૂલલ્લાહ ખુદા કર્જ શા માટે માંગે છે. તેમણે ઉત્તર આપ્યો કે તમને બહિશ્તમાં લઈ જવાને માટે. તેણે કહ્યું જો આપ જમાનત-બાંયધરી આપો, તો હું આપું. મુહમ્મદસાહેબે તેની જમાનત લઈ લીધી. ખુદાનો ભરોસો ન થયો, તેના દૂતનો થયો. –द.स.

(૪૨) જે કંઈ આસમાન અને પૃથ્વી પર છે, બધું તેની માટે જ છે ? ચાહે તેની ખુરશીએ આસમાન અને પૃથ્વીને સમાવી લીધી છે. ॥ -મં. ૧. સિ. ૩, સૂ. ૨. આ. ૨૫૫ ॥

**(સમીક્ષક)** જે આકાશ ભૂમિમાં પદાર્થો છે, તે સર્વ જીવોના માટે પરમાત્માએ ઉત્પન્ન કર્યા છે, પોતાના માટે નહીં, કેમકે તે પૂર્ણકામ છે, તેને કોઈ પદાર્થની અપેક્ષા નથી. જ્યારે તેની ખુરશી છે, તો તે એકદેશી છે. જે એકદેશી હોય છે, તે ઈશ્વર કહેવાતો નથી, કેમકે ઈશ્વર તો વ્યાપક છે. ॥ ૪૨ ॥

(૪૩) અલ્લાહ સૂર્યને પૂર્વથી લાવે છે, બસ તું પશ્ચિમથી લઈ આવ, બસ જે કાફર હતો હેરાન થયો, નિશ્ચય અલ્લાહ પાપીઓને માર્ગ દેખાડતો નથી. ॥ -મં. ૧. સિ. ૩, સૂ. ૨. આ. ૨૫૮ ।

**(સમીક્ષક)** જુઓ આ અવિદ્યાની વાત, સૂર્ય પૂર્વથી પશ્ચિમ કે પશ્ચિમથી પૂર્વ કદી આવતો - જતો નથી, તે તો પોતાના પરિધિમાં ઘૂમતો રહે છે. આથી નિશ્ચિત જણાય છે કે કુરાનના કર્તાને ખગોળ અને ભૂગોળ વિદ્યા આવડતી ન હતી. જો પાપીઓને માર્ગ નથી બતાવતો, તો પુણ્યાત્માઓને માટે પણ મુસલમાનોના ખુદાની જરૂરત નથી. કેમકે ધર્માત્મા તો ધર્મમાર્ગમાં જ હોય છે. માર્ગ તો ધર્મથી ભૂલેલા મનુષ્યોને બતાવવાનો હોય છે. માટે કર્તવ્ય ન કરવાથી કુરાનના કર્તાની ભારે ભૂલ છે. । ૪૩ ॥

(૪૪) કહ્યું ચાર જનાવરો(માં)થી લે, તેમની સૂરત ઓળખી રાખ. પછી દરેક પર્વત પર તેમાંથી એક એક ટુકડો રાખી દે. પછી તેમને બોલાવ, દોડતા તારી પાસે ચાલ્યા આવશે. ॥ -મં. ૧. સિ. ૩. સૂ. ૨. આ. ૨૬૦ ॥

**(સમીક્ષક)** વાહ ! વાહ ! જુઓ ભાઈ !! મુસલમાનોનો ખુદા ભાનુમતીની માફક રમત કરી રહ્યો છે. શું આવી જ વાતોથી ખુદાની ખુદાઈ છે ! બુદ્ધિમાન્ લોકો આવા ખુદાને તિલાંજલિ આપીને દૂર રહેશે અને મૂર્ખ લોકો ફસાશે. આથી ખુદાની બડાઈની જગ્યાએ બુરાઈ તેમને ફાળે આવશે. ॥ ૪૪ ॥

(૪૫) જેને ચાહે નીતિ આપે છે. ॥ -મં. ૧. સિ. ૩, સૂ. ૨. આ. ૨૬૯ ।

**(સમીક્ષક)** જ્યારે જેને ચાહે છે તેને નીતિ આપે છે, તો જેને નથી ચાહતો તેને અનીતિ આપતો હશે. આ વાત ઈશ્વરપણાની નથી કિન્તુ જે પક્ષપાત છોડી સર્વને નીતિ ઉપદેશ કરે છે, તે જ ઈશ્વર અને આપ્ત થઈ શકે છે, બીજો નહીં. ॥ ૪૫ ॥

(૪૬) જે લોકો વ્યાજ ખાય છે તેઓ કબરોમાંથી ઊભા નહીં થાય. । -મં. ૧. સિ. ૩, સૂ. ૨. આ. ૨૭૫ ॥

**(સમીક્ષક)** શું તેઓ કબરોમાં જ પડ્યા રહેશે ? અને જો પડ્યા રહેશે તો ક્યાં સુધી ? આવી અસંભવ વાત ઈશ્વરના પુસ્તકની તો હોઈ શકતી નથી, કિન્તુ બાળબુદ્ધિઓની તો હોઈ શકે છે. ॥ ૪૬ ॥

(૪૭) તે કે જેને ચાહશે તેને ક્ષમા કરશે, જેને ચાહશે દંડ આપશે, કેમકે તે બધી વસ્તુ પર બળવાન છે. ॥ -મં. ૧. સિ. ૩, સૂ. ૨. આ. ૨૮૪ ॥

**(સમીક્ષક)** શું ક્ષમાને યોગ્ય ઉપર ક્ષમા ન કરવી, અયોગ્ય પર ક્ષમા કરવી ગર્વગંડ રાજા જેવું આ કર્મ નથી ? જો ઈશ્વર જેને ચાહે છે તેને પાપી કે પુણ્યાત્મા બનાવે છે તો જીવને પાપ-પુણ્ય લાગવાં જોઈએ નહીં અને જ્યારે ઈશ્વરે તેમને તેવા જ કર્યા છે તો જીવને સુખ-દુઃખ પણ થવાં જોઈએ નહીં. જેમ સેનાપતિની આજ્ઞાથી કોઈ નોકરે કોઈને માર્યો કે રક્ષા કરી તો તેના ફળનો ભાગી તે નથી થતો, તેમ તે પણ નથી. ॥ ૪૭ ॥

(૪૮) કહે આથી સારી બીજી કઈ પરહેજગારોને ખબર આપું કે અલ્લાહ તરફથી બહિશ્તો છે જેમાં

નહેરો ચાલે છે. તેમાં જ હંમેશાં રહેનારી શુદ્ધ બીબીઓ છે, અલ્લાહની પ્રસન્નતાથી. અલ્લાહ તેમને જોનારો છે સાથે બન્દોની. ॥ -મં. ૧. સિ. ૩, સૂ. ૩, આ. ૧૪ ॥

**(સમીક્ષક)** ભલા આ સ્વર્ગ છે કે વેશ્યાવન ? એને ઈશ્વર કહેવો કે સ્રૈણ ? કોઈ પણ બુદ્ધિમાન્ આવી વાતો જેમાં હોય, તેને પરમેશ્વરનું બનાવેલું પુસ્તક માની શકે છે ? આ પક્ષપાત શા માટે કરે છે. જે બીબીઓ બહિશ્તમાં હંમેશાં રહે છે, તેણીઓ અહીં જન્મ પામીને ત્યાં ગઈ છે કે ત્યાં જ ઉત્પન્ન થઈ છે. જો અહીં જન્મ પામીને ગઈ છે, અને જો કયામતની રાતથી પહેલાં જ ત્યાં બીબીઓને બોલાવી લીધી તો તેમના ખાવિન્દોને શા માટે બોલાવ્યા નહીં. અને કયામતની રાતમાં સૌનો ન્યાય થશે, એ નિયમને શા માટે તોડ્યો. જો ત્યાં જ જન્મી છે, તો કયામત સુધી તેણીઓ કેમ કરીને નિર્વાહ કરે છે. જો તેમના માટે પુરુષો પણ છે, તો અહીંથી બહિશ્તમાં જનાર મુસલમાનોને ખુદા બીબીઓ ક્યાંથી આપશે ? અને જેમ બીબીઓ બહિશ્તમાં હંમેશાં રહેનારી બનાવી તેમ પુરુષોને ત્યાં હંમેશા રહેનારા કેમ બનાવ્યા નહીં. એથી મુસલમાનોનો ખુદા અન્યાયકારી, બેસમજ છે. ॥ ૪૮ ॥

(૪૯) નિશ્ચય અલ્લાહ તરફથી દીન ઈસ્લામ છે. ॥ -મં. ૧, સિ. ૩, સૂ. ૩, આ. ૧૮ ॥

**(સમીક્ષક)** શું અલ્લાહ મુસલમાનોનો જ છે બીજાઓનો નથી ? શું તેર સો વર્ષ પૂર્વે ઈશ્વરીય મત હતો જ નહીં ? આથી આ કુરાન ઈશ્વરનું બનાવેલું તો નથી કિન્તુ કોઈ પક્ષપાતીનું બનાવેલું છે. ॥ ૪૯ ॥

(૫૦) દરેક જીવને પૂરા આપવામાં આવશે જે કંઈ તેમને કમાવ્યું અને તેઓને અન્યાય કરવામાં આવશે નહીં. કહે કે અલ્લાહ તું જ મુલ્કનો માલિક છે જેને ચાહે આપે છે, જેની પાસેથી ચાહે છે, છીનવી લે છે, જેને ચાહે પ્રતિષ્ઠા આપે છે, જેને ચાહે અપ્રતિષ્ઠા આપે છે, બધું તારા જ હાથમાં છે, દરેક વસ્તુ પર તું જ બળવાન છે. રાતને દિવસમાં અને દિવસને રાતમાં પેસાડે છે અને મૃતકને જીવતો અને જીવતાને મૃતકથી નીકાળે છે અને જેને ચાહે અનન્ત અન્ન આપે છે. મુસલમાનોને ઉચિત છે કે કાફિરોને મિત્ર બનાવે નહીં સિવાય મુસલમાનોની. જે કોઈ આ કરે બસ તે અલ્લાહ તરફથી નથી. કહે જે તમે ચાહો છો અલ્લાહને તો પક્ષ કરો મારો. અલ્લાહ ચાહશે તમને અને તમારા પાપ ક્ષમા કરશે; નિશ્ચય જ કરુણામય છે. ॥ -મં ૧, સિ. ૩, સૂ. ૩, આ.૨૪ થી ૨૭, ૩૦ ॥

**(સમીક્ષક)** જ્યારે પ્રત્યેક જીવને કર્મોનું પૂરેપુરું ફળ આપવામાં આવશે, તો ક્ષમા કરવામાં આવશે નહીં. અને જો ક્ષમા કરવામાં આવશે, તો પુરું ફળ આપવામાં આવશે નહીં અને અન્યાય થશે. જ્યારે ઉત્તમ કર્મો વગર રાજ્ય પ્રતિષ્ઠા આપશે, તો પણ અન્યાયી થઈ જશે અને પાપ વગર રાજ્ય એની પ્રતિષ્ઠા છીનવી લેશે તો પણ અન્યાયકારી થઈ જશે. ભલા, જીવિતથી મૃતક અને મૃતકથી જીવિત કદી થઈ શકે છે ? કેમકે ઈશ્વરની વ્યવસ્થા અછેદ્ય-અભેદ્ય છે. કદી અદલો-બદલો થઈ શકતો નથી. હવે જુઓ, પક્ષપાતની વાતો કે જે મુસલમાનોના મજહબમાં નથી તેમને કાફર ઠરાયા. તેમનામાં શ્રેષ્ઠોથી પણ મિત્રતા ન રાખવા અને મુસલમાનોમાં દુષ્ટોથી પણ મિત્રતા રાખવા માટે ઉપદેશ કરવો, ઈશ્વરને ઈશ્વરતાથી બહાર કરી દે છે. આથી આ કુરાન, કુરાનનો ખુદા અને મુસલમાન લોકો માત્ર પક્ષપાત અવિદ્યાના ભરેલા છે. આથી મુસલમાન લોકો અંધારામાં છે. અને મુહમ્મદસાહેબની લીલા કે જો તમે મારો પક્ષ કરશો તો ખુદા તમારો પક્ષ કરશે અને જો તમે પક્ષપાતરૂપ પાપ કરશો, તેની ક્ષમા પણ કરશે. આથી સિદ્ધ થાય છે કે મુહમ્મદસાહેબનું અન્તઃકરણ શુદ્ધ ન હતું. એટલા માટે પોતાનો મતલબ સિદ્ધ કરવાને માટે મુહમ્મદસાહેબે કુરાન બનાવ્યું કે બનાવડાવ્યું એમ જણાય છે.॥ ૫૦ ॥

(૫૧) જે સમયે કહ્યું ફરિશ્તોએ કે અય મર્યમ, તને અલ્લાહે પસન્દ કરી અને પવિત્ર કર્યું ઉપર જગતની સ્ત્રીઓના. ॥ -મં. ૧. સિ. ૩, સૂ. ૩, આ. ૪૧ ॥

**(સમીક્ષક)** ભલા, જ્યારે આજકાલ ખુદાના ફરિશ્તા અને ખુદા કોઈથી વાતો કરવા આવતા નથી, તો પહેલાં કેવી રીતે આવ્યા હશે ? જો કહો કે પહેલાંના મનુષ્યો પુણ્યાત્મા હતા, અત્યારના નથી, તો એ વાત મિથ્યા છે. કિન્તુ જે સમયે ઈસાઈ અને મુસલમાનોનો મત ચાલ્યો હતો, તે સમયે તે દેશોમાં જંગલી અને વિદ્યાહીન મનુષ્યો વધારે હતા, એથી આવા વિદ્યા-વિરુદ્ધ મતો ચાલી નીકળ્યા. હવે વિદ્વાન્ વધારે છે, એટલા માટે ચાલી શકતા નથી. કિન્તુ જે જે આવા પોકળ મજહબ છે, તે પણ અસ્ત થતા જાય છે, વધવાની તો વાત જ શી કરવી ? ॥ ૫૧ ॥

(૫૨) તેને કહે છે બન,કે બસ બની જાય છે. કાફરોએ ધોખો દીધો, ઈશ્વરે ધોખો દીધો, ઈશ્વર બહુ મકર કરનાર છે. ॥ -મં. ૧. સિ. ૩, સૂ. ૩, આ. ૪૬, ૫૩ ॥

**(સમીક્ષક)** જ્યારે મુસલમાન લોકો ખુદા સિવાય બીજી વસ્તુ માનતા નથી તો ખુદાએ કોને કહ્યું ? અને તેના કહેવાથી કોણ થઈ ગયું ? એનો ઉત્તર મુસલમાન સાત જન્મમાં પણ આપી શકશે નહીં. કેમકે ઉપાદાન કારણ વિના કાર્ય કદી થઈ શકતું નથી. કારણ વિના કાર્યને કહેવું જાણે પોતાના મા-બાપ વિના મારું શરીર થઈ ગયું - એવી વાત છે. જે ધોખો આપે અને મકર અર્થાત્ છલ, દંભ કરે છે, તે ઈશ્વર તો કદી હોઈ શકતો નથી, કિન્તુ ઉત્તમ મનુષ્ય પણ આવું કામ કરતો નથી. ॥ ૫૨ ॥

(૫૩) શું તમને આ ઘણું નહીં થાય કે અલ્લાહ તમને ત્રણ હજાર ફરિશ્તાઓની સાથે સહાય આપે. ॥ -મં. ૧. સિ. ૪. સૂ. ૩. આ. ૧૨૩ ॥

**(સમીક્ષક)** જો મુસલમાનોને ત્રણ હજાર ફરિશ્તાઓની સાથે સહાય આપતો હતો તો અત્યારે મુસલમાનોની બાદશાહી ઘણી બધી નષ્ટ થઈ ગઈ અને થતી જાય છે, કેમ સહાયક થતો નથી ? એટલા માટે આ વાત માત્ર લોભ આપીને મૂર્ખો ને ફસાવવા માટે મહા અન્યાયની છે. ॥ ૫૩ ॥

(૫૪) અને કાફરો ઉપર અમને સહાય કર. અલ્લાહ તમારો ઉત્તમ સહાયક અને કારસાજ છે. જો તમે અલ્લાહના માર્ગમાં માર્યા જાવ, કે મરી જાઓ, (તો) અલ્લાહની દયા ઘણી સારી છે. ॥ -મં. ૧, સિ. ૪, સૂ. ૩. આ. ૧૪૬, ૧૪૯, ૧૫૬ ॥

**(સમીક્ષક)** હવે જુઓ મુસલમાનોની ભૂલ કે જે પોતાના મતથી ભિન્ન છે, તેમને મારવા માટે ખુદાની પ્રાર્થના કરે છે. શું પરમેશ્વર ભોળો છે કે જે એમની વાત માની લે ? જો મુસલમાનોના કારસાજ અલ્લાહ જ છે, તો પછી મુસલમાનોનું કાર્ય નષ્ટ કેમ થાય છે ? અને ખુદા પણ મુસલમાનોની સાથે મોહથી ફસાયા દેખાય છે. જો આવો પક્ષપાતી ખુદા છે તો ધર્માત્મા પુરુષોનો ઉપાસનીય ક્યારેય થઈ શકે નહીં. ॥ ૫૪ ॥

(૫૫) અને અલ્લાહ તમને પરોક્ષજ્ઞ કરતો નથી, પરન્તુ પોતાના પયગમ્બરોમાંથી જેને ચાહે, તેને પસન્દ કરે. બસ અલ્લાહ અને તેના રસૂલોની સાથે ઈમાન લાવો. ॥ -મં. ૧. સિ. ૪, સૂ. ૩, આ. ૧૭૯ ॥

**(સમીક્ષક)** જ્યારે મુસલમાન લોકો ખુદા સિવાય કોઈની સાથે ઈમાન નથી લાવતા અને કોઈને ખુદાના સાક્ષી માનતા નથી, તો પયગમ્બરસાહેબને કેમ ઈમાનમાં ખુદાની સાથે શરીક કર્યા ? અલ્લાહે પયગમ્બરની સાથે ઈમાન લાવવાનું લખ્યું, એનાથી પયગમ્બર પણ શરીક થઈ ગયા. પછીથી લાશરીક કહેવું યોગ્ય નથી. જો આનો અર્થ એમ સમજવામાં આવે કે મુહમ્મદસાહેબ પયગમ્બર હોવાથી વિશ્વાસ લાવવો

જોઈએ, તો એ પ્રશ્ન થાય છે કે મુહમ્મદસાહેબના હોવાથી શી જરૂરિયાત છે ? જો ખુદા એમને પયગમ્બર બનાવ્યા વિના પોતાનું અભીષ્ટ કાર્ય કરી શકતો નથી, તો અવશ્ય અસમર્થ થયો. ॥ ૫૫ ॥

(૫૬) એ ઈમાનવાળાઓ ! સન્તોષ કરો. પરસ્પર પકડી રાખો અને લડાઈમાં લાગ્યા રહો. અલ્લાહથી ડરો કે તમને છૂટકારો મળશે. ॥ -મં. ૧. સિ. ૪, સૂ. ૩, આ. ૨૦૦ ॥

(સમીક્ષક) આ કુરાનનો ખુદા અને પયગમ્બર બન્ને ઝઘડાખોર હતા. જે લડાઈની આજ્ઞા આપે છે તે શાન્તિભંગ કરનાર હોય છે. શું નામ માત્ર ખુદાથી ડરવાથી છૂટકારો મેળવાય છે ? કે અધર્મયુક્ત લડાઈ વગેરેથી ડરવાથી ? જો પ્રથમ પક્ષ હોય તો ડરવું ન ડરવું સમાન છે અને જો બીજો પક્ષ છે તો ઠીક છે. ॥ ૫૬ ॥

(૫૭) આ અલ્લાહની સીમાઓ છે, જે અલ્લાહ અને તેમના રસૂલોનું કહ્યું માનશે તે બહિશ્તમાં જશે, જેમાં નહેરો ચાલે છે અને એ જ મોટું પ્રયોજન છે. જો અલ્લાહની અને તેના રસૂલની આજ્ઞાનો ભંગ કરશે અને તેની હદોથી બહાર થઈ જશે તે હંમેશાં રહેનારી આગમાં બાળવામાં આવશે અને તેને માટે ખરાબ કરનાર દુઃખ છે. ॥ -મં. ૧ સિ. ૪, સૂ. ૪, આ. ૧૩, ૧૪ ॥

(સમીક્ષક) ખુદાએ જ મુહમ્મદસાહેબ પયગમ્બરને પોતાના શરીક કરી લીધા છે અને ખુદ કુરાનમાં જ લખ્યું છે. અને જુઓ ! ખુદા પયગમ્બરસાહેબની સાથે કેવા ફસાયા છે કે જેમણે બહિશ્તમાં રસૂલનો ભાગ કર્યો છે. કોઈ એક વાતમાં પણ મુસલમાનોના ખુદા સ્વતન્ત્ર નથી, તો લાશરીક કહેવા વ્યર્થ છે. આવી-આવી વાતો ઈશ્વરોક્ત પુસ્તકમાં હોઈ શકે નહીં. ॥ ૫૭ ॥

(૫૮) અને એક ત્રસરેણુની બરાબર પણ અલ્લાહ અન્યાય નથી કરતો. અને જે ભલાઈ હોય, તેની બમણી કરશે. તેને ॥ -મં. ૧. સિ. ૫, સૂ. ૪, આ. ૪૦ ॥

(સમીક્ષક) જો એક ત્રસરેણુ પણ ખુદા અન્યાય નથી કરતો, તો પુણ્યને દ્વિગુણ કેમ કરી આપે ? અને મુસલમાનોનો પક્ષપાત કેમ કેર છે ? વાસ્તવમાં દ્વિગુણ કે ન્યૂન ફળ કર્મોનું આપે તો ખુદા અન્યાયી થઈ જાય. ॥ ૫૮ ॥

(૫૯) જ્યારે તારી પાસેથી બહાર નીકળે છે ત્યારે તારા કહ્યા સિવાય = વિપરીત વિચારે છે. અલ્લાહ તેમની સલાહને લખે છે. અલ્લાહે તેમની કમાયેલી વસ્તુને લીધે તેમને ઉલટા ઉલટાવી દીધા. શું તમે ચાહો છો કે અલ્લાહના ગુમરાહ કરેલાને માર્ગ પર લાવો ? બસ જેમને અલ્લાહ ગુમરાહ કરે તેમને કોઈ પણ દિવસ રસ્તો મળશે નહીં. ॥ -મં. ૧. સિ. ૫, સૂ. ૪, આ. ૮૧, ૮૮ ॥

(સમીક્ષક) જે અલ્લાહ વાતોને લખીને બહી ખાતું બનાવતો જાય છે તો તે સર્વજ્ઞ નથી. જો સર્વજ્ઞ હોય તો લખવાનું શું કામ ? અને જે મુસલમાનો કહે છે કે શેતાન જ બધાને બહેકાવવાથી દુષ્ટ થયો છે તો જ્યારે ખુદા જ જીવોને ગેરમાર્ગે દોરે છે તો ખુદા અને શેતાનમાં ભેદ શો રહ્યો ? હા, એટલો ભેદ કહી શકાય કે ખુદા મોટો શેતાન છે, પેલો નાનો શેતાન. કેમકે મુસલમાનોનો જ કૌલ છે કે જે બહેકાવે છે તે જ શેતાન છે, તો આ પ્રતિજ્ઞાથી ખુદાને પણ શેતાન બનાવી દીધો. ॥ ૫૯ ॥

(૬૦) અને પોતાના હાથોને રોકે નહીં તો તેમને પકડો અને જ્યાં મેળવો ત્યાં મારી નાખો. મુસલમાનોએ મુસલમાનોને મારવા એ યોગ્ય નથી. જે કોઈ અણજાણતાં મારી નાખે. બસ એક ગરદન મુસલમાનની છોડવાની છે અને (જો) ખૂન વહ્યું તે લોકો તરફથી થઈ જે (સન્ધિ) તે કોમથી હોય, (અને) તમારા માટે દાન કરી દે, જે દુશ્મનની કોમથી છે. અને જો કોઈ મુસલમાનને જાણીને મારી નાખે તે હંમેશાં

દોજખમાં રહેશે, તે પર અલ્લાહનો ક્રોધ અને લાનત છે. ॥ -મં. ૧. સિ. ૫, સૂ. ૪, આ. ૯૧ - ૯૩.॥

**(સમીક્ષક)** હવે જુઓ મહાપક્ષપાતની વાત. કે જે મુસલમાન ન હોય, તેને જ્યાં મેળવો ત્યાં મારી નાખો અને મુસલમાનોને મારતા નહીં. ભૂલથી મુસલમાનોને મારવામાં પ્રાયશ્ચિત અને અન્યને મારવાથી બહિશ્ત મળશે એવો ઉપદેશ કૂવામાં નાખી દેવો જોઈએ. આવાં આવાં પુસ્તક, આવા આવા પયગમ્બર, આવા આવા ખુદા અને આવા આવા મતથી હાનિ સિવાય લાભ કંઈ પણ નથી. આવાનું ન હોવું સારું અને આવા પ્રામાદિક મતોથી બુદ્ધિમાનોને મારે તેને દોજખ મળે અને બીજા મતવાળા કહે છે કે મુસલમાનને મારે તો સ્વર્ગ મળે. હવે કહો આ બન્ને મતોમાંથી કોને માનીએ અને કોને છોડીએ ? કિન્તુ આવા મૂઢ કલ્પેલા મતોને છોડીને વેદોક્ત મત સ્વીકાર કરવા યોગ્ય બધા મનુષ્યોને માટે છે કે જેમાં આર્યમાર્ગ અર્થાત્ શ્રેષ્ઠ પુરુષોના માર્ગમાં ચાલવું અને દસ્યુ અર્થાત્ દુષ્ટોના માર્ગથી જુદા રહેવાનું લખ્યું છે; સર્વોત્તમ છે.॥૬૦॥

(૬૧) અને શિક્ષા પ્રકટ થયા પછી જેણે રસૂલ સાથે વિરોધ કર્યો અને મુસલમાનોથી વિરુદ્ધ પક્ષ કર્યો; અવશ્ય અમે તેમને દોજખમાં મોકલીશું. ॥ -મં. ૧, સિ. ૫, સૂ. ૪, આ. ૧૧૫ ॥

**(સમીક્ષક)** હવે જુઓ ખુદા અને રસૂલની પક્ષપાતની વાતો ! મુહમ્મદસાહેબ વગેરે સમજતા હતા કે જે ખુદાના નામથી અમે આવી વાતો નહીં લખીએ તો આપણો મજહબ વધશે નહીં. અને પદાર્થો મળશે નહીં, આનન્દ ભોગ થશે નહીં. આથી જણાય છે કે પોતાના મતલબ કરવામાં પૂરા હતા અને બીજાઓના પ્રયોજનો બગાડવામાં. આથી એઓ અનાપ્ત હતા. એમની વાતનું પ્રમાણ આપ્ત વિદ્વાનોની સામે કદી થઈ શકતું નથી. ॥ ૬૧ ॥

(૬૨) જો અલ્લાહ ફરિશ્તાઓ કિતાબો રસૂલો અને કયામતની સાથે કુફ્ર કરે નિશ્ચય તે ગુમરાહ છે. નિશ્ચય જે લોકો ઈમાન લાવ્યા, પછી કાફર થયા, પછી ફરી ઈમાન લાવ્યા, ફરી ગયા અને કુફ્રમાં વધારે વધ્યા. અલ્લાહ તેમને કદી ક્ષમા કરશે નહીં અને રસ્તો બતાવશે નહીં. ॥ -મં. ૧, સિ. ૫, સૂ. ૪, આ. ૧૩૬, ૧૩૭ ॥

**(સમીક્ષક)** શું હજુ પણ ખુદા લાશરીક રહી શકે છે ? શું લાશરીક કહેતાં જવું અને એની સાથે ઘણા શરીક પણ માનવા એ પરસ્પર વિરુદ્ધ વાત નથી ? શું ત્રણ વાર ક્ષમાની પછી ખુદા ક્ષમા નથી કરતો ? અને ત્રણ વાર કુફ્ર કરવાથી રસ્તો બતાવે છે ? અથવા ચોથી વારથી આગળ નથી બતાવતો ? જો ચાર-ચાર વાર પણ કુફ્ર બધા લોકો કરે તો કુફ્ર ઘણો વધી જાય. ॥ ૬૨ ।

(૬૩) નિશ્ચય અલ્લાહ બુરા લોકોને અને કાફરોને જમા કરશે દોજખમાં. નિશ્ચય બુરા લોકો ધોખો આપે છે અલ્લાહને અને તેમને તે ધોખો આપે છે. એ ઈમાનવાળાઓ ! મુસલમાનોને છોડી કાફરોને મિત્ર બનાવશો નહીં. ॥ -મં. ૧. સિ. ૫, સૂ. ૪, આ. ૧૪૦, ૧૪૨, ૧૪૪ ॥

**(સમીક્ષક)** મુસલમાનોને બહિશ્ત અને બીજા લોકોને દોજખ જવાનું શું પ્રમાણ ? વાહ ભાઈ વાહ ! જે ખરાબ લોકોના ધોખામાં આવે અને બીજાને ધોખો આપે છે એવો ખુદા આપણાથી અલગ રહે, પરન્તુ જે ધોખેબાજ છે એની સાથે જઈને મળે અને તે પણ એને મળે. કેમકે - **"यादृशी शीतलादेवी तादृशः वाहनः खरः ॥"**- જેવાને તેવા મળે ત્યારે જ નિર્વાહ થાય છે. જેમનો ખુદા ધોખેબાજ છે એમના ઉપાસક લોકો ધોખેબાજ કેમ ન હોય ? શું દુષ્ટ મુસલમાન હોય એની સાથે મિત્રતા અને બીજા શ્રેષ્ઠ મુસલમાન ભિન્નથી શત્રુતા કરવી કોઈને ઉચિત હોઈ શકે ? ॥ ૬૩ ॥

(૬૪) એ લોકો ! નિશ્ચય તમારી પાસે સત્યની સાથે ખુદા તરફથી પયગમ્બર આવ્યો. બસ તમે

તેમના પર ઈમાન લાવો. અલ્લાહ માબુદ એકલો છે. ॥ -મં. ૧. સિ. ૬, સૂ. ૪, આ. ૧૭૦, ૧૭૧ ॥

(સમીક્ષક) શું જ્યારે પયગમ્બરો પર ઈમાન લાવવા લખ્યું તો ઈમાનમાં પયગમ્બર ખુદાનો શરીક અર્થાત્ ભાગીદાર થયો કે નહીં ? જ્યારે અલ્લાહ એકદેશી છે, વ્યાપક નહીં, ત્યારે તો એની પાસેથી પયગમ્બર આવે-જાય છે તો તે ઈશ્વર પણ ન હોઈ શકે. ક્યાંક સર્વદેશી લખે છે, ક્યાંક એકદેશી. એનાથી જણાય છે કે કુરાન એકનું બનાવેલું નથી પરન્તુ ઘણાઓનું બનાવેલું છે. ॥ ૬૪ ॥

(૬૫) તમારા પર હરામ કરવામાં આવ્યા મુર્દાર, લોહી, સુઅરનું માંસ જે પર અલ્લાહ વિના કંઈ બીજુ ભણવામાં આવે, ગળું દબાવે, લાકડી મારે, ઉપરથી નીચે પડે, શિંગડું મારે અને દરંદેનું ખાધેલું. ॥ -મં.૨, સિં.૬, સૂ. ૫, આ. ૩ ॥

(સમીક્ષક) શું આટલા જ પદાર્થો હરામ છે ? બીજા ઘણા પશુ તથા તિર્યક્ જીવ કીડી વગેરે મુસલમાનોને હલાલ હશે ? એટલા માટે આ મનુષ્યોની કલ્પના છે, ઈશ્વરની નહીં. એથી એનું પ્રમાણ પણ નથી. ॥ ૬૫ ॥

(૬૬) અને અલ્લાહને સારું ઉધાર આપો. અવશ્ય હું તમારી બુરાઈ દૂર કરીશ અને તમને બહિશ્તમાં મોકલીશ. ॥ -મં. ૨, સિ. ૬, સૂ. ૫, આ. ૧૨ ॥

(સમીક્ષક) વાહ ભાઈ ! મુસલમાનોના ખુદાના ઘરમાં કોઈ ધન વિશેષ નહીં રહ્યું હોય. જો વિશેષ હોય તો ઉધાર શા માટે માંગે ? અને એમને કેમ બહેકાવે કે તમારી બુરાઈ છોડાવીને તમને સ્વર્ગમાં મોકલીશ ? અહીં જણાય છે કે ખુદાના નામથી મુહમ્મદસાહેબે પોતાનો સ્વાર્થ સિદ્ધ કર્યો છે. ॥ ૬૬ ॥

(૬૭) જેને ચાહે છે ક્ષમા કરે છે, જેને ચાહે દુઃખ આપે છે. જે કંઈ કોઈને પણ ન આપ્યું તે તમને આપ્યું. ॥ -મં. ૨, સિ. ૬, સૂ. ૫, આ. ૧૮, ૨૦ ॥

(સમીક્ષક) જેમ શેતાન જેને ચાહે પાપી બનાવે, તેમ મુસલમાનોના ખુદા પણ શેતાનનું કામ કરે છે ? જો એમ હોય તો પછી સ્વર્ગ અને નરકમાં ખુદા જાય, કેમકે તે પાપ-પુણ્ય કરનાર થયો. જીવ પરાધીન છે. જેમ સેના સેનાપતિને આધીન રક્ષા કરે અને કોઈને મારે છે,એની ભલાઈ-બુરાઈ સેનાપતિની હોય છે, સેના ઉપર નહીં. ॥ ૬૭ ॥

(૬૮) આજ્ઞા માનો અલ્લાહની અને આજ્ઞા માનો રસૂલની. ॥ -મં. ૨, સિ. ૭, સૂ. ૫,આ.૯૨॥

(સમીક્ષક) જુઓ ! આ વાત ખુદાના શરીક હોવાની છે. પછી ખુદાને 'લાશરીક' માનવો વ્યર્થ છે. ॥ ૬૮ ॥

(૬૯) અલ્લાહે માફ કર્યું જે થઈ ચૂક્યું અને જે કોઈ ફરી કરશે અલ્લાહ તેનાથી બદલો લેશે. ॥ -મં. ૨, સિ. ૬, સૂ. ૫, આ. ૯૫ ॥

(સમીક્ષક) કરેલાં પાપોની ક્ષમા કરવી જાણે કે પાપોને કરવાની આજ્ઞા આપીને વધારવા બરાબર છે. પાપ ક્ષમા કરવાની વાત જે પુસ્તકમાં હોય, તે ન ઈશ્વર અને ન કોઈ વિદ્વાને બનાવેલું છે, પરન્તુ પાપવર્ધક છે. હા, આગામી પાપ છોડવા માટે કોઈને પ્રાર્થના તથા પોતે છોડવાને માટે પુરુષાર્થ - પશ્ચાત્તાપ કરવો ઉચિત છે. પરન્તુ કેવળ પશ્ચાત્તાપ કરતા રહે અને છોડે નહીં, તો પણ કાંઈ થઈ શકે નહીં. ॥ ૬૯ ॥

(૭૦) અને તે મનુષ્યથી વધારે પાપી કોણ છે, જે અલ્લાહ પર જૂઠ બાંધી લે છે અને કહે છે કે મારી તરફ બહી કરવામાં આવી પરન્તુ બહી તેની તરફ નથી કરવામાં આવી અને જે કહે છે કે હું પણ ઉતારીશ કે જેમ અલ્લાહ ઉતારે છે. ॥ -મં. ૨, સિ. ૭, સૂ. ૬, આ. ૯૪ ॥

**(સમીક્ષક)** આ વાતથી સિદ્ધ થાય છે કે જ્યારે મુહમ્મદસાહેબ કહેતા હતા કે મારી પાસે ખુદા તરફથી આયતો આવે છે, ત્યારે બીજા કોઈએ પણ મુહમ્મદસાહેબની જેમ લીલા રચી હશે કે મારી પાસે પણ આયતો ઉતરે છે, મને પણ પયગમ્બર માનો, એને હટાવવા અને પોતાની પ્રતિષ્ઠા વધારવા માટે મુહમ્મદસાહેબે આ ઉપાય કર્યો હશે. ॥ ૭૦ ।

(૭૧) અવશ્ય અમે તમને ઉત્પન્ન કર્યા, પછી તમારી સૂરતો બનાવી, ફરિસ્તાઓને કહ્યું કે આદમની સિજદા કરો, બસ તેમણે સિજદા કરી, પરન્તુ શેતાન સિજદા કરનારાઓમાં ન થયો. કહ્યું, જ્યારે મેં તને આજ્ઞા આપી પછી કોઈકે રોક્યો કે તેં સજદા કરી નથી, કહ્યું, હું તેનાથી સારો છું. તેં મને આગથી અને તેને માટીથી ઉત્પન્ન કર્યો. કહ્યું. બસ તેમાંથી ઉતર, આ તારા યોગ્ય નથી કે તું તેમાં અભિમાન કરે. કહ્યું, તે દિવસ સુધી ઢીલ દે કે કબરોમાંથી ઊઠાવવામાં આવે. કહ્યું, નિશ્ચય તું ઢીલ આપેલાઓમાંથી છે. કહ્યું, બસ એની કસમ છે કે તેં મને ગુમરાહ કર્યો, અવશ્ય હું તેમના માટે તારા સીધા રસ્તા ઉપર બેસીશ. અને ઘણું કરીને તું તેને ધન્યવાદ કરનાર પામીશ નહીં. કહ્યું તેનાથી દુર્દશાની સાથે નીકળ, અવશ્ય જે કોઈ તેમાંથી તારો પક્ષ કરશે, તમારા બધાથી દોજખને ભરીશ. ॥ મં. ૨, સિ. ૮, સૂ. ૭, આ. ૧૧ - ૧૮ ।

**(સમીક્ષક)** હવે ધ્યાનથી સાંભળો. ખુદા અને શૈતાનના ઝઘડાને, એક ફરિશ્તા, જેમ કે ચાકર હોય, તે પણ ખુદાથી ન દબાયો અને આત્માને પવિત્ર પણ ન કરી શક્યો. પછી આવા બાગીને જે પાપી બનાવીને ગદર કરનાર હતો એને ખુદાએ છોડી દીધો. ખુદાની આ મોટી ભૂલ છે. શેતાન તો બધાને બહેકાવનાર અને ખુદા શેતાનને બહેકાવનાર હોવાથી સિદ્ધ થાય છે કે શેતાનનો પણ શેતાન ખુદા છે. કેમકે શેતાન પ્રત્યક્ષ કહે છે કે તેં મને ગેરમાર્ગે દોર્યો. એનાથી ખુદામાં પવિત્રતા પણ જોવા મળતી નથી, અને બધી બુરાઈઓને ચલાવનાર મૂળ કારણ ખુદા થયો. આવા ખુદા મુસલમાનોના જ હોઈ શકે, અન્ય શ્રેષ્ઠ વિદ્વાનોના નહીં. અને ફરિશ્તાઓ સાથે મનુષ્યવત્ વાર્તાલાપ કરવાથી દેહધારી, અલ્પજ્ઞ, ન્યાય રહિત, મુસલમાનોનો ખુદા છે. આથી વિદ્વાન્ માણસો ઈસ્લામના મજહબને પસંદ કરતા નથી. ॥ ૭૧ ॥

(૭૨) નિશ્ચય તમારો માલિક અલ્લાહ છે જેણે આસમાનો અને પૃથ્વીને છ દિવસમાં ઉત્પન્ન કર્યા. પછી કરાર પકડ્યો અર્શ પર. દીનતાથી પોતાના માલિકને પોકારો. । મં. ૨, સિ. ૮, સૂ. ૭, આ. ૫૪, ૫૫ ॥

**(સમીક્ષક)** ભલા ! જે છ દિવસમાં જગતને બનાવે, અર્શ અર્થાત્ ઉપરના આકાશમાં સિંહાસન પર આરામ કરે, તે ઈશ્વર સર્વશક્તિમાન્ અને વ્યાપક કદી હોઈ શકે છે ? એના ન હોવાથી તે ખુદાપણ કહી શકાય નહીં. શું તમારો ખુદા બહેરો છે કે જે પોકારવાથી સાંભળે છે ? આ બધી વાતો અનીશ્વરકૃત છે. આથી કુરાન ઈશ્વરકૃત હોઈ શકે નહીં. જો છ દિવસોમાં જગત્ બનાવ્યું, સાતમા દિવસે અર્શ પર આરામ કર્યો, તો થાકી પણ ગયો હશે. અને હજુ સુધી સૂતો છે કે જાગે છે ? જો જાગે છે તો હવે કંઈ કામ કરે છે કે નિઠલ્લો સૈલ સપટા અને એશ કરતો ફરે છે. ।। ૭૨ ॥

(૭૩) ફરો નહીં પૃથ્વી પર ઝઘડા કરતા. ॥ મં. ૨, સિ. ૮, સૂ. ૭, આ. ૭૪ ॥

**(સમીક્ષક)** આ વાત તો સારી છે, પરન્તુ આથી વિપરીત બીજા સ્થાનોમાં જેહાદ કરવી અને કાફરોને મારવા પણ લખ્યું છે. હવે કહો આ પૂર્વાપર વિરોધ નથી ? આથી એમ જણાય છે કે જ્યારે મુહમ્મદસાહેબ નિર્બળ થયા હશે, ત્યારે તેમણે આ ઉપાય રચ્યો હશે અને જ્યારે સબળ થયા હશે ત્યારે ઝઘડો મચાવ્યો હશે. આથી આ વાતો પરસ્પર વિરોધી હોવાથી બન્ને સાચી નથી. ॥ ૭૩ ॥

(૭૪) બસ એક જ વખત પોતાનો અસા નાખી દીધો અને તે અજગર હતો પ્રત્યક્ષ. ॥ મં. ૨, સિ.

૯, સૂ. ૭, આ. ૧૦૭ ॥

**(સમીક્ષક)** હવે આ લખવાથી જણાય છે કે આવી જૂઠી વાતોને ખુદા અને મુહમ્મદસાહેબ પણ માનતા હતા. જો એમ છે તો એ બન્ને વિદ્વાન હતા નહીં, કેમકે જેમ આંખથી જોવાને અને કાનથી સાંભળવાને કોઈ અન્યથા નથી કરી શકતું. આથી જ આ ઇન્દ્રજાળની વાતો છે. ॥ ૭૪ ॥

(૭૫) બસ અમે તેમના પર મેહનું તોફાન મોકલ્યું, ટિડ્ડી, ચિચડી અને દેડકાં અને લોહી. બસ એમનાથી અમે બદલો લીધો અને તેમને ડુબાડી દીધા દરિયામાં અને અમે બની ઔલાદ ઈઝરાયેલને દરિયાની પાર ઉતારી દીધી. નિશ્ચય તે દીન જૂઠો છે કે જેમાં તેઓ છે અને તેમનું કાર્ય પણ જૂઠું છે. ॥ -મં. ૨, સિ. ૯, સૂ. ૭, આ. ૧૩૩, ૧૩૬, ૧૩૮, ૧૩૯ ॥

**(સમીક્ષક)** હવે જુઓ, જેમ કોઈ પાખંડી કોઈને ડરાવે કે અમે તમારા ઉપર સાંપોને કરડવા માટે મોકલીશું, એવી જ આ પણ વાત છે. ભલા, જે આવો પક્ષપાતી કે એક જાતિને ડુબાવી દે અને બીજીને પાર ઉતારે તે અધર્મી ખુદા કેમ નહીં ? જે બીજા મતોને કે જેમાં હજારો-કરોડો મનુષ્યો હોય, જૂઠો બતાવે અને પોતાને સાચો, તેનાથી વધારે જૂઠો બીજો ક્યો મત હોઈ શકે છે ? કેમકે કોઈ મતમાં બધા મનુષ્યો ખરાબ અને ભલા હોઈ શકતા નથી. આ એકતરફી ડિગ્રી કરવી મહામૂર્ખોનો મત છે. શું તૌરેત જબુરનો દીન, કે જે તેમનો હતો, જૂઠો થઈ ગયો ? કે તેમનો કોઈ બીજો મજહબ હતો કે જેને જૂઠો કહ્યો અને જે તે બીજો મજહબ હતો, તો ક્યો હતો ? કહો કે જેનું નામ કુરાનમાં હોય. ॥ ૭૫ ॥

(૭૬) બસ તું મને અલબત્તા જોઈ શકીશ, જ્યારે પ્રકાશ કર્યો તેના માલિકે પહાડ તરફ તેને પરમાણુ-પરમાણુ કર્યો. પડી ગયો મુસા બેહોશ. ॥ -મં. ૨, સિ. ૯, સૂ. ૭, આ. ૧૪૩ ॥

**(સમીક્ષક)** જે જોવામાં આવે છે તે વ્યાપક હોઈ શકે નહીં. અને આવા ચમત્કાર કરતો ફરતો હતો તો ખુદા અત્યારે આવા ચમત્કાર કોઈને કેમ નથી દેખાડતો ? સર્વથા વિદ્યા વિરુદ્ધ હોવાથી આ વાત માનવા યોગ્ય નથી. ॥ ૭૬ ॥

(૭૭) અને પોતાના માલિકને દીનતા (અને) ડરથી મનમાં યાદ કર, ધીમા અવાજે સવારે અને સાંજે. ॥ -મં. ૨, સિ. ૯, સૂ. ૭, આ. ૨૦૫ ॥

**(સમીક્ષક)** ક્યાંક ક્યાંક કુરાનમાં લખ્યું છે કે ઊંચા અવાજે પોતાના માલિકને પોકાર અને ક્યાંક ક્યાંક ધીરે ધીરે મનમાં ઈશ્વરનું સ્મરણ કર. હવે કહો, કઈ વાત સાચી ? અને કઈ જૂઠી ? જો એક બીજી વાતથી વિરોધ કરે છે તો એ વાત પ્રમત્ત ગીત જેવી હોય છે. જો કોઈ વાત ભ્રમથી વિરુદ્ધ નીકળી જાય, તેને માની લઈએ તો કંઈ ચિન્તા નથી. ॥ ૭૭ ॥

(૭૮) પ્રશ્ન કરે છે તને લૂંટોથી. કહે, લૂંટ વાસ્તે અલ્લાહની અને રસૂલની અને ડરો અલ્લાહથી. ॥ -મં. ૨, સિ. ૯, સૂ. ૮, આ. ૧ ॥

**(સમીક્ષક)** જે લૂંટ મચાવે, ડાકૂનાં કર્મો કરે, કરાવે અને ખુદા તથા પયગમ્બર અને ઈમાનદાર પણ બને, એ મોટા આશ્ચર્યની વાત છે અને અલ્લાહનો ડર બતાવતા અને લૂંટ વગેરે બુરાં કામો પણ કરતા જાય અને 'ઉત્તમ મત અમારો છે' કહેતાં લાજ પણ નથી. હઠ છોડીને સત્ય વેદમતનું ગ્રહણ કરે નહીં, એથી વધારે કઈ બીજી બુરાઈ હશે ? ॥ ૭૮ ॥

(૭૯) અને કાપે મૂળ કાફરોનાં. હું તમને સહાય આપીશ. સાથે હજાર ફરિશ્તાઓની પાછળ-પાછળ આવનારા. અવશ્ય હું કાફરોના દિલોમાં ભય નાખીશ. બસ મારો ઉપર ગરદનની. મારો તેમાંથી

દરેક પોરી (=સન્ધિ) પર. ॥ -મં.૨, સિ.૯, સૂ.૮, આ.૭, ૯, ૧૨ ॥

(સમીક્ષક) વાહ ભાઈ વાહ ! કેવો ખુદા અને કેવો પયગમ્બર દયાહીન. જો મુસલમાની મતથી જુદા કાફરોનું મૂળ કપાવે. અને ખુદા આજ્ઞા આપે તેમને ગરદનથી મારો અને હાથ-પગના જોડને કાપવાની સહાય અને સમ્મતિ આપે, એવો ખુદા લંકેશથી શું કંઈ ઓછો છે ? આ બધો પ્રપંચ કુરાનના કર્તાનો છે, ખુદાનો નથી. જો ખુદાનો હોય, તો આવો ખુદા અમારાથી દૂર અને અમે તેનાથી દૂર રહીએ. ॥ ૭૯ ॥

(૮૦) અલ્લાહ મુસલમાનોની સાથે છે. અય લોકો ! જે ઈમાન લાવ્યા છો, પોકારવાનું સ્વીકાર કરો વાસ્તે અલ્લાહની, અને વાસ્તે રસૂલની. અય લોકો જે ઈમાન લાવ્યા છો, ચોરી કરો નહીં અલ્લાહની રસૂલની અને ચોરી કરો નહીં અમાનત પોતાનીની. અને મકર કરતો હતો, અલ્લાહ અને અલ્લાહ ભલો (=વધારે) મકર કરનારાઓનો છે. ॥ -મં. ૨, સિ. ૯, સ. ૮, આ. ૧૯, ૨૪, ૨૭, ૩૦ ॥

(સમીક્ષક) શું અલ્લાહ મુસલમાનોનો પક્ષપાતી છે ? જો આવો છે તો અધર્મ કરે છે. નહીં તો ઈશ્વર આખીય સૃષ્ટિનો છે. શું ખુદા વગર પોકારે સાંભળી શકતો નથી. બહેરો છે ? અને તેની સાથે રસૂલને શરીક કરવો ઘણી બુરી વાત નથી ? અલ્લાહનો ક્યો ખજાનો ભર્યો છે કે ચોરી કરશે ? શું રસૂલ અને પોતાની થાપણની ચોરી છોડીને બીજી સૌની ચોરી કર્યા કરીએ ? આવો ઉપદેશ અવિદ્વાન્ અને અધર્મીઓનો હોઈ શકે છે. ભલા, જે મકર કરે અને જે મકર કરનારાઓનો સંગી છે, તે ખુદા કપટી, છલી અને અધર્મી કેમ નહીં ? એટલા માટે આ કુરાન ખુદાનું બનાવેલું નથી. કોઈ કપટી, છલીનું બનાવેલું હશે. નહીં તો આવી અન્યથા વાતો શા માટે લખી હોત ? ॥ ૮૦ ॥

(૮૧) હજુ લડો તેમની સાથે, અહીં સુધી કે ન રહે ફિતના અર્થાત્ બળ કાફરોનું અને થાય દીન તમામ વાસ્તે અલ્લાહની. અને જાણો તમે એ કે જે કંઈ તમે લૂંટો કોઈ વસ્તુને નિશ્ચય વાસ્તે અલ્લાહને છે પાંચમો ભાગ તેનો અને વાસ્તે રસૂલને. ॥ -મં. ૨, સિ. ૯, સૂ. ૮, આ. ૩૯, ૪૧ ॥

(સમીક્ષક) આવો અન્યાયથી લડનાર અને લડાવનાર મુસલમાનોના ખુદાથી જુદો શાન્તિનો ભંગ કરનાર બીજો કોણ હશે ? હવે જુઓ આ મજહબ કે અલ્લાહ અને રસૂલની વાસ્તે આખાય જગતને લૂંટવું-લૂંટાવવું લૂંટારાઓનું કામ નથી ? અને લૂંટના માલમાં ખુદાને હિસ્સેદાર બનાવવા, એ તો જાણે ડાકૂ બનવું છે અને આવા લૂંટારાઓનો પક્ષપાતી બની ખુદા પોતાની ખુદાઈમાં ડાઘ લગાડે છે. મોટા આશ્ચર્યની વાત છે કે આવું પુસ્તક, આવો ખુદા અને આવો પયગમ્બર સંસારમાં આવી ઉપાધિ અને શાન્તિભંગ કરીને મનુષ્યોને દુઃખ આપવાને માટે ક્યાંથી આવ્યો ? જો આવા-આવા મત જગતમાં પ્રચલિત ન હોત, તો આખુંય જગત આનન્દમાં રહેત. ॥ ૮૧ ॥

(૮૨) અને કદી જુએ તું જ્યારે કાફરોને બહિશ્ત કબ્જાવતાં, મારે છે, મુખ તેમના અને પીઠ તેમની અને કહેતા ચાખો અજાબ જલવાનો. અમે તેમનાં પાપોથી તેમને માર્યા અને અમે ફિરાઓનની કોમને ડુબાવી દીધી. અને તૈયારી કરો વાસ્તે તેમની જે કંઈ તમે કરી શકો. । -મં. ૨, સિ. ૯, સૂ. ૮, આ. ૫૦, ૫૪, ૬૦ ॥

(સમીક્ષક) કેમ ભાઈ ! આજકાલ રશિયાએ રોમ વગેરે અને ઈંગ્લેંડે મિશ્રની દુર્દશા કરી નાખી, ફરિશ્તા ક્યાં સૂઈ ગયા ? અને પોતાના સેવકોના શત્રુઓને ખુદા પહેલાં મારતો-ડુબાડતો હતો. આ વાત સાચી હોય, તો આજકાલ પણ એવું કરે, જેથી આવું થતું નથી. એથી આ વાત માનવી યોગ્ય નથી. હવે જુઓ, આ કેવી ખરાબ આજ્ઞા છે કે જે કંઈ તમે કરી શકો, તે જુદા મતવાળાઓ માટે દુઃખદાયક કર્મ કરો.

આવી આજ્ઞા વિદ્વાન અને ધાર્મિક દયાળુની હોઈ શકતી નથી. પછી લખે છે કે ખુદા દયાળુ અને ન્યાયકારી છે. આવી વાતોથી મુસલમાનોના ખુદાથી ન્યાય અને દયા વગેરે સદ્ગુણ દૂર વસે છે. ॥ ૮૨ ॥

(૮૩) એ નબી ! કિફાયત છે તને અલ્લાહ અને તેમને જેમણે મુસલમાનોથી તારો પક્ષ કર્યો. એ નબી રગવત અર્થાત્ ચાહે ચસ્કાદે મુસલમાનોને ઉપર લડાઈની જો હોય તમારામાંથી વીસ આદમી સન્તોષ કરવાવાળા તો પરાજય કરે બસોનો. બસ ખાઓ, તે વસ્તુથી કે લૂંટી છે તમે હલાલ પવિત્ર અને ડરો અલ્લાહથી, તે ક્ષમા કરનાર દયાળુ છે. ॥ -મં. ૨, સિ. ૧૦, સૂ. ૮, આ. ૬૪, ૬૫, ૬૯ ॥

(સમીક્ષક) ભલા આ કંઈ ન્યાય, વિદ્વત્તા અને ધર્મની વાત છે કે જે પોતાનો પક્ષ કરે અને ચાહે અન્યાય પણ કરે તેનો જ પક્ષ અને લાભ પહોંચાડે ? અને જો પ્રજામાં શાન્તિભંગ કરીને લડાઈ કરે-કરાવે અને લૂંટ મારીને પદાર્થોને હલાલ બતાવે અને પછી તેનું નામ ક્ષમાવાન્ દયાળુ લખે, એ વાત ખુદાની તો શું કિન્તુ કોઈ ભલા આદમીની પણ હોઈ શકતી નથી. આવી-આવી વાતોથી કુરાન ઈશ્વરવાક્ય કદી થઈ શકતું નથી. ॥ ૮૩ ॥

(૮૪) હંમેશાં રહેશે વચ્ચે તેમની, અલ્લાહ પાસે છે તેમનાં પુણ્ય મોટાં. અય લોકો ! જો ઈમાન લાવ્યા હોય, પકડશો નહીં બાપોને પોતાના અને ભાઈઓ પોતાનો મિત્ર કે જે દોસ્ત રાખે કુફ્રને ઉપર ઈમાનની. પછી ઉતારી અલ્લાહે તસલ્લી પોતાની ઉપર રસૂલ પોતાનાની અને ઉપર મુસલમાનોની. અને ઉતાર્યા લશ્કરો દેખ્યું નહીં તમે તેમને અને અજાબ કર્યો તે લોકોને અને આ જ સજા છે કાફરોને. ફરી-ફરી આવશે અલ્લાહ પાછળ તેમની ઉપર (જેમને ચાહશે), અને લડાઈ કરો તે લોકોથી જે ઈમાન લાવતા નથી. ॥ -મં. ૨, સિ. ૧૦, સૂ. ૯, આ. ૨૨, ૨૩, ૨૬, ૨૭, ૨૯ ॥

(સમીક્ષક) ભલા જો બહિશ્તવાળાઓની પાસે અલ્લાહ રહે છે, તો સર્વવ્યાપક કેમ કરી હોઈ શકે છે ? જો સર્વવ્યાપક નથી તો સૃષ્ટિકર્તા અને ન્યાયાધીશ હોઈ શકતો નથી. અને પોતાના મા, બાપ, ભાઈ અને મિત્રને છોડાવવા માત્ર અન્યાયની વાત છે. હા, જો તેઓ બુરો ઉપદેશ કરે, માનવો નહીં, પરન્તુ તેમની સેવા હંમેશાં કરવી જોઈએ. જો પહેલાં ખુદા મુસલમાનો ઉપર ભારે સન્તોષી હતો અને તેમની સહાયને માટે લશ્કર ઉતારતો હતો, સત્ય હોય તો હવે એમ કેમ નથી કરતો ? અને જો પ્રથમ કાફરોને દંડ આપતો અને પછી તેમની ઉપર આવતો હતો, તો હવે ક્યાં ગયો ? શું લડાઈ વિના ખુદા ઈમાન નથી બનાવી શકતો ? આવા ખુદાને અમારા તરફથી હંમેશા તિલાંજલિ છે, ખુદા શું છે એક ખેલાડી છે. ? । ૮૪ ॥

(૮૫) અને અમે રાહ જોનારા છીએ વાસ્તે તમારી આ કે પહોંચાડે તમને અલ્લાહ અજાબ પોતાની પાસેથી કે અમારા હાથોથી. ॥ -મં. ૨, સિ. ૧૦, સૂ. ૯, આ. ૫૨ ॥

(સમીક્ષક) શું મુસલમાનો જ ઈશ્વરની પોલીસ બની ગયા છે કે પોતાના હાથ કે મુસલમાનોના હાથથી અન્ય કોઈ મતવાળાઓને પકડાવી દે છે ? શું બીજા કરોડો મનુષ્યો ઈશ્વરને અપ્રિય છે ? મુસલમાનોમાં પાપી પણ પ્રિય છે ? જો એમ છે તો અન્ધેરી નગરી ગવરગંડ રાજા જેવી વ્યવસ્થા દેખાય છે. આશ્ચર્ય છે કે જે બુદ્ધિમાન મુસલમાન છે તેઓ પણ આ નિર્મૂળ અયુક્ત મતને માને છે ! ॥ ૮૫ ॥

(૮૬) પ્રતિજ્ઞા કરી છે અલ્લાહે ઈમાનવાળાઓથી અને ઈમાનવાળીઓથી, બહિશ્ત ચાલે છે નીચે તેમનાથી નહેરો, હંમેશાં રહેનારી વચ્ચે તેમની અને ઘર પવિત્ર વચ્ચે બહિશ્તો અદનની અને પ્રસન્નતા અલ્લાહની, અને (સૌથી) મોટી છે અને એ કે તે છે મુરાદ પામવી મોટી. બસ જે ઠઠ્ઠા કરે છે, તેમનાથી

ઠઠ્ઠો કર્યો અલ્લાહે તેમનાથી. । -મં. ૨, સિ. ૧૦, સૂ. ૯, આ. ૭૨, ૭૯ ॥

**(સમીક્ષક)** આ ખુદાના નામથી સ્ત્રી-પુરુષોને પોતાના મતલબ માટે લોભ આપવો છે. કેમકે જો આવું પ્રલોભન ન આપત, તો કોઈ મુહમ્મદસાહેબની જાળમાં ફસાત નહીં. એવી જ રીતે અન્ય મતવાળા પણ કર્યા કરે છે. મનુષ્ય લોકો તો પરસ્પર ઠઠ્ઠા કર્યા જ કરે છે, પરન્તુ ખુદાને કોઈની સાથે ઠઠ્ઠો કરવો ઉચિત નથી. આ કુરાન શું છે, મોટો ખેલ છે. ॥ ૮૬ ।

(૮૭) પરન્તુ રસૂલ અને જે લોકો કે સાથે તેની ઈમાન લાવ્યા, જિહાદ કર્યો તેમણે સાથે ધન પોતાનાની તથા જાન પોતાનીની. અને તે જ લોકોને માટે ભલાઈ છે. અને મોહર રાખી અલ્લાહે ઉપર દિલોની તેમના, બસ તેઓ જાણતા નથી. ॥ -મં. ૨, સિ. ૧૦, સૂ. ૯, આ. ૮૮, ૯૩ ॥

**(સમીક્ષક)** હવે જુઓ, મતલબસિન્ધુની વાત ! કે તેઓ જ ભલા છે જે મુહમ્મદસાહેબની સાથે ઈમાન લાવ્યા અને જે નથી લાવ્યા તે બુરા છે ! શું આ વાત પક્ષપાત અને અવિદ્યાથી ભરેલી નથી ? જ્યારે ખુદાએ મોહર જ લગાવી દીધી તો તેમનો અપરાધ પાપ કરવામાં કોઈ પણ નથી, કિન્તુ ખુદાનો જ અપરાધ છે. કેમકે તે બેચારાઓને ભલાઈથી દિલો ઉપર મોહર લગાવીને રોકી દીધા; આ કેટલો મોટો અન્યાય છે !! । ૮૭ ॥

(૮૮) લે માલ તેમનાથી ખૈરાત, કે પવિત્ર કરે તું તેમને અર્થાત્ બહાર, અને શુદ્ધ કરે તું તેમને સાથે તેમની અર્થાત્ ગુપ્તમાં. નિશ્ચય અલ્લાહે ખરીદી લીધી છે મુસલમાનોથી જાનો તેમની અને માલ તેમના બદલે, કે વાસ્તે તેમની બહિશ્ત છે. લડશે વચ્ચે માર્ગમાં અલ્લાહના, બસ મારશે અને મરી જશે. । -મં. ૨, સિ. ૧૧, સૂ. ૯, આ. ૧૦૩, ૧૧૧ ॥

**(સમીક્ષક)** વાહ ભાઈ વાહ, મહમ્મદસાહેબ ! આપે તો ગોકુળીઆ ગુસાંઈઓની બરાબરી કરી લીધી. કેમકે તેમનો માલ લેવો અને તેમને પવિત્ર કરવા આ જ વાત તો ગુસાંઈઓની છે. વાહ ખુદાજીદ ! આપે ખરી સૌદાગરી લગાવી કે મુસલમાનોના હાથથી અન્ય ગરીબોના પ્રાણ લેવામાં જ લાભ સમજ્યો અને તે અનાથોને મરાવી તે નિર્દયી મનુષ્યોને સ્વર્ગ આપવાથી દયા અને ન્યાયથી મુસલમાનોનો ખુદા હાથ ધોઈ બેઠો અને પોતાની ખુદાઈમાં ડાઘ લગાવી બુદ્ધિમાન ધાર્મિકોમાં ઘૃણાને પાત્ર થઈ ગયો. ॥ ૮૮ ॥

(૮૯) અય લોકો, જો ઈમાન લાવ્યા છો, લડો તે લોકોથી કે પાસે તમારી છે કાફરોથી, અને ઘટે કે પામે તમારી વચ્ચે દૃઢતા. શું નથી જોતા એ કે બલાઓમાં નાખવામાં આવે છે હરેક વર્ષની એક વાર કે બે વાર, પછી તેઓ નથી તોબા કરતા અને નથી તેઓ શિક્ષા પકડતા. ॥ -મં. ૨, સિ. ૧૧, સૂ. ૯, આ. ૧૨૩, ૧૨૬ ।

**(સમીક્ષક)** જુઓ, આ પણ એક વિશ્વાસઘાતની વાતો ખુદા મુસલમાનોને શીખવે છે કે ચાહે પાડોશી હોય કે કોઈના નોકર હોય, જ્યારે અવસર પામે ત્યારે લડાઈ કે ઘાત કરે. આવી વાતો મુસલમાનોથી ઘણી બધી બની ગઈ છે, આ કુરાનના લેખથી. હવે તો મુસલમાનો સમજીને આ કુરાનમાં કહેલી બુરાઈઓને છોડી દે તો ખૂબ જ સારું છે. ॥ ૮૯ ॥

(૯૦) નિશ્ચય પરવરદિગાર તમારો અલ્લાહ છે, જેણે પેદા કર્યા આસમાનો અને પૃથ્વીને વચ્ચે છ દિવસની. પછી કરાર પકડ્યો ઉપર અર્શની, તદબીર કરે છે કામની. ॥ -મં.૩, સિ. ૧૧, સૂ. ૧૦, આ. ૩ ॥

**(સમીક્ષક)** આસમાન=આકાશ એક અને વગર બનાવેલું અનાદિ છે. તેનું બનાવવું લખવાથી નિશ્ચય થયો કે તે કુરાનકર્તા પદાર્થવિદ્યાને જાણતો ન હતો. શું પરમેશ્વરની સામે છ દિવસ સુધી બનાવવું

પડે છે ? તો જે "થાય મારા હુકમથી અને થઈ ગયું" જ્યારે કુરાનમાં આવું લખ્યું છે પછી છ દિવસ કદી લાગી શકે નહીં. આથી છ દિવસો લાગ્યા, એ જૂઠ છે. જો તે વ્યાપક હોત, તો ઉપર અર્શની શા માટે રોકાત ? અને જ્યારે કામની તદબીર કરે છે તો ઠીક તમારો ખુદા મનુષ્યના જેવો છે, કેમકે જે સર્વજ્ઞ છે તે બેઠો બેઠો શું તદબીર કરશે ? આથી જણાય છે કે ઈશ્વરને ન જાણનારા જંગલી લોકોએ આ પુસ્તક બનાવ્યું હશે. ॥ ૯૦ ॥

(૯૧) શિક્ષા અને દયા વાસ્તે મુસલમાનોની. ॥ -મં. ૩, સિ. ૧૧, સૂ. ૧૦, આ. ૫૭ ॥

**(સમીક્ષક)** શું આ ખુદા મુસલમાનોનો જ છે, બીજાઓનો નહીં ? અને પક્ષપાતી છે જે મુસલમાનાઉપર જ દયા કરે બીજા મનુષ્યો ઉપર નહીં. જો મુસલમાન ઈમાનદારોને કહે છે, તો તેમના માટે શિક્ષાની જરૂર જ નથી અને મુસલમાનોથી ભિન્ન લોકોને ઉપદેશ નથી કરતો, તો ખુદાની વિદ્યા જ વ્યર્થ છે. ॥ ૯૧ ॥

(૯૨) પરીક્ષા લે તમને, કોણ તમારામાંથી સારો છે કર્મોમાં. જો કહે તું અવશ્ય ઊઠાવવામાં આવીશ, તમે મૃત્યુની પછી. ॥ -મં. ૩, સિ. ૧૨, સૂ. ૧૧, આ. ૭ ॥

**(સમીક્ષક)** જ્યારે કર્મોની પરીક્ષા કરે છે તો સર્વજ્ઞ જ નથી. અને જો મૃત્યુ પાછળ ઊઠાવે છે તો દૌડા સુપુર્દ રાખે છે અને પોતાના નિયમ કે 'મરેલા જીવે નહીં' તેને તોડે છે. આ ખુદાને લાંછન લગાડવું છે. ॥ ૯૨ ॥

(૯૩) અને કહેવામાં આવ્યું, એ પૃથ્વી ! પોતાનું પાણી ગળી જા, અને એ આસમાન ! બસ કર, અને પાણી સૂકાઈ ગયું. અને એ કોમ આ છે નિશાની ઊંટની અલ્લાહની વાસ્તે તમારી, બસ છોડી દો તેને વચ્ચે પૃથ્વીની અલ્લાહની ખાતી ફરે. ॥ -મં. ૩, સિ. ૧૨, સૂ. ૧૧, આ. ૪૪, ૬૪ ॥

**(સમીક્ષક)** શું છોકરમતની વાત છે ! પૃથ્વી અને આકાશ કદી વાત સાંભળી શકે છે ? વાહ ભાઈ વાહ ! ખુદાને ઊંટની પણ છે તો ઊંટ પણ હશે ? તો હાથી, ઘોડા, ગધેડા વગેરે પણ હશે ? અને ખુદાનું ઊંટની પાસે ખેતર ખવડાવવું શું સારી વાત છે ? શું ઊંટની પર ચઢે પણ છે ? જો આવી વાત છે તો નવાબીની માફક ઘસડ-પસડ ખુદાના ઘરમાં પણ થઈ. ॥ ૯૩ ॥

(૯૪) અને હંમેશાં રહેનારા વચ્ચે તેની જ્યાં સુધી કે રહે આસમાન અને પૃથ્વી. અને જે લોકો સુભાગી થયા બસ (વચ્ચે) બહિશ્તના હંમેશાં રહેવાસી છે; જ્યાં સુધી રહે આસમાન અને પૃથ્વી. ॥ -મં. ૩, સિ. ૧૨, સૂ. ૧૧, આ. ૧૦૮, ૧૦૯ ॥

**(સમીક્ષક)** જ્યારે દોજખ અને બહિશ્તમાં કયામત પછી બધા લોકો જશે પછી આસમાન અને પૃથ્વી શા માટે રહેશે ? અને જ્યારે દોજખ અને બહિશ્તના રહેવાનો, આસમાન પૃથ્વી રહેવા સુધીનો અવધિ થયો, તો 'હંમેશાં રહેશે બહિશ્ત કે દોજખમાં' એ વાત જૂઠી થઈ. આવું કથન અવિદ્વાનોનું હોય છે; ઈશ્વર કે વિદ્વાનોનું નહીં. ॥ ૯૪ ॥

(૯૫) જ્યારે યુસુફે પોતના બાપને કહ્યું કે - એ બાપ ! મારા, મેં એક સ્વપ્નમાં જોયું. ... ॥ -મં. ૩, સિ. ૧૨, સૂ. ૧૨, આ. ૪ થી ૫૭ સુધી ॥

**(સમીક્ષક)** આ પ્રકરણમાં પિતા-પુત્રના સંવાદરૂપ કિસ્સા-કહાની ભરેલી છે. આથી કુરાન ઈશ્વરનું બનાવેલું નથી. કોઈ મનુષ્યે મનુષ્યોનો ઈતિહાસ લખી દીધો છે. ॥ ૯૫ ॥

(૯૬) અલ્લાહ તે છે કે જેણે ખડું કર્યું આસમાનને વિના થાંભલાઓની, જુઓ છો તમે તેને. પછી

રોક્યો ઉપર અર્શની, આજ્ઞા પાળનાર કર્યા સૂરજ અને ચાંદને. અને તે જ છે જેણે પાથરી પૃથ્વીને. ઉતાર્યું આસમાનથી પાણી, બસ વહી નીકળ્યાં નાળા સાથે અંદાજ પોતાના. અલ્લાહ ખોલે છે ભોજનને વાસ્તે જેને ચાહે અને તંગ કરે છે. ॥ -મં. ૩, સિ. ૧૩, સૂ. ૧૩, આ. ૨, ૩, ૧૭, ૨૬ ॥

**(સમીક્ષક)** મુસલમાનોનો ખુદા પદાર્થવિદ્યા કંઈ પણ જાણતો ન હતો. જો જાણતો હોત તો ગુરુત્વ ન હોવાથી આસમાનને થાંભલા લગાવવાની કથા કહાની કંઈ પણ ન લખત. જો ખુદા અર્શરૂપ એક સ્થાનમાં રહે છે તો તે સર્વશક્તિમાન્ અને સર્વ વ્યાપક હોઈ શકતો નથી. અને જો ખુદા મેઘવિદ્યા જાણતો હોત, તો આકાશથી પાણી ઉતર્યું લખ્યું પછી એ કેમ ન લખ્યું કે પૃથ્વીથી પાણી ઉપર ચઢાવ્યું. આથી નિશ્ચય થયો કે કુરાનનો બનાવનાર મેઘની વિદ્યાને પણ જાણતો નહતો. અને જે સારાં-ખોટાં કામો વિના સુખ-દુઃખ આપે છે તે પક્ષપાતી અન્યાયકારી, નિરક્ષરભટ્ટ છે. ॥ ૯૬ ॥

(૯૭) કહે, નિશ્ચય અલ્લાહ ગુમરાહ કરે છે જેને ચાહે છે અને રસ્તો બતાવે છે તરફ પોતાની તે મનુષ્યને રુજૂ કરે છે. ॥ -મં. ૩, સિ. ૧૩, સૂ. ૧૩, આ. ૨૭ ॥

**(સમીક્ષક)** જ્યારે અલ્લાહ ગુમરાહ કરે છે તો ખુદા અને શેતાનમાં શો ભેદ થયો ? જ્યારે કે શેતાન બીજાઓને ગુમરાહ અર્થાત્ બહેકાવવાથી ખરાબ કહેવાય છે, તો ખુદા પણ તેવું જ કામ કરતો હોવાથી શેતાન કેમ નથી ? અને બહેકાવવાના પાપથી દોજખી કેમ નહીં થવો જોઈએ ? ॥ ૯૭ ॥

(૯૮) આ જ રીતે ઊતાર્યું અમે આ કુરાનને અરબી(માં). જે પક્ષ કરશે તું તેમની ઇચ્છા પાછળ એને આવી તારી પાસે વિદ્યાથી. બસ સિવાય એની નથી કે ઉપર તારો પયગામ પહોંચાડવાનો છે. અને ઉપર અમારે છે હિસાબ લેવો. । -મં. ૩, સિ. ૧૩, સૂ. ૧૩, આ. ૩૭, ૪૦ ॥

**(સમીક્ષક)** કુરાન કઈ બાજુથી ઊતર્યું ? શું ખુદા ઉપર રહે છે ? જો આ વાત સત્ય છે તો તે એકદેશી હોવાથી ઈશ્વર જ નથી થઈ શકતો. કેમકે ઈશ્વર બધે ઠેકાણે એકરસ વ્યાપક છે. પયગામ પહોંચાડવા હલકારાનું કામ છે અને હલકારાની જરૂર તેને જ હોય છે જે મનુષ્યની જેમ એકદેશી હોય. અને હિસાબ લેવો-આપવો પણ મનુષ્યનું કામ છે; ઈશ્વરનું નહીં. કેમકે તે સર્વજ્ઞ છે. નિશ્ચય થાય છે કે કોઈ અલ્પજ્ઞ મનુષ્યનું બનાવેલું કુરાન છે. । ૯૮ ।

(૯૯) અને કર્યા સૂર્ય, ચન્દ્રને હંમેશાં ફરનારા, નિશ્ચય આદમી અવશ્ય અન્યાય અને પાપ કરનાર છે. ॥ -મં. ૩, સિ. ૧૩, સૂ. ૧૪, આ. ૩૩, ૩૪ ॥

**(સમીક્ષક)** શું ચન્દ્ર, સૂર્ય હંમેશાં ફરતા અને પૃથ્વી ફરતી નથી ? જો પૃથ્વી ફરે નહીં તો કેટલાય વર્ષોના દિન-રાત થાય. અને જો મનુષ્ય નિશ્ચય અન્યાય અને પાપ કરનારો છે, તો કુરાનથી શિક્ષા કરવી નકામી છે. કેમકે જેમનો સ્વભાવ જ પાપ કરવાનો છે, તો તેમાં પુણ્યાત્મતા કદી થશે જ નહીં અને સંસારમાં પુણ્યાત્મા અને પાપાત્મા હંમેશાં દેખાય છે. એથી આવી વાત ઈશ્વરકૃત પુસ્તકની હોઈ શકતી નથી.॥ ૯૯ ।

(૧૦૦) બસ ઠીક કરું. હું તેને અને ફૂંકી દઉં વચ્ચે તેની રૂહ પોતાનાથી. બસ પડી જાઓ વાસ્તે તેની સિજદા કરતા. કહ્યું, એ રબ મારા, એટલા માટે કે ગુમરાહ કર્યો તેં મને જરૂર જીનત આપીશ હું વાસ્તે તેની વચ્ચે પૃથ્વીની, અને ગુમરાહ કરીશ. ॥ -મં. ૩, સિ. ૧૪, સૂ. ૧૫, આ. ૨૯, ૩૯ ॥

**(સમીક્ષક)** જો ખુદાએ પોતાની રૂહ આદમસાહેબમાં નાખી, તો તે પણ ખુદા થયો અને જો તે ખુદા ન હતો, તો સિજદા અર્થાત્ નમસ્કાર વગેરે ભક્તિ કરવામાં પોતાને શરીક કેમ કર્યો ? જ્યારે શેતાનને ગુમરાહ કરનાર ખુદા જ છે, તો તે શેતાનનો પણ શેતાન મોટો ભાઈ ગુરુ કેમ નહીં ? કેમકે તમે લોકો

બહેકાવનારને શેતાન માનો છો, તો ખુદાએ પણ શેતાનને બહેકાવ્યો અને પ્રત્યક્ષ શેતાને કહ્યું કે હું બહેકાવીશ. તેમ છતાં તેને દંડ આપી કેદ કેમ ન કર્યો ? અને મારી કેમ ન નાખ્યો ? ॥ ૧૦૦ ॥

(૧૦૧) અને નિશ્ચય મોકલ્યા અમે વચ્ચે દરેક ઉમ્મતના પયગમ્બર. જ્યારે ચાહીએ છીએ અમે તેમને, એ કહીએ છીએ, અમે તેને 'થા' બસ થઈ જાય છે. ॥ -મં. ૩, સિ. ૧૪. સૂ. ૧૬, આ. ૩૬, ૪૦॥

**(સમીક્ષક)** જો બધી કોમો ઉપર પયગમ્બર મોકલ્યા છે, તો બધા લોકો કે જે પયગમ્બરની રાય ઉપર ચાલે છે, તેઓ કાફર કેમ ? તમારા પયગમ્બર સિવાય શું બીજા પયગમ્બરનું માનવું નહીં ? આ તો સર્વ રીતે પક્ષપાતની વાત છે. જો બધા દેશોમાં પયગમ્બર મોકલ્યા, તો આર્યાવર્તમાં કોણ મોકલ્યો ? એટલા માટે આ વાત માનવાને યોગ્ય નથી. જ્યારે ખુદા ચાહે છે અને કહે છે કે 'પૃથ્વી થઈ જા,' ત્યારે જડ કદી સાંભળી શકતી નથી. ખુદાનો હુકમ કેમ કરી બજાવી શકશે ? અને ખુદા સિવાય બીજી વસ્તુ નથી માનતા તો સાંભળ્યું કોણે ? અને થઈ ગયું કોણ ? આ બધી અવિદ્યાની વાતો છે. આવી વાતોને અણસમજુ લોકો માને છે. ॥ ૧૦૧ ॥

(૧૦૨) અને નિયત કરે છે વાસ્તે અલ્લાહની બેટીઓ - પવિત્રતા છે તેને, અને વાસ્તે તેમના છે જે કંઈ ચાહે. કસમ અલ્લાહની અવશ્ય મોકલ્યા અમે પયગમ્બરો. ॥ -મં. ૩, સિ. ૧૪, સૂ. ૧૬, આ. ૫૭, ૬૩ ।

**(સમીક્ષક)** અલ્લાહ બેટીઓથી શું કરશે ? બેટીઓ તો કોઈ મનુષ્યને જોઈએ. કેમ બેટાઓ નિયત કરવામાં આવતા નથી અને બેટીઓ નિયત કરવામાં આવે છે ? એનું શું કારણ છે, બતાવો ? કસમ ખાવી, જૂઠા લોકોનું કામ છે, ખુદાની વાત નથી. કેમકે ઘણું કરીને સંસારમાં એવું દેખવામાં આવે છે કે જે જૂઠો હોય છે, તે કસમ ખાય છે. સાચો સોગન્ધ શા માટે ખાય ? । ૧૦૨ ॥

(૧૦૩) આ તે લોકો છે કે મોહર રાખી અલ્લાહે ઉપર દિલોની એમના અને કાનોની એમના અને આંખોની એમના અને આ લોકો તે છે કે બેખબર. અને પૂરું આપવામાં આવશે હરેક જીવને જે કાંઈ કર્યું છે અને તેઓને અન્યાય નહીં કરવામાં આવે. ॥ -મં. ૩, સિ. ૧૪, સૂ. ૧૬, આ. ૧૦૮, ૧૧૧ ॥

**(સમીક્ષક)** જ્યારે ખુદાએ જ મોહર લગાવી દીધી તો તે બેચારા અપરાધ વગર જ માર્યા ગયા. કેમકે તેમને પરાધીન કરી દીધા. આ કેટલો મોટો અપરાધ છે ? અને પછી કહે છે કે જેણે જેટલું કર્યું છે, તેટલું જ તેને આપવામાં આવશે, વધારે-ઓછું નહીં. ભલા ! તેમણે સ્વતન્ત્રતાથી પાપ કર્યાં જ નથી, કિન્તુ ખુદાના કરાવ્યાથી કર્યાં છે. પછી તેમનો અપરાધ જ ન થયો. તેમને ફળ ન મળવું જોઈએ. એનું ફળ ખુદાને મળવું ઉચિત છે. અને જો પૂરું આપવામાં આવે છે, તો ક્ષમા કઈ વાતની કરાય છે ? જો ક્ષમા કરાય છે, તો ન્યાય ઊડી જાય છે. આવો ગડબડાધ્યાય ઈશ્વરનો કદી હોઈ શકે નહીં, કિન્તુ નિર્બુદ્ધિ છોકરાઓનો હોય છે. ॥ ૧૦૩ ॥

(૧૦૪) અને કર્યું અમે દોજખને વાસ્તે કાફરોને ઘેરનારું સ્થાન. અને દરેક આદમીને લગાવી દીધો અને તેને, અમલનામા તેનો, ગરદન વચ્ચે તેની અને કાઢીશું અમે વાસ્તે તેના કયામતના દિવસે, એક કિતાબ કે જોશે તેને ખૂલેલી. અને ઘણા માર્યા અમે કુરનૂનથી નૂહની પાછળ. ॥ -મં. ૪, સિ. ૧૫, સૂ. ૧૭, આ. ૮, ૧૩, ૧૭ ॥

**(સમીક્ષક)** જો કાફર તે જ છે કે જે કુરાન, પયગમ્બર અને કુરાનના કહેલા ખુદા, સાતમા આસમાન અને નમાજ વગેરેને માનતા નથી અને તેમના માટે દોજખ હોય, તો આ વાત માત્ર પક્ષપાતની

ઠરે છે. કેમકે કુરાનના જ માનનારા બધા સારા અને બીજાને માનનાર બધા ખરાબ કદી હોઈ શકે છે ? આ ભારે છોકરમતની વાત છે કે દરેકની ગરદનમાં કર્મપુસ્તક ! અમે તો કોઈ એકની પણ ગરદનમાં જોતા નથી. જો એનું પ્રયોજન કર્મોનું ફળ આપવું છે, તો પછી મનુષ્યોના દિલો, નેત્રો વગેરે ઉપર મહોર રાખવી અને પાપોનું ક્ષમા કરવું એ શી રમત માંડી છે. કયામતની રાત્રે કિતાબ કાઢશે ખુદા, તો આજકાલ તે કિતાબ ક્યાં છે ? શું મહાજનના બહીખાતાની માફક તે લખતો રહે છે ? અહીં એ વિચારવું જોઈએ કે પૂર્વજન્મ નહીં, તો જીવોનાં કર્મ જ હોઈ શકે નહીં, પછી કર્મની રેખા શું લખી ? જો કર્મો વિના લખી, તો તેમના ઉપર અન્યાય કર્યો. કેમકે સારાં-ખોટાં કર્મો વિના તેમને દુઃખ-સુખ કેમ આપ્યું ? જો કહો કે ખુદાની મરજી, તો પણ તેણે અન્યાય કર્યો. અન્યાય તેને કહે છે કે બુરાં-ભલાં કર્મો કર્યાં વિના, દુઃખ-સુખરૂપ ફળ, ઓછું વધારે આપવું, અને તે સમયે ખુદા જ કિતાબ વાંચશે કે કોઈ સરિશ્તેદાર સંભળાવશે ? જો ખુદાએ જ દીર્ઘકાળ સમ્બન્ધી જીવોને અપરાધ વગર માર્યા, તો તે અન્યાયકારી થઈ ગયો. જે અન્યાયકારી હોય છે, તે ખુદા હોઈ શકે જ નહીં. ॥ ૧૦૪ ।

(૧૦૫) અને આપ્યું અમે સમૂદને ઊંટની પ્રમાણે. અને બહકાવ, જેને બહકાવી શકે. જે દિવસે અમે બોલાવીશું બધા લોકોને તેમના પેશવાઓની સાથે, બસ જે કોઈ આપવામાં આવ્યું તેમનું અમલનામું તેમના જમણા હાથની વચ્ચે. ॥ મં. ૪, સિ. ૧૫, સૂ. ૧૭, આ. ૫૯, ૬૪, ૭૧ ॥

(સમીક્ષક) વાહ ભાઈ ! જેટલી ખુદાની સાશ્ચર્ય નિશાની છે, તેમાંથી એક ઊંટની પણ ખુદાના હોવામાં પ્રમાણ અથવા પરીક્ષામાં સાધક છે. જો ખુદાએ શેતાનને બહેકાવવાનો હુકમ આપ્યો, તો ખુદા જ શેતાનનો સરદાર અને બધાં પાપ કરાવનાર ઠર્યો. એવાને ખુદા કહેવો માત્ર ઓછી સમજની વાત છે. જ્યારે કયામતની રાત અર્થાત્ પ્રલયમાં જ ન્યાય કરવા-કરાવવા માટે પયગમ્બર અને તેમનો ઉપદેશ માનનારાઓને ખુદા બોલાવશે, તો જ્યાં સુધી પ્રલય નહીં થાય, ત્યાં સુધી બધા દૌરા સુપુર્દ રહેશે અને દૌરા સુપુર્દ સૌને દુઃખદાયક છે, જ્યાં સુધી ન્યાય ન કરવામાં આવે. એટલા માટે જલદી ન્યાય કરવો ન્યાયાધીશનું ઉત્તમ કામ છે. આ તો પોપાંબાઈનો ન્યાય ઠર્યો. જેમ કોઈ ન્યાયાધીશ કહે કે જ્યાં સુધી પચાસ વર્ષ સુધીના ચોરો અને મહાજનો એકત્ર નહીં થાય ત્યાં સુધી તેમને દણ્ડ કે પ્રતિષ્ઠા કરવી જોઈએ નહીં. તેવું જ આ થયું કે એક તો પચાસ વર્ષ સુધી દૌરા સુપુર્દ રહ્યો અને એક આજે જ પકડાઈ ગયો. આવું ન્યાયનું કામ હોઈ શકે નહીં. ન્યાય તો વેદ અને મનુસ્મૃતિનો જુઓ, જેમાં ક્ષણમાત્રનો પણ વિલમ્બ થતો નથી અને પોત-પોતાનાં કર્મ મુજબ દણ્ડ કે પ્રતિષ્ઠા હંમેશાં પામતા રહે છે. બીજું પયગમ્બરોને ગવાહીની માફક રાખવાથી ઈશ્વરની સર્વજ્ઞતાની હાનિ છે. ભલા ! આવું પુસ્તક ઈશ્વરકૃત અને આવા પુસ્તકનો ઉપદેશ કરનાર ઈશ્વર કદી હોઈ શકે ? કદી નહીં. ॥ ૧૦૫ ॥

(૧૦૬) આ લોકો વાસ્તે તેમના છે બાગ હમેશાહ રહવાને, ચાલે છે નીચે તેમનાથી નહેરો, ઘરેણાં પહેંરાવવામાં આવશે વચ્ચે તેમના કંગન સોના સરીખા અને પોશાક પહેરશે વસ્ત્ર હરિત લાહીના જેવાં અને તાફતે સરીખા તકીયા કરેલા વચ્ચે એની ઉપર તખતોની. સારું છે પુણ્ય અને સારું છે બહિશ્ત લાભ ઊઠાવાનો. ॥ મં. ૪, સિ. ૧૫, સૂ. ૧૮, આ. ૩૧ ॥

(સમીક્ષક) વાહ ભાઈ વાહ ! શું કુરાનનું સ્વર્ગ છે ! જેમાં બાગ, ઘરેણાં, કપડાં, ગાદી-તકીઆ આનન્દને માટે છે. ભલા, કોઈ બુદ્ધિમાન્ અહીં વિચાર કરે, તો અહીંથી ત્યાં મુસલમાનોના બહિશ્તમાં વધારે કંઈ નથી, સિવાય કે અન્યાય. તે એ કે કર્મ એમનાં અન્તવાળા અને ફળ એમનાં અનન્ત. અને જે

ગળપણ હંમેશાં ખાય, તો થોડા દિવસમાં વિષ જેવું પ્રતીત થાય છે. જ્યારે હંમેશાં તેઓ સુખ ભોગવશે, તો તેમને સુખ જ દુઃખરૂપ થઈ જશે. એટલા માટે મહાકલ્પ સુધી મુક્તિસુખ ભોગવીને પુનર્જન્મ પામવો એ જ સત્ય સિદ્ધાન્ત છે. ।। ૧૦૬ ।।

(૧૦૭) અને આ બસ્તિઓ છે કે માર્યા તેમને અમે કે જ્યારે અન્યાય કર્યો તેમણે, અને અમે મારવાની પ્રતિજ્ઞા સ્થાપન કરી. । મં. ૪, સિ. ૧૫, સૂ. ૧૮, આ. ૫૯ ।।

**(સમીક્ષક)** ભલા, આખીય વસ્તી પાપી કદી હોઈ શકે છે ? અને પાછળથી પ્રતિજ્ઞા કરવાથી ઈશ્વર સર્વજ્ઞ નહીં, રહ્યો, કેમકે જ્યારે તેમનો અન્યાય જોયો, ત્યારે પ્રતિજ્ઞા કરી. પહેલાં જાણતો ન હતા ? આથી દયાહીન પણ ઠર્યો. ।। ૧૦૭ ।।

(૧૦૮) અને પેલો જે છોકરો, બસ હતા તેના માતા-પિતા ઈમાનવાળા, બસ ડર્યા અમે એ કે પકડીએ તેમને સરકશીમાં અને કુફ્રમાં. ત્યાં સુધી કે પહોંચ્યો ડૂબવાની જગ્યાએ સૂર્ય, અને તેને ડૂબતો પામ્યો, વચ્ચે ચશ્મે કીચડની કહ્યું તેમણે એ જુલકરનૈન ! નિશ્ચય યાજૂજ માજૂજ ફિસાદ કરાનારા છે પૃથ્વીની વચ્ચે. ।। મં. ૪, સિ. ૧૬, સૂ. ૧૮, આ. ૮૦, ૮૬, ૯૪ ।।

**(સમીક્ષક)** ભલા, આ ખુદાની કેટલી બેસમજ છે ? શંકાથી ડર્યો કે છોકરાઓના મા-બાપ ક્યાંક મારા માર્ગથી બહકાવીને ઉલટા કરી દેવામાં ન આવે. આ કદી ઈશ્વરની વાત હોઈ શકે નહીં. હવે આગળની અવિદ્યાની વાત જુઓ કે આ કિતાબને બનાવનાર સૂર્યને એક ઝીલમાં રાત્રે ડૂબેલો જાણે છે, પછી સવારે નીકળે છે. ભલા, સૂર્ય તો પૃથ્વીથી ઘણો મોટો છે.તે નદી કે ઝીલ કે સમુદ્રમાં કેવી રીતે ડૂબી શકે ? એથી એમ જણાય છે કે કુરાનના બનાવનારને ભૂગોળ-ખગોળની વિદ્યા ન હતી. જો હોત,તો આવી મિથ્યા વાતોથી યુક્ત પુસ્તકને કેમ માનત ? હવે જુઓ ખુદાનો અન્યાય ! પોતે જ પૃથ્વીનો બનાવનાર રાજા ન્યાયાધીશ છે અને યાજૂજ માજૂજને પૃથ્વીમાં ફસાદ પણ કરવા દે છે. આ ઈશ્વરની વાતથી વિરુદ્ધ છે. એથી આવા પુસ્તકને જંગલી લોકો માન્યા કરે છે, વિદ્વાન લોકો નહીં. ।। ૧૦૮ ।।

(૧૦૯) અને યાદ કરો મધ્ય કિતાબની મર્યમને, જ્યારે જઈ પડી પોતાના લોકોથી પૂર્વી મકાનમાં, બસ પડ્યો તેમનાથી આ બાજુ પડદો, બસ મોકલી અમે રૂહ પોતાનીને અર્થાત્ ફરિશ્તા, બસ સૂરત પકડી વાસ્તે તેના આદમી પુષ્ટની. કહેવા લાગી, નિશ્ચય હું શરણ પકડું છું રહમાનનું તારાથી, જે છે તું પરહેજગાર. કહેવા લાગ્યો એની સિવાય નહીં કે હું મોકલ્યો છું માલિક તારાનાથી, તો કે આપી જાઉં હું તને છોકરો પવિત્ર. કહ્યું થશે કેવી રીતે મારા વાસ્તે છોકરો, હાથ લગાયો નથી મને આદમીએ, હું બુરું કામ કરનારી નથી. બસ ગર્ભિત થઈ ગઈ સાથે તેના અને જઈ પડી સાથે તેના મકાનની દૂર અર્થાત્ જંગલમાં. । મં. ૪, સિ. ૧૬, સૂ. ૧૯, આ. ૧૬-૨૦, ૨૨ ।।

**(સમીક્ષક)** હવે બુદ્ધિમાન્ વિચારી લે કે ફરિશ્તાઓ બધા ખુદાની રૂહ છે તો ખુદાથી જુદો પદાર્થ હોઈ શકે નહીં. બીજો એ અન્યાય કે પેલી મરિયમ કુમારીને છોકરો થવો. કોઈનો સંગ કરવા ચાહતી ન હતી, પરન્તુ ખુદાના હુકમથી ફરિશ્તાએ તેને ગર્ભવતી કરી. આ ન્યાયથી વિરુદ્ધ વાત છે. અહીં બીજી પણ અસભ્યતાની વાતો ઘણી લખી છે, તેમને લખવી ઉચિત નથી સમજી. ।। ૧૦૯ ।।

(૧૧૦) શું નથી જોયું તેં, એ કે મોકલ્યા અમે શેતાનોને ઉપર કાફરોને બહેકાવે છે તેમને બહેકાવીને. ।। મં. ૪, સિ. ૧૬, સૂ. ૧૯, આ. ૮૩ ।।

**(સમીક્ષક)** જ્યારે ખુદા જ શેતાનને બહેકાવવા માટે મોકલે છે તો બહેકાવનારાઓનો કોઈ દોષ

હોઈ શકે નહીં અને ન તેમને દંડ હોઈ શકે અને ન શેતાનોને. કેમકે આ ખુદાના હુકમથી બધું થાય છે. એનું ફળ ખુદાને જ હોવું જોઈએ. જો સાચો ન્યાયકારી છે, તો તેનું ફળ દોજખ આપમેળે ભોગવે અને જો ન્યાયને છોડી અન્યાય કરે, તો અન્યાયકારી થયો. અન્યાયકારી જ પાપી કહેવાય છે. । ૧૧૦ ।

(૧૧૧) અને નિશ્ચય ક્ષમા કરનાર છું વાસ્તે તે મનુષ્યની તોબાઃની અને ઈમાન લાવ્યો અને કર્મો કર્યાં સારાં, પછી રસ્તો પામ્યો. ॥ મં. ૪, સિ. ૧૬, સૂ. ૨૦, આ. ૮૨ ॥

**(સમીક્ષક)** જે તોબાઃથી પાપ ક્ષમા કરવાની વાત કુરાનમાં છે, તે સૌને પાપી કરનારી છે. કેમકે પાપીઓને આથી પાપ કરવાનું સાહસ વધી પડે છે. એથી આ પુસ્તક અને એના બનાવનાર પાપીઓને પાપ કરવામાં ઉત્સાહિત કરનાર છે. એથી આ પુસ્તક પરમેશ્વરકૃત અને એમાં કહેલો પરમેશ્વર પણ હોઈ શકે નહીં. ॥ ૧૧૧ ॥

(૧૧૨) અને કર્યો અમે વચ્ચે પૃથ્વીની પર્વત, એવું ન થાય કે હલી જાય. ॥ મં. ૪, સિ. ૧૭, સૂ. ૨૧, આ. ૩૧ ॥

**(સમીક્ષક)** જો કુરાનનો બનાવનાર પૃથ્વીનું ભ્રમણ વગેરે જાણતો હોત તો આ વાત કદી કહેત નહીં કે પર્વત ધરી દેવાથી પૃથ્વી હલશે નહીં. શંકા થઈ કે જો પર્વત ધરત નહીં, તો હલી જાત. આટલું કહ્યું છતાં પણ ધરતીકમ્પમાં શા માટે ડગી જાય છે ? ॥ ૧૧૨ ॥

(૧૧૩) અને શિક્ષા આપી અમે તે ઔરતને અને રક્ષા કરી તેણે પોતાના ગુહ્ય અંગોની. બસ ફૂંકી દીધી અમે મધ્ય તેની રૂહ પોતાની. ॥ મં. ૪, સિ. ૧૭, સૂ. ૨૧, આ. ૯૧ ॥

**(સમીક્ષક)** આવી અશ્લીલ વાતો ખુદાના પુસ્તકમાં ખુદાની તો શું સભ્ય મનુષ્યની પણ હોતી નથી. જ્યારે મનુષ્યોમાં આવી વાતોનું લખવું ઠીક નથી તો પરમેશ્વરની સામે કેમ કરીને ઠીક હોઈ શકે છે ? આવી આવી વાતોથી કુરાન દૂષિત થાય છે. જો સારી વાત હોત તો અતિપ્રશંસા થાત, જેમકે વેદોની. ॥ ૧૧૩ ॥

(૧૧૪) શું નથી જોયું તેં કે અલ્લાહને સિજદા કરે છે જે કોઈ વચ્ચે આસમાનોની અને પૃથ્વીની છે, સૂર્ય અને ચન્દ્ર, તારા અને પર્વત, વૃક્ષ અને જાનવર. પહેરાવવામાં આવશે વચ્ચે તેની કંગન સોના અને મોતીના અને પહેરવેશ તેમમાં વચ્ચે તેની રેશમી છે. અને પવિત્ર રાખ ઘર મારાને વાસ્તે ગિર્દ ફરનારાઓને અને ઊભા રહેનારાઓને. પછી પોતાનો મેલ દૂર કરવો જોઈએ, અને પોતાની ભેટ પૂરી કરવી અને ચારેબાજુ ફરે કદીમના ઘરની. જેથી નામ અલ્લાહનું યાદ કરે. ॥ મં. ૪, સિ. ૧૭, સૂ. ૨૨, આ. ૧૮, ૨૩, ૨૬, ૨૯, ૩૪ ॥

**(સમીક્ષક)** ભલા ! જે જડ વસ્તુઓ છે, તે પરમેશ્વરને જાણી શકતી નથી, પછી તેઓ તેની ભક્તિ કેવી રીતે કરી શકે છે ? આથી આ પુસ્તક ઈશ્વરકૃત તો કદી હોઈ શકતું નથી કિન્તુ કોઈ ભ્રાન્તનું બનાવેલું, દેખાય છે. વાહ, ઘણું સરસ સ્વર્ગ છે, જ્યાં સોના-મોતીનાં ઘરેણાં અને રેશમી કાપડ પહેરવા મળે છે. આ બહિશ્ત અહીંના રાજાઓના ઘરથી વધારે દેખાતું નથી. અને જ્યારે પરમેશ્વરનું ઘર છે, તો તે તે ઘરમાં રહેતો પણ હશે, પછી તો બુત્પરસ્તી કેમ ન થઈ ? અને બીજા બુત્પરસ્તોનું ખંડન કેમ કરો છો ? જ્યારે ખુદા ભેટ લે, પોતાના ઘરની પરિક્રમા કરવાની આજ્ઞા આપે છે અને પશુઓને મરાવી ખવડાવે છે, તો તે ખુદા મન્દિરવાળા અને ભૈરવ, દુર્ગાની જેવો થયો અને મહાબુત્પરસ્તી ચલાવનાર થયો, કેમકે મૂર્તિઓથી મસ્જિદ મોટું બુત્ છે. આથી ખુદા અને મુસલમાન મોટા બુત્પરસ્ત અને પુરાણી તથા જૈની નાના બુત્પરસ્ત

છે. ॥ ૧૧૪ ॥

(૧૧૫) પછી નિશ્ચય તમે દિન ક્યામતના ઉઠાવવામાં આવશો. । -મં. ૪, સિ. ૧૮, સૂ. ૨૩, આ. ૧૬ ॥

**(સમીક્ષક)** ક્યામત સુધી મડદું કબરમાં રહેશે કે કોઈ અન્ય જગાએ ? જો તેમાં જ રહેશે તો સડેલા દુર્ગન્ધરૂપ શરીરમાં રહીને પુણ્યાત્મા પણ દુઃખનો ભોગ કરશે ? આ અન્યાય છે. અને દુર્ગન્ધ વધારે થઈને રોગની ઉત્પત્તિ કરવાથી ખુદા અને મુસલમાન પાપના ભાગી થશે. ॥ ૧૧૫ ॥

(૧૧૬) તે દિવસની ગવાહી આપશે ઉપર તેમની, જબાન તેમની અને હાથ તેમના અને પગ તેમના. સાથે તે વસ્તુની કે હતા કરતાં. અલ્લાહ નૂર છે આસમાનોની અને પૃથ્વીની, નૂર તેની કે માનિન્દ તાકની છે વચ્ચે તેની દીપ હોય અને દીપ મધ્યે કંદીલ શીશોની છે. તે કંદીલ માનો કે તારો છે ચમકતો, રોશન કરવામાં આવે છે દીપક વૃક્ષ મુબારક જેતૂનના તેલથી, ન તો પૂર્વ તરફ છે કે નહીં પશ્ચિમ સમીપ છે, તેલ તેનું રોશન થઈ જાય, જો ન લાગે (આગ, તેને રોશની) ઉપર રોશનીનો માર્ગ દેખાડે છે અલ્લાહ નૂર પોતાનાને, જેને ચાહે છે. । -મં. ૪, સિ. ૧૮, સૂ. ૨૪, આ. ૨૪, ૩૫ ॥

**(સમીક્ષક)** હાથ-પગ વગેરે જડ હોવાથી ગવાહી કદી આપી શકે નહીં. આ વાત સૃષ્ટિક્રમની વિરુદ્ધ હોઈને મિથ્યા છે. શું ખુદા આગ-વીજળી છે ? જેવું કે દૃષ્ટાન્ત આપે છે એવું દૃષ્ટાંત ઈશ્વરમાં ઘટી શકતું નથી. હા, કોઈ સાકાર વસ્તુમાં ઘટી શકે છે. ॥ ૧૧૬ ॥

(૧૧૭) અને અલ્લાહે ઉત્પન્ન કર્યા દરેક જાનવરોને પાણીથી બસ કોઈ તેમનામાંથી તે છે કે જે ચાલે છે પેટ પોતાનાથી. અને જો કોઈ આજ્ઞાપાલન કરે અલ્લાહની, રસૂલ તેનાની. કહે, આજ્ઞાપાલન કરે, ખુદાની રસૂલ તેનાની. અને આજ્ઞાપાલન કરો રસૂલની, જેથી દયા કરવામાં આવશે. ॥ -મં. ૪, સિ. ૧૮, સૂ. ૨૪ આ. ૪૫, ૫૨, ૫૪, ૫૬. ॥

**(સમીક્ષક)** આ કઈ ફિલસૂફી છે કે જે જાનવરોના શરીરમાં બધાં તત્ત્વો દેખાય છે અને કહેવું કે માત્ર પાણીથી ઉત્પન્ન કર્યા. આ માત્ર અવિદ્યાની વાત છે. જ્યારે અલ્લાહની સાથે પયગમ્બરની આજ્ઞાનું પાલન કરવાનું હોય છે, તો ખુદા શરીક થઈ ગયો કે નહીં. જો એમ છે તો ખુદાને કેમ લાશરીક કુરાનમાં લખ્યો અને કહો છો ? ॥ ૧૧૭ ॥

(૧૧૮) અને જે દિવસે ફાટી જશે આસમાન, વાદળીની સાથે અને ઉતારવામાં આવશે ફરિશ્તાઓ. બસ, કહ્યું માનીશ નહીં કાફરોનું અને ઝઘડો કરી તેમની સાથે ઝઘડો વધાર. અને બદલી નાખે છે અલ્લાહ બુરાઈઓને તેમની ભલાઈઓથી. અને જો કોઈ તોબાઃ કરે અને કર્મ કરે સારાં, બસ નિશ્ચય આવે છે અલ્લાહની તરફ ॥ -મં. ૪, સિ. ૧૯, સૂ. ૨૫, આ. ૨૫, ૫૨, ૭૦, ૭૧ ॥

**(સમીક્ષક)** આ વાત કદી સાચી હોઈ શકે નહીં કે આકાશ વાદળોની સાથે ફાટી જાય. જો આકાશ કોઈ મૂર્તિમાન્ પદાર્થ હોય,તો તે ફાટી શકે છે. આ મુસલમાનોનું કુરાન શાન્તિભંગ કરીને ગદર-ઝઘડો મચાવનારું છે. એટલા માટે ધાર્મિક વિદ્વાન લોકો આને માનતા નથી. આ પણ ખરો ન્યાય છે કે જે પાપ અને પુણ્યનો અદલો-બદલો થઈ જાય ! શું આ તલ અને અડદ જેવી વાત છે કે બદલો થઈ શકે ? જો તોબાઃ કરવાથી પાપ છૂટી જાય અને ઈશ્વર મળે તો કોઈ પણ પાપ કરવાથી ડરશે નહીં. આથી આ બધી વાતો વિદ્યાથી વિરુદ્ધ છે. ॥ ૧૧૮ ॥

(૧૧૯) તે જ કે અમે મુસાની તરફ, એ કે લઈ જા રાત્રે બન્દોને મારાને નિશ્ચય તમારો પીછો

કરવામાં આવશે. બસ મોકલ્યા લોકો ફિરોને મધ્યે નગરોની જમા કરનાર ! અને તે પુરુષ કે જેણે પેદા કર્યો મને, બસ તે જ માર્ગ દેખાડે છે. અને તે જે શીખવાડે છે મને, પીવડાવે છે મને. અને તે પુરુષની આશા રાખું છું હું આ કે ક્ષમા કરે મારા વાસ્તે અપરાધ મારો દિવસે કયામતના ॥ -મં. ૫, સિ. ૧૯, સૂ. ૨૬, આ. ૫૨, ૫૩, ૭૮, ૭૯, ૮૨ ।

**(સમીક્ષક)** જ્યારે ખુદાએ મુસા તરફ બહી મોકલી, પછી દાઉદ, ઈસા અને મુહમ્મદસાહેબ તરફ કિતાબ શું કામ મોકલી ? કેમકે પરમેશ્વરની વાત હંમેશાં એકસરખી અને ભૂલવિહોણી હોય છે અને તે પછી કુરાન સુધી પુસ્તકોનું મોકલવું, પહેલાં પુસ્તકને અપૂર્ણ ભૂલયુક્ત મનાશે. જો આ ત્રણ પુસ્તકો સાચાં છે, તો આ કુરાન જૂઠું હશે. ચારેયનું કે જે પરસ્પર ઘણું કરીને વિરોધ ધરાવે છે તેમનું સર્વ રીતે સત્ય હોવું બની શકે નહીં. જો ખુદાએ રૂહ અર્થાત્ જીવ પેદા કર્યા છે તો તે મરી પણ જશે અર્થાત્ તેમનો કદી નાશ, કદી અભાવ પણ થશે ? જો પરમેશ્વર જ મનુષ્ય વગેરે પ્રાણીઓને ખવડાવે-પીવડાવે છે, તો કોઈને રોગ ન થવો જોઈએ અને સૌને સરખું ભોજન આપવું જોઈએ. પક્ષપાતથી એકને ઉત્તમ અને બીજાને નિકૃષ્ટ જેવું કે રાજા અને કંગાળને શ્રેષ્ઠ-નિકૃષ્ટ ભોજન મળે છે, હોવું જોઈએ નહીં. જ્યારે પરમેશ્વર જ ખવડાવે-પીવડાવે અને પથ્ય કરાવે છે, તો રોગ જ ન થવો જોઈએ, પરન્તુ મુસલમાન આદિને પણ રોગ થાય છે. જો ખુદા જ રોગ છોડાવીને આરામ કરાવનાર છે, તો મુસલમાનોના શરીરોમાં રોગ રહેવા જોઈએ નહીં. જો રહે છે તો ખુદા પૂરો વૈદ્ય નથી. જો પૂરો વૈદ્ય છે તો મુસલમાનોના શરીરોમાં રોગ શા માટે રહે છે ? જો તે જ મારે અને જીવાડે છે, તો તે જ ખુદાને પાપ-પુણ્ય લાગતું હશે. જો જન્મ-જન્માન્તરનાં કર્મો મુજબ વ્યવસ્થા કરે છે, તો તેનો કંઈ પણ અપરાધ નથી. જો તે પાપો-ક્ષમા, અને ન્યાય કયામતની રાત્રે કરે છે તો ખુદા પાપ વધારનાર બનીને પાપયુક્ત થશે. જો ક્ષમા નથી કરતો તો એ કુરાનની વાત જૂઠી હોવાથી બચી શકે નહીં. ॥ ૧૧૯ ॥

(૧૨૦) નથી તું પરન્તુ આદમી માનિન્દ અમારી બસ લઈ આવ કંઈક નિશાની જો છે તું સાચાઓથી. કહ્યું આ ઊંટની છે, તેની વાસ્તે પાણી પીવું છે એક વાર. । -મં. ૫, સિ. ૧૯, સૂ. ૨૬ આ. ૧૫૪, ૧૫૫ ।

**(સમીક્ષક)** ભલા, આ વાતને કોઈ માની શકે છે કે પથ્થરથી ઊંટની નીકળે. તે લોકો જંગલી હતા કે જેમણે આ વાતને માની લીધી અને ઊંટનીની નિશાની આપવી માત્ર જંગલી વ્યવહાર છે, ઈશ્વરકૃત નથી. જો આ કિતાબ ઈશ્વરકૃત હોત તો આવી વ્યર્થ વાતો એમાં હોત નહીં. । ૧૨૦ ।

(૧૨૧) એ મુસા ! વાત એ છે કે હું નિશ્ચય અલ્લાહ છું ગાબિલ. અને નાંખી દે અસા પોતાનો, બસ જ્યારે જોયું તેને હલતું જાણે માનો કે તે સાંપ છે... એ મુસા ! ડરીશ નહીં, નિશ્ચય નથી ડરતા પાસે મારા પયગમ્બર, અલ્લાહ નથી કોઈ માબૂદ પરન્તુ તે માલિક અર્શ મોટાનો. એ કે સરકશી કરો નહીં ઉપર મારી અને ચાલ્યા આવો મારી પાસે મુસલમાન થઈને.। -મં.૫, સિ.૧૯, સૂ.૨૭, આ.૯,૧૦, ૨૬, ૩૧. ॥

**(સમીક્ષક)** અને વળી જુઓ પોતાના મોઢે પોતે અલ્લાહ મોટો જબરદસ્ત બને છે. પોતાના મોઢે પોતાની પ્રશંસા કરવી શ્રેષ્ઠ પુરુષોનું પણ કામ નથી, ખુદાનું તો કેમ કરીને હોઈ શકે ? ત્યારે તો ઈન્દ્રજાળ લટકાવેલી દેખાડીને જંગલી મનુષ્યોને વશ કરી પોતે જંગલસ્થ ખુદા બની બેઠો. આવી વાત ઈશ્વરનાં પુસ્તકમાં કદી હોઈ શકે નહીં. જો તે મોટા અર્શ અર્થાત્ સાતમા આસમાનનો માલિક છે તો તે એકદેશી હોવાથી ઈશ્વર જ હોઈ શકતો નથી. જો સરકશી કરવી બુરી છે, તો ખુદા અને મુહમ્મદસાહેબે પોતાની સ્તુતિથી પુસ્તકો કેમ ભરી દીધાં ? મુહમ્મદસાહેબે અનેકોને માર્યા, તો સરકશી થઈ કે નહીં ? આ કુરાન

પુનરુક્ત અને પૂર્વાપર-વિરોધી વાતોથી ભરેલું છે. । ૧૨૧ ॥

(૧૨૨) અને જોઈશ તું પર્વતોને, અનુમાન કરે છે તું તેમને જામેલા, અને તે ચાલ્યા જાય છે માનિન્દ ચાલવું વાદળોની, કારીગરી અલ્લાહની જેણે દઢ કરી દરેક વસ્તુને, નિશ્ચય તે ખબરદાર છે તે વસ્તુની કે કરો છો. ॥ -મં. ૫, સિ. ૨૨, સૂ. ૨૭, આ. ૮૮ ।

**(સમીક્ષક)** ભલા, વાદળોની માફક પર્વતનું ચાલવું કુરાન બનાવનારના દેશમાં બનતું હશે, અન્યત્ર નહીં. અને ખુદાની ખબરદારી તો શેતાન લોકોને ન પકડવા અને દંડ ન દેવાથી જ જણાઈ આવે છે કે જેણે એક બાગીને પણ હજુ સુધી પકડ્યો નથી, દંડ કર્યો નથી. આથી વધારે અસાવધાની શી હોઈ શકે ? । ૧૨૨ ।

(૧૨૩) બસ, મુષ્ટ (=મુક્કામે) માર્યો તેને મુસાએ, બસ પૂરું કર્યું આયુ તેનું. કહ્યું, એ રબ મારા નિશ્ચય મેં અન્યાય કર્યો જાન પોતાનીને, બસ ક્ષમા કર મને. બસ ક્ષમા કરી દીધો એને, નિશ્ચય તે ક્ષમા કરનાર દયાળુ છે. અને માલિક તારો ઉત્પન્ન કરે છે, જે કંઈ ચાહે છે અને પસન્દ કરે છે. ॥ -મં. ૫, સિ. ૨૦, સૂ. ૨૮, આ. ૧૫, ૧૬, ૬૮ ॥

**(સમીક્ષક)** હવે બીજું પણ જુઓ, મુસલમાન અને ઈસાઈઓના પયગમ્બર અને ખુદાને કે મુસા પયગમ્બર મનુષ્યની હત્યા કર્યા કરે અને ખુદા ક્ષમા કર્યા કરે. આ બન્ને અન્યાયકારી છે કે નહીં ? શું પોતાની ઇચ્છાથી જ જેમ ચાહે છે તેમ ઉત્પત્તિ કરે છે ? શું તેણે પોતાની ઇચ્છાથી જ એકને રાજા અને બીજાને કંગાળ, એકને વિદ્વાન્ અને બીજાને મૂર્ખ વગેરે કર્યા છે ? જો આવું છે તો કુરાન સત્ય નથી અને અન્યાયકારી હોવાથી એ ખુદા પણ હોઈ શકે નહીં. ॥ ૧૨૩ ॥

(૧૨૪) અને આજ્ઞા આપી અમે મનુષ્યને સાથે મા-બાપની ભલાઈ કરજે, અને જો ઝઘડો કરે તારાથી બન્ને, એ કે શરીક લાવે તું સાથ મારી તે વસ્તુને કે નથી વાસ્તે તારી સાથે તેનું જ્ઞાન, બસ કહ્યું માનીશ નહીં, એ બન્નેનું તરફ મારી છે. અને અવશ્ય મોકલ્યો અમે નૂહને તરફ કોમની તેની કે બસ રહ્યો મધ્ય તેમની હજાર વર્ષ પરન્તુ પચાસ વર્ષ ઓછાં. ॥ -મં. ૫, સિ. ૨૦, ૨૧, સૂ. ૨૯, આ. ૮, ૧૪ ॥

**(સમીક્ષક)** માતા-પિતાની સેવા કરવી સારું જ છે, જો ખુદાની સાથે શરીક કરવા માટે કહે, તો તેમનું કહેવું ન માનવું એ પણ ઠીક છે, પરન્તુ જો માતા-પિતા મિથ્યાભાષણ વગેરે કરવાની આજ્ઞા આપે, તો શું માની લેવી જોઈએ ? એથી આ વાત અડધી સારી અને અડધી ખરાબ છે. શું નૂહ વગેરે પયગમ્બરોને જ ખુદા સંસારમાં મોકલે છે, તો બીજા જીવોને કોણ મોકલે છે ? જો બધાને તે જ મોકલે છે તો બધા પયગમ્બર કેમ નહીં. અને જો પ્રથમ મનુષ્યોની (પચાસ ઓછી) હજાર વર્ષની ઉંમર થતી હતી, તો હવે કેમ થતી નથી ? એથી આ વાત ઠીક નથી. ॥ ૧૨૪ ॥

(૧૨૫) અલ્લાહ પહેલી વાર કરે છે ઉત્પત્તિ, પછી બીજી વાર કરશે તેને. પછી તેની તરફ જ ફેરવવામાં આવશે. અને જે દિવસે બર્પા અર્થાત્ ખડી થશે કયામત, નિરાશ થશે પાપીઓ. બસ જે લોકો કે ઈમાન લાવ્યા અને કામ કર્યાં સારાં બસ તેઓને મધ્યે બાગની શ્રૃંગાર કરાવવામાં આવશે. અને જે મોકલી દઈએ અમે એબાબ, બસ જુએ તે ખેતીને પીળી થયેલી. આ રીતે મોહર રાખે છે અલ્લાહ ઉપર દિલોની, તે લોકોના કે નથી જાણતા. ॥ -મં. ૫, સિ. ૨૧, સૂ. ૩૦, આ. ૧૧, ૧૨, ૧૫, ૫૧, ૫૯ ॥

**(સમીક્ષક)** જો અલ્લાહ બે વાર ઉત્પત્તિ કરે છે, ત્રીજી વાર નહીં તો ઉત્પત્તિના પહેલાં અને બીજી વારના અન્તમાં નવરો બેઠો રહેતો હશે ? અને એક તથા બે વાર ઉત્પત્તિ પછી તેનું સામર્થ્ય નકામું અને વ્યર્થ થઈ જશે.જો ન્યાય કરવાના દિવસે પાપી લોકો નિરાશ થાય તો સારી વાત છે, પરન્તુ એનું પ્રયોજન

એ તો ક્યાંક નથી કે મુસલમાનો સિવાય બધા પાપી સમજીને નિરાશ કરવામાં આવશે ? કેમકે કુરાનમાં કેટલાય સ્થાનોમાં પાપીઓથી બીજાઓનું જ પ્રયોજન છે. જો બગીચામાં રાખવા અને શ્રૃંગાર પહેરાવવો એ જ મુસલમાનોનું સ્વર્ગ છે, તો આ સંસાર જેવું જ થયું. અને ત્યાં માળી અને સોની પણ હશે અથવા ખુદા જ માળી અને સોની વગેરેનું કામ કરતો હશે. જો કોઈને ઓછાં ઘરેણાં મળતા હશે, તો ચોરી પણ થતી હશે અને બહિશ્તથી ચોરી કરનારને દોજખમાં પણ નાખતા હશે. જો આમ થતું હોય,તો હંમેશાં બહિશ્તમાં રહેશે, એ વાત જૂઠી થઈ જશે. જો ખેડૂતોની ખેતી ઉપર પણ ખુદાની દૃષ્ટિ છે, તો તે વિદ્યા ખેતી કરવાના અનુભવથી જ થાય છે અને જો માની લેવામાં આવે કે ખુદાએ પોતાની વિદ્યાથી બધી વાતો જાણી લીધી છે, તો આવો ભય આપવો, પોતાનું ઘમંડ પ્રસિદ્ધ કરવું છે. જો અલ્લાહે જીવોના દિલોમાં મોહર લગાવી પાપ કરાવ્યું તો તે પાપનો ભાગી તે જ થાય, જીવ થઈ શકે નહીં. જેમ જય-પરાજય સેનાધીશનો જ થાય છે,તેમ આ બધું પાપ ખુદાને જ પ્રાપ્ત થાય. । ૧૨૫ ॥

(૧૨૬) આ આયતો છે કિતાબ હિકમતવાળાની. ઉત્પન્ન કર્યાં આસમાનોને વિના સુતૂન અર્થાત્ થાંભલાના, દેખતાં જ તમે તેને. અને નાખ્યા મધ્ય પૃથ્વીની પહાડ, એમ ન થાય કે હલી જાય. શું તેં જોયું નહીં એ કે અલ્લાહ પ્રવેશ કરાવે છે. રાતને મધ્ય દિવસની અને પ્રવેશ કરાવે છે દિવસને મધ્ય રાતની. શું નથી જોયું કે કિશ્તિઓ ચાલે છે વચ્ચે દરિયાની, સાથે નિયામતોની અલ્લાહના. જેથી દર્શાવે તમને નિશાનીઓ પોતાની. ॥ -મં. ૫, સિ. ૨૧, સૂ. ૩૧, આ. ૨, ૧૦, ૨૯, ૩૧ ॥

**(સમીક્ષક)** વાહ ભાઈ વાહ ! હિકમતવાળી કિતાબ, કે જેમાં સર્વ રીતે વિદ્યાથી વિરુદ્ધ આકાશની ઉત્પત્તિ અને તેમાં થાંભલા લગાવાની શંકા અને પૃથ્વીને સ્થિર રાખવા માટે પર્વત રાખવા ! થોડીક વિદ્યાવાળો પણ આવો લેખ કદી કરતો નથી, અને માનતો નથી. અને હિકમત જુઓ કે જ્યાં દિન છે ત્યાં રાત નથી અને જ્યાં રાત છે ત્યાં દિન નથી. તેને એકબીજામાં પ્રવેશ કરાવવાનું લખે છે, તે મોટા અવિદ્વાનોની વાત છે. એટલા માટે આ કુરાન વિદ્યાનું પુસ્તક થઈ શકતું નથી. શું આ વિદ્યાવિરુદ્ધ વાત નથી કે નાવ મનુષ્ય અને ક્રિયા કૌશલ વગેરેથી ચાલે છે કે ખુદાની કૃપાથી ? જો લોઢા કે પથ્થરની નાવ બનાવીને સમુદ્રમાં ચલાવીએ તો ખુદાની નિશાની ડૂબી જાય કે નહીં ? એટલા માટે આ પુસ્તક નહીં વિદ્વાનનું અને નહીં ઈશ્વરનું બનાવેલું હોઈ શકે છે. ॥ ૧૨૬ ॥

(૧૨૭) તદબીર કરે છે કામની આસમાનથી પૃથ્વી તરફ, પછી ચઢી જાય છે તેની તરફ મધ્યે એક દિવસની છે કે, અવધિ તેની સહસ્ર વર્ષ, તે વર્ષોથી કે ગણો છો તમે. આ છે જાણનાર ગૈબનો અને પ્રત્યક્ષનો ગાલિબ દયાળુ. પછી પુષ્ટ કર્યો તેને અને ફૂંકી મધ્ય તેની રૂહ પોતાની. કહે, કબ્જે કરશે તને ફરિશ્તો મોતનો તે જે નિયત કરવામાં આવ્યો છે તમારી સાથે. અને જો ચાહત અમે અવશ્ય આપત અમે દરેક જીવને શિક્ષા તેની, પરન્તુ સિદ્ધ થઈ વાત મારા તરફથી કે અવશ્ય ભરીશ હું દોજખને જિનોથી અને આદમીઓથી એકી સાથે. ॥ -મં. ૫, સિ. ૨૧, સૂ. ૩૨, આ. ૫, ૬, ૯, ૧૧, ૧૩ ॥

**(સમીક્ષક)** હવે ઠીક સિદ્ધ થઈ ગયું કે મુસલમાનોનો ખુદા મનુષ્યની જેમ એકદેશી છે. કેમકે જો વ્યાપક હોત, તો એકદેશથી પ્રબન્ધ કરવો અને ઊતરવું-ચઢવું થઈ શકે નહીં. જો ખુદા ફરિશ્તાને મોકલે છે, તો પણ પોતે એકદેશી થઈ ગયો. પોતે આસમાન ઉપર ટંગાયેલો બેઠો છે અને ફરિશ્તાઓને દોડાવે છે. જો ફરિશ્તાઓ રુશ્વત લઈને કોઈ મામલો બગાડી દે કે કોઈ મડદાને છોડી જાય, તો ખુદાને શું માલૂમ થઈ શકે ? માલૂમ તો તેને થાય કે જે સર્વજ્ઞ તથા સર્વવ્યાપક હોય, તે તો છે જ નહીં, હોત તો ફરિશ્તાઓને

મોકલવા અને કેટલાક લોકોની કેટલીક પ્રકારથી પરીક્ષા લેવાની શી જરૂર હતી ? અને એક હજાર વર્ષોમાં, તથા આવવા-જવાનો પ્રબન્ધ કરવાથી સર્વશક્તિમાન્ પણ નથી.જો મોતનો ફરિશ્તો છે, તો તે ફરિશ્તાને મારનાર ક્યું મૃત્યુ છે ? જો તે નિત્ય છે તો અમરપણામાં ખુદાની બરાબર શરીક થયો. એક ફરિશ્તો એક સમયમાં દોજખ ભરવા માટે જીવોને શિક્ષા કરી શકે નહીં અને તેમને પાપ કર્યા વિના પોતાની મરજીથી દોજખ ભરીને તેમને દુઃખ આપી તમાશો જુએ છે તો તે ખુદા પાપી, અન્યાયકારી અને દયાહીન છે ! આવી વાતો જે પુસ્તકમાં હોય, તે વિદ્વાન્ નથી અને (ન) ઈશ્વરકૃત અને જો દયા-ન્યાયહીન છે, તે ઈશ્વર કદી હોઈ શકતો નથી. । ૧૨૭ ।।

(૧૨૮) કહે, કે કદી લાભ નહીં આપે ભાગવાનો તમને, જો ભાગો તમે મૃત્યુ કે કતલથી . એ બીબીઓ નબીની ! જે કોઈ આવે તમારામાંથી પ્રત્યક્ષ નિર્લજ્જતાથી બમણું કરવામાં આવશે વાસ્તે તેની અજાબ, અને છે આ ઉપર અલ્લાહની સહલ. ॥ -મં. ૫, સિ. ૨૧, સૂ. ૩૩, આ. ૧૬, ૩૦ ।

**(સમીક્ષક)** આ મુહમ્મદસાહેબે એટલા માટે લખ્યું-લખાવ્યું હશે કે લડાઈમાં કોઈ ભાગી જાય નહીં, અમારો વિજય થાય, મરવાથી પણ ડરે નહીં, ઐશ્વર્ય વધે, મજહબ વધારી લઈએ. અને જો બીબી નિર્લજ્જતાથી આવે નહીં, તો પયગમ્બરસાહેબ નિર્લજ્જ થઈને આવે ? બીબીઓ ઉપર અજાબ થાય અને પયગમ્બરસાહેબ ઉપર અજાબ થાય નહીં, આ ક્યા ઘરનો ન્યાય છે ? ॥ ૧૨૮ ॥

(૧૨૯) અને અટકી રહો મધ્યે ઘરોની પોતાના. આજ્ઞાપાલન કરો અલ્લાહ અને રસૂલની, સિવાય એની નહીં. બસ જ્યારે અદા કરી લીધી જૈદે હાજિત તેનાથી, પરણાવી દીધી અમે તારાથી તેને, કે જેથી ન થાય ઉપર ઈમાનવાળાઓને તંગી, વચ્ચે બીબીઓથી લેપાલકો એમનાને, જ્યારે અદા કરી લે તેમનાથી હાજિત. બીજી છે આજ્ઞા ખુદાની કરવામાં આવેલી. નથી ઉપર નબીની કંઈ તંગી મધ્યે તે વસ્તુની. નથી મુહમ્મદ બાપ કોઈ મરદોનો. અને હલાલની સ્ત્રી ઈમાનવાળી જે આપે વિના મિહરની જાન પોતાના નબીના વાસ્તે. ઢીલ આપે તું જેને ચાહે તેમનામાંથી, અને જગા આપે તરફ પોતાની જેને ચાહે, નથી પાપ ઉપર તારા. એ લોકો ! જો ઈમાન લાવ્યા હોવ, તો પ્રવેશ કરશો નહીં ઘરોમાં પયગમ્બરના. ॥ -મં. ૫, સિ. ૨૨, સૂ. ૩૩, આ. ૩૩, ૩૭, ૩૮, ૪૦, ૫૦, ૫૧, ૫૩ ॥

**(સમીક્ષક)** આ મોટા અન્યાયની વાત છે કે સ્ત્રીઓ ઘરમાં કેદ રહે અને પુરુષો ખુલા રહે. શું સ્ત્રીઓનું ચિત્ત શુદ્ધ વાયુ, શુદ્ધ દેશમાં ભ્રમણ કરવા, સૃષ્ટિના અનેક પદાર્થ જોવા નહીં ઈચ્છતું હોય ? આ અપરાધથી મુસલમાનોના છોકરાઓ વિશેષ કરીને સયલાની અને વિષયી હોય છે. અલ્લાહ અને રસૂલની એક અવિરુદ્ધ આજ્ઞા છે કે જુદી જુદી વિરુદ્ધ ? જો એક છે તો બન્નેની આજ્ઞાનું પાલન કરો, એ કહેવું વ્યર્થ છે. અને જો જુદી જુદી વિરુદ્ધ છે તો એક સાચી અને બીજી જૂઠી ? એક ખુદા બીજો શેતાન થઈ જશે ? અને શરીક પણ થશે ? વાહ ! કુરાનના ખુદા અને પયગમ્બર ! તથા કુરાનને ! જેને બીજાઓનો મતલબ નષ્ટ કરી પોતાનો મતલબ સિદ્ધ કરવો ઈષ્ટ હોય, તે આવી લીલા અવશ્ય રચે છે. એથી એ પણ સિદ્ધ થયું કે મુહમ્મદસાહેબ ખૂબ વિષયી હતા. જો ન હોત, તો (લેપાલક) બેટાની સ્ત્રીને, જે પુત્રની સ્ત્રી હતી, પોતાની સ્ત્રી કેમ કરી લેત ? અને પછી આવી વાતો કરનારનો ખુદા પણ પક્ષપાતી બન્યો, અને અન્યાયને ન્યાય ઠરાવ્યો. મનુષ્યોમાં જે જંગલી પણ હશે, તે પણ બેટાની સ્ત્રીને છેડે છે. અને આ કેટલી મોટી અન્યાયની વાત છે કે નબીને વિષયાશક્તિની લીલા કરવામાં કંઈ પણ અવરોધ થતો નથી ! જો નબી કોઈનો બાપ ન હતો, તો જૈદ (લેપાલક) બેટો કોનો હતો ? અને શા માટે લખ્યું. આ તે જ મતલબની

વાત છે કે જેથી બેટાની સ્ત્રીને પણ ઘરમાં નાખવાથી પયગમ્બરસાહેબ બચ્યા નહીં, બીજીથી કેવી રીતે બચ્યા હશે ? આવી ચતુરાઈથી પણ બુરી વાતમાં નિન્દા થવી કદી છૂટી શકતી નથી. શું જે કોઈ પારકી સ્ત્રી પણ નબીથી પ્રસન્ન થઈને વિવાહ કરવા ચાહે તો પણ હલાલ છે ? અને આ મહા અધર્મની વાત છે કે નબી તો જે સ્ત્રીને ચાહે છોડી દે અને મુહમ્મદસાહેબની સ્ત્રીઓ જો પયગમ્બર અપરાધી પણ હોય, તો કદી છોડી શકે નહીં. જેમ પયગમ્બરના ઘરોમાં બીજો કોઈ વ્યભિચારદૃષ્ટિથી પ્રવેશ કરે નહીં, તો તેવી જ રીતે પયગમ્બરસાહેબ પણ કોઈના ઘરમાં પ્રવેશ કરે નહીં. શું નબી જે કોઈના ઘરમાં ચાહે નિઃશંક પ્રવેશ કરે અને માનનીય પણ રહે ? ભલા, કોણ એવો હૃદયનો આંધળો હશે કે જે આ કુરાનને ઈશ્વરકૃત અને મુહમ્મદસાહેબને પયગમ્બર અને કુરાનોક્ત ઈશ્વરને પરમેશ્વર માની શકે. મોટા આશ્ચર્યની વાત છે કે આવી યુક્તિશૂન્ય ધર્મવિરુદ્ધ વાતોથી યુક્ત આ મતને અરબ દેશના નિવાસી વગેરે મનુષ્યોએ માની લીધો ! । ૧૨૯ ।

(૧૩૦) નથી યોગ્ય વાસ્તે તમારા આ કે દુઃખ આપો રસૂલને, એ કે નિકાહ કરો બીબીઓ તેમનીની પાછળ તેની કદી, નિશ્ચય એ છે પાસે અલ્લાહની મોટું પાપ. નિશ્ચય જે લોકો કે દુઃખ આપે છે અલ્લાહને અને રસૂલ તેનાને, લાનત કરી છે તેમને અલ્લાહે. અને તે લોકો કે દુઃખ આપે છે મુસલમાનોને અને મુસલમાન ઔરતોને વિના એની, બુરું કર્યું છે એમણે, બસ નિશ્ચય ઊઠાવ્યો તેમણે બોહતાન અર્થાત્ જૂઠ અને પ્રત્યક્ષ પાપ. લાનત મારે, જ્યાં મળી આવે, પકડ્યા જાય, કતલ કર્યા જાય, ખૂબ માર્યા જવું. એ રબ અમારા, આપ તેમને બેગણા અજાબથી અને લાનતથી મોટી લાનત કર. । **-મં. ૫, સિ. ૨૨, સૂ. ૩૩, આ. ૫૩, ૫૭, ૫૮, ૬૧, ૬૮ ॥**

**(સમીક્ષક)** વાહ ! શું ખુદા પોતાની ખુદાઈને ધર્મની સાથે દર્શાવી રહ્યો છે ? જેમ રસૂલને દુઃખ આપવાનો નિષેધ કરવો તો ઠીક છે, પરન્તુ બીજાને દુઃખ દેવામાં રસૂલને પણ રોકવો યોગ્ય હતો, તો કેમ રોક્યો નહીં ? શું કોઈના દુઃખ આપવાથી ખુદા પણ દુઃખી થઈ જાય છે ? જો એમ છે તો તે ઈશ્વર હોઈ શકે નહીં. શું અલ્લાહ અને રસૂલને દુઃખ દેવાનો નિષેધ કરવાથી એ સિદ્ધ નથી થતું કે અલ્લાહ અને રસૂલ જેને ચાહે દુઃખ આપે ? બીજા સૌને દુઃખ આપવું જોઈએ ? જેમ મુસલમાનો અને મુસલમાનોની સ્ત્રીઓને દુઃખ આપવું બુરું છે, તો એમનાથી અન્ય મનુષ્યોને દુઃખ દેવું પણ જરૂર બુરું છે. જો આમ ન માનીએ, તો તેમની આ વાત પણ પક્ષપાતની છે. વાહ ગદર મચાવનાર ખુદા અને નબી ! જેવા એ નિર્દયી સંસારમાં છે, તેવા બીજા ઘણા થોડા હશે. જેમ આ કે 'બીજા લોકો જ્યાં મળી આવે; માર્યા જાય, પકડ્યા જાય', લખ્યું છે તેમ મુસલમાનો ઉપર કોઈ આજ્ઞા આપે તો મુસલમાનોને આ વાત ખરાબ લાગશે કે નહીં ? વાહ શું હિંસક પયગમ્બર વગેરે છે કે જે પરમેશ્વરથી પ્રાર્થના કરીને પોતાનાથી બીજાઓને બેગણું દુઃખ આપવા માટે પ્રાર્થના કરવી લખે છે. આ પણ પક્ષપાત, મતલબી અને મહા અધર્મની વાત છે. આથી હજુ સુધી પણ મુસલમાન લોકોમાંથી ઘણા બધા શઠ લોકો આવાં જ કર્મો કરવામાં ડરતા નથી. એ ઠીક છે કે શિક્ષા વિના મનુષ્ય પશુ સમાન રહે છે. । ૧૩૦ ।

(૧૩૧) અને અલ્લાહ તે પુરુષ છે કે મોકલે છે હવાઓને, બસ ઉઠાવે છે વાદળોને, બસ હાંકી લે છે તરફ શહેર મુર્દાની, બસ જીવિત કરી અમે સાથે તેની પૃથ્વીને, પછી મૃત્યુ તેનીની, એવી જ રીતે કબરોમાંથી કાઢવાનું છે. જેણે ઉતાર્યો વચ્ચે ઘરની હંમેશાં રહેવાને દયા પોતાનીથી, નથી લાગતી અમને વચ્ચે તેની મહેનત. અને નથી લાગતી વચ્ચે તેની માંદગી. ॥ **-મં. ૫, સિ. ૨૨, સૂ. ૩૫, આ. ૯, ૩૫. ॥**

**(સમીક્ષક)** વાહ શું ફિલસૂફી ખુદાની છે. મોકલે છે વાયુને, તે ઊઠાવી ફરે છે વાદળોને, અને ખુદા તેનાથી મડદાઓને જીવાડતો ફરે છે. આ વાત ઈશ્વર સંબંધી કદી હોઈ શકતી નથી. કેમકે ઈશ્વરનું કામ નિરન્તર એકસરખું થતું રહે છે. જે ઘરે હશે, તે વિના બનાવટે બની શકે નહીં. અને જે બનાવટના છે તે હંમેશાં રહી શકે નહીં. જેમનાં શરીર છે તે પરિશ્રમ વિના દુઃખી થાય છે, અને શરીરવાળા રોગી થયા વિના કદી બચી શકતાં નથી. જે એક સ્ત્રીથી સમાગમ કરે છે, તે રોગ વિના બચી શકતો નથી, તો જે અનેક સ્ત્રીઓથી વિષયભોગ કરે છે, તેની જાણે શી દુર્દશા થતી હશે ? એટલા માટે મુસલમાનોનું રહેવું બહિશ્તમાં પણ સુખદાયક હંમેશાં હોઈ શકતું નથી. । ૧૩૧ ॥

(૧૩૨) કસમ છે કુરાન દઢની. નિશ્ચય તું મોકલેલાઓમાંથી છે. ઉપર માર્ગ સીધાનો. ઉતાર્યો છે ગાલિબ દયાવાને. ॥ -મં. ૫, સિ. ૨૩, સૂ. ૩૬, આ. ૨ - ૫. ॥

**(સમીક્ષક)** હવે જુઓ, આ કુરાન ખુદાનું બનાવેલું હોત, તો એ એની સોગંદ કેમ ખાત ? જો નબી ખુદાનો મોકલેલો હોત, તો (લેપાલક) બેટાની સ્ત્રી ઉપર મોહિત કેમ થાત ? આ કથનમાત્ર છે કે કુરાનના માનનારા સીધા માર્ગે છે. કેમકે સીધો માર્ગ તે હોય છે જેમાં સત્ય માનવું, સત્ય બોલવું, સત્ય કરવું, પક્ષપાત રહિત ન્યાયધર્મનું આચરણ કરવું વગેરે છે, અને એનાથી ઉલ્ટાનો ત્યાગ કરવો, તે તો કુરાનમાં નથી કે નથી મુસલમાનોમાં અને નથી એમના ખુદામાં એવો સ્વભાવ છે. જો સૌ ઉપર પ્રબળ પયગમ્બર મુહમ્મદસાહેબ હોત, તો સૌથી વધારે વિદ્યાવાન્ અને શુભગુણયુક્ત કેમ ન હોત ? એટલા માટે જેમ વાઘરણ પોતાનાં બોરને કદી ખાટાં બતાવતી નથી, તેમ આ વાત પણ છે. ॥ ૧૩૨ ॥

(૧૩૩) અને ફૂંકવામાં આવશે વચ્ચે સૂરની, બસ નાગહાં, તે કબરોમાંથી માલિક પોતાનાની (તરફ) દોડશે. અને ગવાહી આપશે પગ તેમના સાથે તે વસ્તુની કમાતા હતા. સિવાય એની નહીં કે આજ્ઞા તેની, જ્યારે ચાહે ઉત્પન્ન કરવું કોઈ વસ્તુને, એ કે કહે વાસ્તે તેની કે 'થઈ જા', બસ થઈ જાય છે. ॥ -મં. ૫, સિ. ૨૩, સૂ. ૩૬, આ. ૫૧, ૬૫, ૮૨. ॥

**(સમીક્ષક)** હવે સાંભળો ઊટ-પટાંગ વાતો. પગ કદી ગવાહી આપી શકે છે ? ખુદા સિવાય એ વખતે કોણ હતું જેને આજ્ઞા આપી ? કોણે સાંભળી અને કોણ બની ગયું ? જો ન હતી, તો આ વાત જૂઠી અને જો હતી, તો તે વાત- જે 'સિવાય ખુદાની કંઈ વસ્તુ ન હતી, અને ખુદાએ બધું બનાવી દીધું' - તે જૂઠી. ॥ ૧૩૩ ॥

(૧૩૪) ફેરવવામાં આવશે તેમની ઉપર પ્યાલો શુદ્ધ શરાબનો. સફેદ મજા આપનારી વાસ્તે પીનારાઓની. પાસે તેમની બેસી હશે નીચે આંખો રાખનારી, સુન્દર આંખોવાળી. માનો કે તેણીઓ ઈંડા છે સંતાડેલા. શું બસ અમે નહીં મરીએ. અને અવશ્ય લૂત નિશ્ચય પયગમ્બરોથી હતો. જ્યારે કે મુક્તિ આપી અમે તેને અને લોકોને તેના સૌને. પરન્તુ એક ડોશી પાછળ રહેનારાઓમાં છે. પછી માર્યા અમે બીજાઓને. ॥ -મં. ૬, સિ. ૨૩, સૂ. ૩૭, આ. ૪૫, ૪૬, ૪૮, ૪૯, ૫૮, ૧૩૩ - ૧૩૬ ॥

**(સમીક્ષક)** કેમ ભાઈ ! અહીં તો મુસલમાન લોકો શરાબને ખરાબ બતાવે છે, પરન્તુ એમના સ્વર્ગમાં તો નદીઓની નદીઓ વહે છે. એટલું સારું છે કે અહીં તો કોઈ પ્રકારે મદ્ય પીવું છોડાવ્યું. પરન્તુ અહીં ને બદલે ત્યાં તેમના સ્વર્ગમાં ભારે ખરાબી છે ! સ્ત્રીઓને લઈને ત્યાં કોઈનું ચિત્ત સ્થિર રહેતું નહીં હોય, અને મોટા-મોટા રોગ પણ થતા હશે ! જો શરીરવાળા હશે, તો જરૂર મરશે અને જો શરીરવાળા નહીં હોય, તો ભોગ-વિલાસ જ કરી શકશે નહીં. પછી તેમના સ્વર્ગમાં જવું વ્યર્થ છે. જો લૂતને પયગમ્બર

માનો છો, તો જે બાયબલમાં લખ્યું છે કે 'તેનાથી તેની છોકરીઓએ સમાગમ કરીને બે છોકરાં પેદા કર્યાં,' એ વાતને પણ માનો છો કે નહીં ? જો માનો છો તો એવા પયગમ્બરને માનવો વ્યર્થ છે. અને જો એવા અને એવાઓના સંગીઓને ખુદા મુક્તિ આપે છે તો તે ખુદા પણ તેવો જ છે. કેમકે ડોશીની વાર્તા કહેનાર અને પક્ષપાતથી બીજાઓને મારનાર ખુદા કદી હોઈ શકે નહીં. આવો ખુદા મુસલમાનોના જ ઘરમાં રહી શકે છે, બીજે નહીં. ॥ ૧૩૪ ।

(૧૩૫) બહિશ્ત છે હંમેશ રહેવાને, ખુલેલાં છે દ્વાર તેના વાસ્તે તેમના. તકિયા કરેલા વચ્ચે તેમની, મંગાવશે વચ્ચે એની મેવા અને પીવાની વસ્તુ. અને પાસે હશે તેમની, નીચે રાખનારી દૃષ્ટિ અને બીજાઓથી સમાયું. બસ સિજદા કરી ફરિશ્તાઓએ સૌએ. પરન્તુ શેતાને માન્યું નહીં, અભિમાન કર્યું અને હતો કાફરોથી. એ શેતાન કઈ વસ્તુએ રોક્યો તને એ કે સિજદા કરીએ વાસ્તે તે વસ્તુની કે બનાવી મેં સાથે બન્ને હાથ પોતાનાની. શું અભિમાન કર્યું તેં કે હતો તું મોટો અધિકારવાળાઓથી ? કહ્યું,કે હું સારો છું તે વસ્તુથી, ઉત્પન્ન કર્યો તેં મને આગથી, તેને માટીથી. કહ્યું, બસ નીકળ આ આસમાનોમાંથી બસ નિશ્ચય તું ચલાવવામાં આવ્યો છે. નિશ્ચય ઉપર તારી લાનત છે મારી દિન જજા સુધી કહ્યું, એ માલિક મારા, ઢીલ આપ તે દિન સુધી કે ઊઠાવવામાં આવશે મુડદાઓ. કહ્યું કે બસ નિશ્ચય તું ઢીલ આપેલાઓમાંથી છે.તે દિવસ સમય જ્ઞાત સુધી. કહ્યું, કે બસ કસમ છે પ્રતિષ્ઠા તારીની, કે અવશ્ય ગુમરાહ કરીશ, તેમને હું એકીસાથે. ॥ -મં. ૬, સિ. ૨૩, સૂ. ૩૮, આ. ૫૦, ૫૧, ૫૨, ૭૩ - ૮૨ ॥

**(સમીક્ષક)** જો ત્યાં જેમ કે કુરાનમાં બાગ-બગીચા, નહેરો, મકાન, વગેરે લખ્યાં છે, તેવાં છે તો તે હંમેશાં હતાં નહીં અને હંમેશાં રહી શકતાં નથી. કેમકે જો સંયોગથી પદાર્થ થાય છે તે સંયોગની પૂર્વે હતો નહીં, અવશ્ય ભાવી વિયોગને અન્તે રહેશે નહીં. જ્યારે પેલું બહિશ્ત જ રહેશે નહીં તો તેમાં રહેનારા હંમેશાં કેવી રીતે રહી શકશે ? કેમકે લખ્યું છે કે ગાદી, તકિયા, માવા અને પીવાના પદાર્થો ત્યાં મળશે. એથી એ સિદ્ધ થાય છે કે જે સમયે મુસલમાનોનો મજહબ ચાલ્યો તે સમયે અરબદેશ વિશેષ ધનાઢ્ય ન હતો. આથી મુહમ્મદસાહેબે તકિયા વગેરેની કથા સંભળાવીને ગરીબોને પોતાના મતમાં ફસાવી લીધા. અને જ્યાં સ્ત્રીઓ છે ત્યાં નિરન્તર સુખ ક્યાંથી ? તે સ્ત્રીઓ ત્યાં ક્યાંથી આવી ? અથવા બહિશ્તની રહેનારી છે ? જો આવી છે તો જશે અને જો ત્યાંની જ રહેનારી છે તો ક્યામતની પૂર્વે શું કરતી હતી ? શું નિઠલ્લી પોતાની ઉંમર ગાળી રહી છે ?

હવે જુઓ, ખુદાનું તેજ કે જેનો હુકમ બીજા બધા ફરિશ્તાઓએ માન્યો અને આદમસાહેબને નમસ્કાર કર્યા અને શેતાને માન્યો નહીં. ખુદાએ શેતાનને પૂછ્યું (અને) કહ્યું કે મેં તેને પોતાના બન્ને હાથોથી બનાવ્યો, તું અભિમાન કરીશ નહીં. એથી સિદ્ધ થાય છે કે કુરાનનો ખુદા બે હાથવાળો મનુષ્ય હતો. એટલા માટે તે વ્યાપક કે સર્વશક્તિમાન્ કદી હોઈ શકતો નથી. અને શેતાને સત્ય કહ્યું કે હું આદમથી ઉત્તમ છું, એ ઉપર ખુદાએ ગુસ્સો કેમ કર્યો ? શું આસમાનમાં જ ખુદાનું ઘર છે, પૃથ્વીમાં નથી ? તો કાબાને ખુદાનું ઘર પ્રથમ કેમ લખ્યું ?

ભલા, પરમેશ્વર પોતાનામાંથી કે સૃષ્ટિમાંથી જુદા કેવી રીતે નીકળી શકે છે ? અને તે સૃષ્ટિ બધી પરમેશ્વરની છે તેથી સ્પષ્ટ જણાયું કે કુરાનનો ખુદા બહિશ્તનો જિમ્મેદાર હતો. ખુદાએ તેને લાનત ધિક્કાર્યો અને કેદ કરી લીધો અને શેતાને કહ્યું કે હે માલિક ! મને ક્યામત સુધી છોડી દે. ખુદાએ ખુશામદથી ક્યામત ના દિવસ સુધી છોડી દીધો. જ્યારે શેતાન છૂટ્યો, ત્યારે ખુદાને કહે છે કે હવે હું ખૂબ બહેકાવીશ અને

ગદર મચાવીશ. ત્યારે ખુદાએ કહ્યું કે જેટલાઓને તું બહેકાવીશ, હું તેમને દોજખમાં નાખીશ અને તને પણ.

હવે સજ્જન લોકો ! વિચારો કે શેતાનને બહેકાવનાર ખુદા છે કે પોતે તે બહેક્યો ? જો ખુદાએ બહેકાવ્યો તો તે શેતાનનો શેતાન ઠર્યો. જો શેતાન સ્વયં બહેકયો, તો બીજા જીવો પણ સ્વયં બહેકશે; શેતાનની જરૂર નથી અને જેથી આ શેતાન બાગીને ખુદાએ ખુલ્લો છોડી દીધો. એથી જણાય છે કે તે પણ શેતાનનો શરીક અધર્મ કરાવવામાં થયો. જો સ્વયં ચોરી કરાવીને દંડ આપે, તો તેના અન્યાયનો કંઈ પણ પારાવાર નથી. ॥ ૧૩૫ ॥

(૧૩૬) અલ્લાહ ક્ષમા કરે છે પાપો બધાં, નિશ્ચિત છે તે ક્ષમા કરનાર દયાળુ. અને પૃથિવી આખીય મુઠ્ઠીમાં છે તેની, દિન કયામતનો અને આસમાન લપેટાયેલું છે વચ્ચે જમણા હાથે તેના. અને ચમકી જશે પૃથિવી સાથે પ્રકાશ માલિક પોતાનાના અને કર્મપત્રો રાખવામાં આવશે અને લાવવામાં આવશે પયગમ્બરોને અને ગવાહોને અને ફેંસલો કરવામાં આવશે. ॥ મં. ૬, સિ. ૨૪, સૂ. ૩૯, આ. ૫૩, ૬૭, ૬૯. ॥

**(સમીક્ષક)** જો સમગ્ર પાપોને ખુદા ક્ષમા કરે છે, તો જાણો આખાય સંસારને પાપી બનાવે છે અને દયાહીન છે. કેમકે એક દુષ્ટ ઉપર દયા અને ક્ષમા કરવાથી તે વધારે દુષ્ટતા કરશે અને અન્ય અનેક ધર્માત્માઓને દુઃખ પહોંચાડશે. જો થોડોક પણ અપરાધ ક્ષમા કરવામાં આવે તો અપરાધ જ અપરાધ જગતમાં ફરી વડે. શું પરમેશ્વર અગ્નિની જેમ પ્રકાશવાળો છે ? અને કર્મપત્ર ક્યાં જમા રહે છે ? અને કોણ લખે છે ? જો પયગમ્બરો અને ગવાહોના ભરોસે ખુદા ન્યાય કરે છે, તો તે અસર્વજ્ઞ અને અસમર્થ છે. જો તે અન્યાય નથી કરતો, ન્યાય જ કરે છે તો કર્મો મુજબ કરતો હશે. તે કર્મો પૂર્વાપર વર્તમાન જન્મોના જ હોઈ શકે છે, તો પછી ક્ષમા કરવી, દિલો ઉપર તાળાં લગાવવાં અને શિક્ષા ન કરવી, શેતાન થકી બહેકાવડાવવું, દૌરો સુપુર્દ રાખવો માત્ર અન્યાય છે. ॥ ૧૩૬ ॥

(૧૩૭) ઉતારવું કિતાબનું અલ્લાહ ગાબિલ જાણનાર તરફથી છે. ક્ષમા કરનાર પાપોનો અને સ્વીકાર કરનાર તોબાઃનો. ॥ મં. ૬, સિ. ૨૪, સૂ. ૪૦, આ. ૨, ૩ ॥

**(સમીક્ષક)** આ વાત એટલા માટે છે કે ભોળા લોકો અલ્લાહના નામથી આ પુસ્તકને માની લે કે જેમાં થોડુંક સત્ય છોડીને (બાકીનું બધું) અસત્ય ભરેલું છે અને તે સત્ય પણ અસત્યની સાથે મળીને બગડી ગયું છે. એથી કુરાન અને કુરાનનો ખુદા અને એને માનનારા પાપ વધારનારા અને પાપ કરનાર-કરાવનાર છે. કેમકે પાપનું ક્ષમા કરવું અત્યન્ત અધર્મ છે. કિન્તુ એથી જ મુસલમાન લોકો પાપ અને ઉપદ્રવ કરવામાં ઓછા ડરે છે. ॥ ૧૩૭ ॥

(૧૩૮) બસ નિયત કર્યા તેમણે સાત આસમાન વચ્ચે બે દિવસની, અને નાખી દીધાં વચ્ચે અમે તેમની કામ તેમનાં. અહીં સુધી કે જ્યારે જઈશું તેમની પાસે, સાક્ષી આપીશું ઉપર તેમની, કાન તેમના અને આંખો તેમની અને ચામડું તેમનું તેમનાં કર્મથી. અને કહીશું વાસ્તે ચામડાં પોતાનાના, શા માટે સાક્ષી આપી તેં ઉપર અમારી, કહીશું કે બોલાવ્યા છે અમને અલ્લાહે, જેણે બોલાવી દરેક વસ્તુને. અવશ્ય જીવાડનાર છે મડાદાઓને. ॥ મં. ૬, સિ. ૨૪, સુ. ૪૧, આ. ૧૨, ૨૦, ૨૧, ૩૯ ॥

(સમીક્ષક) વાહ જી વાહ મુસલામાનો ! તમારા ખુદા જેને તમે સર્વશક્તિમાન માનો છો તે સાત આસમાનોને બે દિવસમાં બનાવી શક્યો ? અને જે સર્વશક્તિમાન્ છે તે ક્ષણામાત્રમાં સૌને બનાવી શકે છે. ભલા ! કાન, આંખ અને ચામડાંને ઈશ્વરે જડ બનાવ્યાં છે, તે સાક્ષી કેવી રીતે આપી શકશે ? જો સાક્ષી

અપાવે તો તેણે પ્રથમ જડ શા માટે બનાવ્યાં ? અને પોતાનું પૂર્વાપરકામ નિયમવિરુદ્ધ કેમ કર્યું ? એક આથી પણ વધારે મિથ્યા વાત એ છે કે જ્યારે જીવો ઉપર સાક્ષી આપી, ત્યારે તે જીવ પોત-પોતાના ચામડાથી પૂછવા લાગ્યા કે તેં અમારા ઉપર સાક્ષી શું કામ આપી ? ચામડું બોલશે કે ખુદાએ અપાવી હું શું કરું ? ભલા, આ વાત કદી બની શકે ? જેમકે કોઈ કહે કે તે વન્ધ્યાના પુત્રનું મુખ મેં જોયું. જો પુત્ર છે તો વન્ધ્યા કેમ હોય ? જો વન્ધ્યા છે તો તેનો પુત્ર જ હોવો અસમ્ભવ છે. એ જ પ્રકારની આ પણ મિથ્યા વાત છે. જો તે મડદાઓને જીવાડે છે તો પ્રથમ માર્યા જ કેમ હતાં ? શું પોતે પણ મડદું થઈ શકે છે કે નહીં ? જો નથી થઈ શકતો તો મડદા-પણને ખરાબ કેમ સમજે છે ? અને કયામતની રાત સુધી મૃતક જીવ ક્યા મુસલમાનના ઘરમાં રહેશે ? અને દૌરા સુપુર્દ ખુદાએ વગર અપરાધે શા માટે રાખ્યો. શીઘ્ર ન્યાય શા માટે ન કર્યો ? આવી-આવી વાતોથી ઈશ્વરમાં લાંછન લાગે છે. ॥ ૧૩૮ ॥

(૧૩૯) વાસ્તે તેમની ચાવીઓ છે આસમાનોની અને પૃથ્વીની, ખોલે છે ભોજન જેમની વાસ્તે ચાહે છે. અને તંગ કરે છે ઉત્પન્ન કરે છે જે કંઈ ચાહે છે અને આપે છે જેને ચાહે બેટીઓ, અને દે છે જેને ચાહે બેટાઓ, અથવા મેળવી દે છે તેમને બેટાઓ અને બેટીઓ, અને કરી દે છે જેમને ચાહે બાંઝ. અને નથી શક્તિ કોઈ આદમીને કે વાત કરે તેનાથી અલ્લાહ, પરન્તુ જીવમાં નાખીને કે પાછળ પડદા★ નાથી, કે મોકલે ફરિશ્તો પેગામ લાવનાર. ॥ મં. ૬, સિ. ૨૫, સૂ. ૪૨, આ. ૧૨, ૪૯ - ૫૧ ॥

**(સમીક્ષક)** ખુદાની પાસે ચાવીઓનો ભંડાર ભરેલો હશે. કેમકે બધાં ઠેકાણાનાં તાળાં ખોલવાનાં થતા હશે ? આ છોકરમતની વાત છે. શું જેને ચાહે છે તેને પુણ્યકર્મો વિના ઐશ્વર્ય આપે છે ? અને (વિના પાપ) તંગ કરે છે ? જો એવું છે તો તે મોટો અન્યાયકારી છે. હવે જુઓ, કુરાન બનાવનારાની ચતુરાઈ કે જેથી સ્ત્રી લોકો પણ મોહિત થઈને ફસાય, જો જે કાંઈ ચાહે છે, ઉત્પન્ન કરે છે, તો બીજા ખુદાને પણ ઉત્પન્ન કરી શકે છે કે નહીં ? જો નથી કરી શકતો તો સર્વશક્તિમત્તા અહીં અટકી ગઈ. ભલા મનુષ્યોને તો જેમને ચાહે બેટા-બેટીઓ ખુદા આપે છે, પરન્તુ મરઘા, મચ્છી, સૂઅર વગેરે જેમને ઘણા બેટા-બેટીઓ થાય છે, કોણ આપે છે ? અને સ્ત્રી-પુરુષના સમાગમ વિના શા માટે આપતો નથી ? કોઈને પોતાની ઈચ્છાથી બાંઝ રાખીને દુઃખ કેમ આપે છે ? વાહ, શું ખુદા તેજસ્વી છે કે તેની સામે કોઈ વાત જ કરી શકતું નથી. પરન્તુ તેણે પહેલાં કહ્યું કે પડદો નાખીને વાત કરી શકે છે કે ફરિશ્તા લોકો ખુદાની સાથે વાત કરે છે અથવા પયગમ્બર. જો એવી વાત છે તો ફરિશ્તાઓ અને પયગમ્બર ખૂબ પોતાનું મતલબ કરતા હશે ! જો કોઈ કહે કે ખુદા સર્વજ્ઞ સર્વવ્યાપક છે તો પડદા પાછળથી વાત કરવી અથવા ટપાલની માફક ખબર મંગાવીને જાણવાનું લખવું વ્યર્થ છે. એ જો એવું જ છે તો તે ખુદા જ નથી, કિન્તુ કોઈ ચાલાક મનુષ્ય હશે. એટલા માટે આ કુરાન ઈશ્વરકૃત કદી થઈ શકતું નથી. ॥ ૧૩૯ ॥

(૧૪૦) અને જ્યારે આવ્યા ઈસા સાથે પ્રમાણ પ્રત્યક્ષની. ॥ મં. ૬, સિ. ૨૫, સૂ. ૪૩, આ. ૬૩ ॥

**(સમીક્ષક)** જો ઈસા પણ મોકલેલો ખુદાનો છે તો તેના ઉપદેશથી વિરુદ્ધ કુરાન ખુદાએ શા માટે

★ આ આયતનાં ભાષ્ય 'તફસીર હુસૈની'માં લખ્યું છે કે -મુહમ્મદસાહેબ બે પડદામાં હતા અને ખુદાનો અવાજ સાંભળ્યો. એક પડદો જરીનો હતો અને બીજો શ્વેત મોતીઓનો. અને બન્ને પડદાઓની વચ્ચે સિત્તેર વર્ષ ચાલવા યોગ્ય માર્ગ હતો. બુદ્ધિમાન્ લોકો આ વાતને વિચારે કે આ ખુદા છે કે પડદાની પાછળ વાત કરનારી સ્ત્રી ? આ લોકોએ તો ઈશ્વરની જ દુર્દશા કરી નાખી, ક્યાં વેદ અને ઉપનિષત્ વગેરે સદ્ગ્રન્થોમાં પ્રતિપાદિત શુદ્ધ પરમાત્મા ને ક્યાં કુરાનમાં કહેલો પડદાની પાછળ રહીને વાત કરનારો ખુદા ! સત્ય તો એ છે કે અરબના અવિદ્વાન્ લોકો હતા, ઉત્તમ વાતો લાવે, તો લાવે કોના ઘરેથી ? દ.સ.

બનાવ્યું ? અને કુરાનની વિરુદ્ધ અંજીલ કેમ બનાવી ? એટલા માટે આ પુસ્તકો ઈશ્વરકૃત નથી. ।૧૪૦।

(૧૪૧) પકડો તેને બસ ઘસડો તેને વચ્ચોવચ્ચ દોજખની. આવી જ રીતે રહેશે અને પરણાવી દઈશું તેમને સાથે ગોરીઓ, સારી આંખોવાળીઓને. ॥ -મં. ૬, સિ. ૨૫, સૂ. ૪૪, આ. ૪૭, ૫૪ ॥

**(સમીક્ષક)** વાહ, શું ખુદા ન્યાયકારી થઈને પ્રાણીઓને પકડાવે અને ઘસડાવે છે ? જ્યારે મુસલમાનોનો ખુદા જ એવો છે તો તેના ઉપાસક મુસલમાન અનાથ નિર્બળોને પકડે, ઘસડે તો એમાં શો આશ્ચર્ય છે ? અને તે સંસારી મનુષ્યોની જેમ વિવાહ પણ કરાવે છે, જાણે કે મુસલમાનોનો પુરોહિત જ છે. ॥ ૧૪૧ ॥

(૧૪૨) બસ, જ્યારે તમે મળો તે લોકોને કે કાફર થયેલા, બસ મારો ગરદનો તેમની, ત્યાં સુધી કે જ્યારે ચૂર કરી દો તેમને, બસ દૃઢ કરો કેદ કરવા. અને અનેક વસ્તીઓ છે કે તે ઘણી કઠિન હતી, શક્તિમાં વસ્તી તારાથી. જેણે કાઢી મૂક્યો તને, માર્યા અમે તેમને, બસ કોઈ ન થયો સહાય આપનાર તેમને. તારીફ તે બહિશ્તની કે પ્રતિજ્ઞા કરવામાં આવ્યા છે પરહેજગાર વચ્ચે તેની નહેરો છે, બગડ્યા વિનાના પાણીની અને નહેરો છે દૂધની કે બદલાયો નથી સ્વાદ તેમનો, અને નહેરો છે શરાબની મજા આપનારી વાસ્તે પીનારાઓની, અને નહેરો છે મધ સાફ કરેલાની, અને વાસ્તે તેમની વચ્ચે તેની મેવા છે દરેક પ્રકારના દાન માલિક તેમનાથી. ॥ -મં. ૬, સિ. ૨૬, સૂ. ૪૭, આ. ૪, ૧૩, ૧૫ ॥

**(સમીક્ષક)** આથી આ કુરાન, ખુદા અને મુસલમાન ગદર મચાવવા, સૌને દુઃખ આપવા અને પોતાનો સ્વાર્થ સાધનારા દયાહીન છે. જેવું અહીં લખ્યું છે તેવું જ બીજા કોઈ મતવાળા મુસલમાનો ઉપર કરે તો મુસલમાનોને તેવું જ દુઃખ જેવું કે બીજાઓને આપે છે, થાય કે નહીં ? અને ખુદા મોટો પક્ષપાતી છે કે જેમણે મુહમ્મદસાહેબને કાઢી મૂક્યા, તેમને ખુદાએ માર્યા. ભલા, જેમાં શુદ્ધ પાણી, દૂધ, મધ અને મધની નહેરો છે તે સંસારથી વધારે હોઈ શકે છે ? અને દૂધની નહેરો કદી હોઈ શકતી નથી. કેમકે તે થોડાક સમયમાં બગડી જાય છે. એથી બુદ્ધિમાન્ લોકો કુરાનના મતને માનતા નથી. ॥ ૧૪૨ ॥

(૧૪૩) જ્યારે કે હલાવવામાં આવશે પૃથ્વી હલાવાશે ત્યારે. અને ઉડાળવામાં આવશે પર્વતો ઉડાળાશે ત્યારે. બસ થઈ જશે ભુનગ ટુકડા-ટુકડા. બસ સાહેબ જમણી બાજુવાળા, શું છે સાહેબ જમણી બાજુવાળાને. અને ડાબી બાજુવાળા, શું છે ડાબી બાજુવાળાને.

ઉપર પલંગ સોનાના તારોથી બનાવેલા છે. તકિયા કરેલા છે ઉપર તેમની આમે-સામે. અને ફરશે ઉપર તેમની છોકરાઓ હંમેશાં રહેનારા. સાથે આબખોરોની અને આફતાબોની, અને ગ્લાસોની શરાબ સાફથી. માથું દુખાવવામાં નહીં આવે તેનાથી, અને નહીં વિરુદ્ધ બોલશે. અને મેવા તે જાતથી કે પસન્દ કરે. અને ગોશ્ત (માંસ) જાનવર પક્ષીઓનું તે જાતથી કે પસન્દ કરે. એ વાસ્તે તેમની ઔરતો છે સારી આંખોવાળી. માનિન્દ મોતીઓ સંતાડેલાઓની. અને [પથરાયેલા છે]પાથરણા મોટા. નિશ્ચય અમે ઉત્પન્ન કરી છે ઔરતોને, એક પ્રકારનું ઉત્પન્ન કરવું છે. બસ કરી છે અમે તેમને કુમારી. સુહાગવાળીઓ બરાબર અવસ્થાવાળીઓ. બસ ભરનારા હોય, તેમનાથી પેટોને. બસ કસમ ખાઉં છું હું સાથે તારાઓના પડવાની. ॥ -મં. ૭, સિ. ૨૭, સૂ. ૫૬ આ. ૪-૬-, ૮, ૯, ૧૫-૨૩, ૩૪-૩૭, ૫૩, ૭૫ ॥

**(સમીક્ષક)** હવે જુઓ કુરાન બનાવનારની લીલાને ! ભલા, પૃથ્વી તો હલતી જ રહે છે તે સમયે પણ હલતી રહેશે. એથી એ સિદ્ધ થાય છે કે કુરાન બનાવનાર પૃથ્વીને સ્થિર જાણતો હતો ! ભલા, પર્વતોને શું પક્ષીની માફક ઊડાડી દેશે ? જો ભુનગ થઈ જશે, તો પણ સૂક્ષ્મ શરીરધારી રહેશે તો પછી તેમનો બીજો જન્મ કેમ નથી ? વાહજી ! જો ખુદા શરીરધારી ન હોત, તો તેની જમણી અને ડાબી બાજુ કેવી રીતે ઊભા

રહી શકત ? જ્યારે ત્યાં પલંગ સોનાના તારોથી વણેલા છે તો સુથાર-સોની પણ ત્યાં રહેતા હશે અને માકણ કરડતા હશે, જે તેમને રાતમાં સૂવા પણ નહીં દેતા હોય. શું તેઓ તકિયો લગાવીને નિઠલ્લા બહિશ્તમાં બેઠા જ રહે છે કે કંઈક કામ કર્યા કરે છે ? જો બેઠા જ રહેતા હશે, તો તેમને અનાજ પચતું ન હોવાથી રોગી થઈને જલદી મરી પણ જતા હશે ! અને જો કામ કર્યા કરતા હશે તો જેમ મહેનત-મજૂરી અહીં કરે છે તેમ ત્યાં પરિશ્રમ કરીને ગુજરાન કરતા હશે. પછી અહીંથી ત્યાં બહિશ્તમાં વિશેષ શું છે ! કંઈ પણ નહીં. જો ત્યાં છોકરાં હંમેશાં રહે છે તો તેમના મા-બાપ પણ રહેતા હશે અને સાસુ-સસરા પણ રહેતા હશે. ત્યારે તો મોટું ભારે શહેર વસતું હશે. પછી મળ-મૂત્ર વગેરે વધવાથી રોગ પણ ઘણા થતા હશે કેમકે જ્યારે મેવા ખાશે, ગ્લાસોમાં પાણી પીશે અને ગ્લાસોથી મદ્ય પીશે, તેમનું માથું દુઃખશે નહીં અને કોઈ વિરુદ્ધ બોલશે નહીં, યથેષ્ટ મેવો ખાશે એન જાનવરો અને પક્ષીઓનું માંસ પણ ખાશે, તો અનેક પ્રકારના દુઃખ, પક્ષી, જાનવર ત્યાં હશે હત્યા થશે અને હાડકાં જ્યાં-ત્યાં વેરાયેલા રહેશે અને કસાઈઓની દુકાનો પણ હશે; વાહ ! શું કહેવી એમના બહિશ્તની પ્રશંસા ? કે તે આરબ દેશથી પણ વધીને દેખાય છે !!! અને જો મદ્ય-માંસ પી-ખાઈને ઉન્મત્ત થાય છે, એટલા માટે સારી-સારી સ્ત્રીઓ અને છોકરા પણ ત્યાં જરૂર રહેવા જોઈએ. નહીં તો આવા નશાબાજોના શિરમાં ગરમી ચઢીને પ્રમત્ત થઈ જાય. અવશ્ય ઘણા સ્ત્રી-પુરુષોને બસવા, સૂવા માટે પાથરણાં મોટાં મોટાં જોઈએ. જ્યારે ખુદા કુમારીઓને બહિશ્તમાં ઉત્પન્ન કરે છે, ત્યારે જ તો કુમાર = છોકરાઓને પણ ઉત્પન્ન કરે છે. ભલા, કુમારીઓનો તો વિવાહ જે અહીંથી ઉમ્મેદવાર થઈને ગયા છે તેમની સાથે ખુદાએ લખ્યો. પણ તે હંમેશાં રહેનારા છોકરાઓનો પણ કોઈ કુમારીઓ સાથે વિવાહ લખ્યો નથી, તો શું તેઓ પણ તે ઉમ્મેદવારોની સાથે કુમારીઓની માફક આપી દેવામાં આવશે ? આની વ્યવસ્થા કાંઈ પણ નથી લખી. આ ખુદામાં મોટી ભૂલ કેમ થઈ ? જો બરાબર અવસ્થાવાળી સૌભાગ્યવતી સ્ત્રીઓ પતિઓને પામીને બહિશ્તમાં રહે છે તો ઠીક થયું નહીં, કેમકે સ્ત્રીઓથી પુરુષનું આયુષ્ય બે-અઢી ગણું જોઈએ, આ તો મુસલમાનોના બહિશ્તની કથા છે. અને નરકવાળા સિંહોડ અર્થાત્ થુવરના વૃક્ષોને ખાઈને પેટ ભરશે તો કાંટાળા વૃક્ષો પણ દોજખમાં હશે. તો કાંટા પણ લાગતા હશે અને ગરમ પાણી પીશે – ઈત્યાદિ દુઃખ દોજખમાં પામશે. કસમ ખાવી ઘણું કરીને જૂઠ્ઠાઓનું કામ છે; સાચાઓનું નહીં. જો ખુદા જ કસમ ખાય છે તો તે પણ જૂઠથી જુદો હોઈ શકે નહીં. ॥ ૧૪૩ ॥

(૧૪૪) નિશ્ચય અલ્લા મિત્ર રાખે છે તે લોકોને કે લડે છે વચ્ચે રસ્તામાં તેમનાના. ॥ -મં. ૭, સિ. ૨૮, સૂ. ૬૧, આ. ૪ ॥

**(સમીક્ષક)** વાહ ઠીક છે ! આવી આવી વાતોનો ઉપદેશ કરીને બેચારા અરબ દેશવાસીઓને બધાની સાથે લડાવીને શત્રુ બનાવી પરસ્પર દુઃખ અપાવ્યું અને મજહબનો ઝંડો ખડો કરીને લડાઈ ફેલાવે, એવાને કોઈ બુદ્ધિમાન ઈશ્વર કદી માની શકે નહીં. જે મનુષ્ય જાતિમાં વિરોધ વધારે, તે જ સર્વને દુઃખ આપનાર હોય છે. ॥ ૧૪૪ ॥

(૧૪૫) એ નબી શા માટે હરામ કરે છે તે વસ્તુને કે હલાલ કરી છે ખુદાએ તારા માટે, ચાહે છે તું પ્રસન્નતા બીબીઓની પોતાની, અને અલ્લાહ ક્ષમા કરનાર દયાળુ છે. જલદી છે માલિક તેનો જે તે તને છોડી દે, તો એ છે કે તમારાથી સારી મુસલમાન અને ઈમાનવાળી બીબીઓ, બદલી દે સેવા કરનારીઓ, તોબા, કરનારીઓ, ભક્તિ કરનારીઓ, રોજા રાખનારીઓ, પુરુષને જોયેલી અને બિનજોયેલી ॥ -મં. ૭, સિ. ૨૮, સૂ. ૬૬, આ. ૧, ૫ ॥

**(સમીક્ષક)** ધ્યાન દઈને જોવું જોઈએ કે ખુદા શું થયો. મુહમ્મદસાહેબના ઘરના અંદર અને

બહારનો પ્રબન્ધ કરનાર નોકર ઠર્યો, પ્રથમ આયત પર બે કહાનીઓ છે. એક તો એ કે મુહમ્મદસાહેબને મધનો શરબત પ્રિય હતો. તેમની અનેક બીબીઓ હતી. તેમાંથી એકને ઘેર પીવામાં વાર થઈ તો બીજીઓને અસહ્ય પ્રતીત થયું. તેમના કહેવા-સાંભળવા પછી મુહમ્મદસાહેબે સોગંધ ખાધી કે અમે પીશું નહીં. બીજી એ છે કે તેમની અનેક બીબીઓમાંથી એકનો વારો હતો. તેને ત્યાં રાતે ગયા, ત્યારે તે ન હતી, પોતાના પિતાને ત્યાં ગઈ હતી. મુહમ્મદસાહેબે એક લૌંડી અર્થાત્ દાસીને બોલાવી પવિત્ર કરી. જ્યારે બીબીને આની ખબર મળી, તો તે અપ્રસન્ન થઈ. ત્યારે મુહમ્મદસાહેબે સોગંધ ખાધી કે હું આવું કરીશ નહીં. અને બીબીને પણ કહી દીધું કે તું કોઈને આ વાત કરીશ નહીં. બીબીએ સ્વીકાર કર્યું કે કહીશ નહીં. પછી તેમણે બીજી બીબીને જઈને કહ્યું. આ ઉપર આ આયત ખુદાએ ઉતારી - "જે વસ્તુને અમે તારા પર હલાલ કરી, તેને તું હરામ શા માટે કરે છે ?" બુદ્ધિમાન્ લોકો વિચારે કે ભલા ખુદા પણ કોઈના ઘરનો નિમટેરો કરતો ફરે છે ? અને મુહમ્મદસાહેબના તો આચરણો આ વાતથી પ્રકટ જ છે, કેમકે જે અનેક સ્ત્રીઓને રાખે તે ઈશ્વરનો ભક્ત કે પયગમ્બર કેવી રીતે હોઈ શકે ? અને જે એક સ્ત્રીનું પક્ષપાતથી અપમાન કરે અને બીજીનું માન કરે, તે પક્ષપાતી થઈને અધર્મી કેમ નથી, અને જે અનેકો સ્ત્રીઓથી પણ સન્તુષ્ટ ન રહીને બાંદીઓની સાથે ફસાય તેના લજ્જા, ભય અને ધર્મ ક્યાંથી રહે ? કોઈએ કહ્યું છે કે - "**कामातुराणां न भयं न लज्जा ।**"જે કામી મનુષ્યો છે તેમને અધર્મથી ભય કે લજ્જા થતી નથી. અને એમનો ખુદા પણ મુહમ્મદસાહેબની સ્ત્રીઓ અને પયગમ્બરોના ઝઘડાનો ફેંસલો કરવામાં જાણે કે સરપંચ બન્યો છે. હવે બુદ્ધિમાન્ લોકો વિચારી લે કે આ કુરાન વિદ્વાન કે ઈશ્વરકૃત છે કે કોઈ અવિદ્વાન મતલબસિન્ધુનું બનાવેલું ? સ્પષ્ટ વિદિત થઈ જશે. અને બીજી આયતથી પ્રતીત થાય છે કે મુહમ્મદસાહેબથી તેમની કોઈ બીબી અપ્રસન્ન થઈ ગઈ હશે, તે પર ખુદાએ આ આયત ઉતારી તેને ધમકાવી હશે, કે જો તું ગડબડ કરીશ અને મુહમ્મદસાહેબ તને છોડી દેશે,તો તેમને તેમનો ખુદા તારાથી સારી બીબીઓ આપશે કે જે પુરુષોથી મળી નહીં હોય. જે મનુષ્યને થોડીક પણ બુદ્ધિ છે તે વિચારી શકે છે કે આ ખુદા-બુદાના કામ છે કે પોતાના પ્રયોજનની સિદ્ધિના ? આવી-આવી વાતોથી બરોબર સિદ્ધ છે કે ખુદા કોઈ કહેતા ન હતા, માત્ર દેશકાળને જોઈને પોતાના પ્રયોજનો સાધવા ખુદા તરફથી મુહમ્મદસાહેબ કહી દેતા હતા. જે લોકો ખુદાની તરફદારી કરે છે તેમને અમે શું, બધા બુદ્ધિમાનો એ જ કહેશે કે 'ખુદા શું ઠર્યો જાણો કે મુહમ્મદસાહેબને માટે બીબીઓ લાવનારો નાયી ઠર્યો.' ॥ ૧૪૫ ।

(૧૪૬) એ નબી ! ઝઘડો કર કાફરો અને ગુપ્ત શત્રુઓની સાથે અને સખ્તી કર ઉપર તેમની. ॥ -મં.૭, સિ. ૨૮, સૂ. ૬૬, આ. ૯ ॥

**(સમીક્ષક)** જુઓ મુસલમાનોના ખુદાની લીલા ! બીજા મતવાળાઓની સાથે લડવાને માટે પયગમ્બર અને મુસલમાનોને ઉકસાવે છે, એથી મુસલમાન લોકો ઉપદ્રવ કરવામાં પ્રવૃત્ત રહે છે. પરમાત્મા મુસલમાનો પર કૃપાદૃષ્ટિ કરે. જેથી એ લોકો ઉપદ્રવ કરવો છોડીને સૌની સાથે મિત્રતાથી વર્તે. ॥ ૧૪૬ ॥

(૧૪૭) ફાટી જશે આસમાન, બસ પેલો તે દિવસે સુસ્ત થશે. અને ફરિશ્તા હશે ઉપર કિનારાઓના તેમના; અને ઊઠાવશે તખ્ત માલિક તારાનો ઉપર પોતાના તે દિવસે આઠ લોકો. તે દિવસે સામે લાવવામાં આવશો તમે, છૂપેલી રહેશે નહીં કોઈ વાત છૂપેલી. બસ જે કંઈ આપવામાં આવેલું કર્મપત્ર પોતાની વચ્ચે જમણા હાથ પોતાના, બસ કહેશે - લો વાંચો કર્મપત્ર મારું. અને જે કોઈ આપે કર્મપત્ર વચ્ચે ડાબા હાથ પોતાની, બસ કહેશે - હાય ન આપવામાં આવ્યું હોત, મેં કર્મપત્ર પોતાનું. ॥ મં. ૭, સિ. ૨૯, સૂ. ૬૯, આ. ૧ ૬-૧૯, ૨૫ ॥

**(સમીક્ષક)** વાહ, શું ફિલસુફી અને ન્યાયની વાત છે ! ભલા, આકાશ પણ કદી ફાટી શકે છે ? શું એ વસ્ત્રની માફક છે કે જે ફાટી જાય ? જો ઉપરના લોકને આસમાન કહે છે તો આ વાત વિદ્યાની વિરુદ્ધ છે. હવે કુરાનનો ખુદા શરીરધારી હોવામાં કંઈ સંદેહ રહ્યો નથી. કેમકે તખત ઉપર બેસવું, આઠ કહારોની પાસે ઊઠાવરાવવું મૂર્તિમાન્ વિના કંઈ પણ થઈ શકે નહીં ? અને સામે કે પાછળ પણ આવવું-જવું મૂર્તિમાનનું જ થઈ શકે છે. જ્યારે તે મૂર્તિમાન છે તો એકદેશી હોવાથી સર્વજ્ઞ, સર્વવ્યાપક, સર્વશક્તિમાન હોઈ શકતો નથી અને બધા જીવોનાં બધાં કર્મોને કદી જાણી શકતો નથી. એ મોટા આશ્ચર્યની વાત છે કે પુણ્યાત્માઓના જમણા હાથમાં પત્ર આપવું, વંચાવવું, બહિશ્તમાં મોકલવું અને પાપાત્માઓના ડાબા હાથમાં આપવું કર્મપત્રનું, નરકમાં મોકલવું, કર્મપત્ર વાંચીને ન્યાય કરવો, ભલા, આ વ્યવહાર સર્વજ્ઞનો હોઈ શકે છે ? કદી નહીં. આ બધી લીલા છોકરમતની છે. ।। ૧૪૭ ।

(૧૪૮) ચઢે છે ફરિશ્તાઓ અને રૂહ તરફ તેની, તે અજાબ હશે વચ્ચે તે દિવસની કે છે પરિમાણ તેનું પચાસ હજાર વર્ષ. જ્યારે કે નીકળશે કબરોમાંથી દોડતા, માનો કે તે બુતોના સ્થાન તરફ દોડે છે. ।। -મં. ૭, સિ. ૨૯, સૂ. ૭૦, આ. ૪, ૪૩ ।।

**(સમીક્ષક)** જો પચાસ હજાર વર્ષ દિવસનું પરિમાણ છે, તો પચાસ હજાર વર્ષની રાત્રિ કેમ નહીં ? જો એટલી મોટી રાત્રિ નથી, તો તેટલો મોટો દિવસ કદી હોઈ શકે નહીં. શું પચાસ હજાર વર્ષો સુધી ખુદા ફરિશ્તા અને કર્મપત્રવાળા ઊભા કે બેઠા અથવા જાગતા જ રહ્યા ? જો એમ છે તો બધા રોગી થઈને પછી મરી જ જશે. શું કબરોથી નીકળીને ખુદાની કચેરી તરફ દોડશે ? તેમની પાસે સમ્મન્સ કબરોમાં કેમ કરીને પહોંચશે ? અને તે બેચારાઓને કે જે પુણ્યાત્મા કે પાપાત્મા છે, આટલા સમય સુધી બધાને કબરોમાં દૌરેસુપુર્દ કેદ શા માટે રાખ્યા ? અને આજ-કાલ ખુદાની કચેરી બન્ધ હશે અને ખુદા તથા ફરિશ્તા નિઠલ્લા બેઠા હશે ? અથવા શું કામ કરતા હશે ? પોત-પોતાના સ્થાનોમાં બેસીને આમ-તેમ ફરતા, સૂતા, નાચતા, તમાશો જોતા કે એશ આરામ કરતા હશે. આવું અંધેર કોઈના રાજ્યમાં નહીં હોય. આવી આવી વાતોને સિવાય જંગલીઓના બીજું કોણ માનશે ? ।। ૧૪૮ ।।

(૧૪૯) નિશ્ચય ઉત્પન્ન કર્યા તમને કેટલાય પ્રકારથી. શું નથી જોયું તમે કેવી રીતે ઉત્પન્ન કર્યા અલ્લાહે સાત આસમાનોને ઉપર તળે. અને કર્યો ચાંદને વચ્ચે તેની પ્રકાશક અને કર્યો સૂર્યને દીપક. ।। મં. ૭, સિ. ૨૯, સૂ. ૭૧, આ. ૧૪-૧૬ ।।

**(સમીક્ષક)** જો જીવોને ખુદાએ ઉત્પન્ન કર્યા છે તો તેઓ નિત્ય અમર કદી રહી શકતા નથી. પછી બહિશ્તમાં હંમેશાં કેમ કરીને રહી શકશે ? જે ઉત્પન્ન થાય છે તે વસ્તુ અવશ્ય નાશ પામે છે. આસમાનને ઉપર તળે કેવી રીતે બનાવી શકે છે ? કેમકે તે નિરાકાર અને વિભુ પદાર્થ છે. જો બીજી વસ્તુનું નામ આકાશ રાખો છો, તો પણ તેનું આકાશ નામ રાખવું વ્યર્થ છે. જો ઉપર તળે આસમાનોને બનાવ્યાં છે તો તે સૌની વચ્ચે ચાંદ-સૂર્ય કદી રહી શકે નહીં. જો વચમાં રાખવામાં આવે, તો એક ઉપર અને એક નીચેનો પદાર્થ પ્રકાશિત છે, બીજાથી લઈ સર્વમાં અંધકાર રહેવો જોઈએ. આવું દેખાતું નથી, એટલા માટે આ વાત સર્વ રીતે મિથ્યા છે. ।। ૧૪૯ ।।

(૧૫૦) એ કે મસ્જિદો વાસ્તે અલ્લાહની છે, બસ પોકારશો નહીં, સાથે અલ્લાહની કોઈને.।। મં. ૭, સિ. ૨૯, સૂ. ૭૨, આ. ૧૮ ।।

**(સમીક્ષક)** જો આ વાત સાચી છે તો મુસલમાન લોકો - "**लाइलाह इल्लिला: मुहम्मदर्रसूलल्ला:** ।" આ કલમામાં ખુદાની સાથે મુહમ્મદસાહેબને શા માટે પોકારે છે ? આ વાત કુરાનથી વિરુદ્ધ છે અને જો

વિરુદ્ધ નથી કરતા, તો આ કુરાનની વાતને જૂઠી કરે છે. જ્યારે મસ્જિદો ખુદાનાં ઘર છે તો મુસલમાન મહાબુતપરસ્ત થયા. કેમકે જેમ પુરાણી, જૈની નાનીસરખી મૂર્તિને ઈશ્વરનું ઘર માનવાથી બુતપરસ્ત ઠરે છે; આ લોકો શા માટે નહીં ? । ૧૫૦ ।

(૧૫૧) એકઠા કરવામાં આવશે સૂર્ય અને ચન્દ્ર. ॥ -મં. ૭, સિ. ૨૯, સૂ. ૭૫, આ. ૯ ॥

**(સમીક્ષક)** ભલા સૂર્ય અને ચન્દ્ર કદી એકઠા થઈ શકે છે ? જુઓ ! આ કેટલી નાસમજ વાત છે. અને સૂર્ય, ચન્દ્રને જ એકઠાં કરવામાં શું પ્રયોજન હતું ? બીજા સૌ લોકોને એકઠાં ન કરવામાં શી યુક્તિ છે ? આવી-આવી અસમ્ભવ વાતો પરમેશ્વરકૃત કદી હોઈ શકે ? અવિદ્વાનો વિના બીજા કોઈ વિદ્વાનની પણ હોતી નથી.

(૧૫૨) અને ફરશે ઉપર તેમના છોકરાઓ હંમેશાં રહેનારા. જ્યારે જોઈશ તું તેમને, અનુમાન કરીશ તું એમને મોતી વેરાયેલા. અને પહેરાવવામાં આવશે કંગન ચાંદીના અને પીવડાવશે તેમને રબ તેમની શરાબ પવિત્ર. ॥ -મં. ૭, સિ. ૨૯, સૂ. ૭૬, આ. ૧૯. ૨૧ ॥

**(સમીક્ષક)** કેમ ભાઈ, મોતીના વર્ણના છોકરાઓ શા માટે ત્યાં રાખવામાં આવે છે ? શું જવાન લોકો સેવા કે સ્ત્રીજન તેમને તૃપ્ત નથી કરી શકતાં ? શું આશ્ચર્ય છે કે જે આ મહાખરાબ કર્મ છોકરાઓની સાથે દુષ્ટજન કરે છે, તેનું મૂળ આ જ કુરાનનું વચન હોય ! અને બહિશ્તમાં સ્વામી-સેવકભાવ હોવાથી સ્વામીને આનન્દ અને સેવકને પરિશ્રમ હોવાથી દુઃખ અને પક્ષપાત કેમ છે ? અને જ્યારે ખુદા જ દારુ પીવડાવશે, તો તે પણ તેમના સેવક જેવો ઠરશે. પછી ખુદાની મોટાઈ કેમ કરીને રહી શકશે ? અને ત્યાં બહિશ્તમાં સ્ત્રી-પુરુષનો સમાગમ અને ગર્ભસ્થિતિ અને છોકરાવાળા પણ હોય છે કે નહીં ? જો નથી હોતા તો તેમનું વિષયસેવન કરવું બેકાર થયું અને જો હોય છે, તો તે જીવ ક્યાંથી આવ્યા ? અને ખુદાની સેવા વિના બહિશ્તમાં જન્મ્યા કેમ ? જો જન્મ્યા તો તેમને ઈમાન લાવ્યા વિના અને ખુદાની ભક્તિ કર્યા વિના બહિશ્ત મફતમાં મળી ગયું. કેટલાક બેચારાઓને ઈમાન લાવવાથી અને કેટલાકને ધર્મ વિના સુખ મળી જાય, એથી મોટો અન્યાય કયો હશે ? ॥ ૧૫૨ ।

(૧૫૩) બદલો આપવામાં આવશે કર્માનુસાર. અને પ્યાલા છે ભરેલા. જે દિવસે ઊભા થશે રૂહ ને ફરિશ્તા સફ બાંધીને. ॥ -મં. ૭, સિ. ૩૦, સૂ. ૭૮, આ. ૨૬, ૩૪, ૩૮ ॥

**(સમીક્ષક)** જો કર્માનુસાર ફળ આપવામાં આવત, તો હંમેશાં બહિશ્તમાં રહેનારા હુરો, ફરિશ્તા અને મોતી જેવા છોકરાઓને કયા કર્મો મુજબ હંમેશાંને માટે બહિશ્ત મળ્યું ? જ્યારે પ્યાલા ભરીભરીને શરાબ પીશે, તો મસ્ત થઈને કેમ નહીં લડે ? રૂહ નામ અહીં એક ફરિશ્તાનું છે જે બધા ફરિશ્તાઓથી મોટો છે. શું ખુદા રૂહ તથા અન્ય ફરિશ્તાઓને લાઈનસર ઊભા કરીને પલટન બાંધશે ? શું પલટનથી બધા જીવોને સજા અપાવશે ? અને ખુદા તે વખતે ઊભો હશે કે બેસેલો ? જો કયામત સુધી ખુદા પોતાની બધી પલટન એકત્ર કરી ને શેતાનને પકડી લે, તો તેનું રાજ્ય નિષ્કંટક થઈ જાય. આનું નામ ખુદાઈ છે ! ॥ ૧૫૩ ॥

(૧૫૪) જ્યારે કે સૂર્ય લપેટવામાં આવે. અને જ્યારે કે તારા ગંદા થઈ જાય અને જ્યારે કે પર્વત ચલાવવામાં આવે અને જ્યારે આસમાનની ખાલડી ઉતારવામાં આવે. ॥ - મં. ૭, સિ. ૩૦, સૂ. ૮૧, આ. ૧, ૨, ૩, ૧૧. ॥

**(સમીક્ષક)** આ મોટી અણસમજની વાત છે કે ગોળ સૂર્યલોક લપેટવામાં આવશે ? અને તારા ગંદા કેમ કરીને થઈ શકેશે ? અને પર્વત જડ હોવાથી કેવી રીતે ચાલશે ? અને આકાશને શું પશુ સમજો છો કે જેની ખાલડી કાઢવામાં આવશે ? આ મોટી બેસમજ અને જંગલીપણાની વાત છે. ॥ ૧૫૪ ।

(૧૫૫) અને જ્યારે કે આસમાન ફાટી જાય. અને જ્યારે તારા ખંખેરવામાં આવે. અને જ્યારે દરિયા ચીરવામાં આવે. અને જ્યારે કબરો જીવાડીને ઊઠાવવામાં આવે. ॥ -મં. ૭, સિ. ૩૦, સૂ. ૮૨, આ. ૧, ૪. ॥

**(સમીક્ષક)** વાહ ભાઈ, કુરાનના બનાવનાર ફિલસૂફર, આકાશને કેમ કરીને ફાડી શકીશ ? અને તારાઓને કેવી રીતે ખંખેરી શકીશ ? અને દરિયો શું લાકડું છે કે ચીરી નાખીશ ? અને શું કબરો મુડદા છે કે જીવતાં કરી શકીશ ? આ બધી વાતો છોકરાઓના જેવી છે. ॥ ૧૫૫ ॥

(૧૫૬) કસમ છે આસમાન બુર્જોવાળાની. કિન્તુ તે કુરાન છે મોટું. લૌહાની વચ્ચે મહફૂફ(=રક્ષિત)ની. ॥ -મં. ૭, સિ. ૩૦, સૂ. ૮૫, આ. ૧, ૨૧, ૨૨. ॥

**(સમીક્ષક)** આ કુરાનના બનાવનારે ભૂગોળ-ખગોળ કંઈ પણ ભણ્યું ન હતું, નહીં તો આકાશને કિલ્લા જેવું બુર્જોવાળું શા માટે કહેત. જો મેષ વગેરે રાશિઓને બુર્જ કહે છે, તો બીજા બુર્જ કેમ નથી ? એટલા માટે આ બુર્જ નથી, કિન્તુ બધા તારાઓ છે. શું તે કુરાન ખુદાની પાસે છે ? જો આ કુરાન તેનું બનાવેલું છે તો તે પણ વિદ્યા અને યુક્તિથી વિરુદ્ધ અવિદ્યાથી વધારે ભર્યું હશે. ॥ ૧૫૬ ॥

(૧૫૭) નિશ્ચય તે મકરો કરે છે એક મકર. અને હું પણ મકર કરું છું, એક મકર. । -મં. ૭ સિ. ૩૦, સૂ. ૮૬, આ. ૧૫, ૧૬ ।

**(સમીક્ષક)** મકર કહે છે છેતરામણીને, શું ખુદા પણ ઠગ છે ? અને શું ચોરીનો જવાબ ચોરી અને જૂઠનો જવાબ જૂઠ છે ? શું કોઈ ચોર ભલા આદમીના ઘરમાં ચોરી કરે, તો શું ભલા આદમીએ તેના ઘરમાં જઈને ચોરી કરવી જોઈએ. વાહ ભાઈ વાહ, કુરાનના બનાવનાર. । ૧૫૭ ।

(૧૫૮) અને જ્યારે આવશે માલિક તારો, અને ફરિશ્તા પંક્તિ બાંધીને. અને લાવવામાં આવશે તે દિવસે, દોજખને. ॥ -મં. ૭, સિ. ૩, સૂ. ૮૯, આ. ૨૨, ૨૩ ॥

**(સમીક્ષક)** કહો ભાઈ, જેમ જમાદાર કે સેનાધ્યક્ષ પોતાની સેનાને લઈને લાઈનસર ફર્યા કરે, તેમ એમનો ખુદા છે ? શું દોજખને ઘડા જેવું સમજો છો કે જેને ઊઠાવીને જ્યાં ચાહો ત્યાં લઈ જાવ. જો તે એટલું નાનું છે તો અસંખ્ય કેદી તેમાં કેવી રીતે સમાઈ શકશે ? ॥ ૧૫૮ ॥

(૧૫૯) બસ કહ્યું હતું વાસ્તે તેમની પયગમ્બર ખુદાનાએ, રક્ષા કરો ઊંટની ખુદાનીની અને પાણી પીવડાવજો તેનીને. બસ ખોટું ઠરાવ્યું તેને, બસ પગ કાપ્યા તેના, બસ ડાળખાં ભર્યાં પર તેની, રબ તેમનાએ. ॥ -મં. ૭, સિ. ૩૦, સૂ. ૯૧, આ. ૧૩, ૧૪ ॥

**(સમીક્ષક)** શું ખુદા પણ ઊંટની ઉપર ચઢીને લટાર માર્યા કરે છે ? નહીં તો શા માટે રાખે ? અને કયામત વિના પોતાનો નિયમ તોડી તેમની પર મરી રોગ શા માટે નાખ્યો ? જો નાખ્યો તો તે તેમનો દંડ કર્યો, પછી કયામતની રાત્રિમાં ન્યાય અને તે રાત્રિનું હોવું જૂઠ સમજાશે. પછી આ ઊંટનીના લેખથી એ અનુમાન થાય છે કે અરબદેશમાં ઊંટ, ઊંટની સિવાય બીજી સવારી ઓછી હોય છે. આથી એ સિદ્ધ થાય છે કે કોઈ અરબદેશનાએ કુરાન બનાવ્યું છે. । ૧૫૯ ॥

(૧૬૦) આમ જે રોકાશે નહીં, અવશ્ય ઘસેડીશું તેને અમે સાથે માથાના વાળની તે માથું કે જે જૂઠું છે અને અપરાધી. અમે બોલાવીશું ફરિશ્તા દોજખનાને. ॥ -મં. ૭, સિ. ૩, સૂ. ૯૬, આ. ૧૫, ૧૬, ૧૮ ॥

**(સમીક્ષક)** આ નીચ ચપરાસીઓ(-સેવકો)ના કામ ઘસેડવાથી પણ ખુદા બચી શક્યો નથી. ભલા માથું પણ કદી જૂઠું અને અપરાધી થઈ શકે છે, જીવ સિવાય ? ભલા આ કદી ખુદા થઈ શકે છે કે જેમ જેલખાનાના જેલરને બોલાવી મોકલે. ॥ ૧૬૦ ॥

(૧૬૧) નિશ્ચય ઉતાર્યું અમે કુરાનને મધ્ય રાત્રિ કદરની. અને શું જાણે તું શું છે રાત્રિ કદરની. ઉતરે છે ફરિશ્તા અને પવિત્રાત્મા વચ્ચે તેની, સાથે આજ્ઞા માલિક પોતાનાની વાસ્તે દરેક કામની. ॥ મં. ૭, સિ. ૩, સૂ. ૯૭, આ. ૧, ૨, ૪ ।

**(સમીક્ષક)** જો એક જ રાતમાં કુરાન ઉતાર્યું તો તે આયત અર્થાત્ 'તે સમયમાં ઉતરી અને ધીરે ધીરે ઉતાર્યું' એ વાત સાચી કેમ કરીને હોઈ શકે ? અને રાત્રિ અંધારી છે એમાં શું પૂછવાનું ? અમે લખી આવ્યા છીએ, ઉપર-નીચે કંઈ પણ નથી થઈ શકતું. અને અહીં લખે છે કે ફરિશ્તા અને પવિત્રાત્મા ખુદાના હુકમથી સંસારનો પ્રબન્ધ કરવાને માટે આવે છે. એથી સ્પષ્ટ થયું કે ખુદા મનુષ્યની માફક એકદેશી છે. અત્યાર સુધી જોયું હતું કે ખુદા, ફરિશ્તા અને પયગમ્બર ત્રણની કથા છે. હવે એક પવિત્રાત્મા ચોથો નીકળી પડ્યો. હવે શી ખબર આ ચોથો પવિત્રાત્મા શું છે ? આ તો ઈસાઈઓનો મત અર્થાત્ પિતા-પુત્ર અને પવિત્રાત્મા ત્રણેયના માનવાથી ચોથો પણ વધી ગયો. જો કહો કે અમે આ ત્રણને ખુદા માનતા નથી, એવું પણ હોય, પરન્તુ જ્યારે પવિત્રાત્મા જુદો છે, તો ખુદા ફરિશ્તા અને પયગમ્બરને પવિત્રાત્મા કહેવા જોઈએ કે નહીં ? જો પવિત્રાત્મા છે તો એકનું જ નામ પવિત્રાત્મા કેમ ? અને ઘોડા વગેરે જાનવર, રાત-દિવસ અને કુરાન વગેરેની ખુદા કસમો ખાય છે. કસમો ખાવી ભલા લોકોનું કામ નથી. ॥ ૧૬૧ ॥

હવે આ કુરાનના વિષયને લખીને બુદ્ધિમાનોની સન્મુખ સ્થાપિત કરું છું કે આ પુસ્તક કેવું છે. મને પૂછો તો આ કિતાબ ન તો ઈશ્વર કે ન તો વિદ્વાનની બનાવેલી અને ન વિદ્યાની જ હોઈ શકે છે. આ તો ઘણો જ થોડો દોષ પ્રગટ કર્યો એટલા માટે કે લોકો છેતરામણીમાં પડીને પોતાનો જન્મ વ્યર્થ ગુમાવે નહીં. જે કાંઈ થોડું આમાં સત્ય છે, તે વેદાદિ વિદ્યા પુસ્તકોની અનુકૂળ હોવાથી જેમ મને ગ્રાહ્ય છે તેમ બીજા મહજબના હઠ ને પક્ષપાતરહિત વિદ્વાનો અને બુદ્ધિમાનોને પણ ગ્રાહ્ય છે. એ સિવાય જે કંઈ એમાં છે તે બધી અવિદ્યા, ભ્રમજાળ અને મનુષ્યના આત્માને પશુ જેવો બનાવી શાન્તિભંગ કરાવી, તોફાન મચાવી, મનુષ્યોમાં વિદ્રોહ ફેલાવી અરસપરસ દુઃખની ઉન્નતિ કરનાર વિષય છે. અને પુનરુક્ત દોષનું તો કુરાન જાણે કે ભંડાર જ છે. પરમાત્મા બધા મનુષ્યો ઉપર કૃપા કરે કે સૌની સાથે સૌ પ્રીતિ, પરસ્પર મેળ અને એકબીજાના સુખની ઉન્નતિ કરવામાં પ્રવૃત્ત થાય. જેમ હું પોતાના કે બીજાના મત-મતાન્તરોનો દોષ પક્ષપાતરહિત બનીને પ્રકાશિત કરું છું, એ જ રીતે બધા વિદ્વાન્ લોકો કરે તો શી મુશ્કેલી છે કે પરસ્પરનો વિરોધ છૂટી, મેળ થઈ, આનન્દમાં એકમત થઈ સત્યની પ્રાપ્તિ સિદ્ધ થાય. આ થોડુંક કુરાનના વિષયમાં લખ્યું. આને બુદ્ધિમાન્ ધાર્મિક લોકો ગ્રન્થકારનો અભિપ્રાય સમજી, લાભ લે. જો ક્યાંક ભ્રમથી અન્યથા લખાયું હોય, તો તેને શુદ્ધ કરી લેવું.

હવે એક વાત એ બાકી છે કે ઘણા મુસલમાનો એવું કહ્યા કરે છે અને લખે છે કે છપાવે છે કે અમારા મજહબની વાતો અથર્વવેદમાં લખી છે. એનો એ ઉત્તર છે કે અથર્વવેદમાં આ વાતનું નામ-નિશાન પણ નથી.

**પ્રશ્ન :** શું તમે આખો અથર્વવેદ જોયો છે ? જો જોયો છે, તો અલ્લોપનિષદ્ જુઓ. એ સાક્ષાત એમાં લખી છે. પછી શા માટે કહો છો કે અથર્વવેદમાં મુસલમાનોનું નામોનિશાન પણ નથી.

**અથાઽલ્લોપનિષદં વ્યાખ્યાસ્યામઃ ॥**

**અસ્માલ્લાં ઇલ્લે મિત્રાવરુણા દિવ્યાનિ ધત્તે । ઇલ્લલ્લે વરુણો રાજા પુનર્દદુઃ । હયા મિત્રો ઇલ્લાં ઇલ્લલ્લે ઇલ્લાં વરુણો મિત્રસ્તેજસ્કામઃ ॥૧॥ હોતારમિન્દ્રો હોતારમિન્દ્ર મહાસુરિન્દ્રાઃ । અલ્લો જ્યેષ્ઠં શ્રેષ્ઠં પરમં પૂર્ણં બ્રહ્માણં અલ્લામ ॥૨॥ અલ્લોરસૂલ મહામદરકબરસ્ય અલ્લો અલ્લામ્ ॥૩॥ આદલ્લાબૂકમેકકમ્ ॥ અલ્લાબૂક નિખાતકમ્ ॥૪॥ અલ્લો**

**यज्ञेन हुतहुत्वा । अल्ला सूर्यचन्द्रसर्वनक्षत्राः ॥५॥ अल्ला ऋषीणां सर्वदिव्यां इन्द्राय पूर्वं माया परममन्तरिक्षाः ॥६॥ अल्लः पृथिव्या अन्तरिक्षं विश्वरूपम् ॥७॥ इल्लां कबर इल्लां कबर इल्लां इल्लल्लेति इल्लल्लाः ॥८॥ ओम् अल्लाइल्लल्ला अनादिस्वरूपाय अथर्वणाश्यामा हुं ह्रीं जनानपशूनसिद्धान् जलचरान् अदृष्टं कुरु कुरु फट् ॥९॥ असुरसंहारिणी हुं ह्रीं अल्लोरसूलमहमदरकबरस्य अल्लो अल्लाम् इल्लल्लेति इल्लल्लाः ॥१०॥ इत्यल्लोपनिषत् समाप्ता ॥**

આમાં જે પ્રત્યક્ષ મુહમ્મદસાહેબ ને રસૂલ લખ્યા છે, એથી સિદ્ધ થાય છે કે મુસલમાનોનો મત વેદમૂલક છે.

**ઉત્તર :** જો તમે અથર્વવેદ ન જોયો હોય, તો અમારી પાસે આવો, આદિથી અન્ત સુધી જુઓ. અથવા જે કોઈ અથર્વવેદીની પાસે વીસ કાણ્ડવાળી મન્ત્રસંહિતા અથર્વવેદને જોઈ લો. ક્યાંય તમારા પયગમ્બર-સાહેબનું નામ કે મતનું નિશાન જોશો નહીં. અને જે આ અલ્લોપનિષદ્ છે તે ન તો અથર્વવેદમાં છે કે નથી તેના ગોપથ બ્રાહ્મણ કે તેની કોઈ શાખામાં. આ તો અકબરશાહના સમયમાં અનુમાન છે કે કોઈએ બનાવી છે. આનો બનાવનાર થોડી અરબી અને થોડુંક સંસ્કૃત પણ ભણ્યો દેખાય છે. કેમકે એમાં અરબી અને સંસ્કૃતના પદ લખેલા જોઈ શકાય છે. જુઓ ! (**अस्माल्लां इल्ले मित्रावरुणा दिव्यानि धत्ते**) ઈત્યાદિમાં કે જે દસ અંકમાં લખ્યું છે. - જેમકે એમાં **अस्माल्लां** અને **इल्ले** અરબી અને **मित्रावरुणा दिव्यानि धत्ते** એ સંસ્કૃત પદ લખ્યાં છે. તેમ બધે દેખાતું હોઈને કોઈ સંસ્કૃત અને અરબી ભણેલાએ આ બનાવી છે. જો આનો અર્થ જોવામાં આવે, તો આ કૃત્રિમ અયુક્ત વેદ અને વ્યાકરણ રીતિથી વિરુદ્ધ છે. જેવી આ ઉપનિષદ્ બનાવી છે. તેવી ઘણી બધી ઉપનિષદો મત-મતાન્તરવાળા પક્ષપાતીઓએ બનાવી લીધી છે. જેમકે - **स्वरोपोपनिषद्, नृसिंहतापनी, रामतापनी, गोपालतापनी** વગેરે અનેક બનાવી લીધી છે.

**પ્રશ્ન :** આજ સુધી કોઈએ આમ કહ્યું નથી, તમે કહો છો. અમે તમારી વાત કેવી રીતે માનીએ ?

**ઉત્તર :** તમારા માનવા કે ન માનવાથી અમારી વાત જૂઠી થઈ શકતી નથી. જે પ્રકારે મેં એને અયુક્ત ઠરાવી છે તે પ્રકારે જ્યારે તમે અથર્વવેદ, ગોપથ કે એની શાખાઓથી જૂનાં પ્રાચીન લિખિત પુસ્તકોમાં જેવો આ છે, તેવો લેખ દેખાડો અને અર્થસંગતિથી પણ શુદ્ધ કરો, ત્યારે તો સપ્રમાણ થઈ શકે છે.

**પ્રશ્ન :** જુઓ, અમારો મત કેવો સારો છે કે જેમાં બધા પ્રકારનું સુખ અને અન્તે મુક્તિ થાય છે.

**ઉત્તર :** આવું જ પોત-પોતાના મતવાળા બધા કહે છે કે 'અમારો જ મત સારો છે, બાકી બધા ખરાબ. અમારા મત વિના બીજા મતમાં મુક્તિ થઈ શકતી નથી.' હવે અમે તમારી વાતને સાચી માનીએ કે તેમની ? અમે તો એ જ માનીએ છીએ કે સત્યભાષણ, અહિંસા, દયા વગેરે શુભ ગુણો બધા મતોમાં સારા છે અને બાકી વાદ, વિવાદ, ઈર્ષ્યા, દ્વેષ, મિથ્યાભાષણ વગેરે કર્મો બધા મતોમાં ખરાબ છે. જો તમારે સત્યમત ગ્રહણ કરવાની ઈચ્છા હોય, તો વૈદિક મતને ગ્રહણ કરો.

આની આગળ સ્વમન્તવ્યામન્તવ્યનો પ્રકાશ ટૂંકમાં લખવામાં આવશે.

इति श्रीमद्दयानन्दसरस्वतीस्वामिकृते
सत्यार्थप्रकाशे सुभाषाविभूषिते यवनमतविषये
चतुर्दशसमुल्लासः सम्पूर्णः ॥१४॥

## स्वमन्तव्यामन्तव्य-प्रकाशः

**'સવતન્ત્ર સિદ્ધાન્ત'** અર્થાત્ સામ્રાજ્ય સાર્વજનિક ધર્મ જેને સદાથી સર્વ માનતા આવ્યા, માને છે અને માનશે પણ, તેટલા માટે તેને સનાતન નિત્યધર્મ કહે છે, કે જેના વિરોધી કોઈ પણ હોઈ શકે નહીં,

જો અવિદ્યાયુક્ત જન અથવા કોઈ મતવાળાનો ભરમાયેલો મનુષ્ય હોઈ જેને અન્યથા જાણે કે માને, જેનો સ્વીકાર કોઈ પણ બુદ્ધિમાન કરતા નથી, કિન્તુ જેને આપ્ત અર્થાત્ સત્યમાની, સત્યવાદી, સત્યકારી, પરોપકારી, પક્ષપાતરહિત વિદ્વાન્ માને છે, તે જ સર્વને મન્તવ્ય અને જેને નથી માનતા તે અમન્તવ્ય હોવાથી પ્રમાણ યોગ્ય હોતું નથી.

હવે જે વેદાદિ સત્યશાસ્ત્ર અને **બ્રહ્માથી લઈ જૈમિનિમુનિ** પર્યંતોએ માનેલા ઈશ્વરાદિ પદાર્થ છે જેને હું પણ માનું છું, તે સર્વ સજ્જન મહાશયોની સામે પ્રકાશિત કરું છું.

હું પોતાનું મન્તવ્ય તેને જ જાણું છું કે જે **ત્રણ કાળમાં સર્વને એક સરખું માનવા યોગ્ય છે. મારો કોઈ નવીન કલ્પના કે મતમતાન્તર ચલાવવાનો લેશ માત્ર પણ અભિપ્રાય નથી.** કિન્તુ જે સત્ય છે તેને માનવું, મનાવવું અને જે અસત્ય છે તેને છોડવું અને છોડાવવું મને અભીષ્ટ છે.

જો હું પક્ષપાત કરત તો આર્યાવર્તનાં પ્રચલિત મતોમાંથી કોઈ એક મતનો આગ્રહી હોત. કિન્તુ જે જે આર્યાવર્ત કે અન્ય દેશોમાં અધર્મયુક્ત ચાલ ચલણ છે, તેનો સ્વીકાર અને જે ધર્મયુક્ત વાતો છે તેનો ત્યાગ કરતો નથી, અને કરવા ઈચ્છતો નથી, કેમકે એમ કરવું મનુષ્ય ધર્મથી બહાર છે.

**મનુષ્ય તેને જ કહેવો કે જે મનનશીલ થઈ સ્વાત્મવત્ અન્યોના સુખ-દુઃખ અને હાનિ-લાભ સમજે. અન્યાયકારી બળવાનથી પણ ન ડરે અને ધર્માત્મા નિર્બળથી પણ ડરતો રહે.**

**એટલું જ નહીં કિંતુ પોતાના સર્વ સામર્થ્યથી ધર્માત્માઓની ચાહે તેઓ મહા અનાથ નિર્બળ અને ગુણરહિત કેમ ન હોય તેની રક્ષા, ઉન્નતિ, પ્રિયાચરણ કરવું અને અધર્મી ચાહે ચક્રવર્તી, સનાથ, મહાબળવાન્ અને ગુણવાન્ પણ હોય તથાપિ તેનો નાશ, અવનતિ અને અપ્રિયાચરણ સદા કર્યા કરે.**

**અર્થાત્ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી અન્યાયકારીઓના બળની હાનિ અને ન્યાયકારિઓના બળની ઉન્નતિ સર્વથા કર્યા કરે. એ કામમાં ચાહે તેને કેટલું એ દારુણ દુઃખ પ્રાપ્ત થાય, ચાહે પ્રાણ પણ ભલે જાય, પરંત આ મનુષ્યરૂપ ધર્મથી પૃથક્ કદી ન થાય.**

આ વિષે શ્રીમાન્ મહારાજા ભર્તૃહરિજી આદિએ શ્લોકો કહ્યા છે. તેમનું લખવું ઉપયુક્ત સમજી ને લખું છું :-

**निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु**
**लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।**

अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥ १ ॥ भर्तृहरिः ॥
न जातु कामान्न भयान्न लोभाद्
धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।
धर्मो नित्यः सुखदुःखे त्वनित्ये
जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥ २ ॥ महाभारते ॥
एक एव सुहृद्धर्मो निधनेप्यनुयाति यः ।
शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥ ३ ॥ मनुः ॥
सत्यमेव जयते नानृतं सत्येन पन्था विततो देवयानः ।
येनाऽऽक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत्सत्यस्य परमं निधानम् ॥ ४ ॥
नहि सत्यात्परो धर्मो नानृतात्पातकं परम् ।
नहि सत्यात्परं ज्ञानं तस्मात् सत्यं समाचरेत् ॥ ५ ॥ उ० नि० ॥

આ જ મહાશયોના શ્લોકોના અભિપ્રાયાનુકૂલ સર્વેએ નિશ્ચય રાખવો યોગ્ય છે.

હવે હું જે-જે પદાર્થોને જેવા-જેવા માનું છું, તેનું-તેનું વર્ણન સંક્ષેપથી અહીં કરું છું, કે જેનું વિશેષ વ્યાખ્યાન આ ગ્રંથમાં તે-તે પ્રકરણમાં કરી દીધું છે. તેમાંથી :-

૧-પ્રથમ **"ईश्वर"**કે જેનાં બ્રહ્મ, પરમાત્માદિ નામ છે; જે સચ્ચિદાનંદાદિ લક્ષણયુક્ત છે, જેના ગુણ, કર્મ, સ્વભાવ પવિત્ર છે; જે સર્વજ્ઞ નિરાકાર, સર્વવ્યાપક, અજન્મા, અનન્ત, સર્વશક્તિમાન, દયાળુ, ન્યાયકારી, સર્વ સૃષ્ટિનો, કર્ત્તા, ધર્ત્તા, હર્ત્તા, સર્વ જીવોને કર્માનુસાર સત્ય ન્યાયથી ફળદાતા આદિ લક્ષણયુક્ત છે તેને જ પરમેશ્વર માનું છું.

૨-ચારે **"वेदो"** (વિદ્યા ધર્મયુક્ત ઈશ્વરપ્રણીત સંહિતા મન્ત્ર ભાગ)ને નિભ્રાંત સ્વતઃપ્રમાણ માનું છું. એ સ્વયં પ્રમાણરૂપ છે, કે જેનાં પ્રમાણ હોવામાં કોઈ અન્ય ગ્રંથની અપેક્ષા નથી. જેમ સૂર્ય કે પ્રદીપ પોતાના સ્વરૂપના સ્વતઃ પ્રકાશક હોય છે તેમ જ ચારે વેદ છે. અને ચારે વેદોના બ્રાહ્મણ, છ અંગ, છ ઉપાંગ, ચાર ઉપવેદ અને ૧૧૨૭ (અગિયાર સો સત્તાવીશ) વેદોની શાખા, કે જે વેદોના શાખા, કે જે વેદોના વ્યાખ્યાનરૂપ બ્રહ્માદિ મહર્ષિઓના બનાવેલા ગ્રંથો છો, તેને પરતઃ પ્રમાણ અર્થાત્ વેદાનુકૂલ હોવાથી પ્રમાણ અને જે એમાં વેદવિરુદ્ધ વચન છે તેને અપ્રમાણ કરું છું.

૩-જે પક્ષપાત રહિત, ન્યાયાચરણ, સત્યભાષણાદિ યુક્ત ઈશ્વરાજ્ઞા વેદોથી અવિરુદ્ધ છે તેને **ધર્મ** અને જે પક્ષપાત રહિત અન્યાયાચરણ મિથ્યાભાષણાદિ ઈશ્વરાજ્ઞા ભંગ વેદ વિરુદ્ધ છે તેને **અધર્મ** માનું છું.

૪-જે ઈચ્છા, દ્વેષ, સુખ, દુઃખ અને જ્ઞાનાદિ ગુણ યુક્ત અલ્પજ્ઞ નિત્ય છે તેને **जीव** માનું છું.

૫-**जीव** અને **ईश्वर** સ્વરૂપ અને વૈધર્મ્યથી ભિન્ન અને વ્યાપ્ય-વ્યાપક અને સાધર્મ્યથી અભિન્ન છે

અર્થાત્ જેવી રીતે આકાશથી મૂર્તિમાન્ દ્રવ્ય કદી ભિન્ન ન હતા, ન છે, ન થશે અને ન કદી એક હતા, ન છે, અને ન થશે. એ જ પ્રકારે **परमेश्वर** અને **जीव** ને વ્યાપ્ય-વ્યાપક, ઉપાસ્ય-ઉપાસક અને પિતા-પુત્ર આદિ સમ્બન્ધયુક્ત માનું છું.

૬-**अनादि पदार्थ** ત્રણ છે. એક ઈશ્વર, બીજો જીવ, ત્રીજી પ્રકૃતિ અર્થાત્ જગતનું કારણ; એમને નિત્ય પણ કહે છે. જે નિત્ય પદાર્થ છે, તેમના ગુણ, કર્મ, સ્વભાવ પણ નિત્ય છે.

૭-"**प्रवाहथी अनादि**"જે સંયોગથી દ્રવ્ય, ગુણ, કર્મ ઉત્પન્ન થાય છે તે વિયોગ પશ્ચાત્ નથી રહેતા, પરંતુ જેનાથી પ્રથમ સંયોગ થાય છે, તે સામર્થ્ય તેનામાં અનાદિ છે. અને તેનાથી કરી સંયોગ તથા વિયોગ પણ થશે. એ ત્રણેને પ્રવાહથી અનાદિ માનું છું.

૮-"**सृष्टि**"તેને કહે છે કે જે પૃથક્ દ્રવ્યોનું જ્ઞાન યુક્તિપૂર્વક મેળ થઈ અનેક રૂપ બનવું.

૯-"**सृष्टिनुं प्रयोजन**"એ જ છે કે જેમાં ઈશ્વરના સૃષ્ટિ નિમિત્ત ગુણ, કર્મ, સ્વભાવનું સાફલ્ય થવું. જેમ કોઈએ કોઈને પૂછ્યું કે નેત્ર શા માટે છે ? તેણે કહ્યું જોવા માટે. તેમજ સૃષ્ટિ કરવાને ઈશ્વરના સામર્થ્યની સફળતા સૃષ્ટિ કરવામાં છે અને જીવોનાં કર્મોનો યથાવત્ ભોગ કરવો આદિ પણ.

૧૦-"**सृष्टि सकर्तृक**"છે એનો કર્તા પૂર્વોક્ત ઈશ્વર છે. કેમકે સૃષ્ટિની રચના જોવાથી અને જડ પદાર્થોમાં આપોઆપ યથાયોગ્ય બીજાદિ સ્વરૂપ બનવાનું સામર્થ્ય ન હોવાથી "**सृष्टिकर्ता**" અવશ્ય છે.

૧૧-"**बन्ध**" સનિમિત્તક અર્થાત્ અવિદ્યાનિમિત્તથી છે. જે જે પાપકર્મ ઈશ્વર-ભિન્નો-પાસના અજ્ઞાનાદિ સર્વ દુઃખ ફળ કરવાવાળાં છે એટલા માટે **बन्ध** છે કે જેની ઇચ્છા નહીં અને ભોગવવાં પડે છે.

૧૨ - "**मुक्ति**"અર્થાત્ સર્વ દુઃખથી છૂટી બન્ધ રહિત સર્વવ્યાપક ઈશ્વર અને તેની સૃષ્ટિમાં સ્વેચ્છાથી વિચરવું, નિયત સમય પર્યન્ત મુક્તિના આનન્દને ભોગવી પુનઃસંસારમાં આવવું.

૧૩-"**मुक्तिसाधन**"ઈશ્વરોપાસના અર્થાત્ યોગાભ્યાસ, ધર્માનુષ્ઠાન, બ્રહ્મચર્યથી વિદ્યા પ્રાપ્તિ, આપ્ત વિદ્વાનોના સંગ, સત્યવિદ્યા, સુવિચાર અને પુરુષાર્થ આદિ છે.

૧૪-"**अर्थ**"તે છે કે જે ધર્મથી જ પ્રાપ્ત કરવામાં આવે અને જે અધર્મથી સિદ્ધ થાય છે તેને "**अनर्थ**" કહે છે.

૧૫-"**काम**"તે છે કે જે ધર્મ અને અર્થથી પ્રાપ્ત કરવામાં છે.

૧૬-"**वर्णाश्रम**" ગુણ, કર્મોની યોગ્યતાથી માનું છું.

૧૭-"**राजा**"તેને કહે છે કે જે શુભ ગુણ કર્મ સ્વભાવથી પ્રકાશમાન, પક્ષપાત રહિત, ન્યાયધર્મનો સેવી, પ્રજાઓમાં પિતૃવત્ વર્તે અને તેમને પુત્રવત્ માની તેમની ઉન્નતિ અને સુખ વધારવામાં સદા યત્ન કર્યા કરે.

૧૮-"**प्रजा**" તેને કહે છે કે જે પવિત્ર ગુણ, કર્મ સ્વભાવ ધારણ કરી પક્ષપાત રહિત ન્યાયધર્મના સેવનથી રાજા અને પ્રજાની ઉન્નતિની ચાહના થકી રાજવિદ્રોહરહિત રાજા સાથે પુત્રવત્ વર્તે.

૧૯-જે સદા વિચાર કરી અસત્ય છોડી, સત્ય ગ્રહણ કરે, અન્યાયકારીઓને હઠાવે અને ન્યાયકારીઓને વધારે, સ્વ આત્મા સમાન સર્વનું સુખ ઇચ્છે તે "**न्यायकारी**" છે. તેને હું પણ ઠીક માનું છું.

૨૦-"**देव**" વિદ્વાનોને, અને અવિદ્વાનોને "**असुर,**" પાપીઓને "**राक्षस,**" અને અનાચારીઓને "**पिशाच**" માનું છું.

૨૧-તે જ વિદ્વાનો, માતા, પિતા, આચાર્ય, અતિથિ, ન્યાયકારી, રાજા અને ધર્માત્મા જન, પતિવ્રતા સ્ત્રી, સ્ત્રીવ્રત અને પતિનો સત્કાર કરવો "**देवपूजा**" કહેવાય છે. એનાથી વિપરીત "**अदेवपूजा**", એમની મૂર્તિઓને પૂજ્ય અને ઈતર પાષાણાદિ જડ મૂર્તિઓને સર્વથા "**अपूज्य**"સમજું છું.

૨૨-"**शिक्षा**" જેથી વિદ્યા, સભ્યતા, ધર્માત્મતા, જિતેન્દ્રિયતાદિની વૃદ્ધિ થાય એ અવિદ્યાદિ દોષ છૂટે તેને શિક્ષા કહે છે.

૨૩- "**पुराण**" જે બ્રહ્માદિના બનાવેલાં ઐતરેયાદિ બ્રાહ્મણ પુસ્તક છે, તેમને જ પુરાણ, ઈતિહાસ, કલ્પ, ગાથા અને નારાશંસી નામથી માનું છું. અન્ય ભાગવતાદિને નહીં.

૨૪-"**तीर्थ**" જેનાથી દુ:ખસાગરથી પાર ઉતરાય કે જે સત્યભાષણ, વિદ્યા, સત્સંગ, યમાદિ, યોગાભ્યાસ, પુરુષાર્થ, વિદ્યાદાનાદિ શુભ કર્મ છે તેને તીર્થ સમજું છું. ઈતર જલસ્થલાદિને નહીં.

૨૫-"**पुरुषार्थ प्रारब्धथी श्रेष्ठ**" એટલા માટે છે કે જેથી સંચિત પ્રારબ્ધ બને છે. જેના સુધરવાથી સર્વ સુધરે છે અને જેના બગડવાથી સર્વ બગડે છે. એથી પ્રારબ્ધની અપેક્ષા પુરુષાર્થ શ્રેષ્ઠ છે.

૨૬-"**मनुष्य**" ને સર્વ સાથે યથાયોગ્ય સ્વાત્મવત્ સુખ-દુ:ખ, હાનિ-લાભમાં વર્ત્તવું શ્રેષ્ઠ અને અન્યથા વર્ત્તવું બુરું સમજું છું.

૨૭-"**संस्कार**" તેને કહે છે કે જેનાથી શરીર, મન અને આત્મા ઉત્તમ બને, તે નિષેકાદિ શ્મશાનાન્ત સોળ પ્રકારના છે, એને કર્ત્તવ્ય સમજું છું, અને દહન પશ્ચાત્ મૃતક માટે કાંઈ પણ ન કરવું જોઈએ.

૨૮-"**यज्ञ**" તેને કહે છે કે જેમાં વિદ્વાનોનો સત્કાર યથાયોગ્ય શિલ્પ અર્થાત્ રસાયન જે કે પદાર્થ વિદ્યા, તેથી ઉપયોગ અને વિદ્યાદિ શુભ ગુણોના દાન, અગ્નિહોત્રાદિ જેનાથી વાયુ-વૃષ્ટિ-જલ-ઔષધિની પવિત્રતા કરી, સર્વ જીવોને સુખ પહોંચાડવું છે, તેને ઉત્તમ સમજું છું.

૨૯-જેવી રીતે "**आर्य्य**" શ્રેષ્ઠ અને "**दस्यु**" દુષ્ટ મનુષ્યોને કહે છે તેમ જ હું પણ માનું છું.

૩૦ - "**आर्य्यावर्त्त**" દેશ આ ભૂમિનું નામ એટલા માટે છે કે એમાં આદિ સૃષ્ટિથી આર્ય લોકો નિવાસ કરે છે. પરંતુ એની અવધિ ઉત્તરમાં હિમાલય, દક્ષિણમાં વિન્ધ્યાચળ, પશ્ચિમમાં અટક અને પૂર્વમાં બ્રહ્મપુત્રા નદી છે. એ ચારેના મધ્યે જેટલો દેશ છે તેને "**आर्य्यावर्त्त**" કહે છે અને જે એમાં સદા રહે છે તેને પણ "આર્ય" કહે છે.

૩૧-જે સાંગોપાંગ વેદ વિદ્યાઓના અધ્યાપક, સત્યાચારનું ગ્રહણ અને મિથ્યાચારનો ત્યાગ કરાવે તે "**आचार्य्य**" કહેવાય છે.

૩૨- "**शिष्य**" તેને કહે છે કે જે સત્યશિક્ષા અને વિદ્યા ગ્રહણ કરવા યોગ્ય, ધર્માત્મા વિદ્યાગ્રહણની ઈચ્છા અને આચાર્યનું પ્રિય કરવાવાળા છે.

૩૩- "**गुरू**" માતા પિતા અને જે સત્યનું ગ્રહણ કરાવે અને અસત્યને છોડાવે તે પણ "ગુરૂ" કહેવાય છે.

૩૪- "**पुरोहित**" જે યજમાનના હિતકારી સત્યોપદેષ્ટા હોય.

૩૫- "**उपाध्याय**" તેને કહે છે કે જે વેદોનો એકદેશ અથવા અંગોને ભણાવતો હોય.

૩૬- "**शिष्टाचार**" જે ધર્માચરણ પૂર્વક બ્રહ્મચર્યથી વિદ્યાગ્રહણ કરી પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સત્યાસત્યનો નિર્ણય કરી, સત્યનું ગ્રહણ, અસત્યનો પરિત્યાગ કરવું છે. એ જ શિષ્ટાચાર અને જે એ કરે છે તે "શિષ્ટ" કહેવાય છે.

૩૭-પ્રત્યક્ષાદિ "**आठप्रमाण**" ને પણ માનું છું.

૩૮- "**आप्त**" જે યથાર્થ વક્તા, ધર્માત્મા, સર્વના સુખાર્થે પ્રયત્ન કર્તા છે તેને જ "આપ્ત" કહું છું.

૩૯- "**परीक्षा**" પાંચ પ્રકારની છે, તેમાંથી પ્રથમ જે ઈશ્વર તેના ગુણ, કર્મ, સ્વભાવ અને વેદવિદ્યા, ૨-પ્રત્યક્ષાદિ આઠ પ્રમાણ, ૩-સૃષ્ટિક્રમ, ૪-આપ્તોનો વ્યવહાર અને ૫-સ્વઆત્માની પવિત્રતા, વિદ્યા, એ પાંચ પરીક્ષાઓથી સત્યાસત્યનો નિર્ણય કરી સત્યનું ગ્રહણ અને અસત્યનો પરિત્યાગ કરવો જોઈએ.

૪૦-"**परोपकार**" જેથી સર્વ મનુષ્યોના દુરાચાર દુઃખ છૂટી, શ્રેષ્ઠાચાર અને સુખ વધે તે કરવાને પરોપકાર કહું છું.

૪૧- "**स्वतन्त्र परतन्त्र**" જીવ પોતાના કામોમાં સ્વતંત્ર અને કર્મફળ ભોગવવાને ઈશ્વરની વ્યવસ્થાથી પરતન્ત્ર, તેમજ ઈશ્વર પોતાના સત્યાચાર આદિ કામ કરવામાં સ્વતંત્ર છે.

૪૨- "**स्वर्ग**" નામ સુખવિશેષ ભોગ અને તેની સામગ્રીની પ્રાપ્તિનું છે.

૪૩- "**नर्क**" જે દુઃખ-વિશેષ ભોગ અને તેની સામગ્રીને પ્રાપ્ત થવું છે.

૪૪- "**जन्म**" જે શરીર ધારણ કરી પ્રગટ થવું. તે પૂર્વ પર અને મધ્ય ભેદથી ત્રણે પ્રકારના માનું છું.

૪૫- શરીરના સંયોગનું નામ "**जन्म**" અને વિયોગ માત્રને "**मृत्यु**" કહે છે.

૪૬- "**विवाह**" જે નિયમ પૂર્વક પ્રસિદ્ધિથી પોતાની ઈચ્છાથી પાણિગ્રહણ કરવું તે "વિવાહ" કહેવાય છે.

૪૭- "**नियोग**" વિવાહના પશ્ચાત્ પતિના મૃત્યુ પામવા આદિ વિયોગમાં અથવા નપુસંકત્વાદિ સ્થિર રોગોમાં સ્ત્રી, અથવા પુરુષ આપત્કાલમાં સ્વવર્ણ કે પોતાનાથી ઉત્તમ વર્ણસ્થ સ્ત્રી કે પુરુષ સાથે સન્તાનોત્પત્તિ કરવી.

૪૮- "**स्तुति**" ગુણકીર્તન શ્રવણ અને જ્ઞાન થવું, એનું ફલ પ્રીતિ આદિ થાય છે.

૪૯-"**प्रार्थना**" સ્વ સામર્થ્ય ઉપરાંત ઈશ્વરના સંબંધથી જે વિજ્ઞાન આદિ પ્રાપ્ત થાય છે, તેને માટે ઈશ્વર પાસે યાચના કરવી અને એનું ફલ નિરભિમાન આદિ થાય છે.

૫૦- "**उपासना**" જેવા ઈશ્વરના ગુણ, કર્મ, સ્વભાવ પવિત્ર છે તેવા પોતાના કરવા, ઈશ્વરને સર્વવ્યાપક પોતાને વ્યાપ્ય જાણી, ઈશ્વર સમીપ હું અને મારા સમીપ ઈશ્વર છે એવો નિશ્ચય યોગાભ્યાસથી સાક્ષાત્ કરવો એ ઉપાસના કહેવાય છે. એનું ફલ જ્ઞાનની ઉન્નતિ આદિ છે.

૫૧- "**सगुणनिर्गुणस्तुतिप्रार्थनोपासना**" જે-જે ગુણ પરમેશ્વરમાં છે તેનાથી યુક્ત અને જે-જે ગુણ નથી તેનાથી પૃથક્ માની પ્રશંસા કરવી "**સગુણ નિર્ગુણ-સ્તુતિ**", શુભ ગુણોના ગ્રહણની ઈચ્છા અને દોષ છોડાવવા માટે પરમાત્માની સહાય ચાહવી "**સગુણ નિર્ગુણ પ્રાર્થના**" અને સર્વ ગુણો સહિત સર્વ દોષોથી રહિત પરમેશ્વરને માની સ્વ આત્માને તેને અને તેની આજ્ઞાને અર્પણ કરી દેવો "**સગુણ નિર્ગુણોપાસના**" કહેવાય છે.

આ સંક્ષેપે સ્વસિદ્ધાંત દર્શાવી દીધા છે. એની વિશેષ વ્યાખ્યા આજ "સત્યાર્થ-પ્રકાશ"ના પ્રકરણ-પ્રકરણમાં છે તથા "**ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા**" આદિ ગ્રંથોમાં પણ દર્શાવી છે. અર્થાત્ જે-જે વાત સર્વના સામે માનનીય છે તેને માનું છું. અર્થાત્ જેમ સત્ય બોલવું સર્વની સામે સારું અને મિથ્યા બોલવું ખરાબ છે, એવાં સિદ્ધાંતોનો સ્વીકાર કરું છું. અને જે મત-મતાન્તરના પરસ્પર ઝગડા છે, તેને હું પ્રસન્ન નથી કરતો. કેમકે એજ **મતવાળાઓએ સ્વમતનો પ્રચાર કરી, મનુષ્યને ફસાવી, પરસ્પર** શત્રુ બનાવી દીધા છે. એ વાત કાઢી સર્વ સત્યનો પ્રચાર કરી, સર્વને એક મતના કરી, દ્વેષ છોડાવી પરસ્પરમાં દઢ પ્રીતિ યુક્ત કરાવી, સર્વથી સર્વને સુખ લાભ પહોંચાડવા માટે મારો પ્રયત્ન અને અભિપ્રાય છે. સર્વશક્તિમાન્ પરમાત્માની કૃપા, સહાય અને આપ્તજનોની સહાનુભૂતિથી "**આ સિદ્ધાંત સર્વત્ર ભૂગોળમાં શીઘ્ર પ્રવૃત્ત થઈ જાય**" જેથી સર્વ લોકો સહજે ધર્માર્થ-કામ-મોક્ષની સિદ્ધિ કરી સદા ઉન્નત અને આનન્દિત થતા રહે. એજ મારું મુખ્ય પ્રયોજન છે.

**अलमतिविस्तरेण बुद्धिमद्वर्य्येषु ॥**

**ओ३म् शन्नो मित्रः शं वरुणः । शन्नो भवत्वर्य्यमा ।**

**शन्न इन्द्रो बृहस्पतिः । शन्नो विष्णुरुरुक्रमः ॥**

**नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्मावादिषम् ।**

**ऋतमवादिषम् । सत्यमवादिषम् । तन्मामावीत् । तद्वक्तारमावीत् । आवीन्माम् । आवीद्वक्तारम् ।**

**ओ३म् शान्तिः शान्तिः शान्तिः ॥**

**॥ इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्याणां परमविदुषां श्री विरजानन्द- सरस्वतीस्वामिनां शिष्येण श्रीमद्दयानन्द सरस्वती स्वामिना विरचितः स्वमन्तव्यामन्तव्यसिद्धान्तसमन्वितः सुप्रमाणयुक्तः सुभाषाविभूषितः सत्यार्थ-प्रकाशोऽयं ग्रन्थः सम्पूर्त्तिमगमत् ॥**

★ ★ ★